## લવાજમ

(૧) લાઇબ્રેરીઓ, (૨)-સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતી શાળાઓના માસ્તરો, (૬) તળાટીઓ તથા (૭) માસિક રૂા. ૧૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂા. ૨-૦-૦ (પોસ્ટેજ સાથે.)

**ઉછરતી લાઈબ્રેરીઓને ખાસ બક્ષીસ:** નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) રાજ્યના આશ્રય વિનાની લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે. માત્ર પોસ્ટેજ-વગેરે ખર્ચના રૂા.૦-૬-૦. મોકલવા કૃપા કરવી. બીજા વર્ષમાં,રૂા ૦-૧૨-૦; ત્રીજામા રૂ. ૧-૪-૦.

અન્ય સર્વ માટે વર્ષ એકના રૂ ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)

છૂટક નકલના રૂ. ૦-૪-૦ ,,

મળવાનું ઠેકાણું—આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ, વસન્ત ઑફિસ—અમદાવાદ.

મુંબાઈના એજન્ટ—મેસર્સ એન. એમ. ત્રિપાઠી.—મુંબાઈ.

## નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે.

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૪ કોઇ પણ લેખનું અસલ લખાણ—એ લેખ "વસન્ત"માં દાખલ કરવાનો ઠરાવ કર્યો હોય કે ન હોય—પણ તે લેખકને પાછું મોકલવાને અમો બંધાતા નથી.

૫ કોઇ પણ માસનો અંક તે પછીના માસની આખરસુધીમાં પણ ન મળે તો ગ્રાહકે અમને તુરત લખી જણાવવાની કૃપા કરવી. પાછળથી એ અંક પૂરો પાડવાને અમે બંધાતા નથી

વ્યવસ્થાપક.

---

## નારીપ્રતિષ્ઠા.

(એ વિષયનું ઐતિહાસિક દર્શન.)

કર્તા—પ્રોફેસર આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ, એમ. એ. એલ્ એલ્ બી.)

વાંચવા વંચાવવાની તથા લાયબ્રેરીમાં રાખવાની સગવડ પડે તેટલા માટે છુટી નકલો.

| | |
|---|---|
| વસન્તના ગ્રાહકોને રૂ. ૦—૧—૦ | ટપાલ ખર્ચ અડધો |
| અન્યને રૂ. ૦—૨—૦ | આનો જુદું. |

મળવાનાં ઠેકાણાં—અમદાવાદ—વસન્ત ઑફિસ.

મુંબાઇ—એન. એમ ત્રિપાઠી કંપની કાળબાદેવી રોડ.

તથા પંડિત જયેષ્ઠારામ મુકુન્દજી સંસ્કૃત બુકસેલર્સ ઝવેરબાગ.

---

Reg No B 46.

# वसन्त.

इदं सत्य सर्वेषा भूताना मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमय पुरुषो यश्चायमध्यात्म सात्यस्तेजोमयोऽमृतमय पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेद सर्वम् ।

उपनिषद्

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्

વર્ષ ૭, અંક ૧. [ માસિક ] માઘ, સંવત્ ૧૯૬૪.

## વસંત-પ્રાર્થના

(૧)

વસંત ! વ્હેલી પધારજે !
તુજ મંજુ વાણુ વગાડજે !
તરુવૃન્દમાં,
ફુલવાડીમાં
પમરાટ તુજ પથરાવજે
કરજે નદીનીર નિર્મળાં
તરુ માત્ર ફળ ફુલે ભર્યાં
કોકિલના ટહુકાર આલમ આખામાં રેલાવજે
આમ્ર સૌન્દર્ય ઉછાળજે
ઉર-મુકુલને વિકસાવજે
તુજ મંત્રના,
ગમ તંત્રના
કે ગૂઢ પાઠ પઢાવજે
કરજે મનુજ ઉર નિર્મળાં,
[illegible]
- જાદુભર્યા તુજ ગીતથી જગ [illegible]



મુંબાઈ
[illegible]

નર્મદાશંકર બાળાશંકર.

મિ. ટિળકે જણાવ્યું છે કે આગલા જમાનામાં અંગ્રેજ અમલદારોને દેશની માહિતી થોડી હતી અને તે મેળવવા માટે તેઓને દેશીઓ સાથે ભળતા રહેવાની અને તેઓની સલાહ લેવાની જરૂર પડતી; અત્યારે એ સ્થિતિ બદલાઈ ગઈ છે; માટે જે સંબન્ધ પૂર્વે સ્વાર્થ માટે જરૂરનો હતો તે હવે કાયદાથી ફરજિયાત કરવો અને દેશનાં નાણાંના વહીવટ ઉપર છેક તાલુકા બોર્ડથી માંડીને લોકને સત્તા આપવી. તે શિવાય સત્તાવિભાગના બીજા બધા પ્રયત્ન વ્યર્થ છે —" the mere shifting of the centre of power and authority from one official to another is not calculated to restore the feelings of cordiality " એમ સર ફીરોઝશાહની માફક મિ. ટિળક પણ કહે છે. હજી લોક લાયક નથી ઇત્યાદિ કારણ બતાવીને આ કામમાં જે આંચકો ખાવામાં આવે છે તે સંબન્ધમાં મિ. ટિળક એક ખરા 'લિબરલ'ને શોભતા શબ્દોમાં પોતાનો સિદ્ધાન્ત જણાવે છે— ' I think it should be the aim of the British administration to educate the people in the management of their own affairs, even at the cost of some efficiency and *without entertaining any misgiving* regarding the ultimate growth and result of such a policy. "

અત્રે ઇટાલિકમાં છાપેલા-' કાંઈ પણ શકા રાખ્યા વિના '—એ શબ્દમાં જ મ્હોટા મનના અને સાંકડા વિચારના રાજ્યતન્ત્રી વચ્ચેનો સઘળો ભેદ સમાએલો છે, અને જ્યાં સુધી આપણા રાજ્યાધિકારીઓ એ મહામન્ત્ર દિલમાં નહિ ધરે ત્યાં સુધી તેઓને હાથે દેશનું ખરેખરૂં કલ્યાણ કરી શકે એવી કોઈ પણ મ્હોટી યોજના સિદ્ધ થવાની નથી.

કમિશન સમક્ષ ' ગ્રામપંચાયત '–નો મ્હોટો પ્રશ્ન આવી રહેલો છે; અને તેઓને સ્થળે સ્થળે ઘણા અમલદારો તરફથી એમ કહેવામાં આવ્યુ છે કે ગામડામાં માંહોમાંહેના વિરોધો એટલા બધા છે કે ગ્રામપંચાયતને સત્તા આપવી એ સલાહ ભરેલું નથી. આ બાબત કમિ- પ્રજાના અગ્રણીઓનો મત પણ જાણવા માગે છે અને તેઓની સખ્ત ઉલટપાલટ પાસ કરે છે. મિ. ટિળકનુ તેમ જ મિ. ગોખલેનું એમ કહેવું છે કે ગામડામાં પરસ્પર કલહ જોવામાં આવે છે ખરા, પણ તે વિષે સરકાર આગળ અતિશયોક્તિ કરવામાં આવેલી છે. મિ. ટિળક આવે ખરે પ્રસંગે કેસ ' ટ્રાન્સ્ફર ' કરવાની—પક્ષપાત વગેરેના ખરા ભયને પ્રસંગે હાલ એક માજિસ્ટ્રેટ પાસેથી બીજા માજિસ્ટ્રેટ પાસે કામ લઇ જવામાં આવે છે તેમ કરવાની—એમ, દાખલા, ફરમાવતુ કહે છે. મિ. દયારામ ગિદુમલ પંચા-યતોના ત્રણ વર્ગ પાડે છેઃ કેટલાંક ગામમાં અમુક નાતોના કે કોમોના ઝઘડા છે ત્યાં ગ્રામપંચાયતની સંસ્થા દાખલ ન કરવી; પણ કેટલાંક ગામડાં જ્યાં આવા વિરોધનો ગન્ધ પણ નથી તે તો સ્પષ્ટ ગ્રામપંચાયતને લાયક છે અને ત્યાં આ યોજના દાખલ કરવી જ જોઇએ; અને બાકીને ઠેકાણે આ પ્રયોગ અજમાયશ ઉપર મૂકવો એમ એમનો અભિપ્રાય છે.

મિ. દયારામ જેમ અન્તર્વિરોધનું તત્ત્વ ધ્યાનમાં લઇ અમુક ગામો માટે જ આ યોજના અમલમાં મૂકવા કહે છે, તેમ એ પંચાયતના ચુકાદા ઉપર સરકારી ન્યાયની કચેરીમાં અપીલ કરવાની પણ સત્તા આપે છે. મિ. ગોખલે તેમ કરતા નથી—અને તે અન્તર્વિરોધની વા ઘણે ભાગે અતિશયોક્તિવાળી માને છે એટલું જ નહિ, પણ સ્પષ્ટ બતાવે છે કે જ્યાં પા

કે સાત માણસોની નીમણૂક થવાની છે ત્યાં એક જ પક્ષના સઘળા માણસો હોય એમ બનવાનો સંભવ થોડો છે—છતાં કોઇક સ્થળે કમનસીબે તેમ થઇ જાય તો યાદ રાખવું કે જગતમાં ન્હાના ન્હાના અન્યાય ઘણા થાય છે અને પ્રજાનું રાષ્ટ્રીય જીવન બલિષ્ઠ થાય એ લાભ ખાતર થોડો ઘણો અન્યાય પણ કેટલાક વખત માટે સહન કરી લેવો જોઇએ. આ સ્થળે એક બાબત નોંધવા જેવી છે કે મિ. દયારામ, મિ. ટિળક અને મિ. ગોખલે ત્રણેના મતમાં, ગ્રામપંચાયત આગળ વકીલોને દાખલ કરવા એ અનિષ્ટ છે.

આપણા દેશભક્તોના વિચારોની ઉપર પ્રમાણે સામાન્ય રૂપરેખા દર્શાવીને, હવે મિ. ગોખલેએ તૈયાર કરેલી યોજના વિગતવાર વાચક આગળ મૂકીએ.

મિ. ગોખલે આરંભમાં જ જણાવે છે કે સરકારે કરવા ધારેલા સત્તાવિભાગનો અર્થ એટલો જ હોય કે હાલ જે સત્તા હિન્દી સરકારના હાથમાં છે તેમાંની કેટલીક ઇલાકા સરકારના અને ઇલાકા સરકારની કેટલીક સત્તા કલેક્ટરોના હાથમાં આપવી—તો તો આવી (*'petty despotisms'*) ક્ષુદ્ર આપખુદી સત્તાઓ ઉત્પન્ન થાય જ નહિ તેમાં જ સારૂં છે. સત્તાવિભાગ જોઇએ તે તરેહનો થવા માટે નીચેની ત્રણ બાબતો જરૂરની છે: (૧) દરેક પ્રાન્તમાં રાજ્યવહીવટ ગવ્હર્નર અને કાઉન્સિલ મળીને કરે. (૨) દરેક પ્રાન્તના બજેટની ત્યાંની ધારાસભા, જે હાલના કરતા વધારે પ્રતિનિધિરૂપ બનશે એમ આશા છે, તેમાં પુષ્કળ ચર્ચા થાય; અને બજેટ ઉપર ત્યા સુધારા મૂકી શકાય; તથા છેવટે ધારાસભામાં બજેટ પાસ કરાવવુ પડે. (૩) પ્રજા તરફથી પસંદ થએલા સભાસદો પૈકી ⅓ ની માગણી ઉપરથી કોઇ પણ પ્રશ્ન પ્રેસિડન્ટદ્વારા સભા આગળ ઉપસ્થિત કરી શકાય.

સત્તાવિભાગની યોજનાના મિ. ગોખલે બે ભાગ પાડે છે—

(૧) દ્રવ્ય સંબન્ધી; અને (૨) સામાન્ય વહીવટ સંબન્ધી.

(૧) તેમાં પ્રથમ વિષય વિષે બોલતાં, અફીણ, મીઠું, કસ્ટમ, કર, સ્ટાંપ, રજિસ્ટ્રેશન, દેશી રાજ્યની ખંડણી, ટપાલ, તાર, ટંકશાળ, રેલવે, અને મ્હોટા પાણી કામ—એટલી બાબતનાં ઉપજ ખર્ચ મિ. ગોખલે વડી સરકારને હસ્તક રાખે છે; અને એમાં પડતી ખોટ પ્રાન્તિક સરકાર પૂરી કરે, અને દર પાંચ દસ વર્ષે એની રકમ ઠરાવાય એમ સૂચવે છે. એકાએક બારે જરૂર પડે તો વ્હાઇસ્રૉય નક્કી કરેલી રકમમાં ફેરફાર કરી શકે, અને એ સ્હામે પ્રાન્તિક સરકારને સેક્રેટરિ ઑફ સ્ટેટ આગળ અપીલ કરવાનો હક. પ્રાન્તિક સરકારને કર નાંખવાની કે નાણાં વ્યાજે ઉપાડવાની સત્તા નહિ. જમીનનો કર વધારવો હોય તો તે કરની યોજના (રિવિઝન સેટલમેંટ) પ્રાન્તિક ધારાસભામાં ચર્ચા થયા પછી જ પસાર થઇ શકે.

(૨) વહીવટની બાબતમાં નીચેનાં ખાતાં વડી સરકારના તાબામાં રાખવાં: ભૂદળ (જમીન-પરનું લશ્કર) અને જળદળ (નૌકાસૈન્ય); પરરાજ્ય સાથેનો વ્યવહાર; સિક્કા, કસ્ટમ, ટપાલ, તાર, રેલવે, સામાન્ય કર, અને કાયદા.

*ગ્રામપંચાયત—આપણા ઇલાકાના અંગ્રેજી રાજ્યમાં ૨૬૦૦૦ ગામ છે; તેમાંનાં ૧૯૦૦૦* ની વસ્તી કરતાં ઓછી છે. ૫૦૦૦ ની ૫૦૦ અને ૧૦૦૦ વચ્ચે છે; અને બાકીનાંની તેથી

ઉપર છે પાચસો કરતા વધારે વસ્તીવાળા ગામમા મુખી પટેલ ગો સદારો ઋને મુનસફ અને ગામનો મુખી પાચ સાત જણનુ
સલાહકાર (Conciliator* સંપસંપાદક—) અને બીજા થોડાક માણસે
પચ નીમવુ પચે કરવાના કામ નીચે પ્રમાણે —

(૧) પચાસ રૂપીઆ સુધીના સાદા (રૂપીઆના) દાવા પચ ચૂકવે અનોની પક્ષપાત કે દગા શિવાયના કામમા અપીલ નહિ રૂપીએ આનો બે તે ઉપર બારે મનો વેરો અને સ્ટાપ ફર કાઢી નાખવો

(૨) દસ રૂપીઆ સુધીની ચોરી, સાદી વ્યથા, ગાળમગાળી, ગદવાડ વગેરે ગુન્હા

(૩) ગામના બાધકામ

(૪) ગામને લગતા ન્હાના જગલોનો વહીવટ

(૫) તકાવી વહેંચણી

(૬) દુકાળ અને મરકીને લગતા ઉપાયો લેવા

(૭) ગામનુ પાણી અને આરોગ્યના સાધન બાબત દેખરેખ,

(૮) નિશાળની હાજરી ઉપર દેખરેખ

(૯) ઢોરના ડબ્બાનો વહીવટ

ખર્ચ માટે જોઇતા નાણા—તાલુકા બોર્ડ પાસેથી મળે તે ઉપરાત—દીવાની કામમા ઉપર બતાવેલી રીતે લીધેલુ ખર્ચ સ્થાનિક ફંડ ગામના જગલની પેદાશ અને ઢોરના ડબ્બાની પેદાશ શરૂઆતમા આ બધી બાબતની દેખરેખ રાખવા માટે એક સરકારી અમલદાર નીમવો

તાલુકા બોર્ડ—લોકપસદગીથી જ મેમ્બરો નીમવા

હાલ એવો રિવાજ ચાલે છે કે લોકલ ફડની એક આની લેવાય છે તેમાથી ડિસ્ટ્રિક્ટ (જિલ્લા) બોર્ડ નિશાળ અને ઇસ્પિતાળનુ ખર્ચ જુદુ કાઢી બાકી રહેલી રકમમાથી રહુક પોતે રાખે છે અને બાકીનુ પોતાની ઇચ્છા મુજબ તાલુકા બોર્ડને આપે છે જિલ્લા બોર્ડની આ સત્તા તાલુકા બોર્ડને આપવાનુ મિ ગોખલે સૂચવે છે અને જિલ્લા બોર્ડને પ ની નાણાની ખોટ પ્રાન્તિક સરકાર પૂરી પાડે એમ ઇચ્છે છે અને આ માટે એકસાઇસ આબકારી વગેરે જકાત નો ⅙ ભાગ પ્રાન્તિક સરકારે જુદો કાઢવો એમ ભલામણ કરે છે એક આની લોકલ ફડનો ધારો દાખલ થયો તે પહેલા એક્સાઇસ ઉપજ ઉપર જ ડિસ્ટ્રિક્ટ બોર્ડનુ પૂર્વોક્ત ખર્ચ પડતુ એટલે આ ભલામણ સ્વીકારવામાં વાધો હોવો ન જોઇએ એમ મિ ગોખલે બતાવે છે

મ્યુનિસિપૅલિટિઓ—પણ એ જ રીતે લોકના પ્રતિનિધિઓની જ બનાવવી અને અમુક બાબતમા સરકારની સલાહ અને ચેતવણી ન માને તો થોડાક વખત માટે એ મ્યુનિસિપૅલિટિને બરતર્ફ કરીને તેને ઠેકાણે સરકારે સભાસદો નીમવા પણ મ્યુનિસિપૅલિટિએ સારુ કામ કરે તે માટે સરકારે જોઇતી નાણાની મદદ આપવી

* 'દક્ષ્ખણ ખેડૂત સંકટ નિવારક' કાયદાની રૂએ ખેડૂત અને લેણદાર વચ્ચે બાજ્ઝધ કરવા માટે આવા અધિકારીઓ નીમાય છે

ડિસ્ટ્રિક્ટ બોર્ડ—માં કલેક્ટર પ્રેસિડન્ટ હોય તથા કેળવણી ખાતાનો ઇન્સ્પેક્ટર, સિવિલ " " તથા એક્ઝિક્યુટિવ એન્જિનિયર મેમ્બરોમાં હોય એમ મિ. ગોખલે ઇષ્ટ માને છે. તે ઉપરાંત સરકારી પેન્શનરો ( રૂ. ૭૫ ઉપરના ) રૂ. ૨૦૦ ઉપરાંત વીઘોટી ભરનાર જમીનદારો, અને રૂ. ૨૦૦૦ ઉપરની રકમનો ઇન્કમટેક્સ ભરનાર વેપારીઓ તથા પાંચ વર્ષ ઉપરાંતના જૂના ગ્રેજ્યુએટો—એઓ જે પાંચ છ મેમ્બર પસંદ કરે તે; તથા દરેક તાલુકા બોર્ડ તથા ન્હાની મ્યુનિસિપૅલિટિઓ તરફથી એક એક મેમ્બર; અને જિલ્લાની મ્યુનિસિપૅલિટિ તરફથી બે—કુલ મેમ્બરો પૈકી ⅓ સરકારના નીમેલા અને ⅔ ઉપર પ્રમાણે લોકની પસંદગીના.

ડિસ્ટ્રિક્ટ કાઉન્સિલ—જિલ્લા બોર્ડ ઉપરાંત, એક સલાહકાર મંડળ સ્થાપવાની મિ. ગોખલે ભલામણ કરે છે. અને કયી કયી બાબતમાં કલેક્ટરે એની સલાહ પ્રમાણે જ ચાલવું જોઇએ, ઇત્યાદિ વિગતવાર બતાવે છે.

કલેક્ટર સમક્ષ આવતી બાબતોના ચાર વિભાગ પાડી શકાય—

(૧) 'કૉન્ફિડેન્સ્યલ' યાને ગોપ્ય—ગુપ્ત રાખવા યોગ્ય બાબતો.

(૨) ઇલાકા સરકારને પૂછીને કરવા જેવી બાબત પણ જે બાબતમાં જિલ્લાના સલાહકાર મંડળનો અભિપ્રાય સરકાર આગળ મૂકવા જેવો.

(૩) સલાહકાર મંડળની સંમતિથી કલેક્ટરે પોતે કરી દેવા જેવી; અને જે બાબત માત્ર મતભેદને પ્રસંગે જ સરકાર આગળ મૂકવા જેવી.

(૪) સલાહકાર મંડળના અભિપ્રાયથી વિરુદ્ધ પડીને પણ કલેક્ટરે સ્વતન્ત્રતાથી કરવા જેવી.

એમાંની (૧) વર્ગની બાબતો તો સલાહકાર મંડળ આગળ મૂકવાની નહિ જ.

પણ (૨) વર્ગમાં નીચેની બાબતો આવી શકે કાયદા સંબન્ધી સૂચના; જમીનનો કર વધારવા ઘટાડવાની સૂચના; પીઆવો વધારવા ઘટાડવાની સૂચના; અમુક વખતે જમીન મહેસૂલ માફ કરવાની ભલામણ, નવી મ્યુનિસિપૅલિટિઓની સ્થાપના; પાસ થએલા કાયદા નવા જિલ્લાઓને લાગુ કરવા; ખાસ દંડ રૂપે પોલીસ ચોકી નાંખવી, તથા નવી જગ્યાઓ કાઢવી.

(૩) વર્ગમા નીચેની બાબતો આવે:—દારૂનાં પીઠાં ઉઘાડવાં કે બંધ કરવાં; જમીન મહેસૂલ મુલ્તવી કરવી; ખેતીની જમીન ઉપર મકાન બાંધવા માટેનો દંડ લેવો; શહેરની સફાઈ બાબત સૂચના કરવી; જંગલમાંથી સ્થાનિક ઉપયોગ માટે લાકડાં ઘાસ વગેરે લેવાનો બન્દોબસ્ત કરવો; નવી નિશાળો ઉઘાડવી કે જૂની બંધ કરવી; ગામપંચ તથા ગામ મંડળીઓ સ્થાપવી; ગામપંચાયત, મંડળીઓ, તાલુકા બોર્ડ, મ્યુનિસિપૅલિટિ વગેરેને થોડાક વખત માટે રદ્દ કરવાં; માજિસ્ટ્રેટની બેન્ચો નીમવી; મેળા વરઘોડા સરઘસ વગેરેના નિયમો ઘડવા; નાની ઉમરના માણસોની મિલ્કતનો વહીવટ કરવા બાબત કોર્ટ ઑફ વૉર્ડ નામની સંસ્થા છે તે લાગુ કરવી.

(૪) વર્ગમાં—પ્લેગ કૉલેરા વગેરે રોગો માટે અગાઉથી ઉપાયો લેવા; સુલેહ જાળવવી; તથા દુષ્કાળસંકટનિવારણનાં પગલાં ભરવાં.*

આ પ્રમાણે આપણા અગ્રણી દેશભક્તોએ ડિસેન્ટ્રલાઇઝેશન' કમિશન આગળ પોતાના વિચારો રજુ કર્યા—તે વાંચી આપણા પ્રજા તરીકેના હકનું આપણને તીવ્ર ભાન થાય એ સ્વાભાવિક છે. પણ એ વિચારો દર્શાવવામાં તેઓએ આપણા ઉપર કેટલો વિશ્વાસ મૂકયો છે એ વિષે પણ આપણે મનન કરવું જોઇએ. ગ્રામપચની સંસ્થા દાખલ થવી જોઇએ એમ સરકારના મ્હોટા મ્હોટા અમલદારોનો પણ મત છે; અને જો કે કેટલાક અમલદારો આ બાબતમાં વિરુદ્ધ પડવા છે—તથાપિ પરિણામે એ સંસ્થા થોડે ઘણે ઠેકાણે, અને થોડા ઘણા નિયન્ત્રણ સાથે પણ, અજમાવવાની કમિશન તરફથી ભલામણ થશે એમ સંભવ લાગે છે. એ અજમાયશની ફતેહમન્દી મિ. ગોખલે કે મિ. ટિળકની દલીલો ઉપર આધાર રાખનાર નથી: એ તો વસ્તુત આપણી એ સંસ્થા માટે યોગ્યતા કેટલી છે એ ઉપર જ ટકી રહેશે. અને તે જ પ્રમાણે તાલુકા બોર્ડ વગેરે સંસ્થાનુ પણ સમજવું. ખરી વાત છે કે સરકાર અનુદારતાથી અને બ્હી બ્હીને લોકહક સ્વીકારે છે, પણ તે સાથે એ પણ ખરૂં છે કે આપણા અગ્રણીઓ વર્તમાનની વાસ્તવિક સ્થિતિ કરતા ભવિષ્યની સાધ્ય સ્થિતિ ઉપર—real કરતાં ideal ઉપર—વિશેષ લક્ષ રાખીને બોલે છે. એ બોલવુ અમે ભૂલ ભરેલું કે અપ્રામાણિક ગણતા નથી—કારણ કે જગતનો સુધારો હમેશા ભવિષ્યને વર્તમાન કરવામાં, 'નથી' તેને માની લઇને 'છે' કરવામા જ રહેલો છે. પરન્તુ એ ભવિષ્યને વર્તમાન કરવાનો—'નથી'ને ખરેખર 'છે' કરવાનો—ખરા જોરથી પ્રયત્ન ન થાય ત્યાં સુધી 'નથી' તે નથી જ રહેવાનું. આપણામા કુસંપ છે અજ્ઞાન છે નિર્બળતા છે એ વસ્તુસ્થિતિ બદલવાનો માર્ગ સંપ [illegible] અને બળની ભાવનાનુ પરિશીલન કરવુ એ છે આપણી અધમતાનુ માત્ર પુનઃ પુન[illegible]ણ કરવાથી આપણુ શ્રેય નથી એ ખરૂ, પણ તે સાથે, આપણે જાતે કાંઈ કરવાનું રહેતું [illegible]થી એ સમજણ પણ વિનાશકારક છે. માટે એક પાસથી મિ. ગોખલે વગેરેને આપણે અનુમોદન આપવુ જોઇએ, તેમ બીજી પાસથી એમનુ બોલ્યુ ખરૂ પાડવા માટે આપણે જાતે પ્રયત્નો કરવા જોઇએ. એ પ્રયત્નો શા શા કરવા, અને તે કરવાની કોની કોની ખવિશેષ ફરજો છે એ વિષે અમે આવતા અકમા ચર્ચા કરીશુ

---

* આ લેખ માટે બહુ જરૂરની નહિ એવી વિગત પણ પૂરેપૂરી નોંધી છે તે—મિ. ગોખલે જેવા, રાજ્યવહીવટમાં જેમણે કદી પણ સાક્ષાત્ ભાગ લીધો નથી તેવા, માણસે રાજ્યવહીવટના પ્રશ્નનો કેવી સૂક્ષ્મતાથી અભ્યાસ કર્યો છે એ બતાવવાના તથા પ્રજાએ દેશનું તન્ત્ર ચલાવવામાં ભાગ લેવો હોય તો કેવા કેવા વિષયો હાથમાં લેવા જોઇએ એનું દિગ્દર્શન કરાવવાના હેતુથી

# *નારી-પ્રતિષ્ઠાઃ એ વિષયનું ઐતિહાસિક દર્શન

'નારી-પ્રતિષ્ઠા એ વિષયનું ઐતિહાસિક દર્શન'—એ મ્હારા વિષયનું સંપૂર્ણ મથાળું છે વિષય કેવો વિશાળ છે તથા એનું પૂરેપૂરૂં નિરૂપણ કરવું કેવું કઠિન છે એ હું જાણું છું છતાં એ વિષય ઉપર બે બોલ બોલવાની મ આજ હિંમત ધરી છે ભક્તજનો જ્યારે ભગવાનના ચરિત્રો ગાય છે ત્યારે તેઓ પોતાની વાણીની નિર્બળતા સારી રીતે સમજે છે તથાપિ તેઓ પોતાના કાર્યમા પ્રવૃત્ત થતા અચકાતા નથી—તે એમ સમજીને કે ભગવાનના નામસંકીર્તન માત્રથી પણ પોતાની વાણી પવિત્ર થશે કાંઇક એવા જ ભાવથી મેં પણ આજનો વિષય પસંદ કર્યો છે યદ્યપિ હું જાણું છું કે કાનના સમયને લીધે તેમ જ શ્રોતાજનો વિવિધ કક્ષાની જ્ઞાનસામગ્રીવાળા હોવાથી હું આ વિષયનું સન્તોષકારક નિરૂપણ તો નહિ કરી શકું, તથાપિ આજકાલ દેશનું આત્મમાન સૂચવતી "સ્વરાજ્ય અને સ્વદેશી' ની વીર હાક ચોપાસ વાગી રહી છે તે વચ્ચે થઇને આવતો હિન્દની અબલાનો રોઈ રોઈ બેશી ગએલો સાદ પણ આપણે જરા વિશેષ કર્ણ દઈ સાંભળવો જોઇએ—એટલો વિચાર હું આપના મનમા ઉપજાવી શકું તો હું ધારું છું કે મ્હારો શ્રમ સફલ ગણાશે

આપમાના ઘણાકને વિદિત હશે કે ઓગણીસમી સદીએ પ્રમાણપદ્ધતિમા જે મ્હોટી શોધ કરી છે તે એ છે કે—હર કોઈ નિર્ણય એક કરતા વધારે દૃષ્ટિબિન્દુથી અવલોકીને કરવામા આવે ત્યારે જ તે યથાર્થ થાય છે Philosophy (તત્ત્વવિચાર) ની apriori (સ્વતન્ત્ર) પદ્ધતિની સાથે Science અર્થાત્ અવલોકન યાને અનુભવ, અને History એટલે કે ઇતિહાસ, એ બેની પદ્ધતિ ભળે છે–કોઈ નહિ તો એમનું 'મતું અને બીજા બેની 'સાખ' થાય છે—ત્યારે જ કોઈ પણ સત્યનું પ્રમાણપત્ર વિશ્વાસયોગ્ય બને છે ફ્રચ રેવોલ્યૂશન વખતે જ્વાળામુખીની જ્વાળા માફક બહાર નીકળી આવેલો મનુષ્યના'સમાન હક્કનો સિદ્ધાન્ત જેટને અંશે પાછળથી Science અને Historyથી વિરુદ્ધ જણાયો તેટલે અંશે તે પાછો શમી ગયો તે જ પ્રમાણે, સ્ત્રીપુરુષના સમાનહક્કનો સિદ્ધાન્ત પણ Scientific દૃષ્ટિએ, એટલે કે સ્ત્રીઓ અને પુરુષોનું શારીરિક માનસિક નૈતિક અને આધ્યાત્મિક બંધારણ જોતા, કેટલો યથાર્થ છે એ જ્યા સુધી નક્કી ન થાય, તથા જગતના ઇતિહાસમા સ્ત્રીની પ્રતિષ્ઠા કેવી ગણાઈ છે એ વિષે ઐતિહાસિક સિંહાવલોકન કરવામા ન આવે, ત્યા સુધી સ્ત્રીઓની પદવી અને સ્ત્રી-પુરુષના સમાન હક્કની સઘળી વાત નવી પ્રમાણપદ્ધતિમા કેળવાએલી બુદ્ધિને ગ્રાહ્ય થવી મુશ્કેલ છે આ Scientific investigation (શાસ્ત્રીય પર્યાલોચન) અને Historical survey (ઐતિહાસિક દર્શન) એ બે અંગોમાનું એક જે શાસ્ત્રીય પર્યાલોચન તે ગુજરાતના વિચારક–સુધારક પ્રિયવદાકાર મહૂંમ મણિલાલ નભુભાઈએ વીશેક વર્ષ ઉપર "નારીપ્રતિષ્ઠા" એ નામના પોતાના એક લઘુ પણ અર્થગંભીર લેખમા સૌથી પહેલું અને છેલ્લું કર્યું હતું પણ એનું બીજું અંગ જે ઐતિહાસિક દર્શન તે હજી સુધી જોઇએ તેવું થયું જણાતું નથી બેશક, પ્રાચીન હિન્દની મહિલાઓનું માહાત્મ્ય દર્શાવનારા ન્હાના-મ્હોટા

---

* અમદાવાદમાં સૌ. વિદ્યા બ્હેનના પ્રમુખપણા નીચે સ્ત્રીબોધ–જ્યુબિલિને અંગે આપેલું ભાષણ

ઘણાં પુસ્તકો રચાયા છે, પરતુ તે જ સમયમાં જગતના બીજા દેશોમાં સ્ત્રીઓની પ્રતિષ્ઠા કેવી હતી એમા આપણા પ્રાચીન અને અર્વાચીન વિચાર અને રિવાજને મળતુ અગર તેથી ઉલટુ શુ શું જોવામા આવે છે એ સબન્ધી કાઈ જ લખાએલુ જાણ્યામા નથી; તેમ આપણા દેશના વિચારનો ઇતિહાસ પણ પદ્ધતિસર થોડો જ આલેખાએલો છે. ખરૂ જોતાં તો પુસ્તક રૂપે ચર્ચવા જેવો આ વિષય છે, અને તે એક પ્રાસગિક ભાષણમા સમાવવો અશક્ય છે, તથાપિ એ નવા માર્ગ વિષે આપના હૃદયમા હુ કાઈક કુતૂહલ ઉપજાવી શકુ અને એ દિશામા કેવુ કેવુ વિચારવા જેવુ છે એ વિષે થોડુક સૂચન આપી શકુ તો ઠીક—એમ ધારી હુ આ પ્રયત્ન કરૂ છુ.

આટલો ઉપોદ્ઘાત કરીને હવે હુ મ્હારા વિષય ઉપર આવુ છુ.

આપણો અતિપ્રાચીન ( Prehistoric ) ઇતિહાસ ગમે તે કાળનો હો અને તે ઘણો જ જૂનો છે એમ મ્હારૂ પણ માનવુ છે, પણ જ્યારથી આપણો પ્રાચીન ઇતિહાસ શરૂ થાય છે ત્યાર પહેલા મિસર ( ઇજિપ્ટ ) અને આસીરિયા ખાલ્ડીઆના સુધારા તો લગભગ ખતમ થઈ જવા આવ્યા હતા,—અને આપણે કાળની મર્યાદાને લીધે વિષય ટુકાવવો છે—તેથી એ દેશોના ઇતિહાસ ઉપર આપણે થોડુ જ ધ્યાન આપીશુ. માત્ર એટલુ નોંધીશું કે પ્રાચીન ઇજિપ્ટમા સ્ત્રીને પુરુષની સમાન ગણી હતી સ્ત્રીને રાજ્યપાટનો અધિકાર હતો અને તેથી કેટલીક વખત રાજકીય મુશ્કેલીઓ ઉત્પન્ન થતી તો પણ એ અધિકાર બધ કરવામા આવ્યો નહતો અને ઘરમા તો એનું એટલુ બધુ માન હતુ કે પુરુષ એનો અતિથિ ('privileged guest') ગણાતો એમ કહીએ તો ચાલે. વળી સને ૧૯૦૧–૦૨ ના ડિસેંબર જાનેવારી માસમા ઈ. સ. પૂર્વે ૨૩૦૦ વર્ષ ઉપર થએલા એક બાબિલનના રાજાનો લેખ જડ્યો છે એમા એ રાજાના કાયદાની જે નોંધ છે તેમા સ્ત્રીના વારસા સબન્ધી છૂટા છૂટકા સબન્ધી તેમ જ સ્ત્રીધન અને ભરણપોષણ સબન્ધી ઘણા સૂક્ષ્મ નિયમો આપ્યા છે. એમા પણ સ્ત્રીપ્રત્યે બહુ ન્યાયબુદ્ધિ દાખવેલી જોવામાં આવે છે. પરતુ આનુ વિવેચન બહુ કાળ લે એ માટે એ છોડી દઈ,—સ્વદેશી અને વિદેશી નારીપ્રતિષ્ઠાનુ સ્વરૂપ જાણી લઈ સર્વદેશી નારીપ્રતિષ્ઠાનું સ્વરૂપ નક્કી કરવા માટે જોઈતા ઐતિહાસિક સાધનો ( Historical materials ) હુ નીચેના ચાર ભાગમા જ ગોઠવીશ *

(૧) ગ્રીક ભાવના

(૨) રોમન ભાવના.

(૩) એ બે ભાવના સાથે સંબન્ધમાં આવ્યા પછી યાહુદી ભાવનામાંથી બનેલી ક્રિશ્ચન ભાવના.

અને છેવટે—

(૪) આપણા દેશની મૂળ ભાવના અને એનો પાછળથી ચાલેલો ઇતિહાસ.

---

* લેખ તૈયાર કરવામા કાળનો સકોચ પડવાથી ઈરાન અરબસ્તાન અને ચીનની નારીપ્રતિષ્ઠાનુ નિરૂપણ હુ દાખલ કરી શક્યો ન હતો, અને મૂળ રૂપમા જ લેખ પ્રસિદ્ધ કરવો યોગ્ય લાગવાથી એ ખામી અત્યારે પૂરતી નથી.

## ૧.

ગ્રીસની નારીપ્રતિષ્ઠાના ઇતિહાસમાં પ્રથમ વિચારવાનાં હોમરનાં કાવ્યો છે. એ આલાપો આપણા વેદના સંહિતાકાલ પછી તુરત જ સંભળાવા લાગે છે. એમાં ગ્રીસના પાછળના ઇતિહાસથી એટલું વિજાતીય છે કે હોમરની પ્રતિભામાં એ ચિત્રો કેવી રીતે આવ્યાં હશે એ વિષે આપણા મનમાં પ્રશ્ન ઊઠયા વિના રહેતો નથી. તથાપિ એ કાવ્યો તે માત્ર કાવ્ય હોઈ ઐતિહાસિક પ્રમાણુની ગરજ સારે નહિ અને તેથી ઐતિહાસિક સિંહાવલોકનમાં એને સ્થાન આપવું અનુચિત છે એમ જો કોઈ કહે તો તે કહેવું તો સ્વીકારશે નહિ—કારણ કે ખરૂં જોતાં કાલના બાહ્ય પટ ઉપર લખાએલા અક્ષર જ ઇતિહાસ છે એમ નથી; મનુષ્યહૃદયના આન્તર પટમાં પ્રકટ થતી ભાવનાઓ એ પણ ઇતિહાસનું જ અંગ છે, અને તે પ્રધાન અંગ છે,—કારણ કે એ ભાવનાઓ જ ભવિષ્યની આશા બંધાવે છે; એટલું જ નહિ પણ ભાવનાઓ સ્થૂલ ઇતિહાસને પટે ચઢતી નથી ત્યારે પણ અનેક ન્હાનાં મ્હોટાં જીવનમાં ગૂઢ રીતે પ્રસરેલી હોઈ પ્રજાના આત્માનું વલન નક્કી કરે છે.

હોમરનાં કાવ્યોમાં સ્ત્રીઓને " હક્ક " એવું કશું જ નથી. તેઓ સર્વથા પુરુષને અધીન છે. પરન્તુ તે જ સાથે, પુરુષોની વર્તણુક માન સૌકુમાર્ય અને સદય પ્રેમની ભરેલી હોઈ, આ સ્ત્રીઓની પરાધીનતા જંગલી પ્રજાની સ્ત્રીઓની પરાધીનતા કરતાં જુદું જ રૂપ ધરે છે. આ અધીનતા આપણે ત્યાંની રસિક અધીનતાની ભાવના જેવી જ છે એમ કહીએ તો ચાલે. પુરુષને દિવ્ય તેજ અને આનન્દથી છાઈ એને સુખી કરવો એ સ્ત્રીનું કર્તવ્ય ગણાતું; અને પુરુષ એકી વખતે એક કરતાં વધારે સ્ત્રી પરણતો નહિ. અન્યોન્યને ઉપકારક થઈ ગૃહસંસાર ચલાવવો એ કરતાં જગતમાં બીજું કાંઈ જ ઉચ્ચતર નથી એમ ઑડિસિમાં હોમર કહે છે. હોમરનાં દેવ–દેવીઓમાં કલહ જોવામાં આવે છે, પણ એનાં માનુષ સ્ત્રી-પુરુષોમાં પ્રેમનું સુખ અધિક વિસ્તરેલું છે. પણ પુરુષે એક જ સ્ત્રી પરણવી અને એની સાથે અ[illegible] પ્રેમ જોડવો—એવી વર્તમાન અને ઐહિક જીવનને ભેદી ભવિષ્ય અને પર-જીવનને [illegible] કરતી પ્રેમની ભાવના હોમરનાં કાવ્યમાં અજ્ઞાત છે; અને સ્ત્રીપુરુષનું જોડું ખંડિત થતાં પા[illegible]રહેલ જણે પુનર્લગ્ન કરવું જ જોઇએ એવી ફરજ મનાતી. આ સામાન્ય નિયમનો ભંગ કરવાનો પ્રયત્ન હોમરે પેનિલોપ—યુલિસિસની પત્ની—માં બતાવ્યો છે. પેનિલોપનો પતિ પાછો આવવાની આશા ઝાંખી અને ઝાંખી થતી જાય છે, અને પેનિલોપને ફરી પર-ણવાનો આગ્રહ કરવામાં આવે છે તથાપિ તે માનતી નથી.

વળી હોમરની નારીઓ તે ફક્ત કાચની સુન્દર પૂતળીઓ જ નહોતી. હેલન ટ્રૉયના કિલ્લા ઉપર આવી ઊભી રહે છે, એરિટિ પતિના રાજ્યમાં સુલેહ વિસ્તારે છે; અને પેનિલોપ અને કિલટેમ્નેસ્ટ્રા પતિઓની ગેરહાજરીમાં સુજ્ઞ મન્ત્રીની મદદથી પોતાનાં રાજ્ય ચલાવે છે. સ્ત્રીઓનાં હૃદય શૌર્યથી ભરેલાં હોઈ શૌર્યની કદર પણ જાણે છે; અને આપણા રજપૂત વીરોની આફક, સ્ત્રીનાં મહેણાં ન ખમવાં પડે એ હેતુથી ઉત્તેજાઈ ઘણા પુરુષો શૌર્ય દાખવે છે.

ઘરમાં સ્ત્રીઓને બેસવા ઊઠવાના ખાસ ખંડ હતા; પણ તેઓ મર્દના ઓરડામાં આવે નહિ એવો અવરોધ ન હતો. કાંઈ જોવા સાંભળવા જેવું હોય તો—જેમકે, નામાંકિત

સ્ત્રીપુરુષોનાં ચરિતો ગાઈ સભળાવનારં પૌરાણિકોને સાભળવા—સ્ત્રીપુરુષો એક જ દિવાનખાનામા એકઠા બેસતા દરેક શહેરમા ખુલ્લા નૃત્યનાં ચોગાનો હતા, અને તેમા ભાઇ–બ્હેનો મિત્રો વગેરે એકઠાં નૃત્યમા ભાગ લેતા જુવાન કુમારિકાઓ અને યુવકો એકઠા મળી દ્રાક્ષાસવ બનાવતા અને વિવાહ સમયે તેમ જ યજ્ઞમહોત્સવમા સ્ત્રીપુરુષો છૂટથી પરસ્પર મળતા યદ્યપિ લગ્ન પહેલા સવનન ( wooing ) નો રિવાજ ન હતો, તથાપિ કન્યાની રુચિ જોઇને માબાપ લગ્ન કરાવતા.

કુટુમ્બના લુગડા લત્તા બનાવવા અને તે સાફસૂફ રાખવાં એ કામ સ્ત્રીઓનું જ ગણાતુ ઘરના તમામ લુગડા સ્ત્રીઓ જ શીવતી, ભરતકામ કરતી, તથા લુગડા ધોવાનું કામ પણ સ્ત્રીઓનું જ હતું નૉસિકા જેવી રાજકન્યા રથમા બેશી એની સાહેલીઓ સાથે, હાથમા ચાબૂક અને રથ હાકતી, નદીએ જાય છે ત્યા લુગડા ધૂએ છે લૂગડા પગથી દબાવે છે, અને સૂકવવા પાથરે છે દરમિયાન નદીકાઠે તેઓ ગાય છે, દડો ખેલે છે, અને દિવસ આનન્દમા નિર્ગમે છે હોમરના કાવ્યોની ગ્રીક–સ્ત્રીઓમા કોઈ પણ જાતનુ ઘરકામ કરવુ હલકુ ગણાતુ નહતુ ખુલી હવામા તેઓ પુષ્કળ ફરતા આથી તેઓનુ શરીર મજબૂત અને જુવાનીથી ભરેલુ મન નીરોગ અને સ્વભાવ મધુરો બનતો અને એ ગુણોને લીધે તેઓ પોતાની સાથે સસર્ગમા આવતા પુરુષો ઉપર સાત્ત્વિક વશીકરણ વેરતા

ઇલિયડ અને ઑડિસિમા એક પણ દુષ્ટતાથી વ્યભિચારમ ડૂબેલી સ્ત્રી નથી કોઇક વાર અનીતિ થઈ જતી આપણે જોઇએ છીએ, તો તે પણ એક અજાતરૂપે દુષ્ટતારૂપે નહિ જ વેશ્યાનુ તો આપણે નામ જ સાભળતા નથી

નહિ, પણ એવી સમજણથી કે એફ્રોડાઇટ દેવીની ઉપાસિકા જેવી દીસતી આ સુન્દરીમા દોષ સભવે જ કેમ ?

હોમરના સમય પછી કેટલાક શતક જતાને ગ્રીસનો ઐતિહાસિક યુગ શરૂ થાય છે એ યુગમા ઍથન્સ્ અને સ્પાર્ટા—એ બે નગરોએ પ્રવર્તાવેલી સુધારા( Civilization )ની ભાવનાઓ સર્વાંશે મનન કરવા જેવી છે પરતુ આપણે તો એના એક જ અશનુ—એની નારીપ્રતિષ્ઠાની ભાવનાનું—કામ છે.

પ્રથમ સ્પાર્ટા લઇએ સૌન્દર્ય, સમતા, આરોગ્ય અને સમષ્ટિચૈતન્ય ( State ) ના અશ રૂપે જ વ્યષ્ટિચૈતન્ય ( Individual ) નુ સવેદન—એ ગ્રીસના ઇતિહાસધ્વજ ઉપર મ્હોટે અક્ષરે લખાએલી ચતુસ્ત્રી છે પણ તેમા છેલ્લુ સત્ર—વ્યષ્ટિ ( Individual ) સમષ્ટિ ( State ) નુ કેવલ અગ જ છે એ વિચાર સ્પાર્ટામા અસાધારણ પ્રધાનતા પામ્યુ હતો સ્ત્રીઓને ‘ હક ’ તો નહતા, પણ પુરુષની સમાન કક્ષામા જ તેઓની ગણના ત પુરુષ કરતા સ્ત્રી જુદી છે, કે જુદી જ કેળવણીને યોગ્ય છે—એવો વિચાર જોવામા આવતો નથી યથા માતા તથા પ્રજા એ સત્ર સ્પાર્ટન લોકોને સ્વયપ્રકાશ સત્ય હતુ, અને ગાઢી લિત શ્રદ્ધાથી તેઓ એનો અમલ કરતા તેઓને મજબૂત બહાદુર અને દૃઢ નિશ્ચ પુત્રો જોઈતા હતા, અને તેથી સ્ત્રીકેળવણીની પણ પ્રણાલિકા એ ઉદ્દેશ અમલ થાય તે બાધી હતી કન્યાઓ કુસ્તી, કસરત, શરતદોડ અને શસ્ત્રપ્રયોગમા ભાગ લેતી—અને ત ખુલ્લા મેદાનમાં અને આછા વસ્ત્ર પહેરીને જ, જેથી કોઈ પણ રોગવાળી કે નિર્બળ કન્યા ઢાકી રહેતી નથી માદલી છોકરીને તો પરણવા પણ દેતા નથી છોકરીઓને વહેલી પરણાવતા નહિ પુરુષોને પરણવાની ફરજ હતી. બહુ મોડા પરણવા માટે કે પોતા કરતા બહુ ન્હાની કે બહુ મ્હોટી વયની કન્યા પરણવા માટે સજા થતી કન્યાઓ પોતાના માતાપિતાની વિશુદ્ધિ માટે અભિમાન ધરાવતી અને વ્યભિચાર તો તદ્દન અજાણ્યો જ હતો પ્લૂટાર્કના જીવનચરિતોમા આ સબન્ધી એક રમુજી વાત છે.

એક વૃદ્ધ સ્પાર્ટનને પૂછવામા આવ્યુ કે ‘ આપના દેશમા વ્યભિચાર માટે શી શિક્ષા છે ? ત્યારે પેલા સ્પાર્ટને જવાબ દીધો કે ‘ અમારા દેશમાં કોઈ વ્યભિચારી છે જ નહિ ’ ‘ પણ હોય તો ? ’ ઉ૦ ‘ ડુગર ઉપરથી વળીને નીચેની નદીમાથી પાણી પી શકે એવડો મ્હોટો સાઢ દડ તરીકે આપવો પડે ’ ‘ આ શી વાત કરો છો ? એવડો મ્હોટો તે કોઈ સાઢ હોય ? ’ ‘ ત્યારે સ્પાર્ટામા કોઈ વ્યભિચારી પણ હોય ? ’

વળી સ્પાર્ટન માતાઓના શૌર્ય અને દેશભક્તિના ઉદાહરણો એવા સુપ્રસિદ્ધ છે કે એ વિષે બોલવાની જરૂર નથી

પણ આ સર્વ ભાવનામા આપણી હાલની દૃષ્ટિએ જોતા કેટલીક ભારે ખામીઓ દીઠામાં આવે છે —

અને મ્હો ઉપર બુરખો નાખીને લાજ કાઢ્યા વગર બહાર નીકળ્યા માટે કે વગર રજાએ જાહેર તમાશા જોવા ગયા માટે સ્ત્રીને છેડો છૂટકો આપ્યાની વાત આપણે સાંભળીએ છીએ અને સ્ત્રી અનીતિ કરતા પકડાય તો એને મારી નાખવાની પણ ધણીને રજા છે. પરવશતામાથી છૂટવાના રોમન સ્ત્રીઓએ પોતે ઘણા–જેમાના કેટલાક દુષ્ટ પણ–યત્નો કરેલા જણાય છે. ઈ સ પૂ ૩૩૧ મા રોમના અમીર વર્ગમા ભારે મરકી ચાલી હતી અને એનુ કારણ એવુ મનાય છે કે સ્ત્રીઓએ પુરુષોને ઝેર દીધુ હતુ. ગૉલ સાથેની લડાઈમા હારવાથી રોમના લોકોને જ્યારે ભારે દંડ ભરવો પડેલો, તે વખતે સ્ત્રીઓએ પોતાના ઘરેણા અને સ્ત્રીધન સમર્પી દીધેલાં, પણ રોમ જ્યારે પાછુ જાહોજલાલીમા આવી ગયુ ત્યારે પણ અમુક હદ ઉપરાંત સ્ત્રીઓએ વધારે સ્ત્રીધન રાખવુ નહિ એવો કાયદો પસાર થવા જતો હતો તે સ્હામે રોમન સ્ત્રીઓએ ભારે ટક્કર લીધી, અને હાલમા ઈંગ્લડમા સ્ત્રીઓના રાજકીય હક બાબત જેવી હિલચાલ ચાલે છે તેવી જ હિલચાલ ઉઠાવી

પણ રોમનો સમગ્ર ઇતિહાસ લેતા–સામાન્ય રીતે એમ કહી શકાય કે ગ્રીસ કરતા રોમમા સ્ત્રીની પદવી ઘણી ઊંચી હતી રોમમા પત્ની તે ઘરની રાણી હતી, લગ્ન તે ન્હાના મ્હોટા સર્વ કૃત્યોમા સહચાર રૂપ હતુ, અને પતિ પત્ની વચ્ચે પૂર્ણ માન અને સંપ જોવામા આવતા ઘરના મુખ્ય ખંડમા બેસીને ગૃહિણી એની પરિચારિકાઓ પાસે કામ કરાવતી, અને પોતે પતિના અને આખા કુટુમ્બના લુગડા બનાવતી, રાંધવાનુ કામ એને માથે ન હતું પતિની સાથે જમતી, અને પતિ આરામ લે ત્યારે પાસે પ્રેમભરી બેસતી, પતિના મિત્રોની આગતાસ્વાગતા કરતી, છોકરા ઉછેરતી, અને ઘર બહાર પણ છૂટથી જતી આવતી રોમના પતિપત્ની અને માબાપ અને છોકરાના સ્નેહની વિવિધ વાર્તાઓ આપણે વાચીએ છીએ તેમા ઉપર પ્રમાણે ઘરમા સ્ત્રીની પ્રતિષ્ઠા જોતા કાંઈ નવાઈ જેવુ લાગતુ નથી કહે છે કે ટાઇબેરિયસની પથારીમાથી એક વખતે એક સાપ અને સાપણ નીકળ્યા, તે બાબત જોશી ઓનો એવો અભિપ્રાય થયો કે બન્નેને છોડી મૂકવાથી અત્યન્ત હાનિ છે, અને એમાથી નરને મારશે તો પોતે મરશે અને માદાને મરશે તો એની સ્ત્રી મરશે ટાઇબિરિયસે નરને મારી નાખ્યો, અને ત્યાર પછી થોડે દિવસે પોતે મરી ગયો! તે જ પ્રમાણે સ્ત્રીઓએ પણ પતિ સાથે અનેક સકટો વેઠ્યાની અને પતિ પાછળ જીવ આપ્યાની વાતો પ્રચલિત છે ।

ગ્રીક લોકોને ગૃહસુખ અજ્ઞાત હતુ એટલું જ નહિ પણ બહારના વ્યવહારમા પણ ગૃહિણીની સલાહ લેવાનો આનન્દ તેઓએ કદી જાણ્યો ન હતો ગ્રીક ઇતિહાસમાં, વારાંગનાઓને બાદ કરતા, કોઇ સ્ત્રીએ સાહિત્ય તત્ત્વજ્ઞાન કે રાજ્યનીતિમા નામ કર્યું નથી. પૉમ્પીની બીજીવારની સ્ત્રી કૉર્નેલિયા સાહિત્ય સગીતમા નિપુણ હતી તેમજ ભૂમિતિ જાણતી અને તત્ત્વજ્ઞાનના વાદવિવાદ સાભળતી અને સમજતી ઍન્ટોનિની પત્ની ઑક્ટેવિઆએ રાજ્યકારભારમા ભાગ લીધો હતો અને પહેલી ઍગ્રિપિનાએ એક બળવો બેસાડી દીધો હતો અને ઘણી સ્ત્રીઓ પોતાના રાજ્યાધિકારી પતિઓ સાથે દૂર પ્રાન્તોમા જતી અને પતિના રાજ્ય વહીવટમાં મદદ કરતી સ્ટોઇક તત્ત્વજ્ઞાનનું પાન કરેલી સ્ત્રીઓના પણ ઘણા દૃષ્ટાન્તો છે [illegible] ની પ્રકૃતિ અને આત્મમાન પુરુષ જેવાં જા[illegible]

બ્રૂટસે જ્યારે એક ગજ્યરહસ્ય એની સ્ત્રીથી મેતાડ્યું ત્યારે એ સ્ત્રીએ કહ્યું હતું કે—" તમે ધારતા હશો કે હું સ્ત્રી હોઈ નિર્બળ મનની હઈશ; પણ યાદ રાખજો કે I am Cato's daughter and also Brutus' wife—હું કેટોની દીકરી અને વળી બ્રૂટસની પત્ની છું. " એરિયા નામની એક બીજી સ્ટોઈક સ્ત્રીના મનોબળ વિષે પણ એક બે અસરકારક વાત છે. એ સ્ત્રીનો પતિ–પીટસ–અને એનો પુત્ર બન્ને એકી વખતે માંદા પડ્યા હતા. પુત્ર મરી ગયો તેની અરિયાએ દહનક્રિયા કરી પણ એ બિના પતિને જાણવા દીધી નહિ. પતિની પથારી પાસે તે દૃઢ મન રાખીને બેસતી, અને પતિ પૂછે કે ' બાઈને ગતે ઊંઘ આવી હતી ?' ત્યારે તે શાન્તિથી જવાબ વાળતી કે 'હા; ઉંઘ આવી હતી, અને થોડુંક ખાધું પણ હતું;' આંખમાં આંસુ ભરાઈ આવતાં તો તે દૃઢતાથી ખાળીને ઓરડા બહાર જઇને ગાળી આવતી. એક વખતે પીટસને રાજા તરફથી હુકમ ફરમાવવામાં આવ્યો કે ' તારે હાથે ખંજર ખાઇને મરવું.' પતિની હિંમત ચાલી નહિ—એ જોઈ એરિયાએ પોતે ખંજર લઈ પોતાની છાતીમાં માર્યું, અને પાછું કાઢી પતિના હાથમાં આપ્યું અને બોલી " Paetus, it dres not pain." "પીટસ, એથી દુઃખ થતું નથી." !

આનું નામ સંસાર સાથે ચલાવ્યો કહેવાય.

પણ આ સર્વ ચિત્રમાં એક મ્હોટું કલંક હતું : તે એ કે લગ્ન એ એક વ્યાવહારિક કરાર જ મનાતો, અને Divorce–છેડાછટકા—નો તો સુમાર જ નહતો.

૩.

આ રોમન કાળ પછી એથી ઉલટા જ રૂપનો **ક્રિશ્ચયન** યુગ શરૂ થાય છે. રોમન લોકોમાં સ્ત્રીઓની પદવી કેવી ઊંચી હતી એ આપણે જોયું. હવે નવા યુગમાં સ્ત્રીની અવજ્ઞા અને ઉદ્દામ વૈરાગ્યની ભાવનાએ શાં પરિણામ ઉત્પન્ન કર્યાં એ આપણે જોઇશું. પ્રાચીન યાહુદી લોકોમાં સ્ત્રીનું સ્થાન બહુ હલકુ હતુ. તેઓમાં બહુ સ્ત્રી પરણવાનો રિવાજ હતો. અને સ્ત્રીઓમાં વેશ્યાવૃત્તિ ચાલતી. સ્ત્રીએ જ પુરૂષને લલચાવીને એની સ્વર્ગીય સ્થિતિમાંથી ભ્રષ્ટ કર્યો છે એ સિદ્ધાન્તે સ્ત્રીની દિવ્યતા ઢાંકી દીધી હતી. અને સ્ત્રીને દેવાલયના નિજમન્દિરમાં પેસવાની બંધી હતી. પણ ક્રાઇસ્ટના વખતમાં સ્ત્રીને કાંઈક વિશેષ છૂટ હોય એમ જણાય છે. ક્રાઇસ્ટના ઉદાર હૃદયમાં સ્ત્રીપુરુષનો ભેદ ન હતો, અને તેથી એણે કુલટાને પણ દયાર્દ્ર હૃદયે પોતે જોએલું નવું મત જાહેર કર્યું હતું. ક્રાઇસ્ટના પુનરુત્થાન પછી એનુ પ્રથમદર્શન મેરિ ઑફ મગડલા નામની એક સ્ત્રીને જ થયું હતું. પણ એ મહાત્મા પોતે બ્રહ્મચારી જ રહેલો હતો. અને એનો ઉપદેશ આ દુનીઆ કરતાં પર દુનીઆને લક્ષીને વિશેષ હતો. તેથી યાહુદી લોકોના સ્ત્રી સંબંધી વિચાર ઉપર એણે સીધી રીતે કાંઈ અસર કરી નહિ. ક્રાઇસ્ટ પછી ક્રિશ્ચન ધર્મનો મુખ્ય સંસ્થાપક સેંટ પૉલ તો સ્ત્રીઓનો દુશ્મન જ હતો. અને એણે પ્રવર્તાવેલા વિચારોએ ક્રિશ્ચન ધર્મ ઉપર લાંબા વખત સુધી ભારે અસર કરેલી છે. એનું મૂળ વતન જે ટાર્સસ શહેર તેમાં એનાં વખતમાં સ્ત્રીઓની દશા ઘણી અધમ હતી. આખ શરીર બુરખાથી ઢાંકી નાંખવાનો રિવાજ

ગ્રીક અને લૅટિનમાં નિષ્ણાત છતાં યાહુદી વિચાર નીચે દબાએલો મિલ્ટન જેવો મહાકવિ પણ સ્ત્રીની નિન્દા કરે છે. અરાઢમા સૈકાના ઉત્તરાર્ધમાં પ્રકટ થએલા નવા તેજે ક્રિશ્ચયન સંપ્રદાયને નિર્બળ કર્યો તેની સાથે સંસાર અને સ્ત્રી બનેનું ગૌરવ વધ્યું; અને તે સાથે સ્વાભાવિક રીતે કેટલાક દોષ પણ આવ્યા. અને ત્યાર પછીથી યુરોપમાં સ્ત્રીએ પ્રાપ્ત કરેલી પ્રતિષ્ઠા—એના ગુણ દોષ સહવર્તમાન-સર્વને સારી રીતે જાણીતી છે એટલે તે વિષે કાંઈ કહેવાની જરૂર રહેતી નથી.

ક્રિશ્ચૅનિટિએ પ્રાચીન રોમન વિચારને લાંબા વખત સુધી ઉથલાવી નાંખ્યા તે માટે આપણને પુષ્કળ દિલગીરી રહે છે; પણ એ અન્ધકારમાં પણ એક તેજની રેખા ધ્યાનમાં રાખવાનું આપણે ભૂલીશું નહિ. ક્રિશ્ચૅનિટિએ પર દુનીઆ ઉભી કરી અને લગ્ન તે માત્ર એક વ્યાવહારિક કરાર નથી પણ ધાર્મિક સંયોજન છે એ સિદ્ધાન્ત—જે ગ્રીક અને રોમનોને અજ્ઞાત હતો—તે દાખલ કર્યો.

૪.

હવે આપણે આપણા દેશના ઇતિહાસ ઉપર આવીએ. આપણે ત્યાનુ મોથી પ્રાચીનમાં પ્રાચીન પુસ્તક તે ઋગ્વેદસંહિતા છે. એમા સ્પષ્ટ તેમજ ગર્ભિત રીતે સ્ત્રીની પ્રતિષ્ઠા વિષે માહિતી આપતા ઘણા વચનો મળી આવે છે. પ્રથમ તો એટલું જ જુઓ કે પરમાત્મા સંબધી ઋષિઓની પ્રાચીનમા પ્રાચીન ભાવના તે પુરુષરૂપે નહિ. પણ સ્ત્રી રૂપે જ પ્રત્યક્ષ થએલી છે. 'अदिति'—શબ્દ ઉપરથી 'आदित्य'—શબ્દ થએલો છે, અને તેથી વરુણ વગેરે આદિત્યો કરતાં પણ એની પૂજા જૂની હોવી જોઇએ એમ સહજ અનુમાન થઈ શકે છે. અને એમા પ્રકૃત વિષય માટે ખાસ ધ્યાનમા લેવા જેવુ એ છે કે એ અદિતિ તે કોઈ અન્ય દેવની સ્ત્રીરૂપે કલ્પાએલી નથી, પણ સ્વતન્ત્ર આદિકારણ—દેવોની માતા—તરીકે મનાએલી છે. અર્થાત્, પછીના કાળમા આપણે જેમ વરુણ ઉપરથી વરુણાની ભવ ઉપરથી ભવાની ઇન્દ્ર ઉપરથી ઇન્દ્રાણી વગેરે રૂપો થતાં જોઇએ છીએ અને તે ઉપરથી સ્ત્રીની ગૌણતાનુ અનુમાન કરવાનું કાંઇક પણ દેખીતું કારણ મળે છે તેમ અદિતિની બાબતમાં જણાતું નથી. વળી સ્ત્રીની મૂર્તિ તેઓને કેવી મનોહર લાગતી હશે તે ઉષા( Dawn )નાં અસંખ્ય વર્ણનોમાં શબ્દે શબ્દે જણાઈ આવે છે. સ્ત્રી અને પુરુષ યજ્ઞમાં સાથે ભાગ લેતાં; સ્ત્રી અને પુરુષ બને ઘરનાં એકઠાં માલિક ( दम्पती—दम.—Domus, a house पती—Lord. ) ગણાતાં; અને "न गृहं गृहमित्याहुर्गृहिणी गृहमुच्यते ઈંટ માટીનુ ઘર તે ઘર નથી પણ ગૃહિણી એ જ ઘર છે" ઇત્યાદિ પાછલા કાળનાં વચનોમાં પ્રત્યક્ષ થતો કોમળ ભાવ તે વેદકાળમાં પણ અસ્તિત્વમાં હતો એમ બતાવનારાં પ્રમાણો છે. મં. ૩. ૪. ૫૩ માં ઋષિ "जायेदमस्त मघवन् सेदु योनिः" હે મઘવન્! ( ઇન્દ્ર ) સ્ત્રી એ જ ઘર છે, એ જ સર્વનું કારણ છે." એમ સ્ત્રીનો મહિમા ગાઈ, ઇન્દ્રને ગૃહસ્થાશ્રમીને ત્યાં આવવાની પ્રાર્થના કરે છે.

મં. ૭. ૧૮. ૨ માં "राजेव हि जनिभिः क्षेष्येवाव द्युभिः"—રાજા જેમ 'જનિ' થી અર્થાત્ જનાનાથી—સ્ત્રીઓથી—વીંટળાએલો હોય તેમ જ્યોતિઓથી તું વીંટળાએલો રહે છે."—એવું એક વચન છે, અને તે ઉપરથી ઋગ્વેદસંહિતાના સમયમાં બહુ સ્ત્રી પરણવાનો રિવાજ

હશે એમ અનુમાન ઉપસ્થિત થાય પરન્તુ એ વાક્યમા ‘जनि ’નો અર્થ માત્ર સામાન્ય સ્ત્રી એટલે કે દાસી સભવે છે, તેમ ‘ ग्राभि ’ ‘જ્યોતિઓ’ બહુવચનમા હોવાથી ‘ जनि ’ ને બહુવચન આપવાની જરૂર પડી હશે એમ પણ કહી શકાય ખરૂ પણ ઘણુ કરીને તો રાજાઓ જ બહુ સ્ત્રી પરણવાની છટ લેતા હશે અને સામાન્ય નિયમ એક સ્ત્રી (જેમ કે વસિષ્ઠની અરુન્ધતી) પરણવાનો રિવાજ હશે એમ લાગે છે કારણ કે દશમા મડળમા લગ્ન સબન્ધી જે સૂક્ત છે અને જેમા તે વખતના પતિપત્નીના સબન્ધ વિષેના વિચારો એકત્રિત થઈ ગોઠવાયા છે તેમા વહુને નીચે પ્રમાણે આશીર્વાદ દીધો છે

"सम्राज्ञी श्वशुरे भव सम्राज्ञी श्वश्र्वा भव
ननान्दरि सम्राज्ञी भव सम्राज्ञ्येधि देवृषु"

સસરા ઉપર તુ મહારાણીપદ મેળવ, સાસુ ઉપર મેળવ નણદ ઉપર મેળવ, દીયરો ઉપર મેળવ "—આમા સપત્નીનો ઉલ્લેખ નથી, અને જો તે વખતે બહુ સ્ત્રીઓ પરણવાનો રિવાજ હોય તો સપત્નીજન ઉપર મહારાણીપદ પ્રાપ્ત કરવાનો આશીર્વાદ તો આપણે સૌ કરતા પહેલો જ વાચીએ. એ જ સૂક્તમા પતિપત્નીના સ્નેહની ભાવના કેવી ઊંચી હશે એ સમજવા માટે પુષ્કળ વચનો છે

"समञ्जन्तु विश्वे देवा समापो हृदयानि नौ ।
स मातरिश्वा संधाता समु देष्ट्री दधातु नौ" ॥

એમ પરસ્પર હૃદય જોડવાની દેવતાઓને વરવહુ પ્રાર્થના કરે છે, અને પાણિગ્રહણ વખતે

"गृभ्णामि ते सौभगत्वाय हस्तं मया पत्या जरदष्टिर्यथासः ।
भगो अर्यमा सविता पुरन्धिर्मह्यं त्वादुर्गार्हपत्याय देवाः" ॥

સૌભાગ્ય માટે હુ તારો હાથ પકડુ છુ, મારી સાથે તુ ઘરડી થા, ભગ અર્યમા સવિતા અને પુરધિ એ દેવોએ ગૃહસ્થાશ્રમ ભોગવવા માટે તને મને આપી છે "

પતિપત્ની એકઠા ઘરડા થાય એ કરતા જગતમા બીજુ વધારે સુખ નથી અને એ પવિત્ર ભાવ આપણા ઋષિઓને ઘણો જ મીઠો લાગતો એજ સૂક્તમા વર ફરી કહે છે કે ‘ आ जरसाय समनक्तु अर्यमा ’—અર્યમા અમને છેક ઘડપણ પર્યન્તને માટે પરસ્પર જોડો ", અને એક બીજા સૂક્તમા કહ્યુ છે કે " इह प्रियं प्रजया ते समृध्यतामस्मिन् गृहे गार्हपत्याय जागृहि । एना पत्या तन्वं संसृजस्वाधा जिव्री विदथमावदाथ –" આ ઘરમા તુ તારા વ્હાલા પતિને પ્રજા આપીને સુખી કર, આ ઘરમા તારૂ ગૃહપતિ (ત્ની) પણ ભોગવવા માટે જાગતી રહે, એ પતિ સાથે તારૂ શરીર જોડ, અને તમે ઘરડાં થાઓ ત્યા સુધી એકઠા જ પરમાત્માની જ્ઞાનભરી પ્રાર્થના બોલો. ’

સારા મન વાળી, માન શરીરવાળી, વીરમાતા—જે ' દેવકામા ' એટલે કે ધાર્મિક વૃત્તિ વાળી હોય, અને જેની આખ સર્વત્ર રીળી પડે (' અઘોરચક્ષુ ') અને જે ઘરના સવળા માણુસ તથ પશુઓને કલ્યાણકારિણી હોય એવી સ્ત્રીઓ ઋષિઓ માગતા અને તેઓનો સબન્ધ માત્ર આ લોક પૂરતો જ ન હતો ' ऋतस्य योनौ सुकृतस्य लोकेऽरिष्टां त्वा सह पत्या दधामि' એમ પરલોકમા પણ પતિની સાથે પત્નીનો વાસ કહ્યો છે' શુકલ યજુર્વેદની સહિતામાં પણ " त पत्नीभिरनुगच्छेम देवा पुत्रैर्भ्रातृभिरुत वा हिरण्यै नाक गृभ्णाना सुकृतस्य लोके तृतीये पृष्ठे अधिरोचने दिव "—એમ સર્વોપરિ દ્યુલોકમા પત્ની સહવર્તમાન જવાની ઇચ્છા બતાવી છે અને અથર્વવેદમા " पत्युरनुव्रता भूत्वा सनह्यस्वामृताय कम् '—એમ સ્ત્રીને પતિની સાથે ધર્મ આચરીને અમૃતત્વ માટે તૈયાર થવા ઉપદેશ કર્યો છે

અથર્વવેદસહિતામા ઋગ્વેદસહિતાના લગ્નસૂક્તના ઘણા મન્ત્રો થોડા ફેરફાર સાથે ગણેલા છે એથી લગ્નની ભાવના અથર્વવેદસહિતાના કાળપર્યન્ત ઘણે ભાગે એવી ને એવી ઉચ્ચ હતી એમ અનુમાન થાય છે વહુ એ 'ગૃહની' હતી એટલુ જ નહિ પણ ગૃહમા તો બધો અધિકાર એનો એકલીનો જ હતો

"शिवा नारी यमस्तमागन्निम धाता लोकमस्यै दिदेश"

અર્થાત્ 'ગૃહ રૂપી દુનીઆ તો પરમેશ્વરે સ્ત્રીને જ સોપી દીધી છે' એમ સ્પષ્ટ પ્રતિપાદન થયુ છે પણ ઋગ્વેદસહિતાના સમયની એક ઉચ્ચ ભાવના અથર્વવેદસહિતોના સમય સુધીમા અધમતાએ ગએલી જોઈ આપણને શોક થાય છે યજુર્વેદસહિતામાથી ઉપર ટકેલા વા યમા ' पत्नीभि ' એમ જે બહુવચનવાળો શબ્દ છે તે હવે અનેક સ્ત્રી પરણવાનો રિવાજ થયો હશે એમ શકા ઉપજાવે છે અને અથર્વવેદમા આવતા તો આપણે સપત્નીઓનુ દુઃખ એવુ ભારે થએલુ જોઈએ છીએ કે સ્ત્રીઓ તરફથી " सपत्नी म पराणुद। पतिं म केवल कृधि ' —'મારી સપત્નીને પાછી પાડ અને મારા પતિને મારી એકલીનો કર ' —એવી પ્રાર્થના થતી સભળાય છે

"यथा सिन्धुर्नदीना साम्राज्य सुषुवे वृषा
एवा त्व सम्राज्ञ्येधि पत्युरस्त परेत्य"—

એ પ્રમાણે લગ્નસૂક્તમા સાસુ સસરા નણંદ અને દીયર ઉપર સામ્રાજ્ય મેળવવાના મન્ત્ર સાથે નદીઓમાં સિન્ધુની માફક પતિને ઘેર જઈ સામ્રાજ્ય મેળવવાનો મન્ત્ર ઉમેરાયો છે પણ પતિને પોતાને વશ કરી લેવા માટે તથા સપત્નીને કાઢવા માટે જડીબુટ્ટી ખોદવાનો અથર્વવેદમા મેલો મન્ત્ર* આપેલો છે તેથી જણાય છે કે મૂળની ભાવનામા થએલો ફેરફાર અનાર્યોની સગતિનુ પરિણામ હશે અગર તો હજી પણ તે માત્ર નીચ વર્ગના માણસો માટે જ મસ હશે

બ્રાહ્મણ-આરણ્યક—અને ઉપનિષદ્ ગ્રન્થોના કાળમાં સ્ત્રીની પ્રતિષ્ઠા તત્ત્વજ્ઞાનની રીતિએ પ્રતિપાદન થતી જોવામાં આવે છે. શતપથ બ્રાહ્મણમાં કહ્યું છે કે—

"मिथुन उ एवायमात्मा । अङ्गुष्ठा इति पुमांसः अङ्गुल्य इति स्त्रियः कर्णाविति पुमांसौ भ्रुवाविति स्त्रियौ ओष्ठाविति पुमांसौ नासिके इति स्त्रियौ दन्ताविति पुमांसौ जिह्वेति स्त्री'

આ આત્મા (શરીર) મનુષ્ય પોતે સ્ત્રી અને પુરુષ ઉભયરૂપ છેઃ અંગુઠા એ પુરુષ, આંગળીઓ એ સ્ત્રી; કર્ણ એ પુરુષ, ભ્રમરો એ સ્ત્રી, હોઠ એ પુરુષ, નાસિકા એ સ્ત્રી; દાંત એ પુરુષ, જિહ્વા એ સ્ત્રી."—

વળી બૃહદારણ્યક ઉપનિષદ્‌માં કહ્યું છે કેઃ—

"स वै नैव रेमे तस्मादेकाकी न रमते स द्वितीयमैच्छत् सहैतावानास यथा स्त्रीपुमांसौ संपरिष्वक्तौ स इममेवात्मानं द्वेधापातयत्ततः पतिश्च पत्नी चाभवतां तस्मादिदमर्धबृगलमिव स्वः । इति ह स्माऽऽह याज्ञवल्क्यः । तस्मादयमाकाशः स्त्रिया पूर्यत एव"

પ્રજાપતિ—પરમાત્માને—એકલા ગમ્યું નહિ (અને તેથી હજી પણ કોઇ માણસને એકલા રહેવું ગમતું નથી); અને તેથી એને બીજાની ઇચ્છા થઈ. એ સ્ત્રી અને પુરુષ મળીને જે એક આખું સ્વરૂપ થાય છે તે તે પોતે હતા. પછી તેમણે પોતાના સમગ્ર સ્વરૂપના બે ભાગ 'પાડ્યા—' પાડ્યા' ('પત્-પત્') તેથી એક ભાગ પતિ અને બીજો ભાગ પત્ની કહેવાય છે. તેથી વિવાહ પૂર્વે પુરુષ તે પોતાના ખરા સ્વરૂપનું માત્ર અર્ધાંયું જ છેઃ આ 'આકાશ' કહેતાં શૂન્યકાર (સ્ત્રી વિનાનો પુરુષ અગર તો આ સમસ્ત વિશ્વ.) તે સ્ત્રી વડે જ પૂરાય છે."

ઋગ્વેદના સમયમાં સ્ત્રીઓએ મન્ત્ર રચેલા આપણે જોઈએ છીએ; અને ઉપનિષત્કાળમાં પણ મૈત્રેયી ગાર્ગી જેવી બ્રહ્મવાદિની સ્ત્રીઓ થએલી સુપ્રસિદ્ધ છે; અને પાછળના વખતનું શ્રીમદ્‌ભાગવતનું પ્રમાણ લઈએ તો આ પ્રાચીનકાળમાં વયુના અને ધારિણી નામની વગર પરણે બ્રહ્મવાદિની થએલી સ્ત્રીઓ પણ થઈ ગઈ છે. આ કરતાં વિશેષ જાણવા જોગ એ થઈ પડે છે કે મારી માતા વિના બ્રહ્મવિદ્ થવું અશક્ય છે એવો સિદ્ધાન્ત આ સમયમાં સ્પષ્ટ રીતે બહાર પડ્યો છે. બૃહદારણ્યક જે સર્વ ઉપનિષદ્‌માં જૂનામાં જૂનું ગણાય છે તેમાં એક આવો પ્રસંગ છેઃ યાજ્ઞવલ્ક્ય મુનિ જનકરાજાને ત્યાં જાય છે, અને વિવિધ વિદ્વાનો પાસેથી પ્રાપ્ત કરેલું એનું જ્ઞાન કેવું છે એ જાણવા માગે છે. તે વખતે જનકરાજા 'વાગ્ વૈ બ્રહ્મ' 'પ્રાણો વૈ બ્રહ્મ' ઇત્યાદિ જુદા જુદા વિદ્વાનો પાસેથી પોતે જાણેલાં જુદાં જુદાં

* "इमा खनाम्योषधिं वीरुधां बलवत्तमाम्
यया सपत्नीं बाधते यया संविन्दते पतिम् ।

ઉપાસનાનાં સ્વરૂપ જાણેલાં તે કહે છે અને તે દરેક વિદ્વાન વિષે ખાસ કરીને જણાવે છે કે: "यथा मातृमान् पितृमान् आचार्यवान् ब्रूयात् तथा तत् शाकल्यः अब्रवीत्" જેમ માતૃમાન્ પિતૃમાન્ આચાર્યવાન્ કહે તેમ શાકલ્ય વગેરેએ કહ્યું: આ વાક્ય પુનઃ પુનઃ ઉચ્ચારવામાં આવ્યું છે અને એનું તાત્પર્ય એવું છે કે સારી માતા પાસે, સારા પિતા પાસે, સારા આચાર્ય પાસે કેળવણી પામ્યા વિના બ્રહ્મવાદી થવું અશક્ય છે. અત્રે પ્રશંસયા મતુપ્ એ સૂત્રાનુસાર મતુપ્ પ્રત્યય લાગી માતૃમાન્ શબ્દ થએલો છે. અને એનો અર્થ "मातृमान् माता यस्य विद्यते पुत्रस्य सम्यगनुशास्त्री अनुशासनकर्त्री स मातृमान्" જે પુત્રને સારૂં અનુશાસન શિક્ષણ:આપનારી માતા હોય તે માતૃમાન્ એમ શંકરાચાર્ય કહે છે.

અન્યત્ર—ડાબી અને જમણી આખમાં પ્રકટ થતો ચૈતન્યમાં સ્ત્રી અને પુરૂષની કલ્પના કરી છે–અને એ સ્ત્રી અને પુરુષ મળીને હૃદય–આકાશ ઉત્પન્ન થાય છે એમ કહ્યું છે: આમ વ્યક્તિનુ હૃદય જેમ સ્ત્રી અને પુરુષ બે મળીને થયું છે, તેમ વિશ્વનુ હૃદય પણ સ્ત્રી અને પુરુષ મળીને જ બનેલુ છે;—આને જ શાસ્ત્રો ઇન્દ્ર અને ઇન્દ્રાણી એવાં નામ આપે છે. એમ એ ઉપનિષદ્ કહે છે.

આ જ કારણથી તૈત્તિરીય ઉપનિષદ્‌મા "मातृदेवो भव:" એમ ઉપદેશ કરેલો છે. "प्रजातन्तुं मा व्यवच्छेत्सीः" એમ ગૃહસ્થાશ્રમની ભલામણ કરનારા આ ઉપનિષદને બાદ કરતાં કહી શકાય કે ઉપનિષદના સમયથી દેશમા વૈરાગ્યની ભાવના પ્રસરવા માંડેલી હતી, અને તેથી યાજ્ઞવલ્ક્ય જેવા વિરાગી તત્ત્વવેત્તાને સંસારમાં આસક્તિવાળી કાત્યાયની કરતાં અમૃતઇચ્છાવાળી મૈત્રેયી વધારે ગમે એ સ્વાભાવિક છે. સંસારમાં સ્ત્રીને સ્વભાવથી જ વિશેષ સક્તિ હોય છે એમ હવે મનાવા લાગ્યુ હતુ અને તેથી કાત્યાયનીને 'स्त्रीप्रज्ञा' સ્ત્રી બુદ્ધિવાળી કહી છે. એક કરતા વધારે પત્નીનો રિવાજ—ઘણું કરીને પુત્રને અભાવે કે એવા જ બીજા કારણસર—હવે પહેલા કરતાં વિશેષ પ્રચલિત થયો હશે એમ લાગે છે. પણ આ બાબત આપણા પૂર્વજો મ્હામે સખ્ત આક્ષેપ કરતા પહેલાં એ વાત ધ્યાનમાં રાખવાની છે: એક તો એ કે સમસ્ત આર્ય જાતિની પ્રજામા પુત્રો માટે સ્વાભાવિક રીતે જ, તેમ જ સમયની પરિસ્થિતિને લઈ, ઉત્કટ ઇચ્છા રહેતી; બીજુ, સ્ત્રીને છેડો છુટકો આપી દઈને ઘણી પત્નીઓ છતાં એક જ પત્ની હોય એવો મિથ્યા દેખાવ કરવામાં આવે અને એના ભરણપોષણની જવાબદારી ખસેડવામા આવે તે કરતાં ઉપલો રિવાજ ખોટો નહિ. ત્રીજુ, આપણા દેશમાં પ્રાચીન સમયમાં વારાંગનાની સંસ્થા નહોતી, એટલે એક પુરુષને એક કરતાં અધિક સ્ત્રીઓ પરણવાનો પ્રસંગ આવે એ પણ સ્વાભાવિક છે. પણ આટલો ખુલાસો બહુ પત્ની પરણવાના રિવાજની પ્રશંસા કે બચાવ કરવા માટે નથી, પણ કેટલાં કારણોથી એ ક્ષન્તવ્ય બને છે એટલું જ જણાવવા માટે છે.

વેદાંગના સમયમાં આવતાં યાસ્કનુ નિરુક્ત એ મુખ્ય ગ્રન્થ છે. એમાં 'देवर' શબ્દનું નિર્વચન આપતાં કહ્યું છે કે "दीव्यतेः"—સ્ત્રી દીયર સાથે બાજી રમે છે માટે (दिवु–બાજી રમવી) દેવરઃ 'દીયર' એવું નામ પડયું છે–આથી કુટુમ્બના વિવિધજનો દીયર ભોજાઈ વગેરે

પરસ્પર કેવો વિનોદ કરતાં હશે એનો કાંઈક ખ્યાલ આવે છે. વળી એમાં એક ઠેકાણે પુત્ર અને દુહિતા બન્ને 'દાયાધિકારી છે કે કેમ એ પ્રશ્ન ચર્ચ્યો છે બન્ને સરખી રીતે માતાપિતાના શરીરમાંથી ઉત્પન્ન થાય છે અને તેથી બન્ને સરખા અધિકારી છે એમ એક મત ટાંક્યો છે, અને છેવટે એવો સિદ્ધાન્ત બાંધ્યો છે કે જે છોકરીને ભાઈ ન હોય તેને દાયનો અધિકાર છે. બન્નેના સરખા અધિકાર પ્રતિપાદન કરનારો એક મત હોય એ વસ્તુ જાતે જ જાણવા જોગ છે. પણ દીકરીને વારસો શા માટે નહિ એનું જે કારણ યાસ્ક બતાવ્યું છે તે ખુશી ઉપજાવે એવું નથી 'तस्मात् स्त्रिय जाता परास्यन्ति न पुमांसमिति च स्त्रीणां दानविक्रयातिसर्गा विद्यन्ते न पुंस"—"દીકરીને ફેંકી દે છે, દીકરાને ફેંકી દેતા નથી—સ્ત્રીઓનું દાન વેચાણ અને ત્યાગ થાય છે, પુરુષોનું નહિ." આ સ્થિતિ બેશક ખેદ ઉપજાવનારી છે. ટીકાકાર કહે તેમ આ દાન વેચાણ અને ત્યાગ તે જુદા જુદા પ્રકારના વિવાહ માત્ર જ હોય તો દિલગીર થવાનું કારણ નથી. પણ મને ભય રહે છે કે આ વાક્ય સ્ત્રીની હદે થવા માંડેલી અધમ ગણનાની સાખ્ય પૂરે છે. વળી દુહિતા શબ્દનું નિર્વચન કરતા યાસ્ક કહે છે કે —दुर्हिता, दूरे हिता, दोग्धर्वा તેમાં दूरे हिता (આવે મૂકેલી, દૂર દેશ કે પાસે ઘેર પણ આવેલી, અથવા તો दोग्धे (દૂહે છે—ટીકાકાર કહે છે તેમ માબાપના પૈસા દૂહે એમ પણ અર્થ થાય, અથવા તો ઑરિયન્ટલ સ્કૉલરો કહે છે તેમ ગાયોનું દૂધ દૂહે છે એમ પણ થાય.) એ બે નિર્વચનો તો ઠીક. પણ "दुर्हिता (ખોટી મૂકાએલી, દુઃખરૂપ આરી પડેલી), અગર તો 'दूरे हिता' (પારકે ઘેર જ સારી એ અર્થમાં) નિર્વચન ખેદકારક છે. માત્ર સાસરે દીકરીનું દુઃખ જોઈ અનુકમ્પાથી આ વચન નીકળ્યું હોય તો માબાપ ઉપર આપણને ગુસ્સો ન આવે, સાસરીઆ ઉપર તો તો પણ આવશે જ

યાસ્કનો સમય વેદના સમયથી કેવો જુદો હતો તે આટલાથી જ સમજાશે કે દીકરીના વારસાનો સવાલ જેમ યાસ્કે ચર્ચ્યો છે તેમ ઋગ્વેદસંહિતાની કેટલીક ઋચાઓમાં પણ ચર્ચાયો છે પણ એ ઋચાઓમાં દીકરીને વારસો ન આપવાનું કારણ દીકરી સ્ત્રી હોઈ દીકરા કરતાં ઉતરતી છે એમ બતાવ્યું નથી, પણ દીકરી ગર્ભમાં હોય ત્યારથી એ જમાઈનું જ ધન (निक्षेप–deposit) છે, અને એની માને છોકરો હોય છતાં તે દીકરીને વારસો આપે તો વંશનું કલ્યાણ એક કરે અને દ્રવ્યનો ઉપભોગ બીજો કરે એવી વિષમ સ્થિતિ પ્રાપ્ત થાય—એમ કહ્યું છે.*

યાસ્કનો સમય ધર્મની બાબતમાં પણ અસન્તોષકારક હતો. વેદના અર્થમાંથી ધાર્મિક તેજ ઊડી ગયું હતું. અને તેથી સંસારની અધિદેવતા—સ્ત્રી સંબન્ધી પણ એ સમયના વિચારો નિકૃષ્ટ હોય એમાં શું આશ્ચર્ય ? એ સમયની ધર્મહીનતામાંથી દેશનો નિસ્તાર બે રીતે થયો બુદ્ધદેવ અને મહાવીરસ્વામીએ ફરી જગાવેલી વૈરાગ્યની ભાવનાદ્વારા, અને કૃષ્ણ ભગવાને પ્રવર્તાવેલી કર્મ ભક્તિ અને જ્ઞાનની અદ્ભુત એકતાવાળા ઉપદેશદ્વારા. ગૌતમબુદ્ધના વિષય-

---

* न जामये तान्वो रिक्थमारैक् चकार गर्भं सनितुर्निधानम्।
यदी मातरो जनयन्त वह्निमन्यः कर्ता सुकृतोरन्य ऋन्धन्॥

પરાઙ્મુખ હૃદયને મસારી સ્ત્રીનો ઘણો કટાક્ષ હતો આનન્દે એને પૂછ્યું કે અમારી ભિક્ષુઓની નજરે સ્ત્રી પડે તો અમારે શુ કરવુ ? ગૌ૦ જોવી નહિ આ૦ પણ નજરે પડી જાય તો ? ગૌ૦ એમની સાથે બોલવુ નહિ આ૦ પણ એ બોલે તો ? ગૌ૦ ધ્યાનમા વૃત્તિ સ્થાપી દેવી આનન્દના આગ્રહથી ગૌતમબુદ્ધે સ્ત્રીઓને ભિક્ષુકી થવાનો અધિકાર આપ્યો, અને તે પ્રમાણે એમની ધાત્રેયિકા—મહાપ્રજાપતિ નામની–પહેલી ભિક્ષુકી થઈ. ભિક્ષુકી થયા પછી સ્ત્રી અર્હત્પણુ પ્રાપ્ત કરી શકે એટલો સ્ત્રીનો અધિકાર ગૌતમબુદ્ધને માન્ય હતો આ સસ્થાનુ પરિણામ એ આવ્યુ કે બૌદ્ધધર્મની અદર તેમ જ બહાર ઘણી વિદુષી સ્ત્રીઓ આચાર્યા–એટલે કે 'સ્વયવ્યાખ્યાત્રી'–થઈ અને પરમ જ્ઞાન માટેનો સ્ત્રીઓનો અધિકાર અમલમા આવ્યો પણ સ્ત્રીઓના કર્તવ્યનો મુખ્ય પ્રદેશ–જે ગૃહસ્થાશ્રમ–તે તો અધારા મઠ જેવો જ રહ્યો ભગવદ્‌ગીતામા કૃષ્ણે ભક્તિની પરમે ચારે વર્ણના સ્ત્રીપુરુષોને એકઠા કર્યા, અને "स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम्"–સ્ત્રીઓ વૈશ્યો અને શૂદ્રો (જેઓ તે વખતમા પરાગતિના અનધિકારી મનાતા હતા અને તેથી જ ભગવદ્‌ગીતામા એકઠા મૂક્યા છે–નહિ કે કૃષ્ણની દૃષ્ટિએ તેઓ અધમ હતા) તેમને પણ પરાગતિનુ દ્વાર ઉઘાડી આપ્યુ, અને તે સસાર ત્યજીને નહિ પણ સસારમા રહીને આ રીતે વિધાતાની સૃષ્ટિમા સ્ત્રીનુ પ્રયોજન સચવાઈ રહ્યુ અને મહાભારતમા વ્યાસજીએ પણ ગૃહસ્થાશ્રમ એ સર્વ આશ્રમમા શ્રેષ્ઠ છે, અને વિશુદ્ધ ગૃહસ્થાશ્રમ એ બ્રહ્મચર્ય જ છે એમ બહુ ભાવથી જણાવ્યુ પણ આ દરમિયાન બૌદ્ધ ધર્મના કેટલાક અનિષ્ટ પરિણામો નીપજી ચૂક્યા હતા ઉચ્ચ મનોવૃત્તિની સ્ત્રીઓ સસાર ત્યજી ભિક્ષુકીઓ થઈ એટલે એમના વિના સસાર અધારો રહ્યો સામાન્ય જનસમાજમા અધમ વૃત્તિના આત્માઓનુ પ્રાધાન્ય થયુ અને એક તરફ ભિક્ષુકીઓ તો બીજી તરફ વેશ્યાઓ એવી વિચિત્ર સ્થિતિ પ્રાપ્ત થઈ! અને જતે દહાડે વિષયની અસર ભિક્ષુકીઓ ઉપર પણ થવા લાગી આ વખતે દેશમા પૈસો પુષ્કળ હતો અને એનો વ્યાપાર પણ ધમધોકાર ચાલતો સમૃદ્ધિની સાથે વિનાસ આવે એ સ્વાભાવિક છે અને તે પ્રમાણે ઈ સ ના આરભ સમયમા રચાએલા વાત્સ્યાયન કામસૂત્રમા અનેક કલામા નિપુણ ગણિકાઓના વર્ણન આપણે વાચીએ છીએ એ ગણિકાઓ સઘળી દુષ્ટ જ હતી એમ માનવાને કારણ નથી સ્ત્રીના હૃદયની સ્વાભાવિક ઉચ્ચતા ગણિકાવસ્થામા પણ બહાર પ્રકટી આવે છે અને તેથી કામસૂત્રમા કલાગ્રહણના ફળ ગણાવતા કહ્યું છે કે—

"आभिरभ्युच्छ्रिता वेश्या शीलरूपगुणान्विता ।
लभते गणिकाशब्दं स्थानं च जनसंसदि ।
पूजिता सा सदा राज्ञा गुणवद्भिश्च संस्तुता ।"

આ વર્ણન વાચતા ગ્રીસની વારાગનાઓનુ સ્મરણ થાય છે અને ગ્રીસની Hetairae (વારાગના) તે 'Stranger–women', હતી અને એ શબ્દનો અર્થ સાથે રહેનારી થાય છે તેટલાથી મારા મનમા તર્ક ઉપજે છે કે કદાચ એ Stranger–women ઉપરથી જ આપણો 'वेश्या–immigrant, from विश् to enter–(કેટલાક કહે છે તેમ विश–immigrants એ પણ સરખાવો) શબ્દ તો ન આવ્યો હોય ? તેમ दृ to

surround ઉપરથી નિષ્પન્ન થતો वार–(वाराङ्गना—वारविलासिनी ) શબ્દ તે ગ્રીક Hetairaeના " They wished to have women in their walks, in their banquets, in their military expeditions " એ વાક્યમાં કરેલા વર્ણન સાથે તો સંબન્ધ ધરાવતો ન હોય ? અને એમ હોય તો જેમ ફલજ્યોતિષના કેટલાક વહેમ બાબિલોનમાંથી આવેલા કહેવાય છે તેમ આ ગણિકાની સંસ્થા પણ કદાચ ગ્રીસમાંથી આવી હોય એમ સ્વાભાવિક કલ્પના ઉપજે છે. આ વખતના મૃચ્છકટિક નાટકમાં ચારુદત્તની સ્ત્રી ધૂતા અને ગણિકા વસન્તસેના તે ગ્રીસની કુલાંગના અને વારાંગનાનો બરાબર દાખલો છે. પણ વિશેષ પુષ્ટિદાયક પ્રમાણને અભાવે, તેમ જ એક જ સંસ્થા મનુષ્યસ્વભાવમાં રહેલાં ત્રિગુણાત્મિકા પ્રકૃતિનાં ગૂઢ બીજોમાંથી અનેક સ્થળે ઉદ્ભવી આવે એ સંભવિત છે—એ કારણથી, હું આ સંબન્ધમાં વિશેષ આગ્રહથી કાંઈ પ્રતિપાદન નહિ કરૂં. વાત્સ્યાયન કા. સૂ. જોતાં ગણિકા રાજપુત્રીઓ અને મહામાત્યની છોકરીઓ સવિશેષ કેળવણી પામતી એમ જણાય છે. કલાની કેળવણી તો વધારે સામાન્ય હશે એમ અનુમાન થાય છે કારણ કે—

"तथा पतिवियोगे च व्यसनं दारुणं गता ।
दशान्तरेऽपि विद्याभिः सा सुखेनैव जीवति"

એમ કલાને દુઃખના વખતમાં આજીવિકાના સાધન તરીકે પણ કહી છે. અને એટલું ધ્યાનમાં રાખવું કે કલાની કેળવણી ખીલી છે પણ મહાભારતના સમયમાં "કુન્તી તે કૃષ્ણ અને વિદુરના જેવી જ નીતિશાસ્ત્રમાં પ્રમાણભૂત છે " એમ જે વર્ણન વાચવામાં આવતું તે સમય હવે વીતી ગયો છે.

કન્યા વર કરતાં ત્રણ વર્ષે ન્હાની હોય તો સારૂં એમ મનાતું. અને જે કન્યામાં મન અને આંખ ઠરે ત્યાં જ કલ્યાણ થાય; બીજીની દરકાર કરવી નહિ એમ એક મત દર્શાવ્યો છે સપત્નીનાં દુઃખ જામી ગયાં છે—અને પતિને કેવી રીતે વશ કરવો એનાં સુકુમાર પણ કુટિલ સાધનો (પણ તે અથર્વવેદની માફક જડીબુટ્ટીનાં નહિ પણ માનસિક અને વ્યાવહારિક) યોજાયાં છે. સાધારણ રીતે જડતા, ખરાબ સ્વભાવ, અકર્મીપણું, છોકરાં ન થવાં, ફરી ફરીને છોકરીઓ જ થવી, અને વેરે ખારીલો સ્વચ્છન્દ—એટલાં, સ્ત્રી ઉપર સ્ત્રી કરવાનાં કારણ કહ્યાં છે.

કાલિદાસના શાકુંતલ નાટકમાં એક સમુદ્રવ્યવહારી વણિક્ મરી ગએલાની વાત આવે છે. તે પ્રસંગે કવિએ રાજા પાસે કહેવડાવ્યું છે કે बहुधनत्वात् बहुपत्नीकेनतत्रभवता भाव्यम् આથી કાલિદાસના સમયમાં ધનિકોમાં બહુ સ્ત્રી કરવાનો રિવાજ હશે એમ લાગે છે. વળી, લાજ અને પડદાનો રિવાજ—જે વેદકાળમાં તેમજ ત્યાર પછી પણ લાંબા વખત સુધી નહોતો એમ માનવાને પુષ્કળ કારણ છે—તે કાલિદાસના વખતમાં થોડોક પણ હોય એમ દેખાય છે. સાધારણ રીતે પડદાના રિવાજની સઘળી જવાબદારી મુસલમાનોના ઉપર જ નાખવામાં

આવે છે પણ કાલિદાસના ગ્રન્થોમાં જનાના માટે शुद्धान्त અને अवरोध શબ્દ વાપર્યા પછી એ વિચાર ભાગ્યે જ ટકી શકશે. शुद्धान्त એટલે ઘરનો શુદ્ધભાગ, જેમાં કોઈ ના આવ ન કરે તેવો સ્ત્રીઓને રહેવાનો ખંડ, અને अवरोध ( रुध् to confine or to obstruct) એટલે જે ભાગમાં સ્ત્રીઓને રાખવામાં આવે, અગર તો જેમાં પારકા માણસને પેસતો અટકાવવામાં આવે તે ભાગ. પડદાનો રિવાજ આખી પ્રજામાં તો તે વખતે નહિ હોય, પણ મને લાગે છે કે હાલ પણ જેમ પરદેશી રિવાજની અસર ઉંચા વર્ગ ઉપર સૌથી પહેલી થાય છે તેમ કાલિદાસના વખતમાં પણ ગ્રીસની અસર રાજા અને રાજા જેવા ધનિકોને સા સૌથી પહેલી થઈ ચૂકી હશે—અને તેથી ગ્રીસમાં જેમ કુલાંગનાઓ ઘરની મેડીએ જ ભરાઈ રહેતી, તેમ અત્રે પણ કાલિદાસના વખતમાં રાજાની રાણીઓ તો જનાનામાં જ રહે એવી માન્યતા જામી હશે. સંસારમાં સ્ત્રીના ઉપયોગ સંબન્ધી કાલિદાસની ભાવના ઘણી ઊંચી હતી. गृहिणी सचिव सखी मिथ: प्रियशिष्या ललिते कलाविधौ। करुणाविमुखेन मृत्युना हरता त्वां वद किं न मे हृतम्। રઘુવંશમાં ઇન્દુમતીને ઉદ્દેશીને અજ રાજાએ ઉચ્ચારેલો એ શ્લોક કોને અજાણ્યો છે? " स्त्रीणामशिक्षितपटुत्वम् "–" સ્ત્રીઓ સ્વાભાવિક રીતે જ પટુ હોય છે " ઈત્યાદિ વચન દુષ્યન્ત રાજાના મુખમાં કવિએ મૂક્યું છે ખરૂં—પણ તેનું ખંડન પણ કવિએ પોતે જ પોતાના પાત્રોદ્વારા કરી નાખ્યું છે. મહાભારત અને કાલિદાસના સમય વચ્ચે દેશના આચાર-વિચારમાં થઈ ગએલા ફેરફારો પણ ધ્યાનમાં લેવા જેવા છે, (૧) વ્યાસની શકુંતલા કેવળ પ્રેમમાં ડૂબાડૂબ થએલી નથી. મારા છોકરાને ગાદી આપવી પડશે એમ છોકરાનું હિત જાળવવાના ચોખ્ખા કરાર સાથે તે પરણે છે. (૨) શકુન્તલોપાખ્યાનમાં શકુન્તલા લાજ કાઢીને રાજા સમીપ આવી નથી, કાલિદાસે શકુન્તલાને લાજ કાઢીને—' अवगुण्ठनवती ' આવેલી કહી છે. (૩) કાલિદાસની શકુન્તલા તો કોમળતા અને સ્ત્રીની સહિષ્ણુતાની જ મૂર્તિ છે, વ્યાસની શકુંતલામાં બેધડકપણું અને પુરુષની પ્રગલ્ભતા પુષ્કળ છે. રાજા અસત્ય બોલે છે એમ લાગતાં એના રૂવેરૂવાં ઉભાં થાય છે અને સત્યના મહિમા પરત્વે રાજાને ઉપાલંભ અને ઉપદેશ રૂપે એ જે ઉદ્‌ગાર કાઢે છે તેવા, કોઈપણ દેશના સાહિત્યમાં મળવા મુશ્કેલ છે.

આવો જ વિચારનો પરિવર્ત કાલિદાસ પછીના મહાકવિ ભારવિના રચેલા કિરાતાર્જુનીયમાં પણ નજરે પડે છે મહાભારતમાં દ્રૌપદી રાજ્યનીતિના પ્રશ્નમાં પણ યુધિષ્ઠિર સાથે વખતો વખત વાદવિવાદ કરે છે—અને દ્યૂતમાં થએલા યુધિષ્ઠિરના પરાજય પછી સભામાં વૃદ્ધ વિદ્વાનોને વિવાદમાં પરાસ્ત કરતી આપણે જોઇએ છીએ. ભારવિએ યુધિષ્ઠિર સાથેનો એનો સંવાદ કાયમ રાખ્યો છે પણ પ્રારંભમાં એની પાસે એટલું કહેવડાવ્યું છે કે —

भवादृशेषु प्रमदाजनोचितं भवत्यधिक्षेप इवानुशासनम्
तथापि वक्तुं व्यवसाययन्ति मां निरस्तनारीसमया दुराधय: ।

તાત્પર્ય કે હું સ્ત્રી છું, તમને ઉપદેશ કરવા યોગ્ય નથી—છતાં બોલવાની હિમત ધરૂં છું—કારણ કે દુઃખને વખતે નારીની મર્યાદા પણ માગથી છૂટી જાય છે.

ભવભૂતિએ ઉત્તરરામચરિતમાં આત્રેયીને બ્રહ્મવિદ્યા સંપાદન કરવા માટે અગસ્ત્ય ઋષિના આશ્રમે જતી વર્ણવી છે. અને એણે

"अद्वैतं सुखदुःखयोरनुगुणं सर्वास्ववस्थासु यद्
विश्रामो हृदयस्य यत्र जरसाप्यस्मिन्नहार्यो रसः"

—એ શ્લોકમાં પ્રાચીન ઋષિઓના વાક્યમાં પ્રતીત થતી દામ્પત્યસુખની પરમ ભાવના આપણી આગળ ઉપસ્થિત કરી છે. વળી એના ઉદાર હૃદયને તળીએથી ઊછળી આવેલો

"गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः"

—એ ઉદ્ગાર તો હવે ડૉ. ભાંડારકરની વ્યાકરણમાળા વાંચનાર પાંચમા ધોરણના વિદ્યાર્થીને પણ સુવિદિત છે. પરંતુ કદાચ ઘણાને આ વિદિત નહિ હોય કે રાજશેખર કવિ (ઈ. સ. ૯ મો સૈકો) વિદ્ધશાલભઞ્જિકા નામની નાટિકામાં મૃગાંકાવલીને 'કન્દુક' (દડો) રમાડે છે અને એ રમત આપણા દેશમાં એ કરતાં પણ ઘણી પ્રાચીન હતી. નવશિક્ષિત સ્ત્રીઓને બૅડમિન્ટન રમતી જોઈ ભડકી ઊઠતા ટીકાકારોએ આ વાત ધ્યાનમાં લેવા જેવી છે.

મહ્દગૃહસ્થો—વિષય જાતે જ વિશાળ છે, અને આ લેખ તમે સહન કરી શકો તે કરતાં ઘણો લાંબો થઈ ગયો છે. છતાં, હજી તે ઘણા ભાગમાં અપૂર્ણ છે: હજી તો મેં મહાભારત અને રામાયણની ભાવનાનું વિવેચન કર્યું નથી: પહેલાનો તો ઉલ્લેખ પણ કર્યો છે, બીજાનો તો સ્પર્શ કર્યો નથી: કારણ કે આ બે પુસ્તકોમાં જુદા જુદા સમયના થરો ચઢેલા છે, અને તેથી એને આધારે દલીલ રચતા પહેલાં મારે આપની આગળ એ થરોનું પૃથક્કરણ કરવું જોઇએ—જે સાંભળવા જેટલી આપને આજ ફુરસદ નથી. બીજું—એજ પ્રમાણે સ્મૃતિઓનું આખું વાઙ્મય પણ મેં સમગ્રે જ રહેવા દીધું છે અને તે પણ એમને કાલિક ક્રમમાં પ્રથમ ગોઠવવાની જરૂર હોવાથી—જે કરવા જેટલો અત્યારે વખત નથી.

ભવભૂતિ અને રાજશેખર પછીના સંસ્કૃત કવિઓમાં આ પ્રશ્ન ઉપર અજવાળું પાડે એવી બહુ નૂતનતા નથી. તથાપિ પ્રાકૃત અને પ્રચલિત દેશી ભાષાઓના ગ્રન્થોમાંથી આ બાબત ઘણું કહી શકાય એમ છે. તુલસીદાસ તુકારામ આદિનો તીવ્ર વૈરાગ્ય અને તજ્જન્ય સ્ત્રી પ્રત્યેનો એમનો અનાદર—એ મધ્યયુગના ક્રિશ્ચન ઉદ્ગારો સાથે સરખાવવા જેવો છે. અને તે સ્હામે આપણા સુન્દર મહાકવિ પ્રેમાનન્દે અષ્ટાવક્રાખ્યાનમાં પ્રીતિથી ગાએલો ગૃહસ્થાશ્રમનો મહિમા મૂકવા જેવો છે. વિદ્યારણ્ય મુનિએ જીવન્મુક્તિવિવેકમાં સ્ત્રીને બ્રહ્મવિદ્યાનો અધિકાર આપ્યો છે તે વિષે પણ કેટલુંક બોલવા જેવું છે. વાચસ્પતિમિશ્રે પોતાની પત્નીને છોકરું ન હતું તેથી તેના આશ્વાસન અર્થે "ભામતી" નામની શાંકર શારીરક ભાષ્ય ઉપર પોતાની સ્ત્રીનું નામ અમર કરતી ટીકા લખી—અને સીતા, વિજ્જાભટ્ટારિકા વગેરે બાઈઓએ કાવ્ય રચીને જે નામના મેળવી, તથા લીલાવતીએ ગણિતશાસ્ત્રની જે વિદ્યા પ્રાપ્ત કરી

તે વગેને વળી બાબતો વિષે કહેવુ રહી જાય છે. બલ્કે, કાલ સંકોચને લીધે (મારા લખવાના તેમ જ આપના સાંભળવાના કાલસંકોચને લીધે) ગ્હેવા દેવુ પડે છે.

છેવટે હવે ઉપસંહાર કરતા મારે જણાવવું જોઈએ કે મેં તો આપની સમક્ષ માત્ર આ મહાપ્રશ્નના ઐતિહાસિક સાધનો જ મૂક્યા છે-એના ઉપર વિવેકબુદ્ધિ વાપરી દેશ કાલ અને મનુષ્યના સનાતન ધર્મને અનુસરી જે કર્તવ્યનો માર્ગ નક્કી કરવો જોઈએ તે વિષેનો વિચાર તો અત્યારે હું આપને જ સોંપુ છુ

પ્રો. સીલિ એક ઠેકાણે કહેછે તેમ

Politics without History has no root,
History without politics has no fruit

ઈતિહાસ વિના નીતિશાસ્ત્ર નિર્મૂલ છે, નીતિશાસ્ત્ર વિના ઇતિહાસ નિષ્ફળ છે

રૂપાન્તર કરીએ તો વિચાર વિના આચાર નિર્મૂલ છે, આચાર વિના વિચાર નિષ્ફળ છે

અન્તે માત્ર એક વિદ્વાનના શબ્દોમા એટલું હમેશ માટે સ્મરણમા રાખવા આપને વિનવીશ કે—

'If a lesson is to be drawn it surely is that—as with individuals there is no place like home so with a state there is no institution like home, that a community can be great only where there are happy harmonious and virtuous and that homes cannot be happy and harmonious and virtuous unless Woman is accorded a worthy place in these homes with freedom of action, with a consciousness of responsibility and with the right unfettered by circumstance or prejudice to develop all that is best and noblest in her to the utmost perfection'

---

# સંગીત.

( અનુસન્ધાન પૃ૪ ગયા અંકથી )

આ પરિણામ લાવવા માટે શા સાધન જોઇએ તે વિશે હવે વિચાર કરીયે. મધુરકંઠની સહાયતાવડે ગીતને જૂદી જૂદી તાન, ગમક, મીંડ વગેરેથી સુશોભિત કરવાથી ઇષ્ટસિદ્ધિ થશે આ પ્રસંગે યુરોપના સંગીત અને આપણા સંગીતની કાંઇક તુલના કરવી આવશ્યક છે. યુરોપનુ સંગીત આપણા સંગીતથી એટલુ ભિન્ન છે કે યુરોપના લોક આપણુ સંગીત સમજી શકતા નથી અને તેથી આનન્દ પામતા નથી તે જ રીતે આપણા લોકને યુરોપનુ સંગીત પ્રિય થતુ નથી. બન્નેમા સમાનતા માત્ર સ્વાભાવિક સ્વરતત્ત્વની છે. સાત સ્વર એ શાસ્ત્રમા અને સાત સ્વર આપણામાં પણ છે. પરન્તુ આપણામા સ્વરવિભાગ ઘણુ છે, તેટલા તેમનામા નથી આપણામા રાગનુ બંધારણ છે તેવુ તેમનામા નથી તાન પણ થોડીક જ છે, દરેક ગીત પોતાના નામથી જ ઓળખાય છે, રાગ એ વસ્તુ જ નથી સ્વરના જૂદા જૂદા ક્રમથી ઉત્પન્ન કરેલા રાગ ઇંગ્રેજી ગાન પદ્ધતિમા નથી આપણુ સંગીત યુરોપના લોકને પ્રિય ન થવાનુ એક કારણ એ લોકે એવું બતાવે છે કે આપણા સંગીતમા એકતાનતા ( Monotony) છે અને Variety નથી આ વસ્તુસ્થિતિ છે કે નહિ,અને છે તો તે દોષરૂપ છે કે કેમ અને તેમ હોય તો તે દોષ નિવારણ થાય કે નહિ અને થાય તો કેવી રીતે એ પ્રશ્નો સહજ ઉપસ્થિત થાય છે વસ્તુસ્થિતિ આમ છે એ તો ખરૂ તેનુ કારણ શુ! પ્રથમ કારણ એ છે કે ઇંગ્રેજી ગીતમા જેમ એક સપ્તકથી બીજા ત્રીજા સપ્તક ઉપર એકદમ આવી જવાય છે તેવી રીતે આપણા ગીતમા નથી થતુ આપણા ગીતમા સ્વરવચ્ચેના અન્તર બહુ થોડા હોય છે–કાફી, કાનડા વગેરેમા કાંઇ વધારે અતર આવે છે ખરૂ તો પણ એકંદર આપણા ગીતોમા જેને Slow Cadence કહે છે તેવુ જ છે અને સ્વરાન્તર ઘણુ થોડુ હોય છે, આરોહણ કે અવરોહણ બનેમા ઘણે ઉચે સ્વરેથી નીચે કે નીચેથી ઉચે એવું સામાન્ય રીતે નથી થતું. આને લીધે એકતાનતા થાય છે પરન્તુ એક પ્રકારની Continuity and homogeneity રહે છે જે ઇંગ્રેજી ગાનમા થોડી જણાય છે. બીજુ કારણ આપણા ગીતમા કે વાદ્યમા–સતાર સિવાય–ગીત ગવાય અને તે જ પ્રમાણે વાદ્યમા વાગે છે ઇંગ્રેજી પદ્ધતિમા પિયાનો વગાડનાર જમણે હાથે ગીત વગાડે છે અને ડાબે હાથે તે ગીતને શોભાવવા માટે અને સ્વરપૂર્તિ કરવા માટે કેટલાક ગીતના સ્વરના સંવાદી સ્વરની બનેલી રચના–જેને Harmony કહે છે તે વગાડે છે. વ્હાયોલિન ઉપર આમ થઇ શકતુ નથી. ત્રીજુ કારણ આપણા ગીતના બંધારણ જ એવા છે કે એકતાનતા થાય જ. પ્રથમ એક પંક્તિ તેને ટેક તરીકે ફરીફરીને ગાવી અને તે પછી બીજી કડીઓ, તેદરેક કડી એક જ રીતે ગવાય અને તેને અંતે ટેકની કડી ફરીથી બોલાય આ પદ્ધતિને લીધે એકતાનતા આવ્યા વગર રહે જ નહિ. આ પ્રકારની રચના–પણ તેમા ટેકની કડી નહિ–તેવી ઇંગ્રેજીમા માત્ર દેવળોમા ગવાતા ભજનો–Hymns–માં છે–અને તેમા એવી જ રીતે એકતાનતા આવે છે, તેમ જ ઇંગ્રેજીમા જેને Choral songs કહે છે એટલે

Chorus વાળા ગીત, તેમા પણુ એકતાનતા આવે છે-પરન્તુ તે બન્નેમા સાથે વાગતા વાદ્ય પીયાનો-વગાડનાર ડામે હાથે Harmony વગાડે છે એટલે સામટી રીતે જોતા કર્ણને એકતાનતા લાગતી નથી ચોથુ કારણુ ગીત ગાનાર તમ્બુરા વગાડે છે અને ઘ્રાલમા હાર્મો નીયમ વગાડાય છે તેમા પણુ આરમ્ભ સ્વર ચાલુ રહે છે તે પણુ એકતાનતાનુ કારણુ છે આમ ચાર કારણોને લીધે એકતાનતા છે એ વાત નિર્વિવાદ છે બીજો પ્રશ્ન એ છે કે એ દોષ ગણાય કે કેમ ? આપણા સંગીત શાસ્ત્રની દૃષ્ટિથી જોતા તે દોષ ગણાય નહિ, પરન્તુ સગીતના ઉંચા હેતુ સિદ્ધ કરવાના માર્ગમા એ એકતાનતા કેટલીકવાર ક્ષતિકર થાય છે તેથી Œsthetic દૃષ્ટિબિન્દુથી જોતા તે કેટલેક અશે અને કેટલીકવાર દોષરૂપે જ જણાય છે અને તેટલે અશે એ દોષ દૂર કરવાની આવસ્યકતા છે અને એ દોષ ઘણે અશે દૂર થઈ સકે તેમ પણુ છે કેવી રીતે તે થઈ સકે એ વિશે બોલતા પ્હેલા આ પ્રશ્ન વિશે થોડાક વર્ષ ઉપર એક પ્રસગે મ્હારે બોલવુ પડ્યુ હતુ તેની પુનરૂક્તિ કરવાની જરૂર લાગે છે—

English Music very often acquires variety at the sacrifice of uniformity and continuity Indian Music preserves uniformity and continuity at the sacrifice of variety English people say that their music has harmony, and Indian Music has none To my mind the very fact of having variety—too much of it I say—means there is little of harmoniousness whereas the very fact of Indian Music having little of variety means it has harmoniousness—uniformity and continuity I am inclined to believe that very often English Music owing to too much variety, becomes a mass of heterogenous notes or sounds, while Indian Music, owing to little of variety can preserve its symphonical homogenity I believe so far Indian Music has an advantage What I mean by uniformity Continuity and homogenity is expressed by the word ગાનની બીછાયત It conveys the idea of uniformity &ca What the English people call variety is mostly indicated by wide ranges between notes which we don t have In English songs you will find sudden falls and leaps from a third or fourth octave to the first while in our Music the range between notes is very short, the utmost is from પ of the first octave to પ of the third but even then we don t jump down or up so suddenly as the English We have a gradual cadence whereby we preserve a sort of continuity which to a Western ear is monotony and not very agreeable just as the sudden leaps and bounds in English Music are very often disagreeable to an eastern ear However, I believe it will be best to combine the advantages of both systems and strike a golden mean by inventing a new system, which is not quite impossible to do Adopt and adapt variety from English to a reasonable extent preserving uniformity and continuity to a degree that the monotony may be relieved

આ દોષનિવારણુ માટે શા ઉપાય યોજવા ? કેટલાક વર્ષ ઉપર મરહૂમ કેખશરૂ કાબરાજીએ કાંઈક પ્રયત્ન કર્યા છે, તે પ્હેલા કે પાછળથી કે સ્વતન્ત્ર રીતે તે જ અરસામા

પારસી અને હિંદુ નાટકવાળાઓએ પણ આપણાં દેશી સંગીતને ઇંગ્રેજી વસ્ત્ર પહેરાવ્યાં પ-રન્તુ આ પ્રયત્નો સરળ થયા નથી. રંગભૂમિ અથવા થોડીક પારસી મંડળી સિવાય બીજે સ્થળે એ પ્રયત્નનાં ફળ દેખાયા નથી.

કારણ પ્રત્યક્ષ છે; એ જાતિનાં ગીત—ગુજરાતી ગીત ઇંગ્રેજી ઢબનાં ગીત ઉપર રચેલા ગીત કર્ણને પ્રિય થતાં નથી એટલે સંગીતના ગૌણ પક્ષનું કર્તવ્ય પણ એ જાતનાં ગીત ન કરી શક્યાં તો પછી પ્રથમ પક્ષના સંગીતનું કાર્ય કેવી રીતે કરી શકે ? એકતાનતાનો દોષ નિવારવાનો હેતુ ઇંગ્રેજી કર્ણને પ્રસન્ન કરવાનો નથી પરન્તુ સંગીતનું ઉચ્ચ કર્તવ્ય—ગીતાર્થનું ઉદ્ઘાટન, રસનો આવિર્ભાવ અને હૃદયનું આંદોલન કરવાનું ઉચ્ચ કર્તવ્ય સિદ્ધ કરવામાં એક-તાનતા ક્ષતિકર છે અને Variety ની આવશ્યકતાએ, એ જ હેતુ છે. આ હેતુ લક્ષમાં રાખીને જ ઉપાય યોજવાના છે. સ્વરાન્તર ઓછું હોવાથી એકતાનતા થાય છે તે કાંઈ ઘણી દોષ-સ્વરૂપ નથી તેથી તે વિશે કાંઈ કરવાનું નથી. પરન્તુ ઇંગ્રેજીમાં જેને Harmony કહે છે–એટલે ગીતના પોષણ માટે હાથે હાથે વગાડવાની સ્વરરચના–ગીતથી ભિન્ન પરન્તુ અનુ-વાદી—તેનું અનુકરણ કરવાને હરકત નથી. અને તે પ્રમાણે કરેલા પ્રયોગો કર્ણને પ્રિય થયા છે. આ કરતાં પણ મુખ્ય સુધારણા ગીતનાં બંધારણને લીધે થતી એકતાનતામાં કરવાની છે. જ્યાં જ્યાં લાંબાં ગીત હોય—એક જ કાવ્યના જુદા જુદા છંદ ગાવી હોય, એકનો એક છંદ અનેકવાર આવતો હોય, એક ગીતમાં ચાર પાંચ કડી એક જ ઢબની હોય—તેવે સર્વ સ્થળે રસ અને અર્થને અનુકૂળ જુદા જુદા રાગમાં ચાલમાં અને જુદી જુદી લયથી ગાવાથી એકતાનતા દૂર થાય અને રસનિષ્પત્તિ વિશેષ થાય. ઉદાહરણ–સાખીની ગરબીયો હોય ત્યાં દરેક સાખી જુદા રાગમાં ગવાય; ટેકની કડી દર વખતે જુદી જુદી રીતે ગવાય તો હૃદયને અસર વધારે થાય છે. તેમ જ વળી જ્યાં કાંઈ શાન્ત ભાવ હોય ત્યા ધીમી લય, ઉત્સાહક અર્થ હોય ત્યાં દ્રુતલય; તેમ જ વળી એક જ ગીતમા અર્થ ભાવ બદલાતા હોય ત્યાં પણ રાગ બદલવા, તાલ બદલવા વગેરે ઉપાયોની યોજના કરવાથી એકતાનતાનો દોષ જશે અને કર્ણને પ્રિય થશે, મનોરંજક થશે અને હૃદયનું આન્દોલન પણ વિશેષ થશે. વળી, તમુરનો અને હાર્મોનિયમનો ઉપયોગ પણ એક ધારો ન કરતા મૃદુતા, ઉત્સાહ, શાન્તિ, ગાંભીર્ય વગેરેનું દર્શન ગીતમાં હોય તેને અનુસરી તેનો ઉપયોગ થવો જોઇયે.

સંગીતશાસ્ત્રમાં તાલને ઘણું મહત્ત્વ અપાયેલુ છે; જેટલુ સ્વરને અપાયેલુ તેટલું જ તાલનું મહત્ત્વ મનાય છે. પરન્તુ સંગીતકલામાં તેનું એટલું મહત્ત્વ સને જણાતું નથી. જે ગવૈયાઓ તે શાસ્ત્ર પદ્ધતિના અંધ ભક્ત છે તેઓ અરસિક અને કદાચ બે સૂરા ગાયનથી જેટલા કુપિત ન થાય તેટલા બેતાલા ગાનાથી નારાજ થાય છે. અલબત સંગીતના જે બે ભેદ મેં ઉપર જણાવ્યા છે તેમાંના પ્રથમ વિભાગના સંગીત માટે તાલની ગણના અને આવશ્યકતા છે. પરન્તુ બીજા વિભાગના સંગીત માટે તેટલી અને તેવી આવશ્યકતા નથી. ગીતાર્થનું ભાન શ્રોતાઓને કરાવવા માટે જેટલે અંશે તાલની આવશ્યકતા તેટલી જ આવશ્યકતા આ વિભા-ગના ગીતમાં તાલની છે; તેમાં પણ તાલ કરતાં તાલની લય ( Rythm ) ની વિશેષ જરૂર છે. ગીતના અર્થને અનુકૂલ લય રાખવી એ ગાયકનું કર્તવ્ય છે. વીરરસ અને એવાં ઉત્સાહક ગીત માટે દ્રુત લય જોઇયે અને શોક રસ કે ભક્તિ રસનાં ગાયન માટે ધીમી–વિલંબિતલય જોઇયે આ કરતાં વિશેષ વિવેચન તાલ વિષે કરવાની આ સ્થળે જરૂર નથી.

વાદ્યમાં–ઘણાખરા વાદ્ય જે એમ્લા જ વાગે છે તે માત્ર કર્ણને પ્રિયકર થવા ઉપ ાત કાંઈ ગર્વે ક તા નથી. કદાચિત્ તેથી મનમા હર્ષ કે શોકનો ઉદ્દભવ થાય છે–જે ાગ વાગતો હેય તેને અનુસરીને–પરન્તુ ગીત એને સબધે માત્ર વાદ્યનો ઉપયોગ ઘણો અંશે નિ ર્થક છે અ ાબત ગીત ગવાતું હોય તેની સાથે વાદ્ય વાગતું હોય તે ગીતને ઘણી પુષ્ટિ આપે છ અર્થનુ પ્રતિપાદન, રસનું ભાન ક ાવવામા સહાયભૂત થાય છે પરન્તુ તે મહાય પણ જો કુશલ હસ્તે થાય તો વિશેષ અસરકારક થાય છે, માત્ર યત્રની પેઠે જ વાદ્ય વગાડે તેનાસ્તા ગીતનો અર્થ સમજીને ભાવ ગ્રહણ કરીને ગાનારને સહાય કરવાના હેતુથી, પોતાની કુશલતા બતવવાની વૃત્તિ દબીને, જો વાદ્ય વગાડનારો વગાડે તો ગાનારને ઘણી મદદ મળે અને ગીતની ખૂબી વધારે સા ી રીતે બતાવી શકાય જ્યા ઉત્સાહક ભાવ હોય ત્યા ઉત્સાહ પૂર્ણ સ્વર નીકળવા જોઈયે કામળતા હોય ત્યા મદ મદ સ્વર થવા જોઇયે વગેરે વીગતો વાદ્ય વગા નારે પણ ધ્યાનમા ગખવાની છે

વાદ્ય ક તા કંઠગાનની ઉત્તમતા સર્વે માન્ય છે બીજા સર્વે વાદ્ય કરતા ઇશ્વરકૃત વાદ્ય મનુષ્યકંઠ–તે સર્વોત્તમ છે, કંઠમા જે ખૂબીયો દર્શાવાય છે તેવી ખૂબીઓ વાદ્યથી ભાગ્યે જ દર્શાવી શકાય કાઈ વિરલ જન કંઠની ખૂબીયો વાદ્યદ્વારા બતાવી શકે છે તે ઉપરાત સગી તનો ઉન્નત હેતુ ગીતાર્થનુ ઉદ્દઘાટન કરવાનો–સિદ્ધ કરવા માટે પણ કંઠ જ યોગ્ય છે કંઠથી જે કાર્ય થાય છે તે ગમે તેવા કુશળ હસ્તથી પણ વાદ્ય ઉપર થવુ કઠિણ છે ગાયકે ગી તના અર્થનુ પ્રતિપાદન કરવુ અને રસનિષ્પત્તિ કરવી તે માત્ર કંઠથી જ કરવાનુ છે અને તેમાં ચાતુર્ય છે બાકી કંઠ શિવાય હસ્ત પાદ મુખમુદ્રા વગેરે અવયવોથી ગીતમા સમા યલા અર્થ દર્શાવવા–જેને સામાન્ય પરિભાષામા ભાવ બતાવવા કહેવાય છે, તે હરકોઈ ગાનાર બત ી શકે છે તેમા કુશળતા ધરાવનાર એ વર્ગ છે ભાડ અને ગાવાનો ધંધો કરનારી સ્ત્રીઓ તેમનો મુખ્ય આધાર જ હાથ અને મુખની વિકૃતિઓ ઉપર છે એ વિષે કાંઈ વિશેષ કહેવાની આવશ્યકતા નથી કા ણ ક એ જાતની વિકૃતિઓ ઘણે અંશે ક્ષતિકર થાય છે કેટલી વાર તો જુગુપ્સાજનક નીવડે છે એ સાધનદ્વારા સગીતનુ ઉત્તમ કર્તવ્ય થતું નથી. તે સા ધવા માટે કંઠનો જ ઉપયાગ કરવો જોઇયે કંઠને સારી પેઠે અભ્યાસથી અને અનેક પ્રયોગો કરીને ક્યા પ્રમ ની તાન ઉપજ ગમક મીંડ વગેરેની યોજના યોગ્ય સ્થળે યોગ્ય પ્રમગે કરવાથી હેતુ સિદ્ધ થશે એ વિશે લક્ષ પૂર્વક પ્રયાસ કરવો જોઇયે અને તે પ્રયોગોમા ઉત્તમ માર્ગ લાગે તેનુ અવલમ્બન ગાયકે કરવુ ઈંગ્રેજી સગીતશાસ્ત્રમા જેને Expression કહે તે કંઠદ્વારા થાય છે અને તે આપણી કલામા અનુકરણ કરવા યોગ્ય છે ઈંગ્રેજી સંગીતનો અભ્યાસી જ્યા સુધી Expression શીખ્યો ન હોય ત્યા સુધી તેનો અભ્યાસ પૂરો થયો ગણાતો નથી. મુખમુદ્રાદ્વારા અર્થોદ્દઘાટન કરવાનું નથી એ વાત ખરી છે તો પણ હાસ્ય રસનું કે ઉત્સાહક ગીત ગાતા મુખ ઉપર શોકમય છાયા ન પડવી જોઇયે અને શોકરસનુ ગાન ગાતા હસ્તો ચ્હેરો રહેવો ના જોઇએ એ વાત લક્ષમા રાખવાની છે એ ઉપરાત મુખમુદ્રા બગડવી પણ ના જોઇયે ઘણા ગાનારાના ચ્હેરા એવા વિચિત્ર થાય છે ક સગીત સમજ નાર સર્વેને હસવુ આવે છે તે શિવાય બાજે એક દોર ડોકુ ધૂણાવી નાખવુ અને આખું શરીર હલાવી નાખવુ–તે સામાન્ય બુદ્ધિથી જોતાં પણ દોષયુક્ત અને ક્ષતિકર છે અને આ

પણ સંગીતશાસ્ત્રમાં પણ તેને દોષ માન્યો છે. વળી, શબ્દના ઉચ્ચાર પણ સ્પષ્ટ થવા વિશે ધ્યાન રાખવાનું છે. ઘણા ખરા ગાનારાના શબ્દ સંભળાતા કે સમઝાતા નથી. શબ્દ સમઝ્યા વગર ગીતનો અડધો અડધ હેતુ નિષ્ફળ થાય છે.

તાલની ઉપયુક્તતા વિશે બોલતાં આપણા ગુજરાતમાં ચાલતા ગરબા ગરબી વિશે કાંઈક બોલવાની આવશ્યકતા છે. હિન્દુસ્થાનમાં ગરબા ગરબીયોની ચાલ અને તે ગાવાની પદ્ધતિ ગુજરાત શિવાય બીજે કોઈ સ્થળે જોવામાં આવતી નથી. ગુજરાતી ગરબીની કેટલીક ચાલો પ્રમાણે મરાઠીમાં રચાયેલા ગીત કાંઈ જોવામાં આવે છે પરન્તુ તે બે ચાર જ હશે અને ગરબા ગાવાની પદ્ધતિ–ફરતાં જઈ તાળી પાડતા જવું—એ તો માત્ર ગુજરાતમાં જ છે. આ પદ્ધતિ ઘણી સુન્દર અને મનોરંજક છે; તો પણ તેમાં કાંઈક સહજ ફેરફાર કરવાથી તેની સુન્દરતા અને ચિત્તાકર્ષક શક્તિ વધવાનો સંભવ છે. ગરબાઓમાં રાગમાં ઘણે ભાગે મહાડ, કાફી, પીલુ, ધનાશ્રી, અને સારંગનાં જૂદાં જૂદાં મિશ્રણ છે. ભાવાત્મક ગીત માટે ગરબા બહુ અનુકૂળ છે. તેઓના રસને અનુકૂળ ગાવાની રીતિ વિશે ઉપર કરેલુ વિવેચન લાગુ પડે છે. તેની તાલ પદ્ધતિ વિશે વિશેષ કહેવાની અગત્ય છે. દરેક ગરબા એક જ તાળીના–એટલે ઘણે અંશે રૂપક તાલના હોય છે. તે એક જ તાળી વગાડવી અને એક જ ઢબથી ગોળે ફરવુ–એથી એકતાન આવી જાય છે, અને ઘણો વખત સુધી એ જોવાથી રસહીનતા થઈ જાય છે. સાખીવાળા ગરબા ગાવામાં સાખી વખતે ફરવાનું અને તાળી વગાડવાનું કાર્ય બંધ રહે છે તેથી તેમાં એકતાનનો ભંગ થઈ ને આનન્દકારક થાય છે, પરંતુ તે શિવાય બીજા બધા ગરબામાં એક જ ઢબની તાળી અને ગોળાકારમાં ફરવાનુ છે. તેમાં, ગરબાના અર્થને અનુકૂળ ફરવાનુ અને તાળીમાં પણ અર્થને અનુસરીને ફેરફાર થાય તો વધારે સારી અસર થાય. એકને બદલે ત્રણ, પાંચ, સાત, તાળીયો–જ્યાં જ્યાં યોગ્ય લાગે ત્યાં વગાડવાની અને ફરવામાં પણ ત્વરિત અથવા મદગતિ અને વિશ્રામ યોગ્ય સ્થળે કરવામાં આવે તો કાવ્યની ખુબી વધારે દીપે અને હૃદયને ઘણો આનદ મળે.

આ ગરબા ગાવાનું કાર્ય ઘણે અંશે સ્ત્રીયોનુ છે. પુરૂષો તે પ્રમાણે ફરીને ગરબા ગાય તો શોભતું નથી. ગરબા ગાવા માટે સ્ત્રીયોની વિશેષ યોગ્યતા છે તેથી જ રીતે એકંદર સંગીત કળા માટે પણ સ્ત્રીયોની કાંઈક વિશેષ યોગ્યતા લાગે છે. અવસ્ય કરીને કોમળ ભાવનાં ગીત માટે એમની યોગ્યતા વિશેષ છે. આપણા દેશમાં જે સ્ત્રી વર્ગમાં સંગીતકળા–ધંધા તરીકે દાખલ થઈ છે–તે સ્ત્રી વર્ગ નીચી પંક્તિનો છે, તે સ્ત્રીયોની નીતિ ઘણે અંગે શિથિલ હોય છે તેને લીધે એ વર્ગની સ્ત્રીયોના સંગીત તરફ હાલના જમાનામાં અરૂચિ ઉત્પન્ન થઈ છે; તેને લીધે સંગીતકળાની એકંદર ઉપેક્ષા આપણા દેશમાં થઈ ગઈ છે. આ વર્ગની સ્ત્રીયોના સંગીતનું સમર્થન કરવાની મ્હારી ઇચ્છા નથી પરન્તુ એકંદર સ્ત્રીયોના સંગીત માટે નીચેનાં વાક્યો વિશે મનન કરવાની વિનંતી કરૂં છું.

"All the elements which woman has in her nature, love, pathos, passion, poetry and religion—combine to perfect her song and give fitting expres-

sions to the ideas of the masters Woman's song is the first sound the child hears

'It is superfluous to emphasize the fact, that the interpretation of vocal music is especially the province of woman, or that she is destined to achieve triumphs in future as brilliant as those in the past It is a realm where her sway will always remain undisputed'

"Man is the intellect of music, she is the heart and soul'

આ ઉપરથી એટલુ સિદ્ધ કરવાની ઇચ્છા છે કે અધમ સ્ત્રીવર્ગને ઉત્તેજન નઆપવાની સાથે આપણા દેશમા કુટુમ્બના સ્ત્રીવર્ગમા સંગીતકળાનો પ્રચાર કરવાનુ આપણું કર્તવ્ય છે નીચા વર્ગની સ્ત્રીયોના સગીતથી અનીતિનો પ્રચાર થતો નથી કારણ કે સગીતથી તો નીતિની વૃદ્ધિ થવાનો સભવ છે પરન્તુ તે વર્ગની સ્ત્રીયોના સહવાસ સગીત શ્રવણને પ્રસગે સગીત શ્રવણને બ્હાને અને જે પદ્ધતિથી તેમનુ સગીત કુટુમ્બોમા થાય છે તે પ્રસગથી અનીતિનો સભવ છે એ નિર્વિવાદ છે પરન્તુ તે વર્ગને ઉત્તેજન આપવુ બધ કરવાની સાથે સગીતને પણ આઘાત લાગે એ શોચનીય છે સગીત કળા કુટુમ્બમા પુરૂષોમા અને સ્ત્રીયોમા વધારે પ્રચાર પામશે તો જ નીચ વર્ગની સ્ત્રીયોની સગીતની અપેક્ષા ઓછી થશે અને તે વર્ગથી થતી અનીતિનો નાશ થશે

આ દેશમા ચાલતા સગીતની પદ્ધતિના બે વિભાગ સામાન્ય રીતે છે ઉત્તર હિન્દુસ્થાન અને કર્ણાટક ઉત્તર હિન્દુસ્થાનની પદ્ધતિમા તાન વગેરે વિશેષ હોય છે અને કર્ણાટક તરફની પદ્ધતિમા ગમક વધારે જોવામા આવે છે ઉત્તર હિન્દુસ્થાનનુ ગાયુ ઉપજ નિપજથી ભરપૂર હોય છે અને કર્ણાટકી સાદુ લાગે છે આ મુખ્ય વિભાગ ઉપરાત આપણા દેશના દરેક પ્રાતમા ગાવાની પદ્ધતિમા જૂદી જૂદી વિશેષતા જણાય છે ગુજરાત—તેમા કાઠીયાવાડ મારવાડ—માળવા—મેવાડ, ઉત્તર હિન્દુસ્થાન પજાબ સિંધ, બગાળા દક્ષિણ અને મદ્રાસ તથા કર્ણાટક—એ સર્વેની ગાવાની પદ્ધતિમા કાંઈ વિશેષતા હોય છે ગુજરાત કાઠીયાવાડમા ગાવાની કાંઈ ખાસ પદ્ધતિ નથી—સાદુ ગાવાનુ સભળાય છે મારવાડમા રાગ રોયો કહેવાય છે—મારવાડી ઉંચા સ્વરના મ્હાડ રાગમા ઘણે અંશે અને રોતા જ લાગે છે, સિંધ પજાબ અને ઉત્તર હિન્દુસ્થાન તાન પલટા ઘણા હોય છે બગાળાની ગીત પદ્ધતિ પણ ગુજરાત જેવી સાદી છે કર્ણાટકની પણ સાદી છતા ગમક વગેરે હોવાથી રૂચિકર લાગે છે. અને દક્ષિણમા મીંડ વધારે જોવામા આવે છે આ સર્વમા મ્હારા મત પ્રમાણે દક્ષિણની પદ્ધતિ સુન્દર મધુર અને ચિત્તાકર્ષક વધારે છે

પ્રરન્તુ, અમુક દેશની પદ્ધતિનો સ્વીકાર કે તિરસ્કારના કરતા સંગીતનું કર્તવ્ય ગીતાર્થનુ પ્રતિપાદન કરવુ, ગીતના રસનુ ભાન કરાવવુ અને શ્રોતાજનના હૃદયમા ભાવ સચલન કરવુ સામાન્ય રીતે કવિતાની સહાયક અને પોષક કલા તરીકેનુ કર્તવ્ય લક્ષમા રાખી ગાયકે ગાન કરવાનુ છે અને શ્રોતાએ પણ તેવા જ ઉંચા પ્રકારના સગીતનો સ્વીકાર કરી તેને ઉત્તેજન

આપવુ જોઇયે કે જેથી કરીને રસિક કલાઓમાની ઊંચી પન્વી સગીત કળાને છે તે ધારણ કરી રાખે અને મનુષ્ય મડળની સુખ વૃદ્ધિમા અને હૃદયની ઉન્નતિ કરવામા સહાયભૂત થાય, અને તેમ થવા માટે સગીત કળામાં સર્વે પ્રકારની યોગ્યતા છે કારણ કે—

" Music possesses a lofty ethical significance the very heart of humanity beats in its rythim, and heart speaks to heart far more completely and efficaciously than brain to brain Music, too bases itself on the Social sentiment of mankind it is the annihilator of egotism, the most complete expositor of man kind in unison the art whose high mission it is to express the noblest, warmest, most generous of human feelings religion, love, and patriotism, the art of order that is destined to become, in the far distant, slowly advancing era of genera civilization, equality and brotherhood, the universal language of humanity

( F R Riller )

સગીતનુ આ ઉચ્ચ સ્થાન સર્વ માન્ય છે સગીત સ્વર પ્રકૃતિમા સર્વસ્થળે સભળાય છે સર્વ દેશમા સર્વ કાળમા સગીત મનુષ્ય હૃદયમા ભાવ ઉત્પન્ન કરી શકે છે એક ઇંગ્રેજ લેખક કહે છે તેમ—

Music is the universal language which appeals to the universal heart of mankind Its thrill pervades all nature—in the hum of the tiniest insect, on *the top of the wind—smitten pines, in the solemn depth of the ocean* And there must come a time when it will be only suggestion left of our nature and creation since it alone of all things on earth is known in heaven The human soul and music one alone eternal

આમ, સગીતની પ્રશસા સર્વ દેશમા થાય છે એ સગીત તે કવિતાની સખી છે, એ બન્ને કળાઓ જનમડળમા સતત રસિકતાનો પ્રવાહ ચાલ્યો રાખવા માટે આપણે ઇશ્વરે પ્રાર્થીયે કે—

વાસ કરી અનન્તાને દ્વાર,

કવિત સગીત વસો ચિરકાળ !

અમદાવાદ

૨૨—૮—૦૭

કૃષ્ણરાવ ભોળાનાથ દિવેટિયા.

# હિન્દુસ્તાનનો રાજ્યવહીવટ.

( અનુસન્ધાન ગયા વર્ષના વૈશાખના અંકથી । )

આ દરમિયાન બે અગત્યનાં પગલાં ભરાયાં—જે લૉર્ડ ડફરિનની પછીના વ્હાઇસરૉયના વખતમાં અમલમાં આવ્યાં, પણ જેનો આરંભ તો લૉર્ડ ડફરિનની અમલદારીમાં થઈ ચૂકયો હતો. એમા દેશીઓના મતને અનુકૂલ થવાની, અને તેઓની 'મહત્ત્વાકાંક્ષાને યોગ્ય' રીતે પ્રસરવા માટે જોઈતું ક્ષેત્ર પૂરૂં પાડવાની ઇચ્છા સ્પષ્ટ અંકાઈ રહેલી દેખાઈ આવે છે. આ ઇચ્છા લૉર્ડ ડફરિન તેમ જ એની પહેલાંના વ્હાઇસરૉયના અમલમાં પણ હતી.' ઈ. સ. ૧૮૮૬ ના ઑક્ટોબર માસમા લૉર્ડ ડફરિનની સરકારે યુરોપિયન અને દેશી વિદ્વાનોનુ કમિશન નીમ્યું; અને તેને હાલ દેશીઓને કાયદા ( Statute )ની રૂએ સનંદી (Covenanted) સિવિલ સર્વિસમાં દાખલ કરવામા આવે છે, તથા જે જગ્યા પૂર્વે સનંદી સિવિલ સર્વિસવાળાઓને જ આપવામાં આવતી તે હવે દેશીઓને પણ આપવામા આવે છે, એ પદ્ધતિ કેવી ચાલે છે 'એ વિષે તથા દેશના સિવિલ (મુલકી, મિલિટરિ—લશ્કરી—શિવાયના) રાજ્યવહીવટને લગતાં સઘળાં ખાતામાં દેશીઓને રાખવા વિષે તપાસ કરવાનું સોંપ્યું. એ કમિશન નીમવાનો મુખ્ય ઉદ્દેશ કોઈક એવી યોજના ઘડી કાઢવાનો હતો કે જે ફરી ફરીને ફેરવવી ન પડે, અને જેથી સરકારી ખાતાંમાં ઊંચી અને વધારે જગ્યાઓ મેળવવા દેશીઓના હકને પૂરેપૂરો ન્યાય મળે.* એ કમિશનના પ્રમુખપદે સર ચાર્લ્સ ઍચિસન—જે તે વખતે પંજાબના લેફ્ટેનન્ટ ગવર્નર હતા . તેમને, એમની સાથે મદ્રાસ હાઇકોર્ટના એક માજી ચીફ જસ્ટિસ ( મુખ્ય ન્યાયાધીશ ), બીજા કેટલાક ઊંચા દરજ્જાના અગ્રેજ સિવિલિયન તથા દેશી અમલદારો, તથા સરકારી નોકરી બહારના કેટલાક સુપ્રસિદ્ધ અગ્રેજો અને દેશીઓને નીમ્યા. ૧૮૮૭ની આખરે કમિશને રિપોર્ટ કર્યો , તેમાં સિવિલ રાજ્યવહીવટના બધાં અગ બાબત લખાણ કર્યું. એમા વધારે અગત્યની ભલામણો દેશીઓ યુરેઝિઅનો અને હિન્દુસ્તાનમા વતન કરી રહેલા યુરોપિયન બ્રિટિશ પ્રજાજનોને સિવિલ ખાતામા દાખલ કરવા વિષેની હતી. આ બાબત સરકાર આગળ ઘણી વખત આવી ગએલી હતી, અને એ સંબન્ધી સને ૧૮૬૧ તથા ૧૮૭૦ ના કાયદાઓ ઘડાયા હતા. આ બીજા કાયદાની છઠ્ઠી કલમમાં એનો ઉદ્દેશ—" હિન્દુસ્તાનમાં રાણીસરકારના સિવિલ ખાતાંમાં સિદ્ધ યોગ્યતા અને સામર્થ્યવાળા હિન્દુસ્તાનના દેશી ગૃહસ્થોને રાખવા માટે અધિક સગવડ કરી આપવા માટે [" to provide additional facilities ... ... for the employment of natives of India of proved merit and ability in the Civil Service of her Majesty in India ]"—એ પ્રમાણે દર્શાવવામાં આવ્યો હતો. અને એ કાયદાથી હિન્દી સરકારને, સેક્રેટરિ ઑફ સ્ટેઇટ ( હિન્દી પ્રધાન) ની મંજુરીથી, સિવિલ સર્વિસની પરીક્ષામાં પાસ થઈ આવેલા નહિ એવા દેશીઓને પણ મ્હોટી જગ્યાઓ આપવા બાબત નિયમો બનાવવાની સત્તા આપવામાં આવી. 'દેશી'(Native) શબ્દનો અર્થ—હિન્દુસ્તાનમાં થોડાક વખતના કામ સારૂ રહેલા નહિ પણ કાયમ રીતે રહેલા, [illegible] લોકોને પેઠે—"બ્રિટિશ હિન્દુસ્તાન [illegible] કાયમ વતન કરીને રહેલા"—યુરેઝિયનો સહવર્તમાન દેશી એવો વિવક્ષિત હતો. આ કાયદાને અંગે ૧૮૭૩ માં અને ૭૫ માં અને છેવટે

૧૮૭૮ માં નિયમો રચવામાં આવ્યા હતા. કમિશન બેઠું તે વખતે આ ઉક્ત નિયમો ચાલતા હતા. ૧૮૭૮ ના નિયમો પ્રમાણે, કોઈ પણ વર્ગમાં સેક્રેટરિ ઑફ સ્ટેટે નીમેલા સિવિલિયનોની સંખ્યાના ⅙ ભાગ કરતાં વધારે નહિ એટલા દેશીઓ, પ્રાન્તિક સરકારની પસંદગી પ્રમાણે, નીમવાનો ઠરાવ હતો—અને સાધારણ રીતે તેઓ બે વર્ષ અજમાયશ (on probation) કામદાર ગણાતા. કમિશનને એમ જણાયું—અને તે બેશક વાજબી રીતે—કે પૂર્વોક્ત કાયદાની રૂએ થતી પસંદગી મૂળની આશા પ્રમાણે સફળ નીવડી નથી, ઘણાખરા તરફથી એ નિન્દાય છે અને તે હવેથી બંધ થવી જોઇએ. વળી એ કમિશને એવો અભિપ્રાય દર્શાવ્યો કે દેશની હાલની સ્થિતિમાં, મ્હોટી જગ્યાઓ માટેના દેશીઓના હક સંતોષવાનો ઉત્તમ માર્ગ એ છે કે 'કોવ્હનેન્ટેડ (સનદી) સિવિલ સર્વિસ' ની જગ્યાઓ ઘટાડવી; અને મુખ્ય રાજ્યવહીવટની (જેમકે કલેકટરની), તથા તે માટે જોઇતો અનુભવ પ્રાપ્ત કરવા સારૂ તે કરતાં ઉતરતી પાયરીની (આસિસ્ટન્ટ કલેકટરની), કેટલીક જગ્યાઓ જોઇએ તેટલી જ ફક્ત 'કૉવ્હનેન્ટેડ ( સનદી ) સિવિલ સર્વિસ' માં પાસ થએલાઓથી ભરવી; અને આમ કૉવ્હનેન્ટેડ સર્વિસમાંથી કમી કરેલી જગ્યાઓ દેશીઓથી પૂરવા માટે તે તે પ્રાન્તમાં પ્રાન્તિક સરકારને સત્તા આપવી. અને 'કૉવ્હનન્ટેડ ( સનદી ) સિવિલ સર્વિસ' ને બદલે 'Imperial Civil S rvice' ( સમસ્ત હિન્દ સામ્રાજ્યની, માત્ર પ્રાન્તિક નહિ એવી) સિવિલ સર્વિસ' શબ્દ દાખલ કરવો. વળી તેઓએ એમ પણ ઇચ્છા બતાવી કે ૧૮૬૧ ના કાયદામાં બતાવેલી જગ્યાઓની ટીપમાંથી કેટલીક જગ્યાઓ ખાસ યોગ્યતાવાળા દેશીઓને પણ આપી શકાય. આ ટીપમાંથી કમી કરેલી જગ્યાઓ, ન્યાય અને વહીવટ ખાતાની કેટલીક ઊંચી જગ્યાઓ—જે જગ્યાઓ 'કૉવ્હનન્ટેડ' સર્વિસથી બીજા નંબરની ગણાય—તેની સાથે ઉમેરી દેવાની ઠરાવી ભવિષ્ય માટે આનું નામ 'Provincial Civil Service' (પ્રાન્તિક સિવિલ સર્વિસ') એવું પાડ્યું; અને એની નીચે વળી એક 'Subordinate Civil Service' ( સબૉર્ડિનેટ તાબાની સિવિલ સર્વિસ ) રાખી. એમાં માણસો કેવી રીતે દાખલ કરવા તથા એનો પગાર કેવી રીતે વધે, ઇત્યાદિ બાબતોના નિયમો પણ થયા—જે વિષે અત્રે લખવાની જરૂર નથી. જુજ વિગત બાદ કરતાં, આ કમિશનની ઘણી ખરી ભલામણો સરકારે માન્ય કરી, અને તે હાલમાં અમલમાં આવે છે. કમિશનની ભલામણો તુરત જ પૂરેપૂરી અમલમાં મૂકી શકાય એમ નહોતું; પણ ધીમે ધીમે, ઊંચી જગ્યાઓનો ઠીક ઠીક ભાગ દેશીઓને મળે, અને લાંબી લાંબી મુદતની નોકરીથી તથા હુશીઆરી અને યોગ્યતા બતાવીને એ ઉપર તેઓ હક કરી શકે—એમ કમિશને નક્કી કર્યું.*

* જુદાં જુદાં ખાતાંમાં સરકારી નોકરીઓ ઉપર યુરોપિયનોના પ્રમાણમાં દેશીઓ કેટલા કેટલા છે, તેઓને પગાર કેટલા મળે છે ઇત્યાદિ વિષે લૉર્ડ કર્ઝનના વખતમાં ભારે ચર્ચા ઊઠી હતી: સરકારે એક લેખ બહાર પાડ્યો હતો અને તે ઉપર પ્રસિદ્ધ વર્તમાનપત્રોમાં ટીકા થઇ હતી. એ વિષે લૉર્ડ કર્ઝનના સમય ઉપર આવતાં બોલાશે. આ સ્થળે સરકારી નોકરીઓ ઉપર દેશીઓના હકનો પ્રશ્ન ઉપસ્થિત થયો છે, તો તે વિષેનો જુનો ઇતિહાસ વાચક સમક્ષ ટુંકામાં મૂકીશું.

ઈ. સ. ૧૮૩૩ માં, સર ટૉમસ મનરો બિશપ હૅબર વગેરે માહિતગાર પુરૂષોના

દેશીઓ વિષેના ઉત્તમ અભિપ્રાય ટાંકી એને આધારે માર્કિવસ ઑફ઼ લૅન્સડાઉને નીચે પ્રમાણે ભલામણ કરી હતી

*It was a part of the new system which he had to propose to their lordships that to every office in India every Native, of whatsoever caste, sect, or religion, should by law be equally admissible, and he hoped that Government would seriously endeavour to give the fullest effect to this arrangement, which would be as beneficial to the people themselves as it would be advantageous to the economical reforms which were now in progress in different parts of India*

લૉર્ડ એલનબરોનો મત જુદો હતો એમનો હાલના સમયમા લૉર્ડ કર્ઝન વગેરેનો મત છે એવો મત હતો —

"No man in his senses would propose to place the political and military power in India in the hands of the Natives"

આ સ્હામે લૉર્ડ મૅકોલેએ પાર્લમેન્ટમા બહુ પ્રબળ ટીકા કરી હતી, જેમાંથી સવિસ્તર ઉતારા અત્રે લેવા જેવા છે

We had won the Empire of India by the sword, and we must preserve it by the same means, doing at the same time everything that was consistent with our existence there for the good of the people "

*I allude to that wise, that benevolent, that noble clause, which enacts that no Native of our Indian Empire shall, by reason of his colour, his descent, or religion, be incapable of holding office* At the risk of being called by that nickname which is regarded as the most opprobrious of all nicknames by men of selfish heart and contracted minds—at the risk of being called a philosopher—*I must say that, to the last day of my life, I shall be proud of having been one of those who assisted in the framing of the Bill which contains that clause* We are told that the time can never come when the Natives of India can be admitted to high civil and military office We are told that this is the condition on which we hold our power We are told that we are bound to confer on our subject—every benefit which they are capable of enjoying ?—no —which it is in our power to confer on them ?—no—but which we can confer on them without hazard to our own domination. *Against that proposition I solemnly protest as inconsistent alike with sound policy and sound morality*

"I am far, very far, from wishing to proceed hastily in this most delicate matter I feel that, for the good of India itself, the admission of Natives to high office must be effected by slow degrees But that when the fulness of time is come, when the interest of India requires the change, we ought to refuse to make that change lest we should endanger our own power— this is a doctrine which I cannot think of without indignation Governments, like men, may buy existence too dear '*Propter vitam vivendi perdere causas,*' *is a despicable policy either in individuals or in States In the present case, such a policy would*

*be not only despicable, but absurd* The mere extent of empire is not necessarily an advantage To many Governments it has been cumbersome, to some it has been fatal It will be allowed by every statesman of our time that the prosperity of a community is made up of the prosperity of those who compose the community, and that *it is the most childish ambition to covet dominion which adds to no man's comfort or security*

*It would be on the most selfish view of the case, far better for us that the people of India were well governed and independent of us, than ill-governed and subject to us*—that they were ruled by their own kings, but wearing our broadcloth, and working with our cutlery, than that they were performing their salaams to English Collectors and English magistrates, but were too ignorant to value or too poor to buy, English manufactures To trade with civilised men is infinitely more profitable than to govern savages *That would indeed be a doting wisdom which, in order that India might remain a dependency would keep it a useless and costly dependency—which would keep a hundred millions of men from being our customers in order that they might continue to be our slaves*

*We shall never consent to administer the poussa to a whole community —to stupefy and paralyse a great people whom God has committed to our charge, for the wretched purpose of rendering them more amenable to our control* What is that power worth which is founded on vice, on ignorance, and on misery—which we can hold only by violating the most sacred duties which as governors we owe to the governed—which as a people blessed with far more than an ordinary measure of political liberty and of intellectual light, we owe to a race debased by three thousand years of despotism and priestcraft? *We are free we are civilised to little purpose, if we grudge to any portion of the human race an equal measure of freedom and civilisation*

*The path of duty is plain before us and it is also the path of wisdom of national prosperity, of national honour*

Whether such a day will ever come I know not *But never will I attempt to avert or to retard it Whenever it comes it will be the proudest day in English history* To have found a great people sunk in the lowest depths of slavery and superstition to have so ruled them as to have made made them desirous and capable of all the privileges of citizens would indeed be a title to *glory all our own* The sceptre may pass away from us Unforeseen accidents may derange our most profound schemes of policy. Victory may be inconstant to our arm. *But there are triumphs which are followed by no reverses There is an empire exempt from all natural causes of decay Those triumphs are the pacific triumphs of reason over barbarism,*

*that empire is the imperishable empire of our arts and our morals, our literature, and our law."*

કેવા વિશાળ મનના ઉદ્‌ગાર! ખરેખર, આવા ઘરડાઓના પુણ્યપ્રતાપે જ, હજી પણ અંગ્રેજ રાજ્યકર્તાઓની ન્યાયબુદ્ધિ અને ઉદારતા ઉપર આપણા દેશની પ્રજાને વિશ્વાસ છે

ડ્યૂક ઑફ વેલિંગ્ટનનો મત દેશીઓને ઉંચા અધિકાર આપવાની વિરૂદ્ધમા હતો. પણ ઇંગ્લંડમા પણ 'રિફૉર્મબિલ"ની સ્હામે એ કેટલો બધો હતો એ જાણ્યા પછી ઉપરનો મત વાચતા આશ્ચર્ય લાગતુ નથી.

વીસ વર્ષ સુધી સર્વોપરિ સત્તાની આજ્ઞાની પણ અવગણના કરીને હિન્દનો રાજ્યવહીવટ ચાલ્યો ૧૮૫૩ મા આ સવાલ ફરીથી ઉપડયો તે વખતે મિ બ્રાઇટ અને ઑન્વિલે વગેરેએ ઉમદા વિચાર દર્શાવ્યા હતા.

ઈ સ ૧૮૫૮ મા મહારાણીશ્રીનો ઢંઢેરો બહાર પડયો તેમા ધર્મ જાતિ અને ચામડીનો ભેદ બાજુપર મૂકી સર્વને સરકારી નોકરીમા છૂટથી અને નિષ્પક્ષપાત રીતે દાખલ કરવાનુ વચન આપ્યુ (ઢંઢેરાના શબ્દોનો લૉર્ડ કર્ઝને કરેલો સાંકડો અર્થ અને મિ મોર્લિએ મારેલો ફટકો–એ વિષે બોલવાનો આગળ પ્રસંગ આવશે) ઈ સ ૧૮૬૦ મા સર અર્સ્કિન પેરિ વગેરે પોતાની કાઉન્સિલના મેમ્બરોની તે વખતના સેક્રેટરિ ઑફ સ્ટેટે એક કમિટિ નીમી તેઓએ દેશીઓના હકમા બહુ સારી ભલામણ કરી–પણ તે ઉપર લક્ષ અપાયુ નહિ એટલુ જ નહિ પણ એ કમિટિનો રીપોર્ટ પણ પૂરેપૂરો બહાર પાડવામા આવ્યો નહિ ૧૮૬૮ મા સર સ્ટૅફર્ડ નૉર્થકોટે (સેક્રેટરિ ઑફ સ્ટેટ) અત્રેની સરકાર ઉપર લખાણ કર્યું છતા એ વાતની અત્રે રાજ્યકર્તાઓએ દરકાર કરી નહિ ત્યાર પછી ૧૮૭૦ મા તથા ૧૮૭૨ મા–બે વાર–ડ્યૂક ઑફ આર્ગિલે હિન્દી સરકારને પુન સ્મરણ કરાવ્યુ લૉર્ડ લિટને દિલ્હીમા દરબાર ભર્યો તે વખતે દેશીઓનો સરકારી નોકરી ઉપર 'વાજબી હક" છે એમ જાહેર કર્યું, અને પોતાના ખાનગી લેખમા ૧૮૩૩–૧૮૫૮–૧૮૭૦ ના કાયદાઓ સરકારે કેવી રીતે અવગણ્યા છે અને વખતો વખત દેશીઓને કેવા "છેતર્યા છે" ઈત્યાદિ ખુલ્લા દિલથી બતાવ્યુ પણ છેવટે ૧૮૭૮ મા જે લખાણ કર્યું (અને જેનો ઉપર મૂળમા ઉલ્લેખ આવે છે) તેમા દેશીઓના હક ડૂબાવ્યા સનદી (કૉવેનન્ટેડ) સિવિલ સર્વિસમા દર વર્ષે $\frac{1}{5}$ (એટલે કે આશરે ૩૫ ની નવી ભરતી થાય તેમા ૭) જગ્યાઓ દેશીઓને આપવી એમ ૧૮૭૦ ના ઍક્ટમા હતુ આ હિસાબે પચીસ ત્રીસ વર્ષમા ૧૮૦ થી ૨૦૦ જગ્યાઓ ઉપર દેશીઓ આવી જાય આ વાત અત્રેના અંગ્રેજ અમલદારોને પરવડી નહિ તેથી તેઓએ એ ઍક્ટ ઉપર પાણી ફેરવવાની એક યુક્તિ રચી સનદી નોકરીમાથી થોડીક દેશીઓ માટે જુદી કાઢી (૧૮૦–૨૦૦ ને બદલે આશરે ૮૦) અને બિનસનદી નોકરીઓ જે ઉપર વસ્તુત દેશીઓનો હક પહેલાથી જ હતો–તે એમા ઉમેરી, અને દેશીઓ માટે એક જૂદો વાડો કાઢયો! દેશીઓને ખાસ મહેરબાનીથી આપવાની ઉંચી નોકરીઓનુ નામ 'સ્ટેટ્યુટરિ સર્વિસ પાડ્યુ–અને આ રીતે દેશીઓના હક વસ્તુત કાતરી નાખ્યા છતા જાણે નવા જ હક આપ્યા હોય એવો દેખાવ કર્યો. (જુઓ દાદાભાઈ નવરોજજીનું "હિન્દનુ દારિદ્ય"–એ પુસ્તક પૃ૦ ૪૩૬ થી) ૧૮૭૮ ના હિન્દી સરકારના ખરીતામા

એક એવી સૂચના હતી કે અત્રે દેશીઓ માટે થોડીક ખાસ જગ્યા કાઢવી અને પછી સનન્દી નોકરીની પરીક્ષામા દેશીઓને બેસવા દેવા નહિ એના જવાબમા લૉર્ડ ક્રેનબ્રુકે સ્પષ્ટ જ ણાવ્યુ કે આ ફેરફાર પાર્લમેન્ટ આગળ અભિપ્રાય માટે મૂક્યા વિના થાને નહિ અને પાર્લમેન્ટ ૧૮૩૩ નો કાયદો રદ કરવો પડે એવી યોજના કદી પણ પસાર કરશે નહિ

I for one speaking individually, have never felt the slightest alarm at natives, well-qualified and fitted for public employments *being employed in any branch of the public service of India*

આ સ્થળે છેવટે એટલુ કહીએ છીએ કે—અત્રેના અંગ્રેજ અમલદારોની આડાઇથી, દેશીઓના હક માટે થએલા વિલાયત સરકારના અનેક ઠરાવો અમલમા આવવા પામ્યા નથી છતા, ઈંગ્લંડના રાજ્યતન્ત્રીઓના શબ્દો (જે પ્રસંગે જે ઢબથી અને જે ઊર્મિથી એ લખાયા યા ઉચ્ચારાયા છે એ વિચારતા, એ શબ્દોને મિથ્યા વાણી માની શકાતા નથી.) તે ખરી ન્યાયબુદ્ધિ અને વિશાળ મનના સૂચક છે એમા સંશય નથી અને તેથી સર ફીરોજશાહ વગેરે આપણા અગ્રણીઓ જેમણે પોતાની પૂર્વવયમા મૅકોલે બ્રાઈટ ફૉસેટ નૉર્થકોટ અર્સ્કિન પેરિ વગેરે અનેક મહાશયોના ઉદાર શબ્દો સાભળ્યા છે અને જેઓના મનમા હજી એ શબ્દોનો ગુંજાર રહ્યા કરે એ સ્વાભાવિક છે તેઓ હાલનુ વાદળુ પસાર થઈ જઈ આખરે બ્રિટિશ પ્રજાની ન્યાયબુદ્ધિ અમલમા આવશે એમ માને છે, અને બ્રિટિશ પ્રજાની સમક્ષ જઈ આપણા હક રજુ કરવાની જરૂર છે એમ બતાવે છે આ શ્રદ્ધા તે અંધ દીનતાની શ્રદ્ધા નથી, પણ ભૂતકાળના રાજ્યલેખોના પૂર્ણ પરિચયથી ઉદ્દ્ભવેલી આત્મમાનથી ભરેલી સાત્ત્વિક શ્રદ્ધા છે એમ અમારો અભિપ્રાય છે

પણ વિશેષમા એટલુ નોંધવુ જોઇએ ખરૂ અને તે ફીરોજશાહ ગોખલે વગેરેને અજ્ઞાત છે એમ કોઈ જ નહિ કહી શકે—કે જૂના અને નવા લિબરલ અંગ્રેજોના—મૅકોલે અને મોર્લિના—વિચારો વચ્ચે કેટલોક ખુલ્લો ફેરફાર છે એ ફેરફાર તે પચાસ વર્ષ ઉપરના અને અત્યારના હિન્દુસ્તાન વચ્ચે પડી ગએલા ફેરફારનુ પરિણામ હોય—અર્થાત્ સ્વપ્ન અને જાગ્રતના ધર્મો જુદા છે એમ હાલના અમલદારોને લાગવા માંડ્યુ હોય અગર તો ભવિષ્યકાળ વર્તમાન થતા એટલે કે પરોક્ષ વસ્તુસ્થિતિ અપરોક્ષ અનુભવમા પલટાતા તેઓના હૃદયની દિવ્ય ઉદારતાને સ્વાર્થરૂપી માયાના આવરણે ઝાખી કરી હોય ગમે તેમ હોય પણ મૅકોલેની નિરર્ગળ નિરુપાધિક—શુદ્ધચૈતન્યની—ઉદારતા ગઈ છે અને તેને સ્થાને મોર્લિની દેશ કાળ વર્ણભેદ વગેરે ઉપાધિથી નિયન્ત્રિત ઉદારતા આવી રહી છે હિન્દુસ્તાન ઉપર આપણો કાબુ રહે તેટલી હદ સુધી જ ઉદાર થવુ એ વિચારનો મૅકોલેએ ગર્જન્ત વાણીમા પ્રતિષેધ કર્યો હતો અને આ દેશની જુનવી અને જંગલી રાજ્યપદ્ધતિને સ્થાને પશ્ચિમની ઉદાર અને સુધરેલી રાજ્યપદ્ધતિ સ્થાપવાની ભલામણ કરી હતી મોર્લિ એ હદને અનુલ્લંઘ્ય રેખા રૂપે સ્થાપે છે, અને પૂર્વ અને પશ્ચિમ વચ્ચે ગરમ અને ઠંડા દેશ વચ્ચે જેવો સ્વાભાવિક હવાનો ભેદ હોય છે તેવો તેની રાજ્યપદ્ધતિમા પણ ભેદ માને છે પણ મોર્લિને ન્યાય કરવા ખાતર એટલુ કહેવુ જોઇએ ખરૂ કે આ દેશનુ હિત એમા જ રહ્યુ છે એમ એમની સમજણ છે અને અત્રે અંગ્રેજોનો કાબુ શિથિલ થતા ચોતરફ અન્ધકાર અને કાપાકાપી વ્યાપી રહેશે

એમ એમને ભય રહે છે ગોખલે વગેરે પણ હિન્દુસ્તાનની રાષ્ટ્રીય એકતા ઉન્નતિ અને સ્વાતન્ત્ર્ય ઉપજાવવા માટે સાધનરૂપે બ્રિટિશ અમલ સર્વથા આવશ્યક માને છે બ્રિટિશ કાબુ કેટલી હદ સુધી હોવો જોઇએ અને અમુક અમુક બાબતમા અત્યારે છે તેથી ઓછો કરી શકાય એમ છે કે નહિ, અને સહેજસાજ રાજ્યતન્ત્રની કાર્યશક્તિ ( efficiency ) ઘટવા દઇને પણ સ્વરાજ્યની દિશામા આ દેશનુ રાજ્યતન્ત્ર હાલ કરતા વધારે ઝડપથી વાળવુ જોઇએ કે કેમ એ પ્રશ્ન ઉપર મિ મોર્લિની નિયન્ત્રિત અને ક્લિષ્ટ ઉદારતાવાળા વિચારો તેઓ નાપસન્દ કરે છે

( અપૂર્ણ. )

[ વસન્ત-ઑફિસ ]

---

## કીસ્સે એ સજાન મુજબ સંજાનનાં હીંદુ રાજાને હરાવનાર સુલતાન મહમુદ.

પારકા રાજ્યની દીન અને દોરથી કટાળી પારસીઓ હીંદુસ્તાન આવ્યા, ત્યાર પછીની તેઓની તવારીખનુ જો કોઈ પણ પુસ્તક હોય, તો તે કીસ્સે એ સજાન નામનું ફારસી પુસ્તક છે, જે સુંદર ન ગણાય એવી એતોમા યજદજર્દી ૮૬૯ ( ઇસવી ૧૫૦૦ ) ના સાલમા બહમન કએકોબાદ નામના એક નૌસારીના રહીશની કલમથી લખાયલું છે પારસીઓના ધર્મ, દંતકથા, તવારીખ, રેવાજ, રસમ વીગેરે તરેહવાર બાબતો જે રેવાયતોને નામે જણાયલી છે, તેનો સામતો સગ્રહ બરજો મામદીન અને દારાબ હોર્મજદયાર નામના ધણી ઓએ કીધો છે તેઓમાથી દારાબ હોર્મજદયારના સગ્રહમા એ કીસ્સે એ સજાન નામનુ પુસ્તક પણ સમાયલું છે

દારાબ હોર્મજદયારના આ સગ્રહની પુરાણામા પુરાણી નકલ મારા જોવામા એરવદ માનેકજી રૂશતમજી ઉનવાળાની માલેકીની આવી છે એ નકલના કોલોફોન મુજબ, તે રોજ હોરમજદ માહ શેહેરેવર સને ૧૦૫૧ યજદજર્દી ( ઇસવી સને ૧૬૮૨ ) ને દીને એટલે આજથી ૨૧૫ વર્ષપર, સગ્રહ કરનાર ધણી, દારાબ હોરમજદયારને પોતાને હાથથી લખાયલી છે

હવે ઈ સ. ૧૬૦૦મા લખાયલુ કીસ્સે એ સજાનનુ એ પુસ્તક તેના લખનાર બહમન કએકોબાદે શાને આધારે લખ્યુ હતું, તે બાબે ગ્રથ કરતા કહે છે કે "મને એ વાર્તા એક દસ્તુરે દેખાડી હતી." (ખરા કે ઇન કીસ્સે બેનમુદસ્ત દસ્તુર ) યાને કહી હતી એજ બાબે તે આગળ ચાલતા કહે છે કે "આએ વાત, જેમ મે જોઇ (અને) બુઝોર્ગોના કહેવાથી સાભળી, તેમ જણાવી છે' આ મુજબ, ત્યારે, જો કે એ પુસ્તક આજથી ૩૦૭ વર્ષ ઉપર લખાયલુ છે, તોપણ તે, તે વખતથી પણ આગમચના કોઈ પુરાણા આધારો ઉપર લખાયલું છે

એ પુસ્તકમાં આરબોએ ઇરાંન જીત્યું અને ત્યાંથી થોડાક પારસીઓ હીંદુસ્તાંન આવ્યા અને આ દેશના જુદા જુદા ભાગોમાં જઈ વસ્યા તે વીગેરે બાબતોનું વર્ણન છે એ વર્ણન મુજબ એ પેહેલ વેહેલા પારસીઓની હીલચાલનાં મુખ્ય બનાવોનાં કેટલાક સનેઓ મલે છે. એ સનેઓ એ પુસ્તકમાં એમ આપ્યા નથી કે "અમુક બનાવ અમુક વર્ષમાં બન્યો" પણ "ઇરાંનનાં છેલ્લા પાદશાહ યજદજર્દ પછી આટલે વર્ષે આ બનાવ બન્યો, પછી આટલે વર્ષે આ બનાવ બન્યો," એમ જણાવ્યું છે. તે ઉપરથી એ બનાવોનાં સને આપણે મુકરર કર્યે છીયે. આરબોને હાથે થયલી હારથી તે સંજાન આવી રેહવાનાં અને તે છોડવું પડયું તે વખત સુધીનાં બનાવો માટે કીસ્સે એ મંજાનમાં જે કહ્યું છે તેનો સાર બનતાં સુધી તે કેહનારનાજ શબ્દોમાં નીચે પ્રમાણે છે.

"જ્યારે યજદગર્દનાં હાથમાંથી પાદશાહી ગઈ અને બીજી દીનવાળો (પાદશાહ) આવ્યો અને તખ્ત લીધુ ત્યારે તે વખતથી ઇરાંન પદભ્રષ્ટ થયુ. અફસોસ કે તે મુલક અને દીન વેરાંન થયા. તે વખતે તેઓ કે જેઓને જંદ અને પાજંદ ઉપર (એટલે એ ધર્મ પુસ્તકોની દીન ઉપર) વીસવાસ હતો તેઓ વીખરાઈ ગયા. જ્યારે બેહદીનો અને દસ્તુરો સર્વ દીનનાં કામ ખાતર છુપાઇ ભરાઇ બેઠા, ત્યારે તેઓએ પોતાનાં મકાંનો અને જગ્યાઓ અને બાગો અને મેહેલો અને અએવાનો પોતાની દીનને ખાતર છોડી દીધાં. જ્યારે તેઓનો એવો હાલ થયો ત્યારે કુહસ્તાંનમા તેઓ ૧૦૦ વર્ષ રહ્યા. (ત્યાં) એક ભલા દાનાવ શખસે તેઓની દીન બાબે ફીકર કીધી અને પછી પોતાની સાથવાળા મીત્રોને કહ્યું કે "અહીં પણ જુદ દીનની ચીંતાથી વધુ વખત રેહવુ મુશ્કેલ છે.' તેથી તેઓ દસ્તુર અને બેહદીનો સર્વે હોર્મજ શેહેર તરફ રવાનાં થયા. જ્યારે ત્યાં ૧૫ વર્ષ ગુજર્યાં ત્યારે દરેક ઉપર દરવદો (યાને બીજી દીનવાળા)થી રંજ આવી પડી......તેઓએ દર્યા તરફ વહિણો તૈયાર કર્યાં અને તુરત સર ચઢાવ્યા. વાહણોમાં બાયદી છોકરાઓને બેસાડ્યાં અને સેતાબીથી હીંદુસ્તાન તરફ કીસ્તીઓ ચલાવી. જ્યારે વહાણો હીંદુસ્તાંન આવી પોહોતાં ત્યારે તેઓ દીવ (દીવ ખાતે) લંગરવાર થયાં. ત્યાં એક જગ્યા લેઇ તેઓ ઉતર્યા. ત્યાં તેઓ મુશકેલીમાં રહ્યા. ત્યાં એ બેહેદીનો (એટલે ભલી દીન પાળનારાઓ) ૧૯ વર્ષ સુધી રહ્યા. તે મુદત ખલાસ થતાં એક જોતીષે ફાલ જોઈ. એક જબર દસ્તુરે તારાઓની ચાલ જોઇ એકદમ કહ્યુ કે "ઓ રોશની પાંમેલા મીત્રો! અહીથી આપણે એક બીજી જગ્યાએ જવું જોઇએ, અને ત્યાં આપણે આપણુ મથક કરવું જોઇએ." તેના બોલવાથી સર્વ ખુશી થયા અને ગુંજરાત તરફ વાહણો સેતાબ હંકાર્યાં...... ...પછી નસીબ સંજોગે સર્વ સંજાન આવી પોહતા. ત્યાં એક ભલો રાજા રાજ કરતો હતો. તેણે પોતાનું શીર પરેજગારીનાં માર્ગમાં મેલ્યું હતું. તેનું નાંમ જાએ રાંણા તરીકે હતું. તે સખી અકલમંદ અને દાહ્યો હતો. તેઓનો દસ્તુર, જે એલમ અને દાનાઇમાં મશહુર હતો, તે હદીઓ લઇ તે (રાજા)ની આગળ ગયો. તેની ઉપર દુઆ કીધી અને કહ્યુ કે "ઓ રાયોના રાય

(૧) મન ઇન કીસ્સે બે ગોફ્તમ ઓન યેદીદમ
જ઼ ગોફ્તારે બુજોર્ગાને ખુદ શનીદમ.

( એટલે રાજાઓનાં રાજા ) ! આ શહેરમાં તું અમોને જગ્યા આપ. "...... જ્યારે તે હીંદુ રાજાએ તે દસ્તુરનાં એ શબ્દો સાંભળ્યા, ત્યારે તેનું દીલ તમામ ખુશ થાયું. તેજ વખતે તે નેક વીચારનાં (રાજા) એ હોકમ કાધો કે "તમો મારા મુલકમાં મુકામ કરો. "......તેઓએ સઘળી જગ્યા તપાસી એક વીસ્તારવાળી (ફેરાખ) જગ્યા જોઇ અને મોબેદને તેની ખબર આપી. જંગલમાં એક જગ્યા તેઓને પસંદ આવી. તે જગ્યા ખુશ હતી. ત્યાં તેઓએ મકાન કીધો. સઘળા માણસોને તે જગ્યા પસંદ આવી અને જંગલનું તેઓએ શહેર બનાવ્યું. (જયાં) સઘળું બીઆબાંન જંગલ અને વેરાંન હતું ત્યાં સઘળાં જવાન અને ઘરડાઓ આવ્યા. જ્યારે દસ્તુરે તે સારી જમીન જોઈ ત્યારે ત્યાં સઘળી રીતની રહેવાની જગ્યા જોઇ. દસ્તુરે તેનુ નામ સંજાન આપ્યું અને તે ઇરાંનનાં મુલક માફક આબાદ થાઇ... . એક વખત તેઓને રાએ (રાજા) સાથે કામ પડયું. તેઓ સઘળા ખુશ વિચારથી તેની આગલ ગયા. દસ્તુરે તેને કહ્યું કે " ઓ રાએ જાદા ! આએ મુલકમાં તે હમુને જગ્યા આપી છે. હવે હમો ઇછીએ છીએ કે હીન્દનાં મુલકમાં હમો એક આતશ બેહ-રામ સ્થાપીએ"......તે રાએ જાદાએ હોકમ ફરમાવ્યો અને દસ્તુરને એક ખુશ જગ્યા આપી ..... બુજોર્ગોએ દીનના હોકમ મુજબ આતશ જાહેર કર્યો. દીનની રસમ મુજબ સઘળા બુજોર્ગ દસ્તુરોએ પુર નુર નુરાની 'ઇરાંનશાહ' (આતશ)ને સ્થાપ્યો........એ મુજબ ત્રંણુસો વર્ષ ઓછા યા વધતા ગુજર્યા. અને ત્યાંથી કેટલાંક વધતા ઓછાં માણસો (બાહાર) ગયાં. તેઓ હીન્દનાં (જૂદા જૂદા) મુલકોમા પથરાઇ ગયાં. તેઓએ સઘળી બાજુએ દીલને પસંદ પડતી જગ્યાઓ પસદ કીધી. કેટલાકોએ બાકાનેર (વાકાનેર) તરફ મોહ કર્યું. કેટલાકો ભરૂચ તરફ ગયાં. કેટલાકો વર્યાવ તરફ ગયા. સઘળાઓ એમ જુદીજુદી જગ્યાએ સેતાબ ગયાં. કેટલાંકો અકલેશ્વર શહેર ગયા. કેટલાકો ખંબાયતના શહેરમાં જમા થયા. કેટલાંકો નોશારી તરફ પેતાની માલમતા હોકમ મુજબ યા નસીબના સરજવા મુજબ લેઇને ગયા. સવળાઓએ દરેક જગ્યાએ આરામ મેળવ્યો. અને ત્યાર પછી સઘળી જગ્યાએ પોતાનાં ઘરો બનાવ્યાં સઘળે શાદી, આબાદાની અને સાતી હતી આ મુજબ ૨૦૦ વર્ષ પસાર થયાં તે વખતે સજાન શહેરમાં દસ્તુરોના કેટલાક ઘરો રહ્યા હતા......આ મુજબ (તેઓનાં સંજાન આવ્યા પછી) ૭૦૦ વર્ષ ગુજર્યા અને તે શેહરમા તેઓની ઘણી અવલાદ થાઇ.

જ્યારે આટલાં વર્ષ એઓ ઉપર ગુજર્યા ત્યારે તેઓ ઉપર આસમાંન રૂઠ્યુ. એકાએક તેઓ ઉપર જેહાંન તંગ થાઇ પડી. જમાનાએ તેઓનો જાન લેવાનો વિચાર કીધો. થોડાંક સાલ બાદ વખતના દોરથી પાદશાહને સંજાનનાં રાએ ( રાજા )ની ખબર પડી. ઇસલામી પાદશાહોને જ્યારે હીન્દમાં ૫૦૦ વર્ષ થયાં ત્યારે તેઓ ચાંપાનેરમાં આવ્યા. જુઓ ! કે એક નસીબવંત પાદશાહ તે ( ચાપાનેર ) શેહરમાં જાહેર થાયો અને તખ્ત પર બેઠો તેને મહમુદ સુલતાંન કહેતા હતા. પ્રજા તેને 'જીલ સુબહાન' કહેતી હતી. કેટલાંક વર્ષ પછી જ્યારે તેને માલુમ પડયું કે હીંદુસ્તાનમાં સંજાન શેહરમાં એક પાદશાહ છે, ત્યારે એક દીવસે અલફખાંનને વજીરે કહ્યું કે " ફતેહમંદ પાદશાહનું એવું ફરમાંન છે કે તારે સંજાન તરફ જલદીથી લશ્કર સાથે જવું કે, તેનો ( યાને ત્યાંના રાનાનો) મુલક હાથ લાવે." તે (અલફખાંન) શાહ સુલતાંન મહમુદનાં હોકમથી પોતાનાં મકાનમાંથી ધુમાંરા માફક બાહર પડયો. તમામ લશ્કરને એકદમ તૈયાર કરીને પોતાનાં અકાબ

(૧) અકાબ પક્ષીને ઇસ્લાંમી રાજાની નીશાંની તરીકે તેઓના ઝુન્ડાં પર મેલવામાં આવતું. પક્ષીને ઉડતું કીધું. જ્યારે અલફખાંન સાંથી લસ્કરને લેઇને સંજાનનાં આબાદ મુલક ભણી આવ્યો ત્યારે હીન્દુ રાએ (રાજા) ને તે લસ્કરની ખબર પડી, કે તે બધી તરફથી ઘણું લસ્કર લેઇ આવ્યો છે......ત્યારે તેણે સઘળા મોબેદો બેહદીનો અને હેરબદાને બોલાવ્યા. પછી તે નેક કરણીવાળા રાજાએ તેઓને કહ્યું કે "ઓ વફાદાર મીત્રો! (આ કામમા) શું તદબીર છે? મારા વડીલોએ તમુને મદદ કીધી હતી અને તમારા કામમા (તમારી સાથે) સઘળી નેકી કીધી હતી. માટે આ મારાં કાંમમાં તમો સર્વે કમ્મર બાંધો અને લડાઇમાં તમો ભોમીઆ થાઓ (યાને ભાગ લેઓ). જો માહરા વડીલોનું તમો ઉપર અહેશાન થયલું તમો ગણતા હોવ તો તેનાં આભારમાંથી તમારૂં શીર ખેંચી નાં લેઓ."
ત્યારે તેઓમાંથી એક પીર મોબેદે જવાબ આપ્યો, કે "ઓ રાજા! આ લસ્કરથી તું દલગીર નાં થા......તે વખતે તે જગ્યાએ (યાને સંજાન શેહેરમાં) જવાન તેમ બુઢા કેટલાક લાયક બેહેદીનો હતા. તે સર્વ બહેદીનોની ગણત્રી કીધી તો એક હજાર અને ચારસો દફતરે નોધાયા. તે સર્વએ તુરત ઘોડાઓ ઉપર જીન બાંધ્યા. (લડાઇના) નગારાં વાગતાને વાર તે સવારો તૈયાર થાઈ ઉભા.........આ મુજબ બેઉ બાજુથી લસ્કર તૈયાર થયું, એક ઇસ્લામીઓનુ અને બીજું હીંદુ રાજાનુ. બેહદીનોમાથી જે પહેલો ધણી મેદાન પડયો તે અર્દશીર નામનો હતો......તે (લડાઇનાં) મેદાનમા ઇસ્લામીઓની હાર થઇ અને તેઓ તે રાએજાદાની સાથની લડાઇમાં માર્યા ગયા. રાતના અંધારામા અલફખાન નાઠો. તે સીદ્ધો માર્ગ ભુલ્યો. તેનું સઘળું લસ્કર પડવા ખડવા લાગ્યું અને અર્દશીર આગળથી નાંસવા લાગ્યું.. ...અલફખાને બીજી વખતે લડાઇનો સામાન તૈયાર કર્યો અને પાછા લડાઇનાં નગારાં વાગવા લાગાં. જ્યારે કીર્તીવંત અર્દશીરે લસ્કરને જોયું ત્યારે પાછો દોડતો આવ્યો અને તે ભલી ખસલતના રાજાને કહ્યું કે "આપણા એક માણસે તેઓનાં એક સો માણસો છે"......જ્યારે બેઉ તરફથી લશ્કરો ભેગાં મળ્યાં ત્યારે સેપાહોનાં શરીરમાંથી દર્યા માફક લોહી વેહેવા લાગ્યું......અર્દશીર જીન ઉપરથી ઉંધે મસ્તક નીચે પડયો. લસ્કર તેથી ધાસ્તી ખાઇ ગયુ અને નીરાશ થયું......બેઉ બાજુએથી ઘણુ લસ્કર અને સરદારો, નામદારો, અને નેક આદમીઓ માર્યા ગયા. તે રાએજાદો પણ માર્યો ગયો અને લડાઇનાં મેદાનમાં હોહા થઇ રહી. અફસોસ! કે તે નેક હીંદુ શાહજાદો માર્યો ગયો અને સઘલી બાજુએથી શહેર વેરાન થઇ ગયું. સઘળા બેહદીનો આખેરે પરાંગન્દે થઈ ગયા. હિંદુસ્તાનમાં બહારૂત નામનો એક પાહાડ હતો. ઘણાકો પોતાના જાણને ખાતર તેમાં ભરાઇ બેઠા. ખોદાના હોકમ આગળ કોઇનો ચારો નથી. આ બનાવ ઉપર ૧૨ વર્ષ ગુજર્યા (અથવા તેઓ ૧૨ વર્ષ ત્યાં રહ્યા). તેઓ પોતા સાથે ઇરાન શાહ (આતશબહેરામ) ને લઇ ગયા હતા......પછી બધાઓ વાંસડે આવ્યા. એ ઉપર ૧૪ વર્સ ગુજર્યાં. અને આકાશનુ ચક્કર કાળ ઉપર ફરતું હતું. તે વખતે એક બેહદીન જાહેરમાં આવ્યો. તે સરદાર (દહયો વદ, પહેલવી દહયોપત એટલે ગામનો પટેલ) હતો અને તેનું નામ ચાંગા બીન આસા હતું......એક વર્ષે તે (વાંસદાના) એ આતસ ગાહમાં ગયો.

કીસ્સે સંજાનમાથી અમત જોયું ઉતારેલું આ લાંબુ વર્ણન યજદજર્દની, હાર પછી

પારસીઓ હિંદુસ્તાન આવ્યા અને સંજાન ભણી જઇ વસ્યા અને ત્યાનાં હિંદુ રાજાએ સુલતાન મહમુદને હાથે હાર ખાવા પછી પારસીઓ ત્યાંથી વીખરાઇ ગયા અને આતશ બેહરામને લઇ બાહારૂત અને તે પછી વાંસદે જઇ રહ્યા અને ત્યાંથી નૌસારીના ચાંગા આસા નામના પુરૂષ આતશ બેહરામને નૌસારી લઇ ગયા તે વખત સુધીની હકીકત આપે છે.

હવે એ વર્ણનમા જણાવેલો સુલતાન મહમુદ તે કયો ઇસ્લામી પાદશાહ હતો? અને તેને હાથ સંજાનના હીંદુ રાજાની અને સંજાનની છત કયા વર્ષમા થઇ હતી? તે બાબદો તપાસવાની અને નક્કી કરવાની આ વિશયની મતલબ છે

પારસી દંતકથા કહે છે અને તે દંતકથાને આધારે ડા. ઉવીલસને (૧) કહ્યું છે કે, એ સુલતાન મહમુદ તે ગુજરાતનો ઇસ્લામી પાદશાહ મહમુદ બેગડો, જેણે ઇ. સ. ૧૪૫૯ થી ૧૫૧૧ સુધી રાજ કર્યું હતુ, તે હતો પણ સર જેમ્સ કેમ્પબેલ (૨) કહે છે, અને તેના આધારે હાલ કોઇક પારસી ગ્રંથકર્તાઓ કહેવા લાગા છે, કે એ સુલતાન મહમુદ તે દીલ્લીનો મહમુદ શાહ અથવા અલાઉદીન ખીલજી છે, કે જેણે ઇ. સ. ૧૨૯૫ થી ૧૩૧૫ સુધી રાજ કર્યું હતુ અને ગુજરાત પણ જીત્યુ હતુ

હુ આ વિષયમા દેખાડવા માગુ છુ કે, ડા. ઉવીલ્સન કહે છે તેમ, એ ઇસ્લામી પાદશાહ સુલતાન મહમુદ બેગડો હતો અને નહિ કે, સર જેમ્સ કેમ્પબેલ ધારે છે તેમ, મહમુદ શાહ અથવા અલાઉદીન ખીલજી.

માહરા અનુમાનનાં ટેકામા હુ નીચલા સાધનોની દલીલ રજુ કરવા માગુ છુ

૧ પારસી દંતકથા.

૨ ઉપલા બનાવોનુ વર્ણન કરનાર કીસ્સે એ સંજાનના પુસ્તકની ખુદ માહેલી ગવાહી.

પારસી દંતકથા.

કોઇ તવારીખનો બનાવ નક્કી કરવા માટે હંમેશા દંતકથા કંઇ મજબુત દલીલ ન ગણાય પણ જ્યારે દંતકથાથી વીરૂધ કોઇ મજબુત દલીલો નહિ હોય અને જ્યારે દંતકથાની તરફેનમા ખીજી દલીલો હોય ત્યારે અલબતે દંતકથાને કેટલુંક વજન આપવું જોઇએ.

સર જેમ્સ કેમ્પબેલ ધારે છે કે એ સુલતાન મહમુદ તે મહમુદ બેગડો હતો એમ ડા ઉવીલસને પોતે સુચના કરી છે. તે કહે છે કે "Dr. Wilson (J.B.B.R.A.I.S.L. p 182) has suggested that the Mahamudshah of the Kisseh i.

---

(૧) બોમ્બે બ્રાન્ચ રોયલ એશીઆટીક સોસાએટીનું જર્નલ વા. ૧ પા. ૧૮૨ નોટ.
(૨) બોમ્બે ગેઝેટીઅર ચાના વાલ્યુમ ૧૩. ભાગ બીજો. પાનું ૨૫૦.

Sanjan was Mahamud Begada who reigned in Gujarat from 1459 to 1573." પણ એ કંઇ ડા. ઉવીલસનની પોતાની સુચના નથી. ડા. ઉવીલસન જે જણાવે છે તે પારસી દંતકથાને આધારે છે. એ દંતકથા કેટલાક પુસ્તકોમાં ઉવીલસને ઇ. સ. ૧૮૪૧ માં લખ્યું તેનો આગમચ નોંધાઇ છે. (ક) ડા. વીલસને લખ્યું તેની ૩૩ વરસ આગમજ (ઇ. સ. ૧૮૦૮) મા ડા. રોબર્ટ ડ્રમન્ડ નામના ગ્રંથ કર્તાએ પારસી દંતકથાને આધારે, સુલતાન મહમુદ બેગડાનું નામ જણાવ્યું હતું. એ ગ્રહસ્થે ગુજરાતી મરાઠી ભાષાઓ ઉપર એક પુસ્તક (૧) ઇ. સ. ૧૮૦૮ માં પ્રગટ કીધુ હતુ. તેમાં તે પારસીઓનાં સંજાન સાથનાં સંબંધ માટે નીચે પ્રમાણે કહે છે.

"These Parsees sojourned together several hundred years in the territory of Srejan, where, in their transmarine abode, they first lighted up an Atish Beharam, or sacred fire. But after that time, many of them went forth from Oodwada, the site of the said flame .. ... After thier voluntary dispersion from the territories of Sujjan, Mehmood Begra, Prince of Ahmedabad, a notorious civil usurper and religious Bigot, sent a detachment to demand tribute from Sujjan Chief

The strength of the Mussulmans, on this march, is said to have been thirty thousand men. The protector of the Parsees now called upon them to join his natural militia

(1) Illustrations of the Grammatical parts of the Guzerattee, Mahratta and English languages by Dr. Robert Drummond, Bombay. Printed at the Courier Press 1808 There were only fourteen hundred adult males of the Parsees present They however fought a bloody battle. The Mahomedans were worsted, but an immense army soon after returned and compelled the Raja to pay a Peshcush or tribute and to acknowledge the Ahmedabad power and authority invincible, and paramount

પોતાનાં પુસ્તકનાં શબ્દકોષમાં 'પારસી' શબ્દ હેઠળ તે ઉપલી વીગત આપે છે અને ત્યાં પારસીઓ માટેના પોતાનાં વર્ણનને તેઓનાં દસ્તુરો સાથનાં સમાગમ (an early access to conversation with many of their Dastoors) નું પરીનામ જણાવે છે. એનુ પણ ઘણું ખરૂ કીસ્સે એ સંજાનને મળતુ છે.

ત્યારે ડા. ડ્રમન્ડનાં વર્ણન ઉપરથી દીસે છે, કે ઇ. સ. ૧૮૦૮ માં, એટલે આજથી આસરે ૧૦૦ વર્ષ ઉપર તેનાં કર્તાએ પારસીઓથી સાંભળ્યું હતું કે સંજાન ઉપર હુમલો કરનાર પાદશાહ સુલતાન મહમુદ બેગડો હતો.

(ખ) વળી કીસ્સે સંજાનનો ગુજરાતી તરજુમો ડા. ઉવીલસનની આગમચ છપાયો છે. તે તરજુમો કરનારાઓએ સુલતાન મહમદને મહમદ બેગડો ગણ્યો છે. એવો એક તરજુમો

ઈ સ ૧૮૩૧ મા એ ફરામ બીન અસપદીયારજી રબાડીએ "હાદેશાનામુ", એવે નામનાં એક પુસ્તકના એક ભાગ તરીકે પ્રગટ કીધો છે તેમાં એ લખનારે એ સુલતાનને મહમુદ બેગડો કહ્યો છે એટલુ જ નહી, પણ એ સુલતાને સંજાનના પારસીઓ ઉપર હાડેસો પાડયો હતો, તેથી ઉપલા પુસ્તકમા 'સુલતાન મહમુદ બેગડાનો કીશે,' એવે નામે એ પાદશાહનો એક એહવાલ 'મીરાતે સીકંદરી' નામના તવારીખના પુસ્તક ઉપરથી ઉપજાવી પ્રગટ કીધો છે .

એ પણ ત્યારે દેખાડે છે કે ડા. ઉવીલસને કાંઈ પોતાની અટકળથી મહમુદ બેગડાનુ નામ સુચવ્યુ નથી, પણ આગળથી પારસીઓ બાપદાદાની દંતકથાથી, જેમ સાભળતા આવ્યા હતા તેમ એ નામ જણાવ્યુ છે

(ગ) આજથી ૮૨ વર્ષ ઉપર એટલે ઇ સ ૧૮૨૬ મા ભરૂચવાળા દસ્તુર અસપંદીઆરજી કામદીનજીએ ' કદીમ તારીખ પારસીઓની કસર" એવે નામનુ જે પુસ્તક લખ્યુ છે તેમા પણ (પાના ૧૫૧ થી ૧૫૪ મા) જણાવ્યુ છે કે સંજાન ઉપર હુમલો કરનાર સુલતાન મહમદ તે મહમુદ બેગડો હતો આ કેતાબમા દસ્તુર અસપંદીઆરજીએ એ સુલતાનનુ નામ મહમુદ બેગડો આપ્યુ છે એટલુજ નહી પણ એનો ગાદીએ આવવાનો સને આપતા જણાવ્યુ છે, કે " એ મહમુદ બેગડાને ગુજરાતની હકુમત ઉપર બેસનો શને હીજરી ૮૬૩ આઠશેને તેશઠ હીજરી શને હતો તેહેને હાલ હીજરી શને ૧૨૪૧ સુધી ૩૭૮ તરણુશોને ઇઠોતેર વર્ષ થયા છે ' (પા ૧૫૫)

આ મુજબ દસ્તુર અસપંદીઆરજી એ સંજાન છુંતનાર તરીકે મહમુદ બેગડાનુ નામ આપ્યુ છે એટલુ જ નહી, પણ તેનો સને વગેરે આપ્યુ છે તેનો ગજગાદીએ આવવાનો સને હીજરી ૮૬૩ ઇસનામી તવારીખ નવેશો પ્રમાણે બરાબર છે તો પણ એ સનેને પોતે પુસ્તક લખ્યુ (ઇસવી ૧૮૨૬ હીજરી ૧૨૪૧) તેનીથી ૩૭૮ વર્ષ ઉપર આગમચ મેલ્યા છે તે પણ બરાબર છે (હીજરી ૧૨૪૧-૮૬૩=૩૭૮) (૧)

અહીં યાદ રાખવુ જોઇએ કે મુસલમાન વર્ષ ટુકુ હોવાથી તેની ગણત્રી પ્રમાણે ૩૭૮ વર્ષ થાય છે પણ જો ૩૬૫ દાહાડાની ગણત્રી લેઇએ તો એ બનાવો બચ્ચે ૩૬૭ વર્ષનો ફેર આવે કારણ હીજરી ૮૬૩ તે અંગ્રેજી ૧૪૫૮ છે અને હીજરી ૧૨૪૧ તે અંગ્રેજી ૧૮૨૬ છે તેથી એ બે વચ્ચે ફેર તરીકે (૧૮૨૬-૧૪૫૯=) ૩૬૭ વર્ષનો ગાળો આવે

(અપૂર્ણ.)

જમશેદજી જીવણજી મોદી.



# વિલાસિકા.

(અનુસન્ધાન ગત અંકના પૃષ્ઠ ૬૫૬ થી.)

ઉપરની ચર્ચાથી મિ. ખબરદારનો અપૂર્વ કવિતા રચવાની નૈસર્ગિક શક્તિનો હક સ્વીકાર્યોછે તે તરત જણાશે. આ કારણથી જ હેમની રચનાઓમાં અનુકરણ અંશ વિશે જરાક બોલવું પડશે તો છિદ્રાન્વેષણથી બોલ્યું નહિં ગણાય એમ આશા છે. અનુકરણ મુખ્ય બે પ્રકારના હોય છે, (૧) અનુકરણના ઉદ્દેશથી જ જાણી જોઈને રચાયલાં કાવ્યો, (૨) અપૂર્વ રચનાનો ઉદ્દેશ છતાં, હેમાં અન્યકૃતિનું અનુકરણ પ્રવેશ પામ્યુ હોય હેવાં કાવ્યો. પ્રથમ વર્ગની રચનામાં પણ કૌશલ વાપર્યું હોયછે તો જ તે રચના ગણનીય બનેછે, નહિ તો કેવળ અનુકરણ જ નહી સારહીન થઈ જાયછે. મૂળના કાવ્યના અન્તર્ગત સ્વરૂપનુ અનુકરણની રચનામાં સ્વાભાવિક જેવુ વહન કરાવી હેના બાહ્ય અંગોના વિતાન પણ કુશલતાથી થઈ એકંદર મૂળનુ પ્રતિબિમ્બ હેવુ પડે કે વાચનારને કાંઇ વિચિત્ર અસર ન થાય તો જ એ પ્રકારનુ અનુકરણ સફળ નીવડેછે.

બીજા વર્ગના અનુકરણમા પણ બે પ્રકાર સંભવેછે,

(૧) અપૂર્વતાનો અંશ પ્રધાનભૂત હોઈ, અન્યકૃતિની છાયા માત્ર પડી હોય અને અનુકરણ છે એમ ભાસ થતો અટકતો હોય હેવી સફળ રચના,

(૨) અપૂર્વતાનો આભાસ માત્ર હોય, પણ અન્યકૃતિના અનુકરણની રેખાઓ સબળ હોય, અને તેથી રચના ગુણહીન બને હેવા કાવ્ય

આ બધા પ્રકારના અનુકરણ વિલાસિકામાં સ્થળે સ્થળે નજરે પડેછે દરેક વિશે સવિસ્તર વિવેચન કરતાં વિસ્તાર થઈ જાય એમ છે. માટે દિગ્દર્શનથી જ સતોષ માનવો પડશે. એટલુ પ્રથમ નોંધી રાખવું જોઇયે કે અનુકરણ કરનારની સ્થિતિ આરમ્ભથી જ કેટલીક ઊનતાને લીધે ગેરલાભવાળી હોયછે. મૂળ કાવ્ય પોતાની ખૂબીથી પોતાનો હક સંભાળી સકેછે, પણ અનુકરણમા પોતાની વિશિષ્ટતા ના હોવાથી અનુકરણની કૃતિથી જ એક જાતની ખામી પ્રવેશ પામેછે. તે ખામી દૂર થાય હેવી કલા વપરાય ત્હારે જ અનુકરણમા ચમત્કાર આવી ક્ષમ્ય થઈ સકે. આ કારણથી વ્હેપારી લોકો 'Beware of imitations' 'અનુકરણથી સાવધ રહો' એમ ચેતવણી આપેછે ત્હેવી ચેતવણીની આવશ્યકતા સાહિત્યના વ્યવહારમા ઉત્પન્ન થતી નથી. જો સફળ અનુકરણ હશે તો તો તે પોતાના જ ગુણથી ટકી સકશે, અને અફળ અનુકરણ હશે તે પોતાના જ દોષથી પડી ભાગશે * માટે 'વિલાસિકા'માંના અનુકરણો વિશે જે કાંઈ બોલવુ પડશે ત્હેમા કાંઇ પણ હેતુની અપેક્ષા ઉપસ્થિત થતી નથી.

---

* વ્હેપારીના અનુકરણોમાં પોતાની કૃતિને પારકાની કરી બતાવવી એમ છે. સાહિત્યના અનુકરણમાં એથી ઉલટો ક્રમ છે, એ ભેદ તો ઉઘાડો જ છે.

અનુકરણના ઉદ્દેશથી જ રચાયલા અને અનુકરણની કૃતિથી હોય ઉત્પન્ન ના થયેલો હેવા ઉદાહરણો પ્રથમ લઇયે —

" રે પારણામા ઝૂલતુ બાળક ન જગને જાણતું,
હસવુ ગુલાબી ટોક પર દીસે અકારણ આણતું,
તે આમ તેનો મધુર હારા સ્વર સુણીને રીઝતો,
કે આશ મધુરી ભાવિકેરી તુજ કૃપાથી સીંચતો!" (પૃ. ૩૩. શ્લો. ૧૧)

આ શ્લોક વાચતા, યદ્યપિ—

અમર ભૂમિને આંગણે દિવ્ય ગાન ગવાય
સુણીને તે તુજ મુખપરે મીઠુ સ્મિત લ્હેરાય—

—એ 'એક બાળકીના મરણ વિશે' ના કાવ્યનુ સ્મરણ તરત જ થઇ આવે છે, તથાપિ એ મૂળમાની કલ્પનાની છાયા માત્ર લઇને અનુકરણની રચનામા કૌશલથી કાઇક રૂપાન્તર પણ કરાયુછે તેથી રસિકવૃત્તિને ક્ષોભ ઉત્પન્ન થતો અટકેછે તે જ પ્રમાણે—

" વ્હાલી ઓ! અતર મુજ ઉભરાય
ધસતા પ્રેમતરંગો ધાય,—

ઇત્યાદિ સુન્દર વચનોથી શરૂ થતુ પ્રેમતરંગ નામનુ આખુ કાવ્ય અન્યકૃતિની છાયાનો આભાસ જ ધારણ કરી હેમા કલ્પના વગેરેની અપૂર્વતાનો અંશ પ્રધાન રહેછે તેથી એ કાવ્ય પોતાના ગુણવડે ઊભુ રહી સકેછે

" મ્હારુ બચપણનુ ઘર " એ આખુ કાવ્ય કોઇક અગ્રેજી કાવ્યની નકલ હોય એમ મ્હને કાઇક ભાસ લાગેછે. એ વિશે અહિં વધારે કહી સકાતુ નથી પન્તુ જો એ અનુકરણ હોય તો તે વાત સ્વીકારી હોત તો વધારે મનોપકારક થાત

" I remember I remember
The house where I was born "

એ મૂળનુ આ અનુકરણ હોય એમ કાઇક લાગેછે પરંતુ હેમા અને આ અનુકરણમા ફેર ઉઘાડો છે, અને રચના કાઇક અપૂર્વવત્ જ બનીછે તે ગુણને લીધે કાવ્ય નિસ્તેજ થતુ બચ્યુંછે.

હવે બીજી જાતના અનુકરણ જોઇયે " સૃષ્ટિનુ દિવ્ય શાસ્ત્ર " ( પૃ. ૧૪૨ ). સ્પષ્ટ રીતે સ્વીકાર કરવો રહી ગયો જણાયછે પરતુ આ કાવ્ય શેલીના " Love's Philosophy " એમ કેટલાકે નામ આપેલા કાવ્યનુ જ અનુકરણ બહુ અંશે છે પરંતુ મૂળની ખૂબી અનુકરણમા બરોબર પડી નથી એમ લાગ્યા વિના રહેતું નથી,

" તો હે પ્રિયે! શુ ન તમે જ ભાવે?"

—એ પુનઃ પુનઃ આવર્તન પામતું શ્લોકાન્તચરણ, ખાસ કરીને 'ભાવે'નું કર્મ અનુક્ત હોવાથી, જરાક સત્ત્વહીન થઈ જાયછે. તેમ જ,—આરમ્ભમાં કેટલાક સૃષ્ટિના બનાવોમાં સંયોગની અનુચિતતા આવીછે. પ્રથમ શ્લોકમાં ઉષા અને ચંદ્રિકાનો વિરલસંયોગ વર્ણવી તરત બીજા શ્લોકમાં સન્ધ્યા અને શુક્રતારાનો યોગ ચીતરતાં સહજ ભાન થાયછે કે આ એક કાલના એક સમય દર્શનનું ચિત્ર નથી પરંતુ ભિન્ન ભિન્ન—પૂર્વ પશ્ચિમ જેટલાં ભિન્ન ભિન્ન—છૂટક ચિત્રોના કકડા છે. આમ કરવામાં દોષ નથી. પરંતુ એ ભિન્નતાને સાંધનાર રેખાઓ ચતુરતાથી અંકાઈ નથી જણાતી, આ રીત્યનાં કારણોથી આ અનુકરણ અફળ થાયછે.

'સમુદ્રકાંઠે' (પૃ. ૧૪૧) એ કાવ્ય વર્ડ્સવર્થના એક 'સોનેટ' ઉપરથી સૂચિત છે એમ ફૂટનોટમાં સ્વીકાર્યુંછે. વર્ડ્સવર્થના મૂળની ગમ્ભીરતા તથા ઉચ્ચ સૌન્દર્યની છાપ આ અનુકરણમાં નથી આવી શકી એ વાત મૂળ તથા અનુકરણ સાથે સાથે વાંચી જોનારને તરત જણાશે. શબ્દોની યોજના, શબ્દરવની યોજના, કલ્પનાની સરણી,—એ સર્વ અંશોમાં કાંઈ ને કાંઈ ક્ષતિ સ્થળે સ્થળે આવવાથી આ અનુકરણ નિષ્ફળ થયુંછે. વિસ્તારવાર ઉદાહરણથી સમર્થન કરવાને હવે અવકાશ નથી, તેથી આમ સામાન્ય દિગ્દર્શન કર્યુંછે.

એક બીજું અફળ અનુકરણ જોઈને બસ કરીશું. 'મ્હારા મિત્રને' (પૃ. ૧૧૮.)માં

દોહરા

" પડ્યો પ્રેમનો મેઘ ને વહી પ્રેમની રેલ,
ઘસડાતાં ઉર આપણાં કરે તેહમાં ખેલ. ૨.
ચમચમ ચમકે વીજળી ત્યાં મુજ આંખ્યો પ્રોઢ,
ને તેમાં શુદ્ધ આપણી પ્રેમછબી હું જોઉં ! ૩.
ગગડ ગગડ ગાજે ઘણો શીર ઉપર આકાશ,
પ્રેમસિંહ શું આપણો ઘુમતો કરે વિલાસ ? ૪.

—આ ત્રણ શ્લોકને વિશે ફૂટનોટમાં મિ. ખબરદાર ટેનિસનની નીચેની પંક્તિયો સરખાવવાનું કહેછે:—

"Thy voice is in the rolling air;
I hear thee where the waters run;
Thou standest in the rising sun,
And in the setting thou art fair."

અને પોતાના કાવ્યની કલ્પના આ પંક્તિયોથી સ્વતન્ત્ર છે, પણ બંનેના ભાવનું મૂળ એક જ છે એમ આપણને ખબર આપેછે. પરંતુ ટેનિસનની સુરેખ પંક્તિયો અને ભાવપ્રકાશનમાં અને મિ. ખબરદારના ઉપરના શ્લોકોમાં સરખાપણું શું છે તે જરાક જડવું કઠણ છે. ટેનિસનની આ પંક્તિયોનો પૂર્વાપર સંદર્ભ જોતાં હૈયામાં જે ગમ્ભીર અને ઉન્નત ભાવનું

ગર્જન સંભળાયછે,' તે આ અનુકરણમાં દૃશ્યમાન નથી. મરણ પામેલા મિત્રને મૃત્યુથી વિક્ષેપ પામ્યા છતાં પ્રકૃતિના ભવ્ય તેમ જ સુન્દર દર્શનોમા પોતે કોઇ ગૂઢ સૂક્ષ્મ રૂપે ઓતપ્રોત, વ્યાપ્ત આધ્યાત્મિક સ્વરૂપમાં જુવેછે, અનુભવેછે, હેવું દર્શન થયેલું વર્ણવ્યુંછે. આ કલ્પનાનો અંશ પણ અનુકરણમાં નથી.' એટલું જ નહિ પણ, ટેનિસનમાં મરણ પામેલા મિત્રના આત્મસ્વરૂપની વ્યાપકતા વિશે ઉલ્લેખ છે અને અહિં તો માત્ર મિત્રોનો પ્રેમ પ્રકૃતિનાં રૂપમાં પરોવાયલો દેખાયછે હેવી કલ્પના કાચી રીતે ઉપસ્થિત થઈ છે અને તે પણ રચનામા કલાવિધાનના સંસ્કાર વિના.

'તાપી નદીના પૂલ ઉપર' (પૃ. ૧૦–૧૨) એ નામના કાવ્યમા નીચેની પંક્તિયો, ૯ મા શ્લોકમાં છે—

"જાણે ઘડી આ મુજ માટે હા નભપરથી મોકલી છે ખાસ,
જે આ સૂર્ય ઉપરથી થઇને સ્વર્ગતણું વેરેછે તેજ,"

અને ટીપમા (હેની સરખામણી માટે, અથવા અનુકરણના મૂળનું નિદર્શન કરવાને) નીચેની શેલીની પંક્તિયો આપીછે —

"It seemed as if the hour was one,
Sent from beyond the skies,
Which scattered from above the sun
A light of Paradise!"

પરંતુ શેલીના અનુપમ ભાવ અને શબ્દરચનાની ખૂબી અનુકરણપંક્તિયોમા ઊતરી નથી સકી. મુખ્ય, અંતર્ગત, કારણ એ છે કે શેલીની આ પંક્તિયોના ભાવનુ ઉદ્ઘાટન કરનાર પૂર્વ સદર્ભમા આવેલી રચનામા જે વર્ણાદિકની તૈયારી થયેલી છે, હેની અથવા હેનો શતાંશ હોય હેવી પણ તૈયારી કરનારી સામગ્રી અહિં પૂર્વ સદર્ભના વર્ણનમા આવી નથી. શબ્દરચનામાં પણ અનુકરણપંક્તિયોમા લાલિત્ય નથી આવ્યું–હેનું એક કારણ એ છે કે મૂળનું અક્ષરશઃ ભાષાન્તર કરવાનો પ્રયાસ કરતા અન્તર્ભાવનુ તત્ત્વ અનુકરણમાથી છટકી ગયુંછે, અને શબ્દો લગભગ શબવત્ થઈ પડ્યાછે.

એક બીજું ઉદાહરણ—'પ્રેમચક્ષુ' (પૃ. ૧૦૦) એ કાવ્યમા શ્લો. ૬ નું પૂર્વાર્ધ—

"મુજ સહ હસતી પણ આંખે આંસું ઝરે,
તડકામાં પડતો વરસાદ જ જેમ જો!"

—અન્યકૃતિનું સ્મરણ કરાવેછે, જો કે અનુકરણનો સ્વીકાર ટીપમા કે કોઇ રીતે થયેલો જણાતો નથી.

જે'વી કો મૃદુ સુન્દરી રુદન કરંતી જાય,
મહિં વેરે સ્મિત ચળકતાં, હેવી રચના આ રમ્ય જણાય"—

—એ મૂળ અને આ અનુકરણની સરખામણી કરવાનો અવિવેક મ્હારાથી થઈ સકે એમ નથી પરન્તુ તટસ્થ રસિક જનોને એ કામ સોપીને અટકુછુ.

એ જ રીતે નીચેની પક્તિની સ્થિતિ છે —

" કદી કદી કઈ યાદ જ પડે,
રૂપેરી ધારે જો રડે ! "

('તારા'. પૃ ૧૩૦ શ્લો. ૩ ઉત્તરાર્ધ.)

અહિં તારાને રૂપેરી ધારે રડતા જોવાનુ મૂળ—

"રુપેરી આસુની ધારા
તમે રેડજો ગગનતારા "

—એ પક્તિયોમા જડેછે દુ ખભારથી દબાયલી વિધવાના અશ્રુજળથી ઝખાયલા નયનોએ જોયેલી, વિહ્વલ હૃદયે ચીતરેલી, તારાની રૂપેરી અશ્રુધારા, અસત્ય ભાવારોપણના દોષમાથી બચી જાયછે, તેમ આ અનુકરણને બચાવવાને કાઈ સાધન જણાતુ નથી. કવિયે બાળકના મુખમા શબ્દો મૂક્યાછે ખરા, પરન્તુ આ સ્થળે રૂપેરી અશ્રુધારાને ઉદ્ભવવનુ કારણ નથી તેથી કલ્પના નિષ્પ્રયોજન થઈ પડેછે,—અને અનુકરણનુ માત્ર ખોખુ જ આપણી સમુખ ઊભુ રહેછે.

પરન્તુ કેટલાક અનુકરણ વિલાસિકામા હેવા નજરે પડેછે કે છેક નિષ્ફળ ના નીવડતા, કાઇક અપૂર્વતાનો અશ ભળી, અર્ધસફળ થયા જણાયછે —

પૃથ્વીનુ કો કવિ બાળક અહિં આવે આપણી પાસરે,
તેનુ ઉર શણગારી દઈયે કરવા વિવિધ વિલાસ !

( તારાઓનુ ક્રીડાગાન કડી ૧૧ )

અહિં તારાઓનુ ગાન સાભળવા કોઇ વિરલ ધન્યતાવાળો કવિ એ મડળમા જાય એ કલ્પનાનુ મૂળ અન્યકૃતિમા જણાયછે પરન્તુ તે માત્ર બીજરૂપ રહી કાઇક સ્વતન્ત્ર કલ્પનાની છાયા પણ મળીછે.

" એમા પરોવી કર તો હણીયો,
મૂકે રવિ ઇન્દ્રધનુષ્ય ગૂથી ! "

( 'અહો ફુવારા તમશું રડીશુ' શ્લો. ૬ )

ફુવારાનાં જલબિન્દુમા સૂર્યકિરણનો પ્રવેશ થતા ઊપજતા ઇન્દ્રધનુષ્યનું આ વર્ણન—

" પરોવી રવિ નિજ અગુલિ ત્યાંહિ
તરંતા મૂકે ગૂથી અનેક
ઇન્દ્રધનુ રંગરસીલા છેક "

—એ હૃદયવીણાના અર્પણકાવ્યમાંથી લગભગ શબ્દશ છાપ લઈને પ્રગટ થયુછે, તો પણ કાઇક ક્ષમ્ય થાય એમ ભાસ થાયછે

એ જ પ્રકારનુ શબ્દશ જેવુ જ છતા કાઇક ક્ષમ્ય અનુકરણ નીચેના શ્લોકાર્ધમા છે:–

આકાશના ઉઘડતા ભવ્ય દ્વારમાથી
કો મુગ્ધ સુંદરીશુ આવી ઊભે તુ ખાસી!
('પ્રભાત શુક્રને' શ્લો ૪ પૂર્વાર્ધ)

હાનુ મૂળ—

" કો મુગ્ધ બાળકી પઠે ધન માહિં ન્હા
મતાય ને વળી જણાય ક્રમતી મન્દા "
આછી ઝીણી જવનિકા ઘનની ખસેડી
ધીમે ધીમે નિકળતી સ્મિતયુક્ત પેલી
લાજાળ આવી સુમનોહર દિવ્યબાળા
આમાશમન્દિર ઊંડે થઈ શુક્રતારા '

—એ હૃદયવીણાના ' કવિહૃદય ' કાવ્યમાના શ્લોકોમા જડેછે

આ રીતના અનુકરણ આખા કાવ્યોમા પણ સમાયલા જણાય છે 'સ્મરરજની' (પૃ ૪૭) એ હૃદયવીણાની ' અલૌકિક રજની ' ના જ ઢાળની ગરબીમા ઊતારીછે એટલુ જ નહિ– પણ કલ્પના વગેરેમા પણ હેના પ્રતિબિમ્બ લેવાયા જણાયછે પરતુ કાઇક અપૂર્વતા પણ વરીછે અને અનુકરણના અનિષ્ટ અશ દબાયાછે

સરિતા કિનારે ' (પૃ ૭૩) એ વસન્તતિલકા વૃત્તમા રચેલુ કાવ્ય ' વાટય જોતી '– એ હૃદયવીણામાના વસન્તતિલકાવૃત્તમા રચાયલા કાવ્યની છાયા ઠેર ઠેર દેખાડેછે કટલાક ફેરફાર છે પરતુ અનુકરણનુ સ્વરૂપ ગૂઢ રહેતુ નથી છતાં અપૂર્વતા પણ છે

' તારા ' (પૃ. ૧૩૦) એ કાવ્ય હૃદયવીણામાના ' તારો ' એ કાવ્યના નમૂના ઉપર સ્પષ્ટ રીતે રચાયલુ જણાયછે પરતુ સ્વકૃતિ જેવુ કાઇક સ્વરૂપ સચવાયુ લાગેછે છતા અનુકરણની ઊનતા જરાક પ્રબળ બની અર્ધસફળ અનુકરણ થયુછે આ અર્ધસફળતાનાં કારણોનુ પૃથક્કરણ કરવાને અવકાશ નથી તેમ ઔચિત્યભગનુ જોખમ માથે લેતાં અચકાવુ પડેછે

પણ એક અનુકરણ દોષથી મુક્ત અને સારી સફળતાવાળુ નજરે પડે છે–તે નોધવાની ફરજ જ છે "એક માતાનુ સ્વપ્ન" (પૃ. ૧૪૬) એ આખુ કાવ્ય હૃદયવીણામાના 'એ સ્વપ્નદર્શન' કાવ્યના નમૂના ઉપર રચાયલુ સ્પષ્ટ રીતે જણાયછે,–અખડ રૂપમા તેમ જ છૂટક છૂટક કલ્પના વગેરે વ્યક્ત રચનાઓમા પણ પરતુ એ બે કાવ્યના અન્તર્ગત તત્ત્વ અને વિષય

કેવળ ભિન્ન છે. અને આ વિલાસિકામાંના કાવ્યમાંની કલ્પના જુદી તેમ જ સ્વતન્ત્ર હોઈ અપૂર્વતાનો હક સાચવી સકાયોછે.

મિ. ખબરદારનાં અનુકરણોના ગુણદોષ આપણે જોયા. ઉપર કહ્યું તેમ હેમાંનાં કેટલાંક સફળ તો કેટલાંક અફળ છે. કવિનામાં પોતાનામાં વ્યક્તિત્વ સ્વતઃસિદ્ધ હોઈ અન્યકૃતિની છાયા માત્ર લેઈ પોતાનું વ્યક્તિત્વ જાળવી રખાય ત્હારે તો ઉત્તમ અનુકરણ જ થાય–અને તે અનુકરણ કરતાં સ્વકૃતિના નામને જ લાયક ગણાય. બીજા પ્રકારનાં સફળ અનુકરણ હેવાં હોઈ સકે કે ત્હેમાં અન્યકૃતિનુ અન્તસ્તત્ત્વ પોતાની કૃતિમાં પૂર્ણ રીતે પચાવી લઈ હેને સ્વતન્ત્ર ના રૂહેવા દે; અથવા અન્યકૃતિયોમા જે માનવસ્વભાવ, પ્રકૃતિ વગેરે તરફની તે કર્તાની વૃત્તિ, દૃષ્ટિબિન્દુ, હોય તે પોતાની કૃતિમાં સ્વીકારીને પણ પોતાના સ્વરૂપમા પૂર્ણરૂપે, સ્વાભાવિક રૂપે, પચાવી દે, અને માત્ર બાહ્ય, આનુષગિક, અગો અને સ્વરૂપોની નકલ ના કરે.

આ શિવાયના અનુકરણ નિષ્ફળ, નીરસ, અને નિર્બળ રચના ઉત્પન્ન કરવાનાં. મિ. ખબરદારનાં અનુકરણોમાં આ બંને પ્રકારની રચનાઓ છે, એ ઉપરની ચર્ચામાં જણાયું હશે. હેમનામાં કવિત્વગુણ પોતાની જાતનો હોઈ, કવિ તરીકે પોતાનુ વ્યક્તિત્વ સ્વતન્ત્ર છે એ તો સ્પષ્ટ જ છે. તેથી અનુકરણના લોભને વશ ના થતાં, પોતાના જ પગ ઉપર ઊભા રૂહેવાનો અભ્યાસ વિશેષ રાખશે, અનુકરણ કરતા પોતે વધારે ઉંચી ભૂમિમાં વિચરશે, તો હાલ કરતાં પણ હેમની કવિતા વિશેષ દીપી નીકળશે એમ મ્હને લાગે છે. અને તેમ થવાનાં સુચિહ્ન હેમની રચનામાં જણાયછે એથી સંતોષ થાયછે.

પરંતુ એ કવિત્વગુણમાં કેટલાક બીજા દોષ છે તે પણ ટાળવાની દોષજરૂર છે. એ મુખ્ય કરીને–(૧.) વૃથા તર્કતરંગ (૨) અવિશદતા, ક્લિષ્ટતા વગેરે, અને (૩) લાગણી વગેરેની અવાસ્તવિકતા–ના વર્ગમાં આવે છે. ત્રીજા પ્રકારનુ એક જ ઉદાહરણ આપીશું—કેમ કે એ પ્રકારની રચના પ્રથમ પ્રકારનાં બહુ એક ઉદાહરણોમા મિશ્રરૂપે આવશે—

" વધ, કોમળ વાદળી ! જા ઝટ તું !—
રવિ પાસ અરે અહિં આવી રહ્યાં !
અહિં શાં ઝરણાં દિવ્ય જાય વહ્યાં !
અહહા ! આહિં યે ભરે ઘટ શું !! "

પ્રભાતની વાદળી સૂર્ય સમીપ જતાં હેની જોડે કવિ–કલ્પનાની પાંખે ઊડીને–જાયછે, અને ત્હાં દિવ્ય ઝરણાં દેખેછે. એ અતિ તર્કના તરંગ ઉપર જ એથી ઉત્પન્ન થતા હર્ષનો પાયો છે. અને પાયો જ તર્કતરંગને લીધે અવાસ્તવિકવત્ હોઈ એથી ઉત્પન્ન થતી હર્ષની લાગણી મ્હને તો કેવળ અવાસ્તવિક અને કૃત્રિમ ભાસેછે; પછી એવડાં ઉદ્દગાર ચિહ્નને બદલે-ત્રણ ને ચાર કર્યાં હોત તો પણ અસ્તિત્વમાં જે નહિં ત્હેને જોર ક્ય્હાંથી મળે?

પ્રથમ વર્ગનાં—વૃથા તર્કતરંગ ( fancy ) નાં–ઉદાહરણો તો વિલાસિકામાં સ્થળે સ્થળે

—એ હૃદયવીણાના અર્પણકાવ્યમાંથી લગભગ શબ્દશ: છાપ લઈને પ્રગટ થયુંછે; તો પણ કાંઈક ક્ષમ્ય થાય એમ ભાસ થાયછે.

એ જ પ્રકારનુ શબ્દશ: જેવુ જ છતાં કાંઈક ક્ષમ્ય અનુકરણ નીચેના શ્લોકાર્ધમા છે:–

આકાશના ઉઘડતા ભવ્ય દ્વારમાંથી
કો મુગ્ધ સુંદરીશું આવી ઊભે તું ખાસી!

(' પ્રભાત શુક્રને ' શ્લો. ૪. પૂર્વાર્ધ )

હેનુ મૂળ—

" કો મુગ્ધ બાળકી પડે ઘન માહિં ચંદા
સંતાય ને વળી જણાય હસતી મન્દા "

' આછી ઝીણી જવનિકા ઘનની ખસેડી
ધીમે ધીમે નિકળતી સ્મિતયુક્ત પેલી
લાજાળ આવી સુમનોહર દિવ્યબાળા
આકાશમન્દિર ઊંડે થકી શુક્રતારા. "

—એ હૃદયવીણાના ' કવિહૃદય ' કાવ્યમાના શ્લોકોમા જડેછે.

આ રીત્યનાં અનુકરણ આખા કાવ્યોમા પણ સમાયલાં જણાય છે. 'રમ્યરજની' (પૃ. ૪૭) એ હૃદયવીણાની ' અલૌકિક રજની ' ના જ ઢાળની ગરબીમા ઊતારીછે એટલું જ નહિ–પણ કલ્પના વગેરેમા પણ હેના પ્રતિબિમ્બ લેવાયા જણાયછે. પરતુ કાંઈક અપૂર્વતા પણ રહીછે. અને અનુકરણના અનિષ્ટ અંશ દબાયા છે.

' સરિતા કિનારે ' ( પૃ ૭૩ ) એ વસતતિલકા વૃત્તમા રચેલુ કાવ્ય ' વાટચ જોતી '–એ હૃદયવીણામાના વસતતિલકાવૃત્તમા રચાયલા કાવ્યની છાયા ઠેર ઠેર દેખાડેછે. કેટલાક ફેરફાર છે. પરતુ અનુકરણનુ સ્વરૂપ ગૂઢ રહેતુ નથી. છતા અપૂર્વતા પણ છે.

' તારા ' ( પૃ. ૧૩૦ ) એ કાવ્ય હૃદયવીણામાના ' તારો ' એ કાવ્યના નમૂના ઉપર સ્પષ્ટ રીતે રચાયલું જણાયછે. પરતુ સ્વકૃતિ જેવુ કાંઈક સ્વરૂપ સચવાયુ લાગેછે. છતાં અનુકરણની ઊનતા જરાક પ્રબળ બની, અર્ધસફળ અનુકરણ થયુછે. આ અર્ધસફળતાનાં કારણોનું પૃથક્કરણ કરવાને અવકાશ નથી તેમ ઔચિત્યભગનું જોખમ માથે લેતા અચકાવું પડેછે.

પણ એક અનુકરણ દોષથી મુક્ત અને સારી સફળતાવાળુ નજરે પડે છે–તે નોધવાની ફરજ જ છે. "એક માતાનું સ્વમ" ( પૃ. ૧૪૬) એ આખું કાવ્ય હૃદયવીણામાના 'એ સ્વપ્નદર્શન' કાવ્યના નમૂના ઉપર રચાયલું સ્પષ્ટ રીતે જણાયછે,—અખંડ રૂપમાં તેમ જ છૂટક છૂટક કલ્પના વગેરે વ્યક્ત રચનાઓમાં પણ. પરંતુ એ બે કાવ્યનાં અન્તર્ગત તત્ત્વ અને વિષય

ણુ રૂપેરી હાસ્ય કરેછે—એ
કેવળ ભિન્ન છે. અને આ વિલાસિકામાના કાવ્યમાંની કલ્પના પણ સમઝાતુ નથી, અને એ
અપૂર્વતાનો હક સાચવી સકાયોછે.
શુ અસંભવ ઉપરાંત વિચારની હેતુ-

મિ ખબરદારના અનુકરણોના ગુણદોષ આપ વાડામા અંગારાની કલ્પના તે કલ્પના
સફળ તો કેટલાક અફળ છે કવિનામા પોતાના પતિના મુખમા—
છાયા માત્ર લેઈ પોતાનું વ્યક્તિત્વ ભાળવી ધૂમ અધાર,
તે અનુકરણ કરતા સ્વકૃતિના નામને જુતાપના અગાર,
હોઈ સકે કે હેમા અન્યકૃતિનુ અ આ શી ઊંડી છાય
સ્વતન્ત્ર ના રહેવા દે, અથવા રાજડિત રજની માહ્ય!"
કર્તાની વૃત્તિ, દૃષ્ટિબિન્દુ
સ્વાભાવિક રૂપે છે તે અને આ તર્કતરંગ વચ્ચે ઉઘાડો તફાવત છે, હેતું મુખ્ય
નકલ ના કરેછે કે આ 'પ્રેમતરંગ' તે આત્મલક્ષી કાવ્ય છે, ને 'ફુલમણિ'નુ કાવ્ય
—એક સામાન્ય રીતે નોંધવુ જોઈયે કે આ સર્વ તર્કતરંગો અસત્ય ભાવારોપણ
અથવા ગૂથાઈને દર્શન દેછે
ખબરદ
હેમના 'મૂગી સાઝ'—એ આખુ કાવ્ય વૃથા તર્કતરંગોથી ભરપૂર છે સાઝ રીસાઈને મૂગી
એ છે. લાલ રંગ રીસથી થયોછે,—અને વળી હેતુ મુખ્ય ગુપ્ત બબડતું દેખાયછે એ પરાકાષ્ઠા!
રૂહેઅસ્ત પામતો તે મરતા માણસની પેઠે ફીકી નજર ફેંકેછે। (આ વખતનો રવિ તો
ફીકો નહિ પણ લાલ હોયછે.) પવનના નિસાસા, પક્ષીઓનો ચીં ચીં રવ તે આર્તરવ, સાઝ
નિસાસા નાખતી (શી રીતે?), સાઝનો સર્વ શણગાર ઉતારી રવિ ચાલ્યો ગયો તેથી રોઈને
થાકીને મૂગી સાઝ પડી રહીછે,—આ સર્વ તરંગો અસભવ, અવાસ્તવિકતા વગેરે દોષોને
લીધે કેવળ વૃથાતર્કની કોટિમા જ મૂકવા પડશે

'નિશદિન' એ કાવ્યમા—
ધૂ ધૂ કરી ઘોર સમુદ્ર ગાજે,
કંઈ બહુ શીર ઝિંકે અવાજે,
એને અહીં આ સમજાવવાને
સામે ઊભા હાજર પ્હાડ જાણે!

એ શ્લોકમા સમુદ્રને સમઝાવવાને પ્હાડ ઊભા છે એ તરંગમા પણ ઊંડો પાયો
ના હોવાથી—વિચારના સત્યત્વ ઉપર ચણતર ના હોવાથી—વૃથાતર્કનો જ નમૂનો નજરે
પડેછે.

"તારાઓનું ક્રીડાગાન" શ્રવણ કરતાં તારાઓ—"આપણ તો બનિયે વ્હેપારી ન્હાના
મ્હોટા આજ રે' એમ સ્વચ્છંદ ઇચ્છા પ્રદર્શન કરતા સાંભળિયે છિયે ત્હારે પણ કેવળ અતિ
બાલિશ તર્કનું જ ભાન થાયછે.

## લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ,(૫) ગુજરાતીશાળાના માસ્તરો, (૬) તળાટીઓ તથા (૭) માસિક રૂ. ૧૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂ. ૨-૦-૦ ( પોસ્ટેજ સાથે )

**ઉછરતી લાઇબ્રેરીઓને ખાસ બક્ષીસઃ** નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) રાજ્યના આશ્રય વિનાની લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે. માત્ર પોસ્ટેજ વગેરે ખર્ચના રૂ.૦-૬-૦ મોકલવા કૃપા કરવી. બીજા વર્ષમાં,રૂ.૦-૧૨-૦; ત્રીજામાં રૂ. ૧-૪-૦.

અન્ય સર્વ માટે વર્ષ એકના રૂ ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)
છૂટક નકલના રૂ. ૦-૪-૦ „

## નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે.

અન્ય સર્વે લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૪ કોઇ પણ લેખ, અસલ લખાણ-એ લેખ "વસન્ત"માં દાખલ કરવાનો ઠરાવ કર્યો હોય કે ન હોય-પણ લેખકને પાછું મોકલવાને અમો બંધાતા નથી.

૫ કોઇ પણ માસનો અંક તે પછીના માસની આખરસુધીમાં પણ ન મળે તો ગ્રાહકે અમને તુરત લખી જણાવવાની કૃપા કરવી. પાછળથી એ અંક પૂરો પાડવાને અમે બંધાતા નથી. ( પ્લેગના કારણથી અંકો પ્રસિદ્ધ કરવામાં અમારા તરફથી વિલંબ થયો છે. તેથી આ નિયમ લાગુ પડતો નથી. પણ આ માસથી સઘળું સુવ્યવસ્થિત થઇ જશે એમ આશા છે. ) વ્યવસ્થાપક.

## નારીપ્રતિષ્ઠા,

(એ વિષયનું ઐતિહાસિક દર્શન.)

કર્તા—પ્રોફેસર આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ. એમ. એ. એલ્ એલ્ બી. )

વાંચવા વંચાવવાની તથા લાયબ્રેરીમાં રાખવાની સગવડ પડે તેટલા માટે છુટી નકલો.

વસન્તના ગ્રાહકોને રૂ. ૦—૧—૦ | ટપાલ ખર્ચ અડધો
અન્યને રૂ. ૦—૨—૦ | આનો જુદું.

મળવાનાં ઠેકાણાં—અમદાવાદ—વસન્ત ઓફિસ.
મુંબાઇ—એન. એમ. ત્રિપાઠી કંપની કાળબાદેવી રોડ.
તથા પંડિત જ્યેષ્ઠારામ મુકુન્દજી સંસ્કૃત બુકસેલર્સ ઝવેરબાગ.

# વસન્ત.

इदं सत्य सर्वेषां भूतानां मध्वस्य सत्यस्थ सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमय पुरुषो यश्चायमध्यात्म सात्यस्तेजोमयोऽमृतमय
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिद ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् ।
भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्

વર્ષ ૭, અંક ૧૦ [ માસિક ] ફાલ્ગુન, સંવત્ ૧૯૬૪.

## દિગ્‌-દર્શન.

**આપણુ કર્તવ્ય**

ડીસેન્ટ્રલાઇઝેશન યાને સત્તાવિભાગના કમિશન સમક્ષ પ્રજાપક્ષના અગ્રણીઓએ દર્શાવેલા વિચારની નોંધ અમે ગયા અંકમા આપી—અને એ સબન્ધમા અમે અમારો મત જણાવ્યો કે એ વિચાર વર્તમાન કરતા ભવિષ્યની સ્થિતિને ધ્યાનમા રાખીને રચાએલા છે અને તેથી જ્યા સુધી એ ભવિષ્યને વર્તમાન બનાવવામા ન આવે ત્યા સુધી એ વિચાર મિથ્યા જ રહેવાના હવે દેશોન્નતિ માટે ભવિષ્યને વર્તમાન બનાવવા રૂપી મહાન કર્તવ્ય કોને શિર છે અને એ કર્તવ્યના શા શા અંગો છે એ વિષે આજે કેટલોક વિચાર કરવાનો છે

કોઈ પણ જીવન્ત શરીરમાં એવુ એક પણ અવયવ હોતુ નથી કે જેને ભાગે કાઇને કાઈ પણ કર્તવ્ય કરવાનું હોય નહિ—તથાપિ એનામા કેટલાક અવયવો એવા બતાવી શકાય કે જેની જડ યા અવ્યવસ્થિત સ્થિતિ બીજા અવયવો કરતા વિશેષ હાનિકારક નીવડે છે તે જ પ્રમાણે આપણા જનસમાજમા ભણેલા વર્ગની અન્ય સર્વ વર્ગો કરતા સવિશેષ જવાબદારી છે એમ કહીએ તો તેથી બીજા વર્ગોની જનસમાજના અવયવો તરીકે અવગણના થાય છે એમ કહી શકાશે નહિ ભણેલાઓનો વર્ગ એ જ આ જમાનાનો બ્રાહ્મણ વર્ગ છે, અને એ વર્ગ પોતાનુ કર્તવ્ય કરવામા ચૂકે તો જે પ્રહાર જૂના બ્રાહ્મણો સ્હામે કેટલીકવાર કરવામા આવે છે તે એટલા જ બળથી એને પણ લાગુ પડે પણ હિન્દુસ્થાનના જનસમાજમા ભણેલા વર્ગનુ સવિશેષ કર્તવ્ય હોઇને પણ એ પોતાના ચૈતન્યબળથી અન્ય વર્ગોને સચેત કરવાના છે જ, એટલે પરિણામે સર્વ કર્તવ્ય ઉત્પન્ન થાય છે, અને ભણેલાઓના વર્ગમા પણ જે જાતોનો સમાવેશ કરવ

છે તેઓ પણ વ્યવહારની જુદી જુદી પ્રણાલિકામાં પડેલા હોય છે, એટલે, એમનાં કર્તવ્ય પણ જુદી જુદી તરેહનાં હોય એ સ્વાભાવિક છે.

આ નવીન વર્ગ સામાન્ય રીતે નકામો જ નીવડયો છે એમ અમારૂં માનવું નથીઃ આજથી પચીસ વર્ષ ઉપર દેશને પોતાના પ્રજા તરીકેના હકનું ભાન કરાવનાર પ્રથમ એ જ વર્ગ હતો; અને એ વર્ગે પોતાના સતત પ્રયત્નથી સરકાર પાસે પ્રજાના હકનો કેટલેક દરજ્જે સ્વીકાર પણ કરાવ્યો છે—અને છેવટ જતાં એ વર્ગની દેશને મ્હોટામાં મ્હોટી સેવા તે હાલની 'સ્વદેશી' ભાવના છે. એ નવીન ભાવનાના વાયુએ એમાં ભળેલી, ધૂળથી કેટલાંક નેત્રોને અન્ધ બનાવ્યાં છે—પણ ઘણે ભાગે તો એટલું સ્વીકાર્યા વિના નહિ જ ચાલે કે એણે સમસ્ત દેશનું વાતાવરણ બદલી નાંખ્યું છે, અને ચોતરફ 'સ્વાશ્રય' અને સ્વદેશ-અભિમાનનો ધ્વનિ વિસ્તાર્યો છે. પણ આ નવા મહામન્ત્રનું રહસ્ય સર્વત્ર એકસરખું જ સમજાતું હોય એમ દેખાતું નથી. ઉપર કહ્યું તેમ જેઓની દૃષ્ટિ ઉડેલી ધૂળથી કલુષિત થઈ છે તેઓ આ મન્ત્રતત્ત્વનું અન્યથા લહે છે—'સ્વાશ્રય' એટલે લાઠીનું બળ, અને સ્વદેશાભિમાન એટલે અંગ્રેજોનો વિદ્વેષ એમ તેઓ સમજે છે! પણ આ નવી શ્રુતિ જો પરમાત્માના મુખથી નીકળેલો ધ્વનિ હોય તો એનો એક જ અર્થ થવો ઘટે; 'આ દેશ આપણો છે' એનો અર્થ સ્વદેશની સેવા, અન્ય એ સેવા નહિ કરે તો પણ હું તો કરીશ જ એ દૃઢ અને સફળ નિશ્ચય; અને 'સ્વાશ્રય' એટલે અંગ્રેજ સરકારનું રાજ્ય સ્વીકારવું એમ નહિ, પણ સરકારને આધારે બેશી ન રહેતાં પોતાના તન મન અને ધનથી સેવા બજાવવા તત્પર થવું. બ્રિટિશ છત્ર નીચે સ્વદેશસેવા કરવાનો અમૂલ્ય પ્રસંગ થયો છે—તેની પૂરેપૂરી કિંમત કોણ આંકી શકે એમ છે? એ સેવા કેટલી કરવી તેની હદ કોણ બાંધી શકે એમ છે? હિન્દુસ્થાનનું એક ન્હાનું સરખું ગામડું લો, અને બ્રિટિશ છત્ર નીચે રહીને એનું કેટલું કલ્યાણ કરી શકવાની આપણને અનુકૂલતા છે એ વિચારો.

(૧) પ્રથમ તો એક ગામડાના મહેતાજીના જ હાથમાં દેશોન્નતિનું એક અપ્રતિમ સાધન આવેલું છે, જેનો ઉપયોગ હજી પૂરેપૂરો થતો નથી. મહેતાજી તે અમલદારની મ્હેરબાની નીચે નિશાળમાં બગાસાં ખાવા, અમુક કલાક બાળકોને કનડવા, કે પોતાના ટુંકા પગાર ખાતે નીસાસા નાંખવાને માટે સર્જાએલો જીવ નથીઃ ગામડાંનું દરેકે દરેક છોકરૂં જ્યાં સુધી કેળવણી ન લે ત્યાં સુધી હું દેશનું જે દ્રવ્ય ખાઉં છું તે વગર હકે ખાઉં છું—એવી એને તીવ્ર લાગણી હોવી જોઇએ. અને એ પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે એનું કર્તવ્ય તે સામાન્ય બાળકને ભણાવવામાં જ સમાપ્ત થતું નથી. વયોવૃદ્ધ જનો જેઓ જ્ઞાનમાં બાળક હોય તેઓની દૃષ્ટિમર્યાદા વિસ્તારવી, જગતમાં તેઓનું ક્યાં સ્થાન છે એ સમજાવવું, એકાદ સાંઝે દુનીઆના વિવિધ પદાર્થો વિવિધ દેશો અને વિવિધ સમયોની વાર્તાઓ કહીને લોકની વિદ્યા પ્રતિ રુચિ ઉધાડવી, તથા તેઓનું વ્યવહારમાં કામ લાગતા વિષયોનું જ્ઞાન વખતો વખત વધારવું,—ટુંકામાં સમસ્ત ગ્રામમાં મનુષ્યત્વ ખીલાવવું એ એનું કર્તવ્ય છે.

(૨) કેળવણીના કાર્યમાં મહેતાજીનું જેવું કર્તવ્ય છે તેવું જ કેટલેક અંશે, પત્રકાર

(Journalist) નુ છે. પત્રકારનું કામ ફક્ત સરકારના રાજ્યવહીવટના દોષો કાઢવામાં, કે ઋતુ ઠંડી છે કે ગરમ એની ખબર આપવામાં, કે સરકારી ગેઝેટમાં બહાર પડેલી ફેરબદલીઓ છાપવામાં, કે એકાદ બદનક્ષી કે રાજ્યદ્રોહના કેસની જુબાનીઓના ઉતારા કરવામાં સમાએલું નથી. જે તાજી વિદ્યા હજી પુસ્તક રૂપે મૂર્તિમન્ત થએલી નથી, અગર પુસ્તકોદ્વારા જે જ્ઞાન મેળવવા માટે બહુ શ્રમ અને કાળ લાગે—ટુંકામાં, નિશાળેથી ઉઠ્યા પછીની ઉમ્મરમાં સંસારના વ્યવસાયમાં ગુંથાએલા માણસને સામાન્ય સમયોચિત કેળવણી આપ્યા કરવાનુ, તે સ્હેલાઇથી લોકમાં વિસ્તારવાનુ, તેમ જ એક 'સાઇન બોર્ડ'ની માફક એના સ્વરૂપનું સહજ ભાન કરાવી અંગુલિનિર્દેશથી તે તરફ લોકરુચિ પ્રેરવાનુ—મહાન કર્તવ્ય પત્રકારનું છે.

(૩) ત્રીજું—આપણા દેશના લોકનુ આરોગ્ય કેવું નબળું છે એ સર્વને જાણીતું છે. આરોગ્ય વિના અસખ્ય બાળકો ખીલતા પહેલાં જ મૃત્યુને શરણે થઈ જાય છે, અને હજાર દીઠ મરણસંખ્યા ઇંગ્લંડ વગેરે સુધરેલા દેશો કરતાં અત્રે ઘણી વધારે છે. આનુ પરિણામ અનેક રીતે માઠું છે: એથી દેશની આર્થિક સ્થિતિ અત્યન્ત શોચનીય થતી જાય છે—ગામડાં ઉજડ થઈ જવા લાગ્યાં છે, અને જીવતાં મનુષ્યો પણ મુડદાંનાં જેવાં જ—માત્ર હાલતાં ચાલતાં—દેખાય છે. એવી સ્થિતિમાં જીવનનો આનન્દ ક્યાંથી હોય? અને એ આનન્દ વિના ઉત્સાહ કે પરાક્રમ ક્યાંથી આવે? સરકારે લોકલ ફંડમાંથી તેમ જ પોતાની સાક્ષાત્ મદદ આપીને દવાખાનાં કાઢ્યાં છે પણ એનો પૂરેપૂરો લાભ દેશને મળે છે? ન મળવાનું એક મુખ્ય કારણ આપણી પોતાની જ ખામી છે. આ દવાખાનાં ઘણાં ખરાં આપણા દેશી હૉસ્પિટલ ઍસિસ્ટન્ટો ચલાવે છે, પણ તેઓનુ કર્તવ્ય ઉપરિ અમલદારોને પત્રક ભરી મોકલવામાં, કે ફોજદારી કેસનાં કામો કરવામાં સમાપ્ત થતું હોય એવી તેઓની ઘણે ભાગે સમજણ દેખાય છે. સાધારણ રીતે તેઓની કુશળતામાં ખામી હોતી નથી—પણ જે વિદ્યા તેઓ ભણ્યા હોય છે તેમાં તેઓની શ્રદ્ધા મન્દ હોય છે, તથા પોતાના જ્ઞાનનો લાભ દેશને આપવાની પરોપકારી અને સ્વદેશાભિમાની વૃત્તિ તેઓમાં હોતી નથી. અમે આ વર્ગની મ્હોટામાં મ્હોટી ફરજ તો એ સમજીએ છીએ કે તેણે, માંદાને ઓસડ આપવામાં જ પોતાના ધન્ધાનું કાર્ય સમાપ્ત થાય છે એમ ન માનતાં—સુખાકારી અર્થે સ્વચ્છ હવા પાણી વગેરેની કિંમત કેટલી, તથા ખોટા આહાર વિહાર કયા, તે લોકને સમજાવવું અને ગળે ઉતારવું જોઇએ. આ તરેહનું કર્તવ્ય કરેલું સરકારી પત્રક ઉપર તો નહિ ચઢે, પણ પોતાના સ્વદેશી બન્ધુઓને રોગમુક્ત રાખ્યાનો ઊંડો આનન્દ થોડો છે?

હવા પાણી સ્વચ્છ રાખવાં જોઇએ એટલું સામાન્ય સત્ર તો સૌ કોઈ જાણે છે, પણ લોક પાસે એનો કેવી રીતે અમલ કરાવવો એ જ મ્હોટો પ્રશ્ન છે. ગામનાં ઢોર બાંધવાની તથા છાણ ખાતર વગેરે યોગ્ય ઠેકાણે રખાવવાની મુશીબત કેવી રીતે દૂર કરી શકાય, લોકમાં હંમેશ ખાવાનાં અનાજના તથા સાધારણ ઉપયોગમાં આવી શકે એવાં ઔષધોના ધર્મો એ વિષે માહિતી કેવી રીતે વધારવી, એ બાબત દરેક હૉસ્પિટલ ઍસિસ્ટન્ટો વખતો વખત એક બીજાની સાથે અનુભવ સરખાવે, તથા અમુક ઇલાજે લેવાથી મરણસંખ્યા કેવી રીતે ઘટાડી શકાય છે એ પરસ્પર હરીફાઇથી બતાવે તો પ્રજાનું કેટલું કલ્યાણ થાય?

કરે તેથી જ સતેજ રહે છે, પણ એ પ્રશ્નોની ચર્ચા કરવા પૂરતુ જ, કે એકાદ સરકારી સર્ક્યુલર તોડવા માટે ઉભુ કરેલુ એવુ, ઐક્ય દેશનો ઉદય સાધી શકતુ નથી એમ અમે આગ્રહથી પ્રતિપાદન કરીએ છીએ

હાલની ચાલતી 'સ્વદેશી' પ્રવૃત્તિ એ જૂની રાજકીય હિલચાલ કરતા આગળતુ પગ થીયુ હોય, તો ઉપર આલેખેલી 'સ્વદેશી' પ્રવૃત્તિ હાલની પ્રવૃત્તિ કરતા પણ ચઢીયાતું પગથીયુ છે અમારો નમ્ર મત તો એવો છે કે હાલની 'સ્વદેશી' પ્રવૃત્તિ એ ભાગ્યે જ ખરી સ્વદેશી **પ્રવૃત્તિ** ગણી શકાય હજી તો એ માત્ર **ભાવના** જ છે, ખરી સ્વદેશી પ્રવૃત્તિ તો ત્યારે થઇ ગણાય કે જ્યારે સ્વદેશી ભાવનાની સામાન્ય આકૃતિમા ઉપર જણાવેલી રીતે વિશેષ રગ પૂરાય. તે કરવાનુ કામ આપણા કેળવાએલા વર્ગનુ છે જે વર્ગે પચીસ વર્ષ ઉપર કૉન્ગ્રેસની ભારે ધુરા પોતાની ખાધે વ્હેવાનુ માથે લીધુ, અને જેણે આજ ચોતરફ સ્વદેશભક્તિની ધુન જગાડી છે—તે વર્ગ એ ભક્તિને સેવારૂપે નહિ પ્રત્યક્ષ કરે એમ માનવાને અમને કારણ નથી માટે હિન્દુસ્થાનના શુભ ભવિષ્ય માટે અમારા કેળવાએલા બન્ધુઓ ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખી—કલકત્તા યુનિવર્સિટિની જ્યુબિલિને પ્રસગે ડૉ આશુતોષ મુકરજીએ યોજેલા શબ્દોમા જ અમે તેઓને વિનવીશુ કે —

"Educated by the liberality of the state or by private munificence, strive strenuously to make adequate return with anxious solicitude, promote the education of your countrymen and be, each of you, a bright centre of moral and intellectual activity like the scholars of Mediæval Europe, who, laden with Greek and Roman learning, brought many of the gems of ancient lore within the reach of those who never had the benefit of classical education and knew none but the vulgar tongue Make your mission the diffusion of knowledge and virtue, and the repression of ignorance and evil

# નવરાત્ર પછી વેણીમાધવ ઘાટપરથી પ્રાતઃકાળમાં ગગાજીનો દેખાવ.

(રાગ પ્રભાત.)

પાછલી રાતના ચાર વાગ્યા હવે, લોક સૌ જાય છે સ્નાન કરવા,
સાજ સધ્યા તણો કઈકિની બગલમા, પુષ્પની છાબ વિશ્વેશ જાવા
કઇકિ કીર્તન કરે, કઇકિ પ્રીતે કહે, ગગ તુ, ગગ છો પાપ હરવા,
ધન્ય વિશ્વેશ ને ધન્ય કાશીપુરી, લાગીઆ શબ્દ તો શ્રવણ પડવા

કઈકિ લલના લળી સાદ સખીને કરે, ચાલને બેન તુ સ્નાન કરવા,
પુણ્ય ઓઘજ ફળ્યો, હર્ષ ઉભરાઈ વળ્યો ધન્ય છુ ગગમા આજ પડવા.
તીર ગગા તણો રમ્ય દેખાય જો, ઊર્મિઓ નાચતી દિલ હરવા,
ધન્ય વિશ્વેશ ને ધન્ય કાશીપુરી લાગીઆ શબ્દ તો શ્રવણ પડવા

સાદ પરભાતનો વાત શુ વર્ણવુ દેખતા હૃદય તો કઈ ન થોભે,
જૂજવા ગગની પૂર્વમા જો પ્રભા, વૃક્ષશ્રેણી પરે શુદ્ધ શોભે
શીત વાયુ તણુ વમળ વારી થકી આવતુ વૃત્તિઓ શાન્ત કરવા,
ધન્ય વિશ્વેશ ને ધન્ય કાશીપુરી લાગીઆ શબ્દ તો શ્રવણ પડવા

ચળકતા ઉડુગણો, અસ્ત થઈ નાસતા ચદ્રના કિરણ નિસ્તેજ પડતા,
હોડકે સ્વાર થઈ જાતરી આવતા, હર્ષથી ગીતની ધૂન્ય કરતા
દૂર જો પ્રપપ આવતી ગાડીઓ, મારતી સીટીઓ વેગ તજવા
ધન્ય વિશ્વેશ ને ધન્ય કાશીપુરી, લાગીઆ શબ્દ તો શ્રવણ પડવા.

વાસી પુષ્પો વળી કમળ સુનાળના, જળતરગેથી પથરાઈ જાતા,
પાય ઝાઝર ધરી, ઘાટથી ઊતરી, રમણીઓ પૂજતી સર્વ ન્હાતા
કાષ્ઠ તકતાપરે, ભસ્મ અગે ધરી, લાગીઆ વિપ્ર જો જાપ કરવા,
ધન્ય વિશ્વેશ ને ધન્ય કાશીપુરી, લાગીઆ શબ્દ તો શ્રવણ પડવા

કઈકિ સધ્યા કરે કૈક ધ્યાન જ ધરે, કૈક તો વિધિએ ગગ પૂજે,
તુલસીપત્રને વારીમા ફેંકતી, વૃદ્ધ નેપાળણો કૈક ધ્રૂજે
મૈથિલી નારીઓ, કઈકિ બગાલણો, આવતી દૂરથી સ્નાન કરવા,
ધન્ય વિશ્વેશ ને ધન્ય કાશીપુરી, લાગીઆ શબ્દ તો શ્રવણ પડવા

તીર પર દેવળો જૂજવાં લોકનાં, જૂજવા વાદ્યથી ધ્યાન ખેંચે,
કંઈક યુવતી વળી, પહન ગંગા પ્રતિ, દીપને પત્રિ સાથે ધરે છે
કંઈક યુવક વળી જળતરંગો મહીં, ખેલતા જો મચ્યા ખૂબ તન્વા,
ધન્ય વિશ્વેશ ને ધન્ય કાશીપુરી, લાગીઆ શબ્દ તો શ્રવણ પડવા

કંઈક કુવારીકા વારિ ઊછાળતી, માજતી કૈક તો સેવ્ય પાનો,
આંખ ઊંચી કરી દેખ તું બારીએ, વેદ ઉચ્ચારતા શુદ્ધ ધાનો
વિમુક્ત વાણારસી, ગંગ અમૃત સમી, દેવ વિશ્વેશ કૈલાસવાસી,
સર્વ સાનિધ્ય, જયશંકર આ સ્થળે, અન્યથા સર્વ માનું ઉપાધિ

સેન્ટ્રલ હિન્દુ કૉલેજ }
બનારસ }

ભટ જેશંકર વિઠ્ઠલજી.

---

## અલખવેણુ

હો ! મૃદલ મધુર મન ભર ઉર
અલખવેણુ વાજે રે
સ્નેહ સાજે રે
ગાજે મન્જુલ અવાજ
ડોલે પડછંદ ગાજ
ઉર-કલાપ ખીલે રે
જ્યોતિ ઝીલે રે
કિંકિણી પ્રભુ-પ્રણામ વાય
સ્મિત-વિલાસ વદન મ્હાય
બાલમયુર નાચે રે
મિક નાચે રે
બાલિકા-બંધુ સહચાર
રેલે કાંમાર-ન્યાસ
દંપતી વિરામે રે
સ્વર્ગગાજે રે

"લલિત."

---

# "મૃદુલા" ની સમાલોચના

## ૧. અભિનન્દન.

રા રા સુબન્ધુએ રચેલુ 'મૃદુલા' નામનુ ૧૭૬ પૃષ્ઠનુ પુસ્તક સુન્દરીસુબોધના ગ્રાહકોને ચોથા વર્ષની ભેટ તરીકે શ્રી બન્ધુસમાજે પ્રકટ કર્યુ છે હેનુ મૂલ્ય આઠ આના છે અમદાવાદના આશરે સાત્વિક ઉત્સાહી, ઠરેલ, વિચારસિક નીતિપ્રિય તથા દેશભક્ત યુવાન્ પુરૂષોએ પરસ્પર બન્ધુભાવની વૃદ્ધિ કરવાના તથા અન્યોન્યાશ્રયથી પોતાની તેમ જ અન્યની ઉન્નતિ સાધવાના ઉદાત્ત ઉદ્દેશથી કેટલાક વર્ષોથી સ્થાપેલુ મડળ બન્ધુસમાજને નામે વિદિત છે તે મંડલ અનેક રીતે આપણા સાહિત્યની સેવા બજાવતું આવ્યુ છે તથાપિ હેની આપણા સાહિત્યને ને તે દ્વારા આપણી પ્રજાને મ્હોટામા મ્હોટી સેવા તો સુન્દરીસુબોધ માસિકની સ્થાપના તથા નિર્વાહ એ જ છે તે માસિક સર્વાંગે સ્ત્રીઓને માટે પ્રકટ થાય છે અને આપણા પ્રાન્તમા અનેક સ્ત્રીપુરૂષો હેમા લખે છે સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે એ વચન હેનુ મન્ત્ર છે તેવા માસિકની અત્યન્ત જરૂર હતી હેનુ પ્રબન્ધમા પ્રબલ પ્રમાણ હેને આપણી પ્રજા તરફથી મળતો ઉત્સાહભર્યો આવકાર તથા અલ્પ સમયમા હેનો પ્રસાર એ છે ભાષા તથા લેખો અને ખાસ કરીને કાવ્યોના સબન્ધમા ઘટતો ફેરફાર કરી તે માસિકને વિશેષ ઉપયોગી કરી શકાય ખરૂ તથાપિ એટલુ કહેવુ જોઇએ કે તે છે તે સ્થિતિમા પણ ઘણી અગત્યની સેવા બજાવે છે તેમ જ હેના ઉત્સાહી વ્યવસ્થાપકો હેને વિશેષ ને વિશેષ ઉપયોગી કરવા ઓછો શ્રમ લેતા નથી પ્રભુ હેમનો શ્રમ સફલ કરો અસ્તુ

રા. રા સુબન્ધુ બન્ધુસમાજના અગભૂત છે હેમણે આ 'મૃદુલા' નું પુસ્તક લખીને આપણા વાર્તાસાહિત્યમા અગત્યની વૃદ્ધિ કરી છે ને તે માટે હેમને અભિનન્દન ઘટે છે 'મૃદુલા' રા. રા સુબન્ધુની અવલોકનશક્તિ તથા વિચારશીલતાની, સહૃદયતા તથા રસજ્ઞતાની, વિશાલ હૃદય તથા સ્નેહમય સ્વભાવની દેશભક્તિ તથા પ્રભુપ્રીતિની, અને ઉત્સાહ તથા ઠરેલપણાની સબલ સાક્ષી પૂરે છે 'મૃદુલા' મા ચર્ચાયેલા કેટલાએક આપણા પ્રજાકીય મહાપ્રશ્નો ( National Problems ) ના જે સમાધાન રા । સુબન્ધુએ યથાશક્તિ સૂચવ્યા છે તે હેમની અનેકદેશીય વિચાર કરવાની પ્રકૃતિ તથા શક્તિના સારા પ્રમાણ છે આપણી પ્રજાના અનેક મહાપ્રશ્નો સબન્ધી સારો અભ્યાસ કરી, તે સબન્ધી ઉપયોગી લેખો લખી રા રા. સુબન્ધુ આપણી પ્રજાની સફલ સેવા કરશે એવી આશા અત્યાશા તો નહિ જ ગણાય

## ૨. રા. રા. સુબન્ધુનો ઉદ્દેશ.

### ( ક ) સામાન્ય ઉદ્દેશ

રા રા. સુબન્ધુનો વાર્તા લખવામા સામાન્ય ઉદ્દેશ શો છે તે જોવા આપણે પ્રયાસ

કરીએ. પ્રસ્તાવનામાં આ સંબન્ધી તેઓએ લખ્યું છે. આપણી સામાન્ય પ્રજાની અભિરૂચિ વાર્તાઓ, કથાઓ, નવલકથાઓ વિગેરે તરફ વિશેષ છે ને દહાડે દહાડે વધતી જાય છે. આ અભિરૂચિને સંતોષવા જે અનેક માર્ગો યોજાય છે ત્હેમાં દૈનિક તથા સામાહિક પત્રો અને માસિકો તરફથી વ્હેંચાતાં વાર્ષિક ભેટોનો સમાવેશ થાય છે. રા. રા. સુબન્ધુ લખે છે કે "આથી લાભ છે કે હાનિ તે લેખકે જોવાનું નથી." એ વાક્ય બરાબર નથી લાગતું, કારણ કે અમુક પદ્ધતિ લોકને હિતકારક છે કે હાનિકારક ત્હેનો નિર્ણય લેખક ન કરે તો અન્ય કોણ કરે? વાર્તાકથાનાં પુસ્તકોની ઉપયોગિતા તથા આવશ્યકતા વિષે જેનું ચિત્ત શંકાશીલ છે ત્હેમને તે પ્રવૃત્તિ સ્વીકારવી ધર્મ્ય નથી. કથા તરફની લોકોની અભિરૂચિ કાંઈ આજકાલની નથી; તે તો અનાદિકાલથી ચાલતી જ આવે છે. આપણામાં તો કથાશ્રવણ ધર્મરૂપે લેખાય છે. વાર્તાકથા તરફની આ અભિરૂચિનાં અનેક કારણો છે. કાવ્યોમાં તથા કથાવાર્તાઓમાં મનુષ્યસ્વભાવ, જીવનપ્રસંગો, સ્થલો, દેખાવો, બનાવો વિગેરેનાં ચિત્રો આવવાથી મનુષ્યમાત્રને ત્હેમાં કાંઈક વિલક્ષણ રસ ( interest ) પડે છે. તે વૃત્તિને અંગ્રેજીમાં Human interest કહે છે. શાસ્ત્રગ્રન્થોમાં બુદ્ધિવિનોદનો રસ ( intellectual interest ) પડે ખરો, પરન્તુ પ્રમાણમાં human interest તો ઓછો જ. વળી શાસ્ત્રીય પદ્ધતિથી લખાયેલા ગ્રન્થો સમજવાને ઉંચા પ્રકારની બુદ્ધિ, વિદ્યા, શ્રમ, ધૈર્ય, સમય વિગેરેની જરૂર પડે છે ત્યારે કથાવાર્તામા તે બધાની બહુ જરૂર પડતી નથી. તેમ જ શાસ્ત્રીય પદ્ધતિ તથા ભાષામાં અપાયેલા ઉપદેશ કરતાં દૃષ્ટાન્તદ્વારા અપાયેલો ઉપદેશ વધારે સારી રીતે અને સ્હેલાઈથી મનમાં ઠસી જાય છે. આવાં આવાં અનેક કારણોને લીધે જનસમાજમાં શાસ્ત્રોના વાચનશ્રવણ કરતાં કથાવાર્તાના વાચનશ્રવણ સર્વદા વિશેષ પ્રિય થઈ પડે છે, અને જ્યાં સુધી મનુષ્ય મનુષ્ય રહેશે ત્યા સુધી તેમ ચાલવાનુ જ, પછી ભલે ને શાસ્ત્રોના અભ્યાસકો "वार्तातानि काव्यानि" કે "કથાવાર્તાની અભિરૂચિ લોકોની અધોગતિ દર્શાવે છે" એમ કહ્યાં કરો. વિદ્યાક્ષેત્રમા શાસ્ત્રનુ સ્થાન છે તેમ જ વાર્તાકથાનુ તથા કાવ્યનુ પણ સ્થાન છે, અને પોતપોતાના સ્થાનમાં તથા મર્યાદામાં બન્ને ઉપયોગી તથા આવશ્યક છે. આ ઉપરથી સ્પષ્ટ થશે કે વાર્તાકથાઓમાં સ્વરૂપથી જ—સ્વભાવથી જ—inherently—કાંઈ પણ હાનિકારક અંશ નથી, એટલુ જ નહિ પરન્તુ કર્તવ્યનિષ્ઠ તથા કુશલ લેખકોના હાથમાં તો કાવ્યો તથા કથાવાર્તાઓ લોકોન્નતિનાં સબલ સાધનો નીવડે છે. કથાગ્રન્થો મનોરઞ્જન સાથે બોધ દેવાનાં, મધુર વસ્તુ સાથે પથ્ય ઔષધ આપવાનાં ઉત્તમ સાધનો છે એ વાતની ઇતિહાસ નિઃસંશય સાક્ષી પૂરે છે. વાર્તાકથાનાં પુસ્તકો નિન્દાય છે ત્હેનુ કારણ એ લાગે છે કે ચોમાસાના ફીડાઓની માફક જે વાર્તાપુસ્તકો ઉભરાય છે તે થર્ડકલાસ તર્જુમીયા વાર્તાનાં હોય છે, અને ધર્મ કે નીતિનો બોધ આપી વાચકને ઉચ્ચગામી કરવાને સ્થાને ત્હેના હલકા વિચારો તથા વિકારોને સતેજ કરે છે ને પોષે છે. તેવી વાર્તાઓ ઘણુંખરૂં સ્વાર્થસિદ્ધિના હેતુથી લખાયેલી હોય છે, લોકહિતના આશયથી નહિ. તેવાં પુસ્તકોનો તો જેમ બ્હેલો અને વધારે બહિષ્કાર થાય તેમ વધારે સારૂં. પરન્તુ તેમ કરવાનો ઉત્તમ માર્ગ કથાવાર્તાનાં પુસ્તકોની અથવા તે વાંચવાની અભિરૂચિની નિન્દા કરવી તે નથી પણ નીતિમય કથાવાર્તાઓ લખવી તે છે. **વાર્તા વા કથાનું ગ્રથન સ્વયમેવ દૂષણરૂપ નથી,—દૂષણરૂપ**

**તો હ્હેનો દુરુપયોગ છે.** લેખમાત્રનું મુખ્ય પ્રયોજન લોકહિત જ હોવું જોઇએ, અને કીર્તિ, ધન, સન્માન, બુદ્ધિવિલાસ વિગેરે ઉદ્દેશ હોય તો તે ગૌણ (subordinate) જ હોવા જોઇએ મનોરંજન સાથે લોકો અભિરુચિઓને ધર્મ તથા નીતિની દિશામાં દોરવી અને હ્હેમનું પ્રેયસ્ તથા શ્રેયસ્ સધાય તેવા માર્ગ દર્શાવવા એ જ કાવ્યોનો તેમ જ કથાવાર્તાનો મુખ્ય ઉદ્દેશ હોવો જોઇએ પાત્રો, પ્રસંગો, સ્થલો દેખાવો બનાવો વિગેરેની પસંદગી તથા આલેખનમાં પણ લેખકની દૃષ્ટિ તે મુખ્ય ઉદ્દેશ પ્રતિ હ્હેવી જ જોઇએ અને જેટલે અંશે તે મુખ્ય ઉદ્દેશની સિદ્ધિ તેટલે જ અંશે લેખકની શક્તિ, અવલોકન, જ્ઞાન, કલા આદિની સફલતા. રા. ગ. સુબન્ધુ પણ કથાવાર્તાના ઉદ્દેશ વિષે તથા પાત્રો પ્રસંગો વિગેરેની પસંદગી વિષે પ્રસ્તાવનામાં આવા જ વિચારો દર્શાવે છે તેઓ લખે છે કે ' જનસમાજમાં વાર્તાની અભિરુચિ જોઈ ભિન્ન ભિન્ન જાતની વાર્તાઓ લખાય છે સામાન્ય વર્ગને જ ખુશી કરવા છે એમ માની નાટ્યકાર નાટકને ઉચ્ચ પદવીએ મૂકવા યત્ન ન કરે તો તે જેટલે દરજ્જે અયોગ્ય કરે છે એમ ક્હી શકાય તેટલે જ દરજ્જે પોતાની સાથે **વાચકને ઉચ્ચગામી ન કરનાર લેખક દોષને પાત્ર છે."** ઉદ્યાનમાં સારાખોટાં ઘણાએ પુષ્પ હોય છે છતાં સુગન્ધયુક્ત પુષ્પનો જ સ્વીકાર કરીએ છીએ તેમ જનસમાજમાં અસંખ્ય નિન્દાયુક્ત બનાવો બને છે છતાં હ્હેવા બનાવો વાચક વર્ગની આગળ ન મૂકવા એમ યોગ્ય ધાર્યું છે ' આ ઉપરથી વાચકને ઉચ્ચગામી કરવાનો ગ. રા. સુબન્ધુનો આશય સ્પષ્ટ રીતે સમજાય છે, અને કોણ કહેશે કે ' મૃદુલા ' માં આ ઉદાત્ત આશય સચવાયો નથી ?

## (ખ) "મૃદુલા ' નો વિશિષ્ટ ( particular ) ઉદ્દેશ

હવે ઉક્ત સામાન્ય ઉદ્દેશના સાધનરૂપે ' મૃદુલા ' નો વિશિષ્ટ ઉદ્દેશ શો છે તે આપણે જોઇએ પાશ્ચાત્ય પ્રજાના સસર્ગે અને હ્હેમાં પણ ખાસ કરીને પાશ્ચાત્ય સાહિત્યના અભ્યાસે આપણા ઉપર એવી તો અસર કરી છે કે એવી પૂર્વે કોઈ પણ વિદેશીય પ્રજાએ કરી નથી સદ્ગત સાક્ષર ગોવર્ધનભાઇની ભાષામાં બોલીએ તો આપણા દેશમાં ' ત્રિવેણી સંગમ ' થયો છે એક પક્ષે સંસ્કૃતના અભ્યાસથી પુનર્જીવન પામતી ભાવનાઓ, દ્વિતીય પક્ષે પાશ્ચાત્ય પ્રજાના આચારવિચારો અને તૃતીય પક્ષે આપણા લોકોની પ્રચલિત રૂઢિઓ એ ત્રણેનું સંઘટ્ટન–મન્થન–ચાલે છે ને તે ત્રણે આત્મરક્ષણ ( self-preservation ) માટે પ્રયાસ કરે છે એ મન્થનતી અશાન્તિમાંથી આપણી પ્રજા ક્યારે મુક્ત થશે ને તે કયી દિશા સ્વીકારશે તે તો પ્રભુ જાણે ! આ મન્થનદશાએ આપણી પ્રજા સમક્ષ ભિન્ન ભિન્ન મહાપ્રશ્નો ( Problems ) ઉભા કર્યા છે અને ભિન્ન ભિન્ન દૃષ્ટિબિન્દુઓથી જોનાર વિચારકો હ્હેનાં ભિન્ન ભિન્ન સમાધાનો સૂચવવા પ્રયાસ કર્યા કરે છે આ મન્થનકાલની સ્થિતિનું ચિત્ર આપવાના અને કેટલેક અંશે પોતાને યોગ્ય લાગતા માર્ગનું સૂચન કરવાના ઉદ્દેશથી ગુર્જર પ્રજામાં લોકપ્રિય થઈ પડેલી " સરસ્વતીચન્દ્ર " ની નવલકથા ગોવર્ધનરામભાઇએ લખી છે કાંઇક તેવા જ આશયથી પરન્તુ ઘણા ન્હાના પાયા ઉપર " મૃદુલા " ની વાર્તા લખાઈ હોય એમ અનુમાન થાય છે આમ કહી તે ઉભય પુસ્તકોની સરખામણી કરવાનો ઉદ્દેશ નથી –ઉદ્દેશ તો માત્ર તે ઉભય પુસ્તકો અનેક રીતે ભિન્ન હોવા છતાં થોડે અંશે હેતુની

પાત્રોની માફક પ્રસંગો પણ અમુક અમુક સિદ્ધાન્તોનાં દૃષ્ટાન્તરૂપ (typical) છે. પસંદગી તથા આલેખન સારાં છે અને ગ. રા. સુબન્ધુની ઔચિત્યબુદ્ધિ તથા કલાપ્રાવીણ્યના વિશેષ પ્રમાણો છે. ઉચ્છ્વાસ ૪ થો આપણા આધુનિક સુશિક્ષિત યુવકોના વાર્તાવિનોદના દૃષ્ટાન્તરૂપ છે. જ્ઞાતિભોજન સમયે થતુ "ડિસ્કશન"–વાગ્વિવાદ,–કૌમુદી મહોત્સવ, પ્રબોધને ત્યા એકત્ર થયેલા મંડલમાં વિલાયત ગમનના પ્રશ્નસબન્ધી ચર્ચા, પ્રવાસ આદિ પ્રસંગોદ્વારા રા. ગ. સુબન્ધુએ આપણા સુશિક્ષિત યુવકોના વિનોદો (recreations) નુ ચિત્ર આપ્યું છે. ઉચ્છ્વાસ ૧૭ મો તથા ૨૧ મો આપણા યુવકોની રગેરગમા વ્હેતી દેશસેવાની મહેચ્છાઓનુ ચિત્ર આપે છે. અખંડ બ્રહ્મચારી પ્રેમતનજી તથા પોતાની પ્રિયતમાના અવસાન પછી પુનર્લગ્ન ન કરવામા સ્નેહભાવ ગણનાર વિધુર પ્રબોધ દેશસેવામાં પોતાનુ સર્વસ્વ સમર્પણ કરનાર દેશભક્તોના દૃષ્ટાન્ત છે. ઉચ્છ્વાસ ૭ મો આપણા સ્ત્રીમડલે કેવી સહૃદયતાથી, કેવા પ્રેમથી કોઇને જરા પણ ઉદ્વેગ ન થાય અને સર્વને આનદ થાય તેવી પરસ્પર મશ્કરીઓ કરવામા કે કાંઇક વાગ્વિનોદમા કે સૃષ્ટિસૌન્દર્યનો રમ્યતાથી ઉપભોગ કરવામા અને તે દ્વારા ઈશ્વરમહિમાનુ સ્મરણ તથા ચિન્તન કરવામા અને એવા એવા અનેક ધર્મ્ય આનદો ભોગવવામા અવકાશનો પ્રસગે પ્રસગે કેવી રીતે ઉપયોગ કરવો જોઇએ તે સૂચવે છે. "કૌમુદી ઉત્સવ" તથા "પ્રવાસ" નો પણ તેવો જ હેતુ છે ઉચ્છ્વાસ ૧ લો તથા ૬ ઠો આપણા ન્હાનકડી નાતોવાળા સસારને પરિચિત "વિવાહની વાતો" ના જુદા જુદા પ્રકારના ચિત્રો છે, પરન્તુ છઠ્ઠામાં કમલાના મુખમા જેવી શ્રીને યોગ્ય તથા સ્વાભાવિક મૂકાઈ છે તેમ ૧ લામા શાન્તિદાના સબન્ધમા થયુ નથી લાગતુ. લગ્નના ભિન્ન ભિન્ન પ્રસગોદ્વારા દેહલગ્ન જ નહિ પરન્તુ સ્નેહલગ્ન–"આત્મલગ્ન" (?)—હૃદયલગ્ન–એ જ ખરા લગ્નનુ રહસ્ય–તારતમ્ય–છે એમ સમજાવ્યુ છે. જ્ઞાતિભોજનનુ ચિત્ર તાદૃશ–આબેહુબ–છે ને જ્ઞાતિભોજન તથા 'પાર્ટી" ની લાભ હાનિની સરખામણી કરતા બોલાયેલુ કુમુદકાન્તનુ વાક્ય "જ્ઞાતિભોજનમા તો નીરાંતે ખવાય અને પાર્ટીમાં તો 'ડીશમા'–થાળીમા–કાંક નાખવુ પડે" એ હાસ્યજનક છે. તેમ જ તે પ્રસગે કરાયેલો હૃદયહાર 'શોક' પાળવાના રીવાજ ઉપરનો પ્રહાર પણ યોગ્ય છે. તિલોત્તમાના દેવાલયનો પ્રસગ બહુ જ દુ:ખકર છે, પરન્તુ ત્હેને લીધે પુરુષોના અને ખાસ કરીને લેખકોનાં પુનર્લગ્નો સબન્ધી ટીકા કરવાની ગ. ગ. સુબન્ધુને તક મળે છે. પતિપત્નીના સ્નેહના તથા ત્હેમના દાંપત્યભાવના ભાવમય ચિત્રો તો પુસ્તકમા સ્થાને સ્થાને દૃષ્ટિગોચર થાય છે, અને પ્રસવ માટે 'વિદાય' થતી સીમન્તિની તિલોત્તમા તથા પ્રબોધના વિયોગસમયનુ ચિત્ર પણ યથાસ્થિત છે. લખવાનું તો બહુ છે પણ આટલેથી જ સતોષ માનવો પડે છે.

સ્થાનોની પસદગી તથા આલેખન ઉંચા પ્રકારનાં છે ને જેમણે તે જોયા હશે ત્હેમને તે તે સ્થાનોના વર્ણનની તાદૃશતાનુ ભાન થયા વિના ભાગ્યે જ રહેશે. ચોપાટી, તાપીનદીનો તટ, પ્રભાસપાટણ અને ત્યાંનો ત્રિવેણીસગમ, વિગેરે દ્વારા સૃષ્ટિસૌન્દર્યના આલેખનનો લાભ લેવાયો છે, અને તે ગ. ગ. સુબન્ધુની રસજ્ઞતાના તથા પ્રભુમહિમાની પ્રતીતિનાં સાર્ગ પ્રમાણ છે. મનુષ્યે રચેલા મન્દિરો કરતાં પ્રભુએ રચેલી સૃષ્ટિના મૃદુલ વા અદ્ભુત બનાવો અને દેખાવોથી પ્રભુના અસ્તિત્વનુ તથા અચિન્ત્ય પ્રભાવનુ સચોટ ભાન થાય છે, નાસ્તિક મન પણ ઘડીભર ભક્તિનમ્ર બને છે, એ ગ. ગ. સુબન્ધુના વિચારની યથાર્થતા સૂચ

નહિ સ્વીકારે ? તેમ જ તીર્થયાત્રાએ ધર્મરૂપે મનાવામા આ માન્યતા પણ કારણભૂત હોય એ શે રા રા સુબન્ધુનુ અનુમાન ખરૂ લાગે છે અસ્તુ સક્ષેપમા પાત્રો, પ્રસગો, સ્થલો વિગેરે રા રા સુબન્ધુના ઉદ્દેશની સિદ્ધિને અનુકૂલ છે

## ૪. "મૃદુલા" માં ચર્ચાયેલા કેટલાએક મહાપ્રશ્નો."

'મૃદુલા" ના પુસ્તકમા આ ખાસ અગત્યનો વિષય છે, તો પણ સ્થલસકોચને લીધે ત્હેમા ચર્ચાયેલા સર્વ વિષયો ઉપર નહિ બોલી શકાય એટલુ જ નહિ પરન્તુ જે જે મહાપ્રશ્નો સબન્ધી બોલીશુ તે વિષે પણ સક્ષેપમા જ સૂચત કરી સતોષ માનવો પડશે

આપણો હાલમા મ્હોટામા મ્હોટો પ્રશ્ન એ છે કે ભારતવાસીઓના પ્રજાકીય ઐક્ય (National unity) ને અર્થે હિન્દુ, મુસલમાન પારસી વિગેરે ઉપપ્રજાઓના પરસ્પર સબન્ધ કેવા ર્‌હેવા જોઇએ ? એ મહાપ્રશ્નનો ઉત્તર રા રા સુબન્ધુએ પ્રદ્યોત, કરીમમહમદ, પેસ્તનજી વિગેરેના અને મૃદુલા, તિલોત્તમા, બુદ્ધિદા શીરીન સકીના વિગેરેના સબન્ધ દ્વાર સૂચવ્યો છે જેને તે સબન્ધી સવિસ્તર વાચવુ હોય ત્હેને આખી 'મૃદુલા' અને ખાસ કરીને "દેશસેવા' વાળો ૧૭ મો ઉચ્છ્વાસ વાચી જવા વિજ્ઞપ્તિ છે માત્ર એક એ વાક્યનુ અવતરણ અત્ર કરીશુ 'પ્રજાકીય સમિતિ તરફથી એક એવી સસ્થા કહાડવામા આવી હતી કે જેની અદર હિન્દુ મુસલમાન, પારસી યાહુદી, અને ઇગ્રેજ સર્વે વખતો વખત મળતા અને ઐક્યતા માટે તજવીજ કરતા ઐક્યતાને માટે એક જ ભાણા ઉપર સર્વેએ ભોજન લેવુ જોઇએ, એક જ ધર્મ હોવો જોઇએ એમ તેઓનુ માનવુ નહોતુ, અને તેથી ઘણા યુવાનો ત્હેમા ભાગ લેતા " 'હિન્દુ, મુસલમાન પારસી - યુરોપીઅન મહાન નરોની 'જયન્તીઓ' એક જ તરેહના ઉત્સાહથી ઉજવવામા આવતી ગમે તે કોમનો પ્રશ્ન ઉભો થતો તો પણ સર્વ કોમવાળા પોતાનો જ પ્રશ્ન છે એમ માની તન, મન, અને ધનથી સાહાય્ય કરતા" રા રા સુબન્ધુની પ્રજાકીય સમિતિની યોજના સૂચક છે ને બહુ ખીલવાયલી (developed, worked out) ન હોવા છતા મનનીય છે

આપણા રાજ્યકર્તાઓ તરફ આપણો સબન્ધ કેવા ર્‌હેવા જોઇએ તે સબન્ધીનો ઉત્તર પણ તે જ ઉચ્છ્વાસમા સૂચવાયો છે તેમાંથી એક બે અવતરણ અત્ર ટાકીશુ પત્રમા તથા સભામા એવો એક પણ વિષય નહોતો આવતો જેથી એક કોમને અન્ય કોમો ઉપર અભાવ ઉત્પન્ન થાય, એવો એક પણ વિષય નહોતો - જેથી સરકાર પ્રત્યે દ્વેષબુદ્ધિ છે એમ જણાય." "દ્વેષબુદ્ધિ" શબ્દ ખાસ અગત્યનો છે સરકારના કામોની ચર્ચા ન કરવી કે આપણા દુ ખ ન દર્શાવવા એમ નહિ પરન્તુ તે સર્વ સરકારને મદદ કરવાના હેતુથી કરવુ, દ્વેષબુદ્ધિથી નહિ આપણા 'એક્સ્ટ્રીમિસ્ટ' ભાઇઓને આ વાત ભાગ્યે જ ગળે ઉતરશે, પરન્તુ ત્હેના દરેકપણાની તથા યોગ્યતાની બાબતમા વિચારશીલ મનુષ્યને શકા થાય તેમ નથી 'એ સમિતિમા એવો એક પણ નિયમ નહોતો, એવુ એક પણ કાર્ય નહોતુ, - તેથી સરકારી નોકરો ભાગ ન લઈ શકે ' આ વાક્ય સપ્રયોજન (significant) છે ને આ પણા પોતાનાના જ વિભાગ કે વિરોધ ઠીક નથી એ સિદ્ધાન્તનુ સૂચક છે

વિદ્યાર્થીઓએ રાજકીય બાબતોમાં ભાગ લેવો જોઇએ કે નહિ ને લેવો જોઇએ તો કેટલે અંશે લેવો જોઇએ એ પ્રશ્નોની ચર્ચા ચોથા ઉચ્છ્વાસમાં થઈ છે. એક વાક્ય ખાસ લક્ષ ખેંચે છે. **"વિદેશ ને વિદેશીનો તિરસ્કાર એમાં જ સ્વદેશ પ્રીતિનો સમાવેશ થતો નથી."** આપણા કેટલાએક દેશીબન્ધુઓએ આ વાક્યનુ રહસ્ય સમજવા જેવું છે.

સુશિક્ષિત સ્ત્રીઓએ દેશસેવામાં કેવા પ્રકારનો ભાગ લેવો જોઇએ એ સંબન્ધી ઉત્તર 'મૃદુલા', તિલોત્તમા, બુદ્ધિદા, વિગેરેના પાત્રોદ્વારા સૂચવાયો છે, પરન્તુ તે સંબન્ધી ખાસ સૂચન ૧૭ મા ઉચ્છ્વાસમાં છે. આ પ્રશ્ન ખાસ મનન કરવા યોગ્ય છે અને રા. રા. સુબન્ધુએ આપેલો ઉત્તર એક પક્ષે "સ્ત્રીઓએ તો ઘરકામ જ કરવુ જોઇએ" એવા અભિપ્રાય વાળાને નહિ રૂચે તો બીજે પક્ષે દેશકાલનો વિચાર ન કરનાર, અને "ચઢ ચૂલા ખીચડી ખાઉં" કરનાર ઉતાવળીઆ 'સુધારાવાળા' ને પણ ભાગ્યે જ રૂચશે. પંરન્તુ દેશકાલ વિગેરે પરિસ્થિતિ ( circumsteances ) લક્ષમાં લેનાર ઠરેલ વિચારકોને તો હાલને માટે તે જ માર્ગ ઉચિત જણાય છે, અને તે પણ સુશિક્ષિત સ્ત્રીઓને માટે–સર્વ સ્ત્રીઓને માટે નહિ. પોતાના કુટુમ્બની સ્થિતિનો કે સુખનો વિચાર કર્યા વિના સારાં 'ફેશનેબલ' કપડાં પહેરી 'મીટીંગ્ઝ' ને પોતાની 'પ્રેઝન્સ'–હાજરી–થી 'ગ્રેસ' કરનાર–શોભાવનાર સ્ત્રીઓની આર્યસંસારને હમણા તો બહુ જરૂર નથી જ; તેમ જ સ્થિતિ તથા સમય છતાં પણ પોતાના અવકાશનો પરનિન્દામા કે અન્ય નકામા કામોમા ઉપયોગ કરનાર સ્ત્રીઓને કાંઈક ઉપયોગી કાર્યો કરતા શીખવવાની પણ બહુ જ જરૂર છે.

સ્ત્રીશિક્ષણનો તથા સ્ત્રીપ્રતિષ્ઠા ( Position of women ) નો મહાપ્રશ્ન પણ આખા પુસ્તકમા ભિન્ન ભિન્ન પાત્રો તથા પ્રસંગોદ્વારા ચર્ચાયો છે. બુદ્ધિદા, તિલોત્તમા તથા મૃદુલા સુશિક્ષણના દષ્ટાન્ત છે તો વિદુલા તથા મંજુલા અયોગ્ય શિક્ષણનાં દષ્ટાન્ત છે. બુદ્ધિદાની ન્હાની નિશાળનો શિક્ષણક્રમ તથા એથી ચારનો શિક્ષણસમય આપણા રીતરીવાજને વિશેષ અનુકૂલ છે, ને દેશમા સ્ત્રીશિક્ષણ પ્રસારવાની ઇચ્છા રાખનારે પહેલુ એ જ સૂત્ર શિખવાનુ છે કે રીતિરીવાજ એકદમ કાંઈ ફેરવી શકાય નહિ માટે શિક્ષણવ્યવસ્થા એવી રાખવી જોઇએ કે ત્હેને અનુકૂળ થઇને કાર્યસિદ્ધિ કરાય. આપણે ભપકાબધ નિશાળો નથી જોઇતી, આપણી મર્યાદશીલ વનિતાઓને માટે તો કથાસ્થાનોની માફક થોડે થોડે દૂર બબ્બે કલાકની ન્હાની શાલાઓની જરૂર છે. આ ઉપયોગી બાબત વિષે આપણા સુશિક્ષિત લોકો કેમ બેદરકાર રહે છે તે સમજાતું નથી. આધુનિક શિક્ષણવ્યવસ્થા તો કેવળ નામની જ છે અને તેથી પ્રમાણમાં બહુ જ થોડો લાભ થવા સભવ છે. પોતાનાં કર્તવ્યો ઉત્તમ રીતે કરતાં શીખવે તે જ યોગ્ય શિક્ષણ કહેવાય અને કોણ કહી શકશે કે હાલનો કન્યાશિક્ષણનો ક્રમ સ્ત્રીકર્તવ્ય બરાબર શિખવે છે ? તો પછી લોકો સ્ત્રીશિક્ષણને નિન્દે એમાં શું નવાઈ ? લોકો કાંઈ યોગ્યાયોગ્ય શિક્ષણનો વિવેક કરી શકતા નથી, તેઓ તો હાલમાં અપાતા શિક્ષણથી લાભ થતો નથી જોતા–ક્વચિત્ તો ઉલટી હાનિ થતી દેખે છે–એટલે પછી હાલની શિક્ષણ વ્યવસ્થાને બદલે તેઓ તો સ્ત્રીશિક્ષણને જ નિન્દે છે. "ન્હાની બાલિકાઓ ઉપર એવા સંસ્કાર પાડવામાં આવે છે કે ત્હેમને આગળ જતાં ભારે પડે" એ રા. ગ. સુબન્ધુનો આધુનિક શિક્ષણવ્ય-

વસ્થા ઉપરનો આરોપ જેટલો ગંભીર છે તેટલો જ સત્ય છે. આ અગત્યના પ્રશ્ન ઉપર આપણા વિચારકોએ તથા સ્ત્રીશિક્ષણના હિતેચ્છુઓએ સર્વદેશીય વિચાર કરવો ઘટે છે.

'વિધવાઓનુ શું કરવું'?—એ પણ આપણા આર્યસંસારનો એક પ્રશ્ન છે ને તે સંબન્ધી ઉત્તર રા. ગ. સુબન્ધુએ બુદ્ધિદાદ્વારા સૂચવ્યો છે. કુમુદના પાત્રદ્વારા રા. રા. ગોવર્ધનરામભાઇએ સૂચવેલા માર્ગથી તથા મીસીસ એનીબેસન્ટે અનેક ભાષણોમા તથા લેખોમાં સૂચવેલા માર્ગથી રા. ગ. સુબન્ધુની સૂચના બહુ ભિન્ન નથી. એક રીતે જોતાં જુની પદ્ધતિવાળાઓના અને સુધારાવાળાના અભિપ્રાયોની ઘડભાંજ કરીને દેશસ્થિતિને અનુસરતું સમાધાન (compromise) અત્ર સૂચવાયું છે. પરન્તુ " કુમુદ અને બુદ્ધિદા જેટલો અને જેવો પ્રેમ આપણી સામાન્ય વિધવાઓમાં હોય છે? તેવા પ્રકારનો સંયમ તેઓ રાખી શકે એમ ધારવું એ યોગ્ય છે? તેવો સંયમ રાખવાની એટલી બધી શી જરૂર છે? પુનર્લગ્નમાં એવું શું મહા ઘોર પાતક છે કે બિચારી અનાથ સ્ત્રીઓને આખી જીંદગી દુઃખમા ને ઓશીયાળાપણામાં ગાળવાની જરૂર છે?"—એ અને એવા એવા, સુધારકોના અનેક પ્રશ્નો તો અનુત્તર જ રહ્યા છે. તથાપિ એટલી વાત તો કબૂલ કરવા જેવી છે કે—

" છે વૈધવ્યે વધુ વિમલતા બ્હેન! સૌભાગ્યથી કૈં
છે ભક્તિમાં વધુ વિમલતા બ્હેન! શૃંગારથી કૈં, '

એ કલાપીની પંક્તિઓમાં તથા રા. ગ. વસન્તવિનોદીની

" પ્રિયસ્વામીને શાન્તિ મળે એવું અનેક આદરૂ,
ત્યારે જ આ અવશેષજીવન જગતમાં છવ્યુ ભલુ, "

એ પંક્તિઓમાં કાંઇક વિલક્ષણ પવિત્રતાવાળું સાત્વિક ચિત્ર આલેખાયું છે. બુદ્ધિ તથા ન્યાયની દૃષ્ટિથી નિર્દય જણાતું તથાપિ ન સમજી શકાય, ન સમજાવી શકાય તેવી કોઇક આંતર્વૃત્તિને ઉદાત્ત લાગતું વૈધવ્યચિત્ર કુમુદ તથા બુદ્ધિદા એ ઉભયપાત્રો આર્યસંસાર સમક્ષ રજુ કરે છે ને કોણ કહેશે કે તે ઉપેક્ષાને જ પાત્ર છે?

વિલાયતગમનનો મહાપ્રશ્ન પણ ઠીક ચર્ચાયો છે, તથાપિ એટલુ તો કહેવું જ જોઇએ કે દુર્ભાગ્યે અન્ય મહાપ્રશ્નોની માફક એમા પણ બધી ખુબી માત્ર ચર્ચામાં જ સમાયેલી રહે છે—આચારમાં નહિ. આશા માત્ર એટલી જ રહે છે કે સાંસારિક રૂઢિઓના સંબન્ધમાં વારંવાર બને છે તેમ આમતેમ મન્થન થયા પછી, બધુ ખુબ ડહોળાયા પછી, સત્ત્વ ઉપર તરી આવશે, અને આપણા સંસારમાં ચાલતા આંતર્યુદ્ધની શાન્તિ થઈ કાંઇક યોગ્ય માર્ગ સૂઝશે. આ મન્થનકાલમાં અસંબદ્ધતા—પૂર્વાપર વિરોધ—inconsistencies—તદ્દન સ્વાભાવિક છે ને ભલે બીજા આક્ષેપો કરે પરન્તુ તેથી બહુ ગભરાવા જેવું નથી. શુદ્ધ હૃદયના પારસમણિથી કાર્યરૂપી ધાતુમાત્ર સુવર્ણ બને છે, માટે સર્વ કરતાં શુદ્ધ હૃદય (sincerity), અને મતાન્તરસહિષ્ણુતા (tolerance) એ બેની આ કાળમાં બહુ જ જરૂર છે. તેમ જ એ પણ સારી પેઠે સ્મરણમાં રાખવા જેવું છે કે સ્વાર્પણ વિના કાર્યસિદ્ધિ ભાગ્યે જ થાય છે.

તિલોત્તમાનો દેહવિલય ગં ન 'સુબન્ધુને ' પુરૂષોએ પુનર્લગ્ન કરવું જોઇએ કે નહિ ?' એ પ્રશ્ન ચર્ચવાનો પ્રસગ આપે છે પદ્મનાભનું લગ્ન સુખી થાય છે એવુ દર્શાવનાર લેખક પુરૂષોએ પુનર્લગ્ન ન જ કરવુ જોઇએ એમ કહે એવુ તો ન બને, પરન્તુ ઉદાત્ત, નિસ્વાર્થ સ્નેહવાન્-અથવા સ્નેહમય-પ્રેમીતને સતત વિધુર રાખી ઉત્તમ સ્ત્રીઓને માટે વૈધવ્યનુ તો ઉત્તમ પુરૂષોને માટે વૈધુર્યનુ કર્તવ્ય પ્રાપ્ત થાય છે એમ તે સૂચવે છે

એ વિના અનેક પ્રશ્નો ચર્ચાયા છે પરન્તુ આપણે તો આટલાથી જ સંતોષ માનવો પડશે

## ઉપસંહાર.

આ મહાપ્રશ્નો ઉપરાંત ગ ન સુબન્ધુની કેટલીક પ્રાસગિક ઉક્તિઓ ધ્યાન આપવા યોગ્ય છે પુરૂષવર્ગની ગેરહાજરીમા ઘણીખરી પારસી સ્ત્રીઓ પોતાને ઘેર કોઈ સમાજ અર્થે આવનારને જે વિનયપૂર્વક મર્યાદશીલ રીતે સ્વાગતસંસ્કાર આપે છે ત્હેની અને તેવે પ્રસગે સામાન્ય રીતે પેલા બિચારાને બહુ જ અગવડ પડે તેવી રીતે ઘણી ખરી હિન્દુ સ્ત્રીઓ સુનિનત ધારણ કરે છે ત્હેની સરખામણ કરી હિન્દુ સ્ત્રીઓના સ્વાભાવિક આતિથ્યમા આ ખામી છે એમ યોગ્ય રીતે ( ૧૮ મે પાને ) દર્શાવ્યુ છે, તેમ જ ( ૧૫ મે પાને ) ધાર્મિક શિક્ષણ વિષેની ટીકા પણ બરાબર છે આ ઉપરાંત પ્રસગે પ્રસગે કરાયેલા સક્ષિપ્ત વ્યગ્ય સૂચનો ( slight suggestive touches ) પણ ગ ગ સુબન્ધુની અવલોકન શક્તિના તથા રસજ્ઞતાના સાન પ્રમાણો છે ગુજરાતી, સસ્કૃત તથા ઇંગ્રેજી સાહિત્યમાથી જે અવતરણો ( quotations ) સ્થાને સ્થાને પ્રસગાનુસાર અપાયા છે તે ન ગ સુબન્ધુનુ વાચન રસજ્ઞતા અને ઔચિત્યબુદ્ધિ દર્શાવે છે

ભાષા નથી બહુ સરલ કે નથી એવી કઠિન કે જેનાથી 'શુદ્ધ ગુજરાતી 'ના હિસાબ તીમા ખપવા માગનારાઓ ભડકે છે 'સ્નેહ જીવાયલી' સ્ત્રીઓ સ્હેજસાજ સાહાય્યથી સમજી શકે તેવી ભાષા છે, જો કે પુસ્તકમા દર્શાવેલા વિચારો તથા ચર્ચાયેલા મહાપ્રશ્નોમા ત્હેમને ગતાગમ પડે કે નહિ તે બાબતમા શકા રહે તેમ છે તથાપિ એટલુ કહેવુ જોઇએ કે વિચારો આચારોની પ્હેલા આવે છે, અને આવા આવા વિચારોનો પરિચય ધીમે ધીમે આપણી સ્ત્રીઓને થવો જોઇએ, કારણ દેશોન્નતિના ઉદાત્ત કાર્યમા ત્હેમના સાહાય્યની બહુ જ જરૂર છે કિં બહુના ? સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે '

આ સમાલોચના સમાપ્ત કરવા પૂર્વે અમ્હે પુન ગ ગ સુબન્ધુને અન્ત કરણ અભિનદન આપીએ છિયે, અને વિના સકોચે આપણી સ્ત્રીઓના હાથમા મૂકી શકાય 'મૃદુલા ' જેવા અનેક ઉપયોગી પુસ્તક લખવા તેઓ શક્તિમાન થાય એમ ઇચ્છીએ

અસ્તુ

ચન્દ્રશંકર નર્મદાશંકર

ગોવર્ધનરામને નડેલી તે વખતે ત્હેમને પણ નડી હોય કારણ ફારસી કવિતારચના સમજાવે યા શિખવે એવુ આગળના વખતનુ એકે પુસ્તક હાલમા જણાએલુ નથી. આ સબબને લીધે રા રણછોડભાઈના કાર્યની કીમત વધે છે કારણ ગુજરાતી ભાષામા ધર ભાષાની કાવ્યરચનાની સમજૂત આપવા પ્રથમ જ પ્રયત્ન કરવો એ ગુજરાતી તથા ફારસી બન્ને ભાષાની રચનાનુ ગૂઢ જ્ઞાન હોય તો જ બની શકે રા રણછોડભાઈ ફારસી ભાષાની કવિતારચનામા બહુ ઉંડા ગયા છે અને સાથે જ્યા જ્યા આપણા છદો જોડે એ ભાષાના છદોને મળતાપણું આવે છે ત્યા ત્યા તે બાબત દાખલા દલીલ સાથે સ્પષ્ટ કરતા ગયા છે (પૃ૪ ૮૪ નારાચછદ), ફારસી છદ શાસ્ત્ર વિશે કેટલાક ઘણા સારા ગ્રથો પોતે જોયા છે, તેમ જ ઉર્દૂ ગ્રથોનુ પણ પોતે અધ્યયન કર્યુ છે, અને તેથી દરેક છદને છેડે તેના જ માપનું એક ગુજરાતી ઉદાહરણ એક ઉર્દૂ અને એક ફારસી એમ આપતા ગયા છે એ વાત ખરી છે, કે જે એ પુસ્તકની કીમત ન સમજે તેને માત્ર ઉર્દૂ તથા ફારસી છદ શાસ્ત્રના પુસ્તકોના ઉતારા જેવુ એ લાગશે કારણ પ્રસ્તુત પુસ્તકનો મ્હોટો ભાગ ત્હેમના પુસ્તકોમાથી ઉતારી લીધેલી નકલ છે પરતુ ત્હેને લીધે એ પુસ્તકની ઉપયોગિતામા બીલકુલ ખામી આવતી નથી કારણ એ પુસ્તકની ખરી ખુબી એ નકલ નથી, પરતુ દરેક છદ એટલે ફારસીમા જેને "બહર કહે છે તેની નીચે, જે માત્રાનુ માપ, જે ગુજરાતી ઉદાહરણ આપ્યા છે તે છે, કારણ આને લીધે જ માત્ર એકલુ ગુજરાતી જાણનાર માણસ પણ આ પુસ્તકનો લાભ લઈ શકે છે, અને ફારસી ભાષાની કવિતાની રચનાનુ મૂળ રૂપ સમજી શકે છે

આ પુસ્તક એક બીજી રીતે પણ આપણી ભાષામા ખાસ આવકારદાયક છે ફારસી ગઝલોના કેટલાક સરસમા સરસ નમુના એમા ઉદાહરણ તરીકે આપવામા આવ્યા છે તે દરેકનુ સુદર સાચુ, તથા સરળ ભાષાતર આપી, આપણા સાહિત્યકારોને એની ઉત્તમતાનુ લેખકે દર્શન કરાવ્યુ છે

દાખલા તરીકે, પાને ૮૨ મે,

" ज्ञही क्यत बखूबी गूल दहानत गूचए खदा
कदत सर्वे रवाने दिल, खतत रीहाने बागे जा. ॥

વાહ! તારૂ બદન ગુલાબના ફુલ જેવુ છે, અને ત્હારૂં મ્હો ફુલની હસતી કળી જેવુ છે, તારી કાઠી સરોના ઝાડ જેવી સીધી છે, અને ત્હારા ગાલપરના આછા કાળા વાળ તે સ્વર્ગના ફુલ જેવા છે.*

અથવા તો પાને ૮૩ મે,

* પયાસમે પાને જે ગઝલ નેનુ ભાષાતર આપવું રહી ગયુ છે અને અત્રે પણ બીજી કડીનું ભાષાતર આપ્યું ન, ૫૦ પાનાના મ્હોટા પુસ્તકમાં આ બે જગાએ જ એટલી ભૂલ થએલી છે

दिलम ज़िरु शुद अज़ गमत, गमत ज़ेदिल बिरु नशुद,
ज़बू शुदम, के बूद कूज़ेदस्ते गम ज़बू नशुद ?

ત્હારા ગમમાં મ્હારૂં દિલ બ્હાર નીકળી ગયું (એટલે હું દીવાનો થઈ ગયો), પણ તેમાંથી ગમ ગયો નહિ. હું દુર્બલ થઈ ગયો છું, એવો કોણ છે કે જે વિરહચિન્તાથી દુર્બલ ન થયો હોય ?

નીચલી બેત ફારસી સાહિત્યમાં ઘણી જાણીતી છે (પા. ૮૮ મે.)

अय मुर्गे सहर इश्क़ ज़े परवाने बिया मूज़,
का सूख़्‌ तहा जा शुदो आवाज़ नियामद.

હે પ્રભાતના પક્ષી (બુલબુલ)! તું પતંગ પાસેથી પ્રેમ શીખ, કારણ કે વિરહાગ્નિમાં બળતાં ત્હેના પ્રાણ ગયા છતાં ત્હેના મુખમાંથી હાય વોયના પોકારો નીકળ્યા નથી

અથવા પાને ૮૪ મે

आसूदे दिला हाले दिल ज़ार चे दानी ?
खूनखारीए उश्शाके जिगर खार चे दानी ?

હે નિશ્ચિત હૃદયના! ત્હને વિદિર્ણ હૃદયની સ્થિતિ શી રીતે માલૂમ હોય ? દુખી આશકોની દયાજનક હાલત તું ક્યાંથી જાણે ?

चाके पयराहन यूसुफ न बूवद बेमाना,
खटे बर पाकीये दामाने ज़ुलेखा दारद

યુસફ (પેગંબર) ના પહેરણનું ચીરાઈ જવું અર્થ વિનાનું ન હોય; ઝુલેખા (સ્ત્રી) ને શિયળપર તે હસે છે*

ર. રણછોડભાઈના પુસ્તકના ગુણદોષનું ઉપર ટપકે દર્શન કરાવવા મ્હેં યત્ન કર્યો છે, ત્હેની ખરેખરી હકીકત પીછાનવા એટલા ઉપરથી વિદ્વાનો પોતાઈ અસલ પુસ્તક જોવા કૃપા કરશે તો જરૂર ત્હેમને લાભ થશે એવી આશા છે

કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.

---

* ઝુલેખા મિસરના મોઈ વઝીરની સ્ત્રી હતી, તે યુસફ પર મોહી પડતા તેને બે હતો, પણ તે ભેદ સમજી જતા ન્હાસવા ગયો, એટલે ત્હેનું પહેરણ પકડ્યું તે ચીરાતા વા ર થયો તે ઉપરથી કવિ કહે છે કે તે બનાવ ઝુલેખાના શિયળ પર હસવા જેવો થયો

# સાહિત્ય–અવલોકન.

અંગ્રેજી કેળવણીનો આરંભ ઘણા વર્ષોથી થઈ ચૂક્યા છતા માત્ર થોડા જ વર્ષોથી ગુજરાતી સાહિત્યનો ઉદ્ધાર થયો માની શકાય તેમા પણ વીશમા શતકમા આ ઉદ્ધારને પુનરુદ્ધાર નામ વગી શકે એવુ છતા સાહિત્યના ગ્રંથોમા અમૂલ્ય વૃદ્ધિ થયા વિષે, નિરીક્ષણ કરી, ગ્રંથોનો તારતમ્ય ભાવ માપી, નિર્ણય કરવા બેસતા લાગશે કે એવા ગ્રંથો તો હજી માત્ર કનિષ્ઠિકાધિષ્ઠિત જ છે સંગીન જ્ઞાન આપે એવા સાહિત્યના લેખો કે ગ્રંથો આરંભ કાળમા ઝાઝા ન ઉત્પન્ન થાય એ વાત સ્વાભાવિક ગણાય તો પણ તે દિશામા પ્રયત્ન કરાય માટે તે સાહિત્યને વિષે બે બોલ લખી, યથાશક્તિ તે વ્યાખ્યાન કરાય તો અગ્રાહ્ય નહિં મનાય–

સાહિત્યપરિષદ્‌મા કદાચ ચર્ચા એવી હોય તો પણ તે વિષે ચર્વિતચર્વણમા દોષ:નથી એવી પ્રતીતિથી માત્ર ઉદ્દેશ પાર પાડવા માટે લખવુ વ્યાજબી છે તો પણ જો આ પ્રસ્તુત રીતે એ પરિષદ્‌મા ચર્ચા ન થઈ હોય તો તેનુ યથાયોગ્ય જ્ઞાનના વિષયમા સ્થાન આવી રહેશે જ્યા સુધી મનુષ્ય હૃદયમા કુદરતના દેખાવોની સ્પષ્ટ છાપ પડી તેની અસર પ્રત્યેક નાડી અથવા હૃદય–વાદ્ય–તંતુને હલાવી તેમાથી મનને રંજક નિવડે એવો ધ્વનિ નથી નિગ્ગતો ત્યા સુધી તેવો ધ્વનિ સમાવતુ સાહિત્ય સાહિત્ય નામને પાત્ર નથી, તે ઉપરાત આ છાપની પ્રતિ ઉચ્ચ હોવી જોઇએ તથા મનરંજન થાય તે રંજન થવાની કોટિ પણ ઉચ્ચ ધોરણથી મપાવી જોઇએ કદાપિ ગરૂડ સાથે મસલુ તણાય, છતા ગરૂડની ગણત્રી તો નિરાળી જ રહેવાની મનની કૃતિ માપવી તે માપનાર પણ મન જ મનમા પ્રકૃતિ–દર્શનથી પડતી છાપ–રૂપી બીજ, તેને ધારણ કરનાર મન તથા હૃદયના વિચાર–રૂપી ગર્ભ; અને તેની પ્રસૂતિ–પછી ગદ્ય પદ્ય–તે સૌંદર્ય–સ્વરૂપ, તેજ કાલ્પનિક સૃષ્ટિ જે કીટ્સ વિગેરે પાશ્ચિમાત્ય કવિવર્યોએ (૧) સૃષ્ટિ–સૌંદર્ય (Beauty) (૨) સૃષ્ટિ–અસ્તિત્વ અથવા ખરૂં સ્વરૂપ (Truth)–એવા નામો આપી પ્રસિદ્ધ કરેલ છે (Truth is Beauty and Beauty Truth) આ સૃષ્ટિ જ કાલ્પનિક નામ ધારણ કરતે છતે પણ સત્ય લાગતી સૃષ્ટિ કરતા અધિક રમણીય છે

આવી હૃદયની ઉર્મી મનના ગર્ભમા પમાર થઈ કલ્પનાદ્વારા થી પ્રસવ પામી, સ્થાયી ભાવાત્મક શબ્દ વાણી–વિલાસથી આવિર્ભાવ પામે તે સાહિત્ય–વ્યાખ્યા પૂર્વ તથા પશ્ચિમને સમાન રીતે માન્ય રહે તેવી લાગે છે ભાષાનુ સાહિત્ય એનો અર્થ પણ અંગ્રેજી સાહિત્ય શાસ્ત્રને આધારે એ જ છે કે સ્થાયી સ્વરૂપમા રહેલ સમસ્ત વાગવિલાસ "When the conceptions of the individual mind are expressed in a permanent form of words we get literature," says Mr. Quick આવી જાતિનુ સાહિત્ય, સાહિત્ય–પરિષદ્ જેવા સમાજ કે મંડળોએ ઉત્તેજન આપી સ્વીકાર કરવા ઉચિત લાગશે, પરતુ પ્રથમારંભમા ઉત્તેજન હેતનુ આપવુ તે આવા ઉચ્ચ પ્રતિના પ્રયોજનને ક્ષુદ્ર દ્રવ્યથી વધાવી લેવાનુ કંઈક બ્હોળાપાનો પારમાર્થિક દૃષ્ટિ એ જો કનિષ્ઠ પરિણામ આવવા જોઇએ તે આવી પડવા ભીતિ છે માટે સ્વાર્પણનો સારો ઉદ્દેશ રાખવો માત્ર સુરક્ષિત તે તે કૃતિઓ થાય તેને માટે ઘટતી મદદ આપવી યોગ્ય છે આવા કાવ્યો તથા ગદ્યાત્મક ગ્રંથો ગુજરાતી ભાષામા બહુ થોડા છે મણુ કે રસ્કીન એમર્સન કાર્લાઇલ વિગેરે મહાન

ગ્રંથકારની વાત દૂરાપાસ્ત ગણીએ, તો પણ એડીસન, જોન્સન સ્વીફ્ટ, વિગેરે ગ્રંથકારની પણ અછત છે, તે સહજ સમજાય તેવી વાત છે અર્થશાસ્ત્ર, નીતિશાસ્ત્ર તત્વશાસ્ત્ર વિગેરે અનેક પ્રકારના શાસ્ત્રના પુસ્તકોને સાહિત્ય ગણતા હોય તેવાઓને પણ એ એ શાસ્ત્રના અમુક પ્રકારના પુસ્તકો ગુજરાતી ભાષામા માલમ પડતા મુશ્કેલી જણાશે પરન્તુ આ વિષયમા મતભેદ થવા સભવ છે, માટે તે વિષે અધિક સ્પષ્ટીકરણ કરવુ યોગ્ય છે

અમુક શાસ્ત્ર જેવો કે વિજ્ઞાનશાસ્ત્ર કે ગણિતશાસ્ત્ર કે ભૂમિતિ વિગેરે ગમે તે લઇએ તેમા, સાહિત્ય–(શાસ્ત્ર ગણો તો પણ તે) મા ઘણો ભેદ છે તે મુખ્યત્વે કરીને એ કે બુદ્ધિ વડે કુદરતમા જે અવલોકન કે અનુભવનો વિષય બની શકે તે પ્રત્યેક વ્યક્તિ વિચારમા લાવી શકે છે, એટલુ જ, આ હદ ઉપરાત કોઈ વ્યક્તિને જવાનો અધિકાર નથી માત્ર વિચારની સીમા એટલે સુધી પ્રસરવી જોઇએ કે તે સીમા પ્રકૃતિ–સીમાની અંતર્ છે તેમ રહે નહ્ય, તેને ઓળગી આગળ જરા પણ વધવી જોઇએ નહિ અને વળી શબ્દના સામયિક અર્થ વહન કરવામા ન્યૂનાધિકતા જરા થવી જોઇએ નહિ શબ્દ–શક્તિ યુગે યુગે ફરતી જાય તો પણ આવા શાસ્ત્રના પુસ્તકોમા તો શબ્દોનો પણ ભેદ થવો નજ જોઇએ હવે સાહિત્ય પર તો જોઇશુ તો લાગશે કે હદ સીમા જે કાઈ બાધવામા આવે છે તે કુદરતને સબધે હોવા છતા કૃતિ–કારના મનની સ્વેચ્છિત જ સમજવી તેના મનની હદ ગમે તે સ્થાનકે કાળમા વિચરી શકે છે દૃષ્ટાતવડે જો સિદ્ધાતને સ્પષ્ટ કરવા જરૂર હોય તો 'યુક્લિડ'ની ભૂમિતિ કે યત્રશાસ્ત્ર ગમે તે લઈ તપાસતા સહજ લાગશે કે તેમા ઉપલુ વ્યાખ્યાન પૂર્ણ અશે લાગુ પડી શકે છે તેની સાથે ટેનીસન અથવા વર્ડઝવર્થના કાવ્યો કે કાલિદાસ ભવભૂતિના કાવ્યો મૂકી સરખાવટ કરશુ તો સમજાશે કે એ કૃતિઓમા ફેરફાર અમુક હદ સુધી થઈ શકે છે, તથા તેઓ પરત્વે કુદરતને પણ કલ્પનાને આધીન કરી મૂકવામા સૌદર્ય ગણવાનુ છે વળી વિજ્ઞાનશાસ્ત્ર અમુક સત્ય વાતો સત્ય સિદ્ધાતો શિખવે છે, પછી તેમા સૌદર્ય હોય કે નહિ તેની ગણના નથી, બલ્કે ઘણે હિસ્સે સૌદર્ય રહિત જ હોય એ સભવિત વાત છે અને એ સત્ય સિદ્ધાતો તેના અમુક અમુક કર્તાના અભાવે પણ અસ્તિત્વમા હતા તથા હોય પરતુ સાહિત્યનુ એવુ નથી સાહિત્યકાર–વર્ડઝવર્થ, ટેનીસન, કાલિદાસ, ભવભૂતિ, પ્રેમાનદ કે દયારામ–જો ન હોય તો તે વિચારો તથા મનોવિકારો અસ્તિત્વમા જ ન આવી શકે, કારણ કે સાહિત્યને તો મુખ્યત્વે કરીને મનની લાગણીઓ પ્રદર્શિત કરવાનુ કર્તવ્ય છે, કદાચ એને એ જ મનોવિકારનુ સ્ફુટીકરણ અન્ય વ્યક્તિએ કર્યુ હોય, તો એને એ જ વિકારભાવો પ્રદર્શિત ન થાય તેવો સભવ, અને અસર પણ તેની ભિન્ન થવા વકી રહે છે લીટન સાહેબ તો એમ જ કહે છે કે સાહિત્યમા તો જેમ પુસ્તકો પુરાણા તેમ જ અમૂલ્ય તથા વિજ્ઞાનમા જેમ નૂતન તેમ ઉચ્ચ કાલિદાસ ભવભૂતિને પણ આ જ બાબતનો વાધો હતો. पुराणमित्येव न साधु सर्वं। तथा उत्पत्स्यतेऽस्ति मम कोऽपि समानधर्मा ઇત્યાદિ ઇત્યાદિથી કાલિદાસ અને ભવભૂતિ પ્રચલિત મતને ધક્કો લગાડવા પ્રયત્ન કરે છે કે પુરાણ ગ્રંથો જ સાહિત્યમા ઉત્કૃષ્ટ છે, એમ વાતની નિશ્ચયપૂર્વક ગાઠ વાળી બેસી ન રહેવુ પુરાણ શબ્દ જ આવા અર્થનો દ્યોતક ગુજરાતી ભાષામા તો થઈ પડે છે, અને તેવે તેવે કારણે પુરાણ ગ્રંથોની સભાવના અધિક અશે છે

બીજી વાત એ છે કે સાહિત્યમાં જે બે વાત મુખ્યત્વે ગણવાની તે એ કે-(૧) માનસિક સૃષ્ટિનું સૌંદર્ય અર્થાત્ પ્રતિભા-સૌંદર્ય; તથા (૨) તે બહાર પ્રકટ કરવાનું સૌંદર્ય. જેમ પ્રકૃતિનું સૌંદર્ય બહારના વેષ પહેરવેષથી અધિક શોભાવવાનું છે; તેવી રીતે પ્રતિભા-સૌંદર્યનો શણગાર ધરનાર ભાષા; તે જેવી સુંદર તેવું સૌંદર્ય પ્રતિભાનું નિવડવા સભવ છે. એમ માર્ક પેટીસન વિગેરે અનેક પાશ્ચાત્ય લેખકોનું કથન છે. વિચાર-વિધિ તથા કલ્પના-સામગ્રી બને પ્રચલિત દેશકાલને અનુકૂળ બનવાં જોઇએ, ભૂત-સામગ્રીની સહાય અપેક્ષિત છે; તથા ભાવિ-ચક્રનાં ભ્રમણની અમુક અંશે ગણના કરનાર સાહિત્ય સારાંશમાં હોય તે ઉચિત છે.

આવે આવે કારણે વર્તમાન સાહિત્ય એવું થવું જોઇએ કે તેનો આધાર માત્ર સંસ્કૃત કે ફારસી કે આરબી ઉપર રહે તેમ નહિ; તથા માત્ર આધુનિક સંસાર-વ્યવહારનું રૂપાંતર અગ્રેજી વિદ્યા ઉપર છેક જ રહે તેમ પણ નહિ. તે રીતે સાહિત્ય મરડાવું જોઇએ એ વાત વાસ્તવિક ગણાય. ન્યુઝપેપરના લખાણો કાંઈ સાહિત્ય નથી, માત્ર લિખિત વાર્તા કે વર્ણન તે પંક્તિમાં મૂકવા યોગ્ય વર્તમાનપત્રોના લખાણ સમજવાં. તો પછી પુસ્તકમાં વિદ્યમાન લખાણ જ અમુક સ્થિતિમાં હોવાથી સાહિત્ય તરીકે નિવડવા યોગ્ય છે. હજી ગુજરાતી ભાષામાં એવા ગ્રંથો નથી કે જેને લીધે સાહિત્યપુસ્તકની વૃદ્ધિ થઈ પડી છે, એમ માની શકાય. સાહિત્ય એટલે જેમાં કાંઈ પ્રતિભા પ્રકટ થઈ, હુનરની જેમ ઉપયુક્ત ગ્રંથદ્વારા થઈ હોય તે. યુરોપમાં પણ એક એવો સમય હતો કે જ્યારે ભાષાની શુદ્ધિ અર્થાત્ સંસ્કૃતિ માટે વિચાર કે વિચાર મૂર્તિને ભોગ આપવો ઉચિત ગણાતો. ભાષાની સસ્કૃતિ તથા કલ્પનાના સૌંદર્ય બંનેનું મિશ્રિત બધારણ જ્યારે હોય ત્યારે તેને સાહિત્યનુ નામ ઘટે. પૂર્વ તથા પશ્ચિમ સમાન રીતે એક કે બીજે વખતે સાહિત્ય માટે ભૂલ કરનાર થઈ પડેલ છે, એમ ઘણાનુ માનવું છે. આગળના ગ્રીક-લેટીન પશ્ચિમમા, તથા સંસ્કૃત ફારસી પૂર્વમા જે આધુનિક કાળમાં પ્રતિમા-સ્વરૂપ લેખાઈ તેને આધારે કેવળ ભાષાના સબધમા લેખકો રહેવા માગી ચાલતા દેશ-કાળને અનુસરવું તદ્દન ભૂલી જાય તો તો તેનુ નામ ભૂલ ગણાય. દેશ-કાળને અનુકૂળ થવામાં જ સાહિત્યનું મહત્વ રહેલ છે,-તેમાં પણ જો સાહિત્યની ભિન્ન ભિન્ન શાખાઓમાં અમુક અમુક જો પ્રચલિત કે સુપ્રસિદ્ધ વિષયો ઉપર લખાય તો તેનુ ઉપયોગીપણું અધિક થવા સભવ રહે ખરો. કારણ કે જનસમુદાય દરેક યુગમાં અમુક અમુક શ્રેણિદ્વારા જ્ઞાન ગ્રહણ કરે છે; અમુક અમુક જ્ઞાન તે તે યુગમા અધિક ઉપયોગી મનાયેલ હોય છે; માટે તે તે દ્વારે ઉપયોગી થાય તેવુ સાહિત્ય લખવા-લખાવવા સતત પ્રયાસ રહેવો જોઇએ. દૃષ્ટાંતથી સિદ્ધાંત સ્ફુટ કરતાં કહેવું પ્રાપ્ત થાય છે. કે અગર જો પ્રાચીન કાળ સંબંધી સર્વ જ્ઞાન અમૂલ્ય આ યુગમાં ગણાય ખરૂં, તો પણ ખેતીવાડી, વ્યાપાર, રસાયન શાસ્ત્ર ઇત્યાદિ વિષયમાં સાહિત્ય રચાય તો ખોટું ન ગણાય. સાહિત્યનો અર્થ પણ વિસ્તૃત કરવો આવે કારણે યોગ્ય લેખાય ખરો.

સાહિત્યનો હેતુ કેળવણી આપવાનો હોઇને કુદરત-પ્રકૃતિને અનુકૂળ રહેવું અનુકરણ કરવું, એવો હોય તો ઠીક. પ્રકૃતિ દેશકાળ ઉપર આધાર રાખે છે. પ્રકૃતિને મદદ કરવી તથા પ્રકૃતિ જ્યાં જે રીતે જે પ્રદેશમાં અપૂર્ણ હોય તે પ્રદેશમાં તે રીતે સંપૂર્ણ કરવાનો પ્રયત્ન કર્યા કરવો એ સાહિત્યના સેવકો કે સાહિત્યના અનુયાયીઓનો ધર્મ લેખાય તો જ ઠીક ગણાય. આવે પ્રસંગે ઉપકરણો-સામગ્રીઓ પણ સહાયભૂત થાય તેવી શોધી તેનો જ આ-

એમ લેવો ઉચિત છે પછી તે સાહિત્ય ભૂર્જ કે કલમ ગમે તે દ્વારા બહાર પડે તો પણ ઉદ્દેશ આવો -કે તેમા સમુદાયનુ શ્રેય મનાય સાહિત્ય શબ્દના સકુચિત અર્થમા સાહિત્ય સામાન્ય-જ્ઞાન આપવા સમર્થનથી એમ લેખાય તો ખોટુ નથી શાળોપયોગી જ્ઞાનમા સાહિત્ય સ્વીકારેલ છે, તો તેનો લાભ એટલો કે સામાન્ય રીતે મન-શક્તિને કેળવીને વિશિષ્ટ પ્રદેશમા વિચરવાને યોગ્ય બનાવે છે, તેવે સમયે જો વિસ્તૃત અર્થમા સાહિત્યની એમદ વિશિષ્ટ-શાખા એનુ પ્રાથમિક જ્ઞાન કરાય તો તે નિર્બાધિત છે માટે તેવી દિશાઓમા ગુજરાતી ભાષાનુ સાહિત્ય રચાવા તરફ સાહિત્ય-ગુરુઓનુ લક્ષ ખેંચવાનુ આવશ્યક જણાય ખરુ.

એ ઉપરાત એટલુ કે સાહિત્ય તેના પ્રિય સેવકોને જ પ્રિય છે એમ નથી, જગત જજાલમા જન્મ કાઢનારને પણ તે અમુક દેશ-કાળને અનુકૂળપણે રચાયુ હોય તો પ્રિય થઈ પડે એવો સભવ છે માત્ર ધધાને સબધે ખાસ ગણાતુ સાહિત્ય અભિવૃદ્ધિ પામે તે પણ ઠીક છે, છતા આ સ્થળે કહેવાનો ઉદ્દેશ તો એટલો કે ભલે ધધા સબધે સિદ્ધાતોનો સમાવેશ થાય પણ તેવુ યુક્તિપુરઃસર, સમય, સાહિત્યના ગુફન-પ્રયોગમા આવી જાય, તો તેની અસર બલવત્તર થવા સભવ છે આવે પ્રસગે તરજુમીઆ લખાણ ખોટા ન ગણવા જોઇએ કોઈ મોટા સાહિત્ય-ગુરુના વિચાર કે સિદ્ધાતો પ્રકટ કરનાર ગમે તે પુરૂષ હોય પણ તે, તે ભાષા નહિ સમજનારને માટે તો વ્યાખ્યાનકાર નિવડી ચૂકયો, માટે તેને તો તે અમૂલ્ય માનવાનો છે આવા લખાણો તરજુમીઆ જ હોઈ શકે, કારણ કે તેવા સ્વભાષામા નહિ હોય અને પ્રથમ તેવા ઉતારનાર જો સ્વ-પ્રતિભાથી ઉતરી શકે તો તેના જેવુ ઉત્કૃષ્ટ બીજુ કાઈ જ નહિ જો ન ઉતારાય તો અનુકૂળ ભાષાતર કરવા મથન કરવુ તેમ ન થાય ત્યારે જ પારિભાષિક અર્થમા અર્થાત્ સા નવલરામભાઇના યોજેલ અર્થમા તરજુમો કરીને પણ તે ભાષાની અભિવૃદ્ધિ કરવા નિમિત્તે યત્ન કરવો ઉચિત છે

બીજી રીતે અવલોકન કરતા એ પણ સહજ સમજાય કે તરજુમીઆં લેખોમા જેવો જોઇએ તેવો રસ જામતો નથી, એ વાત પણ સત્ય જ છે દૃષ્ટાત તરીકે આપણી ગુજરાતી ભાષામા જે જે લખાણો થયા છે, તે તે સર્વે જ્યા ભાષાતર કે તરજુમાના સ્વરૂપ છે ત્યા ત્યા અમુક અપવાદો શિવાય આ ઉત્સર્ગ લાગુ પડે છે કે નહિ, તેનુ પર્યાલોચ વાચકને સમર્પણ કરવુ યોગ્ય છે તરજુમીઆ કે ભાષાતરીય લખાણો માટે એટલુ સ્વીકારવુ પડશે ખરુ કે અમુક અમુક સમુદાયને માટે તેવા લખાણો વધારે લાભકારક છે કારણ કે જે સમુદાયથી મૂળ-સસ્કૃત વિગેરે-વચાઈ શકાય નહિ તેવાને માટે ભાષાતર જ અનુકૂળ ગણાય, પરંતુ એવા લખાણોમા રસ સંપૂર્ણ જામવો જોઇએ સ્વ. સા મણિલાલના ભાષાતર જેવા અગર હોમરનું પોપનું કરેલ ભાષાતર છે તેના જેવા, કે મુદ્રારાક્ષસનુ ભાષાતર છે તે સમાન, જ્યારે મૂળમાથી અન્ય ભાષામા ઉતારાય ત્યારે મોટા વર્ગને જનસમુદાયમા લાભ થવા સંભવ રહે છે સસ્કૃત ગ્રથ અથવા માટે એટલુ પણ કહી શકાય જે અર્થગાભીર્ય, જે શબ્દ-શક્તિ કૃત રહસ્ય, જે પદ-લાલિત્ય તે તે ગુજરાતીમા ઉતારવા પ્રયાસ કરતી વખતે સજ્જે અખડ જાળવવા પ્રયાસ થાય તો તે પ્રયાસ સર્વથા નિષ્ફળ જ નિવડે છે, એવુ કહેવાની ધ્વનિ નથી, પરતુ તેવુ કરવા જતાં અનેક વર્ણ્ય વિટંબણા આવે છે, અને તેવા પ્રયાસો ફલીભૂત થોડા થાય છે કેટલીક વાતો રૂઢિ, કેટલીક સમય, સપ્રદાય, પરિભાષા વિગેરે પર આધાર રાખે છે

તે બધી વાતોમાં તે તે દેશ-કાળ સંબંધી જે લખાણો થયાં હોય તે તે જ ઉત્કૃષ્ટ થાય: તે બધાને બીજી ભાષા રૂપી વસ્ત્રાલંકારમાં સજી બહાર લાવવા ( કલમ કે જીભદ્વારા ) પ્રયત્ન થાય તે સફળ કદાપિ થવા પામે તો પણ મૂળ જેવા સૌંદર્યનું સ્થાન કે આહ્લાદનું આસ્પદ બને નહિ, તે સ્પષ્ટ સમજાશે! આ વિષયનો અધિક વિસ્તાર કરવા રૂચિ થઈ જાય તો પણ આ સમયે તે પૂર્ણ કરવામાં લાભ નથી, માટે કોઈ અન્ય સમયે તે કરવાની અભિલાષાથી આ સ્થળે જ અટકવુ ઉચિત લાગે છે.

શંભુપ્રસાદ શિવપ્રસાદ મહેતા.

---

## પાટીયાં લખનારા અથવા લખાવનારા.

મનુષ્ય જાતિમા નામ પ્રમાણે કામ કરનારા ઘણા વિરલા હોય છે, અને તેથી જ અખા ભગતે કહ્યું છે કે "નામ મહિમા રાખે કોય.' એટલુ જ નહિ પણ નામ કરતાં વિરૂદ્ધ કામ કરનારા અથવા ભાવવાળા અનેક મનુષ્યો જોવામા આવે છે, હિંમતસિંહ નામના પુરૂષો ખીસકોલીથી ભય પામનારા હોય છે, હીરાલાલ નામના પથરાલાલ જેવા હોય છે. નવીન પદ્ધતિનાં નામ જોઇશુ તો કાન્તિલાલ સમળગા કાન્તિવિહીન હોય છે, ઇન્દુકાન્ત નામધારી અમાસના ચંદ્ર જેવા હશે, ગામના નામમા પણ એવો અર્થવિરોધ જોવામાં આવે છે. માનપત્રો અને માસિકોમાં પણ એ વિપરીતતા દેખાય છે. સત્યપ્રકાશ નામનાં પત્રોમાં પણ અસત્ય વાતો આવે છે. આ માસિકને પણ આ ટીકા લાગુ પડે છે. વસંત શબ્દની સાથે વસંત ઋતુની અનેક વાતો જોડાયેલી છે, અને વસંત-શબ્દના ઉચ્ચારથી જ તે વસ્તુઓનુ સહમા સ્મરણ થાય છે. વસંતનુ મીઠુ મધુર, સૃષ્ટિસૌન્દર્ય, તે સમયે મનુષ્યના હૃદયની એક પ્રકારની પ્રફુલ્લતા, તે પ્રસંગે થતા અનેક પ્રકારના આનંદોત્સવો—કેટલાક ઉચ્છૃંખલ આનંદોત્સવો—ઇત્યાદિ વસ્તુઓ વસંત પત્રમા ચર્ચા ઉચ્ચગ્રાહી વિદ્વત્તાપૂર્ણ વિષયોથી અનેક રીતે દૂર અને વિરોધી છે. એ વિષયોને લીધે વસંત પત્ર સાથે ગાંભીર્ય અને ગૌરવ એટલુ જોડાયેલુ છે કે થોડા સમય ઉપર તેમાના એક "પાટીયાં વાચનારા" એ વિષય જોઇ આનન્દ સાથે આશ્ચર્ય લાગ્યું. આશ્ચર્ય એટલા માટે કે વસંતે પોતાના ગભીર સ્વરૂપમાં કાંઈ હાસ્ય-સ્વરૂપ ભેળવ્યું: આનન્દ એટલા માટે કે એ સ્વરૂપની આવશ્યકતા છે. કેટલાક લોક માત્ર દસેરા દીવાળીને પ્રસંગે જ હસે છે અથવા તો ભવાઈ જેવા ખેલ જોવા જાય ત્યારે હસે અને તે શિવાય ગમે તેવા સુખીયા હોય તો પણ તેમની મુખમુદ્રા ઉપર નિરન્તર શોકની જ છાયા દેખાડે છે. તે પ્રકારે વસંતે આજ સુધી ગંભીર સ્વરૂપ દર્શાવ્યું હતું પરન્તુ હવે કાંઈક હાસ્યરસ તરફ પ્રવૃત્તિ કરવા માંડી છે તે જોઈને આ લેખ લખવાની વૃત્તિ થઈ છે. જગતમાં અનેક પ્રકારના બનાવો બને છે તે મનુષ્યના હૃદયને શોક સાગરમાં ડુબાડે છે, તેવે પ્રસંગે ધર્મના વિષયથી અને ગભીર ચર્ચાથી મનને શાંતિ મળે છે ખરી; પરન્તુ હાસ્ય રસનું વાચન એ પણ એક દુઃખ દૂર કરવાનો ઉપાય છે. ઊંચા પ્રકારના હાસ્ય રસનાં પુસ્તકો ગીત વગેરેની આપણા સાહિત્યમાં ઘણી જ ન્યૂનતા પૂર્ણ કરવા વસંત પત્ર કદી કદી હાસ્ય

રસને ઉત્તેજન આપશે તો વાંચક વર્ગમાં વધારે પ્રિય થશે. ઉપદેશ, બોધ, વિજ્ઞાન, પૃથ્વી ઊપરની વસ્તુઓનુ વિવેચન, આકાશનુ અવલોકમ એ સર્વની ઉપયુક્તતા છે; પરન્તુ એ સર્વ વાંચી મગજ થાકી ગયું હોય, ત્યારે જરા હસવાની પણ જરૂર છે. ઘણું ગરિષ્ટાન્ન ખાધાથી પેટમાં અજીર્ણ થાય છે તેવી રીતે નિરંતર ગંભીર વિષયો વાંચ્યાથી બુદ્ધિને પણ અજીર્ણ થાય છે, માટે ક્વચિત્ ક્વચિત્ હસાવવાનો પ્રયત્ન કરવો એ પણ વર્તમાન પત્રોનો ધર્મ છે.

પાટીયાં વાંચનારા કરતાં પાટીયાં ઉપરના લેખ ઘણા જ વિચિત્ર અને હાસ્યોત્પાદક જોવામાં આવે છે, તેમાંના કેટલાક વિવેચન સાથે અત્રે આપ્યા છે.

૧ "ણારણદાસ વિશર્ણદાસ.

જોશ જોનાર તથા દવાખાનુ."

ઉપર પ્રમાણેનુ એક પાટીયું મુબાઈમા ભોઈવાડામા ઘણા વર્ષ ઉપર જોયું હતું અને ઘણા વર્ષ સુધી વાચ્યું હતુ, હાલ છે કે નહિં તે જાણવામા નથી. નારણદાસને બદલે ણારણદાસ લખવાનું કારણ સમજાતું નથી. ગુજરાતીમા 'ણ' થી શરૂ થતું કોઈ પણ વિશેષ કે સામાન્ય નામ નથી. "જોશ જોનાર તથા દવાખાનુ" એ બન્ને એક જ કેમ હોય? જોશ જોનાર પુરૂષ, અને દવાખાનુ તે સ્થળ સૂચક છે જોશી અને વૈદ્ય બન્ને એક જ પુરૂષ એ પણ વિચિત્ર છે. સવારે દાક્તર અને બપોરે વકીલ અથવા મિલમેનેજર કે રાજ્યખટપટ કે સટ્ટો કરનાર એવા દાખલા તો જોયા, સાંભળ્યા છે, પણ જ્યોતિશને, વૈદક બન્નેનો અભ્યાસક અને બન્ને ધધા કરનાર વિરલ છે!

૨. "હિંદુ તથા પારસીનાં ખોખાં બનાવનાર"

આવો લેખ મુંબાઈમા કાવસજી પટેલનાં તળાવ ઊપર એક દુકાને જોયો હતો. પ્રથમ દર્શને એમ લાગે છે કે હિંદુ અને પારસી જીવતા હોય તેને મારીને ખોખાં (Skeleton) બનાવી mummies પેઠે રાખી મુકનાર હશે! પણ તે પાટીયા ઉપરથી દુકાનમાં નજર કર્યાથી જણાય છે કે હિંદુ અને પારસીની પાઘડીનાં ખોખાં તૈયાર કરનાર એ અર્થ છે. મુંબાઈમાં વાણીયા પારસી જેવી પાઘડી પ્હેરે છે તેથી આમ બન્નેના ખોખાં બનાવનાર એક જ હોઈ શકે છે.

૮. બીજું એક પાટીયું—માં,—રોડ ઉપર છે. તેમાં લખે છે—

"જૈન ધર્મનાં સર્વે પુસ્તકો અને પાપડ અહિંથી મળશે."

પુસ્તકો અને પાપડને શો સંબન્ધ છે તે સમજાતું નથી. પુસ્તક વેચનારે પાપડ શા માટે વેચવા જોઇયે! જૈન લોકને પાપડ વધારે ભાવે છે; વાળુ ન કરવું હોય ત્યારે માત્ર પાપડ ખાઇને સુઈ જનારા જૈનોમાં ઘણા હોય છે, તેથી જ આ બે ધંધા એક જ સ્થળે થતા હશે!!

૪. વળી એક પાટીયું—માં,—ની હવેલી પાસે છે તે હકીમનું છે અને લખે છે કેઃ—

" તમામ જાતની દવાઓ મળશે—સારૂં કરનાર ખુદા."

આ લેખમાં સત્ય અને પ્રમાણિકપણું દેખાય છે એટલે વધારે બોલવા જરૂર નથી.

૫. સુરતમાં મ્હોટી સડક ઉપર કણપીઠથી પૂલ ઊપર જતાં એક પાટીયા ઉપર લખ્યું છે કેઃ—

" વરઘોડાનો તમામ સામાન; ગાડીયો, ઘોડા, તથા ઊંચી લાખ અને ઊંચી હીંગ આ જગાએથી મળશે."

વરઘોડાનો સામાન, લાખ, અને હીંગ એ ત્રણે એક જ સ્થળે એ વિચિત્ર છે. લગ્નમાં હીંગનો ખપ પડે-પાપડમાં, શાક દાળમાં નાંખવા—પણ લાખનો પડઘો જાણ્યો નથી, એક જણ અનેક ધંધા કરે છે તે જાણીયે છીયે, છતા આવા લેખ વિચિત્ર લાગે છે.

૭. મુંબાઈમાં ગોપાળદાસ હલવઈ પ્રખ્યાત છે. થોડાંક વર્ષ ઉપર તેમની દુકાન કુંભાર ટુકડા પાસે હતી ત્યાં પાટીયું હતું તેમાં લખ્યું હતું કેઃ—

" બરફીવાળા ગોપાળદાસ અહિં બેઠા છે."

આમાં "બેઠા છે" એ વાત ખરી છે કે ખોટી તે કાંઈ યાદ નથી. ગોપાળદાસ તે વખત હયાત હોય તો બેઠા કે ઊભા લખાય. તે હયાત હતા કે નહિ તે યાદ નથી. હોય બેઠા લખવાની જરૂર નથી.

૮. મહાબલેશ્વરમાં કેટલાંક વર્ષ ઉપર એક મદ્રાસી વેપારીની દુકાન ઊપરના પાટીનાં લખ્યું હતુ કે.—

" Vyankati & his brothers."

વ્યંકટી અને તેના ભાઇયોના નામની દુકાન હતી તેથી his brothers લખ્યું હતું પરંતુ એવા નામની પેઢીયો his કે their એ સર્વનામ લખતી નથી.

નામનાં પાટીયાં લખવાનો રિવાજ ઇંગ્રેજી રાજ્ય પછીનો છે. ઇંગ્રેજીની અનેક નકલોમાં હાસ્યજનક દેખાવ થાય છે તેવા આ નકલમાં પણ થાય તેમાં આશ્ચર્ય નથી. પાટીયા ઊપરના લેખનો હેતુ ધ્યાનમાં રાખી લોકને કેટલું જણાવવું યોગ્ય છે તે ખ્યાલમાં રાખી પાટીયાં લખાય તો આવી વિચિત્રતા દૂર થાય; પણ તેમ થાય તો પછી જગતને હસવાના વિષયમાં ઘણી ન્યૂનતા થઈ જાય!

કૃષ્ણરાવ ભોળાનાથ દીવટીઆ.

# કાગળ બનાવવાનો ઉદ્યોગ

હિન્દુસ્તાનમા કાગળનો ઉપયોગ મુસલમાનોના વખતથી દાખલ થયો છે. હાલ પણ જ્યા જ્યા હાથથી કાગળ બનાવવાના કારખાના છે ત્યા ત્યાં સાધારણ રીતે મુસલમાન કારીગરો જ જોવામાં આવે છે. વળી એ પણ જાણવાજોગ છે કે દુનીઆનુ જૂનામાં જૂનું કાગળ ઉપર લખાએલું પુસ્તક [1]અરબી ભાષામા (ઈ. સ. ૮૬૬ નુ) છે. પણ મુસલમાનો આ હુન્નર ચીના લોક પાસેથી શીખ્યા હતા. ચીનાઓને મોડામાં મોડો ઈ. સ. પૂર્વે ૨૦૦ માં આ હુન્નર જાણીતો હતો, અને મુસલમાનોએ જ્યારે સમરકન્દ લીધુ (ઈ. સ. ૭૦૪), ત્યારે એ હુન્નર તેઓ ચીના પાસેથી શીખ્યા એમ અનુમાન થાય છે.* પણ આ હાથથી બનાવવાનો ઉદ્યોગ ઘણા વખતથી પડતી દશામા છે અને હવે ફક્ત એમાથી નીચી પ્રતિના કાગળો જ બનાવવામા આવે છે. આપણા દેશમા અસલ દક્ષિણમા તાડપત્ર અને ઉત્તરમા ભૂર્જપત્ર ઉપર લખવામાં આવતું દક્ષિણમા તો હજી પણ એનો પ્રચાર છે. કાગળ ઉપર લખેલા જૂનામા જૂના સંસ્કૃત હસ્તલિખિત લેખો કાસ્મીર અને નેપાલમાથી મળી આવે છે અને તે બેશક ચીનાઓના સમાગમથી જ. કાગળ બનાવવાની રીત હિન્દુસ્તાનમા જો કે બરાબર જણાઈ હતી તો પણ યુરોપીયનોએ સંચાવડે કાગળ બનાવવાનો ઉદ્યોગ દાખલ કર્યો ત્યા સુધી હિંદુસ્તાનમા એ ઉદ્યોગ બહુ ખીલ્યો હોય એમ જણાતુ નથી.

હાલ હિન્દુસ્તાનમા કાગળ બનાવવાની નવ મીલો છે. ૪ મુંબાઈ, ૪ બંગાળા અને ૧ સંયુક્ત પ્રાન્તો (લખનૌ) મા છે. અને તે તમામમા મળી આશરે ૬૫ લાખ રૂપીયાની મુડી રોકાયલી છે. પાચ વર્ષ ઉપર એ ધન્ધામા બધા મળી ૪૫૦૦ માણસો કામે લાગતા તથા આશરે ૫૫ લાખ રૂપીયાની કીમતના કાગળો બનતા § અને ત્યાર પછી એમાં બહુ વધારો થયો હોય એમ જાણવામા નથી.

હિન્દુસ્તાનમા આજકાલ જે ઔદ્યોગિક પરિવર્ત ચાલી રહ્યો છે તે વખતે આ ઉદ્યોગની સ્થિતિ કેવી છે અને તે ચલાવવામા શી શી અડચણો અગર મુશીબતો નડે એવી છે એ વિગેરે સંબંધી જાણવુ આવશ્યક હોવાથી એ સબધમા એક સારા +અનુભવીના વિચાર તથા જાત અનુભવ ધ્યાનમા લેવા જેવા હોવાથી તે નીચે આપવામાં આવે છે.—

તે કહે છે કે હિન્દુસ્તાનમાં કાગળ બનાવવાનો ઉદ્યોગ આજકાલ કંઈક નબળી સ્થિતિમાંથી પસાર થાય છે અને તે જોઇએ તેવો આશાજનક નથી. અને તેના મુખ્ય કારણો એ નીચે પ્રમાણે આપે છે –

---

૧ લેડન યુનિવર્સિટિની લાયબ્રેરીમા એ પુસ્તક હાલ સાચવી રાખેલુ છે.

* એન્સાઇક્લોપીડિયા બ્રિટેનિકા.

§ ઇમ્પીરિયલ ગેઝેટિયરનો નવો વૉલ્યૂમ.

+ લખનાઉ પેપર મિલવાળા મિ. જેમ્સ ઇમ્સિનો આ લેખ એપ્રિલના મૉડર્ન રિવ્યૂમાં પ્રસિદ્ધ થયો છે.

૪. વળી એક પાટીયું—માં,—ની હવેલી પાસે છે તે હકીમનું છે અને લખે છે કેઃ—

" તમામ જાતની દવાઓ મળશે—સારૂં કરનાર ખુદા. "

આ લેખમાં સત્ય અને પ્રમાણિકપણું દેખાય છે એટલે વધારે બોલવા જરૂર નથી.

૫. સુરતમાં મ્હોટી સડક ઉપર કણપીઠથી પૂલ ઊપર જતાં એક પાટીયા ઉપર લખ્યું છે કેઃ—

" વરઘોડાનો તમામ સામાન; ગાડીયો, ઘોડા, તથા ઊંચી લાખ અને ઊંચી હીંગ આ જગાએથી મળશે. "

વરઘોડાનો સામાન, લાખ, અને હીંગ એ ત્રણે એક જ સ્થળે એ વિચિત્ર છે. લગ્નમાં હીંગનો ખપ પડે-પાપડમાં, શાક દાળમાં નાંખવા—પણ લાખનો પડચો જાણ્યો નથી, એક જણ અનેક ધંધા કરે છે તે જાણીયે છીયે, છતાં આવા લેખ વિચિત્ર લાગે છે.

૭. મુંબાઈમાં ગોપાળદાસ હલવાઈ પ્રખ્યાત છે. થોડાંક વર્ષ ઉપર તેમની દુકાન કુંભાર ટુકડા પાસે હતી ત્યાં પાટીયું હતું તેમાં લખ્યું હતું કેઃ—

" બરફીવાળા ગોપાળદાસ અહિં બેઠા છે. "

આમાં " બેઠા છે " એ વાત ખરી છે કે ખોટી તે કાંઈ યાદ નથી. ગોપાળદાસ તે વખત હયાત હોય તો બેઠા કે ઊભા લખાય. તે હયાત હતા કે નહિ તે યાદ નથી. હોય તો બેઠા લખવાની જરૂર નથી.

૮. મહાબળેશ્વરમાં કેટલાંક વર્ષ ઉપર એક મદ્રાસી વેપારીની દુકાન ઊપરના પાટીયામાં લખ્યું હતું કેઃ—

" Vyankati & his brothers. "

વ્યંકટી અને તેના ભાઈયોના નામની દુકાન હતી તેથી his brothers લખ્યું હતું પરંતુ એવા નામની પેઢીયો કોઈ કે લોકો એ સર્વનામ લખતાં નથી.

નામનાં પાટીયાં લખવાનો રિવાજ ઇંગ્રેજી રાજ્ય પછીનો છે. ઇંગ્રેજીની અનેક નકલોમાં હાસ્યજનક દેખાવ થાય છે તેવા આ નકલમાં પણ થાય તેમાં આશ્ચર્ય નથી. પાટીયા ઊપરના લેખનો હેતુ ધ્યાનમાં રાખી લોકને કેટલું જણાવવું યોગ્ય છે તે ખ્યાલમાં રાખી પાટીયાં લખાય તો આવી વિચિત્રતા દૂર થાય; પણ તેમ થાય તો પછી જગતને હસવાના વિષયમાં ઘણી ન્યૂનતા થઈ જાય!

કૃષ્ણરાવ ભોળાનાથ દીવટીઆ.

---

# કાગળ બનાવવાનો ઉદ્યોગ

હિન્દુસ્તાનમા કાગળનો ઉપયોગ મુસલમાનોના વખતથી દાખલ થયો છે હાલ પણ જ્યા જ્યા હાથથી કાગળ બનાવવાના કારખાના છે ત્યા ત્યા સાધારણ રીતે મુસલમાન કારીગરો જ જોવામા આવે છે વળી એ પણ જાણવાજોગ છે કે દુનીઆનુ જૂનામા જૂનું કાગળ ઉપર લખાએલુ પુસ્તક [1]અરબી ભાષામા (ઈ સ ૮૬૬ નુ) છે પણ મુસલમાનો આ હુન્નર ચીના લોક પાસેથી શીખ્યા હતા ચીનાઓને મોડામા મોડો ઈ સ પૂર્વે ૨૦૦ મા આ હુન્નર જાણીતો હતો અને મુસલમાનોએ જ્યારે સમરકન્દ લીધુ ( ઈ સ ૭૦૪) ત્યારે એ હુન્નર તેઓ ચીના પાસેથી શીખ્યા એમ અનુમાન થાય છે * પણ આ હાથથી બનાવવાનો ઉદ્યોગ ઘણા વખતથી પડતી દશામા છે અને હવે ફક્ત એમાથી નીચી પ્રતિના કાગળો જ બનાવવામા આવે છે આ પણા દેશમા અસલ દક્ષિણમા તાડપત્ર અને ઉત્તરમા ભૂર્જપત્ર ઉપર લખવામા આવતુ દક્ષિણમા તો હજી પણ એનો પ્રચાર છે કાગળ ઉપર લખેલા જૂનામા જૂના સસ્કૃત હસ્તલિખિત લેખો કાસ્મીર અને નેપાલમાથી મળી આવે છે અને તે બેશક ચીનાઓના સમાગમથી જ કાગળ બનાવવાની રીત હિન્દુસ્તાનમા જો કે બરાબર જણાઈ હતી તો પણ યુરોપી યનોએ મચાવડે કાગળ બનાવવાનો ઉદ્યોગ દાખલ કર્યો ત્યા સુધી હિદુસ્તાનમા એ ઉદ્યોગ બહુ ખીલ્યો હોય એમ જણાતુ નથી

હાલ હિન્દુસ્તાનમા કાગળ બનાવવાની નવ મીલો છે ૪ મુબાઈ ૪ બગાળા અને ૧ સયુક્ત પ્રાન્તો (લખનૌ) મા છે અને તે તમામમા મળી આશરે ૬૫ લાખ રૂપીયાની મુડી રોકાએલી છે પાચ વર્ષ ઉપર એ ધન્ધામા બધા મળી ૪૫૦૦ માણસો કામે લાગતા તથા આશરે ૫૮ લાખ રૂપીયાની કીમતના કાગળો બનતા § અને ત્યાર પછી એમા બહુ વધારો થયો હોય એમ જાણવામા નથી

હિન્દુસ્તાનમા આજકાલ જે ઔદ્યોગિક પરિવર્ત ચાલી રહ્યા છે તે વખતે આ ઉદ્યોગની સ્થિતિ કવી છે અને તે ચલાવવામા શી શી અડચણો અગર મુશીબતો નડે એવી છે એ વિગેરે સબધી જાણવુ આવશ્યક હોવાથી એ સબધમા એક સારા +અનુભવીના વિચાર તથા જાત અનુભવ ધ્યાનમા લેવા જેવા હોવાથી તે નીચે આપવામા આવે છે —

તે કહે છે કે હિન્દુસ્તાનમાં કાગળ બનાવવાનો ઉદ્યોગ આજકાલ કંઈક નબળી સ્થિતિમાથી પસાર થાય છે અને તે જોઈએ તેવો આશાજનક નથી અને તેના મુખ્ય કારણો એ નીચે પ્રમાણે આપે છે –

---

૧ લેડન યુનિવર્સિટિની લાયબ્રેરીમા એ પુસ્તક હાલ સાચવી રાખેલુ છે

* એન્સાઇક્લોપીડિયા બ્રિટેનિકા

§ ઇમ્પીરિયલ ગેઝેટિયરના નવા વૉલ્યુમ

+ લખનાઉ પેપર મિલવાળા મિ જેમ્સ ઇમ્સનો આ લેખ એપ્રિલના મૉડર્ન રિવ્યૂમા પ્રસિદ્ધ થયો છે

૩ આ જાતના ઉદ્યોગમા પડતા પહેલા એ વિષયના જાણીતા વિદ્વાનોની સલાહ મેળવી, એ સબધી બહુ વિચાર પૂર્વક યોજના ઘડવી અને છેવટમા છેવટની શોધ પ્રમાણેના સચાનો જ ઉપયોગ કરવો જોઇએ કારણ કે એવા સચાથી જ વધારે કાગળો બની શક અને તેથી કરી ખરચ ઓછો થાય તથા પરદેશની ભારે હરીફાઇમા ટકી શકાય.

૪ જ્યા કામ કરનાર–મજૂરો (તેઓમા પણ આવડવાળા કારીગર મજૂર મળે તો વધારે સારુ) બહુ મળી શકે એવે ઠેકાણે આ મીલો સ્થાપવી જોઇએ

૫. ઉપર બતાવ્યુ તેમ કોલસા વગેરે સાધનો લાવવા માટે નૂરનો સવાલ પણ આ ઉદ્યોગના ખર્ચની બાબતમા મ્હોટો છે માટે છેક રેલવેની નજદીક આ કારખાનુ રાખવુ જોઇએ અને નૂર જેમ બને તેમ ઓછુ કરાવવા તજવીજ કરવી જોઇએ

હાલની મોંઘવારી કે જે વખતે દરેક ચીજની કીમત અતિશય વધી ગઈ છે અને તે માવે કાગળની કીમત એટલી વધી નથી—એવા વખતમા આ ઉદ્યોગ ખાસ કરીને આશા જનક નથી એટલુ જ નહીં પણ પરદેશથી બીનજરુરતી આયાત થતા સોંઘા કાગળોને લીધે તો હાલની સ્થિતિ વધારે ખરાબ થઈ પડી છે આ મુશ્કેલીનુ સમાધાન ફક્ત એક જ રીતે સભવે છે અને તે એ કે આપણા દેશમા જ ઉપર કહ્યા તેવો લાભનો ગર અગર ઘેર સોંઘો મળી શકે તો જ ફાવી શકાય ઉપર બતાવ્યુ જ છે કે સરકારનુ ધ્યાન એ બાબતમા લાગ્યુ છે અને બનતો યત્ન કરે છે એ થોડા સન્તોષની વાત નથી

પણ આવી બાબતોમા સરકાર ઉપર આધાર નાખીને બેસવાથી દેશનુ કલ્યાણ થનાર નથી. સાહિત્ય તત્ત્વજ્ઞાન ઇતિહાસ વગેરે વિષયોની ઊંચી કેળવણીને માટે સ્વભાવથીજ ના લાયક, અને વેપાર હુન્નર વગેરેને માટે લાયક એવા સેકડો યુવકો કાર્યની દિશા ન સૂઝવાથી આમ તેમ ભટકે છે તેમને ઉપયોગમા લઈ પોતાનુ અને દેશનુ કલ્યાણ કરવાની આપણા ધનાઢ્ય દેશી ભાઇઓની ફરજ છે અને ઉપર બતાવેલી મુશ્કેલીઓ છતા પણ કાગળનો ધન્ધો હાથમા લેવા જેવો છે કારણ કે કાગળની જરૂર દેશમા દિનપર દિન વધવાની એ નિ સશય છે

"સ્વદેશી."

# પૃથ્વીનું વય

વિશ્વજીજ્ઞાસાની કલ્પનાનો આના કરતા બીજો કોઈ ભાગ્યે જ વધારે રસિક વિષય હશે એકવાર જ્યારે આપણે પૃથ્વીનુ વય નક્કી કરવા બેસ, એટલે કે, હાલ જીવનપોષણ કરતા જડ ભૂગોળની સ્થિતિમા આપણે એને જોઈએ છીયે તે સ્થિતિ એને ક્યારે પ્રાપ્ત થઈ, ત્યારે આપણે એટલા તો દૂરદર્શી પ્રશ્નોનો વિચાર કરવો પડે છે કે તે વિચાર કલ્પનાશક્તિના મર્મભાગ ઉપર અસર કર્યા વિના રહેતો નથી અલબત આ પ્રશ્નોના નીકાલથી તેનો આર્થિક લાભ મનુષ્યને પોતા જીંદગીમા મળી શકતો નથી પરન્તુ વિશ્વના વિરાટ સ્વરૂપનુ માનસિક દર્શન કરવાનુ તે અત્યુત્તમ સાધન થઈ પડે છે જે સ્વીકૃત તત્વો ઉપર આ વિષયની ચર્ચાનો આધાર રહેલો છે તે તત્વોનો ખ્યાલ લેવા હવે યત્ન કરીશુ એટલે તે ઉપરથી આપણને ખગોળવેત્તાઓ, ભૌતિકવેત્તાઓ, ભૂસ્તરવેત્તાઓ તથા જીવનશાસ્ત્રીઓ આ પ્રશ્નને કેવી રીતે ઉપાડે છે તે જાણવાનો આપણને ઉત્તમ અવકાશ મળશે

પ્રથમ પ્રશ્ન એ થાય છે કે આ ભૂતલ ઉપર જીવન પોષણ થઈ શકે એવી સ્થિતિ કેટલા વખતથી ચાલે છે ? જીવન એટલે શુ ? વિજ્ઞાનદૃષ્ટિએ તેનો અર્થ એમ થાય છે કે આપણી આસપાસ જોવામા આવતી જીવરચનાનું અસ્તિત્વ,—આ રચનાનો જીવનદર્શક રસાયનિક ફેરફાર બતાવવાનો મુખ્ય આધાર એક તો પ્રોટોપ્લાઝમ નામના નાયટ્રોજનયુક્ત પદાર્થના ઉપર રહેલો છે, અને બીજો વાતાવરણમા મળી આવતા અને પાણીમા મિશ્ર થયેલા ઑક્સિજન ઉપર છે કે જેની સાથે તેના નાયટ્રોજનયુક્ત પદાર્થો એકત્ર થાય છે આપણી કલ્પના આ શીવાય બીજા કોઈ પણ પ્રકારનુ જીવન કલ્પી શકતી નથી આથી આપણને સહજ એમ સવાલ થાય છે કે આપણી પૃથ્વી તે જ શુ એકલો ગ્રહ છે ક્યા જીવન શક્ય છે ? તેના જવાબમા ખગોળવેત્તા કે સ્પેક્ટ્રોસ્કોપ નિદર્શન કરનાર કહે છે કે બીજા કોઈ ગ્રહમા પ્રોટોપ્લાઝમ એ રાસાયનિક પદાર્થ ત્યાની સ્થિતિને લઈને રહી શકે એમ નથી અથવા તો કોઈમા ઑક્સીજનની સંનિધિ તેને મળી શકતી નથી આમ જ જો હોય તો બીજા કોઈ ગ્રહમા જીવન છે એમ તર્ક કરવો એ કેવળ મૂર્ખતા છે આપણા જેવી જ સ્થિતિ ગ્રહમંડળમા કોઈની પણ હોય તો તે માત્ર આપણા નિકટ પાડોશીઓ શુક્ર અને મંગળ જ છે પણ શુક્ર કંઈ આપણી પેઠે પોતાની ધરી આસપાસ સૂર્યની પ્રદક્ષિણાના કાળમા અનેકવાર ફરતો નથી પણ માત્ર તે સમયમા લગભગ એક જ વાર ફરે છે, તેથી તેની એક બાજુ નિરંતર સૂર્ય તરફ રહેલી હોય છે અને બીજી તેથી વિમુખ રહે છે આને લઈને એક ભાગમા અતિશય ઉષ્ણતા અને બીજામાં અતિશય ઠંડી રહે છે એટલે તેના ઉપર પ્રોટોપ્લાઝમનુ અસ્તિત્વ તદ્દન અશક્ય છે

આપણા બીજા બહારના નિકટ પાડોશી મંગળ વિષે આજકાલ અનેક તર્ક વિતર્ક ચાલી રહ્યા છે તેની ઉપર જીવ છે એટલુ જ નહિ પણ મનુષ્યના કરતા વધારે બુદ્ધિશાળી પ્રાણીઓ રહે છે એમ કાન કેટલાએકનુ દૃઢ માનવુ છે તે એટલે સુધી કે તેમની સાથે આપણો વિચારપ્રદર્શક સંબંધ કેવી રીતે થાય તેના પ્રયાસોમા તેમાના કેટલાએક તો છેક

નિમગ્ન થઈ ગયા છે તો આટલા ઉપરથી છેક ખાત્રીથી ન કહી શકીએ કે મગળ ઉપર જીવ છે જ તો પણ આપણે એટલુ તો કહેવુ પડશે કે મગળની અને આપણી સ્થિતિ એટલી બધી સામાન્ય છે કે તેના ઉપર જીવ હોઈ શકે ખરો પરંતુ બીજા કોઈ ગ્રહોમા તો જીવની શક્યતા પણ સંભવતી નથી

આપણે જે પ્રકારના જીવનો અનુભવ છે તે કરતા જુદા જ રૂપનો જીવ હોઈ શકે એમ કલ્પના કરવી તે માત્ર વિતર્ક જ છે અને તે પ્રદેશ વિજ્ઞાનને ગ્રાહ્ય નથી આવા પ્રકારની કલ્પના કરી તેને વૈજ્ઞાનિક સ્વરૂપ આપી પોતે અજ્ઞાત પ્રદેશનુ જ્ઞાન ધરાવે છે એમ સતોષ માની, ઈશ્વરજ્ઞાન ને વિજ્ઞાનનુ વૈષમ્ય ઓછુ કરવાને બદલે તેમાં દિનપ્રતિદિન વધારો કરતા અનેક પથો મનુષ્યના ઇતિહાસના ભૂતકાળમા થઈ ગયા છે અને આજે પણ એવા જ પથો હયાત છે એટલુ જ નહિ પણ અજ્ઞાન મનુષ્યો તેમા ભોળવાઈ વિજ્ઞાનની વૃદ્ધિમા કેટલેક અશે વિઘ્નકર્તા થઈ પડે છે તેનામાના કેટલાક એવી પણ કલ્પના કરી મુક્યા છે કે જેમ આપણામા નાયટ્રોજનના તત્વનુ પ્રાધાન્ય છે તેમ એવા પણ જીવો હોઈ શકે કે તેમા કોઈ બીજા જ તત્વનુ પ્રાધાન્ય હોય દાખલા તરીકે સીલીકન ( માટી વિગેરેનુ મુખ્ય તત્વ )નુ પ્રાધાન્ય હોય અને તેના જીવો જેવા આપણે ચીનાઈ માટીના રમકડા જોઈએ છીયે તેવા બધા બના હોય વિતર્કની કલ્પના કરી હોય તેનું આ માત્ર દૃષ્ટાંત છે આ વિતર્ક તે કંઈ વિજ્ઞાન નથી વિતર્ક અનુભવનો કોઈ પણ ધડો લેતો નથી એ જ તેનો દોષ છે માટે જીવ-શબ્દમા આપણા અનુભવમા જ આવતા જીવોનો સમાવેશ કરીશુ અને તેની વ્યાખ્યા પણ તે જ પ્રમાણે સકચિત કરીશુ

હવે આવા જીવિત પદાર્થોને અમુક જ પ્રકારની પરિમિત સ્થિતિની પોતાના અસ્તિત્વને માટે જરૂર છે. વનસ્પતિ વાતાવરણમાથી પોતાનો મુખ્ય પદાર્થ કાર્બન અમુક જ ઉષ્ણતાપરિમાણ અશોની અવધિમા એકઠો કરી શકે છે અને પ્રાણીઓનુ અસ્તિત્વ વનસ્પતિ ઉપર અવલબેલુ છે માટે પ્રશ્ન નીચે પ્રમાણે સકુચિત થઈ જાય છે પૃથ્વીની ઉષ્ણતા એ અવધિમા ક્યારે આવી? સૂર્યનો પ્રકાશ અને પર્જન્યની વૃષ્ટિ, રાત્રિ અને દિવસ, સાધારણ ઉષ્ણતા અને ઠડી—આ સર્વનો જેટલો ખપ આજે આપણે છે તેટલો જ ખપ પૃથ્વી ઉપર પ્રથમ જ ઉત્પન્ન થયેના જીવોને હતો?

આ પ્રશ્નનો જવાબ ખગોળશાસ્ત્રીઓના પ્રદેશમા ભાગે આવી શકે એવો છે તો પણ તેઓએ જ પહેલ વહેલા બતાવ્યુ કે પૃથ્વી ઉપરની પરિસ્થિતિ એવી રીતે ધીમે ધીમે બદલાતી આવી છે કે જો તેનો પાછે પગલે વિચાર કરીએ તો તેની સ્થિતિની એવી મર્યાદા આવશે કે જ્યારે આ પૃથ્વી ઉપર જીવ અશક્ય થઈ પડે છે તેઓના નિરીક્ષણ ઉપરથી સાબીત થયુ છે કે જે વેગથી પૃથ્વી હાલ પોતાની ધરી ઉપર ફરે છે તે વેગ ધીમે ધીમે કમતી થતો આવ્યો છે હાલ્પનામે એમ સાબીત કર્યું કે પૃથ્વીના આ વેગનો અને ચન્દ્રના પૃથ્વી આસપાસના પોતાના વેગના પરસ્પર સબધમા ફેરફાર થતો આવ્યો છે ગ્રહણોના સ્પર્શકાળ અને પર્વકાળની ચોક્કસ નોધ છેક બેબીલોનના દફતરોના કાળથી એટલે લગભગ સત્તાવીશ સદી પહેલાના કાળથી તે છેક આજ સુધીની આપણી પાસે હાજર છે અને તે

ઉપરથી સહજ સ્પષ્ટ થાય છે કે કાં તો ચંદ્ર પોતાની ગતિ વધારતો ગયો કે પૃથ્વી પોતાનો વેગ ઘટાડતી ગઈ. લાપ્લાસે આનો એવો નિર્ણય કર્યો કે પૃથ્વીએ પોતાની ગતિ સ્થિર રાખી હતી જ્યારે ચંદ્ર પોતાનો વેગ વધારતો ગયો છે. આને માટે તેણે કારણ એ આપ્યું કે પૃથ્વીના સૂર્યની આસપાસના ગ્રહ માર્ગની કેન્દ્રચ્યુતતાના (eccentricity) પ્રમાણમાં થતા નિરંતર ઘટાડાને લઇને આ ફેરફાર છે. પણ આડમ્સે આ કારણની અસરનો બરોબર વિચાર કરી એમ બતાવ્યું કે આ કારણથી માત્ર પૃથ્વી ચંદ્રની ગતિમાં આવતી ઘટના અડધા જ ભાગનો ખુલાસો થાય છે તે ઉપરથી નિર્વિવાદ સિદ્ધ થયું કે જે પૃથ્વીની ગતિ લાપ્લાસે સ્થિર માની હતી તે સ્થિર ન હોતાં તેમાં ઘટાડો થતો જ આવ્યો છે. પ્રત્યેક સૈકે બાવીસ સેકન્ડનો ફેર પડે છે. આથી આ વર્ષનો દરેક દિવસ ગયા વર્ષના દિવસ કરતાં સેકન્ડના અમુક લઘુ અપૂર્ણાંક જેટલો ટુંકો છે.

વખતની આ ઘટને માટે જવાબદાર ચંદ્ર છે. કારણ કે તેના આકર્ષણથી પૃથ્વી ઉપર ભરતી ઓટ થાય છે. અને પૃથ્વીતલ ઉપર ભરતી ઓટની ગતિથી થતા ઘર્ષણને લઇને પૃથ્વીની ગતિ મંદ પડતી જાય છે. પૃથ્વી ફરે છે ત્યારે સૂર્ય ચંદ્રના આકર્ષણને લઇને પાણીનું પડ પાછું પડી જાય છે આથી પૃથ્વીતલ અને પાણીનુ ઘર્ષણ થાય છે એથી પૃથ્વીની ગતિશક્તિમાં કેટલોકએક ઘટાડો થાય છે. આ ઘટેલી શક્તિ ઉષ્ણતા રૂપે આકાશમાં ચોમેર ફેલાઈ જાય છે અને આપણા ગ્રહમંડળના કાર્યમાં તે નકામી થઈ પડે છે. એટલે જેમ ચાલતી ગાડીને બ્રેક લગાવવાથી તેની ગતિ મંદ થઈ જાય તે જ પ્રમાણે પૃથ્વીની ગતિ ઉપર ખરૂં જોતાં સૂર્ય ચન્દ્ર એક જાતના સતત કામે લાગેલા બ્રેક જ છે. પૃથ્વી પહેલાનાં વખતમાં જોરથી ફરતી તેનો આ પ્રમાણે ગ્રહણોની નોંધ ઉપરથી પુરાવો મળે છે અને ઉપર દર્શાવેલા ભૌતિક નિયમથી તેને સાબીતી મળે છે. હવે આપણે આ પુરાવાનો ઉપયોગ કરીશું. પૃથ્વી એક વેળા એટલી ગરમ હતી કે તેમાં સર્વ પદાર્થો પ્રવાહી રૂપે હતા એ આપણી જાણમાં છે. હવે જ્યારે આપણે કોઈ પ્રવાહી ગોળાને તેની ધરી આસપાસ ફેરવીએ છીયે તો એને લઇને, તેના પરમાણુઓમાં ધરી આસપાસના પોતાના ગોળ માર્ગમાંથી બહાર છુટી જવાનું બળ પ્રાપ્ત થાય છે અને તેને લઇને તે ગોળો વચમાથી ઉપસી આવે છે અને ધરી એસી જઈ ટુંકી થાય છે. એટલે જેમ જેમ ફરવાની ગતિ વધતી જાય છે તેમ તેમ ગોળો વચ્ચેથી ઉપસતો જાય છે અને ધરી ટુંકી થતી જાય છે અને જેમ જેમ ફરવાની ગતિ ઘટતી જાય છે તેમ તેમ વચલો ઉપસેલો ભાગ બેસતો જાય છે અને ટુંકી થયેલી ધરી લાંબી થતી જાય છે એટલે તે પોતાનું ગોળ સ્વરૂપ પાછું લેતો જાય છે. પૃથ્વીની હાલની સ્થિતિ લગભગ તદન જડ થઈ ગઈ છે. આપણે બહારના જડ ભાગને "પૃથ્વીનું પડ" એ નામ આપીયે છીયે અને એમ કહ્યાનું કારણ એ છે કે વખતે એમ મનાતું કે પૃથ્વી અંદરથી તમ પ્રવાહી છે અને બહારથી ઠરી ગયેલ જડ જમીનનું પોપડું છે. પણ આ વાદ હવે સર્વમાન્ય નથી અને સાધારણ રીતે એમ મનાય છે જે પૃથ્વી અંદરથી તેમ જ બહારથી જડ થઈ ગયેલ છે અને વચ્ચમાં જ 'માત્ર પાતળું' તમ પ્રવાહી પદાર્થનું પડ છે કે જેથી ધરતીકંપ અને જ્વાળામુખી વિગેરે હાલ દેખાવ દે છે. સારાંશ કે પૃથ્વી એટલી જડ થઈ ગયેલ છે કે ધરી આસપાસ ફરવાના વેગથી ઉત્પન્ન થતું, ધરી આસપાસના પોતાના ગમનમાંથી બહાર ઉડી પડવાનું, બળ તેના ઉપર, કંઈ અસર કરી શકતું નથી. એથી જ્યારે વેગ

ફરી થતો જાય છે ત્યારે ઉપર બતાવ્યા પ્રમાણે ઉપસેલો ભાગ બેસી જતો નથી અને ટુંકી ધરી લાંબી થતી નથી; જે જો પૃથ્વી પ્રવાહી જ રહી હોત તો થયા વિના રહેત નહિ. આથી કરીને પૃથ્વી જ્યારે ફરીને જડ થઈ ગઈ તે વખતે જે તેનો ઘાટ હતો તે જ ઘાટ કાયમ રહ્યો. એનો આકાર નારંગી જેવો છે પણ મધ્ય રેખાનો વ્યાસ અને ધરીની વચ્ચે બહુ જ જુજ તફાવત છે. ભૂમધ્ય-ધરી ધ્રુવ-ધરી કરતાં ૧૭ માઇલ જ લાંબી છે એટલે જ્યારે પૃથ્વી ફરી ગઈ હશે ત્યારે તેનો વેગ હાલના કરતાં બહુ વિશેષ નહિ હોય. આપણા જમાનાના મહાન્ ભૌતિકશાસ્ત્રી લૉર્ડ કેલ્વીન જેમનો હમણાજ થોડાં મહીના ઉપર દેહપાત થયો છે અને જેના મૃત્યુથી આખા વિજ્ઞાનશાસ્ત્રીઓના મંડળમાં નેતાની ખોટ પડી ગઈ છે તેમણે આ સર્વ ગણત્રી કરી હતી. તેમણે ગણિત કરી બતાવ્યુ કે જ્યારે પૃથ્વી ફરી ગઈ ત્યારે તેનાં વેગથી ઉત્પન્ન થતું ધરીમાર્ગમાંથી બહાર જવાનુ બળ આજના કરતાં ત્રણ ટકાથી વધારે હોવું ન જોઇએ. વળી આપણે તેના વેગમાં થતા ઘટાડાનો દર જાણીયે છીયે તેથી ગણી શકાય છે કે પૃથ્વી ફરી ગયાને એક અબજથી વધારે વર્ષ થયાં નથી. આવા પ્રકારની દલીલથી જીવ શક્ય થવા જેવી સ્થિતિ પૃથ્વીને ક્યારે પ્રાપ્ત થઈ તેની અવધિ નિર્માણ કરી શકીએ છીયે કે તેને અબજથી વધારે વર્ષ થયાં નથી.

હવે બીજા પ્રકારની દલીલ ઉપર જઇએ, અને ત્યાંથી પણ તે જ પરિણામ ઉપર આવીશું. આ દલીલનો આધાર પૃથ્વીમાંની ગરમીના ઘટાડા ઉપર રહેલો છે. ભૂતલ ઉપર બંધ પડી ગયેલા જવાળામુખીઓના પ્યાલા જેવા શિખરો માલૂમ પડે છે કે ઉપરથી સહજ અનુમાન થાય છે કે આગળના સમયમાં હાલના કરતા વિશેષ ગરમી પૃથ્વી ઉપર પ્રવર્તતી હતી. આનો બીજો પુરાવો એ છે કે જેમ જેમ પૃથ્વીનાં પડમાં આપણે ઉંડા જતા જઇએ છીએ તેમ તેમ વિશેષ ગરમી માલૂમ પડતી જાય છે. ઘણા પ્રદેશોમાં કરેલા નિરીક્ષણ ઉપરથી માલૂમ પડયું છે કે દરેક ૫૯-૬૦ ફૂટે ગરમી એક એક ડીગ્રી વધતી જાય છે. આ ઉપરથી એમ સાબીત થાય છે કે અંદરની ગરમી ધીમે ધીમે પડમાં થઇને બહાર નીકળતી જાય છે. પૃથ્વી પોતાની ગરમી આકાશ ભણી ફેંકે છે. લૉર્ડ કેલ્વીને દર વર્ષે કેટલી ગરમી બહાર આવે છે તેની ગણત્રી કરી અને તે ઉપરથી અટકળ બાંધી કે પૃથ્વી એટલી ગરમ ક્યારે હશે કે જે વખતે તે ઉપર બધુ પાણી વરાળ રૂપે જ હોય ? આના જવાબમાં એણે બતાવ્યું કે એ સ્થિતિ એક અબજ કરતાં ઓછા વર્ષ થયાં છે. એટલે ઉપર કહેલી અવધિ બાંધવામાં આપણને આ બીજો સ્વતંત્ર આધાર મળ્યો છે.

( અપૂર્ણ. )

વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ.

# પ્રાસંગિક નોંધ.

બંગાળામાં થોડાંક વર્ષથી લાંબી 'સ્વદેશી ' નુ તેજ દ્દષ્ટિગોચર થયું તે પહેલાં એક વર્ષથી દેશની ઔદ્યોગિક સ્થિતિ સુધારવા માટે ત્યાં એક મહામંડળ સ્થપાયું છે. 'સ્વદેશી ' ની હિલચાલ શરૂ થઈ તે વખતે કેટલાક લોકો બંગાળીઓને હથી 'કાઢતા અને ઔદ્યોગિક તો સઘળું મુંબાઇનું જ હોય એમ માની બેઠા હતા. પણ ખરૂં જોતાં—જો કે ઉદ્યોગ એ વૈશ્યવૃત્તિ છે, તથાપિ એમાં પણ વિદ્યા—શૌર્ય—વાણિજ્ય અને શ્રમ એમ ચારે વર્ણના વિશિષ્ટ ગુણો અંગરૂપે ઉપયોગમાં આવે છે. બંગાળ પ્રાન્ત એ બ્રાહ્મણ દેશ છે, અને બ્રાહ્મણોનો પ્રિય ધર્મ જે વિદ્યા એ સંપાદન કરવામાં તેઓ આખા દેશમાં આગેવાની ધરાવે છે; અને એ સ્વભાવાનુસાર ઉદ્યોગના વિષયમાં પણ તેઓએ કેળવણીને જ પ્રધાન પદ આપ્યું છે. એ કેળવણી માટે તેઓ સરકાર સામું જોઇને બેશી રહ્યા નથી: સ્વાશ્રયના બળે તેઓએ મ્હોટું ફંડ ઉભું કર્યું છે, અને તે વડે છેલ્લાં ચાર વર્ષમાં તેઓએ કુલ ૨૩૯ વિદ્યાર્થીઓને અમેરિકા વગેરે સ્થળે હુન્નર શીખવા મોકલ્યા છે! તેમાંથી જેમ જેમ કેટલાક વિદ્યા શીખીને અત્રે પાછા આવતા ગયા છે તેમ તેમ તેઓને માટે ધનિક લોકોએ કારખાનાંની સગવડ પણ કરી આપવા માંડી છે. આ વર્ષે મોકલેલા વિદ્યાર્થીઓ પૈકી ૪૪ અમેરિકા, ૧૭ જાપાન, ૧૫ ઇંગ્લંડ, અને ૩ યુરોપના બીજા દેશોમાં ગયા છે. અને તેઓ તાળાં, ચપ્પુ કાતર વગેરે લોઢાનો સામાન, શીત (લેઇસ), પટ્ટી (ટેઇપ), ટોપી, બિસ્કિટ, બંગડીઓ, ઘડીઆળ, છત્રીઓ, રબર, કાગળ—ઉન કાંતવું તથા વણવું, મેથિલેટેડ સ્પિરિટ કાઢવા, લુગડાને રોગાન ચઢાવવો, વૉટરપ્રુફ કરવું, યાન્ત્રિક ઇન્જનિયરિંગનું કામ, વ્યવહાર રસાયનશાસ્ત્ર, વનસ્પતિમાંથી તેલ ચરબી વગેરે બનાવવાં, લિથો અને ફોટો છાપવાની કળા, તેમ જ બેંકો ચલાવવાનુ કામ—શીખી આવવાના છે. વિષયો કેવા વિવિધ છે એ આટલી ટીપ ઉપરથી સમજાશે, અને એ ઉપર અમારા વાચકનું અમે ખાસ ધ્યાન એટલા માટે ખેંચીએ છીએ કે દેશની ઔદ્યોગિક ફતેહમન્દી એક ઉદ્યોગની ઉજ્જવળતા ઉપર કદી જ ટકી શકવાની નથી. અત્યારે આપણા ઇલાકામાં સુતર કાપડની મિલોનો ઉદ્યોગ સારો ખીલેલો છે, પણ ચીનના બજારની મન્દીથી કે પરદેશી માલની અસાધારણ હરીફાઇથી કે યોગ્ય રૂ મેળવવાની મુશ્કેલીથી એ ધન્ધો પાછો પડે, તો દેશના ધનાઢ્ય પુરુષોને પોતાના દ્રવ્યને કામે લગાડવા માટે જોઇતા બીજા ધન્ધા નથી. એવી આપણી ઔદ્યોગિક નિર્બળતા છે. બંગાળાના આ મંડળની એક બીજી વિશિષ્ટતા પણ અત્રે નોંધવા જેવી છે—અને તે એ કે આ કાર્યમાં હિન્દુ મુસલાન સર્વે ભળેલા છે; એટલું જ નહિ પણ સરકારની પણ મદદ છે. એ મદદ તે માત્ર કહેવાતી 'દિલસોજી'.જ નથી. લેફટેનન્ટ ગવ્હર્નર પોતે એ મંડળની દરેક મીટિંગમાં ભાગ લે છે, અને વિદ્યાર્થીઓને વિદાય થતી વખત જાતે વિજય ઇચ્છે છે. તથા પોતે એ ફંડમાં નાણાં ભર્યાં છે, તેમ જ બીજા ઘણા અંગ્રેજોએ પણ એ જ તરેહની એ કાર્યમાં મદદ કરી છે. વળી વિશેષ એ છે કે એ મંડળની સૂચના પ્રમાણે કેટલીક કૉલેજોમાં સરકારે ઔદ્યોગિક શિક્ષણ પણ દાખલ કર્યું છે. મુંબાઇમાં, પરદેશી વિદ્યાર્થીઓને ભણવા મોકલવાની એક સંસ્થા થોડાંક વર્ષથી ઊભી થએલી છે—પણ એને વધારે સબળ વ્યાપક અને લોકપ્રસિદ્ધ કરવાની જરૂર છે.

* * * *

છેલ્લા 'હિન્દુસ્તાન રિવ્યુ' મા હિન્દુસ્તાનનો જાપાન ઉપર ઉપકાર એ વિષયનો લેખ વાચવા જેવો છે એમાં બતાવ્યુ છે કે હિન્દુસ્થાનના બૌદ્ધ સાધુઓએ જ આખા પૂર્વ અને ઉત્તર એશિયામા લાબા વખત સુધી સુધારાનાં બીજ વાવ્યા હતાં બૌદ્ધ ધર્મ દાખલ થયા પછી જ જાપાનની જગલી અવસ્થા મટી—અને આજ પણ ત્યા બ્રહ્મા ઇન્દ્ર વગેરે હિન્દુસ્થાનના દેવોની મૂર્તિઓ પૂજાય છે, એટલુ જ નહિ પણ એમના ધાર્મિક મન્ત્રો મૂળ સસ્કૃત ભાષાના છે પણ ફક્ત ધર્મ જ નહિ, ધર્મ સાથે વ્યાવહારિક કળાકૌશલ્ય પણ બૌદ્ધ સાધુઓએ જ વિસ્તાર્યું હતુ

આમા—નોર્વે અને અમેરિકામા હિન્દુ દેવાલયોના પુષ્કળ ચિહ્નો મળી આવે છે એ વાત, તથા ઇજિપ્ટમાં બૌદ્ધ સાધુઓ ગયા હતા એ પ્રસિદ્ધ વાત ઉમેરો, અને પછી વિચારો કે રેલવે-સ્ટીમર વગેરે અર્વાચીન મુસાફરીના સાધનો જે કાળે ન હતા તે કાળે પણ હિન્દુસ્થાનના લોકોએ આખી પૃથ્વી ઉપર પથરાઈ જગતના કલ્યાણ માટે કેટલુ કર્યું છે! બાપદાદાના પરાક્રમ સભારીને સન્તોષ માની બેસવુ એમ અમારૂ કહેવું જ નથી, પણ વર્તમાન સમયમા બીજી પ્રજાને આગળ પડેલી જોઈ, તથા આખી પૃથ્વી ઉપર તેઓનો ડકો વાગતો જોઈ, હિમત હારી બેસનાર હિન્દી જનોએ ઉપરની હકીકત ધ્યાનમા લેવા જેવી છે

* * * *

'The Age of Mental Virility' એટલે કે—'મનોવીર્યનુ વય'—એ મથાળાનો 'સેંચરિ' પત્રમા એક લેખ લખાયો છે તેમા જગતના મહાન પુરુષોની માનસિક શક્તિનુ પ્રથમ ફળ કયી ઉમ્મરે પ્રકટ થયુ અને એની પરિપક્વ સાખ ક્યારે પડી એ વિષે આંકડાઓ તપાસીને એવો નિર્ણય કરવામા આવ્યો છે કે—સરેરાશ ૨૪ વર્ષની ઉમ્મરે મનોવીર્યના રજનુ પ્રથમ દર્શન થાય છે તેમા કાર્યકર (workers) કરતા ચિન્તક (thinkers) ના કામનો આરભ થવામા વાર લાગે છે એકની ૨૨, અને બીજાની ૨૬ આરભની ઉમ્મર હોય છે અને તેઓનુ ઉત્તમમા ઉત્તમ કાર્ય સરેરાશ ૫૦ વર્ષની ઉમ્મરે, તેમા કારકનુ ૪૭ અને ચિન્તકનુ ૫૨ ની વયે થયેલુ દેખાય છે માનસિક પ્રસ્ફુરણ સરેરાશ ૪૦ વર્ષ ચાલે છે—તેમા ચિન્તકોનુ ૩૮ અને કારકોનુ ૪૧

* * * *

'સ્ટ્રૅન્ડ મેગેઝીન' નામના પત્રમા એક રમુજી લેખ છે એમા બતાવ્યુ છે કે જાડાપણુ એ પ્રભુની એક ઉત્તમ બક્ષીસ છે—એની સાથે ખંત સદ્‌વૃત્તિ અને સન્તોષ આવે છે! એ લેખ લખનાર પ્રોફેસર બર્ગી કહે છે કે—

"Evil the day when we Germans become a lean race like some of our neighbours As for great deeds and high scholarship, I have known many noble men and sound scholars, and they have nearly all been fat"

કહે છે કે શેક્સપિયર, બિસ્માર્ક, નેપોલિયન, ગિબન, લ્યૂથર વગેરે મહાન પુરુષો જાડા હતા.

[ વસન્ત ઑફિસ. ]

Reg. No. B. 463.

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
मस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् ।
भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૭, અંક ૩. [ માસિક. ] ચૈત્ર, સંવત ૧૯૬૪.

તન્ત્રી:—પ્રોફેસર આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ. એમ. એ; એલ્ એલ્ બી.

# લવાજમ:

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતીશાળાના માસ્તરો, (૬) તલાટીઓ તથા (૭) માસિક રૂા. ૨૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂા. ૨-૦-૦ (પોસ્ટેજ સાથે.)

ઉછરતી લાઇબ્રેરીઓને ખાસ બક્ષીસ: નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) રાજ્યના આશ્રય વિનાની લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે. માત્ર પોસ્ટેજ વગેરે ખર્ચના રૂા.૦-૬-૦ મોકલવા કૃપા કરવી. બીજા વર્ષમાં રૂા.૦-૧૨-૦; ત્રીજામાં રૂ. ૧-૪-૦.

અન્ય સર્વ માટે વર્ષ એકના રૂ ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)
છુટક નકલના રૂ. ૦-૪-૦ „

---

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે.

અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૪ કોઇ પણ લેખ અસલ લખાણ—એ લેખ "વસન્ત"માં દાખલ કરવાનો ઠરાવ્યો હોય કે ન હોય—પણ લેખકને પાછું મોકલવાને અમો બંધાતા નથી.

૫ કોઇ પણ માસનો અંક તે પછીના માસની આખરસુધીમાં પણ ન મળે તો ગ્રાહકે અમને તુરત લખી જણાવવાની કૃપા કરવી. પાછળથી એ અંક પૂરો પાડવાને અમે બંધાતા નથી. (પ્લેગના કારણથી અંકો પ્રસિદ્ધ કરવામાં અમારા તરફથી વિલંબ થયે આ નિયમ લાગુ પડતો નથી. પણ આ માસથી સઘળું સુવ્યવસ્થિત થઇ જશે છે.)

વ્યવસ્થાપક.

---

# નારીપ્રતિષ્ઠા.

(એ વિષયનું ઐતિહાસિક દર્શન.)

કર્તા—પ્રોફેસર આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ. એમ. એ. એલ્ એલ્ બી.)

વાંચવા વંચાવવાની તથા લાયબ્રેરીમાં રાખવાની સગવડ પડે તેટલા માટે છુટી નકલે

| | |
|---|---|
| વસન્તના ગ્રાહકોને રૂ. ૦—૧—૦ | ટપાલ ખર્ચ અડધો |
| અન્યને રૂ. ૦—૨—૦ | આનો જુદું. |

મળવાનાં ઠેકાણાં—અમદાવાદ—વસન્ત ઑફિસ.

મુંબાઇ—એન. એમ. ત્રિપાઠી કંપની કાળબાદેવી રોડ

---

# વસન્તના ગ્રાહક માટે ખાસ.

# વસન્ત.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमय पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्

વર્ષ ૭, અંક ૩. [ માસિક. ] ચૈત્ર, સંવત ૧૯૬૪.

## વિરાગિણીની વીણા.

( ખંડ હરિગીત )

મન્દ અનિલ પલાણીને
મધુર રવ ગજની વિશે,
હૃદય લેતો તાણીને,
ક્યહાં થકી આ ? કો નવ દીસે ૧

હા ! પ્હણે સરિતાતટે
એકલી કો સુન્દરી,
બેઠી આસન યોગમાં,
વીણા ઉછંગ વિશે ધરી ૨

કેશભાર સમીરમાં
ખેલતો કંઇ મન્દ આ,
શ્વેત સાદા ચીરમાં
પૂરે ધવલતા ચન્દ આ ૩

ગીત–અમીરસ રેલતી
શાન્તિમાં એ સુન્દરી,
ગૂઢ રહી, કંઈ માનથી
સુણિયે હવે મૌન જ ધરી ૪

( ગીતિ )

" માનસસરમાં તરતી,
હસી સ્વચ્છન્દ ખેલ કંઈ કરેતી,
સંગીતરસે ર્‌હેતી,
વીણા મ્હારી વિલાસ મૃદુ ધરતી ૫

( હરિગીત )

સંગીતરસસરવરતણી હંસી તું વીણા માહરી !
નારદવિપંચી દિવ્ય ને તુમ્બુરુતણી પરિવાદિની,
તે પૂર્વજાઓ તાહરી, તું ઊતરે નવ એહથી,
આમ મૂક થઈ સહસા તું, મીઠી ? પ્રેરુ તુજને મર્યાં મથી ૬

( અનુષ્ટુપ )

બોલ્ય, મીઠી ! અરે મ્હારી સુખદુ:ખની ભાગિની !
દુ:ખદૂભીતણી મોધી એક આશ્વાસદાયિની ! ૭

( ચોપાઈ )

મ્હેં તો કાલ્ય લગી તુજ ગાન
જગવ્યું પ્રેમથી લઈ તાન,
પ્રેમે મૂકી નિજ ઉત્સંગ
કીધા લાડ શા તુજ સંગ ! ૮

મૃદુતા, સ્નેહ, આદર ધારી
છેડ્યા તાર તુજ સુખકારી,
ફૂટો આજ શો ઉત્પાત
બનિયો ? તું રીસાઈ, માત ! ૯

( વસન્તતિલકા )

કો'ણે કહે મધુરી મ્હારી ! ત્હને દુભાવી ?
કો'ણે દીધી મધુર ગાનનદી સૂકાવી ?
કો દુષ્ટ ડાકિનીતણી પડી વા કુદૃષ્ટિ ?
ને આ વિરામી, મધુરી ! તુજ ગાનવૃષ્ટિ. ૧૦

( ગરબી* )

બોલ્ય ફરી, મુજ પ્રાણ ! મધુરકંઠી ઓ મુજ વીણા !
દે મુને જીવનદાન, અમૃત સુર જગવી જ ઝીણા,
બોલ્ય ફરી, મુજ પ્રાણ ! ૧૧

---

* લોચન મનનો રે કે ઝઘડો લોચન મનનો, એ ચાલ

( સાખી )

મૂર્છાવશ તું તો થઈ, કે રહી મરણસમીપ,
જીવન માગે બાપડી, તે શું ચેતવશે મુજ દીપ
અમીરસ પૂરી અમોલાં ?
બોલે કદી મુજ પ્રાણ ? ૧૨

સંજીવની કો શક્તિથી નૂતન જીવન નૂર
રેડું તુજમાં, ને વહો તુજ રગ રગ ગાનનું પૂર,
અમરજનજોગી તું વીણા,
બોલે ફરી મુજ પ્રાણ ૧૩

દિવ્ય લોકમાં જઈ વસ્યું અદ્‌ભુત જે સંગીત,
યોગબળે લઈ આવું તે, પ્રેરું તુજમાં તે રૂડી રીત,
વહે ઝંકાર તું ધીરા,
બોલે પછી મુજ પ્રાણ ૧૪

ગૂઢઅશ્રુસાગર વિશે વિવશ તણાયું જાય
હૃદયું મુજ, તે માંહિથી રેડું સુર મુજ અંગુલી માંહ્ય,
ઝીલે એહ તુજ તન્ત્રી દીના !
બોલ્ય કહું, મુજ પ્રાણ ! ૧૫

પુંડરીકવિરહે મહાશ્વેતા રહી પીડાઈ,
સરવર, વ્યોમ, અને વનો, મોહમન્ત્રે જ બાંધ્યા કાંઈ,
લઈ કર અનુપમ વીણા,
રેલી રહી દિવ્ય ગાન. ૧૬

પતિવ્રતા પદ્માવતી મૂર્છિત મરણપ્રાય
સૂતી, ને જયદેવની વાગી વીણા, અને જો ! ત્યાંહિ
તજી સ્વપ્ન જાગી સતી એ,
પીધું ફરી સુખપાન. ૧૭

એ વીણાઓથી કંઈ શતગુણું અદકું આજ
પૂરું તુજ તન્ત્રી વિશે સ્વમાધુર્ય મુજ સુખકાજ,
હૃદય મુજ હારતી વીણા !
બોલ્ય ફરી, મુજ પ્રાણ ! ૧૮

નિષ્ઠુર જગઅપવાદ, ને ક્રૂરા જગના ન્યાય,
એ સર્વે ભૂલાવતી તુજ ગાનલહરી લ્હેરાય,
વહી સુર રસમય ઝીણા,
બોલે યદા મુજ પ્રાણ ૧૯

મર્દી એ આઘાત સહુ, વળગીને તુજ કંઠ,
તુજહૃદયે હું, મુજહૃદય તું, એમ રચી સુખબન્ધ,
રૂડી રસરેલ રચીશું,
બોલ તુ જો, મુજ પ્રાણ! ૨૦

( માલિની )

હજી નવ રવ દેતી, મૌન કાં રહેતી ધારી?
જગજન સહ ક્રોધો સપશું, બ્હેની મ્હારી?
શિશુપણ થકી બાંધ્યો સ્નેહ, તે બન્ધ તોડી,
અદય થઈ સખી શું? જાગ્ય ઓ! જાગ્ય થોડી ૨૧

( કુધોર )

ગાજે સિન્ધુજળ ગમ્ભીર,
નાચે ગાતું સરિતાનીર,
બહુવિધ ગાન ગાય સમીર,
ને જળધોધ ધસતો ધીર,— ૨૨

એ સર્વેતણા સ્વરરંગ,
કૌશલથી ભરી તુજ અંગ,
જીવનના વિવિધસુર ગાન,
સ્વર ધર્યાં ભરણના સુમહાન ૨૩

ઊંડા ગીત એ ગા ભવ્ય,
ઢાળી ભાવના—રસ દિવ્ય,
ધારી દીન સખી પર પ્રેમ,
વ્હાલી! મૌન તજ!—હા! એમ! ૨૪

( હરિગીત )

હા! એમ ગા તું, મધુરી! ગા તું, હૃદય તું મુજ ઠારતી,
રૂહે જીવતી યુગયુગ નિરન્તરે પૂર્ણ યૌવન ધારતી,
જો! આપણે 'જહીં ચન્દ્ર વસશું, ગાય ત્યાંહિ અબાધ તું,
ત્હાં ચન્દ્ર તુજ તન્ત્રી વિશે ભરશી અમી સુખ સાધતુ." ૨૫

( મન્દાક્રાન્તા )

વાગી વીણા, જળ થિર થયું, વ્યોમમાં ઇન્દુ થોભ્યો,
ધીરો ધીરો અનિલ સુણતો જો! ઊભો ગાનથોભ્યો,
ને ઊંડું ત્હાં સકળ થળ જે ગૂઢ ચૈતન્ય વ્યાપ્યું,
સંગીતે તે ઝળહળી રહ્યું,–શાન્તિનું રાજ્ય થાપ્યું. ૨૬

રત્નાગિરિ જિલ્લો.
તા. ૯ મી એપ્રલ } નરસિંહરાવ ભોળાનાથ.
૧૯૦૮.

---

# એક નમુનાદાર નિશાળ

એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલના માજી એક્ટિંગ પ્રિનસિપાલ મિ. તલાટી જેઓ થોડા વર્ષ ઉપર અમદાવાદ હાઈસ્કૂલના હેડ માસ્તર હતા અને જેઓ બાળક ઉપર સ્નેહ તથા સરકાર પ્રત્યે વફાદારી વાળા હેડ માસ્તર તરીકે સુપ્રસિદ્ધ છે તેઓ પેનશન લીધા બાદ પોતાની ફુરસદનો વખત લોકસેવામાં ગાળે છે. તેમણે હાલમાં બિનપગારે, દેવલાલી કે જે ગિચાણમાં હોઈ હવા ખાવાનું સુંદર સ્થાન છે ત્યાં એક 'પારસી બોર્ડિંગ સ્કૂલ' કાઢી છે. તેમાં પારસી છોકરાઓ માટે, છોકરા દીઠ મહિને ૩૦ તથા ૪૦ રૂપીઆ ફી લઈ, રહેવાની તથા કેળવણી આપવાની ગોઠવણ કરવામાં આવી છે. આ કેળવણી કેવા પ્રકારની છે તથા તે કેવી રીતે આપવામાં આવે છે તે ઘણે અંશે બીજી કોમના લોકોએ પણ અનુકરણ કરવા યોગ્ય હોવાથી નીચે આપીએ છીએ:—

## માનસિક કેળવણી.

આ સ્કૂલ યાને શાળામાં હાલ ૬૦ છોકરા છે અને તેમની ૬ ક્લાસ કરવામાં આવી છે અને તેમાં અંગ્રેજી–ગુજરાતી સાતે ધોરણ શીખવવામાં આવે છે. સાઠ છોકરાના છ વર્ગ કરવાથી દરેકમાં સરેરાશ દસ છોકરા થાય છે. પોતા સુદ્ધાન્ત બધા મળી આઠ શિક્ષકો છે. તેમાં ત્રણ ગ્રેજ્યુએટ છે, એક ૧૯ વર્ષના અનુભવવાળો મેટ્રિક થયેલો શિક્ષક છે, એક ૧૩ વર્ષના અનુભવવાળો મેટ્રિક થયા વિનાનો, એક સ્કૂલ ફાઈનલ પાસ થયેલો જેણે વેપારી વિષયનાં બે સર્ટિફિકેટ મેળવ્યા છે, એકે ડ્રોઈંગની ત્રીજી ધોરણની પરીક્ષા પાસ કરી છે અને આઠમાએ સુરત જીલ્લામાં લોકલ બોર્ડની નિશાળોમાં બાર વર્ષ સુધી શિક્ષણ આપ્યું છે.

તમામ ધોરણોમાં અંગ્રેજીમાં વાતચિત કરવાનું ફરજીઆત રાખવામાં આવ્યું છે. અને

નિષ્ઠુર જગઅપવાદ, ને ક્રૂર જગના ન્યાય,
એ સર્વે ભૂલાવતી તુજ ગાનલહરી લ્હેરાય,
વહી સુર રસમય ઝીણા,
ભીંજે યદા મુજ પ્રાણ ૧૯

મર્દી એ આઘાત સહુ, વળગીને તુજ કંઠ,
તુજહૃદયે હું, મુજહૃદય તું, એમ રચી સુખબન્ધ,
રૂડી રસરેલ રચીશું,
બોલ તું જો, મુજ પ્રાણ! ૨૦

( માલિની )

હજી નવ રવ દેતી, મૌન કાં ર્‌હેતી ધારી?
જગજન સહુ કીધો સર્પશું, બ્હેની મ્હારી!
શિશુપણ થકી બાંધ્યો સ્નેહ, તે બન્ધ તોડી,
અદય થઈ સખી શું? જાગ્ય ઓ! જાગ્ય થોડી ૨૧

( ઉધોર )

ગાજે સિન્ધુજળ ગમ્ભીર,
નાચે ગાતું સરિતાનીર,
બહુવિધ ગાન ગાય સમીર,
ને જળધોધ ધસતો ધીર,— ૨૨

એ સર્વેતણા સ્વરરંગ,
કૌશલથી ભરી તુજ અંગ,
જીવનના વિવિધસુર ગાન
સ્વર વળી મરણના સુમહાન ૨૩

ઊંડાં ગીત એ ગા ભવ્ય,
ઢાળી ભાવના-રસ દિવ્ય
ધારી દીન સખી પર પ્રેમ,
વ્હાલી! મૌન તજ!—હા! એમ! ૨૪

( હરિગીત )

હા! એમ ગા તું, મધુરી! ગા તું, હૃદય તું મુજ ઠારતી,
ર્‌હે જીવતી યુગયુગ નિરન્તર પૂર્ણ યૌવન ધારતી,
જો! આપણે "જઈ ચન્દ્ર વસશું ગાય ત્યાંહિ અબાધ તું,
ત્ય્હાં ચન્દ્ર તુજ તન્ત્રી વિશે ભરશે અમી સુખ સાધતુ." ૨૫

જે એક પણ વર્તમાનપત્ર વાચતા નથી આ શોખ ખીલવવા માટે દરરોજ અડધો (કલાક) આપવામા આવ્યો છે, કે જે વખતે છોકરાઓ પુસ્તકો તથા વર્તમાનપત્રો વાચે છે. પુસ્તકો પસંદ કરવામા આવ્યા છે તે રસિક છે તથા એમાના ઘણાખરા સચિત્ર છે

## પ્રયોગશાળા

એક ન્હાની સાયન્સની પ્રયોગશાળા છે અને એવી ગોઠવણ કરવામા આવી છે કે જેમા દરેક છોકરો દરેક પ્રયોગ કરી શકે

## વક્તૃત્વશક્તિ.

જાહેરમા બોલવાની ટેવને—વક્તૃત્વશક્તિને-ઉત્તેજન આપવામા આવે છે દરેક છોકરાના જન્મદિવસે એક છોકરો, જે છોકરાનો જન્મદિવસ હોય તેને આરોગ્ય અને સુખી ઇચ્છિવા સબધી થોડુક બોલે છે અને તેનો જે છોકરાનો જન્મદિવસ હોય તે છોકરો જવાબ આપે છે સધ્યાકાળે એક સુખી કુટુબ એકઠુ થઈ આનન્દ કરે તેવી રીતનો મેળાવડો ભરવામા આવે છે અને તેમા દરેક છોકરો આવી કઈ મ્હોએ કરેલુ ગાઈ અગર બોલી જાય છે

## નૈતિક કેળવણી

આ શાળા સ્થાપવાનો મુખ્ય ઉદ્દેશ, શીલ યાને સદ્વૃત્તિવાળુ માનસિક બધારણ બાધવાનો છે આ ઉદ્દેશ ઉપર ખાસ અને કાયમ લક્ષ રાખવામા આવે છે અઠવાડિયામા એક વખત નીતિ સંબધી ચર્ચા કરવામા આવે છે અને એ ચર્ચાનો, એ ઉપદેશનો, અમલ થતો પણ જોવામા છે પ્રથમ ઉપદેશ શિષ્ટ રીતભાત ઉપર હતો આ ઉપદેશનો પરિણામ અને એ બાબતમા શિક્ષકોની છોકરાઓ ઉપરની (અસર), દેવલાલીના સરકારી ચેપલેન ( ધર્મગુરૂ ) રેવરન્ડ મિ ગેન્ટ્રીના જોવામા આવતા તેમણે એ બાબતમા મિ તલાટી ઉપર એક પ્રશસા પત્ર પણ લખ્યો છે બીજો ઉપદેશ દાન અગર સખાવત યાને ઔદાર્ય ઉપર હતો આના પરિણામમા ' છોકરાઓની સખાવત ' એ નામનુ ભડોળ એકઠુ થયુ છે અને તેનો વહીવટ છોકરાઓ જ કરે છે અને તેમાથી ગરીબ અનાથ લોકોના સુખ માટે ઉપયોગ કરવામા આવે છે. એ જ પ્રમાણે એક વાર ( શહેનશાહ એડવર્ડના જન્મદિવસે ) રાજ્યભક્તિ ઉપર વ્યાખ્યાન આપવામા આવ્યુ હતુ, જેમા ઝોરાસ્ટ્રિઅન ધર્મ રાજ્યભક્તિ ઉપર ખાસ ભાર મૂકે છે એમ બતાવવામા આવ્યુ હતુ શાળાની અને સામાન્ય રીતે પારસી કોમની રાજ્યભક્તિના ચિન્હ તરીકે આપણા રાજા રાણીના ચિત્રો શાળાના મકાનના દ્વાર આગળ જ લટકાવવામા આવ્યા છે

## ધાર્મિક કેળવણી

આ શાળામા એક જ ( પારસી ) ધર્મના જ છોકરાઓ હોવાથી ધર્મની અગત્યની બાબત શીખવવામા અડચણ આવતી નથી સ્હવાર સ્હાજ, એમ બે વખત છોકરાઓ પાસે પ્રાર્થના

કરાવવામાં આવે છે—સ્હવારે શાળાનું કામ શરૂ થતા પહેલાં અને સ્હાંજરે તે સમાપ્ત થયા પછી. દરેક અઠવાડિયે એક 'સરમન' (ધર્મ સંબંધી વ્યાખ્યાન) આપવામાં આવે છે. આ વ્યાખ્યાન ધર્મનાં ક્રિયાકાંડ કે સ્વમતાગ્રહને લીધે વગર પુરાવે મનાવાતી વાતો ઉપર નહિ પણ ઝોરાસ્ટ્રિઅન ધર્મના ખરા, નિર્વિવાદ સિદ્ધાન્તો ઉપર આપવામાં આવે છે.

## છોકરાઓની તંદુરસ્તી તથા શારીરિક કેળવણી.

છોકરાઓની તંદુરસ્તી ઉપર ખાસ કાળજી રાખવામાં આવે છે. પ્રથમ તો દેવલાલીની હવા જ એવી સ્વચ્છ, કોરી અને કૌવત આપનારી છે કે જેથી છોકરાઓની તંદુરસ્તી સારી રહે. કેટલાક છોકરાને તો ગયા વર્ષમા એક વખત પણ દાક્તર પાસે જવું પડ્યું નથી અને લગભગ સર્વે વજનમાં વધ્યા છે. છોકરાની તંદુરસ્તી સારી રહેવાનુ બીજું કારણ એમને આપવામાં આવતો જોઇતો અને નિયમિત ખોરાક છે. આખા દહાડામાં પાંચ વખત ખોરાક આપવામાં આવે છે—સ્હવારમા સાત વાગે છોટા હાજરી, નવ વાગે બ્રેકફાસ્ટ, દોઢ વાગે ટિફીન, સાડાચાર વાગે પાછલા પહોરનો ચ્હા અને રાત્રે આઠ વાગે ખાણું. એક દાક્તર છોકરાઓની શારીરિક સંભાળ માટે રાખવામા આવ્યો છે, જે દરરોજ શાળામાં આવી છોકરાઓની ખબર કાઢી જાય છે.

શારીરિક કસરત માટે નીચે પ્રમાણે ગોઠવણ રાખવામા આવી છે—

(૧) ક્રીકેટ, (૨) હોકી, (૩) ફુટબોલ, (૪) પરેડ, (૫) કસરતશાળા, (૬) બેડમિંટન, (૭) પિંગપોંગ તથા ઘોડા ઉપર બેસવાનું.

પરેડ, અને કસરત શીખવવા સારૂ દેવલાલીની પલટનનો એક યુરોપિયન સોલ્જર રાખવામાં આવ્યો છે.

દરેક રવીવારે છોકરાઓ લાબે સુધી ચાલતા ફરવા જાય છે. અને બાગ બનાવવાના કામને ઉત્તેજન આપવામાં આવે છે. શેત્રંજ, ચોપટ તથા પત્તાંની રમતો પણ રમાડવામાં આવે છે. વખતો વખત છોકરાઓને બહાર સહેલ કરવા તથા ઉજાણી માટે લઈ જવામાં આવે છે અને દરરોજ સ્હાંજરે 'સુખી કુટુંબ'નો મેળાવડો કરવામાં આવે છે.

[ વસન્ત-ઑફિસ. ]

# કીસ્સે એ સન્જાન ઉપરથી મલતી દલીલ

(અનુસન્ધાન પૃષ્ઠ ૪૪ થી)

સંજાન ઉપર હુમલો કરનાર પાદશાહ સુલતાન મહમુદ બેગડો જ હતો, તેની સાબેતી ખુદ કીસ્સે સંજાન ઉપરથીજ આપણને ઘણેક પ્રકારે નીચે મુજબ મલે છે,

૧ તેમા જણાવેલાં વખતના યા સનેના અરસાઓ ઉપરથી
૨ તેમા જણાવેલા ચાપાનેરના કીલ્લાની ફતેહના ઇસારા ઉપરથી
૩ તેમા જણાવેલા ઇસ્લામી દીનના હીંદુસ્તાન ખાતે દાખલ થવાના ઇમાન ઉપરથી
૪ તેમા જણાવેલા સુલતાન મહમુદના 'ફઝલ સુલ્તાન' ખેતાબ ઉપરથી
૫ તેમા નામ દીધેના ચાંપા શાહ નામના પુરૂષની હકીકત ઉપરથી

## ૧ કીસ્સે એ સંજાનમાં જણાવેલા વખતના અરસાઓ ઉપરથી મલતી દલીલ.

ખુદ કીસ્સે એ સન્જાનના જૂદા જૂદા બનાવો બનવા માટે વખતના જે અરસા જણાવ્યા છે તે દેખાડે છે કે સુલતાન મહમુદ તે પાદશાહ મહમુદ બેગડો હોવા જોઇએ, અને નહી કે અલાઉદીન ખીલજી. કીસ્સે સન્જાનના ઉપના વર્ણનમા યજદજર્દના હાથમાથી પાદશાહી ગઈ ત્યાર પછીના વખતના અરસાઓ જણાવવામા આવ્યા છે ત્યારે આપણી ગણત્રી શરૂ કરવાનો સને ઈ સ ૬૫૧ છે કે જ્યારે તે પોતાના દગાખોર સરદાર માહુઇ સુરીને હાથ માર્યો ગયો હતો. એ પુસ્તક કહે છે કે ત્યાર પછી ૧૦૦ વર્ષ કેટલાક ઈરાનીઓ કોહીસ્તાનમા રહ્યા પછી ૧૫ વર્ષ હોરમજ શહેરમા રહ્યા પછી હીંદુસ્તાન આવી દીવ બંદરે ૧૯ વર્ષ રહ્યા પછી સંજાન આવ્યા અને ત્યા ૫) વર્ષ રહેવા પછી આતશબેહરામ બાંધ્યુ એ ૫) વર્ષની મુદત કીસ્સે સન્જાનમા જણાવી નથી પણ દંતકથા જે કહે છે તે બરાબર દીસે છે કે સન્જાનમા ઉતર્યાબાદ ૫) વર્ષે આતશબેહરામ સ્થાપ્યુ. કીસ્સે સન્જાન કહે છે કે દીવથી ઉપડી સન્જાન તરફ આવતા માર્ગમા તોફાન લાગુ ત્યારે તેઓએ માનતા લીધી હતી કીનારે જઈ ઉતરતા ત્યા આતશબેહરામ સ્થાપવુ તેથી કીનારે ઉતરવા પછી એ કામ તેઓએ ઘણો વખત ધ્યાનમા રાખ્યુ નહી હોય બીજા હાથ ઉપર એક નવી જગ્યાએ નવા રાજમા આસરો લેતા ને વાર જ હજુર તો પોતાનુ ઘરી ઠામ થવાનુ નક્કી નહી તેવામા જ તુરતા તુરત તો આતશબેહરામ નહી બનાવ્યુ હોય વળી આતશબેહેરામ એક મોટુ ધર્માલય ગણાય છે અને તેને સ્થાપવા માટે લાંબી ક્રીયાની જરૂર છે એ સર્વ જોતા ૫) વર્ષની મુદતનો જે ગાળો જણાવ્યો છે તે બરાબર દિસે છે

પછી આગલ ચાલતા કીસ્સે સન્જાન કહે છે કે ૭૦૦) વર્ષ ગુજર્યા બાદ તેઓ ઉપર એક આફત આવી પડી અને સુલતાન મહમુદે સન્જાન ઉપર હુમલો કર્યો જેઓમા તેઓનો સરદાર અર્દેશર અને સન્જાનનો હીંદુ રાજા પોતે પણ માર્યા ગયા પછી પારસીઓ ત્યાથી વીખરાઇ,

કે સુલતાન મહમુદને તેનું 'બેગડો' નામ આપવામાં આ બનાવનો હાથ હતો. એનુ અસલ નામ ફતેહખાન હતુઃ એ સુલતાન કુતબુદીનનો સાવકો ભાઈ (half-brother) હતો. કુતબુદીન પછી સુલતાન દાઉદશાહ ગાદી ઉપર આવ્યો. તેને ના લાયક ધારી ગાદી ઉપરથી ઉઠાડી મેલી એને 'સુલતાન મહમુદ' નાં ખેતાબ સાથે ગાદી ઉપર બેસાડવમાં આવ્યો. હવે કોઈ કહે છે કે ગુજરાતનાં હીંદુઓ એક બલદને 'બીગર' કહે છે કારણ કે તેનાં બે સીંગડા, જમની અને ડાહબી બેઉ બાજુએ, એક માણસ કોટી કરવા માટે બે હાથ લંબાવે તેમ, લંબાયલા હોય છે; અને સુલતાન મહમુદની મુછો બલદનાં શીંગડા માફક ફેલાયલી હતી તેથી લોકો એને બેગડો કહેવા લાગાં. પણ બીજાઓ કહે છે કે એણે 'જુનાગડ' અને 'ચાંપાનેર' નામના બે કીલ્લા (ગડ) લીધા હતા તે ઉપરથી લોકો એને 'બેગડો' એટલે 'બે કીલ્લા જીતનાર' કહેતા. ત્યારે સુલતાન મહમુદની 'બેગડો' અટક ચાંપાનેરની ફતેહને એની જીંદગીનો મુખ્ય બનાવ ગણે છે

કીસ્સે એ સન્જનનો ચાંપાનેરની ફતેહનો ઈસારો ખોલ્લું દેખાડે છે કે સંજાન જીતનાર પાદશાહ મહમુદ બેગડો હતો અને નહી કે અલાઉદીન ખીલજી. અલાઉદીન ખીલજી બાબે લખનારા તવારીખ નવેશો, જ્યા સુધી હુ જાણુ છું ત્યાં સુધી તેણે ચાંપાનેર જીત્યુ હતું એમ કેથે પણ ઈસારો કરતા નથી.

### ૩ કીસ્સે સંજાનનો ઇસ્લામી દીન હીંદુસ્તાનમાં દાખલ થયાનો ઈસારો.

કીસ્સે સન્જનના ઉપર ઉતારેલા ફકરામા આપણે જોયુ કે ત્યાં કહે છે કે ઈસ્લામી પાદશાહોને જ્યારે હીંદુસ્તાનમા ૫૦૦ વર્ષ થયા ત્યારે તેઓ ચાંપાનેરમાં આવ્યા. હવે તવારીખ આપણને કહે છે કે હીંદુસ્તાનમા આવનાર પેહેલો મુસલમાન પાદશાહ સબક્તગીન હતો. તે જાણીતા મહમદ ગીજનવીનો બાપ હતો અને ગજનવી વશનો પાયો નાખનાર અલપ-ગીનનો જમાઈ અને તેની પછી ગાદીએ આવનાર હતો. એ ગીજનવી વશ હીંદુસ્તાનમા મુસલમાન શાહનશાહતનો પાયો નાખનાર (The founders of the Mussulman Empire of India)[1] ગણાય છે. હવે હીંદુસ્તાનમાં પેહેલ વેહેલો આવનાર એ સબ-ક્તગીન પાદશાહ ઈ. સ. ૯૭૦ મા હીંદુસ્તાન આવ્યો હતો. ત્યારે કીસ્સે એ સંજાન પ્રમાણે એ બનાવ પછી જો આસરે ૫૦૦ વર્ષે ચાંપાનેરની ફતેહ થઈ તો તે આસરે ઈ. સ. ૧૪૭૦ મા હોવી જોઇએ. આપણે, મુસલમાન તવારીખ નવેશો પ્રમાણે, અને રાસમાલામાંના ગુજરાતી છપ્પા પ્રમાણે જોયુ કે મહમુદ બેગડાએ ચાંપાનેર ઈ. સ. ૧૪૮૪ માં જીત્યુ હતું. એ બેઉ સને ત્યારે નજદીક મળતા સને છે ત્યારે કીસ્સે એ સન્જાને જણાવેલી ચાંપાનેરની ફતેહ (ઈ. સ. ૧૪૮૪) વાલો અને ચાંપાનેર પછી સન્જાન જીતનાર સુલતાન મહમુદ તે મહમુદ બેગડો જ હોવો જોઇએ, અને નહી કે સુલતાન અલાઉદીન (ઈ. સ. ૧૨૯૫-૧૩૧૩), જે તો સબક્તગીન પછી ફક્ત ૩૦૦ વર્ષે થઈ ગયો હતો.

(1) Elphinstone's "History of India" Fifth edition by Cowell (1866) p. 319

## ૪ કીસ્સે સંજાન મુજબ સુલતાંન મહમુદનો ખેતાબ.

કીસ્સે સંજાન કહે છે કે સુલતાંન મહમુદને લોકો "જીલ સુબહાંન" એટલે "ખોદાનો છાયો યા પ્રતીનીધી" કહેતા. બીગતે સીકદરી પ્રમાણે મહમુદ બેગડાને લોકો "દીન પનાહ" એટલે "દીનને રહાણ આપનાર" કહેતા હતા. ત્યારે જીલ સુબહાન તેને મલતો ખેતાબ છે. તેણે ઇસ્લાંમી દીનને ફેલાવા માટે ઘણી કોશેશ કીધી હતી તેને માટે એને એ ખેતાબ મલ્યો હતો. ત્યારે કીસ્સે એ સંજાનનો એ ઇસારો પણ દેખાડે છે કે એ સુલતાન મહમુદ તે મહમુદ બેગડો હતો.

## ૫ કીસ્સે સંજાનમાં નાંમ દીધેલા એક પુરૂષ ચાંગાશાહનાં સને ઉપરથી.

કીસ્સે એ સન્જાનમાથી જે વર્હન આપણે ઉપર ઉતાર્યુ છે તેમાં ચાંગાશાહ નાનનાં એક પુરૂષને નૌસારીથી વાંસદા ખાતે બાહારૂતના પાહાડ પરથી ત્યા લઈ જઈ ગએલા આતશબેહરામને મેજદો કરવા આવતો જણાવ્યો છે. ત્યા વધુ કહે છે કે તે ઘણીએ પોતાના નૌશારી ગામની અનજુમનને સમજાવી વાસદેથી આતશબેહરામને નૌશારી લઈ જઈ રાખ્યા.

એ ફકરામા જણાવવા પ્રમાણે સન્જનની હાર પછી ૧૨ વર્ષ કેટલાક પારસીઓ આતશ બેહરાંમને લેઇને બહારૂતનાં પહાડમાં રહ્યા. પછી ત્યાથી આતશબેહરામને લઈ વાસદે ગયા અને ત્યા ૧૪ વર્ષ રહ્યા. તે મુદત બાદ ચાંગાશાહ તે આતશને નૌશારી લઈ ગયા. હવે સન્જનની હારનો સને આપણે ઈ. સ. ૧૪૯૦ નો મુકરર કર્યો. ત્યારે સન્જનના આતશબેહરામને નૌશારી લઈ જવાનો સને ( ૧૪૯૦+૧૨+૧૪= ) ઈ. સ ૧૫૧૬ નો આવે છે

હવે આપણે કોઈ બીજા સાધનને આધારે જોઇએ કે ચાગાશાહ નામના ઉપલા જાણીતા પુરૂષ કીઆ જમાનામા થઈ ગયા. પારસી રેવાયતો આપણને તેઓનો સને પુરો પાડે છે. નીચલી રેવાયતોમાં એ પુરૂષનુ નામ મલે છે.[૨]

| રેવાયતનુ નામ. | તેનો સને |
|---|---|
| નરીમાંન હોશગની રેવાયત. | ૧૪૭૮ ( યજદજર્દી ૮૪૭ ) |
| નરીમાંન હોશગની બીજી રેવાયત. | ૧૪૮૧ ( યજદજર્દી ૮૫૦ ) |
| વગર નામની રેવાયત. | ૧૫૧૧ ( યજદજર્દી ૮૮૦ ) |

ઉપલી રેવાયતોમાં ઈરાનનાં જરથોસ્તીઓને હીંદુસ્તાનના જરથોસ્તીએ પુછેલા સવાલોનાં જવાબો છે. તે જવાબોનાં પત્રોમાં તેઓ હીંદુસ્તાનનાં જાણીતા શેહરોનાં કોઈ જાણીતા પુરૂષો, જેઓએ તેઓમે સવાલો પુછેલા તેઓના નામ શરૂઆતમા આપે છે. જે ઘણીઓ એ

( ૨ ) એ રેવાયતોનાં અસલ ફારસી ફકરા માટે જુઓ મારૂં પુસ્તક. A few Events in the Early History of the Parsees ,પા ૫૪થી ૫૮.

પત્રો ઈરાન લઈ જઈ ત્યાંથી જવાબ લાવેલા તેઓનાં નામ ઉપરથી એ રેવાયતો જણાયલી છે. એ જાણીતા પુરૂષોમાં ચાંગાશાહનુ નામ મલે છે. ત્યારે એ પુરૂષ એ રેવાયતો લખાયલા સનેઓનાં વખતે હૈયાત હોવો જોઇએ. ત્યારે ઉપલી ત્રણ રેવાયતોનાં સને (ઈ. મ. ૧૪૭૮ થી ૧૫૧૧) ની વખતે ચાંગાશાહ હૈયાત હોવા જોઇએ, એટલે ઈ. સ. ની ૧૬ મી સદીની શરૂઆતમાં તેવણ હૈયાત હોવા જોઇએ.

હવે સંજાનની ફતેહ મહમુદ બેગડાને હાથે નહી પણ અલાઉદીન ખીલજીને હાથે થઈ હોય તો તેવણ અલાઉદીન ખીલજી પછી થોડા વખતમાં થઈ ગયલા હોવા જોઇએ. અલાઉદીન ખીલજીએ ઈ. સ. ૧૨૯૫ થી ૧૩૧૫ સુધી રાજ કર્યુ હતુ. એવું ધારો કે તેણે પોતાના રાજ્યનાં છેલ્લાં વર્ષમાં એટલે ઈ. સ. ૧૩૧૫ માં સંજાન લીધું હોય. હવે કીસ્સે સંજાન મુજબ આ બનાવ પછી ૨૬) વર્ષે આતશબેહરામને ચાંગાશાહ નૌશારી લઈ ગયા, ત્યારે એ બનાવનો સને આસરે (૧૩૧૫+૨૬=) ઈ. મ. ૧૩૪૧ નો આવે. પણ રેવાયતો મુજબ તો આપણે જોયુ કે ચાંગાશાહ ૧૫ મી મદીની સેવટે અને ૧૬ મી સદીની શરૂઆતમાં થઈ ગયા હતા

એ ઉપરથી ખોલ્લુ દીસે છે કે સંજાનની ફતેહ, જે પછી ૨૬) વર્ષે ચાંગાશાહે સંજાનનાં આતશબેહરામને નૌશારી લઈ ગયા હતા, તે સુલતાન અલાઉદીન ખીલજીનાં વખતમાં ી પણ સુલતાંન મહમુદ બેગડાના વખતમા થઈ હતી સુલતાંન મહમુદ બેગડાનાં રાજનો ..(ઈ. સ. ૧૪૫૯ થી ૧૫૧૧) ચાંગાશાહના વખતને મલતો આવે છે. પણ સુલતાંન ઉદીન ખીલજીનો વખત તેને મલતો આવતો નથી.

હવે આપણે સર જેમસ કેમ્પબેલ, જેવણ સંજાન જીતનાર તરીકે અલાઉદીન ખીલજી જણાવે છે તેવણની દલીલ તપાસીએ. પેહેલુ તો તેવણ અલાઉદીન ખીલજી બાબે પણ ચોકસ કેહતા નથી, પણ કહે છે કે સંજાન જીતનાર કદાચ—જો કે તે ઓછુ સંભવીક છે મુહમદશાહ તુગલીક હોય અથવા વધારે સંભવીક છે કે અલાઉદીન ખીલજી હોય.[1] વળી તેવણ કહે છે કે કીસ્સે સંજાનમા સુલતાંન મહમુદનાં સરદાર તરીકે જે અલફખાંન જણાવ્યો છે તે (ક) અલાઉદીનનો ભાઈ ઉલુગખાંન, જેને લોકો ભુલથી અલપખાન કહેતા, તે હોય, યા (ખ) તેનો સાલો અલ્પખાંન હોય.

આ મુજબ કેમ્પબેલ, પેહેલે તો પાદશાહ માટે અચોકસ છે કે તે કદાચ મહમુદશાહ તગલખ હોય યા વધારે સંભવીત છે કે તે મુહમદશાહ અલાઉદીન ખીલજી હોય. બીજુ જો તે પાછળો પાદશાહ હોય તો તેનાં સરદાર માટે તેવણ અચોકસ છે અને કહે છે કે તે સરદાર તેનો ભાઈ ઉલુગખાંન હોય, કે જેણે ૧૨૯૫ થી ૧૨૯૭ સુધીમાં ગુજરાત જીત્યું હતું; અથવા તેનો સાલો અલ્પખાંન હોય, જેણે ગુજરાતમા ૧૩૦૦ થી ૧૩૨૦ સુધી હાકમી કીધી હતી. વળી

૧ (બોમ્બે ગેઝેટીઅર. થાના. વોલ્યુમ XIII ભાગ ૧. પા. ૧૫.)

અલાઉદીનના એ ભાઈ અને બનેવી ઉલુગખાંન અને અલપખાનમાંથી સંજાન જીતનાર તરીકે કોણ વધારે સભવીત છે તે બાબે તેવણ બે જગ્યાએ એકમેકથી ઉલટુ જણાવે છે એક બોંઘુમમા તેવણ કહે છે કે ફીરસ્તે સંજાનનો અલપખાન તે ઉલુગખાન હોય, એ સંભવીત છે વળી બીજે ઠેકાણે તેવણ તેને અલાઉદીનના બનેવી અલપખાન ગણે છે આ પ્રમાણે જેમ સંજાન જીતનાર પાદશાહ માટે તેમ તે પાદશાહના સરદાર માટે પણ કેમ્પબેલ અચોક્કસ છે,

આવા અચોક્કસપણા છતા આપણે કેમ્પબેલે વધારે સંભવીક તરીકે સુચવેલાં નામો—પાદશાહ તરીકે અલાઉદીન ખીલજીના અને સરદાર તરીકે ઉલુગખાનના—ની જરા વધારે તપાસ લેઇએ

૧ પેહેલુ તો અલાઉદીનની તવારીખ લખનાનાઓ ઉપરથી આપણે ચોકસ જાણતા નથી કે તે અથવા તેનો ભાઈ અને સરદાર ઉલુગખાન છેક સંજાન સુધી આવ્યા હતા અલાઉદીન માટે નીચલા તવારીખના પુસ્તકામા હકીકત મલે છે (૧) મીરાતે સીકંદરી (૨) તારીખે ફીરૂજશાહી (૩) અમીર ખુસ્રોની કવીતા એ પુસ્તકો ઉપરથી આપણને દીસતુ નથી કે ઉલુગખાન દક્ષીણે છેક સંજાન સુધી આવ્યો હોય પણ બીજા હાથ ઉપર સુલતાન મહમુદ બેગડાની તવારીખ આપનાર મીરાતે સીકંદરી ઉપરથી આપણે જાણીએ છીએ કે તે છેક વસાઈ સુધી આવ્યો હતો

૨ બીજુ જો ફીરસ્તે સંજાનનો અલપખાન તે અલાઉદીન ખીલજીનો ભાઈ ઉલુગખાન હોય યા બનેવી અલપખાન હોય, તો ફીરસ્તે સંજાન તે સરદાર માટે એક બેશી તરીકે કાંઈ ઈસારો કરતો તે કરે છે કે તે તો ફક્ત એક સરદાર હતો તેથી સુલતાન મહમુદે તેની ઉપર પોતાના વજીર માનકતે સંજાન પર હુમલો કરવા હોકમ મોકલ્યો જો તે તેનો ભાઈ યા બીજો કોઈ બેશી હતે તો ફીરસ્તે સંજાન તેનો ઈસારા કરતે.

૩ ત્રીજુ ફીરસ્તે સંજાન જણાવે છે કે ચાપાનેરના કીલ્લાની જીત પછી સુલતાન મહમુદે સંજાન લીધુ હવે જ્યારે ચાપાનેરની ફતેહ મહમુદ બેગડાના રાજ્યનો ઘણો મોટો બનાવ છે ત્યારે અલાઉદીનની તવારીખ લખનાર ઉપલા ત્રણ તવારીખના પુસ્તકો ચાપાનેર માટે કાંઈ પણ બોલતા નથી સુલતાન મહમુદ બેગડાએ ચાપાનેરમા ઇસ્લામી ધર્મ દાખલ કરવા બાબે ફીરસ્તે સંજાનમા ઈસારો છે તે બાબે તેની તવારીખ લખનારાઓ વીગતે બોલી જાય છે પણ અલાઉદીનની તવારીખ લખનારાઓ ચાપાનેરનો કીલો તેણે જીત્યો હોય તેવુ કાંઈ બોલતા નથી.

વળી કેમ્પબેલ, સંજાન જીતનાર પાદશાહ મહમુદ બેગડો હોય, તે બાબત ઉપર શક નાખતા કહે છે કે ફીરસ્તે એ સંજાનમા જણાવેલો અલપખાન નામનો કોઈ પણ સરદાર મહમુદ બેગડાનો હતો નહી, એમ કહેવામા કેમ્પબેલ મોટી ભુલ કરે છે મહમુદ બેગડાની

તવારીખની હકીકત આપનાર પુસ્તકો મીરાતે સીકંદરી તબકાત અકબરી અને તારીખે ફીરસ્તે વગેરે જણાવે છે કે મહમુદ બેગડાનો અલફખાન નામનો સરદાર હતો વળી તે તેનો જાણીતો અને માનીતો હતો તેણે પોતાના પાદશાહ સામે બળવો ઉઠાવ્યો હતો સુલતાન મહમુદ બેગડો તે કારણે તેના સામે લશ્કર લઈ ગયો હતો અલફખાન નાહસી ગયો પણ પછી તેણે માફ માગી તેથી પાદશાહે તેને પાછો નોકરીએ રાખ્યો એ દેખાડે છે કે તે તેનો માનીતો સરદાર હતો

વળી કેમ્પબેલ સુલતાન અલાઉદ્દીન ખીલજી બાબેના સાઅર અમીર ખુસ્રોના એક લખાણને પોતાના ટેકામા લે છે એ જાણીતા સાએરે 'આશીક' નામની એક કવીતા લખી છે તેમા ગુજરાતના રાએ (રાજા)ની બેટી દેવલરાણી અને અલાઉદ્દીનના છોકરા ખીજર ખાન વચ્ચેની મોહોબતનુ સાએરી વર્ણન કર્યુ છે એ કવીતામા અમીર ખુસ્રુ ઉલુગખાને ગુજરાતના હીંદુ રાજા સામે કરેલી લડાઈ વિષે બોલતા એક જગ્યાએ કહે છે કે "ગબ્રના લોહીથી દર્યાના કીનારાઓ મેરેમર સુધી ભરાઈ ગયા હતા સેર જેમ્સ કેમ્પબેલ કહે છે કે એ ગબ્ર તે પારસીઓ છે અને સંજાન હતા તે પારસીઓ સાથે તેને લડાઈ થઈ અને તેમા પારસીઓ માર્યા ગયા તે બાબતનો એ ઈસારો છે

(ક) પણ અમીર ખુસ્રોનો આ ઈસારો સંજાનની લડાઈમા પારસીઓ માર્યા જવાની બાબતનો નથી તેની મુખ્ય સાબેતી આ છે કે ઉલુગખાનની ગુજરાતના રાએ (રાજા) સાથની લડાઈની મુસલમાન લખનારાઓની તવારીખ પ્રમાણે એ રાજા રાએ કરણ તો લડાઈમા હાર પછી નાસી ગયો હતો અને હયાત રહ્યો હતો જ્યારે કીસ્સે સંજાન પ્રમાણે સંજાનનો હીંદુ રાજા તો લડાઈમા માર્યો ગયો હતો વળી અમીર ખુસ્રુનુ લખાણ ગુજરાતના ઉત્તરના ભાગની કોઈ લડાઈનો ઈસારો છે દક્ષીણમા સંજાન તરફની લડાઈનો ઈસારો નથી

(ખ) વળી સર જેમસ કેમ્પબેલ પોતે કહે છે કે મુસલમાન લખનારાઓ પોતાની ઈસ્લામી દીન નહી પાળનારાઓ માટે સાધારણ રીતે 'ગબ્ર' બોલ વાપરતા હતા તેથી અહી અમીર ખુસ્રો પારસીઓ માટે બોલે છે કે હીંદુઓ માટે તે ચોકસ નથી ઉપર જણાવેલા સબબોને લીધે તે ઉત્તર ગુજરાતમા બનેલા કોઈ આગલા બીજા બનાવનો ઈસારો હોય અને નહી કે સંજાનમા બનેલા બનાવનો

હવે કોઈક બીજા ગ્રંથકર્તાઓએ ગેઝેટીઅરના લખનારને કીસ્સે એ સંજાનવાળા સુલતાન મહમુદ માટે મહમુદ બેગડાને બદલે અલાઉદ્દીનનુ નામ સુચવવાનુ કારણ આપ્યુ છે એ કારણ આપનાર લખાણ ઉપરથી ઘણો ગુચવાડો થયો છે કીસ્સે સંજાન સીવાય બીજુ કોઈ પુરાણુ લખાણ પારસીઓની હીંદુસ્તાનની તવારીખ બાબે સને આપતુ નથી

આજથી ૮૧ વર્ષ ઉપર ઈ સ ૧૮૨૬ મા ભરૂચવાલા દસ્તુર અસ્પનદીઆરજી કામદીનજી 'કદીમ તારીખ પારસીઓની કશર' એ નામનુ પુસ્તક લખ્યુ છે તેમા તેવણે

બે જગ્યાએ પારસીઓ સંજાન બંદરે ઉતર્યા તેનો સને આપ્યો છે. એક જગ્યાએ (પાનુ ૧૪૯) લખે છે કે " તેથી શરવે લોક શંજાણમાં ઉતરેઆ. તે દીવશનો શને ૭૭૨ શાતશોને બોહોતેર, શરાંવણ શુદ ૯ વાર શુકરે રોજ રબહમન અને માહા ૪ તીર હતો." બીજી જગ્યાએ (પા. ૧૫૭) લખે છે કે " શનજાંણમાં; ઉતરેઆનો દીવશનો શને ૭૭૨ શાતશો બોહોતેર શાવંણ શુદ ૯ શુકરવાર. તીર મહીનો ને બહમન રોજ હતો.

હવે ઉપલી બેઉ જગ્યાએ દસ્તુર અસપંદીઆરજીએ " શને ૭૭૨ શાતમો બોહોતેર " કહ્યો છે તે કયો શને છે. પેહેલી જગ્યાએ (પા. ૧૪૯) " શાતસોને બોહોતેર " પછી વીરામ (ફુલ પોઇન્ટ) મુકી છે. શેઠ ખરશેદજી રૂશતમજી કામાએ પોતાની યજદજરદી તારીખ નામનાં પુસ્તકમાં એ સનેને સંવત ગણ્યો છે, અને તેમ ગણી તે સનેની પછવાડે આપેલી હીંદી તીથી અને પારસી રોજને શરખાવતાં ભુલ દેખાડી છે કે એ મવતનાં વર્ષમાં એ તીથી અને રોજ મલતો નથી. એ શનેને હીંદી સંવત ગણી તેવણે તેને મલતું અંગ્રેજી વર્ષ ઈ સવી સને ૮૫) ગણ્યુ છે. પણ હું ધારૂં છું કે એ સંવત વર્ષ નથી પણ અંગ્રેજી સને છે. પાના ૧૫૭ માં જ્યાં દસ્તુર અસપંદીઆરજીને હીંદી સવત માટે બોલવું પડ્યું છે ત્યાં તેવણે " સંવત ૧૮૮૨ " એમ ખુલ્લા શબ્દો વાપર્યા છે.

પાના. ૧૫૭માં "સને ૭૭૨" સંજાન ઉતરવાની તારીખ જણાવી ગણત્રી આપતાં દસ્તુર અસપંદીઆરજીએ ચોપડી બનાવવાના વર્ષનો સંવત ૧૮૮૨ આપી ઉપર મુજબ દેલીક ગણત્રી કીધી છે. અને તે મંવતને ઉપલા સને ૭૭૨ થી "૧૧૧૦ અગીઆરસોને દસ વરસ થાએ છે," એમ ગણ્યો. તે ઉપરથી ખેંચાઈ કદાચ શેઠ ખરશેદજી કામાએ એ સને ૭૭૨ ને હીંદી સવત ધાર્યો હોય. પણ હું ધારૂં છું કે અંહી દસ્તુર અસપંદીઆરજી હીંદી તીથી અને પારસીઓનો રોજ મલતો આવે છે, એમ સરખાવવા માગે છે. તેથી તેવણને ચોપડી પ્રગત કરવાનો સને હીંદી સવતમાં લેવાની ફરજ પડી છે. એવણે તેના પછી હીંદી તીથી આપી છે તેથી કદાચ એમ કહેવામાં આવે કે એ હીંદી સવત છે. પણ પેહેલી જગ્યાએ (પાનુ ૧૪૯) એ "શાતસો બોહોતેર" શબ્દો પછી વીરામ (ફુલપોઇન્ટ) મુકી છે, જો કે બીજી જગ્યાએ તેમ કીધું નથી.

કદાચ એમ દલીલ લેવામાં આવે—અને એ દલીલ મેં પોતે એક વખત જ્યારે અસ્પંદીઆરજીનું પોતાનું લખાણ ચોપી ચોપીને વાંચવાની તસ્દી લીધી નહી હતી ત્યારે રજુ કીધી હતી, કે અસ્પંદીઆરજીએ પારસીઓના એક તાયફાને ખુલ્લુ પરીજનાં ગજમાં, પોતે ચોપડી ઈ. સ. ૧૮૨૬ માં લખી તેની ૧૨૪૪ વર્ષ આગમચ એટલે (૧૮૨૬–૧૨૪૪=) ઈ. સ. ૫૮૨ માં, અને યજદજર્દ ગાદીએ બેઠો (ઈ. સ. ૬૩૧ માં) તેની ૪૯ વર્ષ આગમચ (એટલે ૬૩૧–૪૯=ઈ. સ. ૫૮૨ માં), ખોરાસાનનો મુલક છોડી પાહાડોમાં જતો જણાવ્યો છે, કારણ કે તેઓને નજુમીનાં હુનરથી આગાહી થઈ હતી કે ઈરાંની શાહનશાહતની આરબોને હાથે પડતી આવશે અને " આપણો દીન મજહબ રહેશે નહી " (પા.૧૨૩) તેથી યજદજર્દની આગામચનાં એ ૪૯) વર્ષ અને યજદજર્દનાં પોતાનાં ૨૦ વર્ષ મલી કુલે ૬૯) વર્ષ થાય છે. દસ્તુર અસ્પંદીઆરજીએ સંજાન ઉતરવાના આપેલા સને વચ્ચે (જો

ઉપલા સને ને સંવત ૭૭૨ લઇએ તો યજદજર્દી સને ૮૫ ) અને કીસ્સે સંજાનનાં સને (યજદ ૧૫૪ ) વચ્ચે બરાબર ૬૯ ) વર્ષનો ફરક આવે, આ અલબતે એક હતે ફાક છે.

પણ એમ લેતાં એ બાબત યાદ રાખવી. જોઇએ ૧ એક તો આ કે ખુસ્રુ પરવીઝ ઈ. સ. ૫૯૧ માં ગાડી ઉપર આવ્યો તેથી ઈ. ૫૮૨ માં ખુસ્રુ પરવીઝનું રાજ્ય હોય ક્યાંથી ?

બીજુ તો ખુસ્રુ પરવીઝનાં રાજ્યમાં એમ એક તાયફો પહાડમાં ભરાઈ બેઠો તેનો દાખલો કીસ્સે સંજાનમાં યા બીજા કોઈ પુસ્તકમાં નથી. કીસ્સે સંજાનમાં તો ખુલ્લું કહે છે કે યજદગર્દનાં રાજ્ય પછી તેઓ કુહેસ્તાનમાં ગયા.

આ તપાસ ઉપરથી દીસે છે કે દસ્તુર અસપંદીઆરજીએ " સને ૭૭૨ " નુ વર્ષ જણાવ્યું છે તે " સંવત " નથી પણ ઇસવી વર્ષ છે. આપણે કીસ્સે સંજાન મુજબ એ સંજાન બંદરે ઉતરવાનું વર્ષ ઈ. સ. ૭૮૫ નું ગણ્યું છે. અસપંદીઆરજી ઈ. સ. ૭૭૨ ) આપે છે એ ૧૩ ) વર્ષનાં અરસાનો ફેર આ હોય કે આપણે કીસ્સે સંજાણમાં લખવા મુજબ બરાબર યજદંજર્દની પાદશાહી ગયા પછી વર્ષની ગણત્રી ગણી છે. અસપંદીઆરજીએ આ ગણત્રી યજદજર્દની પેહેલી મોટી હાર અને નાહાસભાગ પછી ગણી હોય.

ત્યારે દસ્તુરે અસપંદીઆરજીને આધારે સંજાનમાં ઉતરવાની તારીખ શેઠ ખરશેદજી રૂસતમજી કામાએ અને ખાનબાહાદુર બમનજી બહેરામજી પટેલે સંવત ૭૭૨ ( યજદજર્દી ૮૫) જણાવી છે, તે હું ધારૂં છું કે ભુલ છે. અસપંદીઆરજી ઈ. સ. ૭૭૨ એટલે (યજદજર્દી ૧૪૧) જણાવે છે, જે કીસ્સે સંજાનને આધારે ગણેલા સનેથી ફક્ત આસરે ૧૩ વર્ષ આગલ છે. *સંજાન બંદરે ઉતરવાનો સને એમ ખરા સનેથી આગલ ગણવાથી* કેમ્પબેલ સંજાનની ફતેહને પણ મેહમુદ બેગડાથી આગમચ લેઈ જવાને લલચાયો હોય.

જમશેદજી જીવણજી મોદી.

---

# તેલનો ઉદ્યોગ.

હિન્દુસ્તાનના નિકાસનો ઘણો ખરો ભાગ કાચા પદાર્થોનો છે, અને તેમા મુખ્ય ત્રણ છે ૧ અનાજ, ૨ હાડકા-ચામડા અને ૩ તેલીઆ બીઆ અનાજનો નિકાસ તો જ્યા સુધી યુરોપના દેશો ખેતી કરતા બીજા ઉદ્યોગમા ગુથાએલા રહેશે ત્યા સુધી બધ થવાનો નથી જો કે અહીંથી ઘઉંને બદલે બિસ્કીટ બનાવીને મોકલે તો લાભ થાય પણ એ ઉદ્યોગ તેમ હાડકા ચામડાનો ઉદ્યોગ પણ આપણા દેશમા લોકપ્રિય થાય એમ બનવુ મુશ્કેલ છે હાલ તો માત્ર તેલીઆ બીઆ કાચા પદાર્થરૂપે ન જતા એમાથી અહીં જ તેલ કાઢવામા આવે તો તેથી દેશમા ઢોર તથા ખેતી વગેરે માટે જોઇતા પદાર્થો દેશમા જ નહી બીજા પણ ઘણા લાભ થાય. આ વાત ઘણા વર્ષોથી આપણા વર્તમાનપત્રોમા ચર્ચાયા કરે છે તે સબધી વિગતવાર માહિતી ૧૯૦૮ ના માર્ચ માસના ઇન્ડિયન રિવ્યુ મા આપવામા આવી છે. તે ગુજરાતી વાચકને ઉપયોગી થશે એમ ધારી અત્રે આપીએ છીએ —

જેમાથી તેલ નીકળી શકે એવા વનસ્પતિ પદાર્થો જે આપણા દેશમા પુષ્કળ થાય છે તેમાના આશરે ૯૦ નો બહોળો ઉપયોગ થઈ મહત્વના છે પણ તેમા પણ અળશી, સરસવ, કપાસ તલ, મગફળી, એરંડા, ખસખસ અને ટોપરૂ એ આઠ પદાર્થો જેમાથી જથાબધ તેલ નીકળે છે તે તો વ્યાપારી દૃષ્ટિએ ખાસ કીમતી છે આ વ્યાપારની અગત્યતા એટલાથી જ સમજાશે કે દર વર્ષે આશરે ૯૦ લાખ ગેલન (આપણા ૧૫૦૦૦૦૦ મણ) તેલ અને લગભગ બે કરોડ હન્ડ્રેડવેટ (આપણા ૫૬૦૦૦૦૦૦ મણ) તેલીઆ બીયા હિન્દુસ્તાનમાથી નીકાસ થઈ યુરોપ વગેરે દેશોમા ચઢે છે અને તેમાથી ખરો નફો આપણે જે એના ઉગાડનાર તેને ન થતા પરદેશીઓને થાય છે વેપારી વર્ગને ખાસ જાણવા જેવુ છે કે દર વર્ષે આશરે ૨૫ લાખ ટન (૧૪ કરોડ મણ) તેલીઆ બીયા આપણા દેશમા ઉત્પન્ન થાય છે પણ આટલો મ્હોટો પાક થયા છતા તેનો બરાબર ઉપયોગ થઈ તેમાથી જેટલો પુષ્કળ નફો થવો જોઇએ તેટલો થાય છે કે નહિ, અને ન થતો હોય તો તે પ્રમાણે થઈ શકે એમ છે કે નહિ, એ સવાલ બહુ જ અગત્યનો છે આપણા દેશમાથી દર વર્ષે જે આર્થિક નફો ખેંચાઈ જાય છે તેમા આ તેલીઆ બીયા જે વર્ષો વર્ષ લાખો મણ યુરોપ ચઢે છે અને જેમાથી એ લોકો તેલ કાઢી મીણબત્તિ સાબુ વગેરે અનેક જાતના ઉપયોગી પદાર્થો બનાવી તે પાછા અહીં વેચે છે—તે છે હવે એક તરફ આ બીયા જે અહીં ઉત્પન્ન થાય છે અને તેવા ને તેવા પરદેશ ચઢી આપણને એની કીમતનુ જે મળે છે તે, અને બીજી તરફ પરદેશીઓ એ ખરીદ કરી પોતાના દેશમા એમાથી વિવિધ પદાર્થો બનાવી પાછા અહીં વેચે છે તે, એનો તફાવત એટલો બધો છે કે એ જોયા પછી આપણે એ સબધમા શુ કરવુ, કેવી રીતે કરવુ એ વિગેરે વિચાર કરવા જેવા છે

એ તો સર્વના જાણવામા છે કે કાચા પદાર્થોની કીમત તૈયાર કરેલા પદાર્થ કરતા બહુ ઓછી રહે છે. કારણ તૈયાર કરેલા પદાર્થમા મહેનત અને ખર્ચ વિશેષ થાય છે દાખલા તરીકે જોઇએ તો અળશીના બીયાની કીમત એક ટને (આપણા ૫૬ મણે) આશરે પ

પાઉંન્ડ (૭૫ રૂપીયા) ઉપજે છે પણ એ જ એક ટન બીયામાથી તેલ કાઢીએ તો તેમાથી ૭ પાઉન્ડ (૧૦૫ રૂપીયા) નુ તેલ, ૪ પાઉન્ડ (૬૦ રૂપીયા) નો ખોળ અને ત્યાર બાદ પણ કૂચા રહે છે અને એ કૂચા જે હાલ નિરૂપયોગી તરીકે નાખી દેવામાં આવે છે તે પણ અડધો પાઉન્ડ (૭½ રૂપીયા)ના હોય છે એટને રૂા.૧૬૫ થી પણ વધારે કીમતનો માલ ૭૫ રૂપીયામા જાય છે! એ જાણવુ જોઇએ કે તેલીઆ બીઆમાથી સેકડે ૨૦ થી ૫૦ ટકા તેલ અને ૪૦ થી ૭૦ ટકા ખોળ નીકળે છે અને છતા ઘણો ભાગ કચરો બાકી રહે છે એક ટન અળશી માથી આશરે ૩૩ ટકા (૧૭–૧૮ મણ) તેલ ત્રીશેક મણ ખોળ અને આઠ મણ કરતા પણ કંઈક વધારે કચરો–કૂચા નીકળે છે અને તે એક ટન (૫૬ મણ) બીયામાથી હા થથી ચલાવવાના પ્રેસ (સચા) વડે ☞ તેલ કાઢવાને આશરે પોણાદસ રૂપીયા ખર્ચ થાય છે, તથા પેકીંગનો, બદરે લઈ જવાનો, તથા યુરોપ વહાણમા મોકલવાનો બધો મળી સાગ સોળ રૂપીયા કરતા વધારે ખર્ચ થતો નથી એટલે કે તેલ કાઢવાનો તથા તે પરદેશ ચઢાવ વાનો એમ બધો મળી આશરે સવાછવીસ રૂપીયા ખર્ચ થાય છે આ પ્રમાણે જોતા ૧૦૫ રૂપીયાની કીમતના ☞ ટન તેલના હિન્દસ્તાનમા તેલ કાઢનારને ચોખ્ખા રૂા ૭૮–૧૨–૦ મળે એટલે કે એક ટન અળશીના બીયા એમને એમ ચઢાવવાથી એને જે રૂા ૭૫ મળે છે તે કરતા તેમાથી અહીં હાથના સચા (પ્રેસ) વડે તેલ કાઢીને વેચતા ખર્ચ વિગેરે જતા ચોખ્ખા પુણાચાર રૂપીયા વધારે મળે, અને તે ઉપરાત જે એનો ખોળ વગેરે ઉપ–પેદાશ હો તે વિશેષમા એ ખોળ વગેરે ઉપ–પેદાશનો પણ આ વેપારમા બહુ મોટો ભાગ છે ખોળ એ ઢોરના સગીન પોષક ખોરાક તરીકે ઉપયોગનો હોવાથી હિન્દુસ્તાન બહારના બજ રોમાથી એની બહુ માગણી થાય છે અને ટને રૂા ૧૦૦ થી ૧૫૦ સુધી ઉપજે છે પણ તે સાથે આપણા દેશમા પણ ઢોર અને ખેતીમા એ થોડા ઉપયોગનો નથી હિન્દુસ્તાન જેવા મહાન ખેતીવાળા દેશમા ખેડુતને પોતાના છોકરા જેવા વ્હાલા અને ઉપયોગી ઢોરને જીવા ડવા અને સશક્ત રાખવા માટે એ અતિ ઉપયોગનો છે વળી હિન્દુસ્તાનમા ઘણો ભાગ માસા હારી ન હોવાથી દૂધ ઘી માખણ એ એમના ખોરાકની મુખ્ય વસ્તુઓ છે એવી ગણત્રી કરવામા આવી છે કે ગાય ભેસની ઓલાદના મળી આશરે દસ કરોડ ઢોર હાલ હિન્દુસ્તા નમા છે અને તે આવી રીતે ઉપયોગી હોઈ એમને ઉછેરવા અને સશક્ત રાખવા એ પણ મુખ્ય સવાલ છે આમ છતા જેવો આ બીયાનો પાક થયો તેવો જ, જેટલુ મળ્યુ તેટલુ બસ છે એમ માની ઉપર બતાવ્યુ તેમ તેલ વગેરે કાઢી વેપાર કરવાથી જે મ્હોટા–લગભગ બમણો–નફો મળે એમ છે તેનો લેશ પણ વિચાર કર્યા વિના એમ ને એમ પરદેશ ચઢાવી દેવાથી લાખો રૂપીયાનુ નુકશાન થયે જાય છે, એટલુ જ નહીં પણ એમ થવાથી આપણા ઢોરોનો હમેશનો આવો અગત્યનો ખોરાક પણ આપણા દેશમાથી જતો રહે છે અને તેને લીધે આવા અવાચક પ્રાણીની તદુરસ્તી અને તે સાથે આપણી ખેતીની તદુરસ્તી પણ વ હાણે ચઢી ઘસડાઈ જાય છે

આવી રીતે ઢોરના ઉપયોગની દૃષ્ટિથી જોવાનુ થોડીવાર અલગ રાખીએ અને વેપારની દૃષ્ટિથી જ જોઇએ તો પણ કેટલુ નુકશાન થાય છે તેનું પણ આપણને ભાન નથી ઉપર કહ્યુ તે પ્રમાણે ખોળનો ભાવ એક ટને રૂપીયા સોથી દોઢસો સુધી ઉપજે છે એટલે કે એક

ટન અળશીમાંથી ⅓ તેલ નીકળ્યા બાદ જે લગભગ ⅔ ખોળ રહ્યો તેના રૂ. ૬૭ ઉપજે છે. આ પ્રમાણે જોતા અળશીમાથી તેલ કાઢતા ખોળ તો એની મેળે ઉપ-પેદાશ તરીકે નીકળી આવે છે એ બનાવવાને જૂદી મહેનત કે ખરચ કરવો પડતો નથી તેલ કાઢવામા જ જે મહેનત અને ખર્ચ થયો તે જ ખોળને માટે તો પરદેશ ચડાવતા જ જે ખર્ચ થાય તે જ એટલે કે ખોળનું એને જે મળ્યુ તે તો આ ધન્ધામા ચોખ્ખો નફો જ.

હવે ખોળ પછી પાછો જે કચરો-કૂચા-રહ્યા તેની કીમત તો માત્ર રૂપીઆમા જ અકાય એમ નથી એની તો કીમતી ખાતર તરીકે અને તેમા પણ આજકાલ આપણી જમીન માથી કસ જતો રહ્યાની જે બુમ વારંવાર સાભળવામા આવે છે તે વખતે તો એની જેટલી કીમત કરીએ તેટલી ઓછી છે પણ કહેવુ જોઇએ કે અહીં પણ આપણો પાપપુણ્યના કર્મનો સિદ્ધાન્ત પ્રવર્તતો જણાય છે આપણા પૂર્વના પાપો-આપણી પાછલી ભૂલો અને મૂર્ખતાનુ પરિણામ આપણે ભોગવીએ છીએ 'ઘરના છોકરા ઘટી ચાટે અને ઉપાધ્યાયને આટો' એ ગ્રામ્ય પણ સચોટ લાગુ પડતી કહેવત પ્રમાણે આપણા ઘરમા-આગણામા-થતા ખાતરનો પોતા માટે ઉપયોગ ન કરતા પારકાની જમીન પોષીએ છીએ। ખરેખર આપણા પાપના પ્રાયશ્ચિત્તરૂપી લાભ ચાલાક પરદેશીઓ લે છે વર્તમાનમા જૂજ કીમત લઈ તેને બદલે ભવિષ્યની અખુટ દોલત આપી દઇએ છીએ પણ હવે આ સ્થિતિ બહુ લાબી ચલાવી શકાય એમ નથી

નફાટોટાના દષ્ટિબિન્દુથી આપણી હાલની રીતમા જે મૂળમા જ ખામી છે તે તો અલગ રાખીએ તો પણ કાચા પદાર્થોનો જે એમને એમ નીકાસ થાય છે તેને પરિણામે એક બીજો જબરો ઘાવ હિન્દુસ્તાનને થાય છે એ તો સ્પષ્ટ છે કે આ તેલના બીયા જે પરદેશીઓ ખરીદે છે તે તેલને માટે જ ખરીદે છે કારણ એમને ત્યા આવા તેલના બીયા ઉત્પન્ન થતા નથી અને એ તેલ આપણે પૂરૂ પાડી ન શકીયે એટલે તેને બદલે એમને જેટલા તેલનો ખપ હોય તેટલુ તેલ નીકળી શકે એટલા બીયા આપણે ચડાવવા પડે છે પણ વહાણનું નૂર તેલને બદલે તેલના બીયા ચડાવવાથી વધારે થાય છે કારણ, આગળ કહ્યુ પ્રમાણે એક ટન તેલ તે મોકલવાનુ હોય ત્યા ત્રણ ટન બીયા મોકલવા પડે જો કે તેલના બીયા કરતા તેલનું નૂર વધારે છે પણ તે ત્રણ ગણું તો નહિ જ તો હવે સ્પષ્ટ છે કે આ નૂર રૂપી ભાર વધારે ન હોય તો તેલ સોઘુ કરી વેપારનું ક્ષેત્ર બહોળુ કરી શકાય અને ખોળ વીગેરે ઉપપેદાશ તે તો પોતાનુ આ ખરચ સહન કરી શકે એમ છે અને નફામા પણ વધારો કરી શકે એમ છે આ પ્રમાણે કાચા પદાર્થો એમ ને એમ પરદેશ ચડાવવાની રીત લાભહીન તેમ જ નુકશાનકારક છે વેપારના પાયારૂપ મૂળ સિદ્ધાન્તોના અજ્ઞાનને લીધે તેમ જ બેદરકારીને લીધે તથા સાહસના અભાવને લીધે આપણે છૂટથી વેપાર કરી શકતા નથી અને લાભ પણ લઈ શકતા નથી

જો આપણી ખેતી કે મહેનતનુ જોઇએ તેવુ ફળ લઈ ન શકીયે તો પછી આપણી ભૂમિ 'સાળ છે-' કાચુ સોનું છે'-એ કહેવાનો શો અર્થ છે? ખ। સ્વદેશી સાહસ માટે આ એક અસાધારણ વિશાળ ક્ષેત્ર છે કાચા પદાર્થોની ચઢતુનો વેપાર જે વર્ષોથી ચાલ્યો

આવે છે તેને બદલે કારખાનાં સ્થાપી આ પદાર્થોમાંથી જૂદી જૂદી વસ્તુઓ. બનાવવા ખરો યત્ન કરવો એ જ ખરી જરૂર હોઈ દરેક સ્વદેશાભિમાનીનુ કર્તવ્ય છે. અને એ સાથે જ કહેવું જોઇએ કે એ સવાલ ધારવામાં આવે છે એટલો કઠણ કે નિરાશાભર્યો નથી. આપણામાં ધન્ધો કરવાની શક્તિ કે ખબરદારીમાં ખામી નથી. અને તેલ બનાવવાનો ઉદ્યોગ પુષ્કળ નફાકારક હોવાથી વેપાર ચલાવવાની સાગમા સારી રીતના જાણીતા માણસોની કપનીઓ થઈ સદર ઉદ્યોગમાં પડે તો ભય રાખવાનુ લેશ પણ કારણ નથી. વળી એ પણ કહેવુ જોઇએ કે બહુ મ્હોટી કંપની અગર ભરૌળથી જ આ ઉદ્યોગ ચાલી શકે એવુ પણ નથી. ન્હાનાં મંડળથી પણ સારી રીતે તે થઈ શકે એમ છે. મ્હોટા પાયા ઉપર કરવામાં જે પૈસા, મહેનત અને વખતની જરૂર છે તેટલુ હાલ ન થઈ શકે એમ હોય તો કંપનીને બદલે વ્યક્તિથી પણ થઈ શકે એમ છે. એક વિલાયતી હાથથી ચલાવવાના પ્રેસ (સંચા) ની કીમત રૂા ૬૦૦ થી ૭૫૦ પડે છે અને તેટલા પ્રેસ વડે ત્રણ દિવસમાં એક ટન બીયા પીલાય છે-એટલે કે એક દિવસમાં એક ટન બીયા પીલવાને ત્રણ પ્રેસ જોઇએ. આવા પ્રેસ ઠામ ઠામ થાય તો તેથી પણ ઘણે દરજ્જે આપણો હેતુ સરે એમ છે. પણ તે કરનાર જોઇએ. હાલમાં આપણા દેશમાં આશરે દોઢસો જ તેલના કારખાના છે, પણ તેલમાથી બનતા પદાર્થો અહીંજ તૈયાર કરી પરદેશ મોકલવાનું શરૂ કરીએ તો અત્યારે દેશમા જેટલા રૂ લોઢવાના જીન છે તેટલાં જ તેલ પીલવાના કારખાના પણ સ્થાપવા જોઇએ.

હિન્દુસ્તાનમા તલનુ તેલ બહુ લોકપ્રિય છે. એવી ગણત્રી કાઢવામાં આવી છે કે એક કરોડ એકર કરતા પણ વધારે જમીન આ પાકની ખેતીમા રોકાય છે. અને દર વર્ષે આશરે વીસ લાખ ટન (આપણા ૧૧૨૦૦૦૦૦૦ મણ) તેલ ઉત્પન્ન થાય છે દીવા બાળવામાં, સાબુ બનાવવામાં અને અત્તર બનાવવાના ઉપયોગમા યુરોપમા તલનું તેલ બહુ ઉંચુ ગણાય છે. અને તેથી એ દેશોમા ભેળ વિનાનુ ચોખ્ખુ તલનું તેલ બહુ આકર્ષક થઈ પડયું છે. પણ આપણા દેશમાં આ તેલનો દરેક ઘરમા ખાવામા તેમ જ બીજા ઉપયોગમા બહુ બહોળો ખપ હોવાથી યુરોપમા જોઇએ તેટલા તલ મોકલી શકાતા નથી અને તેથી કરી માલની તગીને લીધે એક ટન તલના તેલના સો સાડીસાતસો રૂપીયા જેટલી અસાધારણ કીમત ઉપજે છે. તલમાંથી $\frac{4}{9}$ તેલ અને $\frac{5}{9}$ ખોળ નીકળે છે એટલે કે એક ટનમાંથી ત્રણસેં રૂપીયાનુ તેલ અને નેવુ રૂપીયાનો ખોળ થાય છે. પણ આવી લલચાવનારી પેદાશ છતા આવાં કીમતી બીયાં ટને પુણો સો રૂપીયા જેવી નજીવી કીમતે અરેબીયા અને સિલોન ચડાવીએ છીએ. આપણા અજ્ઞાન અને એવાં જ બીજા કારણોને લીધે આપણી પેદાશોની યથાર્થ કીમતનુ આપણને ભાન ન હોઈ આવી રીતે વર્ષોથી ખોટ ખાધા જ જઇએ એ જોઈ કોનું હૃદય ખિન્ન થાય એમ નથી! રાપણ તો પરદેશીઓએ હાથ કરવા માંડયાં જ છે. કારણ કે સાબુ અને મીણબત્તી બનાવવામાં રાપનનું તેલ બહુ ઉપયોગી જણાયુ છે.

હિન્દુસ્તાનના હાલના ઔદ્યોગિક અભ્યુદયમા તેલ બનાવવાનો ઉદ્યોગ પ્રથમ સ્થાન અને આશાજનક ભાગ લઈ શકે એમ છે.

* આ તમામ જાતનાં તેલ યુરોપમાં જુદા જુદા ખપમાં લેવામા આવે છે. દવાના કામમાં

રંગવામાં, વારનિશ, સાબુ અને મીણબત્તી બનાવવામાં તથા દીવાબત્તીના અને ધોવાના કામમાં એમ એનો વિવિધ ઉપયોગ હોવાથી એ લોકોએ એનો જૂદી જૂદી જાતનો વેપાર વધારી નાંખ્યો છે. હિન્દુસ્તાન જેવા ખેતીના મુલકમાં અને જ્યાં મજુરી આટલી સોંઘી છે અને લોકની રહેવાની રીત તથા ટેવો બિલકુલ સાદી અને કરકસરવાળી છે એવા દેશમાં તો આવા ઉદ્યોગો માટે કેટલી સરળતા છે અને તે કેટલા લાભકારક છે એ કહેવું જરૂરનું નથી. તેલ બનાવવાના ઉદ્યોગનો બહોળો વિસ્તાર થાય તો પછી સલફ્યુરિક એસિડ તથા ચૂનાના પાણી વડે તેલમાંથી જે ગ્લીસરાઇન અને ઓલિક એસિડ કાઢવાની રીત છે તે પણ બરાબર સમજવામાં આવી એ પદાર્થો પણ અહીં બની શકે. અને એ વસ્તુઓ ઉંચી જાતના સાબુ તથા મીણબત્તિઓ બનાવવામાં ખાસ આવશ્યક છે. તે સાથે આ ઉદ્યોગની પાછળ–એને અંગે–અનેક બીજા ધન્ધા થાય એમ છે અને તેમ થતાં આપણા દેશનો ઔદ્યોગિક અભ્યુદય નિશ્ચિત છે.

"સ્વદેશી."

---

## જન્તુવિદ્યા

### ૧.

### ઉપોદ્‌ઘાત.

છેલ્લાં વીસ પચીસ વર્ષમાં જન્તુવિદ્યાનાં વિષયમાં બહુ ઝડપથી વધારો થયો છે. ઓગણીસમી સદીના લગભગ અન્ત ભાગ સુધી તો જન્તુનું નામ પણ એ બાબતના વિદ્વાન મંડળની બહાર ભાગ્યે જ સાંભળવામાં આવતું, અને એ સબંધી જેને જ્ઞાન કહીએ તે તો એમનામાં પણ તે વખતે નહોતું. પણ આજકાલ તો આ શબ્દ ઘરગથુ જેવો થઈ ગયો છે, અને જેઓ કંઈ પણ કેળવણી પામ્યા છે તેઓ તો જન્તુઓ મનુષ્યના હરહમેશના જીવન સાથે મહત્ત્વનો સંબધ ધરાવે છે એમ પણ માનવા લાગ્યા છે. પણ એટલું કહેવું જોઇએ કે ઘણે ભાગે બૅક્ટીરિયા–જન્તુ–એટલે રોગના જન્તુ એમ લોકમાં સામાન્ય રીતે મનાય છે. પણ તેમ નથી, એમાં કેટલાંક દુશ્મનરૂપ છે તેમ કેટલાંક મિત્રરૂપ પણ છે–તેમાં પણ ઘણે ભાગે તો આ બીજા પ્રકારનાં એટલે કે મિત્રરૂપ જ છે આ જીવસંઘાત જેને Bacteria ( બૅક્ટીરિયા ) એટલે કે 'જન્તુ' કહેવામાં આવે છે તે ફક્ત એક જાતના હલકી કોટિના છોડવા છે, પણ જગતના વ્યવહાર સાથે આ ન્હાના સમૂહનો એટલો અગત્યનો સંબંધ સિદ્ધ થયો છે કે એ સબંધી શોધ થઈ ધીમે ધીમે એનું જન્તુવિદ્યાશાસ્ત્ર થઈ ગયું છે. એક હલકી કોટિના છોડવાનો ન્હાનો સમૂહ તે આટલા મોટા વિદ્વાનોને રસિક થઈ પડી શાસ્ત્રીય શોધનો–વિદ્યાનો ખાસ વિષય થઈ પડયો એ નવાઈ જેવું લાગે છે. જન્તુવિદ્યાની મહત્તા છોડવા અંગે વનસ્પતિ તરીકે નહીં પણ કુદરતમાં જે મહાન ફેરફારો કરવાની જન્તુની શક્તિ છે તેને જ લીધે છે. છોડવાની

એવી એક પણ જાત - વર્ગ નથી - જે આ જાતના છોડવા-જન્તુ-સાથે મહત્વમા બરાબરી કરી શકે આ અતિ સૂક્ષ્મ જીવન સમૂહ-જન્તુ-કે જે સૂક્ષ્મદર્શક યન્ત્ર વડે જ જોઈ શકાય છે તેના અસ્તિત્વ તથા પ્રવૃત્તિને લીધે જે ઇષ્ટ અને અનિષ્ટ બન્ને પરિણામો આપણે ભોગવીએ છીએ તે જ ટુકામા બતાવવાનો આ લેખનો હેતુ છે છેલ્લા પચાસ સાઠ વર્ષમાં જેમ જેમ એ સબંધી જ્ઞાન થતુ ગયુ છે તેમ તેમ કુદરતમા એક તરફ આખો વનસ્પતિસમૂહ જે ફરજ બજાવે છે-જે ક્રિયા કરે છે-તેટલી જ આ એક અતિ સૂક્ષ્મ છોડવા બજાવે છે એમ વધારે સ્પષ્ટ થયુ છે આ જન્તુઓ અતિ સૂક્ષ્મ છે પણ એમની મહત્તા એવી જ ભારે છે કારણ કે આખા પ્રાણિ તથા વનસ્પતિ જીવનનો એ સૂક્ષ્મ જીવોની પ્રવૃત્તિ ઉપર આધાર છે સાગની તેમ ખોટાની, નિરંતરની તેમજ લગભગ અનન્ત, શક્તિ તેઓમા ભરેલી છે

## ઐતિહાસિક.

જન્તુવિદ્યાનો અભ્યાસ સૂક્ષ્મદર્શક યન્ત્રના ઉપયોગની સાથે શરૂ થયો છે સત્તરમા સૈકાના અન્ત ભાગમાં એક લ્યુવેનહોક નામના ડચ સૂક્ષ્મદર્શક યન્ત્રીના જોવામા આ સૂક્ષ્મ સમૂહ જેને હવે આપણે જન્તુના નામથી ઓળખીએ છીએ તે પ્રથમ આવ્યો પણ તે વખતે એ સમૂહના અસ્તિત્વ શિવાય બીજુ કઈ પણ એના જાણવામા આવેલુ નહોતુ તેમ ત્યાર પછી લગભગ દોઢસો વર્ષ સુધી પણ એ સબંધી વિશેષ જાણવામા આવ્યુ નહિ પણ એ . . એ વિષયના કેટલાક શાસ્ત્રીય વિદ્વાનોએ શ્રમ જારી રાખેલો, અને બહુ થોડો પણ એ સબંધી જ્ઞાનમા ઉમેરો કરતા ગયા છે આ જન્તુઓને રોગ સાથે સબંધ છે એવી અટકળો પણ તે વખતે કરવામા આવતી જણાય છે પણ આ અટકળ ખરી છે કે સિદ્ધ કરવાનુ તે વખત અશક્ય હોવાથી તે છોડી દેવામા આવી એટલુ જ નહીં પણ તદ્દન ભૂલાઈ ગઈ તે છેક ઓગણીસમા સૈકાના મધ્ય ભાગમા પાછી તાજી થઈ અને તે વખતે મુલરે એનો એટલો અભ્યાસ કર્યો કે કેટલાક જૂદા જૂદા types-પ્રકાર-એને જણાયા અને તેનું વર્ગીકરણ કરવા યત્ન કર્યો પરન્તુ ત્યા સુધી પણ આ વિષયને બહુ મહત્તા અપાયલી નહી

વળી તે વખતના સૂક્ષ્મદર્શક યન્ત્રની ખામી-અશક્તિને લીધે અને કઈક આ પ્રશ્નનુ ખરું સ્વરૂપ સમજવાની ખામીને લીધે, આ વિષયમા ત્યા સુધી કઈ અગત્યનું જાણવામા આવેલુ નહિ પણ ઓગણીસમી સદીના મધ્ય ભાગમા કે જે વખતે સૂક્ષ્મ દર્શક યન્ત્રમા બહુ સુધારો થયો અને તેથી કરી સૂક્ષ્મ જીવોના અભ્યાસને માટે બહુ સરળતા થઈ તે વખતથી જન્તુની બાબતમા સવિશેષ ધ્યાન અપાવા લાગ્યુ શ્વાન નામના શોધકે ઓગણીસમા સૈકામા એવા સિદ્ધાન્ત કાઢયા હતા કે આ સૂક્ષ્મ જીવોને-જન્તુઓને વસ્તુના કહોવાણ તથા વસ્તુઓમા જે ખમીર, ઉભરો, આથો આવે છે તેની સાથે સબધ છે એ સિદ્ધાન્તો જે તે વખતે માન્ય નહોતા થયા તે હવે ખરા છે એમ સિદ્ધ થયુ છે ટુકમા હાલ આ વિદ્યાના સબધમા જે જે બાબતો સિદ્ધ થઈ છે તે બાબતોના સૂચનો, અટકળો વગેરે તે વખતના શોધકોએ કરેલા છે પણ તે વખતે એની કઈ અસર થયેલી નહીં અને કહોવાણ તથા વસ્તુમા ખમીર-આથો-વગેરે આવે છે તે, રસાયણિક ક્રિયાથી થાય છે એમ મનાતું, કારણ લીબિક જેવા રસાયણશાસ્ત્રીનુ

માનવું એવું હતું, અને લીબિક એ તે વખત મ્હોટા પ્રમાણરૂપ ગણાતો. પણ જન્તુવિદ્યા શાસ્ત્રીઓ શોધ કરે જતા હતા અને ક્હોવાણ વગેરે કે ફાટવાનું કારણ આ જન્તુઓ છે, રસાયણિક ક્રિયા નથી, એ બાબતોનો પુરાવો એકઠો થતો આવતો હતો પણ થોડા જ શાસ્ત્રીઓ એ બાબત બરાબર જાણતા, ઘણાને એ વાતનું ભાન નહોતું

પણ છેવટ પ્રસિદ્ધ લુઈ પેસ્ચુરે આ જન્તુઓના સ્વરૂપને બ બાર બહાર આણ્યું એણે જ albuminous ( આલ્બ્યુમિનસ )—વસ્તુમા પોતાની મેળે બગડી, અદર જીવ પડવાનો સ્વભાવ નથી એમ બતાવી, fermentation ખમીર આથો—એ રસાયણિક ક્રિયા નથી પણ જન્તુઓ જ એનું કારણ છે, જન્તુઓના પ્રવેશથી જ એ થાય છે, એમ બતાવી આ પ્યુ વળી એણે જ સિદ્ધ કરી આપ્યું કે આ જન્તુઓ અન્ય પ્રાણીઓની પેઠે એકમાથી બીજુ એમ ઉત્પન્ન થાય છે પોતાની મેળે એટલે કે જળમા માત્ર રસાયણિક ફેરફારો થઈને આ જન્તુઓ બની જાય છે એમ નથી વળી એણે જ સિદ્ધ કરી આપ્યું કે દુધના બગડી જવા—ખાટા થઈ જવા—જેવા સાધારણ બનાવ પણ દુધમા આ સૂક્ષ્મ જીવોના ઉત્પન્ન થવાથી થાય છે વળી અમુક રોગોના કારણ અમુક જાતના જન્તુઓ છે અને તેને શી રીતે ટાળી શકાય એ પણ એણે જ સિદ્ધ કરી આપ્યું છે અને આ તમામ શોધો એક પછી એક બહુ ઝડપથી કરવામા આવી છે એ શિવાય પણ બીજા ઘણા અગત્યના શોધો પેસ્ચુરે કર્યા છે પણ ઉપર બતાવ્યુ એટલું જ એને જન્તુવિદ્યાના સ્થાપક તરીકે ગણવાને બસ છે એમ નહિ કે એણે પ્રથમ આ જન્તુઓ શોધી કાઢ્યા કે પ્રથમ એનો અભ્યાસ કર્યો અને એમ પણ નહિ કે રોગ સાથે ક વસ્તુના બગડી જવા—એમા જીવ પડવા સાથે એનો કાર્યકારણભાવનો સબધ છે એ એણે જ પ્રથમ શોધી કાઢ્યુ પણ એના પહેલાના અન્ય શોધકોએ જે સૂચનો કરેલા તેમાથી કેટલાક સખત અને નિ સન્દેહ પ્રયોગોદ્વારા સિદ્ધ કરી આ વિષયને દૃઢ પાયા ઉપર પ્રથમ મૂકનાર અને એ પ્રમાણે પદાર્થવિજ્ઞાનશાસ્ત્રનું લક્ષ્ય આ સૂક્ષ્મ જીવોના અભ્યાસ તરફ ખેંચનાર પેસ્ચુર જ છે

પેસ્ચુરના આમ કરવા પછી એના સિદ્ધાન્તોને નાસાબિત કરવાના કે એ સિદ્ધાન્તોની વધારે ખાત્રી કરવાના હેતુથી અન્ય શાસ્ત્રીઓએ પોતાનું લક્ષ્ય એ તરફ ફેરવ્યુ પણ જન્તુવિદ્યાના પ્રયોગો એ એટલો અસાધારણ મુશ્કેલીવાળો વિષય છે કે પેસ્ચુર પછી પણ ઘણા શોધકો એમા લાગ્યા છતાં એ સબધી જ્ઞાનમા બહુ ઝડપથી વધારો થયો નહિ આ જીવનસમૂહ એ એક જૂદુ—સ્વતન્ત્ર મડળ છે એવુ ૧૮૫૧ મા હોફમેને નક્કી કર્યું અને તે વખતથી એ સમૂહને bacteria 'બૅકટીરિયા' યાને જન્તુના નામથી ઓળખવામા આવે છે આ વિષયની શોધો એટલી કઠણ હતી કે કેટલાંક વર્ષો સુધી પેસ્ચુર શિવાય ભાગ્યે જ કોઈ ખરો શોધક હતો એમ કહીએ તો યાને આ વિષયના પ્રયોગો, નક્કી કરવાની રીતોમા રહેલી મુશ્કેલીઓ, તથા સાધનોની ખામીઓ વગેરે એવા છે કે ૧૮૮૦ પહેલાની શોધો આજનો એ વિષયનો કોઈ અભ્યાસી જૂએ, તો એને ખાત્રી થાય કે એ વખત પહેલા જે થયુ છે તે ખરા કરતા ખોટું હોવાનો વધારે સંભવ છે

પણ છેલ્લા ત્રીસ પચીસ વર્ષમા ચમત્કારક ફેરફાર થઈ ગયો છે જે મુશ્કેલીઓ હતી

તે ઘણે ભાગે કામ કરવાની–શોધ કરવાની–રીતોની હતી પણ ઓગણીસમા સૈકાના અન્ત ભાગથી શેખડે કોકે એ રીતો એટલી બધી સરળ કરી નાખી છે કે તેને લીધે પેસ્ચુર જેવી અપૂર્વ બુદ્ધિ જેનામા ન હોય તેવો વિદ્વાન પણ આ વિષયમા શોધ કરી શકે એમ છે અને તે એટલી ખાની ભરી થાય છે કે ઘણે ભાગે વિશેષ ખાત્રી કરવાની જરૂર પણ ન્હે એમ નથી આના પરિણામમા આ બાબતમા આજકાલ બહુ ઝડપથી પ્રવૃત્તિ ચાલે છે અને એ બાબતનુ કઈક ચોકસ જ્ઞાન પ્રાપ્ત થયુ છે એ કયી દિશામા અને કટલુ થયુ છે એ હવે બતાવવામા આવે છે

## જન્તુ શું છે?

જન્તુવિદ્યાના સબધમા ખાસ જાણવા જેવી બાબત તે કુદરતમા જન્તુઓ કેવી સત્તા ધરાવે છે અને કટલી અસર કરે છે તે છે જન્તુની આકૃતિ સબધી જ્ઞાનમા એ વિષયના વિદ્વાનોને જ રસ પડે એમ છે પણ એની આકૃતિ અને એના શારીરિક બધારણ સબધી કઈક જાણ્યા શિવાય એની સત્તા સબધી જાણવુ અશક્ય જેવુ છે કુદરતમા એ જે અગત્યનો ભાગ બજાવે છે તે સમજવા સારૂ પ્રથમ એનો દેખાવ કેવો છે અને એ કયા ક્યા હોય છે એ જાણવુ જોઇએ અને તેથી પહેલા એની આકૃતિ સબધી થોડી હકીકત આપવી જરૂરની છે

## જન્તુની આકૃતિ.

**આકાર:**—જન્તુઓ જો કે બહુ જૂદી જૂદી જાતના હોય છે પણ આકૃતિમા તો સામાન્ય રીતે મૂળ ત્રણ તરેહ જ છે બીલીયર્ડ રમવાના દડા જેવી ગોળ, સીસાપેન જેવી સીધી અને બુચ કાઢવાના સ્ક્રૂ જેવી આંબળાવાળી ટુકામા ગોળાકાર (spheres) રેખાકાર (rods) અને વક્રાકાર (spirals) એમ ત્રણ તરેહમા જ બધા આવી જાય છે ગોળાકારમા ન્હાના અગર મ્હોટા ગોળા હોય છે, અને તે ગોળા જૂદી જૂદી તરેહના રૂપમા એકઠા થાય છે, રેખાકારમા ન્હાની અગર મ્હોટી, પાતળી અગર જાડી સોટી જેવા સીધા હોય છે, અને વક્રાકારમા એક એકની પાસે અગર છૂટા આંબળા હોય છે, અને તે એક બે અગર વધાર પણ હોય છે, અને તે આંબળા ન વળે એવા સખત અગર વળે એવા નરમ પણ હોય છે

**માપ** અથવા કદ—કદમા ત્રણે એકસરખા માપના નથી હોતા જૂદા જૂદા કદના હોય છે પણ સાધારણ કદ એક ઈંચના વીસ હજારમા ભાગનુ હોય છે એક યાર્ડ લબાઇમા એક કરોડ જન્તુ ગોઠવાઈ રહે અને એક શિલિંગ જેવા સિક્કાની સપાટી ઉપર દસ કરોડ જન્તુ માઈ શકે! ટુકામા, તે એટલા ન્હાના હોય છે કે સૂક્ષ્મદર્શક યન્ત્ર વિના તે જોઈ શકાય જ નહીં ગોળમા, ૦૦૦૦૦૧૨ થી ૦૦૦૦૦૬ ઇંચ સુધીના હોય છે રેખાકારમા પણ, લબાઇમા લગભગ એવડા જ થી માંડીને લાંબી દોરી સુધીના અને ૦૦૦૦૦૧૫ ઇંચ વ્યાસમા,—એમ વિવિધ પ્રમાણના માપના હોય છે અને વક્રાકારનું પણ રેખાકાર જેવુ જ છે અત્યાર સુધીમા સૂક્ષ્મદર્શક યન્ત્રમા જોવાયના જીવોમા સર્વથી ન્હાનામા ન્હાના આ જીવો છે

**વૃદ્ધિની રીત**—જન્તુને વધવાની–એકમાંથી બીજાં ઉત્પન્ન થવાની–રીત વિચિત્ર છે. અન્ય પ્રાણિઓની પેઠે મૈથુનવ્યવહારથી એ ઉત્પન્ન થતાં નથી પણ એકના એની મેળે બે ભાગ થઈ જાય છે, અને એ ભાગના પાછા એ જ પ્રમાણે ભાગ થાય છે, અને એમ વિભાગ થઈ વૃદ્ધિ થાય છે. એક જન્તુ લાંબો થઈ તેમાંથી બે સરખા ભાગ થાય છે અને એવી રીતે થયેલા દરેક ભાગમાંથી પાછું એમ ને એમ થયે જાય છે: એકનાં બે, બેનાં ચાર એમ ચાલ્યાં જ કરે છે, અને એ પ્રમાણે અસંખ્ય જન્તુઓની ઉત્પત્તિ થાય છે.

વૃદ્ધિની રીત તો ઉપર કહી તે પ્રમાણે જ છે છતા (૧) તરેહમાં ફરક હોય છે. ગોળ આકારના જન્તુઓમા કેટલાકના ઉપર બતાવ્યા પ્રમાણે ભાગ થઈ તરત છૂટા પડી જાય છે અને એ છૂટા પડેલા ભાગ સામસામી બાજુએ એ જ પ્રમાણે છૂટા પડી વધતા જાય છે. અને એવી રીતે બન્ને બાજુએ વૃદ્ધિ પામનાર જન્તુને (micrococcus) મોઈક્રોકોકસ કહે છે. વળી એ જ (sphere-) ગોળ આકારવાળામા કેટલીક એવી જાત છે કે જે એક દિશામા જ વૃદ્ધિ પામે છે, બન્ને બાજુએ નહીં. ઘણી વખત વિભાગ થઈ તદ્દન છૂટા પડી જતા નથી પણ એ વિભાગ એક બીજાને વળગેલા જ રહે છે. અને એમ લાંબી મણકાની માળા જેવું થાય છે. તેને (streptococci) સ્ટ્રેપટોકોકાઈ કહે છે. વળી એમાં જ બીજી કેટલીક જાત છે તે પ્રથમ એક બાજુમાં જ એકનાં બે થાય છે અને પછી એમાંથી કાટખુણાની દિશાએ બીજાં ઉત્પન્ન થાય છે અને એમ ચચ્ચાર, આઠ આઠ, સોળસોળનાં ચોરસાં જેવું થાય છે. તેને (sarcina) સારસીના કહે છે. જન્તુની વૃદ્ધિ તો આમ વિભાગ થઈને જ થાય છે પણ આમ એની જૂદી જૂદી તરેહમાં ફરક છે તેથી એની જાતો યાને વર્ગ પાડવામાં આવ્યા છે.

રેખાકાર જન્તુઓની વૃદ્ધિ પણ એ જ પ્રમાણે થાય છે પણ ગોળાકાર કરતાં ઓછી વિવિધ છે. આમાં કેટલીક જાત એવી છે કે જેમાં વિભાગ થતાની સાથે તરત છૂટાં પડી જાય છે અને એમ સીધા કકડા જેવાં દેખાય છે અને કેટલાકમાં વિભાગ થાય છે પણ તે છેક છૂટાં પડતાં નથી અને લાબી દોરીઓ જેવાં થાય છે. કેટલીક વાર વિભાગની નિશાની જણાતી નથી અને એમના એમ વધે જાય છે અને લાંબી એકસરખી દોરી જેવાં થાય છે. કોઈકવાર આ જાતમાં વચમાંથી વિભાગ ન થતાં લાંબા ચીરા થઈ વિભાગ થાય છે. પણ તે ક્વચિત્.

અને તે જ પ્રમાણે વક્રાકારનું છે.

## વૃદ્ધિ કેટલી ઝડપથી થાય છે.

જન્તુઓની વૃદ્ધિની અદ્ભુત શક્તિ એ જ એમના મહત્વની બાબત છે. એમની વૃદ્ધિની જો આવી શક્તિ ન હોત તો એમનું કદ તો એટલું ન્હાનું–સૂક્ષ્મ છે કે તેથી બહુ નુકશાન થઇ શકત નહીં. એમ જોવામા આવ્યું છે કે કેટલીક જાતના જન્તુઓ એમને અનુકૂળ સ્થિતિમાં દર અડધા કલાકે અગર એથી પણ ઓછા વખતમાં ઉપર બતાવ્યું તેમ વિભાગ થઈ વધે છે.

આ ગણતરી પ્રમાણે ગણતાં ચોવીસ કલાકમા એકમાંથી કેટલાં થાય એ ગણવુ સહેલ છે. એક દિવસમા દરેક જન્તુમાથી ૧૬૫૦૦૦૦૦ અને બે દિવસમાં આશરે ૨૮૧૫૦૦૦૦૦૦૦૦ થાય તથા એવી પણ ગણત્રી કરવામા આવી છે કે બે દિવસની સખ્યા જેટલા જન્તુનું વજન આશરે એક રતલ થાય અને ત્રીજા દિવસને અન્તે સખ્યામાં ૪૭૦૦૦૦૦૦૦૦૦૦૦ તથા વજનમા આશરે ૧૬૦૦૦૦૦૦ રતલ થાય, પણ એ પણ જાણવુ જોઇએ કે આ અદ્ભુત સખ્યાનો બહુ અર્થ નથી સારે નસીબે આવી ભયકર ઝડપ ચાલુ રહેતી નથી વસ્તુત એટલા થઈ શકતા નથી એટલી મ્હોટી—લાખ્ખોની સખ્યાએ પહોચતા પહેલા જ કાં તો એમનો ખોરાક ખૂટવાથી, અગર પોતાના જ મળમૂત્ર કે જે એમને નુકશાનકારક છે તેને લીધે, એ વૃદ્ધિમા અટકાવ થાય છે પરતુ આ આકડા એમની વૃદ્ધિની કેવી બેહદ શક્તિ છે તેનો કંઈક ખ્યાલ આપે છે

જન્તુઓ તૈયાર, સેન્દ્રિય અને શરીરમા તરત ભળી જાય એવા પદાર્થો—ખોરાક—ઉપર જીવે છે તેને લીધે તેઓ આમ ચમત્કારક ઝડપથી વધી શકે છે ઘણાખરા વનસ્પતિ છોડવા કારબોનિક ડાયોક્સાઇડ ( $CO_2$ ) અને પાણી જેવા સાદા પદાર્થમાથી પોતાનો ખોરાક બનાવી લે છે પણ જન્તુઓ તો વનસ્પતિ અને પ્રાણીમાથી તૈયાર થયેલા, અનેકતત્ત્વોવાળા સેન્દ્રિય પદાર્થો ઉપર જ જીવે છે અને આ કારણને લીધે અન્ય છોડવા કરતા જન્તુઓ વધારે ઝડપથી વધે છે ઘણાખરા છોડવાની માફક પોતાનો ખોરાક બનાવી લેવાની જન્તુઓને જરૂર ન હોવાથી તેમ પ્રાણીઓની માફક ખોરાકની શોધ કરવાની પણ જરૂર ન હોવાથી, પરન્તુ એથી ઉલટુ, ખોરાકમા જ એ ઉત્પન્ન થાય છે તેને લીધે, એમની વૃદ્ધિની ઝડપનો આધાર ફક્ત એ ખોરાક લેવાની અને તેને પચાવવાની શક્તિની હદ ઉપર રહે છે ખોરાકમા જ ઉત્પન્ન થાય છે તેથી એ વસ્તુમા—ખોરાકમા—કેટલાક રસાયનિક ફેરફાર તેઓ કરે છે અને એ ફેરફાર ખોરાક તરીકે એ પદાર્થના ઉપયોગ સાથે સીધો સબધ ધરાવે છે અને એમ હોવાથી કુદરતમા અનિ અગત્યના થઈ પડયા છે

### જૂદા જૂદા વર્ગનાં જન્તુ વચ્ચે તફાવત.

આ પ્રમાણે જન્તુઓ આકૃતિમા બહુ સાદા છે પણ એમના બારીક વર્ણનમા ઉતરતાં કેટલાક સહેજ તફાવત છે જેને લીધે એમના જૂદા જૂદા વર્ગ જણાઈ આવે છે રેખાકાર (rods) કેટલીક વખત છેડેથી બુઠ્ઠા હોય છે લગભગ ગડેરીના કકડા ( શેરડીની કાતળીઓ) જેવા અને કેટલીક વાર છેડેથી ગોળ, અને કવચિત જરા અણીવાળા હોય છે કેટલીક વાર ચારે તરફ કોઈ ચીકણા પદાર્થના પડથી વીટાયલા હોય છે જેને (capsule) કેપસલ કહે છે આ કેપસલ એટલે કે ચીકણા પડની કોથળી એમા રહેલા જન્તુઓને એક બીજા સાથે જોડેલા રાખે છે અને વૃદ્ધિ વખતે એક બીજાથી છૂટા પડતા અટકાવી સાકળ જેવુ કરે છે વળી કેટલીક વાર એ પડમા ઘણા જન્તુઓનાં ઝૂમખા બાઝે છે અને જે પ્રવાહી પદાર્થના એ થાય છે તેની સપાટી ઉપર તરે છે યા તો તળીએ બેસે છે. આવાં ઝૂમખાવાળા આકારનાને ( Zoogloea ) ઝુગ્લિઆ કહે છે અને આમ એમના દેખાવમા ફરકને લીધે

બીજાને કરતા જૂદી જાતનાં છે એમ જણાઈ આવે છે. બીજાં કેટલાંક પણ જરા જૂદી રીતે ઝૂમખાંના આકારમાં થાય છે તેને ( Colony ) કોલોની કહે છે.

## *સ્પોરથી ઉત્પત્તિ.

આગળ બતાવી તેમ વિભાગ થઇને વૃદ્ધિ થવાની જેમ એક રીત છે તેમ કેટલીક જાતના જન્તુઓની સ્પોરની રીતે વૃદ્ધિ થવાની વળી બીજી રીત છે. આ સ્પોર તે જન્તુનાં ( protoplasm ) જીવઅણુના અમુક તરેહના ગોળ અગર લબગોળ કણ હોય છે અને તેમનામાં એવી શક્તિ છે કે જે પ્રતિકૂળ સ્થિતિથી સાધારણ જન્તુઓ મરી જાય છે તેવી સ્થિતિમાં પણ આ સ્પોર ટકી શકે છે. એ સ્પોર બે જાતના થાય છે. એક ( Endogenous) એન્ડોજીનસ એટલે અન્તર્–જનનવાળા કે જે રેખાકાર (rods) અગર વક્રાકાર ( spiral ) ના અંતરના ભાગમાં થાય છે, અને બીજી (Arthrogenous) આર્થ્રોજીનસ એટલે અર્ધ –જનનવાળા કે જે એન્ડોજીનસ ( અન્તર્–જનનવાળા ) પ્રમાણે ઉત્પન્ન ન થતાં જૂદી રીતે થાય છે. પણ આ જાતના સ્પોરમાં પ્રતિકૂળ સ્થિતિની સામે થવાની વધારે શક્તિ હોય છે.

પણ આપણે આ સ્પોરની ઉત્પત્તિની રીત જાણવા કરતા એનામાં જે ખાસ ગુણ જાણવા જેવો છે તે એ જ કે પ્રતિકૂળ સ્થિતિમા કે જે સ્થિતિમા અન્ય કેટલાક જન્તુઓનો નાશ થઈ જાય છે તેવી સ્થિતિમા પણ આ જાતના જન્તુઓ જીવી શકે છે. અગ્નિ અગર તાપ સ્હામે ટકી શકવાની એમની એટલી બધી શક્તિ હોય છે કે જેટલા અગ્નિ અગર તાપથી બીજા સાધારણ જન્તુઓ તરત મરી જાય છે ત્યા પણ આ જાતનાં જન્તુ જીવી શકે છે. આમાનાં કેટલાંક એવાં છે કે જે ૧૮૦ ડિગ્રી સેન્ટિગ્રેડ ( ૩૬૦ ડિગ્રી ફેરનહીટ ) જેટલી ગરમીમા પણ થોડો વખત જીવી શકે છે અને પાણી ઉકળી શકે એટલી ગરમીમાં તો લાંબા વખત સુધી જીવી શકે છે. આવા અગ્નિમાથી નીકળ્યા પછી પાછી અનુકૂળ સ્થિતિમાં આવતાં ફરી પ્રવૃત્તિમાન થઈ વૃદ્ધિ પામે છે.

## ગતિ.

કેટલીક જાતના જન્તુની ગતિ ચપળ હોય છે અને જે પ્રવાહી પદાર્થમા એ થાય છે તેમાં ઝડપથી આમ તેમ દોડતાં જણાય છે- આ ગતિ એમના શરીરમાંથી ( Flagella) ફ્લેજેલ્લા એટલે લાંબા વાળ જેવું નીકળે છે તેને લીધે થાય છે. કેટલાંકને એક છેડે જ અને એક જ ફ્લેજેલ્લા હોય છે. અને કેટલાંકને બન્ને છેડે એકેક હોય છે. કેટલાંકને વળી એક અથવા બન્ને છેડે આવા વાળનું ઝૂમખું હોય છે. અને કેટલાંકને આખે શરીરે ચારે તરફ હોય છે.

---

* સામાન્ય બીજ યા અંડની પૂર્વાવસ્થાને 'સ્પોર' કહે છે. બીજ–અંડમાંથી ઉત્પન્ન થનાર વસ્તુ બીજ–અંડમાં ગર્ભરૂપે રહેલી હોય છે. પણ આ 'સ્પોર' યાને કણ તે એક બે નજર (જીવન્ત) અણુ જેને 'સેલ' કહે છે તેના જ બનેલા હોય છે. એટલે બીજ કરતાં પણ એનું સ્વરૂપ વધારે સાદું અને નિરવયવ હોય છે.

## જન્તુનું અંદરનું શારીરિક બંધારણ.

જન્તુના અંદરના શારીરિક બંધારણ સંબંધી હજી જોઇએ તેવી ચોક્સ શોધ થયેલી નથી તેથી એ વિષે અહીં વિશેષ લખવા જેવું નથી

## જન્તુ તે પ્રાણી કે વનસ્પતિ પદાર્થ છે?

જન્તુને પ્રાણીમાં ગણવાં કે વનસ્પતિમાં એ ન્હાનો સવાલ નથી અને તે ઘણા લાંબા વખતથી ચાલ્યો આવે છે કારણ કે એમના કેટલાક લક્ષણો ખાસીયતો વગેરે એવા છે કે જે બન્નેને મળતા આવે છે જન્તુની સ્વતન્ત્ર ચાલવા હાલવાની શક્તિ અને પ્રાણીની માફક સેન્દ્રિય, બહુતત્ત્વોવાળા પદાર્થ ખાઇને જીવવાની સામાન્ય ટેવ એ એમનામાં પ્રાણીના લક્ષણો છે, અને તેથી એ પ્રાણીની જાત છે એ મતને ટેકો મળે છે પણ એમની સામાન્ય આકૃતિ એમની વૃદ્ધિની રીત લાંબી દોરીઓ જેવું થવું તથા સ્પોરની ઉત્પત્તિની રીત એ સર્વ વનસ્પતિ જેવાં છે વનસ્પતિમાં (oscillaria) ઑસ્સીલેરિયા કરીને હલકી પાટીના છોડવાની એક જાત છે તેના આકારમાં અને જન્તુના આકારમાં અતિશય મળતાપણું છે માત્ર રંગમાં ફેરક છે ઑસ્સીલેરિયા લીલા રંગના હોય છે જન્તુને લીલો રંગ નથી પણ આ લીલા રંગના અભાવને લીધે જ ઑસ્સિલેરિયાની માફક વનસ્પતિ-છોડવાઓ જે સાદા ખોરાક ઉપર જીવે છે તેવા ખોરાક ઉપર જન્તુઓ જીવી શકતા નથી પણ બહુતત્ત્વોવાળા સેન્દ્રિય ખોરાકની એમને જરૂર પડે છે અને તે આ લીલા રંગના અભાવને લીધે તે શિવાય ઘણીખરી બાબતમાં વનસ્પતિ-છોડવાના લક્ષણો એમાં હોવાથી જન્તુ એ વનસ્પતિ-છોડવા છે એમ સામાન્ય રીતે મનાયું છે

## જન્તુઓનું વર્ગીકરણ.

જન્તુઓના વર્ગ પાડવા એ બહુ મુશ્કેલ છે સામાન્ય આકૃતિમાં અતિ સાદાપણું હોવાથી જૂદી જૂદી જાત ઓળખી કાઢવી એ એટલું જ કઠણ છે પરન્તુ જૂદી જૂદી જાતો અગર વર્ગ છે એ તો નિ:સંદેહ છે સૂક્ષ્મદર્શક યન્ત્રમાં લગભગ એકસરખાપણું જણાય છે પણ ગુણમાં વિવિધતા સિદ્ધ થઈ છે, અને તેથી કરી જૂદી જૂદી જાતો છે એમ માનવું જોઇએ પણ એ ઓળખી કાઢવી એ ગુંચવણભરેલું છે આગળ બતાવ્યું છે તે પ્રમાણે આકૃતિ વૃદ્ધિ તથા સ્પોરની ઉત્પત્તિ ઉપરથી સૂક્ષ્મદર્શક યન્ત્રિઓ જન્તુની જૂદી જૂદી જાતો પાડે છે દાખલા તરીકે ( rod-shaped ) રેખાકાર જન્તુઓ જેમાથી એન્ડોજીનસ ( અન્તર્-જનન ) સ્પોર થાય છે તેને ( Bacillous ) બેસિલસ કહે છે પરન્તુ ન્હાના વર્ગ-ઉપવર્ગ-નક્કી કરવા સારૂ કોતોનીના આમર રોગ ઉત્પન્ન કરવાની શક્તિ વગેરે ગુણો ઉપરથી નક્કી કરવું પડે છે આ પ્રમાણે હાલ જન્તુઓની આકૃતિ કરતાં એમના ( physiological characters ) શરીર વ્યાપાર-વર્તન-ગુણો-ઉપરથી જૂદી જૂદી જાતો નક્કી કરવામાં આવે છે પણ આ રીત અસન્તોષકારક છે અને વર્ગીકરણના સવાલનું હજી પણ સમાધાન થયું નથી છતાં થોડીક જાતો ચોકસ નક્કી થઈ છે અને તેમની કાર્યશક્તિ એટલી સ્પષ્ટ છે કે તે ઉપરથી તેઓ તરત પરખાઈ આવે છે

## જન્તુનું અવસ્થાન્તર પામવું.

જન્તુઓના દેખાવ, ગુણ, તથા શક્તિ વગેરેમાં કંઈ ફેરફાર થાય છે કે નહીં એ કહેવું એ એથી પણ વધારે કઠણ છે. છતાં હાલ એટલું તો સિદ્ધ થયું છે કે કેટલીક જાતનાં જન્તુઓ એમના ગુણો ( physiological characters ) બદલે છે. દાખલા તરીકે, રોગ ઉત્પન્ન કરનાર જન્તુની રોગ ઉત્પન્ન કરવાની શક્તિ અમુક સ્થિતિમાં જતી રહે છે. તથા જે જાતનાં જન્તુથી દૂધ બગડી જાય છે-દૂધમાં ખટાશ આવે છે એવાં જન્તુની તથા બીજા કેટલાંક જન્તુઓની એવાજ પ્રકારના ફેરફાર કરવાની શક્તિ પણ જતી રહે છે. પરંતુ એટલું કહેવું જોઈએ કે આ શોધી કાઢવું તથા એમનું વર્ગીકરણ કરવું એ બહુજ કઠણ કામ છે. તેમ છતાં હાલના જન્તુવિદ્યાના સર્વ વિદ્વાનોની ખાતરી છે કે જન્તુની જાતો, ગુણ, શક્તિ વગેરે ચોકસ રીતે હકીકત નક્કી કરવાને હવે માત્ર વખતનો જ સવાલ છે.

## જન્તુઓ ક્યાં હોય છે ?

જન્તુઓ શિવાય અન્ય કોઈ પણ પ્રાણી કે વનસ્પતિ-છોડ એવા નથી કે જે દુનિયાંમાં સર્વત્ર મળી આવે. અને એ જ એમની સર્વત્ર હાજરી તથા વૃદ્ધિની અદ્‌ભુત શક્તિને લીધે, કુદરતમાં આટલાં બધાં મહત્વનાં થઈ પડ્યાં છે. પૃથ્વીની સપાટી ઉપર તો લગભગ સર્વ સ્થળે હોય છે, અને જમીનમાં પણ હોય છે, પણ ખાસ કરીને સપાટી ઉપર. જમીનમાં હોય છે તે ઘણાં નીચે હોતાં નથી. પણ થોડાંક એવાં છે કે જે ચાર ફીટ નીચે સુધી હોય છે. જેમ જેમ નીચે જઈએ તેમ તેમ બહુ ઓછાં હોય છે અને દસ ફુટથી નીચે તો હોતાંજ નથી. જમીનની સપાટી ઉપર હોય છે તેમાં ખાસ કરી ભીનાશવાળી અને સેન્દ્રિય પદાર્થથી ભરપૂર સપાટી ઉપર પુષ્કળ હોય છે. એક ગ્રેન ( રતિ ) જેટલી જમીનમાં ૧૦૦૦ થી ૩૦૦૦૦૦ જન્તુ હોય છે. અને જમીનના જન્તુઓની સાધારણ રીતે આશરે ૪૦ જાત છે.

બાંધ્યા અને છુટા બન્ને પાણીમાં સપાટી ઉપર તેમ જ તળીએ પણ હોય છે. અને દરિયામાં પણ બહુ ઉંડાઈ સુધી જણાયાં છે. બધી જાતના તાજા પાણીમાં હોય છે તેમ જ પાણીને તળીએ બેઠેલા તમામ જાતના મેલ અગર કચરામાં હોય છે. વળી નવાઈ જેવું લાગશે કે બાંધ્યા પાણી કરતાં વ્હેતા પાણીના ઝરામાં વિશેષ હોય છે. કારણ એ જ કે વ્હેતા ઝરાનું પાણી જમીનને ધોતું આવવાથી તે ઉપરનાં જન્તુ પણ એ પાણીમાં આવે છે. તળાવ અગર સરોવર જેવાં બાંધ્યાં પાણી સ્થિર હોવાથી જન્તુઓ તળીએ એકઠાં થાય છે અને તેથી કરી ઉપરનું પાણી કંઈક જન્તુરહિત રહે છે.

હવામાં પણ જન્તુઓ હોય છે. પણ જ્યાં વસ્તી હોય ત્યાં ખાસ કરીને. જમીનની સપાટી પાસેની હવામાં વિશેષ અને ઉપરની હવામાં ઓછાં હોય છે. તેથી દાકતરો ખાટલા ઉપર સુવાનું પસંદ કરે છે. જ્યાં ધૂળ તથા માણસનાં કપડાં ઉપરનો મેલ બહુ એકઠો થાય ત્યાંની હવામાં ઘણાં હોય છે.

દરેક કોહી ગયેલી વસ્તુમાં તો અતિશય હોય છે. ખાતરના ઢગલા, મુએલાં ઢોર, કોહી

ગયેલા ઝાડ, કચરો, ભીની પોચી માટી તથા કોહી ગયેલા દુર્ગંધ મારતા પદાર્થ જ્યા હોય ત્યા એ હોય છે કારણ કે એ ઠેકાણે એમને ઉત્તમ ખોરાક મળે છે

પ્રાણીઓના શરીરના ભાગમા મ્હોમા પેટમા તથા પેટના આતરડામા હોય છે અને તે જ પ્રમાણે મનુષ્યના શરીરમા પણ એ જ ભાગોમા હોય છે

સાધારણ રીતે વસ્તુના ઉપરના ભાગમા–સપાટી ઉપર–બહુ હોય છે ચામડી ઉપર વળગેલા હાથપગની આગળીઓના નખમા વાળમા તથા શરીરના ખૂણા ખચકા કે જ્યા ભરાઈ રહેવાનુ હોય ત્યા હોય છે પણ તંદુરસ્ત મનુષ્યની શિરાઓ લોહી, પીંડીઓ ગ્રન્થિઓ કે એવા જ બીજા ભાગોમા હોતા નથી વળી જ્યા સુધી મળમૂત્ર તેમ જ દૂધ તંદુરસ્ત મનુષ્ય કે પ્રાણીના શરીરમાં હોય છે ત્યા સુધી એ જન્તુરહિત હોય છે પરતુ ઉપર બતાવ્યુ તેમ જે દ્વારથી એ પદાર્થો નીકળે છે એ દ્વારના છેક મ્હો આગળ જન્તુઓ હોય છે તેમ જ બહારના પદાર્થોમા પણ હોય છે, તેથી મળમૂત્ર વગેરે શરીરમાથી નીકળતાની સાથે જન્તુઓનો સબન્ધ થાય છે મ્હોટા જ નહીં પણ ન્હાના પ્રાણીઓના શરીર પણ વત્તાઓછા જન્તુથી છવાયેલા હોય છે માખીના પગ ઉપર પણ હોય છે મધમાખીના વાળમા પણ હોય છે ઇત્યાદિ

ટુંકામા દુનિયામા સર્વ ઠેકાણે–જ્યા રજ રહી શકે એટલુ સ્થાન હોય ત્યા પણ જન્તુઓ હોય છે પણ એટલુ કહેવુ જોઇએ કે ઘણે ઠેકાણે તેઓ સુસ્ત સ્થિતિમા હોય છે કદાચ વૃદ્ધિ કરે છે પણ તે થોડી જ્યારે સૂકા ખાખ થઈ જાય છે ત્યારે તો તદ્દન જ સુસ્ત હોય છે પણ દરેક જન્તુમા આગળ બતાવવામા આવી છે તે પ્રમાણે રહેલી વૃદ્ધિની શકિત રહેલી છે અને પોતાને અનુકૂળ ખોરાક તથા ભીનાશ જ્યા મળ્યા કે એકમાથી અનેક બલ્કે અસખ્ય થવા મડી જાય છે અને એ શકિત કેટલી અદ્ભુત છે એ આપણે જોયુ છે પણ તે સાથે જ વળી ખોરાક ખૂટવાથી એ શકિત અટકે છે એ પણ આપણે જાણ્યુ છે પણ એમને જોઇતો ખોરાક મળ્યો કે પાછા જાગૃત થઈ જાય છે આ ખોરાક એમને મૂએલા પ્રાણી અગર કોહેલી વનસ્પતિ કે મળમૂત્ર કે બીજા એવા જૂદી જૂદી જાતના પદાર્થોમાથી મળે છે જ્યા સુધી આવો ખોરાક એમને મળે જાય છે ત્યા સુધી એ વૃદ્ધિ વગેરે કાર્ય કરે જાય છે પણ ખોરાક ખૂટે છે અગર બીજુ કંઈ કારણ નડે છે ત્યારે વૃદ્ધિ થતી અટકે છે મતલબ કે જન્તુઓ એ એક નિરન્તર અને સાર્વત્રિક સત્તા છે પણ ઘણે ભાગે હાથમા રહી શકે તેવી છે એમની સર્વત્ર હાજરી તથા ખાવાના પદાર્થોમા જમીનમાથી ખોરાક વગેરે ઉત્પન્ન કરવામા શણ ભીંડી વગેરે પદાર્થોના રેસા છૂટા પાડવામા તથા બીજા ઉદ્યોગોમા જન્તુઓ કેવો ભાગ બજાવે છે અને તેને લીધે જગતની વ્યવસ્થામા એ કેવા મહાન ફેરફારો કરે છે તે હવે આપીશુ તેમ જ રોગ ઉત્પન્ન કરવાની બાબતમા પણ તે શુ અને કેવી રીતે કામ કરે છે એ બતાવીશુ

"સામન્ત."

# હિન્દુસ્તાનનો રાજ્યવહિવટ.

( અનુસન્ધાન માઘના અંકથી )

ઈ સ. ૧૮૯૨–૯૩ મા એક મ્હોટો સુધારો થયો. લૉર્ડ ડફરિનની સરકારે એ વિષય ઉઠાવ્યો હતો પણ એનો કાયદો ૧૮૯૨ મા ઘડાયો,—જે 'ઇન્ડિયન કાઉન્સિલ્સ ઍક્ટ' ને નામે પ્રસિદ્ધ છે * તે પહેલાં ઇલાકાની તથા હિન્દી સરકારની ધારાસભામા લોકમાથી કેટલાક માણસોને પસંદ કરીને નીમવાનો રિવાજ હતો પણ એ પસંદગી સરકાર તરફથી થતી, લોકમતથી નહિ, તથા ધારાસભા આગળ કોઈક પણ બિલ રજુ થયુ હોય તો જ ચર્ચા કરવાની છૂટ હતી તેને બદલે હવેથી લોકની પસંદગી પ્રમાણે પ્રતિનિધિઓ નીમવાનું ઠર્યું, અને તે પ્રતિનિધિઓને રાજ્યવહીવટ બાબત પ્રશ્નો પૂછવાની વધુ સત્તા મળી શહેરની મ્યુનિસિપૅલિટિઓ અને લોકલ બોર્ડ—એઓને પ્રાન્તિક ધારાસભામા પોતાનો પ્રતિનિધિ નીમવા માટે સરકારને ભલામણ કરવાનો હક મળ્યો. કેટલાક જમીનદારના વર્ગને તથા 'ચેમ્બર ઑફ કૉમર્સ' અને યુનિવર્સિટિને પણ આ હક આપવામા આવ્યો છે વડી ધારાસભામા ૭ સભાસદો સરકારના અમલદારોમાથી અને પાચ પ્રજા તરફથી લેવાયા છે—જેમાનો એક એક મદ્રાસ, મુંબાઈ, બગાળ, અને વાયવ્ય પ્રાન્ત (હાલના 'સંયુક્ત પ્રાન્ત')ની ધારાસભામા બેસતા લોકના પ્રતિનિધિઓ તથા એક કલકત્તાનું 'ચેમ્બર ઑફ કૉમર્સ'—મળીને પસંદ કરે છે સોળ બેઠકમાથી પાચ બાકી રહી—તે અમુક વખતે ધારાસભા આગળ કેવી જાતનુ કામ આવનાર છે એ લક્ષમા લઇને, તથા જુદા જુદા વર્ગના લોકોની જરૂરિયાત ધ્યાનમા રાખીને ગવ્હર્નર જનરલ ભરે છે ધારાસભાનો આ કાયદો અજમાયશ દાખલ ઘડવામા આવ્યો છે, અને લોકની પસંદગીથી સરકાર બધાઈ ન જાય તે બાબત સારી પેઠે સાવચેતી રાખવામા આવી છે—જેમકે, લોકના પ્રતિનિધિઓની સંખ્યા કુલ સંખ્યાના અડધા ભાગ કરતા ઓછી રાખેલી છે, બાકીનો ભાગ સરકારનો નીમેલો હોય છે, તથા પોતા તરફથી પ્રતિનિધિઓ મોકલવાની લોકના મડળોને સત્તા આપેલી છે તે પણ માત્ર ભલામણ કરવાની—એટલે એ ભલામણ નામંજુર કરવાની સરકારને સત્તા

* આ કાયદા સબન્ધી ઇતિહાસ જાણવા જોગ છે મૂળ આ બાબતની માગણી કૉન્ગ્રેસે કરેલી, અને તે માટે એક બિલ પણ તૈયાર કરેલુ એને અનુસરી મિ બ્રૅડલૉએ પાર્લમેન્ટમા એક બિલ રજુ કર્યું એ ઉપર કેટલીક ટીકા થઈ, તેમાં એક મુદ્દો એ હતો કે હિન્દુઓ પોતાની સંખ્યાથી મુસલમાનોને દબાવી દેવાનો સભવ છે એ ટીકામા સમાએલી ભૂલ ત્યાર પછી સર ફીરોજશાહ મહેતાએ બતાવી હતી. જેમા એમણે જણાવ્યુ હતુ કે મુંબાઈ કારપોરેશનની સ્ટૅન્ડિગ કમિટિમા ૫ પારસી ૩ યુરોપિયન ૨ હિન્દુ અને ૨ મુસલમાન છે (હાલમા મિ કેર હાર્ડિએ પણ બનારસની મ્યુનિસિપૅલિટિનો દાખલો આપીને એવી જ દલીલનો રદિયો આપ્યો છે ) મિ બ્રૅડલૉના બિલના પરિણામે—સરકારે પોતે પોતા તરફથી હાઉસ ઑફ લૉર્ડ્ઝમા બિલ રજુ કર્યું એ લૉર્ડ ક્રૉસના બિલને નામે પ્રસિદ્ધ છે એમા પ્રશ્ન પૂછવાની અને બજેટ ઉપર ચર્ચા કરવાની લોકને સત્તા આપી હતી, પણ સભાસદો લોક પસંદગીથી નીમાય એ વાત દાખલ કરી ન હતી લૉર્ડ સૉલ્સબરિએ આ ખામીનો બચાવ કરતા કહ્યુ કે—

રહે છે. વળી, ધારાસભા કાયદા ઘડવા માટે જ મળતી હોવાથી, સરકારની રાજ્યનીતિ કે રાજ્યવહીવટ ઉપર માત્ર પ્રસંગોપાત્ત જ ટીકા થઈ શકે પણ એ નિયમમા ત્યાર પછી એટલો સુધારો થયો છે કે પ્રજા ઉપર કર નાખવાને વખતે જ ચર્ચા કરવાનો હક હતો તેને બદલે

"the principle election or government by representation was not an Eastern idea and that it did not fit Eastern traditions or Eastern minds"

અર્થાત્,—લોકમતથી પ્રતિનિધિઓ નીમવા એ પૂર્વ દેશના વિચાર અને રિવાજથી ઉલટુ છે આ દલીલનો રદિયો સર ફીરોઝશાહે ૧૮૯૦ ની છઠ્ઠી—નૅશનલ કૉન્ગ્રેસના પ્રમુખ તરીકે કરેલા ભાષણમા આપ્યો છે. એમાં એમણે મિ ઍન્સ્ટીના નીચેના શબ્દો ઉતાર્યા છે —

'We are apt to forget in this country when we talk of preparing people in the east by education, and all that sort of thing for Municipal Government and Parliamentary Government, that the East is the parent of municipalities Local self-government in the widest acceptation is as old as the East itself No matter what may be the religion of the people who inhabit what we call the East, there is not a portion of the country from west to east, from north south, which is not swarmin with municipalities, and not only so, but like to our municipalities of old, they are all bound together as in a spen is of net work So that you have ready made to your hand the frame work of a great system of representation'

તાત્પર્ય કે પૂર્વ એ તો મ્યુનિસિપાલિટિની જન્મભૂમિ છે અને લોકમતની જૂની સંસ્થાઓ છે તેને માત્ર નવા સમય પ્રમાણે, પ્રતિનિધિઓ નીમવા વગેરે કામમા ઉપયોગમા લેવાની છે સર ફીરોઝશાહ લૉર્ડ સૅલ્સબરિનો વિરોધ ઇંગ્લંડના ૧૮૩૨ ના રિફૉર્મ બિલ સ્હામે લૉર્ડ વેલિંગ્ટનના વિરોધ સાથે સરખાવે છે મિ બ્રૅડલોએ પોતાના બિલનો આગ્રહ ન કરતા સરકારના બિલ ઉપર સુધારા મૂક્યા પણ આખરે પાર્લ્યમેન્ટનો વખત ભરાઈ જવાથી બધુ પડી ભાગ્યુ ત્યાર પછી લૉર્ડ ક્રૉસના બિલને અનુસરીને,—પણ લોકપસંદગીનુ ધોરણ વિશેષમા ઉમેરીને—મિ બ્રૅડલોએ નવુ બિલ દાખલ કર્યું, અને એમાના લોકપસંદગીના ધોરણ માટે થોડા ઘણા જૂના વ્હાઇસરૉયની લૉર્ડ નૉર્થબ્રૂક, અને લૉર્ડ રિપનની—પણ સંમતિ છે એમ બતાવ્યો હતો આ દરમિયાન, લૉર્ડ ડફરિને, ઉપર મૂળમા જણાવ્યુ છે તેમ, આ વિષય ઉપાડ્યો હતો તેમણે બહારથી તો કૉંગ્રેસની વિરુદ્ધ ઉદ્ગાર કર્યા, પણ સરકારના દફતરમા, અમુક ધોરણસર લોકપસંદગીથી પ્રતિનિધિઓ નીમવા દેવાની ભલામણ કરી તે ઉપરથી પાર્લ્યમેન્ટમા સરકારે મિ (લૉર્ડ) કર્ઝનને હાથે નવુ બિલ રજુ કર્યું તેમા લોકમતનુ ધોરણ કેટલુંક દાખલ કર્યું અને આખરે ૧૮૯૨ ના મે માસમા એનો કાયદો પસાર થયો

અત્રે એટલું નોંધવુ જોઇએ કે મિ ગ્લૅડસ્ટનને પણ તે વખતે ભલામણ કરી હતી કે "that the first step shall be of a genuine nature and that whatever scope shall be given to the elective principle shall be real"

આ કાયદો કૉન્ગ્રેસની મ્હોટામા મ્હોટી ફત્તેહ છે એક ઉદાર દિલના અને બાહોશ અંગ્રેજની મદદથી કૉન્ગ્રેસના વૃદ્ધ વીરોએ દેશને કેવી મ્હોટી સેવા બજાવી છે—એ લોકના પ્રતિનિધિઓ હાથે ધારાસભાદ્વારા લોકહિતનુ જે કાર્ય થાય છે તે જોવાથી સમજી શકાશે

હવે વાર્ષિક બજેટ વખતે પણ એ સંબન્ધી વાદવિવાદ કરવાની છૂટ થઈ છે. તથા રાજ્યવહીવટ તથા લોકોપયોગી માહિતી વિષે પ્રશ્નો (અમુક બન્ધન મર્યાદા જાળવીને) પૂછવા દેવામાં આવે છે.

૧૮૯૭ માં બ્રહ્મદેશમાં લેફ્ટેનન્ટ ગવ્હર્નર મૂકાયો, અને એને તથા પંજાબને ધારાસભા આપવામાં આવી.

'ઇમ્પીરિયલ સર્વિસ ટ્રૂપ્સ.'

લૉર્ડ ડફરિનના વખતમાં, એક મહત્ત્વની યોજના દાખલ થઈ: એ દેખીતી રીતે તો હિન્દુસ્થાનની લશ્કરી વ્યવસ્થા સંબન્ધી છે, તથાપિ એમાં રાજ્યનીતિનો પ્રશ્ન પણ સમાએલો છે તેથી આ સ્થળે તે જણાવવી જોઇએ. ૧૮૮૫ માં પંજદેહની બુમ પડી અને રૂશિયા સાથે લઢાઈ જાગવાનો ભય હતો તે વખતે કેટલાંક દેશી રાજ્યોએ બ્રિટિશ સરકારને પૈસાની મદદ આપવા માંડી હતી, પણ તે બ્રિટિશ સરકારે સ્વીકારી નહિ. પણ ત્યાર પછી કેટલેક વર્ષે તેઓને જણાવવામાં આવ્યુ કે દેશી રાજ્યો, જો તેઓ પોત પોતાના લશ્કરી અમલદારોના હાથ નીચે, પણ બ્રિટિશ લશ્કરી અમલદારોની દેખરેખ નીચે, કેળવાતુ—એવુ જો લશ્કર ઉભું કરશે તો બ્રિટિશ સરકાર કેળવણી આપનાર અમલદાર તથા હથિયારો પૂરાં પાડશે. આ સૂચના સર્વેએ પસંદ કરી અને અત્યારે ૧૮૦૦૦ 'ઇમ્પીરિયલ સર્વિસ ટ્રૂપ્સ'—પાયદળ અને હયદળ (ઘોડેસ્વાર) મળીને છે. અને તે લશ્કરી કામમા બહુ કુશળ છે એમ મનાય છે. અને તેણે ચિત્રાલ, ગિલગિટ, વાયવ્ય સરહદ ઉપરની તથા ચીનની લઢાઇમા સારો ભાગ પણ લીધો હતો. હિન્દુસ્થાનનાં દેશી રાજ્યોમાં આ સુદ્ધાં એકંદર ૧૧૦,૦૦૦ લશ્કર છે–પણ તે ઘણે ભાગે હથિયાર અને કવાયતની બાબતમાં તદ્દન રેઢિયાળ છે.

અફીણ કમિશન.

આમની સભાના ઠરાવથી, અફીણ વિષે તપાસ કરવા એક બાદશાહી કમિશન નીમાયું. વૈદકના કામ શિવાય, અફીણ ન વેચવું અને અફીણનાં ખેતરો ન વાવવા—એ સૂચના અમલમા મૂકવી કે કેમ; એથી હિન્દુસ્થાનની તીજોરી ઉપર શી અસર થશે, કેટલુ અફીણ ખાધાથી લોકનાં મન અને શરીર ઉપર કેવી અસર થાય છે; હિન્દુસ્થાનના લોકને અફીણ બધ કરવું પસંદ છે કે નહિ, અને તે પ્રમાણે કરવા માટે જે ખર્ચ પડે તેમાં તેઓ ભાગ આપવાને ખુશી છે કે કેમ એ વિષે તપાસ કરવાનુ તેને સોંપવામાં આવ્યું. આ કમિશને ૧૮૯૫ માં રિપોર્ટ કર્યો. અફીણથી હિન્દુસ્તાનનાં તનમન ઉપર ચોતરફ માઠી અસર થયાનો પુરાવો મળ્યો નહિ. ચંડૂલ પીવાનો રિવાજ તો નહિ જેવો જ જણાયો. અને અફીણનુ વાવેતર અટકાવવું એવી લોકની વૃત્તિ પણ જોવામાં ન આવી. એક જણ શિવાય બધા મેમ્બરોએ આ મતલબનો રિપોર્ટ કર્યો. ત્યાર પછી અફીણનો સવાલ શાન્ત પડી ગયો[1].

---

[1] હાલમાં આ પ્રશ્ન ફરી ઉપસ્થિત થયો છે. પણ તે હિન્દુસ્થાનનું હિત કરવાના ઉદ્દેશથી નહિ, પણ ચીના લોકના કલ્યાણ અર્થે. દશ વર્ષમાં ચીનની સરકારે અફીણ પીવાનો દુષ્ટ રિવાજ પોતાની પ્રજામાંથી નાબૂદ કરવાનું માથે લીધુ છે, અને હિન્દી સરકારે પોતાની પેદાશ ખોઇને પણ એ દરમિયાન ધીમે ધીમે અફીણ ચડાવવુ બંધ કરવાનુ વચન આપ્યું છે.

૦. હિન્દુસ્થાનનું બીજું વસ્તીપત્રક ૧૮૯૧ માં થયું.

વસ્તીપત્રક. હિન્દુસ્થાનનું ક્ષેત્રફળ—૧,૫૬૦,૧૬૦ ચોરસ માઈલ.
વસ્તી—૨૮૭,૩૧૭,૦૪૮
એક ચોરસ માઈલ દીઠ—૧૮૪
શહેરી વસ્તી—૨૭,૨૫૧,૧૭૬
કુલ વસ્તીના પ્રમાણમા શહેરી વસ્તી—સેંકડે ૯·૫ ટકા.
કુલ શહેર—૨૦૩૫
દસ હજાર કરતા ઓછી વસ્તીના શહેર—૧૪૦૧
મુંબાઈ—૮૨૧,૬૭૪ વસ્તી.
કલકત્તા—૭૪૧,૧૪૪
મદ્રાસ—૪૫૨,૫૧૮
બીજાં બધા એથી ઓછા
પુરુષોના પ્રમાણમા સ્ત્રીઓ ૧૦૦૦ ૯૫૮.
મુસલમાન વસ્તી—સેંકડે ૨૦ ટકા
હિન્દુ વસ્તી—સેંકડે ૭૨ થી વધારે.

૧૯૦૧ મા લેવાએલા વસ્તી પત્રક પ્રમાણે —
કુલ વસ્તી—૨૯૪,૨૬૬,૭૦૧
કલકત્તા (વધીને)—૧,૧૨૧,૬૬૪
મુબાઈ (ઘટીને)—૭૭૦,૮૪૩
મદ્રાસ (વધીને)—૫૦૯,૩૯૭

જંગલખાતુ. જંગલખાતા ઉપર હાલમા કેટલીક વખત થયા ખાસ લક્ષ અપાય છે, અને વડી સરકારે એ કામ પોતાને હસ્તક રાખ્યું છે ૧૮૯૮–૯૯ ના હિન્દુસ્થાનની સ્થિતિ વિષેના રિપોર્ટમા લખે છે કે " છેલ્લા વીસ વર્ષમા હિન્દુસ્થાનના દરેક પ્રાન્ત માટે જંગલના કાયદા ઘડવામા આવ્યા છે, અને જંગલના વહીવટને સ્થાયી રૂપ અપાયું છે. આ ખાતાની નોકરીના ઉપરિ અમલદારોને હરીફાઈ પૂર્વક પસંદ કરે છે, અને જર્મન ફ્રાન્સ અગર કૂપર્સ હિલ કૉલેજમાં* તેઓને કેળવણી આપવામાં આવે છે. ૧૮૯૩–૯૪ મા એવો ઠરાવ કરવામાં આવ્યો કે કુલ જંગલખાતામાં

* આ કૉલેજ હવે રદ કરવામાં આવી છે. ઑક્સફર્ડ મારફત હવે પસંદગી થાય છે યુરોપનાં જંગલોને લગતું શિક્ષણ મળે છે. પણ તે હિન્દુસ્થાનમા પૂરતું ઉપયોગી થતું નથી એમ ફરિયાદ છે. હિન્દુસ્થાન તળમાં હિમાલયની તળેટીમાં આને માટે શિક્ષણ અપાય છે. પણ તે ઘણે ભાગે નીચલા અમલદારોને.

૨૧૦ ઉપલા દરજ્જાની જગાઓ છે તેમાંની સેંકડે વીસ ટકા નીચલા દરજ્જાના અમલદારો-ઘણે ભાગે દેશીઓ-થી ભરવી. આ વર્ગના અમલદારોને વાયવ્ય પ્રાન્તમાં હિમાલયની તળેટીએ આવેલા ડેહરા નામના ગામમાં જંગલખાતાની કેળવણી અપાય છે, અને તે પ્રાન્તમાં આ જાતની કેળવણી આપવાનાં સ્થાન ધીમે ધીમે ઉઘાડવાનાં છે. જંગલખાતાનો ઉદ્દેશ આ પ્રમાણે છેઃ—દરેક પ્રાન્તમાં જંગલનો અમુક ભાગ એવો નક્કી કરવો કે જેમાંથી આસપાસના લોકોની તથા પ્રાન્તની સાગ બળતણ વાંસ વગેરેની જરૂરિયાત પૂરી પડે. તથા ઘર બાંધવાનો સાગ સુખડ અને રબરના વેપાર માટે જોઇતું લાકડું પણ એમાંથી લેવાય; બાકીના ભાગની માપણી કરીને તે સરકારને તાબે રાખવી, જેથી જંગલની પેદાશ વેડફાઈ ન જતાં કાયમ થઈ બહુ નફાકારક થઈ પડે. આ ખાલસા કરવાના ભાગમાં લોકના ખાનગી હક હોય છે તે વેચાણ કરી લેવામાં આવે છે. જંગલરક્ષણને અંગે મુખ્ય કામ એ થાય છે કે પહેલાં દર વર્ષે દાવાનળથી આખાં જંગલો ને જંગલો સળગી જતાં તેમ ન થવા માટે હવે બન્દોબસ્ત કરવામાં આવ્યો છે, તથા જે ઝાડમાંથી બીજ ઉત્પન્ન થઈ બીજાં ઝાડ ઉગે છે તે કપાઈ જતાં અટકાવાય છે, તથા ઊંચી જાતનું ઘર બાંધવાનું લાકડું અમુક નિયમિત કાળે ફરી ફરીને ઉગી મળતું રહે એવી ગોઠવણ કરવામા આવે છે. અત્યારે ૮૦,૦૦૦૦ કરતાં વધારે ચોરસ માઇલ જમીન આ રીતે જંગલખાતાના સંરક્ષણ તળે છે. આ ઉપરાંત સરકારની માલકીની ૩૦,૦૦૦ ચોરસ માઇલ જંગલની જમીન છે જે બધીનો લોકને લાભ થાય, એમનાં ઢોરો પોષાય, તથા સરકારને એમાંથી ઉપજ આવે તેવી રીતે વહીવટ ચાલે છે, અને રફતે રફતે એમાંથી કેટલીક સંરક્ષિત જંગલમાં ઉમેરાતી જાય છે. સરકારને હસ્તક ન ગએલાં એવાં ખાનગી જંગલો, હવે રહ્યાં નથી. સંરક્ષિત જંગલમાં પૈસા આપી પરવાનો મેળવ્યા શિવાય કોયલા બનાવવા તથા પરદેશ માગ ચઢાવવા માટે ઝાડ કાપવા દેવામાં આવતું નથી; ઢોર ચરાવવાના પણ અમુક ફી લઇને પરવાના અપાય છે, અને તે બહાર અમુક ભાગ એવો રાખવામાં આવે છે કે જેમાં મફત ઢોર ચરાવવાની તથા બળતણ કાપી જવાની તથા બીજું લાકડું લેવાની ગામના લોકને છૂટ હોય છે. ૧૯૦૦–૦૧ માં જંગલખાતામાંથી સરકારને ૧૧,૧૨૦,૦૦૦ ખર્ચ થયું; અને ૧૯,૧૯૫,૦૦૦ ઉપજ થઈ.[1]

---

૧. જંગલખાતા સ્હામે મિ. મલબારી જેવા રાજ્યભક્ત પત્રકારની પણ ફરિયાદ છે. પણ સરકારે કેવા સારા ઉદ્દેશથી આ ખાતું કાઢ્યું છે એ છેલ્લી ધારાસભાની બેઠકમાં મિ. મિલરે કરેલા ભાષણના નીચેના ઉતારામાં સારી રીતે દર્શાવેલું છે.

"Under the head of *Forests* for the coming year the Budget provides for an expenditure of 160 lak and for receipts of 276. The total area of Reserved and protected forests now amounts to 102,514 square miles and there is a further area of 131,137 square miles known as "Unclassed Forests" This is a branch of administration the importance of which is certain to go on increasing. I do not refer to the importance of its contributions to the Treasury, they are not to be neglected, but they represent only a small part of the benefits to the country which forestery confers. The necessity for the preservation of forests for climate reasons is every year becoming more widely

"My Lord, the bulk of my remarks today refer to the industrial development of India, and for the best of reasons To my mind, that is the most important and exigent problem now before the Government. We hear a good deal of unrest, in my opinion, whatever restlessness there may be in the country is economic in origin. I do not mean to suggest that contributary political and social causes are absent; there are, as a matter of fact, powerful political and social causes at work; but the *chief cause of discontent appears to me to be want.* My Lord, no class of the people is free from the baneful and irritating influence of this all pervading evil, which is to a large extent at least, the effect of a civilisation unsuited to the habits, temperament and peculiar circumstances of the country With the gradual working of the disruptive laws of succession and the break up of the joint family system, most of the ancient families are ruined, notwithstanding the paternal care of the Courts of the Wards, with the limitations upon their authority, the landholding classes have lost their capacity, prestige and power; increased competition for career has reduced the prospects of the respectable classes who have for centuries supported themselves by service, while the progress of an attractive material civilisation has instilled into them high ideas of ease and enjoyment, and placed this beyond their reach by their costliness and the lower classes, although in receipt of higher wages at places, have lost the pristine simplicity of rural life, and with their habitual want of forethought, have become spoilt by the example of the higher classes, and been drawn into reckless and ruinous expenditure. The high prices, for which free international trade is to some extent responsible, have affected the whole nation, it is the same cry everywhere; it is want and struggle for existence So long as this want remains, the result is not only distress and disease, but also discontent and a desire far change This is the problem therefore that the Government ought to apply itself to with all the philanthropy, enlightened self-interest, and statesmanship which have characterised its action in the past Do what you might, Your Excellency will leave the germ undestroyed unless this want is removed. And this can be best done by the expansion of the manufacturing industry of the country long with the adoption of subsidiary measures for affording relief to the community, agricultural and non agricultural. The prosperous condition of the mill-operatives in the large manufacturing centres proves this The industrial development of India claims therefore serious consideration I do not doubt the intentions of Government. The measures taken from time to time for the promotion of the education of the people in Technology and Economics demonstrate forcibly the sympathy and the earnestness of the Government in this matter. The announcement at the last Convocation of the Calcutta University of the creation of a Chair in Economics affords one more proof of the keen interest Your Excellency takes in the subject. But, while I cordially acknowledge all that Government has done to encourage Indian industry, as an humble representative of the people it is my duty to press the matter upon its attention, and to appeal to Your Excellency for a more through, vigorous and liberal treatment of the subject

*HONBLE MR. CHITNAVIS*

ધી યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડ.—અમદાવાદ.

Reg No B 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्। बृ॰ उपनिषद्

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्।
भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्॥ तै॰ उपनिषद्

વર્ષ ૭, અંક ૪. [ માસિક ] વૈશાખ, સંવત્ ૧૯૬૪.

તંત્રી:—પ્રોફેસર આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ એમ. એ. એલ્. એલ્. બી.

# લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ,(૫) ગુજરાતીશાળાના માસ્તરો, (૬) તળાટીઓ તથા (૭) માસિક રૂ. ૨૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂ. ૨-૦-૦ (પોસ્ટેજ સાથે)

**ઉછરતી લાઇબ્રેરીઓને ખાસ બક્ષીસઃ** નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) રાજ્યના આશ્રય વિનાની લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે. માત્ર પોસ્ટેજ વગેરે ખર્ચના રૂ.૦-૬-૦ મોકલવા કૃપા કરવી. બીજા વર્ષમાં,રૂા ૦-૧૨-૦, ત્રીજામા રૂ. ૧-૪-૦.

| | | |
|---|---|---|
| અન્ય સર્વ માટે વર્ષ એકના | રૂ. ૨-૮-૦ (પોસ્ટેજ સાથે) | |
| છુટક નકલ ન્હાના અંકના | રૂ ૦-૪-૦ | ,, |
| ,, મ્હોટા અંકના | રૂ ૦-૬-૦ | ,, |

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ'-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક
૩ જવાબદાર છે.

અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે

૪ કોઈ પણ લેખનું અસલ લખાણ-એ લેખ "વસન્ત"માં દાખલ કરવાનો યા કર્યો, હોય કે ન હોય-પણ એ લેખકને પાછું મોકલવાને અમો બંધાતા નથી.

---

**પારસી કવી અરદેશર ફરામજી ખબરદારનાં**

કાવ્યોનું ત્રિજું પુસ્તક

# પ્રકાશિકા

પ્રગટ કરનારાઓ મેસર્સ ટી. ડી. અંકલેસરીઆ સન્સ. ફોર્ટ પ્રીન્ટીંગ પ્રેસ, મુંબાઇ અને, સઘળા જાણીતા પુસ્તકો વેચનારાઓ મારફતે મળશે. કીમત રૂ. ૧-૪-૦. ટપાલ ખર્ચ આનો ૦)ના વધુ

એજ કવિના આગલાં પુસ્તકો કાવ્ય રસિકા (ઘટાડેલી કીમત રૂ ૧-૮-૦) અને **વિલાસિકા** (કીમત રૂ. ૧-૮-૦) ની માત્ર થોડીજ નકલો બાકી છે, તે પણ ઉપલાં ઠેકાણાઓએ મળશે

Reg No. B. 48?.

# वसन्त.




इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૭, અંક ૪. [ માસિક. ] વૈશાખ, સંવત્ ૧૯૬૪.

## પ્રેયસી સાન્ત્વન.

મારી મીઠી રડે છે શા માટ ? નથી કોઈ લેઈ લેતુ–
તારૂં મુખડું ભલેને હો પ્રભાત, નથી કોઈ લેઈ લેતુ !
કોઈ લેઈ લેતું રે કોઈ લેઈ લેતુ ! મારી ધ્રુવ પદ.
શાને બીહે છે સંભારિ વાત નિશાએ વિમાસણ જે પડી ?
શાને ધ્રુજે સ્વપ્ને એ સાક્ષાત આવી હોય કોઈક ઘડી !
મારી મીઠી૦ ૧

મળવું હોયે પર્વેણિએ પૂરી પેર, વાંકુ થાયે કઈનુ કઈ,
અનુસરજે પીડાની લ્હેરે લ્હેર ! મુઝાવું નહિ સમજી સહી.
મારી મીઠી૦ ૨

આ સસારે, અસારે, માયાપારે પ્રમગ એવા કઈક હશે !
કાં ગભગવુ ગુરીબડી ત્યારે અખડ સુખ બીજે કઈ હશે ! ! .
મારી મીઠી૦ ૩

કદાપિ, સુખ ના ખમી શકિ મિત્ર રાતો તાતો ઉદયે દિસે।
તેના રગે રસાયુ વિચિત્ર સાગરહૃદયે ધૂમશે।।

મારી મીઠી૦ ૪

કદાપિ ગ્રહણે ઘેરાયો ઘોડો ઝાંઝો, કદાપિ એવો અસ્ત થઉં,—
કદિ કળાયે ઘટુ ન વી'લી થાજે। અન્તર એવો એવો હું રહું।।

મારી મીઠી૦ ૫

કોઈ કાળે મળશુ આપણુ, એવા ભળશુ જૂદા કોઈ શુ કરે।
હૃદયે હૃદયે ઓવારણા લેવી થનથન તનમન ચેતન વરે।।

મારી મીઠી૦ ૬

તું મુજ કુમુદા રમણી તુ તારા રોહિણી ચતુરા ચકોરી તુંએ
તું વનસ્પતિ દક્ષિણી દેવાગના કહું શુ તું તેની તેં એ।।

મારી મીઠી૦ ૭

ભલે માન હું—ને તું તારો ચન્દ્ર, ચકોર, જે તે હૃદય કહે।
હું તો તારો એ તારો હરિ એક લેતા ન કોઈ તુજ એ લહે।।

મારી મીઠી૦ ૮

સાગર મહેલ, વાલ્કેશ્વર
મુબાઈ, તા ૨૯-૨-૧૮૯૬.

હરિલાલ હર્ષદરાય ધ્રુવ.*

---

* સ્વ હરિલાલ હર્ષદરાય ધ્રુવનુ આ કાવ્ય એમના પુત્ર રા. સુમનસ્ તરફથી પ્રસિદ્ધ થવા અમારી પાસે આવ્યુ છે.

તન્ત્રી.

# ગૂઢ કોકિલા.

( દ્રુતવિલમ્બિત )

તિમિર તારક સર્વ ગયાં શમી,
ઊઠી ઉષા કંઈ કેશ સમારતી,
શશિકલા ગગનાઙ્ગણમાં રમી
નવલ શુક્રશું પ્રેમથી લાડતી! ૧

કહિં ઉલૂક ગયો વનમાં છુપી,
નિજ કઠોર સુરો લઈ સંહરી;
મધુરગાનસુધા વરસાવતી,
પરભૃતા સહકાર મહિં, સુણી. ૨

( ખંડહરિગીત )

શશિકલા નવયૌવના
શુક્ર રૂડો વર વરી,
ગીત મંગલ લગ્નનાં
એ ગાય કોયલ રસભરી. ૩

ગીતસુર શ્રવણે પડી,
હૃદયસુર શા મુજ સ્ફુરે!
કોકિલા તરુએ ચઢી
મુજ પ્રશ્ન-ઉત્તર ચીતરે. ૪

( ખંડશિખરિણી )

" મધુર મુજ તૃષ્ણા સુખતણી,
વિમલ યશવાઞ્છા રસભરી,
મ્હને પ્રેરે નિત્યે ઉલટભર કર્તવ્યપથમાં,
થશે સિદ્ધિ શું આ છતાં વિવિધ વિઘ્નોજ વસમાં?"
પરભૃત વદે—"ધૈર્ય તજમાં!" ૫

---

( ખંડહરિગીત )

કોકિલા આ કૂજતી
હૃદય સુખ ઊંડું પૂરે!
વાણી એ મન રૂચતી
મુજ હૃદયમાં ધ્વનિ શા ભરે! ૬

---

છે; પરંતુ એની બહાર રહીને તેણે દેશના કલ્યાણ માટે ઘણું કરવાનું રહે છે: મન્દિર કરતાં મન્દિર બહાર કરવાની પ્રભુભક્તિ થોડી હોય છે?

* * * * *

આ વર્ષે વડી ધારાસભામાં બજેટ વખતે થએલી ચર્ચા અસાધારણ વિદ્વત્તા કે વક્તૃત્વના ચમત્કારથી ઝળકતી ન હતી; પરન્તુ એમાં કેટલીક અગત્યની બાબતો બહુ સાદી અને સીધી રીતે બહાર પાડવામાં આવી હતી, તેમ જ સરકાર તરફથી પણ પ્રજાને સંતોષે એવા કેટલાક મહત્ત્વના સુધારા જાહેર કરવામાં આવ્યા હતા.

મોઘવારી

ઑ. મિ. ગોખલેનું ભાષણ બહુધા તે વખતે સરકાર તરફથી થએલી કેટલીક ટીકાઓના ઉત્તરરૂપ હતું. ઑ. મિ. ચિટનવિસનુ ભાષણ વધારે વ્યાપક અને ગંભીરતાથી ભરેલું હતું—જેનો મુદ્દાનો ઉતારો ચૈત્રમાસના વસન્તને અન્તે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. પણ સર્વ ઉચ્ચારણોમાં, હંમેશ માટે સ્મરણપટમાં અંકાઈ જાય એવું વાક્ય તો એક જ—ટિપુ સુલ્તાનના વંશજ મદ્રાસવાળા નવાબ સૈયદ મહમ્મદ સાહેબનું હતું. તેઓ સાહેબ કહે છે

"I do not know whether grain-compensation allowance is destined to play as demoralizing a part in Indian Finance at the present day as falling exchange did in the nineties of the last contury"

ખરેખર, પંદર વર્ષ ઉપર વિલાયતની હુંડી ગડગડી પડવાથી સરકારને જેમ ગભરાટ પેદા થયો હતો તેમ અત્યારે અનાજની મોઘવારીથી પણ થાય તો આશ્ચર્ય નહિ. પ્રથમની મુશીબતનો ઇલાજ સરકારે એ કર્યો કે—પોતાના અંગ્રેજ અમલદારોને હુંડીના નુકશાનનું વળતર આપવાનું ઠરાવ્યું, અને ટંકશાળમા ખાનગી ચાંદીના રૂપીઆ પાડવા બંધ કરી પાઉંડના પંદર રૂપીઆનો ભાવ નક્કી કરી આપ્યો. હાલ ઉત્પન્ન થએલી મોંઘવારી મધ્યમ અને નીચલા વર્ગના નોકરોને સંકટરૂપ છે, અને તે કાયમ રહે તો સરકાર એનો શો ઉપાય યોજે છે તે જેવા જેવુ છે. સામાન્ય રીતે ઊંચા ભાવ એ લોકની સમૃદ્ધિનું ચિહ્ન ગણાય છે, અને સરકાર કેટલીક વાર આ દલીલનો ઉપયોગ પણ કરે છે. પરંતુ આ વખત ધારાસભામાં પ્રજાના પ્રતિનિધિઓ તરફથી આ બાબત જ્યારે ઉપસ્થિત કરવામાં આવી ત્યારે સરકારે માત્ર એટલું જ જણાવ્યું કે સમસ્ત પૃથ્વી ઉપર જેમ ભાવ ચઢી ગયા છે તે જ પ્રમાણે અત્રે પણ થએલું જેવામાં આવે છે. મિ. ગોખલેનું એમ માનવું છે કે હાલમાં સરકારે જોઇએ તે કરતાં વધારે રૂપીઆ પાડ્યા છે તેનું આ પરિણામ છે; અને આ ગૂઢપ્રશ્ન હોવાથી તે સંબન્ધી સૂક્ષ્મ તપાસ કરવા માટે કમિટિ નીમવાની વિનતિ કરવામાં આવી છે, અને તેમ કરવા સરકારે હા પણ પાડી છે. દરમિયાન છેલ્લા (જુલાઇના) 'હિન્દુસ્તાન રિવ્યુ'-પત્રમાં એક ગૃહસ્થ તરફથી આંકડા રજુ કરવામાં આવ્યા છે:—

**વસ્તીમાં વધારો**—૧૮૮૦–૮૧ કરતાં ૧૮૯૦–૯૧ માં સેંકડે ૧૩ ટકા.
૧૮૯૦–૯૧ „ ૧૯૦૦–૦૧ „ ૨ „

ત્યાર બાદ, છેલ્લાં પાંચ–છ વર્ષમાં પુષ્કળ મરકી.

ખેડાણ જમીન—

| | ચોખા ( એકર ) | ઘઉં ( એકર ) | સઘળું અનાજ ( એકર ) |
|---|---|---|---|
| ૧૮૮૪–૮૫ | ૨૦,૯૧૯,૨૮૧ | ૧૯,૭૩૨,૦૩૭ | ૧૧૨,૦૮૫,૪૦૧ |
| ૧૮૯૦–૯૧ | ૬૫,૬૨૧,૬૬૮ | ૨૨,૦૩૨,૮૧૪ | ૧૭૬,૪૫૮,૪૭૩ |
| ૧૯૦૦–૦૧ | ૬૯,૦૨૬,૨૭૩ | ૨૦,૧૦૩,૦૨૪ | ૧૮૨,૦૪૫,૧૪૬ |
| ૧૯૦૪–૦૫ | ૭૩,૫૨૫,૩૮૮ | ૨૩,૫૦૯,૮૦૨ | ૧૮૫,૪૫૩,૦૪૨ |

પાક—

| | ચોખા ( હંડરવેટ ) | ઘઉં ( હંડરવેટ ) |
|---|---|---|
| ૧૮૯૧–૯૨ | ૩૧૪,૮૦૪,૧૬૧ | ૬,૦૯૩,૭૪૧ |
| ૧૯૦૬–૦૬ | ૪૪૫,૯૬૬,૦૦૦ | ૮,૫૬૦,૮૪૦ |

બ્રિટિશ હિન્દુસ્થાનમાંથી નિકાસ—

| | ચોખા (હંડરવેટ) | ઘઉં (હંડરવેટ) |
|---|---|---|
| ૧૮૮૬–૮૭ | ૨૬,૪૬૦,૫૦૯ | ૨૨,૨૬૩,૬૨૪ |
| ૧૯૦૦–૦૧ | ૩૧,૦૭૭,૮૨૬ | ૫૦,૦૨૧ |
| ૧૯૦૧–૦૨ | ૩૩,૭૪૭,૬૪૯ | ૭,૩૨૧,૮૧૮ |
| ૧૯૦૨–૦૩ | ૪૭,૦૪૧,૫૪૪ | ૧૦,૨૯૨,૧૦૦ |
| ૧૯૦૩–૦૪ | ૪૪,૪૪૪,૭૬૯ | ૨૫,૯૧૧,૩૧૨ |
| ૧૯૦૪–૦૫ | ૪૮,૮૩૭,૩૯૯ | ૪૩,૦૦૦,૪૦૨ |

સરકારે ટંકશાળમાં પાડેલા નવા રૂપીઆ—

| | |
|---|---|
| ૧૮૯૪–૯૫ | ૯,૪૫,૯૫૦ |
| ૧૮૯૫–૯૬ | ૨૯,૨૭,૧૩૦ |
| ૧૮૯૬–૯૭ | ૫૭,૩૩,૫૩૦ |
| ૧૮૯૭–૯૮ | ૯૮,૫૬,૯૨૦ |
| ૧૮૯૮–૯૯ | ૬૯,૮૩,૬૫૦ |
| ૧૮૯૯–૧૯૦૦ | ૨,૨૨,૫૯,૭૫૦ |
| ૧૯૦૦–૧૯૦૧ | ૧૭,૨૬,૪૮,૭૨૪ |
| ૧૯૦૧–૦૨ | ૫,૧૩,૪૭,૭૩૨ |
| ૧૯૦૨–૦૩ | ૧૧,૩૮,૯૪,૮૪૮ |
| ૧૯૦૩–૦૪ | ૧૬,૫૩,૧૧,૫૪૧ |
| ૧૯૦૪–૦૫ | ૧૧,૩૭,૦૩,૩૬૬ |
| ૧૯૦૫–૦૬ | ૨૦,૯૦,૪૪,૫૫૧ |

પહેલાંનાં પાંચ વર્ષની સરાસરી ૮,૦૦,૦૦,૦૦૦ ( લગભગ )

એનો ફલિતાર્થ એ છે કે—છેલ્લા દસકામાં હિન્દુસ્થાનની વસ્તી જૂજ વધી હશે, કદાચ ઘટી પણ હોય; અને ખેડાણજમીનમાં વધારો છે; તેથી અનુમાન એવું થાય છે કે કાં તો ટંકશાળમાં રૂપીઆ વધારે પાડવામાં આવ્યા હોય, અગર તો પરદેશ અનાજ વધારે ચઢતું હોય, અગર તો બંને હોય. હાલની મોંઘવારી ઉપર જણાવેલાં બંને કારણનું પરિણામ છે એમ ઉપર ટાંકેલા આંકડા દર્શાવે છે.

હવે, આ મુશીબતનો ઉપાય શો ? રૂપીઆ વધારે પડી ગયા હશે તો તેનું તો સાટું બે વર્ષ ઓછા પાડીને વાળી શકાશે. પણ પરદેશ અનાજ જતું શી રીતે અટકાવી શકાય ? દાદાભાઈ નવરોજજીનો મહાસિદ્ધાન્ત માનીએ તો હિન્દુસ્થાન માથે પરદેશી અમલદારોના પગાર પેન્શન વગેરેનો બોજો ભારે હોઈ, અત્રેથી તે પ્રમાણમાં માલ ચઢાવ્યા વિના છૂટકો નથી. આ દુઃખ ટાળવાનાં ચાર સાધનો છેઃ (૧) સરકારી નોકરીમાં દેશીઓનો વધારે ઉપયોગ કરવો; (૨) દેશમાં હુન્નરો વધારવા, જેથી કારીગરીનો માલ પરદેશ ચઢાવી શકાય, અને અનાજ થોડું ચઢાવવું પડે; (૩) રેલ્વે વધારવાનું બંધ રાખી જળાશયો વધારવાં, જેથી અનાજ પરદેશ ખેંચાઈ જવાની વિશેષ અનુકૂળતા થવાને બદલે વિશેષ અનાજ ઉત્પન્ન થવાની અનુકૂળતા થાય.; (૪) અનાજની અત્યન્ત મોંઘવારીના વખતમાં નિકાસ ઉપર જકાત નાંખવી. અમુક વેપારીઓના સ્વાર્થ ખાતર આ છેલ્લા સાધનનો દુરુપયોગ થઈ જવાનો ભય છે. પણ આ વ્યવહારતન્ત્રમાં એવું કયું સાધન છે કે જેનો એક યા બીજી રીતે કોઈક વખતે દુરુપયોગ થવાનો ભય ન હોય ? હજી સુધી તો પ્રજાપક્ષના પ્રતિનિધિઓ તવંગરના નહિ પણ કેવળ ગરીબ વર્ગના હિત ઉપર જ દૃષ્ટિ રાખે છે,* અને સરકારને પણ એ વર્ગ જ પ્રિય છે. તેમ વાસ્તવિક દુરુપયોગ થતો અટકાવવા માટે સરકારના હાથમાં પૂરતાં સાધનો પણ છે, અને એક વખત શરૂ કરેલી રીતિ જરૂર જણાયે પાછી ફેરવી નાંખવાની પણ તેને સત્તા છે. તેથી આ નવી આર્થિક નીતિ દાખલ કરતાં સરકારે આંચકો ખાવો ન જોઇએ એમ દેશના કેટલાક હિતચિન્તકોનુ કહેવું છે. પણ આ સાધનના મૂળમાં જે એક વાત રહેલી છે તે એ કે—હિન્દુસ્થાનના હિત ખાતર આયાત યા નિકાસ ઉપર યથેચ્છ જકાત નાંખવાની હિન્દુસ્થાનને સત્તા હોવી જોઇએ. તેથી અત્યારે, અસાધ્ય અને અનિષ્ટ રાજકીય + સ્વરાજ્યના વિવાદો કરવાને બદલે, આર્થિક સ્વરાજ્ય (Financial and economic autonomy) પ્રાપ્ત કરવાનો યત્ન કરવામાં આવે તો વધારે સારૂં છે. આ આર્થિક સ્વરાજ્ય પણ અત્યારે તો અસાધ્ય જ છે, પણ તે અનિષ્ટ નથી એટલું જ નહિ પણ તે માટેનો પ્રયત્ન દેશની મ્હોટામાં મ્હોટી જરૂરિયાતને લોકદૃષ્ટિ આગળ તારવી આપવામાં સહાયભૂત થશે, તથા આપણી પરમ પરતન્ત્રતા આર્થિક છે એ વાત પ્રજામાં બરાબર ગ્રહણ થશે.

[ વસન્ત-ઑફિસ. ]

---

* મિ. ગોખલે ઇન્કમટૅક્સ રદ કરવાની સૂચનામાં ન ભળ્યા, અને મીઠાનો કર રદ કરવાની જ માગણી કર્યા કરે છે તે આ કારણથી જ.

+ (બ્રિટિશ સામ્રાજ્યથી છૂટા પડી મેળવેલી સ્વતન્ત્રતાના અર્થમાં)

## વીણાને આવાહન.

( ઇંગ્રેજી ઉપરથી )

વસન્તતિલકા.

હે ઉત્તરે વસતી મંજુલશબ્દ વીણા!
દુઃખી દશા તુજ દીસે થઈ તું વિશીર્ણ!
આચ્છાદતાં વિટપ “વિચ એલ્મ” મહાન દંડ,
શીતામ્બુનું ઝરણ “સેન્ટ ફિલા”નું સ્વચ્છ,

ત્યહાં પૂર્વ કાળથી રહી લટકી તું શાખે,
ને વાયુ ચંચલ પણે તુજ સૂર નાખે,
ઈર્ષ્યા થકી, પણ, વિંટાઈ તું-પાસ વસી,
તન્ત્રી લીલા વિગથીં દાટી દીધી સમગ્રી,

હે વાદિની! વિરમશો નવ શું હજીયે?
પર્ણોતણા સમ મર્મર શબ્દ થાયે,
ને નિર્ઝરો કલરવે ઝિણું ઝિણું ગાયે,
તેથી મૌન તુજ સુરો મૂક રહે શું તોયે?

ને કોઈ વીરવદને નવ હાસ્ય લાવે?
કે અશ્રુ કો યુવતીને નવ શું ડગાવે?
રે! આમ “કેલીડન” મા, તુજ સૂર, પૂર્વ
રહેતા ન નીરવ જ ઉમંગ લોપ જોવે,

તેં વેગ ગાન, તું, નિરાશ થતી પ્રીતિના,
ને ગાન પ્રાપ્ત યશના વળી, ગાતી'તી ત્યહાં,
ઉદ્દીપ્ત બીકુજનને કરતી હતી તું,
ગર્વિષ્ઠનો મદ બધો જ ઉતારતી તું

જ્યારે લયે વિરમતું મીઠું કંઈગાન
ઊંચું સુણાય તુજ ગાનજ એકતાન,
ઉત્સાહી ઉન્નત પીતા શ્રવણે સુગાન
યોદ્ધા કિરીટી, રતી સુદતી, એક ધ્યાન

ત્યારે હતા જ સંગીત વસ્તુ મુખ્ય
સ્વામા નરેન્દ્ર અનુગા, બહાદીન વીર્ય,
આપાધપી મહદ તન્ત્રી ગતિ જ ત્યાગી,
ત્યહાં મધ્યે બાપડું આ કર ધૃષ્ટ મારી,

તોયે, અયે !, ફરીથી એક જ વાર ગા, ગા,
આ દીર્ઘ નીંદ થકી જાગી રસીલી તું, ગા:
ચાતુર્ય મ્હારૂ તુજ પૂર્વ સુગાનનો, તો,
પાછી સકે ને પડઘો પણ મંદ ન્હાનો,

તોયે, અયે !, ફરીથી એક જ વાર ગા, ગા,
આ દીર્ઘ નીંદ થકી જાગી રસીલી તું ગા,
જો કે કઠોર ભયશીલ વિમદ હોય,
ને હોય ના કંઈ જ ઉત્તમ ગાન યોગ્ય,

જો તે પ્રભાવથી સ્ફુરે ઉર એક તોય
છેડયા સુરો, ન, તુજ મોહન, વ્યર્થ જાય;
ત્હારે ન મૌન ધરી રહે, ફરી ગા, તુ વીણા,
સૂરો જગાવ્ય, અયિ મોહિની ! રમ્ય ઝીણા.

ભ્રમર.

---

## પૃથ્વીનું વય.

( અનુસન્ધાન પૃ. ૧૦૨ થી. )

આ સવાલને ભૌતિકશાસ્ત્રી વળી એક ત્રીજીજ દિશામાંથી ઉપાડે છે. હવે તે ઉપર પ્રમાણે પૃથ્વીના વયની બાહ્યમર્યાદા બાંધી તે પોતાની દૃષ્ટિ સૂર્ય તરફ ફેરવે છે અને પ્રશ્ન ઉઠાવે છે કે સૂર્યને કેટલા વર્ષ થયા ? સૂર્ય પોતાનું તેજોબળ કેટલા કાળ થયા ફેંકે જાય છે કે જેથી આ પૃથ્વી ઉપર પ્રાણી વનસ્પતિ વગેરે જીવો જીવે છે ? ત્યારે સવાલ એ ઉભો થાય છે કે સૂર્યની શક્તિનુ મૂળ શુ ? આપણે પૃથ્વી ઉપર જેવુ અગ્નિનું સ્વરૂપ જોઇએ છીયે તેવી રીતે સૂર્ય પર અગ્નિનુ જ્વલન થતુ નથી. કારણ કે જો સૂર્યનો ગોળો આખો કોલસાનો બનેલો હોય અને તેની આસપાસ તેનો દાહ જારી રાખવાને પૂરતો ઓકસીજન વાયુ હોય તો તો સૂર્ય ક્યારનોએ થોડા હજાર વર્ષોમા ફુકઇને રાખ થઈ ગયો હોત. જ્યારે આ વાત વૈજ્ઞાનીઓને માન્ય થઈ ત્યારે એમ અનુમાન કરવામા આવ્યુ કે સૂર્યનો મહાન સ્થૂલપિંડ, ભાગી ગયેલી પૃથ્વીઓના કકડાઓ જે સૂર્યમંડળમા ઉલ્કારૂપે ધસડાઈ આવે છે તેને પોતાના ગુરુત્વબળથી પોતામા આકર્ષી લે છે અને તેથી ઉલ્કાઓમાં એટલો તો વેગ પેદા થાય છે કે સૂર્યની સાથે અથડાવાથી તેની વેગશક્તિ ગરમીરૂપે સૂર્ય પર પ્રદર્શિત થાય છે. હવે આવી રીતે જો સૂર્યની ગરમીનુ મૂળ હોય તો પ્રત્યેક વર્ષે સૂર્ય જેટલી બહાર કાઢે છે તેટલી ગરમી ઉત્પન્ન કરવા માટે ચદ્રના કદ જેટલું સમગ્ર ઉલ્કાઓનુ કદ સૂર્યમાં જઈ પહોંચવુ જોઇએ.

પણ ખગોળવેત્તા કહે છે કે આકાશમાં આટલા બધા ઉલ્કા માલૂમ પડતા નથી. ત્યારે હવે સર્વમાન્ય અનુમાન એમ કરવામાં આવ્યું કે જે પદાર્થનો સૂર્ય બનેલો છે તે પદાર્થના પરમાણુઓના એક બીજા સાથે અથડાવાથી સૂર્યની ગરમી ઉત્પન્ન થાય છે. આ અથડામણુ સૂર્યના સંકોચાવાને લઇને થાય છે. અને એવી ગણત્રી થઈ છે કે સૂર્યનો વ્યાસ પ્રત્યેક સૈકે ચાર માઇલ જેટલો સંકોચાતો જાય છે. આમ છે ત્યારે પ્રશ્ન એવો ઉપસ્થિત થાય છે કે સૂર્યની ગરમી આવી રીતે કેટલાં વર્ષે થમા નીકળે જાય છે? આનો લૉર્ડ કેલ્વીન એમ જવાબ આપે છે કે સૂર્યને ગરમી આપતાં તે પચાસ કરોડ વર્ષ કરતાં વિશેષ વખત થયો નથી. આપણે ઉપર જોયું છે કે પૃથ્વીને જડ થયાને અને પાણીને પૃથ્વી ઉપર પ્રવાહી થયાને દશ કરોડ વર્ષ થયાં છે.* આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે સૂર્યે પૃથ્વીને કદાચ ૧૦ કરોડ વર્ષ સુધી તેજ આપ્યું હોય પરંતુ એટલું તો ચોક્કસ જ કે તેણે ૫૦ કરોડ વર્ષ સુધી તો પૃથ્વીને પ્રકાશ આપ્યો જ નથી.

આ પ્રમાણે આપણે પૃથ્વીના વયનો વિચાર ભૌતિકશાસ્ત્રથી ચારે મેર કેવી રીતે કરાય છે તે જોયું અને તેમાં ભૌતિકશાસ્ત્ર પોતાની ગુચ છોડતાં છોડતાં જોકે પૃથ્વી ઉપર જીવ કેટલા વર્ષથી શક્ય છે તેનો તો જવાબ આપી શકતો નથી પરતુ એટલું જણાવી શકે છે કે કઈ હદની બહાર પૃથ્વી જીવ પોષી શકવા અશક્ય હતી. લૉર્ડ કેલ્વીનનો એવો મત થાય છે કે આ હદ્દ દસ કરોડ વર્ષ કરતાં વિશેષ નથી અને તે અનુમાન કરે છે કે જીવ ઉત્પન્ન થયાને લગભગ બે ત્રણ કરોડ જ વર્ષ થયાં છે.

આમ ભૌતિક રીતમાં મોટી ગણત્રીઓ કરવી પડે છે અને ગણિતશાસ્ત્રની અનિવાર્ય સૂક્ષ્મતા મેળવેલાં અનુમાનોને યથાર્થતાનું સ્વરૂપ આપી દે છે પણ એથી કોઈ વખત ખોટે માર્ગે દોરાઈ જવાય છે ખરૂં. આટલું તો નક્કી છે કે જો આપણાં સ્વીકૃત તત્ત્વો જ ચોક્કસ નથી તો તે ઉપરથી ગણિત કરેલી ગણત્રી યથાર્થ પરિણામ આપી શકે નહિં અને એ ઉપરથી કહી શકીયે કે જો પરિણામમાં કંઈ પણ સંદિગ્ધતા માલૂમ પડે તો તેને માટે સ્વીકૃત તત્ત્વોની અનિશ્ચિતતા જવાબદાર છે. પ્રત્યેક ગણના અમુક અનુમાનો ઉપર બંધાયેલી છે; આ વિષે આપણે વિચાર કર્યો ન હોત પણ આપણે હવે ભૌતિકશાસ્ત્ર અને ભુસ્તરશાસ્ત્રની ગણનાઓનો તટસ્થ રીતે વિચાર કરવો પડશે. અને ત્યારે આપણે જોવું જોઇશું કે કેના અનુમાનો વધારે સત્ય છે. તો ભૌતિકશાસ્ત્રના અનુમાનો માટે નીચેની શંકાઓ ઉભી થાય છે.

(૧) ચંદ્ર અને પૃથ્વીની ગતિમાં થતા વખતનો ફેરફાર યોગ્ય પ્રમાણમાં લેવામાં આવ્યો છે કે કેમ?

---

* આ લેખના પૂર્વાર્ધમાં આ વિષે ચર્ચા કરતાં એક અબજ વર્ષ લખેલ છે તો તેમાં ભૂલ હોઈ તે ૧૦ કરોડ વર્ષ જોઇએ.

(૨)[1] એ વાત શું સત્ય છે કે પૃથ્વીએ જડ સ્વરૂપ ધારણ કર્યા પછી તેના કદમાં કંઈ જ ફેરફાર થયો નથી ?

(૩) પૃથ્વીની અંદર વધતી ગરમીના જે આંકડા પ્રયોગથી મેળવ્યા છે તે શું બધા અક્ષાંશો માટે સત્ય છે અને શું તેમાં સ્થાનિક કારણો જેવા કે જ્વાળામુખીનુ સાંનિધ્ય વિગેરે કારણોથી ફેરફાર નહિ થતો હોય ?

આ પ્રમાણે આપણા પ્રશ્નનો ભૌતિકશાસ્ત્રની દિશાએથી વિચાર કરી આપણી નજર ભુસ્તરશાસ્ત્ર તરફ ફેરવીશું. તે લોકો વળી સાત જુદી જ બાજુએથી આ પ્રશ્નનો નિકાલ કરવા માંગે છે. તેમનો મુખ્ય પ્રશ્ન એ છે કે જીવની કંઈ પણ નિશાની દર્શાવનારા (Fossil-bearing) પૃથ્વીના જુદા જુદા થર ક્યારથી પથરાવા લાગ્યા અને જે અતિપ્રાચીન જલભૂ (Aqueous) પત્થરોમાં જો કે જીવની એધાણી મળતી નથી તો પણ જેની જીવને પોષી શકે એવી સ્થિતિ છે તે પત્થરોની શરૂઆત ક્યારથી થવા લાગી ?

સર આરચી બોલ્ડ ગીકી જે આ જમાનાના અતિ નામાંકિત ભુસ્તરશાસ્ત્રી છે તેમનો આ પ્રશ્ન વિષે એવો અભિપ્રાય થાય છે કે તેને બે કરોડ વર્ષ કરતા ઘણાંએ વિશેષ વર્ષ લાગ્યાં છે. પથરોની જાડાઈ લગભગ એક લાખ ફીટ થએલી છે. અમેરીકાના રૉકી પર્વતના પશ્ચિમ દેશોમા માત્ર ચાકના થરની જ જાડાઈ દશ હજાર ફીટ છે અને ચાક એવા પ્રકારનો થર છે કે તેને જામવાને પૃથ્વીના કોઈ પણ ઇતિહાસકાળમા ઘણો જ લાંબો વખત લાગ્યો હોવો જોઇએ કારણ કે દરિયામાથી ચુનાના કારબનેટનો પદાર્થ ખેંચી કાઢનારા જીવડાંઓના શંખલાનો આ ચાક બનેલો છે. બહુ બારીક તપાસ પડતી મુકી માત્ર આ વાતનો ઉપર-ચોટીયો જ વીચાર કરીને આ થરોના પત્થરો બનાવનારા પદાર્થો કેટલા વખતમાં જામતા ગયા તેનુ પ્રમાણ નક્કી કરવા ઘણા ભુસ્તરશાસ્ત્રીઓએ યત્ન કર્યો છે. આ પદાર્થો નદી વાટે સમુદ્રમાં આવી ત્યાં જામી ગયા છે તો હવે એક વર્ષમાં કોઈ પણ નદી કેટલો જાડો થર સમુદ્ર સપાટી ઉપર પ્રસારી દે છે તેની ગણત્રી કરીએ. હાલ જુદી જુદી નદીઓના મુખ ઉપર પ્રયોગો કરી જે આંકડા નક્કી થયા છે તે પ્રમાણે નદીઓ પ્રત્યેક વર્ષમાં જેટલી જમીન સપાટી તેઓ ધોઈ નાંખે છે તેટલી સમુદ્ર સપાટી ઉપર લગભગ $\frac{૧}{૨૦૦૦}$ થી માંડીને $\frac{૧}{૪૦૦૦}$ ફુટ જેટલી જાડાઇનો થર પાથરે છે. આ જમાવટની હદમાં બહુ ફેરફાર થયા કરે છે કારણ કે જમીનની વરસાદથી ધોવાવાની ક્રિયામાં આસપાસની સ્થિતિને લઇને ઘણો ફેર પડે છે. પર્વતો મેદાનો કરતાં ઝપટથી ધોવાઈ જાય છે; અને જ્યાં વરસાદ ઘણો પડે છે અને વારંવાર ઝાકળ પડી જમીન પોચી પડી જાય છે ત્યાંની જમીન સુકી ગરમ જમીન કરતાં વહેલી ધોવાઇ જાય છે. જમીનની સપાટી કરતાં સમુદ્ર સપાટી ત્રણગણી માનીને અને નદીઓને જ માત્ર કાંપ લાવનાર સાધન માનીને એમ કહી શકાય કે એક લાખ ફીટના થરને જામવાને દસથી વીસ કરોડ વર્ષ લાગ્યાં હોવાં જોઇએ. આ આંકડા ભુસ્તરશાસ્ત્રીઓની વિચારશ્રેણી દર્શાવનારા હોઈ ઘણા અગત્યના છે. આની નીચલી હદમાંના વર્ષો કોઈ પણ પ્રકારે કમી કરી શકાય એમ

નથી. કારણ કે આપણે ઉપલી ગણત્રી કરી તેમાં માત્ર નદીનું સૌથી વેગવાળું સાધન ગણ્યું છે, ધરતી ઉંચી નીચી થાય તેની, પવન રેતી ધૂળ ઉરાડી મુકે તેની, લાખ ઉપરના બીજા સાતસેં ફૈટ જેની અંદર પણ જીવ હોય એમ હાલ માલુમ પડયું છે તે વધારાના થરની, વિગેરે બીજી ઘણી બીનાઓનો વિચાર કર્યો નથી કે જેમાંની દરેક ઉપરનાં ગણેલાં વર્ષોમાં વધારો કરવા લાગે છે એટલે આપણે દશ કરોડ વર્ષને ભુસ્તરશાસ્ત્ર પ્રમાણે જીવ શરૂ થયાને ઓછામાં ઓછાં લઈ શકીયે.

આ પ્રમાણે ઉપના ભૌતિકશાસ્ત્ર અને ભુસ્તરશાસ્ત્રના કાઢેલા આંકડા ઉપરથી ટુંકામાં વિચાર કરીએ તો ભૌતિકશાસ્ત્રી એમ કહે છે કે પૃથ્વીને જડ થયાને અને પૃથ્વી ઉપર પાણી પ્રવાહી રૂપે થયાને દશ કરોડ વર્ષ થયાં છે અને સૂર્ય તાપ આપતાં પચાસ કરોડ વર્ષ થયાં છે અને એ સર્વ ઉપરથી લોર્ડ કેલ્વીન હેલ્મહોઝ વિગેરે વિદ્વાનોનો એવો અભિપ્રાય થાય છે કે સૂર્યને પૃથ્વી ઉપર જીવ પોષી શકે એટલી ગરમી તથા પ્રકાશ આપતાં એકથી બે જ કરોડ વર્ષ થયાં છે; ત્યારે ભુસ્તરશાસ્ત્રી કહે છે કે જીવ ઉત્પન્ન થયા પછી જે થરો પૃથ્વીતલ ઉપર પથરાયા છે તે બધાને ઓછામાં ઓછાં દશ કરોડ વર્ષ તો થવાં જ જોઇએ. આ પ્રમાણે બન્ને પક્ષકારોના પરસ્પરવિરોધી અભિપ્રાય થાય છે. આ જોતાંની વાર જ આપણા મનમાં શંકા થાય છે કે ભુસ્તરશાસ્ત્રની આટલી બધી લાંબી મુદતનો ભૌતિકશાસ્ત્રની ટુંકી મુદતમાં કેવી રીતે સમાવેશ થઈ શકે? આ વાત ઉપરથી એટલી સાબીતી મળે છે કે કોઈ ઠેકાણે જબરી ભૂલ થતી હોવી જોઇએ કારણ કે કુદરતના નિયમો એકરૂપ જ છે. એમાં કંઈ ભૌતિક નિયમ એક અને ભુસ્તરનિયમ બીજો એવું કંઈ નથી. સામાન્ય માન્યતા એવી છે કે ભુલ થવાનો વિશેષ સંભવ ભૌતિકશાસ્ત્રના સ્વીકૃત તત્ત્વોમાં જ છે. અને ભુસ્તરશાસ્ત્રની ગણત્રી વધારે મજબુત પાયા ઉપર છે અને રાત દિવસ આપણી આસપાસ જે બીના બને જાય છે તેનો જ તેમાં મુખ્ય આધાર છે. આ પ્રમાણે ઉક્ત પ્રશ્ન આધુનિક કાળમાં વિજ્ઞાનશાસ્ત્રીઓનો મુખ્ય વિવાદનો વિષય થઈ પડયો છે અને તેનો નિર્ણય કરવા જુદા જુદા વિદ્વાનો જુદી જુદી દિશામાં પ્રયત્નો ચલાવ્યા કરે છે. જેમ જેમ કુદરતનું રહસ્ય આપણે વિશેષ સમજતા જઇશું તેમ તેમ આનો ફડચો પાસે આવતો જશે. હાલ જે રેડિયમનો શોધ થયો છે તેથી શક્તિનું એક જુદું જ મૂળ હાથ લાગ્યું છે અને આમાંથી કંઈ આપણા ગૂઢ પ્રશ્નનો નિકાલ થાય એમ લાગે છે. અત્યારે કેટલાકોનું એમ માનવું છે કે સૂર્યનો પદાર્થ રેડિયમના જેવો સ્વયંપ્રકાશક (Radio-active) હોય અને જે સાધારણ કાળગણત્રી ભૌતિકશાસ્ત્રી સૂર્યની ગરમી વિષે ઉલ્કાપાતને લઇને કે તેના દાહને લઇને કે તેના સંકોચને લીધે કરે છે તેના કરતાં ઘણા લાંબા કાળની મુદત સૂર્યની ગરમીને આથી મળી શકે છે. હવે માત્ર જોવાનું એટલું રહ્યું કે આ અનુમાન સર્વ રીતે સત્ય ઠરે છે કે કેમ? પરંતુ એટલા ઉપરથી આપણને ભુસ્તર ગણત્રી કંઈ અંશે ખરી હોય એમ શ્રદ્ધા ચોટે છે ખરી.

જીવનશાસ્ત્રીઓ (Biologists) ને આ પ્રશ્ન વિષે અભિપ્રાય આપવાનું કંઈ સંગીન સાધન નથી. પણ જો ઉપરના વિવાદનો ચોકસ નિર્ણય થાય તો તેમના એક મુખ્ય વિવાદગ્રસ્ત વિષયનો નિકાલ થાય. જીવનશાસ્ત્રના મૂળ વિચારોમાં ડાર્વિનના "જીવભેદનું મૂળ" (Origin of Species)

વિષેના પુસ્તકથી જ્યારથી મોટું પરિવર્તન થયુ છે ત્યારથી સર્વ જીવશાસ્ત્રીઓને એટલું તો માની જ લેવું પડયું છે કે જીવને ઉચ્ચ જાતિમા ઉત્ક્રાન્ત થવાને સરેરાશ ઘણો લાબો કાળ લાગ્યો હોવો જોઇએ. અને જીવન-ઉત્ક્રાન્તિના કાળમાપક કંઈ પણ સાધન ન હોવાથી તેઓ પોતાના સિદ્ધાંતો માટે હમેશાં જેમ બને તેમ લાબો કાળ લેવા તત્પર હોય છે જીવનશાસ્ત્રીઓમાં પણ હાલ જુદા જુદા પથો પડી ગયા છે અને તેમાના કેટલાક પૃથ્વીની જીવ પોષક સ્થિતિની શરૂઆતમાં ઉત્ક્રાન્તિ ઝડપથી થઈ છે એમ માને છે અને બીજાઓ બહુ મદાથી થઈ છે એમ માને છે. આનું સત્યશોધન કરવા માટે તેઓને ભુસ્તર થરોમા મળતા જીવચિહ્નોનો આધાર લેવો પડે છે તેથી તેમનો અભિપ્રાય ઘણે અંશે ભુસ્તરશાસ્ત્રીઓ સાથે સંબધી છે.

આ વિષયનુ અહીયા આટલુ માત્ર ઉપરચોટયુ વિવેચન કરવામાં આવ્યુ છે અને તે પ્રશ્ન વિજ્ઞાનના જુદા જુદા વિષયોના અભ્યાસના પરિણામે ઉપસ્થિત થયો છે અને આ પ્રશ્નનો ખરો ખ્યાલ લેવા માટે પ્રત્યેક વિષયના ઉંડા અભ્યાસની આવશ્યકતા છે અને પ્રત્યેક વિષયનો વાગ્વિસ્તાર કરવાનો આ લેખનો મુદ્દલ હેતુ નથી પણ માત્ર સામાન્ય દૃષ્ટિએ એટલું જ બતાવવાનો છે કે સૃષ્ટિની બારીકમા બારીક ક્રિયાનુ દર્શન કરવામા ઘણી વખત વિશ્વ રચનાના ગૂઢ પ્રશ્નોનો નિકાલ કરવાનુ સાધન મળી આવે છે. કોયલાની ખાણમા કામ કરતો એક મજુર જ્યારે કોયલાના થરનો શાસ્ત્રીય અભ્યાસ કરે છે ત્યારે તેના નિરીક્ષણથી થયેલા સિદ્ધ અનુમાનો મગજની ઉચ્ચ કેળવણી લઈ ગણિતવિદ્યામા પ્રવીણ થયેલા અને મનુષ્યની ઉંચામા ઉંચી બુદ્ધીથી શોધાયેલા બારીક દૂરબીનોનો ઉપયોગ કરનારા ખગોળવેત્તાઓની પણ ભૂલ શોધી બતાવવા સમર્થ છે, અને જે વિશ્વસ્વરૂપના પ્રશ્નોનો મોટા મોટા તત્ત્વજ્ઞાનીઓ કોઈ પણ ચોકસ ખુલાસો કરવા પોતાની આખી જીંદગી અટપટીયા વિચારોમા ગાળી નાખે છે તે પ્રશ્નોના આ સાદા અનુમાનો ઘણી વાર માર્ગસૂચક થઈ પડે છે

વિજયલાલ કનયાલાલ ધ્રુવ.

---

# હિન્દુસ્તાનની ખાણો અને તે માંહેના ખનિજ પદાર્થો.

## રાસાયનિક ઉદ્યોગની પડતી.

હિન્દુસ્તાનની આજકાલની અને માત્ર સોએક વર્ષ ઉપરની રાસાયનિક ઉદ્યોગ સબંધેની સ્થિતિમા આસમાન જમીનનો તફાવત જોવામા આવે છે સસ્તે ભાવે બનાવવામા આવતા ગંધકના તેજાબ–સ'લ્ફ્યુરિક–ઍસિડ અને આલ્કલિને લઇને, તેમ જ આગગાડી, વગેરે સાધનોને લીધે માલ સસ્તે દરે લાવવા લઈ જવાની સગવડને લઇને, યુરોપ ખંડના જુદા જુદા દેશના ઉદ્યોગોનો તેમ જ તે દેશોનો ઉદ્ધાર થયો છે, તેમા કોણ ના પાડી શકે તેમ છે ?

હિન્દમા નીપજતા રાસાયનિક પદાર્થો જેવા કે–ફટકડી મોરથુથુ ટંકણખાર, સુરોખાર વગેરેની બનાવટને વધારે સ્વચ્છ અને સસ્તે ભાવે મળી શકતા પરદેશથી આવતા પદાર્થોએ સખ્ત ધોકો પહોચાડ્યો છે ધાતુવિદ્યા જેવી અગત્યની વિદ્યા પણ હિન્દુસ્તાનમાથી નાશ પામી છે, કે નાશ પામતી જાય છે માત્ર સો વર્ષ ઉપર જ હિન્દ લોઢુ ગાળવાની કળામા, તેમ જ દરેક પ્રકારનુ લોઢુ–ઢાળાતુ ઘડતરનુ અને પોલાદ–બનાવવામા અને ખાસ કરી પોલાદની બનાવટમા પહેલો દરજ્જો ભોગવતુ હતુ હિન્દુસ્તાનના કારીગરો લોઢુ ગાળી જેવી રીતે તેમાથી ઉત્તમોત્તમ સામાન–સાધારણ વપરાશનો તેમ જ યુદ્ધને લગતો–બનાવી જાણતા, તેવી જ રીતે બીજી ધાતુના જેમકે તાબા પિત્તળના ઉત્તમ અને નમુનેદાર કારીગીરીવાળા નાના મોટા વાસણો વગેરે બનાવવામા પણ તેઓએ કઈ ઓછી ચતુરાઈ દેખાડી નહતી માત્ર પચાસ વર્ષ ઉપર જ લોઢુ, વગેરે ગાળવાની ઘણી ભઠ્ઠીઓ હિન્દના જુદા જુદા ભાગમા ચાલુ હતી, અને હજુ પણ સ્થાનિક જરૂરીઆત પ્રમાણે કેટલાક ભાગની અંદર કેટલુક લોઢુ ગાળવામા આવે છે હિન્દુસ્તાનનો એવો વખત પણ હતો કે જ્યારે ધાતુ વિદ્યામા મેળવેલી ફત્તેહ અને નામેલિઅતને માટે તે યુરોપ ખંડના કોઈ પણ દેશના કરતા ઉચ્ચ સ્થાન ભોગવતો હતો. હાલ તો 'સર્પ ગયા અને લીસોટા રહ્યા' તે મુજબ પૂર્વે કરેલા મહાન્ કાર્યોમાથી સદ્ભાગ્યે થોડા જ દૃષ્ટિગોચર થાય છે

ધાતુ વિદ્યામા મેળવેલા ચાતુર્ય કે રાસાયનિક પદાર્થોની બનાવટમા મેળવેલા જયને માટે પુરાવા આપવાની જરૂર નથી છતા શકાશીલ વાચકને કુતુબમિનાર પાસેના ભવ્ય લોઢાના સ્તભનુ જગન્નાથપુરીના અદ્ભુત ભારોટીઆનુ શીરોહી આદિ સ્થળે બનતી ઉમદા અને પાણીદાર તલવારોનુ, અને ઉત્તર હિન્દમા હજુ પણ બનતા તાબા પિત્તળના સર્વોત્તમ કારીગીરીવાળા આશ્ચર્યજનક વાસણનું ભાન કરાવવાની જરૂર પડે છે

રે માત્ર ચાળીસ વર્ષ ઉપર દારૂ બનાવવામા ઉપયોગી સુરોખાર, હિન્દમાથી જથાબંધ પરદેશ ખાતે ચઢાવવામા આવતો હતો. હાલમા યુરોપ ખંડના જુદા જુદા ગર્વનર અને કરોડો રૂપીઆની મુડીથી સ્થપાએલા કારખાનાઓએ દારૂ બનાવવા માટેની જોઇતી ચીજો પૂરી પાડી હિન્દના સુરોખારને પણ ગડગડીઉં આપવા જેવુ કર્યુ છે

## રાસાયનિક પદાર્થો અને ધાતુની હિન્દમાં આવક.

હિન્દમાં બ્રિટિશ રાજ્ય સુસ્થાપિત થયા પછી આગગાડી જાળની માફક ચારે તરફ ફેલાવા લાગી; વળી સણ, સુતર, તેમ જ કાગળની મીલો પણ સ્થપાવા લાગી, અને ક્રમે ક્રમે કેટલાક ઉદ્યોગો પડી ભાગ્યા હતા, તેમાં નવું જીવન આવવા લાગ્યું. આવાં આવાં અનેક કારણોને લીધે હિન્દુસ્તાનને લોઢાની તેમ જ રાસાયનિક પદાર્થોની ઘણી જરૂર પડવા લાગી. આ વખતે આ બધો માલ હિન્દ પૂરો પાડે તેવી સ્થિતિમાં તે નહતો, અને તેથી જોઈતા પદાર્થો પરદેશથી મંગાવવાની જરૂર પડી. શરૂઆતમાં દરેક સ્થળે આ પ્રમાણે જ થાય છે. હિન્દુસ્તાન, પોતાને જોઈતી ચીજો પૂરી પાડવા જેમ જેમ સમર્થ થશે, તેમ તેમ પરદેશી માલની આવકમાં ઘટાડો થશે.

૧૯૦૧ થી ૧૯૦૩ ની સાલ સુધીમાં એટલે કે ત્રણ વર્ષની અંદર કુલ ૧૦,૧૫૮,૨૫૨ પૌંડની કિંમતનો સામાન (ખનિજ અને ધાતુનો સામાન) પરદેશથી હિન્દ ખાતે આવ્યો હતો. કાચનો સામાન, આગગાડીને લગતું સાંચાકામ, માટીનાં વાસણ, પોલાદનો સામાન,—ચપ્પુ, છરી, કાતર, વગેરે–મીલોના સંચા, વગેરેની ગણતરી કરીએ તો તે બધાની સામટી કિંમત ૮,૦૦૦,૦૦૦ પૌંડ જેટલી થવા જતી હતી.

ત્રણ વર્ષમા કેટલી કેટલી કિંમતનો જુદી જુદી જાતનો માલ હિન્દ ખાતે આવ્યો હતો તે નીચેના કોઠા ઉપરથી સ્પષ્ટ સમજાશે.

| ત્રણ વર્ષની અંદર પરદેશથી હિન્દ ખાતે આવેલો માલ | કિંમત પૌંડમાં. |
|---|---|
| ૧. ખનિજ તેલ. (ઘાસતેલ, વગેરે.) | ૨,૪૫૬,૮૭૫. |
| ૨. લોહુ. | ૨,૨૪૪,૯૦૮. |
| ૩. પોલાદ. | ૧,૫૧૭,૯૬૯. |
| ૪. તાંબુ. | ૧,૦૯૦,૮૪૩. |
| ૫. જવાહીર, મોતી, વગેરે. | ૮૩૫,૩૧૯. |
| ૬. મીઠું. | ૪૫૧,૭૧૬. |
| ૭. રાસાયનિક પદાર્થો. | ૩૭૭,૪૯૭. |
| ૮. કોલસા. | ૩૦૨,૩૧૪. |

| | |
|---|---|
| ૯. કલાઈ. | ૧૮૭,૭૪૦. |
| ૧૦. પત્થર આરસપહાણ, સીમેન્ટ. | ૧૭૪,૯૭૦. |
| ૧૧. સીસું. | ૧૩૬,૪૪૪. |
| ૧૨. જર્મન સિલ્વર. | ૧૨૭,૬૧૪. |
| ૧૩. જસત. | ૮૭,૯૮૯. |
| ૧૪. બીજી ધાતુઓ. | ૭૧,૬૫૧. |
| ૧૫. પિત્તળ. | ૬૬,૦૮૪. |
| ૧૬. પારો | ૨૮,૨૬૯. |
| | કુલ કિં. ૧૦,૧૫૮,૨૫૨ પૌંડ |

હવે હિન્દુસ્તાન કઈ કઈ ચીજો અને કેટલી કેટલી કિંમતની પરદેશ મોકલે છે, તે તપાસીએ. હિન્દુસ્તાન હુન્નરકળામાં ક્રમે ક્રમે પગભેર થતો જાય છે, તો પણ તેને યુવાવસ્થા પ્રાપ્ત થતાં ઘણો વખત જશે એમ લાગે છે. હાલમા તો તે ઘણો ખરો કાચો માલ પરદેશ ખાતે મોકલે છે, ૧૯૦૩ ની સાલમાં નીચે આપેલો કુલ ૪,૯૮૮,૫૨૭ પૌંડની કિંમતનો માલ હિન્દમાથી પરદેશ ચડાવવામા આવ્યો હતો.

| પરદેશ ચઢાવેલો માલ. | કિં. પૌંડમા |
|---|---|
| ૧. સોનુ. | ૨ ૩૦૨,૪૯૩. |
| ૨. કોલસા. | ૧,૨૯૯,૭૧૬. |
| ૩. મીઠું. | ૩૬૬,૧૪૭. |
| ૪. ચીલીનાં સુરોખાર. | ૨૮૮,૪૮૭ |
| ૫. ઘાસતેલ. | ૩૫૪,૩૬૫. |
| ૬. માણેક. | ૯૮,૫૭૫. |

## ઝરીઆની કોલસાની ખાણો.

રાણીગંજની ખાણોથી ઉતરતે દરજ્જે ઝરીઆની કોલસાની ખાણો છે. જે હદમાં કોલસા નીકળે છે, તે હદ ૧૭ માઇલ લાંબી અને ૯½ માઇલ પહોળી છે. આ હદમાં આવેલાં કોલસાનાં પડની જાડાઈ ૫ થી ૩૦ ફીટ સુધીની છે. ૧૮૯૪ માં આ ખાણમાંથી ૧૪,૮૧૮ ટન જેટલો કોલસો ખોદી કાઢવામાં આવ્યો હતો, પરન્તુ ૧૯૦૩ માં ૨,૪૯૩,૭૨૯ ટન કોલસો એટલે આખા હિન્દમાંથી નીકળતા કોલસાનો ⅓ મો ભાગ ખોદી કાઢવામાં આવ્યો હતો.

## દલતનગંજની કોલસાની ખાણો.

૧૯૦૧ ની સાલથી આ ખાણોનું અને ઇસ્ટ-ઇન્ડિઆ-રેલ્વેનુ જોડાણ થયું, અને ત્યાર પછી યુનાઇટેડ પ્રૉવિન્સિઝમાં આ ખાણોનો કોલસો પુષ્કળ જવા લાગ્યો. ૧૯૦૧ ની સાલમાં ૩,૮૮૧ ટન જેટલો અને બે વર્ષ પછી ૩૩,૫૭૭ ટન જેટલો કોલસો ખોદી કાઢવામાં આવ્યો હતો.

## ગીરીદીહની કોલસાની ખાણો.

હઝારી બાગ પરગણામા ગીરીદીહની કોલસાની ખાણો આવેલી છે. આ ખાણોનો વિસ્તાર ૧૧ ચોરસ માઇલ છે, છતાં તેમાં પુષ્કળ કોલસો સમાએલો છે, એવી ગણતરી કરવામાં આવી છે. આ ખાણોમાથી ઉંચા પ્રકારનો કોલસો મળી આવે છે.

## ઉમરીઆની કોલસાની ખાણો.

રેવા સસ્થાનની અંદર બેંગાલ-નાગપુર-રેલ્વેની કાન્તિ-વિલાસપુર શાખા ઉપર ઉમરીઆની કોલસાની ખાણો આવેલી છે. આ ખાણમાં ઈ. સ. ૧૮૮૨ ની સાલથી કોલસા ખોદવાનુ શરૂ કરવામા આવ્યુ છે, અને ૧૯૦૩ ની સાલમાં તે ખાણમાંથી ૧૯૩,૨૭૭ ટન કોલસા નીકળ્યા હતા.

## મોહપાણી અને વરોરાની ખાણો.

મોહપાણીની ખાણોમાંથી ૧૮૬૨ થી ૧૯૦૪ ની સાલ સુધી ધિ-નર્મદા-કોલ-ઍન્ડ આર્યન-કંપનીએ કોલસો ખોદી કાઢયો હતો. આ સાલ પછી મોહપાણીની ખાણોનો વહીવટ ધિ. ગ્રેટ-ઇન્ડિઅન-પેનિન્સ્યુલર-રેલ્વે-કંપનીને હસ્તક સોંપવામાં આવ્યો છે. હજુ આ ખાણમાંથી ૮,૦૦૦,૦૦૦ ટન કોલસા નીકળી શકશે એવી ગણતરી થએલી છે. વરોરા આગળની ખાણમાંથી ૧૮૭૧ ની સાલથી સરકાર તરફથી કોલસા ખોદી કાઢવામાં આવે છે. આ ખાણમાં ઘણું પાણી ભરાઈ જવાને લીધે, તેમ જ ખાણમાં ઉત્પન્ન થતા વાયુના સળગી ઉઠવાને લીધે, તેની અંદરથી કોલસા કાઢવામાં ઘણી મુસ્કેલીઓ નડે છે. મોટી આગને લીધે ઘણા કોલસાનો નાશ થયો છે, અને હવે સરકાર વરધા નદીની નજીક ચાંદાની દક્ષિણે રેલ્વે નાંખે છે, કારણ કે આ સ્થળે કોલસાની ગંજાવર ખાણો આવેલી છે.

## શીંગરેણીની ખાણો.

આ ખાણની અંદરથી કોલસા ખોદી કાઢવાનું કામ ૧૮૮૬ થી શરૂ કરવામાં આવ્યું. કોલસાના થરની જાડાઈ સાધારણ રીતે આશરે ૫ થી ૬ ફીટ સુધીની છે. હાલમાં વધારે જાડાઈના થર મળી આવ્યા છે, અને તેમાંથી કોલસા ખોદી કાઢવામાં આવે છે. તે ખાણોમાંથી દરેક વર્ષે ૪૦૦,૦૦૦ ટન કોલસો ખોદી કાઢવામાં આવે છે.

ઉપર બતાવેલાં સ્થળો ઉપરાંત આસામ, બલુચીસ્તાન, બર્મા, કાશ્મીર, પંજાબ અને રજપૂતાનામાં પણ કોલસાની ખાણો છે. બંગાળા વગેરેમાંથી મળી આવતા કોલસા વિશેષ જૂના અને ઓછી બિનાશવાળા છે, પરન્તુ આસામ, વગેરેના કોલસા વધારે બિનાશવાળા અને બંગાળાના કોલસા જેટલા જૂના નથી. વધરે જૂના કોલસા વધારે કઠણ અને બળવામાં સારા હોય છે. કઠણ કોલસાને સળગતાં વાર લાગે છે, પરન્તુ સળગ્યા પછી તે ઘણા વખત સુધી ઘણી સારી ગરમી આપે છે.

નીચે આપેલી હકીકત ઉપરથી બીજી કોલસાની ખાણો અને તેમાંથી નીકળતા કોલસાની કંઈક માહિતી મળશે.

| | |
|---|---|
| **આશામ.** | કોલસાની નીપજ ટનમાં ( ૧૯૦૩ ) |
| ૧. માકુમ. | ૨૩૯,૩૨૮. |
| **બલુચીસ્તાન.** | ૪૬,૯૦૯. |
| ૧. ખોસી, વગેરેની ખાણો. | |
| **બર્મા.** | |
| ૩. સ્વબો. | ૯,૩૦૬. |
| **કાશ્મીર.** | |
| ૪. લાડ. | ૯૯૯. |
| **પંજાબ.** | |
| ૫. દંદોટ અને પીડ. | ૪૩,૭૦૪. |
| **રજપૂતાના.** | |
| ૬. બીકાનેર. | ૨૧,૭૬૪. |
| | કુલ. ૩૬૨,૦૧૦ ટન. |

| | |
|---|---|
| ૪. અકયાબ. | ૫૨૯૬૮ |
| ૫ કયૉકટપુ | ૭૧૯૬૨ |

### ગ્રેફાઇટ—(સીસાપેન બનાવવાનો પદાર્થ)

ગ્રેફાઈટ એ કાર્બન તત્ત્વ છે ગ્રેફાઈટની પેન્સિલો બનાવવામા આવે છે. હિન્દમા જુદે જુદે સ્થળેથી ગ્રેફાઈટ નીકળે છે મુખત્વે કરી વિઝાગાપટ્ટણની આસપાસની ટેકરીઓમા છત્રીસ ગઢની આસપાસ, કુર્ગ, ત્રાવણકોર, અને બર્મામા મળી આવે છે ત્રાવણકોરની ખાણમાથી ગ્રેફાઈટ ખોદી કાઢવામા આવે છે ૧૯૦૩ ની સાલમા ૩,૩૮૪ ટન ગ્રેફાઈટ ખોદી કાઢવામા આવ્યુ હતું

### ધાતુઓ.

### સોનું.

હિન્દુસ્તાનની કેટલીક નદીઓની રેતીમાથી સોનુ છુટુ પાડવામા આવે છે માયસોર રાજ્યમા કોલારની સોનાની ખાણો સુવિખ્યાત છે આ ખાણોમાથી દેશીઓ ઘણા પુરાતન કાળથી સોનુ કાઢતા આવ્યા છે ૧૮૮૦ ની સાલથી આ ખાણો તરફ યુરોપીઅન પેઢીઓનુ ધ્યાન ખેચાયુ, અને તે સાલથી આજ સુધીમા તે ખાણોમાથી સોનુ ખોદી કાઢતી પાચ યુરોપીઅન કંપનીઓએ તેમ જ માયસોર રાજ્યે સારો નફો મેળવ્યો છે ખાણ ખોદવા દેવાનો હક આપ્યા બદલ ૧૯૦૩ ની સાલ સુધીમા એકલા માયસોર રાજ્યને ૧,૦૦૦,૦૦૦ પૌંડ મળ્યા છે, પરન્તુ તે પાચે કંપનીઓ તે સાલ સુધીમા કુલ ૮૨૫૦,૦૦૦ પૌંડનો ગન્જાવર નફો મેળવવા ભાગ્ય શાળી થઈ છે ૧૯૦૩ ની સાલ સુધીમા આ ખાણોની અદરથી ૧૮,૦૦૦,૦૦૦ પૌંડની કિંમતનુ સોનુ ખોદી કાઢવામા આવ્યુ હતુ આ ખાણોની ઊંડાઈ ધીમે ધીમે વધતી જાય છે, અને હાલમા ખાણનો ઊંડામા ઊંડો ભાગ જમીનની સપાટીથી ૩૦૦૦ ફીટ નીચો ગયો છે, છતા સોનાની કાચી ધાતુ કોઈ રીતે ઘટેલી જણાતી નથી ખાણની અદરથી કાચી ધાતુ કાઢી તેને સ્વચ્છ કરવા વગેરેમા જે જે સચાઓનો ઉપયોગ કરવામા આવ્યો છે, તે બધા સચાઓને ચલાવનારી જબરી શક્તિ કાવેરીના ધોધવડે પૂરી પાડવામા આવે છે

### હિન્દમાં ઘણા જૂના કાળથી સોનું કાઢવામાં આવે છે.

ધારવાડમા તેમ જ નિઝામ સરકારના રાજ્યમા સોનું કાઢવા માટે ખોદેલી કેટલીક ખાણો હયાત છે આ ખાણો બહુ ઊંડી ખોદાએલી લાગતી નથી, કારણ કે તે ૫૦૦ ફીટ કરતા વધારે ઊંડી ગએલી જણાતી નથી રંગપુર સ્ટેટમાં તેમ જ છોટાનાગપુરમાં આવેલા સિંગ ભમ પરગણામા સોનાવાળી માટીને દળવા માટે રાખેલી પત્થરની મોટી મોટી ઘંટીઓ અને ખાડવા માટે રાખેલા મોટા ખાણીઆઓનો જથો હજુ મળી આવે છે

નિઝામ સરકારના રાજ્યમા હટી અને વલંદની ખાણોમાથી સોનું, નીકળે છે વલંદની ખાણોમાથી સોનુ કાઢવાનુ કામ ૧૯૦૦ ની સાલ પછી બધ કરવામા આવ્યું છે હટીની

ખાણોમાંથી સોનું કાઢવાનું કામ હજુ ચાલુ છે. ૧૯૦૪ ની સાલમાં તે ખાણમાંથી ૩,૪૧૪ ઔંસ સોનું મેળવવામાં આવ્યું હતું.

બર્માની અંદર ક્યૉકપઝટની ખાણમાંથી ૧૯૦૩ ની સાલ સુધી સોનું કાઢવામાં આવતું હતું, પણ ત્યાર પછી તે ધાતુ મેળવવા પ્રયાસ કરવામાં આવેલો જણાતો નથી.

### કલાઇ.

કલાઈની કાચી ધાતુ પાલણપુર સ્ટેટ તેમ જ હઝારીબાગ પરગણામાં પાલગંજ આગળથી મળી આવે છે. બર્માની અંદર ટેવૉય અને મરગ્વાઈ પરગણામાંથી કલાઈ મળી આવે છે. દર વરસે આ બંને પરગણામાંથી આશરે ૮૩ ટન જેટલી કલાઈ મેળવવામાં આવે છે. હિન્દુસ્તાનને જોઈતી વિશેષ કલાઈ 'સ્ટ્રેટ સેટલમેન્ટ' માંથી પૂરી પાડવામાં આવે છે. ત્યાંથી દર સાલ ૧૩૭,૦૦૦ પૌંડ કિંમતની ૧,૩૪૩ ટન જેટલી કલાઈ હિન્દમાં મોકલવામાં આવે છે.

### તાંબું.

પુરાતન કાળથી હિન્દુસ્તાનમાં તાંબાની કાચી ધાતુને ગાળી શુદ્ધ તાંબુ મેળવવામાં આવતું હતું. દક્ષિણ હિન્દુસ્તાનમાં, રજપૂત સંસ્થાનોમાં તેમ જ હિમાલયની આસપાસના મુલકોમાં—કુલુ, ગર્હવાલ, નેપાળ, ભુતાન, વગેરેમાં તાંબુ ગાળવામાં આવતું. છોટાનાગપુર અને સીંગભમમાં તાંબુ મેળવવા માટેના પ્રયાસ ચાલુ છે. પરદેશથી આવતું તાંબુ બહુ મોંઘું પડવાથી, તાંબાની કાચી ધાતુ ગાળી ચોકખું તાંબુ મેળવવા તરફ કેટલાક લક્ષ દોરાએલું છે. ૧૯૦૧ ની સાલમાં ૬૭૨,૮૩૬ પૌંડ કિંમતનું તાંબુ પરદેશથી હિન્દ ખાતે આવ્યું હતું; પરન્તુ તાંબાની કિંમતમાં વધારો થવાથી ૧૯૦૩ માં આપણા દેશ ખાતે આવેલા તાંબાની કિંમત ૧,૩૨૧,૧૪૪ પૌંડ જેટલી થઈ હતી.

### સીસું, રૂપું, અને જસત.

આપણા દેશમાં ઘણે સ્થળે સીસું તેમ જ રૂપું મળી આવે છે, પરન્તુ તે ઉદ્યોગ કરવામાં યુરોપીઅન કંપનીઓને ઝાઝો નફો મળે તેવું લાગતું નથી, તેથી બહોળા લાભ વિનાનું સાહસ કોઈ પેઢી પોતાને માથે વોરી લેવા માગતી નથી. શાન સ્ટેટમાં પંગયંગ આગળથી આ ત્રણે ધાતુ મેળવવાની પેરવી ચાલે છે. પ્રથમ આ સ્થળેથી ચીના લોકો આ ત્રણે ધાતુ સારા પ્રમાણમાં મેળવતા હતા.

### ઍન્ટિમનિ—સુરમાની ધાતુ.

સુરમાની કાચી ધાતુમાંથી ઍન્ટિમનિ મેળવવાનો પ્રયાસ દક્ષિણ બર્મામાં ચાલુ થયો છે.

ત્યાં અમુક જમીન પટે રાખવામાં આવી છે, અને તેમાં ખાણુ ખોદી આ ધાતુ કાઢવા માટેના પ્રયાસો કરવામાં આવે છે.

## લોઢું.

પરદેશથી સસ્તે ભાવે પુષ્કળ લોઢુ આવી પડવાથી હિન્દનો લોઢુ ગાળવાનો ઉદ્યોગ લગભગ નાશ પામ્યો છે. ધારવાડમાં, મદ્રાસમાં આવેલા બેલારી પ્રાંત માંહેના સાલેમ અને સંડૂરમાં અને સેન્ટ્રલ પ્રૉવિન્સિઝ માંહેના ચાંદા, રાયપુર, અને જબલપુર વિભાગોમાં લોઢાની કાચી ધાતુ મોટા જથામાં મળી આવે છે. 'બરાકર–આયર્ન–વર્કસ' ની અંદર લોઢું ગાળવામા આવે છે. આ સ્થળે માત્ર 'પિગ–આયર્ન' બનાવવામાં આવે છે, પરન્તુ હાલ 'એઝિક સ્ટીલ' બનાવવા માટેનાં જરૂર પડતા સાધનોનો વધારો કરવામાં આવ્યો છે. બેંગલોરમાં તાતાની યોજનાથી લોઢુ ગાળવાનો ઉદ્યોગ ચાલુ કરવા માટેની હીલચાલ હજુ ચાલુ છે.

## મૅંગેનીઝ.

છેલ્લા દશબાર વર્ષ થયા આ ધાતુ ખોદી કાઢવાનો ઉદ્યોગ એટલી બધી ઝડપથી આગળ વધ્યો છે કે હિન્દુસ્તાન તે ધાતુની બનાવટમાં આખી દુનીઆમાં બીજે નબરે આવ્યો છે. ૧૯૦૩ ની સાલમાં ૧૭૧,૮૦૬ ટન ધાતુ કાઢવામાં આવી હતી.

નાગપુરમા ઘણે સ્થળે, મદ્રાસમાં ગંજામ અને બેલારી પરગણામાં, ગ્વાલીઅરમાં ઝાબુઆમાં, મુંબઈ ઈલાકામા મહાબળેશ્વર, અને સતારાની આસપાસના ભાગમાં, ધારવાડમાં, બીજાપુરમાં અને રેવાકાંઠામા આવેલા જાબુઘોડા આગળ તેમ જ પાવાગઢ આગળથી આ ધાતુની કાચી ધાતુ મળી આવે છે. બર્મામા ટેવૉય અને મરગ્વાઈ પરગામાં, તેમ જ નિઝામ સરકારના રાજ્યમા અને છોટા નાગપુરમા પણ આ ધાતુ નીકળી આવે છે.

## ક્રોમિઅમ.

આ ધાતુ સામાન્ય રીતે બહુ જોવામા આવતી નથી. તે ધાતુના ક્ષારનો દવા તરીકે તેમ જ જતુનાશક અકસીર ઈલાજ તરીકે બહોળો ઉપયોગ થાય છે. ક્રોમિઅમ ધાતુ સાલેમ આગળ તેમ જ બલુચીસ્તાનમાંથી શીન અને ઝોબ પરગણામાં મળી આવે છે. બલુચીસ્તાનમાં તે ધાતુ ખોદી કાઢવાનો ઉદ્યોગ હજુ ચાલે છે.

## કોબાલ્ટ અને નિકલ.

આ બને ધાતુ પણુ બહુ સામાન્ય વપરાશની અને ઉપયોગની નથી. કોબાલ્ટની કાચી ધાતુ રજપૂતાનામાં ઘણા કાળથી જાણવામાં આવેલી લાગે છે. નિકલ અને તાંબાની કાચી ધાતુ સાથે આ ધાતુ ઘણે ભાગે બળેલી હોય છે. નિકલ, કોબાલ્ટ, અને તાંબુ–આ ત્રણે ધાતુ જયપુર સ્ટેટમાં આવેલા ખેત્રી આગળ નીકળે છે. કોલારની સોનાની ખાણોમાંથી નિકલની ધાતુ થોડા ઘણા પ્રમાણમાં મળી આવે છે.

## એલ્યુમિનિઅમ.

ઉપરની ચારે ધાતુ કરતાં આ ધાતુથી થોડા વર્ષે થયાં આપણી તરફના લોકો વિશેષ જાણીતા થયા લાગે છે, કારણ કે આ ધાતુનાં રૂપા જેવાં દેખાતાં પરન્તુ વજનમાં ઘણાં હલકાં વાસણોનો પ્રચાર શહેરોમાં તો કેટલેક દરજ્જે થવા લાગ્યો છે. આ ધાતુ એક પ્રકારની માટીમાંથી કાઢી શકાય છે. આ માટી જો કે ઘણે ખરે સ્થળે મળી આવે છે, છતાં તેમાંથી આ ધાતુ કાઢવાનું ખર્ચ ઘણું પડે છે, તેથી તે ધાતુ કાઢવાનાં મોટાં કારખાનાંઓ કાઢવાં બહુ પરવડતાં નથી. બર્મામાં તેમ જ દક્ષિણ હિન્દમાં એલ્યુમિનિઅમ નીકળી શકે તેવી સારી જાતની માટી મળી આવે છે. મંદ્રાસની હુનરશાળાના પ્રિન્સિપાલ મિ. ચૅટરટને કાચી ધાતુમાંથી મોટા જથામાં એલ્યુમિનિયમ કાઢવા પ્રયાસ કરેલા છે.

## પથ્થર.

હિન્દુસ્તાનની અંદર અનેક પ્રકારના રંગબેરંગી પત્થર મળી આવે છે. શિલ્પકળામાં હિન્દના લોકો કેટલા બધા પ્રવીણ હતા, તે બાબતની, તેઓના હાથે બંધાએલાં સુંદર, વિસ્મયજનક અને ભવ્ય મકાનો તેમ જ ખંડીએરો, ખાત્રી પુરે છે.

દક્ષિણમાં ઉત્તર આર્કાટ અને માયસોરમાં ઊંચી જાતનો 'ગ્રેનાઈટ' નામનો પત્થર, વિન્ધ્યમાંથી ચૂર્ણપાષાણ, તેમ જ રેતીના ઊંચી જાતના પત્થર, આબુમાં આરસપહાણ, બંગાળામાં અને સેન્ટ્રલ પ્રોવિન્સિઝમાં રેતીના પત્થર, નર્મદા નદીના પ્રદેશમાં મકાન બાંધવાના તેમ જ કોતરકામને માટે ઉપયોગી થઈ પડે તેવા ચૂર્ણપાષાણ, તેમ જ મુંબઈ અને કરાંચીમાં વપરાતા કાઠીઆવાડમાં આવેલા પોરબંદરના પત્થર ઘણા પ્રખ્યાત છે.

હિન્દુસ્તાનમાં પત્થરના જથાની કે જાતની કશી ખોટ નથી, છતાં નવાઈ જેવી વાત તો એ છે કે ઇટલીથી ખાસ કરીને આરસપહાણ, અને આબરડીન તેમ જ પીટરહેડથી ઓપ ચઢાવેલા ગ્રેનાઈટના પત્થર હિન્દ ખાતે મોકલવામાં આવે છે.

માત્ર છેલ્લા ત્રણેક વર્ષની અંદર જ ૧૯,૫૨૦ પૌંડના પત્થર પરદેશથી હિન્દુસ્તાનમાં મોકલવામાં આવ્યા હતા. ૧૦,૦૦૦ પૌંડના તો માત્ર આરસપહાણ આવ્યા હતા. મિ. ટી. એચ. હૉલૅન્ડ. એફ. આર. એસ. ડિરેક્ટર–ઑવ–જીઓલોજીકલ–સર્વે–એમણે જે કહ્યું છે, તે યથાર્થ છે; અને સમજે તેને એક ગંભીર અને ફળદાયક શિખામણ છે. તે કહે છે શિલ્પકળાની પરિસીમા દર્શાવનારાં, ભવ્ય અને ગંજાવર મકાનોથી જે હિન્દુસ્તાનની કીર્તિ ચોતરફ ફેલાઈ રહી છે, જે હિન્દુસ્તાનમાં સુંદર અને મોહજનક કોતરકામ માટે અખૂટ અને વિધવિધ પ્રકારના પત્થર મળી આવે છે, અને જે હિન્દના લોકો બુદ્ધિશાળી છે, તે હિન્દુસ્તાનને પરદેશથી પત્થર મંગાવવા પડે છે, એ જોઈ મને અચંબો ઉત્પન્ન થાય છે.

## સ્લેટનો પત્થર.

હિમાલયમાંથી સ્લેટનો પત્થર મળી આવે છે કાંગરામાં એક કંપની ઉભી થએલી છે,

જે અમુક પદ્ધતિસર સ્લેટ ખોદવાનું કામ કરે છે, અને તે કંપનીએ આ સાહસ કરવામાં ફતેહ પણ મળી ચૂકી છે. આજ કંપની અરવલ્લીની ટેકરીઓમાં સ્લેટ ખોદવાનું કામ કરે છે.

### અભ્રક.

આખી દુનીઆમાં ઉત્પન્ન થતા અભ્રકનો અર્ધો અર્ધ ભાગ એકલા હિન્દમાંથી મેળવવામાં આવે છે. હિન્દમાંથી યુરોપ અને અમેરિકા ખાતે અભ્રક ચઢાવવામાં આવે છે. છેલ્લાં બે ત્રણ વર્ષની અંદર દર વરસે આશરે ૭૮,૮૮૮ પૌંડની કિંમતનું અભ્રક પરદેશ મોકલવામાં આવ્યું હતું. મદ્રાસના નેલોર પ્રાન્તમાં ૧૨ માઇલ પહોળો અને ૬૦ માઇલ લાંબો જમીનનો કકડો આવેલો છે, જેમાંથી અભ્રક ખોદી કાઢવામાં આવે છે. અહીં આ ઉદ્યોગ ૧૮૯૨ ની સાલથી શરૂ કરવામાં આવ્યો છે. બંગાળામાં પણ અભ્રક ખોદવાનો ઉદ્યોગ હજુ ચાલુ છે.

## ખેતી અને રાસાયનિક ઉદ્યોગને લગતા પદાર્થોમાંના કેટલાક.

### સુરોખાર.

દારૂની બનાવટમાં સુરાખારનો એટલો બધો ઉપયોગ કરવામાં આવે છે કે માત્ર તેના વેપારથી જ હિન્દુસ્તાન એક વખત ઊંચી સ્થિતિ ભોગવતું હતું. યુરોપ અને અમેરિકાનાં કારખાનાઓમાં સુરોખાર બને છે, અને તેથી અગાઉ જેટલો સુરોખાર પરદેશ ચઢતો નથી. છતાં હિન્દુસ્તાનમાં તે સસ્તો બનતો હોવાથી તેમ જ તે મોકલવાનુ ખર્ચ ઘણું થોડુ પડવાને લીધે હજુ પણ સારા જથામાં તે પરદેશ ખાતે ચઢે છે. આશરે ૨૬૨,૦૦૦ પૌંડની કિંમતનો સુરોખાર દર વર્ષે હિન્દમાંથી જાય છે. કલકત્તાથી ઘણો ખરો સુરોખાર પરદેશ મોકલાય છે.

### ફૉસ્ફેટ્સ.

હિન્દુસ્તાનના લોકોનો મુખ્ય આધાર ખેતી ઉપર છે. શોચનીય વાત એ છે, કે 'ફૉસ્ફેટ્સ" કહેવાતા ક્ષાર હિન્દમાં સારા પ્રમાણમાં અને જુદે જુદે સ્થળે ફેલાએલા જોવામાં આવતા નથી; અને વિશેષ શોચનીય વાત એ છે કે હાડકાં જેવી અનેક રીતે ઉપયોગી વસ્તુઓ, ગળાવર, જથો નજીવા મૂલ્યથી પરદેશ મોકલી દેવામાં આવે છે. હિન્દુસ્તાનમાં પરદેશથી તૈયાર કરેલું ખાતર પણ આવે છે. ગંધકનો તેજાબ બનાવવાનાં કારખાનાંઓના અભાવને લીધે ખાતરમાં ઘણા જ ઉપયોગી પદાર્થો તેમ જે રાસાયનિક પદાર્થો બનાવવાનું આપણા દેશમાં બની શકતું નથી. એથી ૭ હજાર પૌંડનું એટલે કે ૩૦ હજારથી ૯૦ હજાર રૂપીઆનું ખાતર દર વરસે પરદેશથી હિન્દમાં આવે છે. હિન્દુસ્તાનમાંથી દર વરસ ૩૫૦,૦૦૦ પૌંડની કિંમતનાં ૧૦૦,૦૦૦ ટન હાડકાં પરદેશ ખાતે મોકલવામાં આવે છે. હાડકાં એ એક અતીવ ઉપયોગી ખાતર છે, તેમ જ આધુનિક સમયમાં તેમાંથી ચપ્પુના હાથા, વગેરે અનેક ઉપયોગી ચીજો બનતી અને વપરાતી હોવાથી તેનો મોટા જથો પરદેશ ખાતે મોકલી દેવો એ હિન્દુસ્તાનની જમીનને ઓછી ફળદ્રુપ બનાવવાનો તેમ જ અનેક ઉપયોગી હુનરનો નાશ કરવાનો અપરાધ કર્યો ન કહેવાય?

## ફટકડી.

હિન્દુસ્તાનના ઘણા ભાગમા પણ ખાસ કરીને કચ્છ અને રજપૂતાનામા ફટકડી બનાવવાનો ઉદ્યોગ ધમધોકાર ચાલતો હતો, અને હજુ પણ થોડો ઘણો ચાલે છે પરદેશથી સસ્તે ભાવે આવી પડતી ફટકડીને લીધે હિન્દુસ્તાનનો તે લાભદાયક ઉદ્યોગ પડી ભાગ્યો છે સિન્ધુ નદી ઉપરના કાલા બાગ આગળ હજુ પણ ફટકડી બનાવવાના કારખાનાં છે, પણ ત્યાંથી કાઢવામા આવતું ફટકડીનું પ્રમાણ ઘણુ જુજ છે હિન્દુસ્તાનમાં દર વરસે ૬૬,૦૮૬ હંડ્રવેટ પરદેશી ફટકડી વપરાય છે

## ગંધક.

બૅરન બેટ માંહિ આવેલા જ્વાળામુખી પર્વત આગળથી થોડો ઘણો ગંધક સ્વત મળી આવે છે પશ્ચિમ બલુચીસ્તાનમાથી પણ થોડો ઘણો ગંધક મળી શકે છે ગંધક સ્વત મળી આવે એવાં હિન્દમા ઘણા સ્થળો નથી

બીજા પદાર્થો સાથે ભળેલો ગંધક ઘણો જાણવામા આ યો છે કાલા બાગ આગળ ગંધક ધાતુ સાથે ભળેલો હોય છે પરદેશથી આવી પડતા સસ્તા ગંધકની સાથે હરીફાઈ કરી શુદ્ધ ગંધક કાઢવાનુ આપણને પરવડતું નથી

## હીરાકસી અને મોરથુથુ.

હીરાકસી એ લોઢાનો અને મોરથુથુ એ તાંબાનો ‘સલ્ફેટ * નામનો ક્ષાર છે આ બને ક્ષાર રજપૂતાનામા ખેત્રી, તથા સિંગહાનામા બનાવવામા આવતા પરન્તુ હાલ તે બને ઉપયોગી પદાર્થો બનાવવાનો ધંધો પડી ભાગ્યો છે, કારણ કે યુરોપથી ઘણે સસ્તે દરે તે પદાર્થો આપણા દેશમા મોકલવામા આવે છે

## ટંકણખાર.

પૂગતી ખીણ ( કાસ્મીર )માથી અને ટીબેટમાથી ટંકણખાર નીકળી આવે છે ઉત્તર અને દક્ષિણ અમેરિકામા ‘કૅલ્સ્યમ બોરેટ’ ના થરની શોધ થયા પછી આ ધંધાને મોટો ધક્કો લાગ્યો છે

## સાજીખાર.

યુરોપના કારખાનાઓએ બનાવેલા સસ્તા સાજીખારે હિન્દુસ્તાનના સાજીખાર બનાવવાના ધંધાને પાછો હાકી કાઢયો છે.

---

* ધાતુ સાથે ગંધકના તેજાબનો રસાયણી સંયોગ થવાથી જે ક્ષાર ઉત્પન્ન થાય છે તે.

## મીઠું.

સાધારણ રીતે હિન્દમા દર વર્ષે ૧,૪૦૦,૦૦૦ ટન મીઠાનો ઉપાડ થાય છે. આમાંથી ૬૦૦,૦૦૦ ટન મીઠું દરીઆના પાણીમાથી પકડવામાં આવે છે, ૪૩૫,૦૦૦ ટન મીઠું પરદેશથી આવે છે, અને બાકીનુ ખાણમાંથી ખોદી કાઢવામા આવે છે, અથવા સરોવરના ખારા પાણીમાંથી બનાવવામા આવે છે.

સિંધવનની પેદાશ પંજાબ અને ' નૉર્થ-વેસ્ટ-ફ્રન્ટીઅર-પ્રૉવિન્સ ' મા છે. જુદી જુદી ખાણોમાથી દર સાલ ૧૧૦,૦૦૦ ટન સિંધવ ખોદી કાઢવામાં આવે છે.

## જવાહીર

### હીરા

હીરા વિષે ઘણા જ મોહક વર્ણનો હિન્દુઓના ઘણા જૂના પુસ્તકોમા મળી આવે છે મહાભારત અને રામાયણમા હીરાથી ભૂષિત થએલા રાજાઓના વર્ણન સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થાય છે જૂના કાળમા હિન્દ હીરાની નીપજ માટે ગમે તેવો પ્રખ્યાત હશે, પણ હાલમાં તો હિન્દુસ્તાનમા ઊંચા પ્રકારના બહુ કિંમતી હીરા મળી આવતા નથી. મદ્રાસ ઇલાકામાથી સારા પ્રમાણમા હીરા નીકળતા. કડપા, અનતપુર, બેલારી, કર્નૂલ, ગંતુર, વગેરે હીરાની પેદાશને માટે પ્રખ્યાત છે સેન્ટ્રલ, પ્રૉવિન્સિઝની અંદર સબલપુર, અને ચાંદા પરગણામા હીરા નીકળતા, પણ હાલમા નીકળતા જણાતા નથી

સેન્ટ્રલ-ઇન્ડિઆમા પન્ના, આગળ હીરા નીકળતા, અને હજુ પણ નીકળે છે. આ સ્થળે હીરા ખોદવાનો ઉદ્યોગ જૂનુ ચાલુ છે

### માણેક.

બર્માંમા ઘાસતેલનો ઉદ્યોગ ફળદાયક નીવડ્યો છે, અને તેથી ઉતરતે દરજ્જે માણેકનો ઉદ્યોગ નીકળ્યો છે મીતકીના પ્રાન્તમાં અને માડલે પરગણામા કેટલીક જમ્યાઓ પટે આપવામા આવી છે, અને ત્યા માણેક ખોદવાનુ કામ ધમધોકાર ચાલે છે, પરન્તુ વેપારીઓને સારો નફો મળતો હોય તેવું જણાતું નથી મોગોક વિભાગમા 'બર્મા-રૂબી-માઇન્સ-કંપની' માણેક કાઢવાનો ધધો ચલાવે છે, અને તે કંપની ઘણો સારો નફો મેળવવા ભાગ્યશાળી નીવડી છે. આ કંપનીએ ૧૮૯૮ ની સાલમા ૫૮,૦૦૦ પૌંડની કિંમતનાં અને ૧૮૦૧ માં ૧૦૪,૦૦૦ પૌંડ કિંમતનાં માણેક કાઢ્યાં હતાં. આ કંપનીને ૧૮૯૯ માં એવાં ત્રણ કિંમતી માણેક મળ્યા હતા, કે જેની કિંમત તેને ચાર લાખ રૂપીઆ જેટલી ઉપજી હતી

### રંગબેરંગી જવાહીર.

ઝંસ્કાર ( કાશ્મીર ) માંથી ઘણા કિંમતી પોખરાજ મળી આવતા હતા. બર્માના જુદા

જુદા ભાગમા, નેલોર, કોઈમ્બટૂર અને રજપૂતાનાની કેટલીક ટેકરીઓમા હજુ પણ ગમેગ્ગી જ્વાહીર મળી આવે છે.

## હિન્દુસ્તાનની ખાણોમાં કામ કરતા મજૂરો.

હિન્દુસ્તાનની કોનસાની ખાણોમા ૯૦,૦૦૦ મજૂરો કામે લાગેલા છે કોલાગ્ની સોનાની ખાણોમા ૨૭,૦૦૦ મજૂર મજૂરી કરી ખાય છે આશરે ૮૦૦૦ મજૂરો અબ્રક, અને ૭૦૦૦ મજૂરો મેંગેનીઝ ખોદી પોતાનુ ગુજરાન ચલાવે છે

## ખાણની વસ્તીની સખ્યા ઉપર થતી અસર.

ખાણ ખોદવાના ઉદ્યોગને લીધે જે વિભાગોમા ખાણો આવેલી હોય છે, તે વિભાગની વસ્તીમા જબરો વધારા થએલો જોવામા આવે છે ઝરીઆની કોલસાની ખાણોને લીધે ૧૦ વર્ષની અદર (૧૮૯૧–૧૯૦૧) તે ભાગમા ૭૫ ટકા જેટલી વસ્તી વધી ગઈ છે

## હિન્દુસ્તાન માંહેની ખાણ માટેનો કાયદો.

જેમ જેમ હિન્દુસ્તાનમા ખાણ ખોદવાનો ઉદ્યોગ વધતો ચાલ્યો તેમ તેમ સરકારે મજૂરોની સહી સલામતી માટે એક કાયદો ઘડવાનુ દુરસ્ત ધાર્યુ, અને યોગ્ય તપાસ કર્યા પછી ૧૯૦૧ ની સાલમા ખાણને લગતો એક કાયદો ઘડી કાઢયો. આ કાયદામા એવુ છે કે જે જે ખાણોમા ૨૦ ફીટની ઊંડાઈ કરતા વધારે ઊંડાઇએ કામ કરવામા આવતુ હશે, તે ખાણોની તપાસ સરકાર તરફથી નીમાએલો એક ઇન્સ્પેક્ટર કરશે આ કાયદાની અંદર, એજન્ટ, મેનેજર, તેમ જ ઇન્સ્પેક્ટરની ફરજો વિષે સવિસ્તર વિવેચન આપેલુ છે આ સંબંધે વિશેષ માહિતી મેળવવા ઇચ્છા રાખનાર વાચક વર્ગને ૧૯૦૧ સાલનો ઇન્ડિઅન–માઇન્સ–ઍક્ટ (આઠમો) જોવા વિનતિ છે

ગગાશંકર મણિશંકર વૈષ્ણવ.

---

# હિન્દુસ્તાનના ઉદ્યોગોનું અવલોકન.

યાને

## હિન્દુસ્તાનના હાલના ઉદ્યોગોની તપાસ કેટલે સુધી થઇ શકે એમ છે તથા તે કેવી રીતે કરવી એ વિષે વિચાર.

આજથી આશરે વીશેક વર્ષે ઉપર ઇન્ડિયન સિવિલ સર્વીસની પરીક્ષામાં પાસ થયેલા જનોમાં–હિન્દી તેમજ અંગ્રેજ સર્વેમાં–પહેલે નંબરે આવી હિન્દુસ્તાનની બુધ્ધિને દીપાવનાર મિ. અતુલચન્દ્ર ચેટરજીના નામથી થોડાજ અજાણ્યા હશે. તેઓ હાલ સંયુકત પ્રાન્તોમાં Industrial survey એટલે કે દેશની ઔદ્યોગિક તપાસ કરવાના કામ ઉપર નીમાયલા છે. તેમણે સુરતની ગઇ ઇન્ડસ્ટ્રિયલ કોન્ફરન્સમાં હિન્દુસ્તાનના ઉદ્યોગોના અવલોકનને કેટલો અવકાશ છે તથા તે અવલોકન કેવી રીતે કરવું જોઇએ એ વિષય ઉપર એક સરસ લેખ રજુ કર્યો હતો, જેનો સાર ગુજરાતી વાચકને ઉપયોગી થઇ પડશે એમ સમજી અત્રે આપીએ છીએ:—

હિન્દુસ્તાનના ઉદ્યોગોની તપાસને કેટલો અવકાશ છે એટલે કે તે કેટલે સુધી થઇ શકે એમ છે તથા તે કેવી રીતે કરવી એ સંબંધી લોકમાં બહુ ગેરસમજ જણાય છે. કેટલાકના મત પ્રમાણે, આવી તપાસમા ફકત સ્વદેશી અથવા હાથથી થતા ઉદ્યોગોનોજ સમાવેશ થવો જોઇએ. વળી કેટલાક એવા અભિપ્રાયના જણાય છે કે સરકારે દરેક તાલુકા તથા શેહેરમાં બનતી વસ્તુઓનું, તથા તેમના બનાવનાર અગર એજન્ટના નામ સાથેનું લિસ્ટ યાને યાદી પ્રસિદ્ધ કરવી જોઇએ કે જેથી કરી એ વસ્તુ મંગાવી ધન્ધો કરનાર અગર સ્વદેશી વસ્તુને ઉત્તેજન આપનારને એ વસ્તુ ક્યાંથી મળી શકે છે એ જાણવાને સુલભ પડે. બીજા કેટલાકનુ કહેવું એવું છે કે આવા તમામ જાતના ઉદ્યોગો કેવી રીતે થાય છે, એટલે કે એ વસ્તુઓ કેવી રીતે બને છે, એ વિગેરેનો બરાબર અભ્યાસ કરી, જે લોકો એવા ઉદ્યોગમાં પડવા ઇચ્છા રાખે છે તેમને ઉપયોગી થાય તેવી રીતે એનુ સવિસ્તર વર્ણન આપવું જોઇએ. પણ કહેવાની જરૂર નથી કે આવી રીતની તપાસ તો કોઇથી પણ બનવી કઠણ છે. તદન અશકય છે એમ કહીએ તો ચાલે. કેટલાક એમ માને છે કે હિન્દુસ્તાનમાં હાલ જે ઉદ્યોગો ચાલે છે તેમાંના દરેક ઉપર એ સંબંધી બની શકે એટલી સંપૂર્ણ હકીકતનો એક એક લેખ બહાર પાડવો જોઇએ. આ સંબંધમાં એટલું કહેવું જોઇએ કે આ રીતથી કંઇક થઈ શકે એમ છે. પરંતુ એમાં પણ એક વાત ધ્યાનમાં રાખવાની છે, કે જે ઉદ્યોગોમાં વિકાસ થઈ શકે એમ છે, એટલે કે જે ઉદ્યોગો વધારે બહોળા કરી શકાય એમ છે, તથા જેમાં સુધારા વધારા થઇ શકે એમ છે, તેવા ઉદ્યોગોની રીતિઓમાં હરહમેશ ફેરફાર થયા કરે છે. અને જેમાં વિકાસ થઇ શકે એમ નથી તેની રીતો એની એજ રહે છે અથવા તો દહાડે દહાડે ઉતરતી સ્થિતિમાં આવે છે. ઉપર બતાવ્યા પ્રમાણે દરેક ઉદ્યોગ ઉપર સંપૂર્ણ વૃત્તાન્તવાળો લેખ દસ વર્ષ પછી બહુ ઉપયોગી રહે નહિ એ સ્વાભાવિક છે. વળી કેટલાક, વેપારની ડિરેકટરી એટલે વેપાર સંબંધી સૂચના-

ઓની ડિરેક્ટરી અર્થાત્ માર્ગોપદેશક ગ્રન્થ પ્રસિદ્ધ કરવો એમ કહે છે પણ આવી ડિરેક્ટરી પ્રસિદ્ધ કરવી, એ સરકારની ફરજ તરીકે, વાજબી નથી એક તો આવી ડિરેક્ટરી દર વર્ષે અગર થોઢે થોડે અન્તરે ફરી ફરીને પ્રસિદ્ધ કરાવવી પડે, અને તે સાથે એવી સરકારી ડિરેક્ટરીમા કેટલાક ખાસ નામો રહી જવાથી અગર દાખલ થઇ જવાથી જે લોકોનો અમુક ધન્ધામા સ્વાર્થ છે તેમને કદાચ ભારે નુકશાન પણ થાય

તો હવે હિન્દુસ્તાનની ઔદ્યોગિક તપાસ કેવા ધોરણ ઉપર અગર કેવા દૃષ્ટિબિન્દુથી થવી જોઇએ એ જોવુ જોઇએ હિન્દુસ્તાનની ઔદ્યોગિક ઉન્નતિ કેવી રીતે થાય એ સવાલ આજકાલ ચારે તરફ હિન્દુસ્તાનના હિતચિન્તકોનુ ધ્યાન ખેચી રહ્યો છે એમા આ સવાલ બહુ મહત્વનો અને આવશ્યક છે આ સવાલનો નિર્ણય પ્રથમ થવો જોઇએ મારા મત પ્રમાણે દરેક ઇલાકાની આર્થિક સ્થિતિ કેવી છે, એટલે દરેક ઇલાકામા શુ કેટલુ અને કેવી રીતે થઇ શકે એમ છે એ તરત જણાઇ આવે એવા ધોરણ ઉપર આ તપાસ થવી જોઇએ ટુકામા, દરેક ઇલાકાની જમીનસપત્તિ, એમા પેદા થતા કાચા પદાર્થો તથા મજૂરી–આવ ક્વાળી તેમજ અણુઆવ'વાળીની સ્થિતિ, નાણા સબધી સ્થિતિ, રેલવે વિગેરે સાધનો, તથા દરેક ઇલાકાની વેપાર સબધી સગવતા એ સર્વ સારી રીતે જાણવા જોઇએ પછી હાથની બનાવટથી અગર હુન્નરથી બનતી વસ્તુઓનો–જે સ્થિતિમા એ તૈયાર થતી હોય તે સ્થિતિમા–લોકમા કેટલો ખપ છે તે નક્કી કરવુ જોઇએ અને જ્યા એ વસ્તુ બનતી હોય તે સ્થાનના લોકમા એનો પૂરેપૂરો ખપ થાય છે અગર થઇ શકે એમ છે કે નહિ તે જાણવુ જોઇએ તેમજ જે ઇલાકાની કાચી પેદાશ તે ઇલાકાના ખપ કરતા વધારે થતી હોય તો તેનો સારામા સારો લાભકારક ઉપયોગ કેવી રીતે થઇ શકે એમ છે તે બાબત પણ તપાસ કરનારે જોઇ, એ સબધી સૂચનાઓ કરવી જોઇએ

૧ હવે જરા વધારે વિગતમા ઉતરિયે અમુક ભાગની ઔદ્યોગિક સ્થિતિનો અભ્યાસ કરવામા પ્રથમ તો એ ભાગમા **કાચી પેદાશ** કેટલી થાય છે તેમજ કટલી થઈ શકે એમ છે, એ જાણવાની મુખ્ય જરૂર છે આ પેદાશ ખેતીની અગર ખનિજની હોય જેમકે સયુક્ત પ્રાતોના મેદાનોમાથી ખનિજ સોની મળતો નથી તેમજ લોઢુ કલાઇ કે મેન્ગેનીઝ એમાની કોઇ પણ ધાતુ થતી નથી એટલે ત્યા, મિ ટાટાએ જે લોઢાના કારખાનાની મેન્ટ્રલ પ્રૉવીનસિઝમા શરૂઆત કરી છે તેવા ઉદ્યોગનો વિચારજ કરવાનો નથી તેમ બીજી તરફ, સયુક્ત પ્રાન્તોમા એને બદલે ઘણે ઠેકાણે લાઇમ (ચૂનો) સેલાઇન તથા માજીખાર બહુ થાય છે એટલે ત્યા આ પદાર્થોમાથી કોસ્ટિક સોડા કેમ ન થઇ શકે એ વિચાર કરવાનો છે હવે રૂ લઇએ રૂને માટે ઘણે ભાગે સૂકી અને વધારે વખત ભીનાશ સઘરી શકે એવી જમીન જરૂરની ગણાય છે અને પૂર્વ બગાળમા એવી જમીન બહુ ન હોવાથી ત્યા રૂનો પાક નહિ જેવો થાય છે તો તે ઠેકાણે ડાહ્યા માણસે હાલ તરત રૂ કાતવાના કારખાનાનો વિચાર કોરે મૂકવો જોઇએ ત્યા તો હાલ જે શણનો પાક થાય છે અને જે એમનો એમ કલકત્તે ડન્ડી તથા ન્યૂયોર્ક ચઢે છે તેને બદલે ત્યાજ એના વણાટના કારખાના કેમ ન થઇ શકે એજ વિચાર કરવાનો છે બીજુ સયુક્ત પ્રાન્તોના પહાડી ભાગમા જે જગલો આવ્યાં છે તેમા પાઇન જાતના ઝાડ

પુષ્કળ થાય છે. તો આ તપાસમાં એ જોવું જોઇએ કે આ ઝાડોમાંથી કંઇ એવો ઉદ્યોગ–દાખલા તરીકે ટરપેનટાઇન બનાવવાનો અગર દીવાસળી બનાવવાનો–થઇ શકે એમ છે કે નહિ.

૨. હવે બીજો અગત્યનો સવાલ **મજૂરીનો** છે. ઘણા ઉદ્યોગોમાં આ સવાલ બહુ કઠણમાં કઠણ થઇ પડે છે. દાખલા તરીકે હિન્દુસ્તાનના કેટલાક ભાગોમાં હાલની શોધ પ્રમાણે કાચ બનાવવાના યત્નો કરવામાં આવ્યા છે. પણ એમાંના ઘણાખરા નિષ્ફળ થયા છે એ વાત ખરી છે કે કાચ બનાવવામાં જે કાચા પદાર્થોની જરૂર છે તેવા પદાર્થો જ્યાં સહેલથી ન મળી શકે અગર બહુ ભારે કીંમતેજ મેળવી શકાય એવા સ્થાનમાં કાચ બનાવવાનાં કારખાનાં કરવાથી કેટલાકમાં નિષ્ફળતા થઇ છે. પણ આ સર્વ યત્નો નિષ્ફળ થવાનું મુખ્ય કારણ ઉંચા તેમજ નીચા પ્રકારના આવડવાળા કારીગરો અગર મજૂરો ન મળી શક્યા એજ છે. તે સાથે વળી અણઆવડવાળી મજૂરી પણ પૂરતી મેળવી શકવાનો સવાલ પણ થોડો અગત્યનો નથી.

૩. હવે નાણા અગર ઉદ્યોગમાં રોકવાની મૂડી–આ સવાલ તો હિન્દુસ્તાનના કોઇ પણ ભાગની ઔદ્યોગિક તપાસમાં કદી કોરે મૂકી શકાય એમ છેજ નહિ; એટલુંજ નહિ પણ એનો વિચાર તો પ્રથમજ કરવાનો છે. દરેક ઉદ્યોગનો વિચાર કરતાં પ્રથમ જોવાનું એ છે કે જે ઉદ્યોગ, અગર કારખાનુ કરવું હોય તે સંચાથી ચાલે એવડુ મ્હોટું કરવું કે હાથની મહેનતથી થઇ શકે એવડુ ન્હાનુ કરવુ. હાથવડે થઇ શકે એવો ઉદ્યોગ કરનાર કારીગરને મુશ્કેલી એ છે કે એની પાસે સદર ઉદ્યોગ–જેવો કે હાથથી સાળ ચલાવનાર વણકરનો ધન્ધો–ચલાવવામાં, સારા, હલકા ભાવ વખતે રૂ. સૂતર વગેરે ખરીદી રાખવા અને ઉંચા બજાર વખતે પુષ્કળ માલ તૈયાર કરી રાખવા જેટલો પૈસો હોતો નથી, અને તેને લીધે હમેશ એને માત્ર મજૂરી જેટલુંજ મળે છે. વધારે કમાવા માટે પૈસા જોઇએ ત્યારે વાણિયાનું ઘર શોધવુ પડે છે. આમાં વાણિયાને નિન્દવાનો હેતુ નથી, પણ જ્યાં જથાબંધ તૈયાર થતા પરદેશી માલ સ્હામે હરીફાઇમા ઉતરવાનું છે, બધી રીતે પહોંચતા પરદેશીઓ સ્હામે ટક્કર લેવાનો છે, ત્યાં આવી રીતે ભારે વ્યાજે નાણાં લઇ ધન્ધો કરવામાં ટકી શકાય એમ નથી એ સ્પષ્ટ છે. નફો વ્યાજમાં ખેંચાઇ જાય એટલુંજ નહિ પણ કદાચ દેવું થાય. તો આમાં ખરી જરૂર ધન્ધો કરનારા કારીગર વર્ગની એકઠી કંપનીઓ થઇ એકઠું ભંડોળ કરી, ધન્ધો કરવાની છે. અને મારો નમ્ર અભિપ્રાય એવો છે કે ખેતીની બાબતમાં એવી કંપનીઓ થવી તે કરતાં હુનર ઉદ્યોગના સંબંધમાં આવી કંપનીઓની શક્યતા વિશેષ છે.

૪. આવી સહાયકારી, ભેગી કંપનીઓનો સવાલ કેટલીક બાબતમાં વેપારની યોજના સાથે બહુ સંબંધ ધરાવે છે. હાથવડે કે સંચાથી બનાવેલી વસ્તુઓ પ્રસિદ્ધિમાં આણવાની, તથા તેને ખપાવવાની હાલની પરદેશી રીતિઓ દાખલ ન કરવાથી આપણા ન્હાના ઉદ્યોગો નરમ પડતા જાય છે. માલ બનાવનાર તથા ખરીદનાર વચ્ચે સીધો સંબંધ કરાવનાર, અને માલ ખપાવી આપનાર કોઇ હોતું નથી એમ કહીએ તો ચાલે. ઘણે ભાગે માલ બનાવનાર, પોતાનો માલ બજારમાં લાવે છે અને કોઇ ખરીદનાર આવે

તે લઇ જાય છે. પણ ખરીદનારના એટલે કે લોકના શોખ હમેશ બદલાતા જાય છે. અને માલ બનાવનાર અને ખરીદનાર આમ અલગ હોવાથી ખરીદનારમે કેવો માલ જોઇએ છીએ તેની બનાવનારને તરત ખબર પડતી નથી. અને તેથી ઘણી વખત એવું થાય છે કે જે માલ એક વખત બહુ ખપતો હોય છે તેનો ખપ એકદમ બંધ થઇ જાય છે અને માલ બનાવનારને એ બાબતની ખબર એકાએક ઓચિંતીજ પડે છે. લોકને કેવી તરેહનો માલ જોઇએ છીએ અને તેથી કરી પોતે કેવો માલ બનાવવો એ વિગેરે ખબર માલ બનાવનાર કારીગરને પાડનાર કોઇ હોતું નથી. તો આપણી ઔદ્યોગિક તપાસમાં વિવિધ ઉદ્યોગો માટે આવી ખબર રાખી, તે તે ઉદ્યોગોના કારીગરને તે બાબતથી વખતો વખત વાકેફ કરનાર કોઇ માણસો મળી શકે એમ છે કે નહિ તે પણ નક્કી કરવું જોઇએ. કહેવાની જરૂર નથી કે હાલની ઔદ્યોગિક કોનફરન્સ તથા તે સાથે સંબંધ ધરાવનાર ન્હાની સોસાયટીઓ જેવાં ખાનગી મંડળોથી આવી બાબતમાં બહુ થઇ શકે એમ છે.

૫. વળી માલ તેમજ એને અંગે સંબંધ રાખતી બીજી વસ્તુઓ **લઇ જવા લાવવાનાં સાધનની સરળતા**, એ પણ આ તપાસમાં બહુ ધ્યાનમાં લેવા જેવી બાબત છે.

જે સ્થળે સદર ઉદ્યોગનું કારખાનું અગર કામ ચાલતું હોય તે સ્થળે જે કાચા પદાર્થમાંથી સદર ઉદ્યોગ ચાલતો હોય તે પદાર્થ સહેલાઇથી મેળવી શકાય એમ છે કે નહિ, તેમજ એમાંથી જે માલ તૈયાર થાય તે જે ઠેકાણે એની સારામાં સારી કીંમત ઉપજતી હોય તેવે ઠેકાણે સહેલાઇથી, થોડે ખર્ચે, મોકલી શકાય એમ છે કે નહિ, એ દરેક ઉદ્યોગમાં જોવાનું છે. દાખલા તરીકે, દીવાસળી બનાવવાનું કારખાનું લઇએ. દેખીતું છે કે આ કારખાનું જે જંગલમાંથી દીવાસળી બનાવવાનું લાકડું પુષ્કળ મળી શકે તે ઠેકાણે હોય તો બહુ ઉત્તમ. પણ તે સાથે જે મંચા વગેરે આ કારખાના માટે જોઇએ તેમજ કેટલાક રસાયનિક પદાર્થો આ ઠેકાણે બહારથી આણવા પડે તે લાવવાનો ખર્ચ કેટલો થાય એ જોવું જોઇએ એટલુંજ નહિ પણ દીવાસળીઓ તૈયાર થયા બાદ તેની પેટીઓ ત્યાંથી બહાર વેચવા મોકલતાં ભાડા વિગેરેનો કેટલો ખર્ચ થાય એ પણ વિચારવું જોઇએ. સંયુક્ત પ્રાન્તોમાં મારી તપાસમાં જે અઘરામાં અઘરો અને વિચારવા જેવો પ્રશ્ન હાલ જણાયો છે તે રેલવે-નૂરનો છે. ત્યાં હાલ ચાલતા ઘણાખરા ઉદ્યોગોની એજ ફરિયાદ છે કે હલકામાં હલકું રેલવે નૂર પણ વહાણના નૂર કરતાં ભારે હોવાથી દરિયા કાંઠા ઉપર આવેલાં મ્હોટાં શહેરોમાં માલ મોકલી જાપાન અને જર્મની જેવા દેશોની હરીફાઇ સ્હામે ટકવું અશક્ય છે.

અત્યાર સુધી માલ તૈયાર કરવાના દૃષ્ટિબિન્દુથી જોયું, પણ એ માલના ખપના સંબંધમાં પણ એટલુંજ જોવાનું છે. મને લાગે છે આપણી હાલની ઔદ્યોગિક ખિલવણીની સ્થિતિમાં પ્રથમ આપણા દેશનેજ પૂરો પડે એટલો માલ તૈયાર કરવો એ સિદ્ધાન્ત પ્રમાણરૂપ ગણાવો જોઇએ. માલની ખપત બાબતની પરિપૂર્ણ ચર્ચામાં, આપણા દેશમાંથી બીજા

દેશમા માલ મોકલવાના નુસ્ખો, જમાતનો અને એવા બીજા ઘણા મવાલો કે જે અત્યારે તત્કાલ અસબદ્ધ છે તેનો વિચાર કરવો પડે એમ હોવાથી તે હાલ છોડી દઇએ છીએ.

હિન્દુસ્તાનના વેપારના દર વર્ષે બહાર પડતા સરકારી પત્રકો તથા રિપોર્ટો જોશો તો કોઇને પણ ખાત્રી થશે કે પ દેશ માન વેચવા કરતા હિન્દુસ્તાન તરફમાજ એની ઘણી ખપત થાય એમ નથી તો દરેક ઇલામાના વેપારના આકડા બરાબર તપાસી તેનુ પૃથક્કરણ કરવુ જોઇએ અને તેમાથી જોવુ જોઇએ કે જે માન અગર વસ્તુ હાલ આપણે બહારના દેશોમાથી આયાત કરીએ છીએ તેમાથી કઇ કઈ વસ્તુ અહીંજ ઉત્પન્ન થતા કાચા પદાર્થમાથી બનાવી શકાય એમ છે આશરે પદર વર્ષ પહેલા જે બીડીઓ હિન્દુસ્તાનમા આયાત થતી તે ફક્ત ઉચા પ્રકારની અને કીમતી તમાકુની હતી અને સયુક્ત પ્રાન્તમા ગાઝીપુરનુ તમાકુનું સરકારી ખેતર બધ કરવુ પડયુ હતું તેનુ કારણ એટલુજ કે એ ભાગની સ્થાનિક તમાકુ ઉગી ના તની બીડીઓ બનાવવાના કામની થતીજ નહોતી પણ આજકાલ તો હલકી જાતની અને બહુ સોઘી બીડીઓ હિન્દુસ્તાનમા બહુ બહોળા જથામા ખપે છે તો આપણી ઔદ્યોગિક તપાસમા એ જોવુ જોઇએ કે હિન્દુસ્તાનના જૂદા જૂદા ભાગોમા જે તમાકુ થાય છે તેમાંથી હાલ જેવી બીડીઓનો ખપ છે તેવી બીડીઓ થઇ શકે એમ છે કે નહિ એ બીજી રીતે દર વર્ષે જૂદા જૂદા ઉપયોગ માટે વારનીશ પણ પરદેશથી આયાત કરવા પડે છે પણ લાખ તથા મહુડાના ફૂલ કે જેમાથી વારનીશ બની શકે એમ છે એ પદાર્થો આ પણા દેશમા થાય છે તો પછી એટલુજ જોવુ જોઇએ કે આ પદાર્થોમાથી આપણા દેશમા કિફાયતથી વારનીશ બનાવી શકાય એમ છે કે નહિ

વેપાર સબધી રિપોર્ટો તથા પત્રકો વગેરે જોયા પછી જણાશે કે સયુક્ત પ્રાન્તોની ખરી પેદાશ એ પ્રાન્તોના લોકોને પૂરી થાય તે કરતા વધારે થાય છે સામાન્ય રીતે સારા વર્ષમા ત્યાના લોકોને જોઇએ તે કરતા વધારે ઘઉ પેદા થાય છે તેથી તેમાથી કેટલાક કરાચી તથા રગુન ચઢે છે અને ત્યા તેનો સચામા દળી લોટ બનાવવામા આવે છે આ પ્રમાણે થાય છે તો આપણી આ તપાસમા જોવુ જોઇએ કે જ્યા એ ઘઉ થાય છે ત્યા જ એમાથી સચા વડે આટો બનાવવામા શી અડચણો આવે છે આની મીલો ત્યાજ કરવાથી ત્યાના અને નજદીકના મજૂરોને રોજી મળે એટલુજ નહિ પણ એમાથી છોતા નીકળે તે પણ ઢોરના કીમતી ખાણુ તરીકે ખપમા આવે વળી એજ પ્રમાણે થોડા વર્ષથી હિન્દુસ્તાનના રૂ ઉગાડનાર ભાગોમાથી પુષ્કળ કપાસીઆ યુરોપ ચઢે છે, અને ત્યા એ પીલાઇ એના ખોળ ઢોરના ખોરાક તરીકે તથા જમીનમા ખાતર તરીકે કામમા આવે છે, અને તેલ, સાબુ તેમજ ખાવાના કામમા વપરાય છે તો આપણા ખેતી તથા ઉદ્યોગની બાબતના કુશળ અને જાણીતા પુરૂષોએ નક્કી કરવુ જોઇએ કે આ કપાસીઆ જ્યા થાય છે ત્યાજ તે પીલવામા આવે તો તેમાથી નીકળતા તેલ અગર ખોળ અગર બન્નેનો હિન્દુસ્તાનમા ખપ થાય કે નહિ અગર તેમ નહિ તો કપાસીઆ એમને એમ મોકલાવ્યા કરતા અહીંજ પીલાવી એનુ તેલ તથા ખોળ પરદેશ ચઢાવવાથી વધારે લાભ થાય એમ છે કે નહિ.

આપણી ઔદ્યોગિક તપાસને કેટલો અવકાશ છે, કેવા ધોરણ ઉપર થવી જોઇએ, તથા એ કામ ઉતાવળે તેમજ ઘણા માણસોની એકત્ર મદદ વિના થઇ શકે એમ નથી એ પણ આ ઉપરથી જણાયુ હશે. આ કામ કરનાર માણસે સરકારી રિપોર્ટો, વેપારી આયાત નિકાસના આંકડા, આખા હિન્દુસ્તાનમા તેમજ પ્રાન્તોના તથા જીલ્લાના ગેઝેટીયર્સ, અમુક અમુક ધન્ધા સબધી લખાયલા ખાસ લેખો, ખેતી વગેરે તે તે શાસ્ત્રોના ચોપાનીઆ, સરકારી વિવિધ સામન્ય ખાતાના રિપોર્ટો અને છેવટ સર જ્યોર્જ વૉટનો મહાન ગ્રન્થ Dictonary of Indian Economic Products—એટલી બાબતોનું પૂરેપૂરૂ જ્ઞાન મેળવવું જોઇએ. દરેક પ્રાન્તના મુખ્ય મુખ્ય વેપાર વણજના સ્થાનોનું તેમજ ન્હાના ન્હાના બજારોનુ પણ પૂરતુ જ્ઞાન હોવુ જોઇએ અને ન્હાના મ્હોટા ઉદ્યોગ તથા વેપારના તે તે સ્થાનોમા પુષ્કળ વખત ન્હી જાતે જોવુ જોઇએ મૂડીવાળા તથા મજૂર એ બન્ને વર્ગના માણસો જોડે નજીકના સબધમા આવવું જોઇએ આટલા ઉપરથી તે અજમાશ દાખલ કે ટલાક સૂચનો કરી શકશે, જેના ઉપર પછી વેપાર-ઉદ્યોગમા પડેલા માણસોનો અભિપ્રાય લઇ શકાશે ટુકામા, આ કામમા આખા દેશના આર્થિક અભ્યુદય ઇચ્છનાર દરેક માણસની મદદની અપેક્ષા છે

(વસન્ત-ઑફિસ.)

---

## કાગળ બનાવવાનો ઉદ્યોગ-૨.

ગયા ફાલ્ગુનના અકમા કાગળ બનાવવાના ઉદ્યોગ સબધી વિષયમાં સદર ઉદ્યોગ હાલ કેટલાક કારણથી નબળી સ્થિતિમાથી પસાર થાય છે, પણ તે કેવી રીતે ચલાવવામા આવે તો એનું ભવિષ્ય આશાજનક છે તે પણ બતાવવામા આવ્યુ છે તથા એ ઉદ્યોગમા ઉપયોગમા આવતા ચીંથરા વગેરેને બદલે અમુક જાતનો લાકડાનો વ્હેર અગર ગર આપણા દેશમા સોંઘો મળી શકે તો જ ફાવી શકાય એમ છે એમ પણ કહેલુ છે મતલબ કે આ ગર અગર વ્હેરનો માવો આપણા કાગળ બનાવવાના ઉદ્યોગના સબધમા બહુ મહત્વનો પદાર્થ છે અને તે હિન્દુસ્તાનમા સોંઘો અને સહેલાઇથી બની શકે તો આપણા દેશમા કાગળ બનાવવાના ઉદ્યોગમા એક બહુ મહત્વની અને ખરી આશાજનક સફળતા થઈ એમ ગણાય હાલમા બેન્ગોરના મિ વિલ્યમ રેટ નામના યુરોપિયને આ સંબધી બહુ ઉપયોગી શોધ કરી એ ઉપર એક લેખ લખ્યો છે, જેમાની હકીકત જાણવા યોગ્ય તથા સદર ઉદ્યોગમા પડવાની ઇચ્છા રાખનાર કોઈ માહસિકને ઉપયોગી થાય એવી હોવાથી અત્રે એનો મુખ્ય સાર આપીએ છીએ —

આખી દુનિયાને કાગળ પુરા પાડવાનો સવાલ બહુ ધ્યાન અને લક્ષથી વિચારવા જેવો છે કાગળ બનાવવામા પ્રથમ ચીંથરાનો ઉપયોગ કરવામા આવતો. ત્યાર બાદ કાગળની

વધારે જરૂર પડતાં ચીંથરાંને બદલે અમુક જાતના ઘાસનો ઉપયોગ શોધી કાઢવામાં આવ્યો. અને દિનપરદિન એથી પણ વધારે કાગળની જરૂર પડતાં આશરે વીસ વર્ષથી અમુક જાતના લાકડાંના ગરનો ઉપયોગ કરવામાં આવે છે. પણ આ સંબંધી પણ હવે વિચાર કરવાનો વખત આવ્યો છે. કારણ કે આ ગર જે જાતના લાકડામાંથી બનાવવામાં આવે છે તે જાતનાં લાકડાંનો જથો ધાર્યો હતો તેટલો બેહદ નથી. યુનાઇટેડ સ્ટેટસમાં આ જાતનાં લાકડાંનો જથો પૂરો થવા આવ્યો જણાય છે, કારણ એ લોકો જ હવે તે કેનેડામાંથી મેળવે છે. પણ કેનેડા અને સ્કેન્ડિનેવિયાનાં જંગલો પણ અસીમ નથી. નૉર્વેમાં એની ખોટ ક્યારની જણાવા માંડી છે. તે સાથે એ લાકડાને ઉગી તૈયાર થતાં પચીસથી ત્રીસ વર્ષ થાય છે અને અસાધારણ અનુકૂળ સ્થિતિ વિના ફરી થતાં નથી. એ જોઈ, એવા બીજા કોઈ પદાર્થનો શોધ કરવો આવશ્યક જણાયાથી મિ. રેટે આ બાબતમાં બહુ શોધ કરી છે, અને તે એવા નિર્ણય ઉપર આવ્યો છે કે આખી દુનિયાંના કાગળો માટે પૂરો પડી શકે એવો પદાર્થ વાંસમાંથી બની શકે એમ છે. મિ. રેટે આ બાબતની શોધ ૧૮૯૭ માં બ્રહ્મદેશમાં શરૂ કરી, અને બંગાળા, મલબાર તથા સ્ટ્રેટ્સ સેટલમેન્ટના જે ભાગોમાં વાંસ થાય છે ત્યાં તે અત્યાર સુધી જારી રાખી. અને એ સંબંધી ઘણા ખરા પ્રયોગો બંગાળ પેપર-મિલ્સમાં કર્યા. વાંસમાંથી ગર બનાવવાના પાછલા યત્નો આર્થિક દૃષ્ટિએ નિષ્ફળ થયા છે. આગળ જે યત્નો કરવામાં આવ્યા હતા તેમાં ગાંઠો સુધાંત આખા વાંસ, તથા જૂના તેમ જ નવા, તથા ગમે તે જાતના વાંસ કાપી તેમાંથી ગર બનાવવામાં આવતો તેને લીધે એ નિષ્ફળ થયા છે.' એનું કહેવું એવું છે કે ગાંઠનો ભાગ કાઢી નાંખવાથી તથા એક સરખી ઉમરના વાંસમાંથી ગર સારો થાય છે. ત્રણ વર્ષથી વધારે જૂના નહિ એવા પસંદ કરેલા વાંસ લેવા, એની ગાંઠો કાઢી નાંખવી, અને કાપ્યા પછી થોડા જ મહિનામાં એમાંથી ગર બનાવવો-એમ કરવામાં આવે તો બહુ ઉત્તમ બને છે.

કાગળ બનાવવાની મિલ વાંસ મળી શકે ત્યાંથી દૂર ન હોવી જોઇએ. દૂર હોવાથી તે સ્થળે વાંસ લાવવાનો ખર્ચ થાય છે. દર ત્રીજે વર્ષે વાંસ કાપી લેતાં મૂળ આગળ રહેલાં ઠુંઠાં ૨૮ થી ૩૪ મહિનાનાં હોય છે તો તેમાંથી કાયમ વાંસ ફુટે છે જેથી કરી વાંસનો જથો મળ્યા કરે છે અને એમ એ ઉદ્યોગમાં અડચણ આવે એમ નથી. વળી એની ગણત્રી પ્રમાણે હલકી પ્રતિથી માંડી સાધારણ પ્રતિની જમીનમાંથી દર ત્રીજે વર્ષે એક એકર જેટલી જમીનમાંથી કમતીમાં કમતી પંદર ટન (આપણા ૮૪૦ મણ) વાંસ થાય છે; અને હિન્દુસ્તાનમાં ઘણા ભાગોમાં આના કરતાં બમણી પેદાશ થાય એવાં વાંસના વિસ્તાર પડયા છે. બ્રહ્મદેશ, આસામ, નેપાળની પાસે આવેલો ભાગ તથા હિન્દુસ્તાનનો ઘણો ભાગ વાંસથી ભરપૂર છે. અઠવાડિયે બસો ટન અથવા વર્ષે દહાડે દસ હજાર ટન ગર કાઢી શકે એવી મીલ ચલાવવાને ૫૧૨૦ એકર અથવા આઠ ચોરસ માઇલ જેટલો વિસ્તાર બસ છે. આથી દસ ગણી મ્હોટી મિલને પુરા પડી શકે એટલા વાંસ પેદા થાય એટલી જમીન બ્રહ્મદેશના નકશામાં માખી જેટલી દેખાય છે. એના કહેવા પ્રમાણે એસિડની ક્રિયાથી સેંકડે ફક્ત ૪૫ ટકા ગર નીકળે એમ માનીએ તો એક એકરમાંથી ૪૫ હન્ડ્રેવેટ એટલે ૫૦૪૦ પાઉન્ડ વગર ધોએલો ગર થાય. આના ખર્ચની બાબત એનું કહેવું એમ છે કે સોંઘી મજૂરી,

પુષ્કળ વહેળિઆં, જ્યાત્યાંથી કાપ્યો વાંસ, અને તે જંગલમાં હોવાથી એની એક પાઈ પણ આપવાની નહિ–ફક્ત કાપવાનું તથા વહેવરાવવાનું ખર્ચ–એ બધું મળી જગતમાં સોંઘામાં સોંઘો કાગળ બનાવવાનો આ પદાર્થ હિન્દુસ્તાનમાં થઈ શકે એમ છે. એક ટન વગરધોએલો ગર બનાવવાને જેટલા વાંસ જોઇએ તેનો ખર્ચ ૧ પાઉન્ડ ૫ શિલિંગ એટલે રૂ. ૧૮–૧૨–૦ થાય છે તથા અઠવાડિયે બસો ટન ગર બનાવી શકાય એવું કારખાનું લેતાં એક ટન વગર ધોએલો બાઇસલ્ફાઇટ વાંસનો ગર રંગુનમાં બનાવતાં ૫ પાઉન્ડ એટલે ૭૫ રૂપીઆ ખર્ચ આવે છે. મિ. રેટ કહે છે કે આ ગર બનાવવા સારૂ જેને 'બેશુમાર સાધન' કહીએ તે વાંસ છે. અને હિન્દુસ્તાનમાં તે પુષ્કળ થાય છે અને એનાથી પૂર્વના ભાગમાં તો એનો શુમાર નથી એમ કહીએ તો પણ ચાલે.

ગુજરાત કાઠીઆવાડનાં આરાસુર ગિરનાર પચમહાલ–પાવાગઢ, રાજપીપળા–સાતપુડા સોનગઢ–વ્યારા વગેરે સ્થાનનાં વાંસનાં જંગલોનો આ કામમાં કેટલો ઉપયોગ થઈ શકે એમ છે એ વિષે ધન્ધાર્થીઓએ માહિતી મેળવી પ્રયોગ કરી જોવા જેવુ છે.

"સ્વદેશી."

---

## મરાઠી લેખકોનું ચોથું સંમેલન.

મરાઠી લેખકોના ચોથા સંમેલનનો સંક્ષિપ્ત અહેવાલ, આપ સમક્ષ હું રજુ કરૂં, તે પૂર્વે દેશી ભાષાની આધુનિક પ્રવૃત્તિ સબન્ધે, કાંઇક પ્રસ્તાવના રૂપે સહેજ વિવેચનની જરૂર છે.

આપણે જો ઓગણીસમી સદીની આખરનો ઇતિહાસ બારિકાઇથી તપાસીશું તો તુરત માલુમ પડશે કે તે સમયે દેશી ભાષાની ઉન્નતિ અર્થે, હિન્દુસ્તાનના ત્રણ મોટા પ્રાન્તો, બંગાળ, મુંબઈ અને મદ્રાસમાં, એક મોટી જબરી હીલચાલ શરૂ થઈ હતી. બંગાલ અને મદ્રાસમાં, આ હિલચાલનો હેતુ દેશી ભાષાને યુનિવરસીટિના અભ્યાસક્રમમાં દાખલ કરવાનો હતો; મદ્રાસમાં જ્યાં દેશી ભાષાને યુનિવરસીટિના ધોરણમાં સ્થાન હતું પણ કેળવાયલો વર્ગ કે જેની પર દેશી સાહિત્યના ઉત્કર્ષની આશા રાખી હતી તે તેમાં નિષ્ફળ નિવડયાથી ત્યાં દેશી ભાષાને ઉછેરી, સાહિત્યનો વિકાસ શી રીતે કરવો અને જનસમૂહની હાજતો પુરી પાડવી એ મહાન પ્રશ્ન ચર્ચાતો હતોઃ આ બે હિલચાલ વચ્ચેનો તફાવત હતો.

મુંબઈમાં મરહુમ ન્યાયમૂર્ત્તિ રાનડેએ ૫૮ 'ફેલો' ની સંમતિથી, યુનિવરસીટિના અભ્યાસક્રમમાં દેશી ભાષાને યોગ્ય ઇન્સાફ આપવા, સબળ દલિલો સહિત, એક દરખાસ્ત 'સેનેટ' માં આણી હતી પણ તે પ્રેસીડન્ટના 'કાસ્ટિંગ વોટ' એટલે વધારાના મતથી

નિષ્ફળ ગઈ. દિ. બા. મણિભાઇએ તો દેશી ભાષાની અભ્યાસમાં આવશ્યકતા સમ્બન્ધે, એક 'મેમોરન્ડમ' તૈયાર કરી તે પ્રસિદ્ધ કર્યું હતું. કલકત્તામાં પણ આ હિલચાલ બરબાદ ગઈ સત્તા આગળ શાણપણ નકામું થયું હતું.

ત્યાર બાદ ૧૯૦૨–૦૩ માં કેટલાક ઇંગ્રેજી માસિકોમાં, કેળવાયલા વર્ગની દેશી ભાષા પ્રત્યેની બેદરકારી અને અજ્ઞાનતા સમ્બન્ધે ભારે વાદવિવાદ થયો હતો. આ ચર્ચાનો ઉદ્દેશ દેશી ભાષાને સુધારી, સાહિત્યને સારી સ્થિતિએ આણવાનો હતો. દેશી સાહિત્યની દશા દુર્બળ અને દયાજનક હતી; તે ઉપરાંત જનસમૂહને (masses) પરિશ્રમસાધ્ય વિદ્યા, હુન્નર અને સાહિત્યનો લાભ શી રીતે આપવો, એ એક મુશ્કેલ સવાલ હતો. વળી ભાષામાં જોઇતા શબ્દો જડતા નહિ અને પારિભાષિક શબ્દો કયા ધોરણે રચવા, એ અત્યંત કઠણ કાર્ય હતું. વિશેષ પશ્ચિમનું વિશાળ સાહિત્ય નિહાળી, ભણેલા વર્ગે, કંઇક રીતે નાસીપાસ થઈ, દેશી સાહિત્ય નિર્જીવ નકામું માની, નિરુત્સાહી બની, સુધારાની સર્વ આશા છોડી.

આ ચર્ચામાં કેટલોક મતભેદ હતો. એ પક્ષની તકરાર એ હતી કે દેશી ભાષાની દુર્દશા થવાનુ કારણ માત્ર ૧૮૩૩ ની લોર્ડ મેકાલેની 'મિનિટ' છે. આ સબન્ધે થોડીક માહિતીની જરૂર છે. વાત એમ છે કે તે સમયે કલકત્તા કાઉન્સિલમાં, દેશીઓને કયી ભાષામાં નવીન શિક્ષણ આપવું તે સારૂ બહુ લાંબી તકરાર ચાલી હતી. કેટલાકનો મત એ હતો કે દેશી ભાષાને પ્રથમ પદવી આપી, ઇંગ્રેજીને 'Second language' યાને બીજી ભાષા તરીકે સ્વીકારવી. લોર્ડ મેકાલેએ, આ અભિપ્રાયની સામે થઈ, ઇંગ્રેજીને સર્વોપરિ કરી, તે દ્વારા જ સર્વ શિક્ષણ આપવા ખેંચતાણ કરી. તેમાં તે આખરે વિજયી નિવડયો.

આ સબબથી, ચાલુ ચર્ચામાં, એક પક્ષની માનતા એ પ્રકારની હતી કે દેશી ભાષાની અવનતિનું કારણ લોર્ડ મેકાલેજ છે. જ્યારે સામી બાજુ એવી દલિલો રજુ કરતી કે ઇંગ્રેજી શિક્ષણના પ્રભાવે જ, આપણી સ્થિતિ સુધરી, આપણા સાહિત્યમાં નવીન ચેતન અને તેજ આવ્યું છે. બેશક લોર્ડ મેકાલેની આર્ય સાહિત્યની અજ્ઞાનતાના પરિણામે, આપણને અત્યંત મોંઘવું પડ્યું છે. જો તે સંસ્કૃત અને ફારસી સાહિત્યથી વાકેફ હોત તો તેનું વલણ બીજી બાજુએ દોરાત અને પોતાની જીદ પુરી પાડવા આટલો આગ્રહ કરત નહિ. ખરેખર આનંદની વાત છે કે છેલ્લા કોન્વોકેશનના ભાષણમાં આપણા ગવર્નર સર જ્યોર્જ કલાર્ક, લોર્ડ મેકાલેના મતથી જુદા પડી, દેશી ભાષાની જરૂરીયાત સ્વીકારી સંસ્કૃત સાહિત્યની પ્રશંસા કરી હતી. યુનિવર્સીટિનો 'ચાનસેલર' આ મત ઉચ્ચારે તેથી વિશેષ શું જોઇએ! પણ હવે આપણે વિસરી જવું જોઇએ નહિ કે ઇંગ્રેજીના અભ્યાસ વગર આપણું કાર્ય આગળ વધે તેમ નથી. તેથી પ્રો. ફ્રેઝર સુચવે છે તેમ, દેશી અને ઇંગ્રેજી ભાષાને સમાન ગણી, બન્નેનો યોગ્ય અભ્યાસ કરવો. તેથી જ લાભની પ્રાપ્તિ છે. એ રીતેજ આપણું કાર્ય સહેલું થઈ, ફતેહમંદ નિવડશે. યુરોપમાં ઘણે ઠેકાણે આ પ્રમાણે બે ભાષાઓ સારી રીતે શિખાય છે.

ઉપરની હિલચાલને બે વિભાગમાં વહેંચી શકાય. એકનો ઉદ્દેશ સરકાર મારફત એટલે

યુનિવરસીટિદ્વારા, દેશી ભાષાની ઉન્નતિ કરવાનો હતો અને તે માટે તેઓએ, 'સેનેટ' ને 'મેમોરીઅલ' મોકલી, દેશી ભાષાનો હક્ક પ્રાપ્ત કરવા પ્રયત્ન શરૂ કર્યા પણ તેમાં ફાવી શક્યા નહિ. આથી બીજી ચલવલનો આરંભ થયો અને તેમાં કેળવાયલા વર્ગને દેશી સાહિત્યનો ઉત્કર્ષ કરવા અત્યંત આગ્રહ હતો; અને પશ્ચિમના વિદ્યા હુન્નર અને સાહિત્ય આદિના વિચારો જનસમાજમાં દેશી ભાષાદ્વારા ફેલાવવાની તેઓ પર એક જાતની જવાબદારી હતી. તેથી તેઓએ, ગ્રેટબ્રિટનની. રેયલ એસિયાટિક સોસાઇટી, બંગાળ એસિયાટિક સોસાઇટી વિગેરેના ધોરણે પણ આપણી સ્થિતિને અનુકુળ થતી, જુદે જુદે સ્થળે કેટલીક સંસ્થાઓ સ્થાપી અને જુની સભામાં નવીન ઉત્સાહ અને વેગ આણ્યો.

એક પક્ષનો ઉદ્દેશ, સરકાર મારફત આ કાર્ય સિદ્ધ કરવાનો હતો ત્યારે બીજો વર્ગ આત્મબલપર વિશ્વાસ રાખી, પોતાની જાતે જ, તેને ફતેહમંદ પાર પાડવા આગ્રહી અને દૃઢ હતો. રાનડેના પ્રયાસનું ફળ હાલ એ આવ્યું છે કે થોડા સમયથી એમ. એ. ની પરિક્ષામાં દેશી ભાષાને પસંદગીના વિષયમા સામેલ કરી છે અને ચાલુ સાલમાં તો તે મેટ્રિક્યુલેશનમાં ફરજીયાત છે. પણ આના કરતાં બીજી પ્રવૃત્તિનું પરિણામ બહુ મહત્વનુ અને ઉપયોગી છે.

તેઓની હિલચાલથી લોકમાં નવીન જાગૃતિ આવી છે અને વિચારશ્રેણી ફેરવાઈ ગઈ છે. તેઓએ સ્થાપેલી સસ્થાઓ, બહુ ઉત્સાહ અને ખંતથી સાહિત્યનુ કાર્ય ફતેહમંદ કરે જાય છે અને જનસમૂહને કેળવણી આપી, તેઓની સ્થિતિ સુધારે છે. ઉદાહરણ આપી આ વાતને વિશેષ સ્પષ્ટ કરીએ. જેમકે 'મવાલ' એટલે 'મોડરેટ' પક્ષથી રાજકીય હિલચાલ સમગ્ર જનસમાજમાં પ્રસરી, તેમના પર બહુ અસર કરી શકી નહોતી પણ કેળવાયલો વર્ગ તેની ગતિને સારી રીતે સમજી શકતો; પણ 'જહાલ' એટલે આ પક્ષે તો ચલવલને આખા દેશમાં ફેલાવી, નવીન વિચારનો વિસ્તાર ચોગરદમ વધાર્યો છે અને પ્રજામાં નવીન જીવન આણ્યું છે તેમ 'મવાલ'ની રીતે એટલે રાનડેના ધોરણે, હજુ સુધી ફક્ત દેશી ભાષાનો સહેજ હક્ક મળ્યો છે પણ બીજો વર્ગ કે જેઓને, આત્મબળ પર અત્યંત વિશ્વાસ હતો તેઓએ દેશી સાહિત્યની સ્થિતિ સુધારી, તેમાં નવિન વેગ રેડ્યો છે. કહેવાનુ તાત્પર્ય એ જ કે આપણી ઉન્નતિનો આધાર કેવળ આત્મબળ પર છે અને તે સારૂ પારકા પર બહુ વિશ્વાસ રાખી બેસી ન રહેતાં. પોતાની જાતે જ પ્રયાસ કરવાની શરૂઆત થવી જોઇએ.

હિન્દુસ્તાનમાં દેશી સાહિત્યના ઉત્કર્ષ સારૂ સ્થપાયલી સસ્થાઓમાં નિચેની પાચ મુખ્ય અને જાણીતી છે.

૧. બંગ સાહિત્યપરિષદ્. ૨ કાશિનાગરીપ્રચારણી સભા. ૩ મહારાષ્ટ્ર સાહિત્યપરિષદ્. ૪ ગુજરાત સાહિત્યસભા. ૫ મદ્રાસ 'લીટરરી એકેડમી.'

જાણીતો ફ્રેન્ચ ફિલસુફ કોમ્ત કહે છે કે "Ideas and feelings move and govern the world" વિચાર અને મનોભાવના જગતને પ્રવૃત્તિમાં આણી નિયમિત

કરે છે અને તે વાસ્તવિક છે બગાળનો ઇતિહાસ તાજો જ છે કોણુ જાણતું હતુ કે બગાળના 'ભાગલા' ના પરિણામે, આખો દેશ, સ્વદેશીના વિચારોથી ખળભળી ઉઠશે ? વિચારનો વેગ બહુ ભેદી છે અને તે કળી શકાય તેમ નથી. આજથી થોડા સમય પર 'મૉડર્ન રીવ્યુ' ના સુપ્રસિદ્ધ તત્રી મી ચેતરજીએ 'ચતુંભાષિ' નામનુ માસિક પ્રસિદ્ધ કરવા, યોજના તૈયાર કરી હતી પણુ તેમા નિષ્ફળ થયા. બેશક ખુશી થવા જેવુ છે કે હમણા "એકલિપિ વિસ્તાર પરિષદ્" તરફથી 'દેવનાગર' ચાર ભાષામા જ નહિ પણુ અનેક ભાષામા છપાય છે આ સમયની વિચિત્રતા નહિ તો બીજુ શુ ?

વિચારના બીજ જો યોગ્ય વખતે વવાયા હશે તો તે જરૂર અનુકૂળ સમય આવે ઉગી નિકળશે, આબોહવા માફક હશે તો તે સહેલાઇથી બહાર આવશે

સાહિત્યપરિષદ્‌ની સસ્થા પણુ આ રીતે વિચાર-શક્તિના પ્રભાવે બહુ આગળ વધેલી ત્રણ ભાષામા પ્રકટી નીકળી છે ગુજરાતની સાહિત્યપરિષદે, મહારાષ્ટ્ર લેખકમડળનુ અનુ કરણુ કર્યુ નથી અને બગાળીઓએ ગુજરાતીની નકલ કરી નથી વખતને અનુસરી આ જુદા જુદા સ્થળોમા છેલ્લા ત્રણુ ચાર વર્ષથી સાહિત્યપરિષદ ભરાય છે. આ સસ્થાનુ મુખ્ય બંધારણુ યુરોપમા ભરાતી 'Oriental Con;res-' ના ધોરણુ પર સ્થાપલુ છે. ત્યા પૂર્વના સાહિત્ય, ઇતિહાસ વિગેરેના અભ્યાસ કરતા વિદ્વાનો, પોતાને યોગ્ય મદદ મળે તે સારૂ પ્રતિ વર્ષે એક સ્થાને એકત્ર થઈ, વર્ષમા જે અભ્યાસ કર્યો હોય, તેનો રીપોર્ટ યાને તેનો સાર નિબધદ્વારા કોન્ગ્રેસમા રજુ કરે છે આથી કાર્ય સહેલુ બને છે, જોઇતી મદદ મળે છે અને અભ્યાસ અગાડી વધે છે આ કરતા પણુ વિશેષ મહત્ત્વનો લાભ, જે મિત્રાચારી અને સ્નેહનો છે તેની તુલના થઈ શકે તેમ નથી. હિન્દુસ્તાનના કેટલાક વિદ્વાનો પણુ આમા સામેલ થયા છે. મરહુમ હરિલાલ ધ્રુવ, બરોડા સ્ટેટ તરફથી ડેલીગેટ તરીકે ત્યા ગયા હતા અને બે નિબધ વાચ્યા હતા

હવે આપણે ઉપરની પાચ સાહિત્યની સસ્થાઓનુ ટુક અવલોકન કરી, આદિ દીગ્દર્શન સમાપ્ત કરીશુ

૧. **બંગ સાહિત્યપરિષદ**—આ સસ્થા કલકત્તામા લગભગ ૧૮૯૪-૯૫ મા સ્થપાયલી છે બગાલના વિદ્વાન સાક્ષરો, પ્રતિષ્ઠિત ગૃહસ્થો અને અનેક જાણીતા સત્પુરુષો તેના મેમ્બર છે મેમ્બરની સખ્યા લગભગ ૬૦૦ ની છે ૧૯૦૦ ની સાલ પછી આ સસ્થા બહુ સારૂ કામ કરે છે દાખલા તરિકે બગાળી ભાષામા, ફારસી શબ્દો, શા નિયમે દાખલ કરવા, એ વિકટ પ્રશ્નનો નિર્ણય કરવાનુ કાર્ય ૧૯૦૪ ની સાલમા, હાલમા લોકપ્રિસીએ ચઢેલા મી એસ એમ મિત્રને સોપવામા આવ્યુ છે ત્યાર પછી 'પારિભાષિક' કોષ તૈયાર કરવા કમિટી નિમી છે. થોડા વખત પર તેઓએ 'Biological terminology' ની એકલે જીવનશાસ્ત્રમા વપરાતા લેટીન શબ્દોની એક છુટી યાદી છપાવી હતી. પ્હેલી સા હિત્ય પરિષદ, પ્રથમ બારિસલમા નામાંકિત કવિ રવીન્દ્રનાથ ટાગોરના પ્રમુખપણા હેઠળ મળી હતી વુરત વિશેષ હકિકત મળી શકી નથી.

**૨. કાશી નાગરીપ્રચારણી સભા**—આ સસ્થા પણ બનાન્સમા ૧૮૯૩-૯૪ મા સ્થપાઈ છે લગભગ ૧૯૦૦ ની સાલ સુધી તેનું કાર્ય બહુ મદ હતું

તેઓનો પ્રથમ રીપોર્ટ છેક ૧૯૦૨ ની સાલમા એક નાના સરખા ચોપાનીઆમા પ્રકટ થાય છે પણ ત્યાર બાદ તેઓએ બહુ સારૂ કામ કર્યું છે તેઓની હિલચાલથી સયુક્ત પ્રાન્તની કોર્ટમા નાગરી લિપિનો સ્વીકાર થયો છે આ દરમ્યાન તે હિંદી મેન્યુસ્ક્રીપટોની શોધખોળનું કાર્ય માથે લે છે બાબુ શ્યામસુંદરદાસે આ સબન્ધે પુષ્કળ શોધ કરી છે આ કાર્યમા સરકારની પણ સહાયતા સારી છે 'હિંદી પારિભાષિક' કોષ પણ આ સભાએ પ્રથમ પ્રસિદ્ધ કર્યો છે અને તેઓની 'દેવનાગરી' લિપિની કુશ્રેડ પ્રશસિનીય છે હિંદી સાહિત્ય પરિષદ ભરાતી નથી

**૩. ગુજરાત સાહિત્ય સભા**—આ સસ્થા સબન્ધે કઈ નવીન કહેવાનુ નથી એની હકિકત સર્વને સારી રીતે જાણીતી છે*

**૪. મહારાષ્ટ્ર સાહિત્યપરિષદ્**—આ સસ્થા મહારાષ્ટ્રમા, મરાઠી લેખકોનુ પ્હેલુ સમેલન ભેગુ થયુ ત્યાર પછી સ્થપાઈ હતી સા કોન્ફરનસની હિલચાલ પ્રથમ શરૂ થઈ અને સાહિત્યસભા પાછળથી દાખલ થઈ ૧૯૦૫ ના 'ઇસ્ટર'ના તહેવારમા, જે સમયે આપણે પ્હેલી સાહિત્યપરિષદ ભરવા ગોઠવણ કરતા હતા, ˜ અરસામા સતારામા, નાના પાયા પર, મરાઠી લેખકોનો મિલાવડો થયો હતો તેમા ભાગ લેવા મુંબઈથી કેટલાક ગુજરાતી પણ ગયા હતા આ વખતે કઈ મહત્ત્વનુ કાર્ય થતું નહોતુ શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજીએ ત્યા ઇગ્રેજીમા એક નિબધ વાચ્યો હતો જે આપણી પ્હેલી પરિષદના રીપોર્ટમા છપાયો છે મરાઠી લેખકોની બીજી પરિષદ્ પુણામા મળી હતી આ સબન્ધે, હાલમા હું કઇ પણ માહિતી આપી શકુ તેમ નથી માત્ર એટલુ જ યાદ છે કે તે વખતે તેઓએ, En cyclopædia જેવો વિશ્વ ગ્રથ રચવાનુ મહાન્ કાર્ય માથે લીધાનું ન્યુસપેપરોમા વાચ્યુ હતું ત્રીજી પરિષદ અકોલાના સુપ્રસિદ્ધ વિદ્વાન મી મહાજની જેઓ એમ એમા મરાઠીના પરીક્ષક નિમાય છે તેમના પ્રમુખપણા હેઠળ મળી હતી જો અવકાશ હોત તો આ સબન્ધે સપૂર્ણ અહેવાન આપત

**૫. મદ્રાસ 'લીટરરી એકેડમી'**—આ સસ્થા તામિલ ભાષાના ઉત્કર્ષે સારૂ સ્થપાયલી છે. અહિ પણ સાહિત્ય વિકાસ, બહુ ફતેહમદ રીતે આગળ વધે છે આ સભાને લગતી કેટલીક હકિકત મરહુમ નનમિહરાવ મુવે તેમના 'સાહિત્ય' માસિકમા 'પ્રબાસી' ના લેખ પરથી છાપી હતી.×

(અપૂર્ણ)

હીરાલાલ. ત્રિ પારેખ.

---

* જુઓ 'વસન્ત' વર્ષ ૩ અંક ૧૨ ગ રણજિતરામનો રીપોર્ટ,

× જુઓ સાહિત્ય-વર્ષ-૧-અક-૮

# શેખ સાદી.

" બિસ્મલ્લાહ અર્ રહીમન્ અર્ રહીમ્."

"Be thou ware where Sa'di dwells,
Wisdom of the gods is he,—
Entertain it reverentially

Gladly round that golden lamp
Sylvan deities encamp,
And simple maids and noble youth
Are welcome to the man of truth.

Most welcome they who need him most,
They feed the spring which they exhaust
For greater need
Draws better deed

But, critic, spare they vanity,
Nor show thy pompous parts,
To vex with odious subtlety
The cheerer of men's hearts'

*Emerson*

આક્ષર શ્રી બાવાશંકર ઉક્ષામનાથ કથારિયા, ફારસી ભાષાના સાહિત્યની જ્ઞાનસુગન્ધ પ્રસારવાનો પ્રયાસ આદરનાર પ્રથમ જ હતા. તે ભાષાનો હેમણે અતિ ઉત્તમ રીતે અને પૂર્ણતયા અભ્યાસ કર્યો હતો. ફારસી ભાષામાંથી અનેક ગ્રન્થોનાં અનુકરણ અને ભાષાન્તરો કરી તે ભાષામાંના સાહિત્યનો લાભ આપવાની આકાંક્ષા રાખી હતી, અને તદનુસાર કાર્ય પણ આરમ્ભ્યું હતું, પરન્તુ દુર્ભાગ્યે તે વિદેહ થયા અને સર્વ ગ્રન્થો અપૂર્ણ જ રહ્યા. તે પૂર્ણ કરવાને અથવા તે પુનરારમ્ભ કરવા પણ કોઇએ પ્રયત્ન ન કર્યો, અને તે કાર્ય એટલેથી જ વિરમ્યું.

મૂલત તે ભાષાની કઠિનતા, અને અભ્યાસકોની ન્યૂનતા અને તે અલ્પ સંખ્યામાં પણ બહુ તો તે પ્રતિ અપેક્ષાવાળા હોઈ તે ભાષાના સાહિત્યનું તથા તે ભાષાના કવિઓનું જ્ઞાન ગૂજરાતને અતિ અલ્પ હોય તો શું આશ્ચર્ય! સ્વ. આમના મરખુન્તર જાણીતા ફારસી ભાષાના અભ્યાસી રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ તે દિશામાં કાંઈક પ્રયત્ન કર્યો છે પરન્તુ તે બહુ અલ્પ છે અને ગૂજરાત હેનો કંઈ પણ લાભ લેઈ શકી હોય એમ દીસતું નથી; પરન્તુ ભવિષ્યમાં ગૂજરાત હેમની તરફથી કાંઈ પણ આશા રાખે તો તે અવાસ્તવિક નહિં લેખાય. એ સિવાય ગ. રા. ગણુભોડભાઈ ઉદયરામે પણ તે ભાષાની કવિતારચનાની પિડાન, એક પુસ્તક પ્રસિદ્ધ કરી, દર્શાવી છે, અને ગૂજરાતની એક મ્હોટી સેવા બજાવી છે ગૂજરાત તે માટે હેમને આભારી છે પરન્તુ તે ભાષાના સાહિત્યના જ્ઞાન વિના, તે ભાષાની

કવિતા રચવાનું જ્ઞાન આપતું પુસ્તક અતિશય લાભકારી નથી. આથી અમ્હારૂં કહેવું એમ નથી કે ત્હેમણે પોતાનો પ્રયાસ વ્યર્થ કર્યો છે. ગૂજરાતીમાં, તે ભાષાની રચનાનુસાર કવિતા લખનારને તે લાભકારક થાય પરન્તુ સાહિત્યજ્ઞાન વિના મધરચના માત્ર લાભદાયી નથી; અર્થાત્ રા. ઝવેરી તથા અન્ય અભ્યાસકો તે સાહિત્યનો લાભ ગૂજરાતને આપે તો અવસ્ય આનન્દ અને આભારની વાત ઉપરાન્ત તે વિશેષ લાભદાયી થાય. અમ્હારૂં કહેવું એમ છે, કે તે ભાષાના સાહિત્યનો અભ્યાસ આરમ્ભાય અને તે સરલ થઈ પડે એવા માર્ગ ખુલ્લા મૂકાય તો ગૂજરાતના સાહિત્યભંડારમાં એક મૂલ્યવાન્ દ્રવ્યનો ઉમેરો થાય.

ઈંગ્રેજી, બંગાળી, અને મરાઠી સાહિત્યના પ્રમાણમાં ગૂજરાતી સાહિત્ય કેટલી અવનત સ્થિતિમાં છે ! અપૂર્વતા અને સંશોધન તો મળે જ નહિ ! અનુકરણો અને ભાષાન્તરો જ માત્ર સમાવેશમાં છે ! તે પણ નિર્માલ્ય ! જે અનુકરણીય છે તે નથી અનુકરાતું; પણ જે એક માર્ગ દૃષ્ટિગોચર થાય તે જ માર્ગે ઘેટાંના સમૂહ માફક આંખ્યો મીંચી અનુસરવાનું જ છે. સુધારા કે વધારાની તો વાત જ શાની ! દર એક દશ દશ વર્ષના ગૂજરાતના સાહિત્યનો ઇતિહાસ અવલોકીએ તો વિશેષ શું દૃષ્ટિગોચર થાય છે ? ધન આપી લખાવવામાં આવતાં પુસ્તકો પણ કેવાં નિર્માલ્ય નજરે પડે છે! સભાઓ અને સોસાયટીઓ પોતાના ઉદ્દેશ પરિપૂર્ણ કરવા કેટલા અને શા પ્રયત્નો કરે છે ? એ સર્વવિદિત છે. અપેક્ષા દૂર કરી માતૃભાષાની સેવામાં, ત્હેને પુષ્ટ કરવામાં સજ્જ થવું એ સર્વનો ધર્મ છે. ધર્મસ્મૃતિ દૂર ના થાય એ આ પ્રસ્તાવનાનો હેતુ છે અને લેખનો ઉદ્દેશ ફારસી ભાષાના સર્વોત્તમ અને શ્રેષ્ઠ કવિ શેખ સાદીના જીવન અને લેખની ઝાંખી કરાવવાનો છે. અસ્તુ.

સંસ્કૃતમાં સર્વશ્રેષ્ઠ જેમ કાલિદાસ અને ઈંગ્રેજીમાં જેમ શેક્સપિઅર તેમ ફારસીમાં સર્વશ્રેષ્ઠ કવિ **શેખ સાદી** કહેવાય છે. અન્ય ભાષાકવિઓની તિથિઓ જેમ નથી નિર્માણ થઈ તેમ શેખસાદીની પણ જન્મતિથિ શોધવામાં પૂર્વ તથા પશ્ચિમના કોઈપણ પંડિતો શક્તિમાન્ નથી થયા. માતૃભાષાનો ઉદ્ધાર કરવો અને સંશોધન કરવું એ પ્રથમ તો ત્હેના પુત્રોનો ધર્મ છે. પુત્રો જ જ્યારે માતા પ્રત્યેના ધર્મ વિસ્મરે તો પછી અન્ય ત્હેને પોષવાને પ્રયાસ ન કરે એમાં શું આશ્ચર્ય ! તથા કોનો દોષ ? પૂર્વના પ્રાચીન સાહિત્યના સંશોધન અને ઉદ્ધાર માટે પરપુત્રો જેટલા પ્રયાસ કરે છે તેટલા કે તેથી અર્ધ પણ જો ત્હેના પુત્રો જ કરે તો કેટલો લાભ થાય ! સંસ્કૃત, પાલી, તથા બૌદ્ધ સાહિત્યના ક્ષેત્રમાં કાર્ય કર્તા જેટલા અવલોકવામાં આવે છે તેટલા ફારસી સાહિત્યના ક્ષેત્રમાં નથી. તેથી શેખ સાદીનો સમયકાલ નિર્ણીત નથી થયો. અસ્તુ. અત્રે તો આપણને જેટલો લાભ મળે છે તે જ એકવાર ભોગવવા દ્યો અને અન્ય પ્રયાસો આદરવા દ્યો.

શેખ સાદી કયા વર્ષમાં જન્મ્યા એ હજી સિદ્ધ થયું નથી. પરન્તુ તે હીજરીના સાતમા શતકમાં થઈ ગયા છે એ ત્હેમના કોઈ સમકાલીન કવિએ લખેલી પંક્તિઓ ઉપરથી સિદ્ધ થાય છે.

દુર્રે બેહદે મઆરિફ્ શેખ્સાદી.
કે દર્ દરિયાયે માના બૂદ ઘવ્વાસ.

મેહે શવ્વાલ્ રોજે જુમ્મા સહશ્.
બદાં દરગાહ્ રફ્ત અજ્ રુએ ઇખ્લાસ્
યકે પુર્સીદ સાલે ફૌત્ ગુફ્તમ્.
જે ખાસાન્ બૂદ અજાન્ તારીખ શુદ ખાસ.

" પ્રભુતા તણા દરિયાનું મોતી શેખસાદી જે હતો
તે તર્ક કેરા શાસ્ત્રમાં તરતાય સારું જાણતો,
×શવ્વાલમાં ને શુક્રવારે, આત્મ હેનો ઊડિને,
પ્રભુતા તણા દરબારમાં પ્રભુના લઈ તે સંચર્યા
પૂછ્યું મ્હને કો માનવીએ, વર્ષ હેના મરણનું,
ને બોલિઓ હું ' ખાસ[1] ' તે, તારીખ પણ વળિ ખાસ[2] છે ! !

આ પ્રમાણે હેમનો સમકાલીન કવિ હેમને બહુ ભક્ત અને તર્કશાસ્ત્રમાં પ્રવીણ [3]અભિલષણીય પુરુષોમાં પણ અભિલષણીય કહે છે મરણ સમયે પણ પ્રભુમાં જ લીન હતા અને તે પ્રભુતા લેઇને જ ચાલ્યા ગયા અને હેમના મરણનું વર્ષ પૂછતાં તે કહે છે, કે ને વર્ષ ખાસ હતું અર્થાત્ હીજરી ૬૯૧ હતું અસ્તુ

શેખ સાદી એંશી વર્ષની વયે અવસાન પામ્યા હતા એટલે તે હીજરીના ૬૧૧ મા વર્ષમાં જન્મ્યા હતા, એમ કહી શકીશું અર્થાત્ ઈ સ ના ૧૨૩૩ મા જન્મ્યા હતા

સાદી, એ હેમનું જન્મનામ નહતું પણ તે હેમની સંજ્ઞા હતી હેમનું નામ શર્ફ-ઉદ્-દીન્ હતું. પરન્તુ હેમના સભાવપિતા ( Patron ) અબાબકર્-આદ્

**પ્રસૂતિ.** બીન્-જગીના સ્મરણાર્થે પોતાને ' સાદી ' નામથી લેખતા હેમના પિતાનું નામ અબદુલ્લાહ શીનાજી હતું હેમના પિતા ભક્ત અને વિચારવાન્ હતા, એમ હેમના ગ્રન્થ પાઠ પરથી વિદિત થાય છે કવિની બાલાવસ્થાનું જ્ઞાન આપણને સ્વલ્પ અને પરિમિત છે, કિન્તુ, બાલપણથી જ પ્રાર્થના કરતા, કુરાન્ વાચતા તથા એવા અન્ય પ્રકારના ધર્મશિક્ષણ હેમને આપવામાં આવતા હતા બાલપણથી જ આ પ્રમાણે હેમનામાં પ્રભુતાના બીજ રોપાયા હતા અન્ય પિતાઓથી વિપરીત, અબદુલ્લાહ્ શીનાજી પોતાના પુત્રની નૈતિક શિક્ષામાં બહુ લક્ષ ગપતા હતા પોતાના પુત્રને નીતિવાન્ જોવા બહુ તે ઉત્સુક હતા અપશબ્દ, કે વિવેક અને વિનય રહિત શબ્દ, કદિ ઉચ્ચારવા ન દેતા, અને હેના પ્રત્યેક કાર્યની સૂક્ષ્મ અવેક્ષા કરતા. આ ભવિષ્યત્ કવિમાં વિચાર અને સદ્ભાવની પરિપક્વતા, જ્હેના ફળ હેમણે ઉત્તરવયમાં ભોગવ્યા હતા, હેના બીજ રોપનાર હેમના પિતા જ હતા. એક સ્થળે તે વિષે તે લખે છે, કે —

---

× શવ્વાલ=મુસલ્માનોના વર્ષનો દશમો મહિનો

૧. ખાસ=ઍરેબિકમાં અક્ષરચના પરથી કોઈ પણ ઐતિહાસિક તિથિ શોધી કહાડવાની એક રીત છે. ૨ તે પ્રમાણે ખે=૬૦૦+અલેફ=૧+સ્વાદ=૯૦=૬૯૧.

૩ ·અભિલષણીય=પ્રિય

' ન દાની કે સાદી મકાનઅજ ચે યાફ્ત
ન હામૂન્ નવિશ્ત્ ઓ ન દરિયા શિગાફ્ત
બ ખિર્દે બે ખુર્દ્ અઝ બુઝુર્ગાન્ કફા
ખુદા દાદશ્ અન્દર્ બુઝુર્ગી સફા "

સાદી શાથી આ પદ પામ્યા તે શું તું નથી જાણતો? દરિયા અને અરણ્યાદિ સ્થાનનું વર્ણન કરીને તે નથીજ એ પદ પામ્યા પરન્તુ વૃદ્ધ પાસેથી જ્ઞાન લઇને, અને તેથી પ્રભુએ ત્હેમને ઉજ્જવલ મહિમાવાન્ બનાવ્યા

ખેદપ્રદ માત્ર એ જ છે, કે તેઓ આ પ્રકારના પૈતૃક અનુશાસનનો લાભ ચિર સમય ભોગવવા ભાગ્યશાલી ના થયા! અનેક વાર ત્હેમની માતાનું પણ નામ ત્હેમના લેખોમા દૃષ્ટિ ગોચર થાય છે તેથી ત્હેમની પવિત્ર માતાનો પણ ત્હેમના શિક્ષણ પ્રત્યે હાથ હતો એમ ધારીએ વિદ્વાન્ કુત્બ-ઉદ્-દીન્ શીરાઝી, મુહાદિકનો પ્રિય શિષ્ય અને હિલાકુખાનનો મુખ્ય પ્રધાન સાદીનો ગાઢસસર્ગી અને મિત્ર હતો એમ લાગે છે કેટલાક તે તેમના મામા હતા, તથા દૂરના માત્ર કુટુમ્બી હતા એમ વિવિધ મત ધરાવે છે પરન્તુ તે ગમે તે હો પણ આપણે તો તે ત્હેમના સમકાલીન હતા એટલુ જ માન આવશ્યક છે

**શિક્ષણ.**

શેખ સાદીના પિતા, ત્હેમને બાલવયમા મૂકી વિદેહ થયા હતા ત્હેમનુ બાલવય ધર્મજ્ઞાન અને ધર્મકાર્યમા નિવિષ્ટ હતુ અને જ્યારે વિશિષ્ટ શિક્ષણ સપાદનનો સમય આવ્યો ત્હારે ત્હેમને પોષનાર કોઈ રહ્યુ નહિં આ મહાન્ સકટ ત્હેમના અભ્યાસના ઉત્કર્ષક્રમમા એક સકટ રૂપ રહત પરન્તુ ભવિષ્યત્ ઉજ્જવલ ચરિતના માગ પ્રવર્તનાર અને ઉદ્દીપ્ત કરનાર એક પ્રસગ ત્હેમના અનુભવમા આવ્યો

સાદીએ શીરાઝની બાહ્ય અને આભ્યન્તર ઉભય પાર્શ્વે, પોતાની પરિત, વિશ્રુત સાક્ષરો, અને ભાષણકર્તા, વિ૦ ના દર્શન કર્યા હતા અને વૃદ્ધ પુરુષોને ત્હેવા વિદ્વાન્ પુરુષો પ્રતિ અભિનન્દન વર્ષાવતા પણ શ્રવણ કર્યા હતા ત્હેમની પ્રતિસ્પર્દ્ધા કરવાનો ઉત્સાહ એકાએક જાગૃત થઈ ઉદ્દીપ્ત થવા લાગ્યો, અને તદર્થે આત્મજ્ઞાનસાગરમા વૃદ્ધિ થાય એવા પ્રયત્નો આદરવા આરમ્ભ્યા આ સમયે શીરાઝમા કેટલાક પડિતો, તથૈવ કેટલીક શાલાઓ જેવી કે ત્હેના આશ્રયદાતા અઝદ્-ઉદ્-દૌલાહ દયલમી, જે તેના સ્થાપક હતા ત્હેમના નામ ઉપરથી, પ્રસિદ્ધ, અઝ્દ કૉલેજ સ્થપાઈ હતી પરન્તુ સાદીએ તો અભ્યાસાર્થ પ્રદેશ પ્રયાણ કરવા નિશ્ચય કર્યો હતો પ્રદેશ યાત્રાના પણ કારણ હતા. શીરાઝ તે સમયે ન્યાયી અને કૃપાળુ રાજા અતાબક-સાદ બીન-જગીના અધિકાર નીચે શાન્ત અને સુખી હતુ, કિન્તુ વારંવાર થતા પરદેશીઓના આ ક્રમણ અને ઉપદ્રવથી ક્ષોભવૃત્તિ પામતું અનેક વાર આ અક્ષેમનું કારણ અતાબક* પોતે

---

* શીરાઝના રાજ્યકર્તાઓ 'અતાબક' કહેવાતા હતા. જેમકે રશિયાના ઝાર, કાબૂલના અમીર, કચ્છના રાવ ઈ૦

મેહે શવ્વાલ્ રોજે જુમ્મા સહર્
બદ્દા દર્ગાહ્ રફ્ત અજ્ રુએ ઇખ્લાસ્
યકે પુર્સીદ સાલે ફોત્ ગુફ્તમ્
જે ખાસાન્ બૂદ અજાન્ તારીખ શુદ્ ખાસ

" પ્રભૂતા તણા દરિયાનું મોતી શેખસાદી જે હતો
તે તર્ક કેરા શાસ્ત્રમા તરતાય સારું જાણતો,
×શવ્વાલમા ને શુક્રવારે, આત્મ ત્હેનો ઊડિને,
પ્રભૂતા તણા દરબારમા પ્રભૂતા લઈ તે સંચર્યા
પૂછ્યુ મ્હને કો માનવીએ, વર્ષ ત્હેના મરણનું
ને બોલિઓ હુ ' ખાસ[1] તે, તારીખ પણ વળિ ખાસ[2] છે ! !

આ પ્રમાણે ત્હેમનો સમકાલીન કવિ ત્હેમને બહુ ભક્ત અને તર્કશાસ્ત્રમા પ્રવીણ [3]અભિનપણીય પુરુષોમા પણ અભિનપણીય કહે છે મરણ સમયે પણ પ્રભુમા જ લીન હતા અને તે પ્રભુતા લેઇને જ ચાલ્યા ગયા અને ત્હેમના મરણનુ વર્ષ પૂછતા તે કહે છે કે ને વર્ષ ખાસ હતું અર્થાત્ હીજરી ૬૮૧ હતુ અસ્તુ

શેખ સાદી એંશી વર્ષની વયે અવસાન પામ્યા હતા એટલે તે હીજરીના ૬૧૧ મા વર્ષમા જન્મ્યા હતા એમ કહી શકીશુ અર્થાત ઇ સ ના ૧૨૩૩ મા જન્મ્યા હતા.

**પ્રસુતિ.** સાદી એ ત્હેમનુ જન્મનામ નહતુ પણ તે ત્હેમની સંજ્ઞા હતી ત્હેમનું નામ શર્ફ-ઉદ્દીન હતુ પરન્તુ ત્હેમના સભાવપિતા ( Patron ) અબાબકર્-સાદ બીન્-જગીના સ્મરણાર્થે પોતાને 'સાદી' નામથી રેખતા ત્હેમના પિતાનુ નામ અબદુલ્લાહ શીરાજી હતું ત્હેમના પિતા ભક્ત અને વિચારવાન્ હતા, એમ ત્હેમના ગ્રન્થ પાઠ પરથી વિદિત થાય છે કવિની બાલાવસ્થાનુ જ્ઞાન આપણને સ્વલ્પ અને પરિમિત છે કિન્તુ બાલપણથી જ પ્રાર્થના કરતા, કુરાન્ વાચતા તથા એવા અન્ય પ્રકારના ધર્મશિક્ષણ ત્હેમને આપવામા આવતા હતા બાલપણથી જ આ પ્રમાણે ત્હેમનામા પ્રભુતાના બીજ રોપાયા હતા અન્ય પિતાઓથી વિપરીત, અબદુલ્લાહ્ શીરાજી પોતાના પુત્રની નૈતિક શિક્ષામા બહુ લક્ષ રાખતા હતા પોતાના પુત્રને નીતિવાન્ જોવા બહુ તે ઉત્સુક હતા અપશબ્દ કે વિવેક અને વિનય રહિત શબ્દ કદિ ઉચ્ચારવા ન દેતા અને ત્હેના પ્રત્યેક કાર્યની સૂક્ષ્મ અવેક્ષા કરતા આ ભવિષ્યત્ કવિમા વિચાર અને સદ્‌ભાવની પરિપક્વતા જેહેના ફળ ત્હેમણે ઉત્તરવયમા ભોગવ્યા હતા ત્હેના બીજ રોપનાર ત્હેમના પિતા જ હતા. એક સ્થળે તે વિષે તે લખે છે, કે —

---

× શવ્વાલ=મુસલ્માનોના વર્ષનો દશમો મહિનો

૧ ખાસ=એરેબિકમાં અક્ષર રચના પરથી કોઈ પણ ઐતિહાસિક તિથિ શોધી કહા'વાની એક રીત છે ૨ તે પ્રમાણે ખે=૬૦૦+અલેફ=૧+સ્વાદ=૮૦=૬૮૧

૩ અભિલપણીય=પ્રિય

ન
ન
,સ ત્હેમણે ગત્રિ વ્યતીત કરી સર્વે જ્યારે નિરાશ થઈ ગૃહ પ્રતિ પ્રયાણ આરમ્ભ કરતા હતા ત્હેવામા પોતાના ખીસ્સામાથી એક 'દીનાર' (=સાત જેટલા તોલનો ચાદિનો સીક્કો ) કહાડી કવ્વાનને આપ્યો। આ વિચિત્ર હૂ આશ્ચર્ય થયા। કારણ પૂછતા સાદીએ ઉત્તર આપ્યો કે હુ ત્હેના ગુણદોષ સમજુ સાદી ૩ મજલીસમા નિત્ય આવવાની મ્હારા ગુરુના અનુશાસન વિરુદ્ધની ટેવમાથી મુક્ત વર્ણન કરીને આ કવ્વાલ જ છે। સાદીના ગુલિસ્તાનમા આ વાત મળી આવે છે જે સમયે સાદી ત્હેમને ઉામિયાહમા હતા તે સમયે અબ્બા સાઈદ વશ અતિશય દુર્બલ અવસ્થાએ આવ્યો હતો, ન્તુ તેનો જે મહિમા અને પ્રભાવ તે સમયે પણ અવલોકવામા આવતા હતા તે હારુન અલ્-રશીદ તથા મામૂન્-અલ્-રશીદના સમયના ઐશ્વર્યનુ ભાન કરાવતા હતા. મુસ્તે-સામ બિલ્લાહ તે વશના છેલ્લા જ ખલીફ હતા તે તે સમયે નન્યકર્તા હતા. ત્હેમના પ્રતિ દર્શાવાતો પૂજ્યભાવ દિવ્ય સન્માનથી ઊણો ન હતો પ્રત્યેક રાજભૂપ (= અમીર ) ને, પ્રત્યેક ગજવલ્લભને તથા રાજ્યના મહાન્ અને પ્રધાન પુરુષોને, યાત્રિકો જેમ મક્કામા હ જ્રત્-ઉલ્ અસ્વાદને સપ્રણામ પરામૃશ કરે છે તેમ, નજસભાના મડપના પ્રાગણમા મૂક્વામા આવેના પથ્થરને સભામા પ્રવેશ કરતા પૂર્વે, પ્રથમ સપ્રણામ પરામર્શ કરવો પડતો હતો આ સર્વ મહિમા સાદીએ સાક્ષાત્ અવલોકયો હતો અને અબ્બા સાઈદ વશના છસોx વર્ષના ઐશ્વર્ય સૂર્યને સદાને માટે અસ્ત થતો પણ અવલોકયો હતો

ત્હેની અવનતિના કારણો પણ ત્હેમને વિદિત હતા વિશે। શોણિત-પ્રિય હિલાકુ ખાનના રક્તસ્રાવ અને ઉપદ્રવ વિસ્મર્યા ન હતા એ વૃત્તાન્ત અને પ્રસંગોએ સાદીમા સર્વ પ્રજા માટે દયાના ભાવ, પ્રજાપીડનમાથી રાજાઓને બોધ આપી વિરક્ત કરવાની, અને ત્હેમના હૃદયમા ત્હેમની પ્રજાપ્રતિ પ્રીતિ રોપવાની ઉદાર ઈચ્છાઓ ઉત્પન્ન કર્યા હતા. આ ઉપરથી આપણે કહી શકિએ કે ત્હેમનુ અખિલ જીવન રાજાઓને રક્તસ્રાવ અને પ્રજાપીડનથી દૂર રહેવાના ઉપદેશ કરવામા વ્યતીત થયુ હતુ, અને તેથી ત્હેમના ગ્રન્થોમા પન્દ ( = ઉપદેશ ) અને મુઆઝત્ ( = અનુશાસન ) વિશેષ હોય તો શુ આશ્ચર્ય! સાદીને પોતાના ધર્મ માટે અતિશય સમાન હતુ અને પોતાના ધર્મના વશો વૃદ્ધિ પામે એમ બહુ ઈચ્છતા ખલીફ મુસ્તે સામના અવસાન સમ્બન્ધિ એક શોકગીત ત્હેમણે લખ્યુ છે તે પરથી સહજ જણાઈ આવે છે કવિનો પોતાનો હેતુ પરિસ્ફુટપણે મૃત સ્વેચ્છાચારી પ્રભૂ ( despot ) ને પ્રશમવાનો ન હતો પરન્તુ અતિ બલવાન્ અને પરાક્રમી મહમ્દીય રાજાઓના વશના નાશને સ્મરી શોચ વાનો હતો તે શોકગીતની કેટલીક ટુકો નીચે પ્રમાણે છે—

આસ્માન્ રા હક્ક બૂદ ગર્ ખૂન બેબારદ્ બર્ ઝ્મીન્,
બર્ ઝ્વાલે મુલ્કે મુસ્તેઅસિમ્ અમીર્-ઉલ્-મોમિનીન્

---

x ૧ અબ્બા સાઈદ વશ મહમ્મદ પેગમ્બરના મરણાન્તર અલ્પ સમયે જ અર્થાત્ ઈ સ. ૬૩૨ મા આરમ્ભાયો હતો અને ઈ. સ ૧૨૫૮ મા અર્થાત્ ૬૨૬ વર્ષ પછી અવસાન પામ્યો હતો.

અયે મહમ્મદ! ગર્ કયામત્ મી બર્આરી સર જે ખાક
સર્ બર્ આવર્ વુ ઈ કયામત દર્ મયાને બલ્કબીન્
નાજનીનાને હરમ્ રા ખૂને હનક્ નાજનીન્
જે આસ્તાન્ બેગુજસ્ત વ મારા ખૂને દિલ અજ્ આસ્તીન્
દીદહ્ બરૂદાર્ અય્ કે દીદી શઓકત્–ઈ–બયૂત–ઉલ્–હરામ્
કૈસરાને રુમ સર્ બર્ ખાક ઓ ખાકાન્ બર્ જમીન્
ખૂને ફર્જન્દાને અમ્મે મુસ્તફા શુદ રીખતેહ્
હમ્ બર્ આં ખાકે કે સુલ્તાનાન્ નિહાદન્દે જબીન્
દજ્નેહ બુનાબ્ અસ્ત ઝી પસ ગર્ નેહદ સર્દર્ નશીબ્,
ખાકે નખ્લીસ્તાને બતહારા કુનદ બાખૂન અજીન
નૌઅહહ્ લાયિક નિસ્ત બર્ ખાકે શહીદાન્ જાઁ કે હસ્ત
કમ્ તરીઁ દૌનત્ મરીશાન્ રા બેહેસ્ત ઇબર્ તરીઁ
નેઇકિન્ અજ્ રુયે મુસ'માની વ ગહે મગફેત્
મહેર્બાન્ ગ દિન્ બે સુજદ દર્ ફગકે નાજનીન્
બાશ તા ફરૂદા કે બીની રોજે દાદઓ ગ્સ્ત બીજ
કજ લહદ બા રુએ બૂન આનુદહ બર્ખીજદ્દીન્

નિમકહલાલના અગ્રેસર મુસ્તે' સામના રાજ્યનો નાશ થવાથી, આસ્માનતે જો તે જમીન્ ઉપર લોહી વગ્મે તો, હક છે અયે મહમ્મદ્ જો કયામત ( Doomsday ) મૃત મનુષ્યોને ઉઠવાનો દિવસ હોય તો જો તે આ ગ્લો અને ઉઠ! સુકોમળ અન્તપુરવાસિની નાજની ઓની ગર્દનમાથી વહેતુ લોહી ગૃહના પ્રાગણમા ઉભરાય છે અને અમ્હારા હૃદયનુ રક્ત અ મ્હારા અન્તર્માથી ગળતુ જાય છે ઉઠ અને જાગ રોમના સીજરોએ અને ચીનના પાદ શાહોએ જે પૃથ્વી ઉપર પોતાના મસ્તક મૂક્યા છે તે પવિત્ર સ્થાનનો ત્હેં મહિમા અવલોક્યો છે પેગમ્બરના કાકાના બાળકોને કતલ કરવામા આવ્યા છે અને ત્હેમનુ શોણિત જમીનપર છાટવામા આવ્યું છે તે પછી ટિગ્રીસ રક્તરુપી જળથી વહે છે, અને વહતા, બાથાના તા ડી વનની રજને રક્તમિશ્રીત કરશે સ્વધર્મ અર્થે મરનારની સમાધિઓ ઉપર અશ્રુપાત કરવો અયોગ્ય છે કારણ જે કાઈ જે મેળવે છે તે પરમ સ્વર્ગ છે પરન્તુ મહમ્મદીય અને દયા વાન્ હઈ, મહેર્બાન! આ હૃદય બળે છે, તે નાજનીઓના નાશથી શાન્ત થા કાળ સુધી ધીરજ ધર કાળ અર્થાત કયામત સુધી કે જ્યારે ગ્રુતલિમમુખવાળા, સર્વ મૃત ત્હેમની સમાધિમાથી જાગૃત થશે.

( અપૂર્ણ )

સુમનસ્ હરિલાલ ધ્રુવ.

---

# સાહિત્યકળા.

સંગીતકળા અને અભિનયકળા વિષેના લેખો બીજી સાહિત્યપરિષદમાં વંચાયા છે, સંગીત અને અભિનયનો એકી વખતે ઉપયોગ નાટકમાં વિશેષ થાય છે. એ બેઉને મુકીને સાહિત્યકળા તરફ વળવું એ નાટકશાળાની બંધ હવામાંથી નીકળી બહારના ખુલ્લા મેદાનમાં ફરવા જેવું સુખકર છે. એ વિશાળ પ્રદેશમાં આપણે આજે સ્વેચ્છાનુસાર ફરીશું. તો તેથી લાભ થયા વિના રહેશે નહીં.

સાહિત્ય એ "કળા"ના નામને કેટલે અંશે યોગ્ય છે એ મહત્ત્વના પ્રશ્નનો નિર્ણય કરતા પહેલાં સાહિત્ય અને કળા ઉભયનાં ખાસ લક્ષણ જાણવાની જરૂર છે. એક ઇંગ્રેજ લેખકે સાહિત્યના બે વિભાગ પાડ્યા છેઃ—જ્ઞાનનું સાહિત્ય ( Literature of knowledge ) અને બળનું સાહિત્ય ( Literature of power ). એકમાં, અમુક વિષયનું જ્ઞાન આપવું એ જ મુખ્ય ઉદ્દેશ હોય છે; બીજામાં, ભાષાના બળથી,—શૈલીના જોરસાથી—વાંચનારના મન ઉપર અમુક પ્રકારની છાપ પાડવી એવો ઉદ્દેશ હોય છે. એકમાં, મુદ્દાનો અર્થ સમજાવવા તરફ જ લક્ષ હોય છે; બીજામાં, અન્તર્ગત વસ્તુના બહારના સ્વરૂપ તરફ વધારે લક્ષ આપવામાં આવે છે. એકમાં "શું કહેવું" એ સવાલને પ્રાધાન્ય અપાય છે; બીજામાં, "કેવી રીતે કહેવું" એ પ્રશ્ન અગત્યનો થઈ પડે છે. એકમાં, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, ઇતિહાસ વીગેરે વિષયનો સમાવેશ થાય છે; બીજામાં, શૈલી તરફ ખાસ લક્ષ આપીને જે લેખો લખાયા હોય તેની ગણત્રી કરાય છે. આ બેઉ વિભાગ એક બીજાથી તદ્દન ભિન્ન નથી. જ્ઞાનનાં સાહિત્યમાં શૈલી તરફ બીલકુલ લક્ષ આપવામાં આવતું નથી અને બળના સાહિત્યમાં ભાષાથી મળતા જ્ઞાનની, ભાષાથી થતા અર્થબોધની કેવળ અવગણના કરવામાં આવે છે એવુ નથી હોતું. અને એવું હોઈ શકે પણ નહીં; કારણ કે, ભાષા—શૈલી એ બહારનું સ્વરૂપ છે; અંદર રહેલું જ્ઞાન એ તેનો ખરો આત્મા છે; બેઉને એક બીજાથી તદ્દન અલગ કરવાનો પ્રયત્ન જ મૂર્ખાઈ ભરેલો છે. તો પણ એ બે પ્રકારનાં સાહિત્યમાં કિયા ઉદ્દેશને **પ્રાધાન્ય** આપવામાં આવે છે તે સમજવા માટે એ વિભાગ ઘણા ઉપયોગનો છે.

"સાહિત્ય" શબ્દ કોઈક વાર ઘણા વિશાળ અર્થમા વપરાય છે, અને તે વખતે જ્ઞાન માત્ર એનો વિષય બને છે; જેમકે, "વિજ્ઞાનનું સાહિત્ય" પણ ઘણીવાર તો એ શબ્દ વધારે સંકુચિત અર્થમાં જ વપરાય છે. એ અર્થમાં વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, વીગેરે પહેલા વિભાગના વિષયોને સાહિત્ય તરીકે સ્વીકારવામાં આવતા નથી. લેખનપદ્ધતિ ઉપર જેમાં વિશેષ લક્ષ અપાતું હોય તે સાહિત્ય, એવું સાહિત્યનું લક્ષણ સ્વીકારવામાં આવે છે, અને તેના "ગદ્ય" અને "કવિતા" એવા બે વિભાગ પાડવામાં આવે છે. કવિતા એ સાહિત્યનું ઉંચામાં ઉંચું સ્વરૂપ છે. જનમંડળની ગૂઢ ભાવનાઓ પ્રકટ કરવામાં દેશની કવિતા એ મ્હોટામાં મ્હોટું સાધન છે. જે સર્વ કોઇના હૃદયમાં છે છતાં સમજી શકાતું નથી, અને સમજી શકાય છે છતાં કહી શકાતું નથી તે સમજાવનાર અને તે કહેનાર કવિ છે. દેશમાં ગમે તેટલી સંપત્તિ હોય, ગમે તેટલું સૈનિકબળ હોય, તો પણ એ સઘળા સંપત્તિ અને બળ છતાં જ્યાં સુધી દેશને

કવિ સાપડ્યો નથી ત્યા સુધી દેશ મુગો જ છે પ્રજામા નવુ બળ પ્રકટાવનારો, નવુ જીવન આપનારો, નવા પરાક્રમ કરાવનારો, નવુ દેશાભિમાન જગવનારો કવિ છે જે પ્રજામાં કવિત્વ ઓછુ તે પ્રજામા હૃદયની ઊર્મિઓ થોડી, આત્માની ઉન્નતિ ઓછી, અને પ્રજાનુ જીવન મોળુ, મન્દ, અને અપૂર્ણ સમજવુ

કવિતાને કેટલાક રસિકકળા ( fine art ) ગણે છે, સાહિત્યની કળા ઉપર કેટલાક પુસ્તકો રચાયા છે, તો કળા તે શુ એ જાણવુ આવશ્યક થઈ પડે છે અમુક હેતુ ( સૌન્દર્ય અથવા ઉપયોગ ) ને માટે પોતાના વિચારને એ જ ઉદ્દેશ લક્ષમા રાખીને વાણી અથવા કૃતિથી પ્રકટ કરવાની ક્રિયા તેનું નામ કળા, બુદ્ધિમા ઉછળતા વિચારોને, હૃદયમા ઉભરાતી લાગણીઓને વાણીમા અને કૃતિમા ઉતારવા એ મનુષ્યનો સ્વાભાવિક ધર્મ છે જેમ વિચારો વધારે પ્રબળ હોય છે, જેમ લાગણીઓ વધારે તીવ્ર હોય છે તેમ તે વિચારો અને લાગણીઓનો અનેક આવરણો ભેદીને બહાર પ્રકટ થવાનો અને વાણીમા અને કૃતિમા પરિણમવાનો પ્રયત્ન પણ વધારે મજબૂત હોય છે માણસના આન્તર જીવનનુ ખરુ સ્વરૂપ જ્યારે એ પ્રમાણે વાણી અને કૃતિદ્વારા તેના બહારના જીવનમા પરિણામ પામે ત્યારે જ તેની સંસાર યાત્રા સફળ થઈ ગણાય એ ઉભય જીવન વચ્ચે અદ્વૈત સધાવુ જોઇએ તે ન સાધતા કેટલાક યુવકો પોતાના જ જીવનમા ભેદનું તત્ત્વ રાખીને તે દ્વારા પ્રજાકીય **અભેદ-ઐક્ય-** મેળવવાની, સામાજીક તેમજ રાજ્યદ્વારી વિષયોમા સુધારા કરવાની મિથ્યા આશા રાખે છે, સ્વચ્છન્દ કે સગવડના તુચ્છ કારણોને લીધે કરવામા આવતા કૃત્યો ઉપર કર્તવ્યતાનો ઢોળ ચઢાવીને પોતાના આત્માને છેતરે છે તેમા વિચારોની શિથિલતા કે લાગણીઓની મન્દતા જોવામા આવે છે કે નહીં તે નક્કી કરવાનો આ પ્રસંગ નથી તો પણ એટલુ તો નિર્વિવાદ છે કે દૃઢ વિચારના અને ઉત્કટ લાગણીવાળા પુરુષો પોતાના વિચારમા, વાણીમા, અને વર્તનમા સામ્ય જાળવી નાખે છે પોતાના અન્તરના કે બહારના જીવનમા ભેદ ન રાખતા ઉભયને પરસ્પરાનુકૂળ બનાવે છે, અને એ પ્રમાણે પોતાના આત્માની ઉન્નતિ ટકાવી રાખે છે, એટલુ જ નહીં પણ દેશનુ કલ્યાણ પણ સાધે છે એ વિચાર અને એ લાગણીઓ સમાજના અમુક માણસો ( જેવા કે ચિત્રકારો શિલ્પશાસ્ત્રીઓ સંગીતશાસ્ત્રીઓ, નટો ) મા વધારે સ્પષ્ટ રીતે માલુમ પડી આવે છે, અને જે કૃતિઓમા તેનો પ્રાદુર્ભાવ થતો હોય તે તે માણસોના કળાકૌશલ્યનું પરિણામ ગણાય છે

જેવા સાહિત્યના તેવા કળાના પણ તેના મુખ્ય ઉદ્દેશ પ્રમાણે બે વિભાગ છે -(૧) ઉપયોગી કળાઓ, (૨) રસિકકળાઓ-" સૂક્ષ્મ કળાઓ '-સૌન્દર્યને ઇન્દ્રિયગોચરતામા લાવનારી કળાઓ ( Fine arts ) સૂક્ષ્મ રીતે જોતા આ વિભાગ પણ સતોષકારક નથી, કારણ કે દરેક કળાનુ કામ કંઈ પણ તેનો ઉપયોગ લક્ષમા રાખીને જ થાય છે દરેક સુન્દર વસ્તુનો પોતાના અસ્તિત્વ માટે તેની ઉપયોગિતા ઉપર જ આધાર છે એ શીવાય, એવી સુન્દર કૃતિઓના દર્શનથી જે આનન્દ થાય છે તે આનન્દ જ તેનો મ્હોટામા મ્હોટો ઉપયોગ છે એ આનન્દ ઘણા ઉંચા પ્રકારનો છે નિર્દોષ હોવા ઉપરાત એ બુદ્ધિને ખીલવનારો, હૃદયને વિકસાવનારો, આત્માને ઉન્નત કરનારો છે એટલે રસિકકળાઓમા ઉપયોગનુ તત્ત્વ સમાયલું નથી એમ કહી શકાશે નહીં તો પણ બેઉ વિભાગના પ્રધાન ઉદ્દેશ સમજાવવાને માટે, બે

તીનું કામ, ઓજાર બનાવવાનું કામ વીગેરેને ચિત્રકળા, શિલ્પકળા, સંગીતકળા, અભિનયકળા આદિથી છૂટા પાડવાને માટે એ વિભાગ ઘણો અનુકૂળ છે

સાહિત્યનું લક્ષણ અને સાહિત્યના વિભાગ આપણે જાણ્યા, કળાના લક્ષણ-વિભાગ પણ આપણે જાણ્યા રસિકકળાઓમા કાવ્યકળાની પણ ગણત્રી કરવામાં આવે છે એ આપણે ઉપર જણાવી ગયા એની વાસ્તવિકતા વિચારતા પહેલા કવિતાનું ખરૂ સ્વરૂપ આપણને જાણવાની જરૂર છે સામાન્ય સમજણ એવી છે કે જે છન્દમા રચાયલી હોય તે કવિતા, અને બાકીનુ તે ગદ્ય એ સમજણ ખોટી છે છન્દમા રચાયલી કવિતામા પણ જો કંઇ અર્થનુ ગૌરવ ન હોય, કંઇ કવિત્વનો ચમત્કાર ન હોય તો તેને કવિતાનું નામ અપાય નહીં એથી ઉલટુ, બાણની કાદબરી જેવા, અથવા કાર્લાઇલ, ડીકિવન્સી અને લેન્ડોર જેવાનાં જોસ્સાભર્યા લખાણો ગદ્યમા હોવા છતા ત્હેમને ઘણી વખતે વ્યાજબી રીતે કાવ્યમા ગણવામા આવ્યા છે કવિના હૃદયમા લાગણી થયાથી પોતાની અનુકરણશક્તિ કે કલ્પનાશક્તિ વડે દુનીયાના બનાવો કે પદાર્થોનુ સુન્દર ચિત્ર આપવુ અથવા તો તેમાથી અવનવી સૃષ્ટિ ઉત્પન્ન કરવી, તેની સુન્દરતાથી વાચનારને આનન્દ આપવો, અને તેના હૃદયમા પણ એવી જ લાગણીઓ જગવવી એ કવિનુ કામ છે

છન્દની રચનાનો સ્વીકાર કીધાથી કવિની લાગણી પ્રદર્શિત કરવામા તેને બન્ધન નડે છે, એવા બન્ધન વેદના મન્ત્રો રચાયા તે કાળમા તેમ જ અનુષ્ટુપ છન્દનો જેમા ઉપયોગ થયો છે તેવા મહાભારત રામાયણ ભાગવત આદિ ગ્રન્થોના કાળમા બહુ નડતા ન્હોતાં વીગેરે દલીલોથી છન્દની રચનાના સ્વીકાર કે અસ્વીકાર વિષે ઘણી ચર્ચા થોડા સમય પર ઉભી થઈ હતી એ ચર્ચામા ઉતરવાનો આ પ્રસગ નથી અત્યારે તો એટલું જ જાણવુ બસ થશે કે માણસમા જ્યારે જોરદાર વિચારો આવે છે ત્યારે તે પ્રકટ કરવાને માટે છન્દનો ઉપયોગ તેને સ્વાભાવિક થઈ પડે છે વિચારો અને લાગણીને અનુકૂળ છન્દ તે પોતાની મેળે શોધી લે છે, અને તે છન્દમા કંઈ પણ શ્રમ વિના તેની કવિતા રચાઈ જાય છે છન્દની રચના એ કવિની પોતાની ઉશ્કેરાયલી લાગણીનુ ફળ છે, વાચકની લાગણી ઉશ્કેરવાનું એ એક સાધન છે એક ઇગ્રેજ લેખક કહે છે કે ‘ જોસ્સાવાળો વિચાર ખાસ કરીને સગીતને અનુકૂળ બને છે ”

ગદ્ય, કવિતા અને સગીત એ ત્રણનો પરસ્પરનો સમ્બન્ધ આપણે અહીં જ વિચારીશુ દરેક પ્રજાનુ પહેલામા પહેલું સાહિત્ય તે તેની કવિતાનું હોય છે કવિતામા જ પ્રજા પોતાની દૃઢ શ્રદ્ધાઓ પોતાની ઉંડી આશાઓ, પોતાની તીવ્ર વેદનાઓ, અને પોતાના દિવ્ય સ્વપ્નો નોંધી રાખે છે જે સમયે લખવાના ચિહ્ન પણ નક્કી નથી થયા હોતા તે સમયે એ શ્રદ્ધા, એ આશા, એ વેદના, અને એ સ્વપ્નનો સગ્રહ સ્મરણશક્તિથી જ થઈ શકે છે એ સ્મરણશક્તિમા પ્રજા પોતાની અધુરી છતાં મીઠી અને મધુર વાણી સચવાયલી રહે એ લોભથી ત્હેની સાચવણી માટે ક્રમપાઠ, ઘનપાઠ, વીગેરેની વ્યવસ્થા કરે છે ગદ્યની તુલના તેની શૈલી કરતા તેના વિષય, તેમા રહેલા વિચારોનુ ગાભીર્ય વીગેરે ઉપરથી વધારે થાય છે, કારણ કે સાધારણ રીતે અમુક વસ્તુઓ અથવા અમુક વસ્તુ વિષેના વિચારો સીધી અને સરળ

રીતે કહેવાને માટે ગદ્યનો ઉપયોગ થાય છે સંગીતમા એથી ઉલટુ જ છે, કારણ કે સગી તમાં સ્વરૂપ અને વસ્તુ ઉભય એક જ છે પણ ઉંચા પ્રકારની કવિતામાં તો બેઉ તત્ત્વ એવી રીતે સમાયલા હોય છે કે તે રચનાની ખુબી અંદરના વિચારોને લીધે છે કે બહારના સ્વરૂપને લીધે એ સમજી શકાય જ નહીં. "આ આનન્દ વિચારને લીધે છે" અથવા "આ આનન્દ વાણીને લીધે છે" એવો જ્યાં ભેદ પાડી શકાય ત્યાં કવિતામા કંઈક ન્યૂનતા હોવી જોઇએ આ પ્રમાણે કવિતાનુ સ્થાન ગદ્ય અને સગીત કરતા વધારે ઉંચુ છે, પણ વાણી અને વિચાર ઉભયનુ સૌન્દર્ય સચવાયલુ ન રહે તો ગદ્યની કે સગીતની ઉતરતી પક્તિમા આવી પડવાનો એને ભય છે

હવે કાવ્યમા અને ચિત્રકળા આદિ રમિકકળાઓમા શો ભેદ છે તે આપણે શોધીશુ એક સ્હેલાઈથી સમજી શકાય એવો ભેદ તો એ છે કે ચિત્રકળા, શિલ્પકળા આદિમા અમુક જડ વસ્તુ ઉપર હાથથી અમુક પ્રયોગ કરવો પડે છે, એ પ્રયોગ થયા વિના ઇષ્ટ કૃતિ થઈ શકતી નથી, પણ કાવ્યમા એવા પ્રયોગની જરૂર પડતી નથી સુન્દર કૃતિને માટે તો કવિ હૃદયને બાહ્ય વસ્તુની અપેક્ષા રહેતી નથી, માત્ર એ કૃતિના રસાસ્વાદને માટે વાણીનુ સાધન વાપરવુ પડે છે એથી વધારે મ્હોટો ભેદ એ છે કે જેવી રીતે બીજી કળાઓ થોડે ઘણે અશે પણ દરેક માણસ ખતથી અને ઉદ્યોગથી શીખી શકે છે, તેવી રીતે આ કળા શીખી શકાતી નથી "કવિઓ જન્મે છે, બનાવાતા નથી" એ કહેવત જાણીતી છે કવિતા કરવાની શક્તિ એ ઇશ્વરી બક્ષીસ છે માણસના અન્તરની ભાવના પર એનો આધાર છે સાહિત્યના પુસ્તકો વાચ્યાથી કે સાહિત્યકળાના નિયમો જાણ્યાથી એ શક્તિ આવી શકતી નથી શાસ્ત્રીય જ્ઞાનથી કદાચ ઇશ્વરે આપેલી શક્તિ વધારે ખીલવી શકાતી હશે, કાવ્યશાસ્ત્રના અભ્યાસથી કઇક વધારે સુન્દર રચના થતી હશે, પણ પ્રકૃતિ, મનુષ્ય, કે ઇશ્વરના રૂડા ગીત ગાવાની, પ્રકૃતિના સુન્દર સત્યો નિહાળવાની મનુજહૃદયના છૂપા ભેદો ખોલવાની અદ્‌ભુત શક્તિ તો કવિની પોતાની જ છે, અને એ શક્તિ જો એના અન્તરમા ન હોય તો તે મેળવવાને "સાહિત્યકળા" ના 'પોથાના થોથામા ગોથા ખાવા નકામા છે

ગમે તેવા પ્રયત્ન છતા પણ સાહિત્યની કળા એવી રીતે પ્રાપ્ત કરી શકાતી ન હોવાથી એટલે અશે એ કળાના નામને અયોગ્ય જણાય છે તો પણ એ વિષયનુ શાસ્ત્રીય જ્ઞાન સાહિત્યક્ષેત્રના વિસ્તાર માટે, નવનવી રચનાઓ માટે, વિચારની પ્રૌઢતા માટે, અને ભાષાની ઉન્નતિ માટે જરૂરનુ છે હાલમા આપણા દેશમા સાહિત્યસેવાને માટે ઘણો ઉત્સાહ ફેલાયો છે મુબાઈ યુનિવર્સિટીની એમ એ ની પરીક્ષામા ગુજરાતી દાખલ થવાથી, તેમ જ ગુજરાત–સાહિત્યસભા જેવી સસ્થાના ઉદાર પ્રયત્નથી સાહિત્ય પ્રતિના પોતાના ધર્મનુ ભાન લોકોને થવા માડ્યુ છે પ્રખ્યાતિ મેળવવાની કુદરતી ઇચ્છાને આમ કર્તવ્યબુદ્ધિએ એક દિશા તરફનું વલણ આપ્યુ છે, અને તેને પરિણામે "કવિ' મા કે "ગ્રંથકર્તા"મા ખપવાની તૃષ્ણા માણસને વધારે થવા માડી છે એને પરિણામે અનેક ઉત્સાહી યુવકો જોઈતા સાધનની અપેક્ષા રાખ્યા વિના કવિ ને નવલકથાકાર તરીકે સાહિત્ય–સાગરમા ઝપલાવે છે સાહિત્યના નામને શોભે એવા વિચાર જેમા હોય કે ન પણ હોય તેવો એક લઘુ લેખ લખે છે, અને મિત્રમડળથી ઘેરાયલો લેખક ચારે પાસથી વખાણ જ સાભળે છે, જો કે પોતે એ વખાણને

માટે યોગ્ય નથી એવો વિવેકભર્યો જવાબ આપે છે સામાન્ય રીતે “ કવિ ” “ તત્ત્વજ્ઞાની ” એવા મ્હોટા મ્હોટા શબ્દોનો પ્રયોગ યુવાન વર્ગમા વિનોદપ્રેમને લીધે કે કોઈબીજા કારણથી વિશેષ થતો જોવામા આવે છે વખાણ કરનાર સારી રીતે જાણે છે કે જેટલા વખાણ હું કરૂં છુ તેટલા યોગ્ય નથી એ ખુલ્લુ છે વખાણ સાભળનાર જાણે છે કે એ વખાણનો હુ જેટલો અસ્વીકાર કરૂ છુ તેટલા બધા અસ્વીકાર જેટલી મ્હાગમા અયોગ્યતા નથી એ નિ સશય છે આખરે એવા નિર્ણય પર આવે છે કે “ હુ કવિ કે નવલકથાકાર નહીં હોઉ, તો પણ સારી કવિતા રચી શકુ છુ અને સારી વાર્તાઓ બનાવી શકુ છુ ” લેખક એથી વધારે સબળ પ્રયત્ન કરે છે, અને થોડા દીવસમા મોટા “ કવિ કે “ નવલકથાકાર ” બની જાય છે ! !

જ્યારે કોઈ કવિતાનુ પુસ્તક આપણે હાથમા લઇએ છીએ ત્યારે આપણને કેટલો આનન્દ થાય છે ! આપણુ કુતૂહલ કેટલુ જાગે છે ! આપણે કેટલી સુન્દર આશાઓ રાખીએ છીયે ! ચળકતી પાખવાળા એ દિવ્ય પુરૂષ ( કવિ ) ની સાથે દૂરના “ અનુપમ પ્રદેશો ઝળકતા ” જોવાને આપણે લલચાઇએ છીયે પણ થોડેક જ આગળ ગયા પછી આપણને એમ માલૂમ પડે કે એ પુરુષ તો ધુમસમા જ આથડયા કરે છે અને એક વાદળ પરથી બીજા વાદળ પર કુદકુદા કર્યા કરે છે, પેલા દિવ્ય પ્રદેશનો માર્ગ એણે જ દેખ્યો નથી તો આપણને તે દેખાડે ક્યાથી ? જે ભૂમિનો દિવ્ય પ્રકાશ જોવાને આપણે ઈચ્છીએ છીયે તે એ બતાવી શકશે નહીં, ત્યાની સ્વચ્છ પોષક હવા આપણે પામીશુ નહીં, ત્યાના અમૃતરસનુ પાન આપણે કરી શકીશુ નહીં, તો આપણને કેવી નિરાશા થાય ? ઘણિક એવો જ અનુભવ નૂતન કવિની કોઈ કોઈ કવિતા વાચતા આપણને નથી થતો શુ ?

રસિકકળાઓના સર્વમાન્ય નિયમો તરફ દુર્લક્ષ દાખવવામા ન આવે તો આમ થવાનો સભવ કદાચ ઓછો રહે. એ સઘળી કળાઓનો એક અગત્યનો નિયમ એ છે કે દરેક કળાવાને પોતાની કૃતિ પ્રકૃતિથી વિરૂદ્ધ થઇને નહીં, પણ તેને અનુકૂળ થઇને, હેનુ સાહાય્ય લઇને, કરવી સૃષ્ટિના નિર્માણની સહેતુકતા સ્વીકારીને તે હેતુને અનુકૂલ વર્તન રાખવુ ઈશ્વિરના નિયમને અધીન રહેવુ, અને મિથ્યા હર્ષ-શોકનો ત્યાગ કરવો એ જેમ સામાન્ય મનુષ્યને માટે ડહાપણ ભરેલુ છે તેમ જ કલાવાને પોતાની કૃતિમા પ્રકૃતિનુ સાહાય્ય લેવુ, પણ તેના અચળ નિયમોની વિરૂદ્ધ ચાલવુ નહીં એ જરૂરનું છે દરેક કાર્યમા આપણે કેટલા પ્રકૃતિને આધીન છીએ ! ઘર બાધવામા, ઓજાર વાપરવામા, કોઈ પણ ઉપયોગી કળામા માણસને પ્રકૃતિના નિયમોનું ઉલ્લઘન નહીં, પણ પાલન કરીને જ પોતાનુ કામ કરવુ પડે છે રસિકકળાઓમા પણ એમ જ છે કોઈ કૃતિને માટે આપણે તે બનાવનારના ઘણા વખાણ કરીએ છીયે, પણ ખરૂ જોતા તો એ કૃતિનું અડધુ પોણુ કામ કરનાર તો માણસ નહીં, પણ પ્રકૃતિ પોતે જ છે પ્રકૃતિના નિયમોને આધીન રહીને તેનો પોતાની કૃતિને અર્થે લાભ લીધો એ જ તેનું કૌશલ્ય વક્તૃત્વની કળા જાણનાર પોતાના મનથી મકલાય છે કે મ્હેં અમુક ભાષણ કીધુ, અને મ્હારી તે કૃતિ આવી સુન્દર નીવડી પણ વકતાના શરીરનું બન્ધારણ, તેનો અવાજ, તેની આખ, તેનો ચહેરો,—એ સઘળુ પ્રકૃતિનું આપેલુ સાહાય્ય બાતલ કરો, એ પ્રસંગથી જ લોકના મન કેવા ઉલટમા હતા અને સાભળવાને તે કેવાં અનુકૂળ બની રહ્યા હતા, એકના

મનની અસર બીજા ઉપર-એવી રીતની આપલેથી કેવુ તગ ખેંચાણુ થયુ હતુ, તે યાદ કરો, અને પછી કહો કે વક્તાને કેટલો યશ ઘટે છે!!! રસિકકળાઓના સમ્બન્ધમા આ નિયમ વધારે વિસ્તૃત અર્થમા સમજવાનો છે દરેક કૃતિઓ બનાવવામા માણસે પોતપોતાની કૃતિથી અલગ રહેવુ અને પોતાના ક્ષુદ્ર વ્યક્તિત્વને કોરે મૂકીને એ કૃતિમા વિશ્વવ્યાપી ચૈતન્યને જ પ્રવર્તવા દેવુ, જેથી તે કૃતિ અમુક દેશમા કે અમુક કાળે જ નહીં પણ સર્વ દેશમા અને સર્વ કાળમા વખણાય તેવી થાય, એવી સ્થિતિમા રહીને બનાવાયલી કૃતિની સઘળી ખુબીઓ બનાવનાર જાતે જ સમજી શક્તો નથી, કારણ કે બનાવતી વખતે તેણે પોતાનું વ્યક્તિ તરીકેનુ ચૈતન્ય પ્રકૃતિમા-વિશ્વવ્યાપી ચૈતન્યમા-ડુબાડી દીધુ હોય છે શેકસપીયર જેવા મહાન કવિઓની કૃતિ આવા પ્રકારની છે

રસિકકળાઓ જે સૌન્દર્યને ઇન્દ્રિયગોચરતામા લાવે છે તેના સ્વરૂપ વિષે તત્વજ્ઞાનીઓમા ઘણો મતભેદ હતો હવે તો એવુ માન્ય થયુ છે કે પદાર્થોના અંશની અમુક પ્રકારની વ્યવસ્થા માત્રમા નહીં પણ તેથી મનુષ્યના હૃદય ઉપર થતી અસરમા જ સૌન્દર્યનુ બીજ રહેલુ છે સુન્દર કૃતિથી થતો આનન્દ તે અનુકરણથી-નકલ માત્રથી-થતો આનન્દ નથી પણ બે વસ્તુઓ અત્યન્ત ભિન્ન હોવાનુ જ્ઞાન છતા તેઓનાં કળાને પરિણામે દેખાતા સામ્યથી થતું આશ્ચર્ય -એ બે તત્વોનાં મિશ્રણથી એ આનન્દની નિષ્પત્તિ છે ચિત્રપટ પર આલેખેલી આ કૃતિથી, પત્થર પર કોતરેલી પ્રતિમા જોતાં આપણે તે ચિત્રપટ કે તે પત્થરનુ ખરૂં સ્વરૂપ ભૂલી જઇએ છીયે એમ નહીં, પણ ચિત્રપટ અથવા પત્થરના અને મનુષ્યદેહના સ્વરૂપમા રહેલો ભેદ અને એ ભેદ ચીરીને કલાવિધાયકે આણેલું સામ્ય એથી જ આપણે આશ્ચર્ય પામીએ છીયે અને આનન્દ અનુભવીએ છીયે ક્યા આ નિર્જીવ ચિત્રપટ ક્યા આ જડ પત્થર અને ક્યાં આ સજીવ અને સચેત મનુષ્ય!! છતા કળાવાને પોતાના કૌશલ્યથી એ બેઉ વચ્ચે કેટલું સામ્ય આણેલું છે! એ વિચારમા સઘળો આનન્દ સમાયલો છે

( અપૂર્ણ )

મોહનલાલ પાર્વતીશંકર દવે.

---

# હા ? નષ્ટ જો કરવી જ તો શીદ સૃષ્ટિ તું રચતો પ્રભુ ?

(એક મનોદશા—A mood.)

( ગઝલ )

શું ? જન્મવું ને જીવવું તે માત્ર મરવા કાજ છે ?
શું ? પ્રાપ્ત કરવું, રક્ષવું, હા ! સર્વ તે ખોવા જ છે ?
શું ? પામવાં સુખવૈભવો તે દુઃખ ભોગવવા હશે ?
શું ? રાચવું ને હાસ્ય કરવું તે ખરે ! રડવા જ છે !

શું ? બાંધવો સંબન્ધ તે–રે હાય !–શું તુટવા હશે ?
શું ? સ્નેહીનું સંલગ્ન થાવું–હા !–છુટા પડવા જ તે ?
શું ? આશ મ્હોટી ધારવી ભગ્નાશ તે થાવા હશે ?
શું ? કાર્યે મ્હોટાં આદરે નૈષ્ફલ્ય થાવાને જ તે ?

શું ? ઉગવું ને ખીલવું રે ! પુષ્પનું ખરવા હશે ?
શું ? દીપ્ત થવું દીપનું નિઃશંક હોલાવા જ તે ?
શું ? ઉદિત થવું સૂર્યનું તે અસ્ત થાવાને હતું ?
—હા !–નષ્ટ જો કરવી જ તો શીદ સૃષ્ટિ તું રચતો પ્રભુ ?

મુંબાઈ–ગિરગામ. તા. ૮–૬–૧૯૦૮. } ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.



## જીવન સફલતા.

" પરદુઃખે જે દુઃખી જનસમાજને જે સુખી

" પર વ્હાલાં જેહને તે જ મુક્ત જન્મના ઋણથી.

× × × ×

નથી જીવન વેલી કદાપિ સીંચાતી
ને બન્ધુ પ્રેમ વીણ સુધાતી.

પરાર્ત્તે આત્મા ન કદાપિ હર્ષ લેતો
જનમંડલ કાજ તન અર્પતો

અવનિમાં દેહ ધરાયે સ્વાર્થના પરમાર્થે
આમ જ ભગવન્ શ્રી રાચે.

ફલદ્રુપી માતૃભૂમિના સેવક આપણુ જે
માતૃઘેલા, ઉન્માત આપણુ હો

દેશલલિત સેવકના વદને વાંચજો ભણજો
દેશ પ્રેમ–ભક્તિ પાઠ એ

આ દેશ દેવાંશી ગુલાબ ફુલ છાબ જો
તે જ માટે દિલ ડુલ કરજો

સ્વકાજ લઈ માતૃકાર્યે દીન વ્યતીત કરજો
ને જીવ્યું સફલ કરો બન્ધુ ઓ!

" વિહારી. "

---

# જન્તુવિદ્યા.

(અનુસંધાન પૃષ્ઠ ૧૩૬ થી.)

## વિવિધ ઉદ્યોગોમાં જન્તુનો ઉપયોગ.

જે ખોરાક ઉપર જન્તુઓ જીવે છે તે અનેક પ્રકારના છે. પ્રાણીઅગર વનસ્પતિ પદાર્થમાંથી ઉત્પન્ન થતી લગભગ દરેક વસ્તુ એમના ખોરાક તરીકે કામમાં આવે છે. જન્તુમાં કેટલીક એવી જાતો છે કે જે અમુક જાતના ખોરાક ઉપર જ જીવે છે, અને તેથી કરી તેમનું જીવન સાંકડું હોય છે. પણ ઘણો ભાગ એવો છે કે જે ઘણી જાતના સેન્દ્રિય બહુ તત્ત્વોવાળા પદાર્થો ઉપર જીવી શકે છે. જેમ જેમ એ પદાર્થ ખાતાં જાય છે તેમ તેમ તેમાં તેઓ રાસાયનિક ફેરફાર કરે છે. આ ફેરફારો ઘણે ભાગે એવા છે કે જેને રસાયણશાસ્ત્રીઓ વસ્તુ કોહી જવા, બગડી જવા, અગર શડી જવા તરીકે ઓળખે છે. એટલે કે જે પદાર્થ એમનો ખોરાક થાય છે તે પદાર્થને જન્તુઓ રાસાયનિક રીતે નરમ, પોચો અગર છૂટો કરે છે; તે તે ખોરાક અગર પદાર્થનાં અણુઓ અગર રજકણોને છૂટાં કરી નાંખે છે. જે રજકણો પ્રથમ એક એકની સાથે જોડાયલા હોઈ વસ્તુનું જે મૂળ સ્વરૂપ હોય છે, તે રજકણો આમ છૂટાં થઈ જે સ્વરૂપ થાય છે તેનું જ નામ રાસાયનિક ફેરફાર. આ પરમાણુઓને છૂટા કરી નાંખી એટલે કે વસ્તુને પોચી કરી નાંખી રાસાયનિક ફેરફાર કરવાની જન્તુની જેમ એક વિનાશક શક્તિ છે તેવી જ એ છૂટા થયેલાં પરમાણુ અગર રજકણોને બીજી તરેહના સ્વરૂપમાં એકઠાં કરવાની બીજી એક ઉત્પાદક શક્તિ પણ એમનામાં રહેલી છે. અને આ ફેરફારો એમની વૃદ્ધિની અદ્દભુત શક્તિને લીધે બહુ ઝડપથી થાય છે.

ઉપર બતાવ્યું તેમ જન્તુઓ વસ્તુને કહોવરાવવાનાં કામનાં છે એટલું જ નહિ પણ એમની વિશેષ કીમત તો એમનાં જીવનથી જે કાર્ય થાય છે, એમની ઉત્પાદક શક્તિવડે જે પદાર્થો ઉત્પન્ન થાય છે, તે છે.

પ્રથમ, જે ઉદ્યોગો, વસ્તુને કહોવરાવી કરવામાં આવે છે, તે લઇએ. આ ઉદ્યોગો, ઉપર બતાવી તે પ્રમાણે જન્તુની કહોવરાવવાની શક્તિને લીધે જ થાય છે. ભાગ્યેજ કોઈ એવો પ્રાણી કે વનસ્પતિ પદાર્થ છે કે જે એમની આ નરમ કરવાની અગર વિનાશક શક્તિ સ્હામે અટકાવ કરી શકે. અને ઉદ્યોગ કરનાર પણ એમની આ શક્તિ ઉપર જ આધાર રાખે છે.

**શણનો ઉદ્યોગ**—શણ, એ અમુક જાતના છોડ, જેને શણના છોડ કહે છે, તેના અમુક રેસા છે. એ છોડનું થડ વગેરે તમામ લાકડાનો ભાગ રેસાનો બનેલો હોય છે. પણ તેમાં બે જાતના રેસા હોય છે. ઘણો ભાગ બરડ રેસાનો હોય છે, જે કંઈ ઉપયોગના હોતા નથી. પણ જે રેસા ઉપયોગી અગર કીંમતી છે,* તે આ બરડ રેસા તથા લાકડાના બીજા ભાગ સાથે, એવા ભળી ગયેલા હોય છે કે જેને કોઈ યન્ત્રવડે છૂટા પાડવા અશક્ય છે. આ રેસા

અગર તન્તુ તથા લાકડાનો ભાગ, ઘણું કરી salt of calcium અને pectinic acid નામના પદાર્થથી એકઠાં બાઝેલાં હોય છે. આમ હોવાથી એમાં રહેલા ઉપયોગી, કીમતી રેસા, જેમાંથી કપડાં વણાય છે, તે છૂટા કરવા સારૂ શણુના છોડને પ્રથમ પોચો અગર નરમ કરવો જોઇએ. એટલે કે જે પદાર્થને લીધે લાકડાનો ભાગ તથા રેસા એકઠા બાઝેલા હોય છે તે પદાર્થનાં રજકણોને છૂટાં કરવાં જોઇએ. અને તે હમેશ આ જન્તુની મદદથી થાય છે. શણના થડ અગર લાકડાને તૈયાર અગર સાફ કરી કેટલેક વખત ભીનાશમાં, અને કેટલેક વખત તડકે, એમ ભીના સૂકા પ્રયોગ કરવામાં આવે છે; જેથી કરી એમાં જન્તુઓ બહુ જલદીથી ઉત્પન્ન થાય છે. કેટલીક વખત ફક્ત ઝાકળ અગર વરસાદમાં પણ રાખવામાં આવે છે. અને કેટલીક વાર દસથી ચૌદ દિવસ સુધી છેક પાણીમાં જ બોળી રાખે છે. વળી ત્રીજી રીત એવી છે કે જે પાણીમાં એને બોળવામાં આવે છે તે પાણીને ૭૫ થી ૯૦ ડિગ્રી ફેરેન્હીટ સુધી પચાસથી સાઠ કલાક સુધી ગરમ કરે છે અને તેમાં કેટલાક રાસાયનિક પદાર્થો નાંખે છે. આ બધાનો પરિણામ એક જ થાય છે. એટલે કે ભીનાશ અને ગરમીથી, ગરમીના માપ અને બીજી અનુકૂળ પ્રતિકૂળ સ્થિતિ પ્રમાણે, એમાં વહેલાં અગર મોડાં, જન્તુઓ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે એમાં કહોવાણ ઉત્પન્ન કરતો આથો શરૂ થાય છે; જે, રેસાઓને એકઠા બાઝેલા રાખનાર ચીકણા પદાર્થને નરમ કરે છે. આ ક્રિયાને ઇંગ્રેજીમાં 'રેટિંગ' કહે છે, અને તે પરિપૂર્ણ થયા પછી લાકડું એવું પોચું થઈ જાય છે કે રેસાઓ સહેલાઇથી છૂટા કરી શકાય છે. આટલું થયા પછી ઉપયોગી રેસા છૂટાં કરવાને મહેનત કે વખત લાગતો નથી. પણ જે વખત આ છોડ અગર લાકડું શડે છે અગર કોહ્ય છે તે વખત એમાંથી દુર્ગંધ મારે છે અને જે કોહેલો પ્રવાહિ પદાર્થ પાછળ રહે છે તેનું કીમતી ખાતર બને છે.

**જ્યૂટનો** ઉદ્યોગ—જ્યૂટ અગર જે જાતના શણમાંથી કોથળા, ચાદરાં, પડદા વગેરે જાડો વણાટ કરવામાં આવે છે તે પણ એ જ પ્રમાણે જન્તુની મદદથી જ થાય છે. અત્રે કહેવું જોઇએ કે આ જ્યૂટનો હજારો રૂપીયાનો ઉદ્યોગ આપણે અહીં બંગાળામાં તેમ બીજા દેશોમાં પણ ચાલે છે. શણની માફક જ્યૂટ, એ શણના છોડની અંતરછાલના રેસા છે. અને આ રેસા પણ શણની માફક જન્તુ વડે કહોવાણ ઉત્પન્ન કરી છૂટા કરવામાં આવે છે. પણ આને કહોવરાવવાની ક્રિયા જરા જૂદી છે. જ્યૂટને સાધારણ રીતે કુંડમાં કહોવરાવવામાં આવે છે અને કેટલીક વાર લાંબા વખત સુધી નદીમાં પણ નાંખી મૂકે છે.

**ભીંડીના** ચિમ્મડ અગર મજબૂત રેસા પણ આવી જ રીતે છૂટા પાડવામાં આવે છે.

**નાળીએરનાં** છોડાંમાંથી પણ એ જ પ્રમાણે કરવામાં આવે છે. અને તેમાંથી દોરડાં, બ્રશ, સાદડીઓ વગેરે વસ્તુઓ બનાવવામાં આવે છે.

ઉપર બતાવેલ દરેક પ્રકાર અગર ક્રિયામાં આથો આવી વસ્તુ નરમ થઈ જાય છે. કહોવાટ એ દરેક જાતના વનસ્પતિ પદાર્થના ભાગને અસર કરે છે. અને તે લાંબો વખત ચાલે તો અંદરના રેસા અગર તન્તુને પણ નુકશાન કરે છે. એટલે કે વધારે શડવા દીધાથી અંદરના રેસા પણ ઝેલા બધા નરમ થઈ જાય છે કે કંઈ કામના રહેતા નથી. જે ઉપરથી એમ પણ

થાય છે કે આને બદલે માત્ર કોઈ યન્ત્ર વડે રેસા છૂટા થઈ શકે એમ થાય તો વધારે સારૂ, પણ આવુ કોઈ યન્ત્ર કે સાધન હજી શોધી કઢાયુ નથી.

**સ્પન્જીઝ** અગર પાણી ચૂસવાની વાદળીઓનો ઉદ્યોગ–વાદળીઓ બનાવવામા પણ જન્તુઓનો કઈક આવો જ ઉપયોગ કરવામા આવે છે વાદળી એ ફક્ત એક જાતના દરિયાઈ પ્રાણીનું તન્તુવાળુ ખોખુ છે જ્યારે એ પ્રાણી જીવતું હોય છે ત્યારે એ ખોખુ એ પ્રાણીના નરમ ભાગો અગર અવયવોથી તદ્દન ભરેલું હોય છે પણ વાદળી બનાવવા સારૂ આ નરમ સેન્દ્રિય ભાગો એમાથી કાઢી નાખવા જોઇએ. અને તે એને સડાવવાથી સહેલાઈથી થઈ શકે છે તેથી એ નરમ પદાર્થોથી ભરેના ખોખાને તડકે નામે એટલે તે અંદરના પદાર્થો તરત શડી જાય છે એટલે કે જન્તુઓ એમા દાખલ થઈ જાય છે અને નરમ ભાગોને તદ્દન કહોવરાવી છૂટા કરી નાખે છે આમ થયા પછી ખોખાને ધોઈ નાખતા એ પદાર્થો સહેલાઈથી નીકળી જાય છે અને ખોખુ ચોખ્ખુ થઈ જઈ વાપરવા જેવી વાદળી બને છે

**ચામડુ** તૈયાર કરવાનો ઉદ્યોગ—ચામડુ કમાવવા અગર કેળવવાની ક્રિયા કેવળ રાસાયનિક છે પણ ખાસ કરીને અમેરિકામા એ ક્રિયાના અમુક ભાગમા જન્તુનો ઉપયોગ પણ કરવામા આવે છે સુકવેલુ ચામડુ જે કમાવવાનું હોય છે તેની ઉપરની ચામડી પ્રથમ કાઢી નાખવી જોઇએ, અને એટલા માટે ચામડાને પલાળવુ તથા નરમ કરવુ જોઇએ આ કારણથી કેટલેક ઠેકાણે એને રાસાયનિક પદાર્થોમા બોળે છે અને કેટલેક ઠેકાણે પાણીમા નાખી તે પાણીને ચામડુ ફદફદી જતા સુધી જરા ગરમ કરે છે આમ ફદફદી જવાથી ચામડુ તદ્દન નરમ થઈ જાય છે એટલે છરી અગર ચાકુથી ઉપરની ચામડી વાળ સાથે સહેલાઈથી નીકળી શકે છે આમ ચામડુ તૈયાર કરવામા અગર કમાવવામા પણ જન્તુની મદદ લેવી પડે છે

એ જ પ્રમાણે માઇટ્રિક ઍસિડ (citric acid) વગેરે બનાવવાના ઉદ્યોગો જન્તુના જ હોવાથી–જન્તુની જ મદદથી થાય છે

## જન્તુની ઉત્પાદક શક્તિથી ઉત્પન્ન થતા પદાર્થોનો કરવામાં આવતો ઉપયોગ.

આ પ્રમાણે જન્તુઓની ફક્ત કહોવાણ ઉત્પન્ન કરવાની અગર સડાવવાની શક્તિ, ન્હાના મ્હોટા ઘણા ઉદ્યોગોમા ઉપયોગી થાય છે પણ મુખ્ય તો એમની બીજી જે ઉત્પાદક શક્તિ, તેથી ઉત્પન્ન થતા પદાર્થો બહુ ઉપયોગી અને કીમતી છે જ્યા જ્યા જન્તુઓ સેન્દ્રિય પદાર્થમા દાખલ થાય છે અને તે ખાય છે તે તમામમા નવીન રાસાયનિક મિશ્રણો ઉત્પન્ન કરે છે અને તે મિશ્રણો ઘણે ભાગે કહોવાણમાથી થાય છે પણ કેટલેક અંશે એમની ઉત્પાદક ક્રિયાને લીધે પણ થાય છે આ મિશ્રણો જૂદી જૂદી જાતના હોય છે એક જ પદાર્થમા જૂદી જૂદી જાતના જન્તુ દાખલ થવાથી એક જ જાતના મિશ્રણ ઉત્પન્ન થતા નથી એટલું જ નહિ, પણ એક જ જાતના જન્તુ જૂદી જૂદી જાતના પદાર્થમા દાખલ થતા, જૂદા જૂદા કાર્ય અગર પરિણામ ઉત્પન્ન કરે છે આવી રીતે ઉત્પન્ન થયેલા રાસાયનિક મિશ્રણમા કેટલાક ઝેરી હોય છે અને કેટલાક નુકશાનરહિત હોય છે કેટલાક વાયુ રૂપ હોય છે,

નહિ એવાં જન્તુ દાખલ થઈ જવાથી વિવિધ નુકશાન કરે છે. જન્તુઓ સર્વત્ર હોવાથી ફળ ફળાદિ, ખોરાક (રાંધેલું ધાન, માંસ) અથવા શાક તરકારી વિગેરે વસ્તુઓ ખાસ સંભાળ વિના લાંબા વખત સુધી એમને એમ રાખી શકાતી નથી. આમ હોવાથી, હાલના વખતમાં, એવી વસ્તુઓ બગડયા વિના, લાંબો વખત એમની એમ રહી શકે એવી ક્રિયાનો એક બહુ જ અગત્યનો ઉદ્યોગ થઈ પડયો છે. એ ક્રિયા બહુ સરળ છે. જે વસ્તુ એવી રીતે રાખવાની હોય છે તેને પ્રથમ બહુ ગરમ કરી, તરત, ચારે તરફથી કાચ અગર બીજા એવા કોઈ પદાર્થ વડે એવી રીતે બંધ કરી દેવી કે જેમાં લેશ પણ હવા દાખલ થઈ શકે નહિ. આમ, પ્રથમ ગરમ કરવાથી એની અંદર કંઈ જન્તુ હોય તો તે મરી જાય છે અને તેમ થયા પછી તેમાં હવા પેસી ન શકે એવી રીતે બંધ થવાથી બહારથી બીજાં જન્તુઓ દાખલ થતાં અટકે છે. જન્તુને લીધે વસ્તુ કોહી જાય છે તો આ પ્રમાણે કરવામાં આવે તો તે કદી બગડે નહિ. એ જાણવા જેવું છે કે જન્તુથી વસ્તુ બગડી અગર કોહી જાય છે એ વાત સહેજ પણ જાણવામાં આવ્યા પહેલાં, માંઉસ બગડે નહિ એવી રીતે સંભાળી રાખવાની ક્રિયા ગયા સૈકામાં શોધી કાઢવામાં આવી હતી. પણ હવે તે એ વાત બરાબર જાણવામાં આવ્યા પછી, પાછલાં થોડાં વર્ષોમાં આ સંબંધી ઉદ્યોગમાં બહુ અજાયબ જેવો વધારો થયો છે. અને જૂદી જૂદી જાતનાં ફળ ફળાદિ તથા બીજી ખાવાની વસ્તુઓને, નવા શાસ્ત્રીય શોધ પ્રમાણે, વધારે સારી રીતે રાખવામાં આવી એના એવા મ્હોટા ઉદ્યોગો ચાલે છે કે જેમાં લાખો રૂપીઆની મૂડી રોકાયલી છે.

ખાવાના પદાર્થમાં જન્તુઓ કેટલીક વખત કામનાં છે પણ સાધારણ રીતે એવા પદાર્થમાં જન્તુઓ ઉત્પન્ન થતાં અટકાવવાં એ પણ જરૂરનું છે. અને તેટલા સારૂ અન્નને તડકે [illegible]વવું જોઇએ અગર રાંધવું જોઇએ અથવા તો બરફમાં રાખવું જોઇએ અગર તો એવો [illegible] કંઈ ઉપાય કરવો જોઇએ કે જેથી એમાં જન્તુ દાખલ અગર ઉત્પન્ન થતાં અટકે. [illegible]ાન તડકે નાંખીએ છીએ તે એટલા જ સારૂ, ઘણી ખાવાની વસ્તુઓ મીઠામાં નાંખી તડકે મૂકવીએ છીએ તે પણ એ જ કારણથી, અને દૂધને તાપમાં ન રાખતાં ઠંડકમાં અગર પાણીમાં રાખીએ છીએ તે એને જ લીધે. કેટલાંક ધાન મોઈ રાખવામાં આવે છે: કેટલાંકમાં લીંબડાના પાંદડાં તો કેટલાકમાં રાખ, કેટલાકમાં પારો તો કેટલાકમાં કંઈ, એમ જૂદી જૂદી વસ્તુ પ્રમાણે જૂદી જૂદી તરેહના ઉપાયો કરવામાં આવે છે, તે આ જન્તુથી શગી જવું, બગડી જવું વગેરે ઉપદ્રવોને અટકાવવા સારૂ જ. આપણા લોકને જન્તુ સંબંધી સ્પષ્ટ કે શાસ્ત્રીય સમજણ નથી પણ કેટલીક વસ્તુને અમુક રીતે રાખીએ તો બગડે નહિ એ તો સર્વના જાણવામાં હોય એમ જણાય છે. પણ આપણામાં હાલ ચાલતા આ તમામ ઉપાયો ખરા છે કે કેમ અગર કેટલે અંશે ખરા છે, અગર તો એથી વધારે ચોકસ અને સરળ ઉપાય થઈ શકે એમ છે કે નહિ એ તો જન્તુ વિદ્યા સંબંધી જ્ઞાન થાય તો જ જણાય એમ છે.

(અપૂર્ણ.)

"સાયન્સ."

# લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ (૫) ગુજરાતીશાળાના માસ્તરો, (૬) તળાટીઓ તથા (૭) માસિક રૂા ૧૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂા ૨-૦-૦ (પોસ્ટેજ સાથે)

ઉછરતી લાઇબ્રેરીઓને ખાસ બક્ષીસ નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) રાજ્યના આશ્રય વિનાની લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે માત્ર પોસ્ટેજ વગેરે ખર્ચના રૂા ૦ ૬-૦ મોકલવા કૃપા કરવી બીજા વર્ષમાં,રૂા ૦-૧૨-૦, ત્રીજામા રૂ ૧-૪-૦

| | | |
|---|---|---|
| અન્ય સર્વ માટે વર્ષ એકના | રૂ ૨-૮-૦ | (પોસ્ટેજ સાથે) |
| છુટક નકલ ન્હાના અંકના | રૂ ૦-૪-૦ | ,, |
| ,, મ્હોટા અંકના | રૂ ૦-૬-૦ | ,, |

---

# નિયમો.

૧. વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે

૪ કોઈ પણ લેખનું અસલ લખાણ-એ લેખ "વસન્ત"માં દાખલ કરવાનો વા કર્યો, હોય કે ન હોય-પણ એ લેખકને પાછુ મોકલવાને અમો બંધાતા નથી

---

# ક્ષમાપ્રાર્થના.

વસન્તના અંકો ચઢી ગયા છે તે બાબત અમારા ઉપર અમારા ગ્રાહકો તરફથી પુષ્કળ ઠપકા આવ્યા છે, અને હજી પણ થોડોક વખત આવશે અમારા વિલંબનો ખુલાસો કે બચાવ ન કરતાં મુંગે મ્હોંએ એ ઠપકા સહન કરવા એજ અમારા દોષનું ખરું પ્રાયશ્ચિત્ત છે એથી વિશુદ્ધ બની અમે અમારું કર્તવ્ય યથોચિત કરી શકીએ એટલી જ પરમાત્મા પાસે પ્રાર્થના છે. તન્ત્રી.

---

પારસી કવિ અરદેશર ફરામજી ખબરદારનાં
કાવ્યોનું ત્રીજું પુસ્તક

## "પ્રકાશિકા."

પ્રગટ કરનારાઓ મેસર્સ ટી. ડી. અંકલેશ્વરીઆ સન્સ ફોર્ટ પ્રીંટીંગ પ્રેસ, મુંબાઇ, અને સઘળા જાણીતા પુસ્તકો વેચનારાઓ મારફતે મળશે. કીમત રૂ ૧-૪-૦. ટપાલ ખર્ચ આનો ૦)॥ વધુ

એજ કવિનાં આગલાં પુસ્તકો કાવ્યરસિકા (ઘટાડેલી કીમત રૂ ૧-૮-૦) અને વિલાસિકા (કીમત રૂ ૧-૮-૦) ની માત્ર થોડીજ નકલો બાકી છે, જે પણ ઉપલા ઠેકાણાઓએ મળશે ૧-૨

Reg. No. B 463.

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् । उपनिषद्

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् ।
भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् । उपनिषद्.

વર્ષ ૭, અંક ૫. [ માસિક. ] જ્યેષ્ઠ, સંવત્ ૧૯૬૪.

## પ્રાણેશ્વરી.



સુન્દર મન, સુન્દર તન, સૌન્દર્યેશ્વરી! (૨)
સૌન્દર્યેશ્વરી ! મધુરિ, માધુર્યેશ્વરી !
હૃદય પ્રાણ ઈશ્વરી!
સુધા સર્વસ્વ ઈશ્વરી!
હૃદયે
મદયે
ઉદયે પ્રણયપ્રમેશ્વરી! સુન્દર. ૧

લાલિત્યે, લાવણ્યે, પ્રસન્નપણે તું સભર ભરી!
રસની અપૂર્વ 'ઝરી!
રુચિ હાવ ભાવે કરી!
અતુલિત તે વૃત્તિ હરી!
રસિલી,
છબિલી,
ઉમંગિલી, તું રંગિલી પરી! સુન્દર૦ ૨

નહિ, નહિ, નહિ, ભેદ ભાવ તું અદ્રય કરી,
પ્રપંચથી પરી,
ગુણ પરિમલે સ્ફુરી,
યૌવન વસન્તે ચિરભરી,
હસશે,
રસશે,
વિલસશે, તું તું હું-માં હરિ !! ! સુન્દર૦ ૩

તા. ૨૯-૨-૯૬ }
મુબા। }

હરિલાલ હર્ષદરાય ધ્રુવ.

---

## આશ્વાસન

૧.

થઈ શી વાદળિ ઝાંખી આ !
અરે ! ઘન ઘોર દર્દિને ચઢયાં !
અચળ તારો છવાઈ ગયો !
ગાજવીજથી અન્ધાર થયો !

૨.

પડી આવી આ ચોતરૂફથી !
હરીકરમાં રહી લક્ષ્મી !
સરસ્વતી, છે પ્રસન્ન હરિ !
અખૂટ ભંડાર રહ્યો છે ભરી !

૩.

નહીં, નહીં, ઝાંખ હરિને રે !
અચળને, ન ચળવે કોઈ રે !
નહીં હર્ષ, શોક, એ હરિને રે !
નથી ચડતી, ન પડતી રે !

૪.

થયો પિંજરેથી છૂટો તે,
કરે તે ઘોર ગર્જન રે !

નથી દિલ્ ઉદાસ જરાએ રે!
ધિરજ–મણી–હાર સુહાવે રે!

૫.

ખુશામતી, સ્વાર્થી દુનિયા છે!
કમળ, જળ, જેમ અળગા રૂહે!
અપાપીને પાપ નવ લાગે!
જગત્ બોલો, ભલે બોલો!

૬.

સૂર્યને–
નથી ઝાંખી રજે અડતી,
ચળે તારો, નહીં ડરથી.
નહીં છોડે, હરિ! સત્ય તો,
નિડર રૂહો, ચન્દ્ર! નિર્ભય હો!

તા. ૧૪–૪–૯૯. મણિલક્ષ્મી*

---

## સંધ્યા.

( મંદાક્રાંતા )

૧.

ઊભા ઊંચા ક્ષિતિધરતણા શિખરો વ્યોમ ચુંબી
પત્રે પુષ્પે સુરભિ, વિટપો પાદપોની ઝઝૂમી;
ત્હેમાં વ્હેતી રમતીં કરતી ગાન મંજુ સરિતા
જાણે જાતી મુદિત હૃદયે નાથ ગેહે વનિતા.

૨.

સર્પાકારે વહતીં હસતી ધારતી કૈં તરંગ
જેનું પીએ સલિલ, કરતા શબ્દ મંજુ વિહંગ;

* સ્વ. હરિલાલ હર્ષદરાય ધ્રુવનાં પત્ની.

ધીમે ધીમે વહિ મધુરતા સિંચતો ગંધવાહ
નાચે કૂદે વિભર્ય થઇને વન્ય વાતાનુશાવ.

૩.

વૃષ્ટિ મીઠી થઈ સહુ સ્થળે રેડતી શાંતિ સુધા
ઓઢી સાડી લીલી વનભૂએ થાય નિસ્તેજ પૂષા;
શીકારીના ભયથી હરિણો દોડતા શ્વાસ લેતા
ભૂખ્યા ત્હોયે તૃણ ન ચરતા વારિ બ્હીકે ન પીતા.

૪.

ઊડી વ્યોમે વિહગ તરૂમા આવતા બાલ પાસ
ઝીણુ ઝીણું તિમિર દીસતું આવતું આસપાસ;
સન્ધ્યા ખીલી મધુર હસતી અંબુદોને ખસેડી
રગ્યા વારિ જલનિધિ તણા સ્વચ્છ રગે સુનેરી.

૫.

જૂદા જૂદા ઝળહળતા રગ તે માંહિ આવે
વાતો ધીમે અનિલ, જલમા ત્હેની છાયા નચાવે.
બાલા કો તે પ્રતિ નિરખતી વારિમાં ન્હાતી ન્હાતી
ને સન્ધ્યાના વિવિધ નિરખી રગ સાનદ થાતી.

વઢવાણ શહેર.
તા. ૯–૭–૧૯૦૮.

હિમ્મતલાલ જગન્નાથ.

---

# સ્વર્ગસ્થ શ્રી ગોવર્દ્ધનરામભાઈના પ્રાથમિક શિક્ષણપરના વિચારો.*

अन्तःकरणतत्त्वस्य दम्पत्योः स्नेहसंश्रयात्
आनन्दग्रन्थिरेकोऽयमपत्यमिति पठ्यते ॥

आलक्ष्यदन्तमुकुलाननिमित्तहासै-
रव्यक्तवर्णरमणीयवचःप्रवृत्तीन् ।
अङ्काश्रयप्रणयिनस्तनयान्वहन्तो
धन्यास्तदङ्गरजसा मलिनीभवन्ति ॥

अङ्गादङ्गात् सम्भवसि हृदयादधिजायसे
आत्मा वै पुत्रनामासि स जीव शरदः शतम् ॥

निवातपद्मस्तिमितेन चक्षुषा ।
नृपस्य कान्तं पिबतः सुताननम् ॥
महोदधेः पूर इवेन्दुदर्शनात् ।
गुरुः प्रहर्षः प्रबभूव नात्मनि ॥

બાળકો પર આટલી બધી પવિત્ર ને ઊંડી સ્નેહવૃત્તિ ધરાવનારા આપણા દેશમાં બાળકના જીવન માટે જ જીવન ગાળનાર, તેની જ ચિંતા કરનાર ને તેના જ સુખનો વિચાર કરનાર સમર્થ શિક્ષણશાસ્ત્રીઓ કે શિક્ષકો ઉત્પન્ન થયા નથી એ કંઈક નવાઈ જેવું લાગે છે. આપણા પ્રાચીન તેમ જ અર્વાચીન સાહિત્યમાં બાલજીવન સંબંધે સ્વતંત્ર ને ઉત્કૃષ્ટ વિચારો દર્શાવાયલા લગભગ નથી જ. અર્વાચીન સાહિત્યમાં પણ જે કંઈ છે તે પશ્ચિમની પ્રતિકૃતિ રૂપે જ છે. આથી બાલજીવનના સ્વતંત્ર વિચારોની શોધખોળ કરવાને આપણને શિક્ષણશાસ્ત્રી કે શિક્ષકને બદલે નવલકથાકારનો આજે આશ્રય શોધવો પડે છે. છતાં નવલકથાકાર કે કવિ પાસેથી સામાન્ય રીતે આપણે જેટલા શિક્ષણવિચારની આશા રાખી શકીએ તે કરતાં ઘણું વધારે સ્વર્ગસ્થ ગોવર્ધનરામ માધવરામના લખાણોમાંથી મળી આવે છે. કવિ કે નવલકથાકારમાં જે સર્વાનુભવરસિકત્વ હોવું જોઈએ તે સદ્ગત શ્રીમાં હતું એટલું જ નહિ પણ પરિપાકદશાને પામેલું હતું. આથી જુદી જુદી પરિસ્થિતિમાં મૂકાયલાં પાત્રોના આચારવિચારના આબેહૂબ ચિત્રો તેમણે પોતાની નવલકથામાં ચીતર્યાં છે અને તેને લીધે જ આપણે બાલજીવનના સ્વતંત્ર ઉત્કૃષ્ટ વિચારો મેળવવા ભાગ્યશાળી થયા છીએ. સરસ્વતીચંદ્રના ચાર ભાગો, લીલાવતીની જીવનકલા, નવલરામભાઈનું જીવનચરિત્ર અને તેમના બીજા છૂટા છવાયા લખાણોમાં આ વિચારો ટપકાયેલા છે. એ વિચારોનો ઉદ્ભવ જે વસ્તુ-

* મુંબઈના 'ગુજરાતી પ્રાથમિક શિક્ષક સહકારી મંડળ' ની દશમી તથા અગીઆરમી બેઠક વેળાએ વાંચેલો નિબંધ.

સંકલનામાથી થયો છે તે શિક્ષક કરતા માતાપિતાને ઉદ્દેશીને વધારે ગોઠવાયલી છે અર્થાત્ શ્રીયુતે બાલજીવનને શાળાના શિક્ષકની દૃષ્ટિથી ઉકેલ્યુ નથી, પણુ માતાપિતાની દૃષ્ટિથી ઉકેલ્યુ છે છતા તેમના વિચારો જેટલા માતાપિતાને ઉપયોગી છે તેટલા જ અને કદાચ તેથી પણુ વધારે શિક્ષકને ઉપયોગી છે

નવલકથામાં સકળાયલા જુદા જુદા તથા પરસ્પર વિરુદ્ધ વૃત્તિના પાત્રોનાં આચરણુ ને વિચારોમાથી કથાકારના વિચારોની ચાળવણી કરવી એ જેગ વિકટ કામ છે તો પણુ નીચેની ચાર પાચ રીતથી આપણે કથાકારનું હૃદય વાચી શકીએ ખરા

૧ જે પાત્રો પર કર્તાનો પક્ષપાત હોય અર્થાત્ જેને પોતાના હૃદય રૂપે તેમણે મૂકેલા હોય તેવા પાત્રોના ઉદ્ગારોમાથી

૨ તેવાં પાત્રોની પાત્રતાને ઉચ્ચ બનાવવાને માટે તેણે ગોઠવેલા સસ્કારોમાથી

૩ અન્ય ગ્રન્થકારોના કરેલા અવતરણોના ઉપયોગ પરથી

૪ અમુક પ્રસગો ઉપર કથાકારે કરેલી સ્વતત્ર ટીકા પરથી

સરસ્વતીચન્દ્રની વસ્તુસકલનામા સકળાયેલા પાત્રોમાથી કયા કયા પાત્રો પર સ્વર્ગસ્થ શ્રીનો પક્ષપાત છે તે શોધવુ બહુ મુશ્કેલ નથી સાધુઓમા વિષ્ણુદાસજી, સાધ્વીઓમા ચન્દ્રાવલી, રાજાઓમા મણિરાજ, પ્રધાનોમા જરાશકર ને વિદ્યાચતુર, સ્ત્રીપાત્રોમા ગુણસુંદરી ને કુમુદ દાસીઓમા મધુમક્ષિકા, રાણીઓમા મેના અને અન્ય પાત્રોમા નાયક વગેરે પર કથાકારના હૃદયનો પક્ષપાત વધારે છે એમ સ્પષ્ટ દીસી આવે છે અને તે પાત્રો કર્તાના વિચારોના મૂર્તિમત્ સ્વરૂપો જ છે એમ કહેવામા કશુ ખોટુ નથી આથી આ પાત્રોના આચાર વિચારોમાથી આપણે કથાકારના વિચારોની ચાળવણી કરી શકીએ તેમ છીએ

સામાન્ય રીતે નવલકથાઓમા શિક્ષણના વિષયને બહુ અવકાશ હોતો નથી અમુક પ્રાસગિક ચર્ચાઓમા તે વિષે કથાકારને બોલવાનુ મળે છે અને તેથી અનેક જુદા જુદા સત્યો સબધે ગમે ત્યારે તે ગમે તે ક્રમમા કથાકારના વિચારો નવલકથાની ગુથણીમા ગુથાય છે આવા છૂટા છવાયા વિચારોને અમુક વર્ગમા ગોઠવતા પણુ તે પરસ્પર અસબદ્ધ જણાય એ સ્વાભાવિક છે અને અહીં પણુ તેમ બનવા પામ્યુ છે

હવે આપણે સ્વર્ગસ્થ શ્રીના બાલજીવનના વિચારોમા પ્રવેશ કરતા પહેલા તેમની બાલક પ્રત્યેની ધર્મભાવના જરા તપાસી જઈએ

## તેમની બાલક પ્રત્યેની ધર્મભાવના

સનાતન ધર્મ અથવા સાધુજનોના પચ મહાયજ્ઞ એ પ્રકરણમા તેમણે સાધુતાના મુખ્ય ધર્મો વિસ્તારથી સમજાવ્યા છે અને તેમા સસારી તેમ ત્યાગી ઉભયને લોકકલ્યાણના જે ધર્મો આયુષ્ય પર્યંત આચરવાના છે તે સ્પષ્ટ કર્યા છે આમા પુત્ર પૌત્રાદિક પ્રત્યે માતાપિતાના જે ધર્મો છે તે મનુષ્યયજ્ઞ દ્વારા સમજાવતા તેઓ લખે છે કે—" મનુષ્યની તૃપ્તિને માટે આ યજ્ઞ સધાય છે સાધુઓ યજમાન પણુ પોતે થાય છે અને યજ્ઞપશુ પણુ પોતે જ સૂક્ષ્મ શરીરથી થાય છે આ યજમાન પોતાની પાસે આવનાર મનુષ્ય માત્રને તૃપ્ત કરવાનો યજ્ઞ માડે છે સમષ્ટિ પરમાત્મામાથી જીવ સ્ફુલિંગ તનખા રૂપે છૂટવા માડે છે અને અનેક

સ્થૂલ સૂક્ષ્મ શરીરોને વાહન કરી અનેક ભવોમાં લાંબી યાત્રા કરે એટલામાં એને પોતાના જેવી જ લાંબી યાત્રા કરનારા અનેક સ્નેહિઓનો માર્ગમાં સમાગમ થાય છે એ યાત્રાને કાળે અનેકધા તેની પાસે નવા નવા મનુષ્યો આવે છે આ લોકમાંથી આવે છે તેમ પરલોકમાંથી પણ આવે છે પરલોકમાંથી પુત્ર પૌત્રાદિ રૂપે આવે છે આ લોકમાંથી અતિથિ રૂપે આવે છે મિત્ર રૂપે આવે છે સ્ત્રી રૂપે આવે છે કુટુમ્બ રૂપે આવે છે અને વ્યવહારાદિમાં પડતા અનેક સંબંધોને નિમિત્તે આવે છે કેટલા મનુષ્ય આપણે ત્યાં આવતા નથી પણ આપણને આપણા પ્રવાસમાં માર્ગે મળી આવે છે અને તેમનો સત્કાર કરવાનો પ્રાપ્ત થાય છે માતપિતાના ગૃહમાં આપણે પરલોકમાંથી પ્રાપ્ત થઈએ છીએ અને આપણે તેમના અતિથિ* થઈએ છીએ જ્યાં સુધી આપણી બાલ્યાવસ્થામાં આપણે યજ્ઞ કરવાને સમર્થ નથી થતા ત્યાં સુધી આપણે માતાપિતાના અતિથિ છીએ અને યોગશક્તિ આવતાં અતિથિ મટી યજમાન થઈએ છીએ આ પ્રમાણે સંસારયાત્રામાં ઇચ્છા–અનિચ્છાથી જે જે અતિથિઓનો સંયોગ આપણને પ્રાપ્ત થાય છે તે તે અતિથિઓનું આતિથેય કરવાનો ધર્મ આપણે શિર માથે લાગી ઉત્પન્ન થાય છે ક્યાં અતિથિનું આતિથેય ક્યે પ્રકારે ને કેટલું કરવું તેનું તારતમ્ય યજમાનના અતિથિના પરસ્પર ધર્મમાંથી જડે છે માતાપિતાએ પોતાના પુત્ર–પુત્રીઓનું આતિથેય કયા પ્રકારે ને કેટલું કરવું તે સમજાવતા તેઓ લખે છે:– જાતે આવેલા અતિથિમાં કેટલાકને આપણે પોતે આમંત્રણ કરેલું હોય છે તે આમંત્રિત અતિથિ છે પુત્ર પુત્રીઓ આવા અતિથિ છે આ અતિથિસંજ્ઞામાં આપણે જ નિમિત્ત માત્ર હોવાથી તેમનો સર્વથા નિર્વાહ કરવાનો જ આતિથેય ધર્મ આપણે શિર પ્રાપ્ત થાય છે પુત્ર પુત્રી પાત્ર હોય કે અપાત્ર હોય તેની પાત્રતા–અપાત્રતા પરથી તેના ત્યાગ–નિર્વાહના ધર્મ આપણે ઉપજાવવાના નથી. આપણે તો તેનું આમંત્રણ કર્યું તેથી આતિથેય પણ કરવું જ જોઈએ આમંત્રિતની યોગ્યતા વિચારવી હોય તો આમંત્રણ કરવા પહેલાં વિચારવાની છે આમંત્રણ પછી આ વિચાર અધર્મ્ય છે જેને આપણે જ્ઞાતાજ્ઞાત કર્મ બળે આમંત્રણ કર્યું તેને પાછળથી કહેવું કે તું અયોગ્ય છે માટે તારું આમંત્રણ નિષ્ફળ કરું છું ને તું ત્હારે માર્ગે પાછો જા એ કહેવું અધર્મ્ય છે પુત્ર (પુત્રી) રૂપી આમંત્રિત અતિથિનો સર્વથા નિર્વાહ કરવો એ જ ધર્મ છે પુત્રનું આમંત્રણ કર્યું તો તેના પશુ વેદીને યજ્ઞસમર્થ કરવા એ જ માતપિતાનું પવિત્ર યજમાનકૃત્ય છે તેના પશુ ને વેદી યજ્ઞસમર્થ થયા પછી તે આમંત્રિત અતિથિ મટી જઈ કેવળ આગન્તુક અતિથિ થાય છે ને તે પછી તેની યોગ્યાયોગ્યતાના વિચાર નિર્દોષ છે

આથી જ્યારે કે પુત્રના પશુ વેદીને યજ્ઞસમર્થ કરવા તે માતાપિતાનું અતિથિકૃત્ય યજ્ઞ તે શું? યજ્ઞસામર્થ્ય તે શું? પશુ તે શું? ને વેદી તે શું? તે સંબંધે ઉક્ત પ્રકરણમાં સમર્થ વિવેચન કરેલું છે જેનો સારાંશ આ પ્રમાણે છે મહયજ્ઞ મનુષ્યયજ્ઞ ભૂતયજ્ઞ દેવયજ્ઞ અને બ્રહ્મયજ્ઞ—આ પંચ મહાયજ્ઞોમાં સંસારી તેમ ત્યાગીના સર્વદેશીય ને સનાતન ધર્મો પર્યાપ્ત થાય છે સાધુસત્કાર ગુરુસત્કાર આશ્રમસત્કાર, [illegible]સત્કાર શ્રી યદુનંદન સત્કાર આદિ ધર્મોમાં પ્રવૃત્ત રહી આમરણ આયુષ્ય વર્તન કરવું તેનું નામ મહયજ્ઞ સંસારયાત્રામાં જે અનેકાનેક મનુષ્યોનો સંયોગ પ્રાપ્ત થાય તે મનુષ્યોના યજ્ઞસામર્થ્યનું યથાશક્તિ

---

* સંબંધકાળથી અતિથિ જીવનમાં કે મનુષ્યમાં છૂટા પડવાનો સંકલ્પ રાખે છે માટે જ તે અતિથિ છે 'अनित्यं हि स्थितो यस्मात्तस्मादतिथिरुच्यते' અતિથિ એટલા માટે કે તેની સ્થિતિ જ અનિત્ય છે મનુ.

સંવર્દ્ધન કરી 'તેનું આતિથેય કર્યે જવું તે 'મનુષ્યયજ્ઞ. વિદ્યાદાન એ આ યજ્ઞનો પ્રધાન વિધિ છે. પામર મનુષ્યો તથા શ્વાન વાયસાદિ જન્તુઓ-ચેતન ભૂતોના ઉદ્ધાર માટે દયાર્દ્ર હૃદયે તેમનો યોગ્ય સંસર્ગ રાખી પ્રયત્ન કરવો તે ભૂતયજ્ઞ. ઇશ્વિરસ્વરૂપ પામવાને અને સંસારનુ કલ્યાણ કરવાને જે સાધના કરવી તે દેવયજ્ઞ. અને આત્મા પરમાત્માની એકતા અનુભવવી-સ્વરૂપાનુસંધાન પામવુ-લક્ષ્ય અને અલક્ષ્યના અદ્વૈતનો યોગ પામવો તે બ્રહ્મયજ્ઞ.

આ પ્રમાણે યજ્ઞોનાં નામ ને તેના ઉદ્દેશ છે. જેમ સ્થૂલ યજ્ઞોમાં યજ્ઞકર્તા, વેદી, અગ્નિ, પશુ આદિ મેધ્ય પદાર્થ, ધૃત આદિ યજ્ઞસામગ્રી વગેરે વિવિધ સ્થૂલ અંગો હોય છે તેમ આ સૂક્ષ્મ યજ્ઞોમા પણ હોઈ શકે. અને કર્તવ્યભાવનાના આ રૂપકને પરિપૂર્ણ કરવાને તે અંગો સમજાવતા લખે છે કે " પુરુષ-સ્ફુલિંગ જીવાત્મા સાધુજનોના આ પચ મહાયજ્ઞમાં જાતે જ પશુવત્ હોમાય છે-જીવાત્મા સૂક્ષ્મ અને કારણ શરીર મહવર્ત્તમાન આમાં પશુ થઈ મેધ્ય થાય છે. ભોગાયતન સ્થૂલ શરીર છે તે આ યજ્ઞની વેદી થાય છે. વ્યોમચારી પક્ષી ચાંચમાનુ ફળ કોઈ વૃક્ષ ઉપર બેઠા વિના ભોગવી શકતુ નથી. તેમ જન્મપરપગનું પક્ષી સૂક્ષ્મ શરીર, સ્થૂલ શરીરમા હોય ત્યારે જ ભોક્તા થાય છે. આ વેદી ઉપર ચ્હડયા વિના આ પશુ યજ્ઞબલિ પણ થઈ શકતું નથી. આ વેદી ને પશુને સુસમૃદ્ધ રાખવા એ પૂર્વ વિધિ છે અને હોમાદિ ઉત્તરવિધિ છે. " પૂર્વ વિધિ તે માતાપિતાનુ અતિથિકૃત્ય અને ઉત્તરવિધિ તે યજ્ઞસમર્થ થયલા બાળકનુ આત્મકર્તવ્ય. દૈવી સંપત્તિ તથા જ્ઞાનથી પશુ સુસમૃદ્ધ થાય છે અને શારીરિક સપત્તિથી વેદી સુસમૃદ્ધ થાય છે

આ પ્રમાણેની સતાન પ્રત્યેની પોતાની ધર્મભાવનાનુ તથા તેના નિર્વાહવિધિનુ પ્રભુના દૃષ્ટાતથી સમર્થન કરે છે " હવે માત્ર યજ્ઞકર્તાઓના દૃષ્ટાત આપવા રહ્યા તે સાભળો. આપણા ત્રિમૂર્તિ દેવોમા પ્રથમ બ્રહ્મા. તેમણે આમન્ત્રિત અતિથિ રૂપની સૃષ્ટિ ઉત્પન્ન કરી અને કર્યા જાય છે. આ સૃષ્ટિ મનુષ્યાદિ સર્વ જન્તુ સમેત છે તે બ્રહ્મદેવનો આમન્ત્રિત અતિથિગણ છે. તેમને માટે બ્રહ્મા પુત્રયજ્ઞ કર્યા કરે છે, જેને ઉત્પન્ન કરે તેને તેજ પળથી યજ્ઞસમર્થ અને યજ્ઞસામગ્રીથી સંભૃત કરવાનો પ્રયોગ રચે છે ગર્ભને માટે ગર્ભાશયમા, બાલકને માટે ધાવણમા, સતતિને માટે માતા પિતાની પ્રીતિમા, સસારવૃદ્ધિને માટે યુવજનના મદનાવતારમાં, અને સસારના ઉદ્બોધનને માટે સાધુજનોના અલખબોધનમા-અને આવા અસખ્ય સ્થાનોમાં ઉત્પન્ન સૃષ્ટિના નિર્વાહ, સસિદ્ધિ ને ઉદ્ધાર માટે સામગ્રીઓ અને શક્તિયો બ્રહ્મદેવ ભરી રાખે છે. તે પછી તેઓ નિષ્કામ રહે છે ' પરમ પુરુષનો આમન્ત્રિત અતિથિયજ્ઞ આમ વિશ્વમાં પ્રગટી રહ્યો છે. એ પુરુષ સાથે અદ્વૈત પામવાનો સાધુજનનો વિધિ એ યજ્ઞમાં ભળવાથી સધાય છે એટલે કે પ્રભુ સાથે અદ્વૈત પામવાને પ્રત્યેક સાધુજને પોતાના આમંત્રિત અતિથિગણનું આતિથેય તે પરમ પુરુષની પેઠે જ નિષ્કામ વૃત્તિથી કરવુ જોઈએ.

આ ચર્ચાનુ તારતમ્ય આટલું જ કે બાળકમા પચ મહાયજ્ઞ સાધવાનુ સામર્થ્ય આપવાને તેના આત્માને જ્ઞાન, નીતિ ને ધર્મથી સમૃદ્ધ કરવો, તેની શારીરિક સંપત્તિ વધારવી તથા સુંદરતા, રસ, પ્રીતિ, ભક્તિ આદિથી તેની યજ્ઞસામગ્રી પૂરવી. આ જ માતા 'પિતાનું પવિત્ર અતિથિકૃત્ય છે અને એજ પ્રભુના પરમ કૃત્યનુ પવિત્ર અનુસરણ છે. (અપૂર્ણ.)

જીવાભાઈ અમીચંદ પરેલ.

---

# હિન્દુસ્તાનની સોનાની ખાણો.

ભુસ્તરશાસ્ત્ર પ્રમાણે હિન્દુસ્તાનના બે મ્હોટા વિભાગ થઈ શકે—એક સિન્ધુ નદીથી ગંગા નદીના પ્રદેશવાળો અને બીજો છેક દક્ષિણમા લબાતો દ્વીપકલ્પવાળો. હિન્દુસ્તાનના ઘણા ખરા ભાગમાથી સોનું મળી આવે છે, પણ આ દ્વીપકલ્પવાળા પ્રદેશમા વધારે માલુમ પડ્યું છે આ પ્રદેશમા ઘણે ભાગે ઘણા કાળથી શાન્તિ ચાલી આવે છે, અને સોનુ, જે પ્રાચીન ખડકો, માટીમાથી રૂપાન્તર થતે થતે છેક પથ્થર રૂપ થઈ ગયા નથી, તેમાથી મળી આવે છે. ભુસ્તરશાસ્ત્ર પ્રમાણે પૃથ્વીના પડનુ જે રૂપાન્તર થાય છે તે પ્રમાણે થતા, જે ભાગ છેક પથ્થર રૂપ થઈ ગયા પહેલાની સ્થિતિ હોય છે, તેમાથી મુખ્યત્વે કરીને સોનુ મળી આવે છે. દક્ષિણ હિન્દુસ્તાનનો ઘણો ખરો ભાગ એવો છેક પથ્થર રૂપ બની ગયો છે કે જેમાથી ઉપયોગી કીમતી ધાતુ ભાગ્યે જ મળી આવે છે પણ સોનુ નીકળી શકે એવા ખડકોની હાની હાર આ દ્વીપકલ્પવાળા ભાગમા ઉત્તર દક્ષિણ પડેલી છે આમાથી જ માઇસોરની કોલર નામની પ્રસિદ્ધ સોનાની કીમતી ખાણો મળી આવી છે તથા હાલમા જ ધારવાડ જીલ્લામા ગડગ પાસે તથા સાગલી રાજ્યમા જે ખાણો જણાઈ આવી છે તે પણ આ હાર પૈકીની જ છે. પણ એ બન્નેમા માઇસોરવાળી કોલર ખાણ જગતમા આજ સુધી જણાયેલી કીમતી ખાણો પૈકીની એક છે, અને ધારવાડ તથા સાગલીવાળી કેવી નીકળે છે તે હજી જોવાનુ છે

## પ્રાચીન કાળમાં હિન્સ્તાનમાં જણાએલી સોનાની ખાણો.

સોનું, એ બહુ પ્રાચીન કાળથી પૂર્વના દેશોની વેપારની વસ્તુ છે, અને તે કાળના લોકોએ જ્યાથી જ્યાથી સોનુ કાઢેલુ તેની જે જે નિશાનીઓ હાલ જણાઈ આવી છે તે ઉપરથી જણાય છે કે તે સમયના ખાણ ખોદનારામા ખાણ સબધી વિદ્યાનુ બહુ ઉંચા પ્રકારનુ જ્ઞાન હતું હિન્દુસ્તાનમા સોનાની ખાણ ખોદવાનુ પ્રથમ ક્યારથી શરૂ થયુ એ કહેવુ અશક્ય છે પણ દક્ષિણ હૈદરાબાદની ખાણોમાથી હાલ જે ખોપરીઓ જણાઈ આવી છે અને જેના આકાર વિગેરે ઉપરથી એમ નક્કી થયુ છે કે એ ખોપરીઓ હાલ જે મનુષ્યની જાતો છે તેની નહિ પણ બહુ જૂના કાળના મનુષ્યોની છે, તે ઉપરથી જણાય છે કે સોનાની ખાણ ખોદવાનુ કામ અતિ પ્રાચીન સમયનુ છે આ નિશાનીઓ પૃથ્વીની સપાટીથી ૩૦૦ ફીટ નીચેથી મળી આવી છે. એ શિવાય પણ કેટલાક પુરાવા છે કે જે ઉપરથી સોનાની ખાણોનો ઉદ્યોગ હિન્દુસ્તાનમા બહુ પ્રાચીન કાળથી શરૂ થયો જણાય છે.

એમ માનવામા આવે છે કે જે ભાગમાં સોનુ હતુ તે ભાગમાથી વ્હેતી નદીઓ અગર ઝરામાથી પ્રથમ સોનું શોધી કાઢવામા આવેલું, અને નદીના પાણીથી માટી ધોવાઈ સોનાના રજકણો બહાર જણાએલા તે ઉપરથી એ ભાગના ખડકો ખોદવાનુ સુઝેલું. હૈદરાબાદની ખાણોમા આપણા લોકના જે અસલી ખોદ કામો જણામા છે, તે ૬૦૦ ફીટ જેટલી અસાધારણ ઉંડાઈ સુધી પહોચેલા જણાય છે જો કે હાલના વખતની ખાણોની

ઉંડાઈ સાથે સરખાવતાં આ ઉંડાઈ બહુ થોડી છે, કારણ હાલ તો ૩૦૦૦ થી પણ વધારે ફીટ ઉંડાઇએ પહોચ્યા છે પણ તે વખતે હાલના જેવા સચા વગેરે સાધનો નહોતા તેથી માત્ર હાથની મહેનત વડે જ આટલી ઉંડાઇએ પહોચેલા એ થોડુ અજાયબ જેવુ નથી હાલમા ડાયનેમાઈટ નામનો પદાર્થ કે જે વડે એક ક્ષણમા મ્હોટા પહાડના પહાડ ઉરાડી દેવામા આવે છે એવા પદાર્થ તે વખતે કોઇના જાણવામા નહતા પણ જે પ્રાચીન ખો કામ ધાન મળી આવે છે તે ઉપરથી જણાય છે કે તે વખતના ખાણ ખોદનારાઓ ખડકને અ ગ્નિથી તપાવતા અને પછી તે ઉપર પાણી નાખતા, જેથી કરી ખડકનો ભાગી ભૂકો થઈ જતો આ રીતથી મહેનતનો બચાવ થાય પણ વખત ઓછો ન લાગે વળી વરાળ કે વિજળીથી ચાલતા સચાનો ઉપયોગ પણ તે વખત કોઇને ખબર નહતો ખાણોમાથી પાણી નીકળી આવતા હાલના જેવા પમ્પ વગેરે સાધનો ન હોવાથી, એ પાણી કાઢવાની પણ મુશકેલી ઘણી પડતી હશે એમ જણાય છે કેટલીક ખાણોમા પાણી ભરવાના માટીના વા સણો જણાઈ આવે છે તેથી પણ એમ સમજાય છે કે આવા વાસણો વડે હાથો હાથ પાણી ઉલેચવુ પડતુ હશે પણ એવી રીતે પાણી કાઢતા વાર લાગે એ સ્વાભાવિક છે અને તેને પરિણામે ખાણમા પાણી પુષ્કળ ભરાઈ જતા અને એવા જ બીજા કારણોને લીધે ખાણો એમની એમ રહેવા દીધેલી જણાય છે પણ સોનુ ન હોવાના કારણથી નહિ જ

## હાલના વખતમાં ખાણોની મુશકેલી.

પ્રાચીન ખાણોમા હવે સોનુ છે કે નહિ એ બાબતમા અસલી ખોદ કામ આશા તેમ જ શકા ઉત્પન્ન કરનારા છે માઇસોરના આગેના સ્ટેટ ભુસ્તરવિદ્યાશાસ્ત્રી તથા ત્યાની ખાણોના ચીફ ઇન્સપેકટર પ્રો ઇવિન્સ એ બાબતમા જે લખે છે તે જાણવા જેવુ છે એ કહે છે કે

"હિન્દુસ્તાન એ હજારો વર્ષથી ઝામેલો દેશ છે અને એટલા વખતમા એની ખનિજ સમૃદ્ધિ બહુ આતુરતાથી શોધી વળાઈ છે અને કેટલીક વખત તો યુરોપિયન રીતોને માત કરે એવી વ્યવસ્થાથી કામ કરવામા આવ્યુ છે ખપાટી ઉપરના ભાગનું સોનુ તો તમામ લેવાઈ ગયુ છે અને હવે જે ભાગ રહ્યો છે તે ખોદતા તેમાથી સોનાના થરનો ભાગ મળી આવે કે નહિ એ કહી શકાય એમ નથી છે એવી રીતે કે, જ્યાથી એ અટકયા છે તે ભાગમા અત્યારે તો કંઈ જ જણાતુ નથી છતા થોડી ઊંડાઇએ કદાચ સોનું મળી પણ આવે તો તેની પણ ના કહી શકાય એમ નથી, તેમ ન મળે તેમા પણ નવાઈ જેવુ નથી તેમ જ જે ભાગને એ અડકયા નથી ત્યા પણ કદાચ મળી આવે અસલી ખોદ કામના માત્ર અસ્તિત્વ ઉપરથી જ કંઈ સાબિત થતું નથી. માઇસોરના ઘણા ભાગમા ટિપુ સુલતાનના હુકમથી બીજા કામોની માફક માત્ર વેઠની મજૂરી કરાવવા ખાતર અમસ્તા પણ એવા ખોદ કામ થયા હોય વળી કેટલીક ખાણો સોના શિવાય બીજા પદાર્થો માટે પણ ખોદવામાં આવેલી જણાય છે, આથી કરી સોનાની ખાણોની બાબતમા બહુ બુદ્ધિ પૂર્વક વિચાર અને સાયન્ટિફિક ( શાસ્ત્રીય ) રીતિએ કામ કરવાની હિન્દુસ્તાનમા જેટલી આવશ્યકતા છે એટલી બીજે કોઈ પણ ઠેકાણે નથી ઑસ્ટ્રેલિયા, દક્ષિણ આફ્રિકા અને અમેરિકા કે જ્યા યુરોપિયનોના દાખલ થતા પહેલા રીત

સર ખાણોનું કામ ચાલતું નહતું ત્યાંના આવા ખડકોમાં સોનું છે કે નહિ અને છે તો કેટલું એ કહેવું, તેના કરતાં અહીંના એવા ખડકોની આવી રીતે કીમત આંકવાની સ્થિતિ તદ્દન જૂદી છે." ટુંકામાં જ્યાં સુધી પ્રાચીન ખાણોનાં ખોદ કામ નીચે શું છે એ નક્કી કરવામાં ન આવે ત્યાં સુધી માત્ર ખડક ઉપરથી જ એની કીમત કરવી, એટલે કે એમાં કેટલું સોનું છે, એ કાઢતાં પરવડે એમ છે કે કેમ એ વિગેરે અનુમાન બરાબર થઈ શકે એમ નથી. અને આટલું જ નક્કી કરવામાં હજારો રૂપીઆ ખર્ચ થઈ જાય છે એ કહેવું જોઇએ.

આપણી હાલની સોનાની ખાણોના ઉદ્યોગનો શરૂઆતનો ઘણો ખરો ઇતિહાસ નિષ્ફળતાનાં ચિત્રોથી ભરપૂર છે અને કદાચ તેને જ લીધે આ થોડાં વર્ષોમાં જ્યારે હિન્દુસ્તાનમાં સોનાની ખાણોનો ઉદ્યોગ બહાર આવ્યો તે વખત ઇંગ્લાંડના, આપણા દેશમાં નાણાં રોકી ઉદ્યોગ કરનારાઓમાં, કંઇક થોડો ઉત્સાહ જણાયો છે એટલું જ નહિ પણ એ બાબતમાં કંઇક શંકાશીલ પણ થયેલા જણાય છે.

## દગા અને તેનાં પરિણામ.

આ ઉદ્યોગના સંબધમાં કેટલાક અનીતિમાન માણસો, ભલા અને બેવકુફ માણસોને સારા ધન્ધાને નામે છેતરી હજારો રૂપીઆ હોમાવવાની જે યુક્તિઓ કરે છે તે પણ અહીં જણાવવા જેવી છે. એક ગૃહસ્થે હિન્દુસ્તાનને બદલે ઑસ્ટ્રેલિયામાંથી સારામાં સારા સોનાના ખડકની માટી મેળવી, તે હિન્દુસ્તાનના કોઈ ખડકની છે અને તેથી કરી હિન્દુસ્તાનમાં સોનાની ખાણનો ઉદ્યોગ અતિશય નફાકારક નીવડે એમ છે એમ બતાવી, ચૌદ લાખ રૂપીઆ એકઠા કરી ચાલ્યો ગયો. વળી બીજી હકીકત એથી પણ વધારે યુક્તિવાળી છે. એમાં એક મ્હોટા અમલદારને ઠગવાની યુક્તિ રચવામાં આવી હતી. અમુક ખાણ, કે જેમાં એ અમલદારના પૈસા નંખાવવાના હતા, તેની નમુનાની માટી તરીકે તે એને દેખાડવામાં આવી. એ માટી સોનાથી ભરપૂર હતી. જોતાં જ સોનુ જણાઈ આવે. પણ છેવટ જણાઈ આવ્યું કે અમુક ખાણની માટી લઈ તે ભીત ઉપર ચોડી, એક બંદુકમાં દારૂ સાથે સોનાની ઝીણી રજ ભરી એ માટી ઉપર મારી; જેથી કરી સોનાની રજ એ માટીમાં ભળી ગઈ. આવી કેટલીક હકીકતોથી લોક સોનાની ખાણોના ઉદ્યોગના સંબદ્ધમાં શંકાશીલ થાય છે. અને તેથી કરી કેટલીક વખત સારામાં સારી તક પણ ખૂએ છે. માઇસોરની કોલરની સોનાની ખાણોના સંબદ્ધમાં પણ એમ જ થયું છે. શરૂઆતમાં એ ખાણોમાં ફતેહમંદીનાં ચિન્હ થોડાં જ જણાયાં હતાં. પ્રથમ અજમાયશ તરીકે જ્યાં જ્યાં ખોદતા ત્યાં નિષ્ફળ થતા અને ખરી જગો હાથ લાગતી નહોતી. અને હજારો રૂપિયા ખર્ચ થઈ ગયા. છતાં એ ધન્ધો બંધ કરવાને બદલે વધારે પૈસા ખરચી શ્રમ જારી રાખવા જે લોકો આગ્રહ કરતા તેમને બીજાઓ ગાળો દેતા. કારણ કે છેવટ એવો પણ વખત આવ્યો હતો કે જે શેરના હાલ ૬ પાઉન્ડ ઉપજે છે તે જ શેર તે વખત ૬ આને પણ કોઈ લેતું નહોતું. પણ અત્યારે તો દુનિયાંમાં સોનાની કીમતીમાં કીમતી ખાણો પૈકીની આ કોલરની ખાણો થઈ પડી છે. આખા હિન્દુસ્તાનની સોનાની ખાણોમાંથી હાલ

જેટલું સોનું નીકળે છે તેના ૭૯ ટકા કરતાં પણ કંઈક વિશેષ તો આ કોલારની જ ખાણો-માંથી નીકળે છે. અને તે માત્ર એક જ ખડક કે જેની પહોળાઈ ચાર ફીટ છે તથા લંબાઈ આશરે ચાર માઈલ છે તેમાંથી જ નીકળે છે.

## ધારવાડની ખાણોનો ઇતિહાસ.

બેશક માઇસોરની સોનાની ખાણોની ફતેમંદીથી ધારવાડની ખાણોનું કામ વધારે જલ-દીથી હાથ ધરવામાં આવ્યું છે. ધારવાડમાં જલધર જાતના લોકો, ગડગ તાલુકામાં આવેલી કપ્પટગોડની ટેકરીઓમાંથી જે ઝરા નીકળે છે તેમાં ઝામેલા પદાર્થમાંથી, થોડુ થોડુ સોનું, ઘણા વખતથી કાઢતા જણાયા છે. આ ઉપરથી ૧૮૩૭ માં ધારવાડના કલેકટરે સરકારને તે તરફથી સોનાના કેટલાક નમૂના મોકલ્યા તથા તાલુકામાંથી એ સંબંધી કેટલીક હકીકત મેળવી. અને ત્યાર પછી ધારવાડની પાસે સોનાની ખાણો છે એમ વારવાર બહાર આવેલું. છેવટ ૧૮૭૪ માં મિ. ફૂટ નામના જી. એસને કપ્પટ ગોડની ટેકરીઓની તપાસ કરવાને સરકારે મો-કલ્યો. અને તેણે આ સંબંધમાં જે રિપોર્ટ કર્યો તેમાં ગડગથી આશરે ૧૨ માઈલ ઉપર આવેલ આ ટેકરીઓની પશ્ચિમે જે પાણીના ઝરા છે તેમાંથી સોનું નીકળવાની વાત બતાવી તથા આ ભાગના તમામ ખડકોમાં સોનું હોય એવી માટી છે તથા ખડકની ઉપરનો ભાગ સોનું શોધનારાઓથી બહુ છિન્ન ભિન્ન થઈ ગયો છે એમ પણ જણાવ્યું. મિ. ફૂટે ત્રણ જૂના ખાડા જેવુ શોધી કહાડયુ તથા ઘણી લાંબી પણ છાછરી નીકો અગર ખાઇઓ પણ શોધી કહાડી, અને છેવટ અનુમાન કર્યું કે સોનુ છે, પણ તે બહુ થોડા પ્રમાણમાં. અને ખડકની માટીના જે નમૂનાની તપાસ કરવામાં આવેલી તે પણ એના અભિપ્રાયને મળતી આવી.

## જૂની ખાણોની શોધ.

પણ આટલેથી ન અટકતાં, ધારવાડની સોનાની ખાણો શોધી કાઢવાનું માન દક્ષિણ હૈદરાબાદની ખાણોના એન્જીનિયર મિ. હડલસ્ટનને જ છે. મિ. ફૂટનો ઉપલો રિપોર્ટ જ્યારે મિ. હડલસ્ટનના જોવામાં આવ્યો ત્યારે હૈદરાબાદ રાજ્યની અસલી ખાણોનાં ખોદ કામનો એને જે પૂર્ણ અનુભવ હતો તે ઉપરથી એને તરત જ થયું કે ધારવાડમાં પણ આવાં પ્રા-ચીન ખોદકામો હોવાં જોઇએ. જે ઉપરથી તે એકદમ કપ્પટ ગોડની ટેકરીઓ તરફ ગયો. ત્યાં એને ઉપર કહેલ પાણીના ઝરાઓમાંથી ત્યાંના જલધર લોકો મહેનત કરી માણસ દીઠ દરરોજ આશરે ચાર આનાનું સોનું કાઢતા જણાયા તથા પ્રાચીન ખાણો સંબંધી પૂછપરછ કરતાં મિ. ફૂટના જેવું જ એને પણ જણાયું. ત્યાંના ગામડાના લોકોને એ સંબંધી કંઈ જ માહિતી જણાઈ નહિ. પણ આ ઠેકાણે એને પોતાનો હૈદરાબાદનો અનુભવ કામ આવ્યો. એને સૂઝી આવ્યુ અને તપાસ કરી કે આ ડુંગરોમાં કોઈ પણ વાઘ, કે તરખ કે એવા જં-ગલી પ્રાણીને રહેવાની બૉડો છે? લોકોએ કહ્યું ઘણી છે અને તે બતાવી. મિ. હડલસ્ટને તે જોઈ અને સદર બૉડો કુદરતી નથી પણ તે પ્રાચીન ખાણોના જ ખોદકામના ખાડા છે એમ એને જણાયુ અને તે બાર માઈલ કરતાં પણ વધારેના વિસ્તારમાં જણાયા.

## કામ શરૂ કર્યું.

એટલુ થયા પછી તરત જ મિ હલ્લસ્ટને બીજા યુરોપિયનો સાથે મળી એમાથી ઘણા મ્હોટા ભાગનો પટો લીધો અને મ્હોટા પાયા ઉપર કામ શરૂ કર્યું પણ એમ જણાયું કે આવા ખડકો છેક સાગની રાજ્ય સુધી પહોચ્યા છે તેથી તે ભાગનો પણ પટો મેળવવા તજવીજ કરી પણ સાગલીના મહારાજાએ પટો આપ્યો નહિ. તેથી થોડાં વર્ષ ઉપર સાગની મહારાજાના ગુજરી જવા બાદ તે મેળવવામા આવ્યો. અને ૩૦ વર્ષને પર ૧૯૦૨ થી ત્રણ સ્થળે કામ શરૂ કરવામા આ યુ છે તરત જ બીજી કમ્પનીઓ પણ ઉભી થઈ અને ધારવા ડની ખાણના બીજા ભાગમા કામ શરૂ ર્યું હાલ એ પ્રમાણે બે ધારવાડની અને એક સા ગલીની મળી, ત્રણ કપનીઓ કામ કર છે, અને બધી મળી ૧૬૦૦૦૦ પાઉન્ડ એટલે ૨૪૦૦૦૦૦ રૂપીયાની મૂડી રોકી છે

## હાલની ધારવાડની ખાણો.

આ ખાણો પૈકી કેટલીકમાથી જૂના જો. કામના ચિન્હો જણાઈ આવ્યા છે તેમ જ એમાથી સોનાનો સારો જથ્થો મળી આવશે એમ પણ જણાયુ છે અને તે ઉપરથી ઉપર બતાવેલ ત્રણ કપનીઓ પૈકી 'ધારવાર ગો ડ માઈન્સ નામની કંપનીએ પોતાના કામનો થોડો ભાગ 'ધા વાડ રીફ્સ નામની કપનીને આપ્યો છે જે કપની હાલ ૧૭૦૦૦૦ પાઉન્ડ યાને ૨૫૫૦૦૦૦ રૂપિયાના ભંડોળથી શરૂ થવાની તૈયારીમા છે સદર ખાણો દરિયાની સપાટીથી ૨૨૦૦થી ૨૪૦૦ ફીટ ઉચાઇએ હોવાથી ત્યાની હવા સારી છે અને પાણી પણ પુષ્કળ મળી શકશે એમ મનાય છે પણ ત્યા લાકડાં અને કોલસા મળી શકતા નથી અને તેથી તે બહારથી આણવા પડે છે આ પ્રતિકૂળતાને પહોચી વળવા સારૂ રેલ્વેની સગવડ અગર કાવેરી નદીના પ્રવાહમાથી વિજળી ઉત્પન્ન કરી મૈસરની ખાણોમા જેવી રીતે ઉપયોગ કરવામા આવ્યો છે તેવી રીતે અહીં પણ બની શકે એમ હોવાથી એ સબધી વિચાર પણ ચાલે છે

## ધારવાડની ખાણોનું ભવિષ્ય.

ધારવાડની સોનાની ખડકોનો વિસ્તાર આઠ માઈલ પહોળો અને અગીઆર માઈલ લાબો છે એટલે કે કોલરની ખાણો કરતા પણ મ્હોટા છે અને તેમાથી સોનાનો સારો જથ્થો નીકળશે એમ સારી રીતે મનાય છે પરંતુ અહીં એટલુ કહેવુ જોઇએ કે સોનાની ખાણોનો ઉદ્યોગ ધનાઢ્ય પુરૂષોએ જ કરવાનો છે કારણ કે આપણે જોયુ તે પ્રમાણે પ્રથમ તો સોનું નીકળતા પહેલા જ જે ખર્ચ કરવો પડે છે તે થોડો હોતો નથી અને એટલા ખર્ચને પરિણામે સોનું છે એમ સિદ્ધ થયા પછી પણ કેટલે સુધી તે નીકળશે એ વિગેરે બરાબર ચોકસ થઈ શકતું નથી મતલબ કે પહેલેથી છેલ્લે સુધી લગભગ અનિશ્ચિત રહી, હજારો રૂપિયા ખર્ચ કરવો પડે છે અને તેથી આ ઉદ્યોગમા બહુ સ્વાર્થ ધરાવનાર એક ગૃહસ્થના શબ્દો બહુ જ ધ્યાનમા રાખવા જેવા છે ' સોનાની ખાણોનો ઉદ્યોગ એ હમેશ સટ્ટો જ છે, અને જે લોકોમા

પૈસા ખોવાની શકિત નથી તેમણે તો આ ઉદ્યોગનું નામ ન લેતાં તેમના પૈસા સરકારી તીજોરીમાં જ રાખવા." પણ આ "સટ્ટો" કરી શકે એવા આપણા દેશમાં કોઈ જ નથી ? અફીણ, વરસાદ, ચાંદી, નોટ, પેટીટ એવાં લાખ્ખો રૂપિયાના સટ્ટા મુંબાઈ કલકત્તાના બજારમાં ધમધોકાર ચાલે છે, તો ધારવાડની ભૂમિમાં જૂદા જ અર્થનો અને દેશોન્નતિની આશા ઉપજાવનારો સટ્ટો કેમ ન થાય ? કહેવાની જરૂર નથી કે સોનાની ખાણો ખોદવા રૂપી સટ્ટો, જે ખરૂં જોતાં સટ્ટો નહિ પણ પરાક્રમ છે તેમાં, અને ઉપર બતાવેલ ચાંદી, અફીણ વગેરે સટ્ટામાં જમીન અને આસમાનનો ફરક છે. માત્ર આપણા દેશમાં કયાં કયાં અને શું શું છે અગર થાય છે તથા એમાંથી કેવા અને કેવી રીતે ઉદ્યોગો થઈ શકે એમ છે એ જાણી એમાં પડવાની વૃત્તિ તથા હિમ્મત જોઈએ. સાહસ વિના પરાક્રમ ક્યાં છે ?

"સ્વદેશી."

---

## સાહિત્યકળા.

( અનુસન્ધાન પૃ૪ ૧૯૫ થી. )

ઉપર શીવાય રસિકકળાઓમાં, તેમ જ સાહિત્યકળામાં, કેટલાક સામાન્ય ગુણો ખાસ જરૂરના છે. મ્હોટામા મ્હોટો ગુણ સાદાઈ અને સરળતાનો છે. મનુષ્યના બીજા વ્યવહારમાં તેવી જ રીતે કળામાં પણ એ ગુણ ખરા સૌન્દર્યનો પોષક છે. હૃદયની ભાષા હમેશાં સાદી જ હોય છે. કવિત્વથી ઉભરાતું હૃદય સંસ્કૃત ભાષાનો કોષ શોધવા જતું નથી, પણ બહાર નીકળવાને, હૃદયનો ભાર હાલવવાને જ તત્પર હોય છે. હૃદયની પ્રતિમાઓને માટે કેવું ખોખું (frame) જોઈશું તેનો પણ તેને વિચાર કરવો પડતો નથી. કવિતાનો આત્મા પોતાને અનુકૂળ દેહ પોતાની મેળે જ શોધી લે છે. એવી દિવ્ય ક્ષણોએ કવિ જાણે પોતાનાં વ્યક્તિ તરીકેનાં સ્વરૂપને ભૂલી જ જતો ન હોય એમ લાગે છે. પ્રકૃતિમાં, સર્વવ્યાપી ચૈતન્યમાં, એ પોતાનું સાંકડું ચૈતન્ય સમાવી દે છે, પ્રકૃતિસ્વરૂપ જ બની રહે છે. એવી સ્થિતિમાં લખાયલી કવિતા પ્રકૃતિનું જ બાળક છે, પ્રકૃતિ જેવી જ સુન્દર છે. આખી રચના એવા પ્રકારની બને છે કે તેમાં એક અંશનો પણ ફેરફાર થાય નહીં, એક અંશ પણ ઓછો કરાય કે વધારાય નહીં. એવી સ્થિતિ પામનાર કવિ તે મહાકવિ. એ અમુક દેશનો, અમુક કાળનો, અમુક શાળાનો કવિ નથી, પણ સઘળા દેશનો અને સઘળા કાળનો સર્વમાન્ય કવિ છે. કાલિદાસના રઘુવંશની સરલતા કોને અજાણી છે ? વર્ડ્ઝવર્થનો સરળ કવિતા માટેનો આગ્રહ એટલો જ સુવિખ્યાત છે. પ્રેમાનંદનાં ઓખાહરણ, સુદામાચરિત્ર, અને નળાખ્યાનની સરલતા સર્વ કોઈ પૂજે છે. સાક્ષર શ્રી ગોવર્ધનરામની "દીધાં છોડી પિતામાતા" અને જોગીરાજવાળી કવિતા સર્વને ગમે છે. "The Hermit" નું ભાષાન્તર એમને હાથે થયલું કલા-

પીના ભાષાન્તર કરતાં વધારે વંચાય છે, તેનું એક કારણ એની સરળતા છે. રા. નરસિંહરાવનું "વિધવાવિલાપ," કલાપીનું "વીણાનો મૃગ," રા. ખબરદારનું "ગુજરતી ગુજરાત," રા. ન્હાનાલાલનું "ફૂલડાં કટોરી" અને "વીરની વિદાય," રા. લલિતનું "અનેરી આશા," રા. કાન્તનું "નન્દાને સંદેશો," વીગેરે કાવ્યો તેના વિચારની સુન્દરતાને લીધે, તેટલાજ તેની વાણીની સરળતાને લીધે વાંચકને પ્રિય થઈ પડ્યાં છે. આનન્દ આપવો એ કવિનો મ્હોટામાં મ્હોટો ઉદ્દેશ છે. માણસને ઉંચા પ્રકારનો આનન્દ આપવો એટલું જ નહીં. પણ તેનામાં ઉન્નત ભાવનાઓ જગવવી, દિવ્ય આશ્વાસનો આપવાં, હૃદયની કોમળતા વધારવી, આ દુનીયાથી પર એવી અવનવી સૃષ્ટિના સૌન્દર્યભર્યા ચમત્કાર બતાવવા એ કવિનું કામ છે. જ્યાં ભાષા જ સંપથી મ્હેલાઈથી સમજાય એવી ન વાપરવામાં આવે ત્યાં આ સઘળું કેવી રીતે બને ? કવિતાના વિચાર ગમે તેવા પ્રૌઢ હોય પણ તેને વહન કરવાને માટે અનુકૂળ સાધન ન હોય. તો તે વિચાર સામાન્ય માણુસપર શી રીતે અસર કરી શકે ? કવિતા એ બુદ્ધિની કસરત માટેનો અખાડો નથી, શુષ્ક તત્વજ્ઞાનથી એ તદ્દન જુદી છે. મનહર થવું એ તેનું પહેલું કર્તવ્ય છે. મનહર થયા વિના મનબર શી રીતે થવાય ? હાલમાં તો નવીનતાનું તત્વ જ્યાં ત્યાં દાખલ કરવાનો ઉન્માદ જન્મ્યો છે. નવા વિષય, નવા વિચાર, નવા છન્દ, નવાં પદ, નવી રચના—એ સઘળાંની જરૂર જણાવા માંડી છે. ગદ્ય તેમ પદ્ય નવીનતાથી આકર્ષવાનો હદ બહારનો લોભ કેટલીક વાર લાગી જાય છે, અને તેને પરિણામે કેટલાક હસનીય પ્રયોગો થાય છે. સંસ્કૃત શબ્દોથી ભરેલાં અને ઉંડા વિચાર સમાવવાનો ભ્રમ ઉત્પન્ન કરનારાં બે ચાર વાક્યો છૂટાં લખીને, તેઓનો પરસ્પરનો સમ્બન્ધ ગૂઢ રાખીને, તેને પ્રસ્તુત વિષયની સાથે સમ્બન્ધ ધરાવનારાં એક વાક્ય સાથે જોડવું, અને જોડનારી સાંકળ પણ છૂપી જ રાખવી કે લેખકનું ગૌરવ સચવાય અને વાંચનારને એટલા શ્રમને અન્તે જે કંઈ ફળ મળે તે વધારે મિષ્ટ લાગે એવી કેટલાકની સમજણ હોય એમ જણાય છે. પણ એ ધારણા તદ્દન ખોટી જ પડે છે. સામાન્ય રીતે સાહિત્યના ઉપાસકો સાહિત્યરસનું આસ્વાદન કરવાને જ ઉત્સુક હોય છે, શ્રમસાધ્ય ફળ મળતાં હોય તો પણ તેનો શ્રમ લેવાને કોઈ પ્રાકૃત જન એ વૃક્ષ પાસે આવનું નથી. "યાત્રા હન્ને શુભમુખી ભ્રમ ઉર્ધ્વગામી" એવું ઇચ્છતો વાંચક કવિની સાથે પ્રયાણ કરવા માટે અને "આત્મન્ તૃષા" છીપવવા માટે "અમિત ભાર્ગવના ફુવારા" જ્યાં ઉડતા હોય ત્યાંના પન્થ લે, પણ તરત જ એને માલમ પડે કે "વિરાટ (?) પગલાં લેતા" અને "મૃગલાની ફાળે કૂદતા" કવિની ગતિ પોતાથી સમજી પણ શકાતી નથી અને એટલું જ કહીને વિરામવું પડે કે "મારી ઉમંગ સખિ ! સાગર એક ફૂદા" તો એવી સ્થિતિ કોણ ઇષ્ટ કહેશે ! "સિન્ધુ ધ્વનિ યુગલ મધ્ય મૌન," "સુખ દુઃખ સરિદ્યુગસંગમ." વીગેરે સમાસો પણ એમ જ, ગભરાવી મુકે તેવા છે. કવિતાના ભાવને અનુકૂળ છન્દ રચવા, પલટાતા ભાવનું નિદર્શન કરવા છન્દમાં પડતા ફેરફાર કરવા, કવિતાને યોગ્ય વિષયો પસંદ કરવા, ઓજસભર્યા શબ્દો પ્રયોજવા—એ સઘળાંનો કાવ્યકળામાં સમાવેશ થાય છે. પણ એ વિષે વધારે વિવેચનની અગત્ય નથી. સૌથી વધારે યાદ રાખવા જેવું સૂત્ર એ છે કે "દરેક સુન્દર ચીજમાં નીતિનું તત્વ સમાયલું છે." પ્રેમ અને શૌર્ય—એ કવિના ખાસ વિષય છે. શૌર્યની કવિતામાં વીર નર્મદ પ્રથમ પંક્તિમાં મુકાયલો છે, અને હજી સુધી કોઈએ એવું

એ પદ ખુંચાવી લીધું નથી. પ્રેમની કવિતામાં મોજ માણનાર કવિઓની સંખ્યા વધારે છે. પ્રેમની મીઠી લ્હેજતો, અને તેથી વધારે મીઠી પ્રેમની પીડાઓમાં, ઘણા કવિઓ મશગુલ રહ્યા છે. પણ ગમે તેવી પ્રૌઢ કવિતા પણ દાંપત્યનો પવિત્ર સ્નેહ છોડીને અન્ય દિશા તરફ વળવાની સ્હેજ પણ વૃત્તિ બતાવે કે તેની સાથે જ તે કવિતામાંની લગભગ સઘળી જ સુન્દરતા નષ્ટ નથી થતી શું?

બાહ્ય સ્વરૂપને કવિતામાં જેટલું મહત્ત્વ અપાય છે તેટલું ગદ્યમાં નથી અપાતું. તો પણ ગદ્યમાં પણ શૈલી તરફ ઘણું લક્ષ આપવાનુ છે. વિષય સારો ન હોય, વિચાર ઠરેલ ન હોય શૈલી પ્રૌઢ ન હોય તો તેવો લેખ સાહિત્યના નામને યોગ્ય નથી. જુદા જુદા પ્રસંગ પ્રમાણે લેખન-પદ્ધતિમાં ફેરફાર માણસ કરે છે, પણ શૈલી એ વધારે સ્થાયી વસ્તુ છે. દરેક માણસની શૈલીનું અનુકરણ કોઈથી થઈ શકતું નથી. માત્ર અમુક લેખકોના લેખ વધારે વખત વાંચવામાં આવ્યાથી વાંચનારની વિચારપદ્ધતિ ઉપર તે તે લેખકોની છાપ પડે છે, અને તેને પરિણામે પોતાની જે શૈલી બન્ધાય છે તે મૂળ લેખકોની શૈલી જેવી લાગે છે. શરીરપરનાં વસ્ત્ર પેઠે ફાવે ત્યારે ખસેડી કે બદલી શકાય એવો શૈલીનો ધર્મ નથી. શૈલી એ શરીરપરની ચામડી માફક જીવન પર્યન્ત ટકી રહેનારી વસ્તુ છે.

ગદ્યમાં લખનારાઓ પોતાના વિચાર બુદ્ધિની જ મદદથી કહેતા હોવાથી તેમાં અસત્યનો અંશ નથી, પણ કવિતા એ કલ્પનામાંથી નીકળતી હોવાથી સત્યની વિરોધી હોય છે એવુ નથી. ઈતિહાસ, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, એ સઘળાનું જે સત્યાન્વેષણનું કામ છે તે જ કવિનું છે. દુનીયાના બનેલા બનાવોમાંથી જે તત્ત્વો ઈતિહાસ શીખવે છે, ક્ષણિક પદાર્થો અને વૃત્તાન્તોની પાછળ છૂપાયલા જે સ્થાયી ભાવો તત્ત્વજ્ઞાન શોધે છે, અનેક પ્રયોગો કરીને દ્રવ્યનાં જે ખરાં સ્વરૂપો સમજવાને માટે વિજ્ઞાન મથે છે તે તત્ત્વો, તે ભાગો, અને તે સ્વરૂપોને કવિ પોતાની કલ્પનાશક્તિથી વધારે સચેત કરીને સમજાવી શકે છે, અને એ રીતે પોતાની વિશાળ દૃષ્ટિથી, ઉંચી રસિકતાથી, તીવ્ર લાગણીથી એ ઉપર વધારે પ્રકાશ પાડે છે, અને એ સત્યોને વધારે મનોરંજક અને ગ્રાહ્ય બનાવે છે. તેટલા જ માટે કવિ એ પ્રકૃતિ અને પુરુષનાં ગૂઢ સ્વરૂપ સમજાવનારો કહેવાય છે, અને તેટલા જ માટે વર્ડ્ઝવર્થ જેવાએ કવિતાને " સઘળાં જ્ઞાનનો પ્રાણ અને સૂક્ષ્મતર તત્ત્વ ' કહેલી છે. વિજ્ઞાન વસ્તુનુ જડ સ્વરૂપ જ વિચારે છે; વસ્તુમાં રહેલા સુન્દરતાના પોષક તત્ત્વોનું જ નહીં, પણ સઘળા અંશોનુ પૃથક્કરણ કરે છે. કવિતા તેનો કવિ-હૃદય સાથનો તેમજ વિશ્વ સાથનો સમ્બન્ધ વિચારે છે. કવિની દૃષ્ટિ એ પ્રમાણે વિજ્ઞાન કરતાં એક રીતે વધારે વિશાળ છે. વિજ્ઞાન અને કવિતા વચ્ચે કંઈ વૈર નથી, પણ ઉલટો ઉપકાર્યોપકારકભાવ છે. સૃષ્ટ વસ્તુઓમાં કવિને પ્રથમ દર્શને જે ચમત્કાર લાગે છે, કવિહૃદયમાં જે સૌન્દર્ય-ભાવના લાગે છે તે વિજ્ઞાનથી નષ્ટ થતી નથી, પણ વધારે ખીલે છે. જે આશ્ચર્યમાં એની કવિતાનું મૂળ છે તે આશ્ચર્ય લુપ્ત થતું નથી, પણ દ્વિગુણ બને છે. વિજ્ઞાન એવી રીતે કવિતા ઉપર ઉપકાર કરે છે, તો કવિતા તેનો બદલો વાળવા ચુકતી નથી. જે વસ્તુઓનો વિજ્ઞાન શોધ કરે છે તેનું સ્વરૂપ કવિતા સમજાવે છે, કલ્પનાથી રંગીને

તે શોધી જન-હૃદયને પ્રિય થઈ પડે એમ કરે છે કવિતામા જે ઠેકાણે અસત્યનો ભાસ થાય છે ત્યા અસત્ય નહીં પણ વધારે ગભીર સત્ય સમાયલું હોય છે તે પણ શુષ્ક દૃષ્ટિથી તો અસત્ય જ જણાય તેથી કવિતાનું સત્ય બીજા સત્યના કરતા જુદી જ તરેહનુ છે એમ કહેવુ સામાન્ય બુદ્ધિને વધારે સુગમ થઈ પડશે ટૂંકા વખત ઉપર, "વસંત" મા જ 'અસત્યભાવારોપણ' એ મથાળા નીચે ૨. નરસિંહરાવ ભોળાનાથનો વિદ્વત્તા ભર્યો લેખ પ્રસિદ્ધ થયો હતો ત્હેમા આત્મલક્ષી અને પરલક્ષી કાવ્યોને છૂટા પાડીને કે વે કે વે પ્રસગે ભાવારોપ થાય છે અને કઈ રીતે એ દોષમાથી બચી જવાય છે તે વિષે કેટલાક ઉદાહરણો આપીને વિવેચન કીધુ છે કુસુમમાળાના એક ન્હાનકડા પણ સુન્દર કાવ્યમાથી ઉદાહરણ આપતા તે નીચે પ્રમાણે લખે છે —

"વિધવાનો વિલાપ" એ કાવ્યમા વિધવા પોતાની બાળકીને સબોધીને કહે છે —

' જો આ અનિલ કૂંળો કર તુજ પર ફેરવે
ચદા ચૂમે તુજને પૂરા પ્રેમથી
હાલો ગાય નદી મુજથી મીઠે સ્વ "

પવનનુ સહજ વાવુ, ચદ્રના કિરણોનો અકારણ સ્પર્શ નદીનો સ્વાભાવિક નાદ—એ સર્વ આ બાળકીના ઉપર જ અનુરાગથી સહેતુક કૃતિયો જાણે હોય એમ સ્વૈચ્છિક આરોપ વિધવા આ ઠેકાણે કરે છે હામા શુષ્ક દૃષ્ટિયે તો અસત્યપણુ હોઈ, અસત્ય ભાવારોપણ જેવુ લાગે છે. પરતુ મનુષ્ય સ્વભાવનુ જ એક સ્વરૂપ કવિ પોતે પરોક્ષ રહીને આલેખે છે, પોતાની લાગણીની છાયા નથી પાડતો તેથી કવિત્વદોષ તો નથી જ થતો, પરતુ અસત્યપણાનો અશ પણ પેસવા પામે છે જગતથી કટાળેલી જગતના લોકો તરફથી અનુકમ્પાની પણ આશા ન રાખનારી વિધવા સ્વાભાવિક રીત્યે પ્રકૃતિના કોમળ સ્વરૂપોમા પોતાની તરફ સમભાવ જુવે છે અને તે વૃત્તિને પરિણામે તદનુકૂળ વૃત્તિનો આરોપ કરે છે, આ કારણથી આ ભાવારોપણ અસત્યપણાના દોષમાથી બચે છે

પોતાના જ કાવ્યની ત્રણ લીટીઓપર કવિએ કરેલા આટલા વિવેચનથી "શુષ્ક સત્ય દૃષ્ટિ" અને "કવિની દૃષ્ટિ" એમા શો ફેર છે તે આપણે અત્યાન્ની આપણી જરૂર પૂરતુ સમજી શકીશુ વધારે વિસ્તારને માટે તો મૂળ લેખ જ જોવો જરૂરનો છે રા ન સિંહરાવનુ જો કાવ્ય કેટલાક વર્ષોપર રચાયલુ છે, બીજુ એક ઉદાહરણ કેટલાક મહીનાપર રચાયેલા—થોડા વખત પર જ "વસન્ત" મા પ્રસિદ્ધ થયલા—"વિરાગિણીની વીણા" એ નામના કાવ્યમાથી લઈશુ વિરાગિણી પોતાની સહસા મૂક થયલી વીણાને સમ્બોધી કહે છે —

( હરિગીત )

' હા! એમ ગા તુ મધુરી! ગા તુ, હૃદય તુ મુજ ઠારતી,
રૂહે જીવતી યુગ યુગ નિરન્તર પૂર્ણ યૌવન ધારતી,

જો! આપણે જઈ ચન્દ્ર વસશું, ગાય ત્યાંહિ અબાધતું,
ત્હા ચન્દ્ર તુજ તન્ત્રી વિશે ભરશે અમીસુખ સાધતું."

ચન્દ્રમા નિવાસ, અબાધિત ગાન, ચન્દ્ર ત્હારી તન્ત્રીમાં અમી ભરશે,–એ સઘળી કલ્પનામાં શુષ્ક દૃષ્ટિએ અસત્ય જ છે. લાગણીનો વેગ અત્યન્ત હોઇને બુદ્ધિની મર્યાદા ઉલંઘી જવાય ત્યારે એવા ચિત્તક્ષોભની દશામા વિકાર ભરેલી દૃષ્ટિથી આવા ચિત્ર ચીતરાય એ સ્વાભાવિક છે, પણ તેથી એ અસત્ય તે સત્ય થતું નથી. કવિ એવી ચિત્તક્ષોભની દશા પામે એ તેની કવિતામા ન્યૂનતા છે, અને આ કાવ્ય જો આત્મલક્ષી હોત,–પોતાના ભાવનું કથન થયું હોત–તો તે અસત્યભાવારોપના દોષમાથી બચી શકત નહીં. પરંતુ કવિએ આ શબ્દો એક પાત્રના મુખમા મુકેલા છે.

" નિષ્ઠુર જગ અપવાદ ને, ક્રૂર જગના ન્યાય "

—થી કંટાળેલી, દુ ખમા ડુબેલી, એકલી પડલી, વિરાગિણીને સુખ દુઃખમાં ભાગ લેનાર, આશ્વાસન આપનાર, જગતની પીડાઓ ભૂલાવનાર, બાળપણની મીઠી સખી વીણા શીવાય બીજુ કોણ હતુ? સસારથી વિરાગિણી બનેલી સુન્દરી વીણાની રાગિણી બની હતી, તેના રસમય ઝીણા સુર એને આનન્દ આપતા હતા.

" મહીં એ આઘાત સહુ, વળગીને તુજ કંઠ,
તુજ હૃદયે હુ, મુજ હૃદય તું, એમ રચી સુખબન્ધ
રૂડી રસરેલ રચીશુ."

—એમ તે ઇચ્છતી હતી સૌન્દર્યની ભાવના એનામાથી નષ્ટ થઈ ન્હોતી. અમૃતરસ ઝરતા ચન્દ્રની સુન્દરતા એ જોઈ શકે અને ચાહી શકે એમાં નવાઈ જેવું નથી. દુ ખમા દીલાસો આપનાર, પ્રેમ રાખનાર, જગતની નિષ્ઠુરતા વીસરાવનાર પોતાની પ્રિય સખી વીણાને મૌન ધરી રાખતી જોઇને એ વિકારવશ ચિત્ત કોમળ ચન્દ્રની સાથે પોતાનો અને પોતાની સખીનો નિવાસ થાય, અને ચન્દ્રનું અમી પોતાની સખીના ઉપયોગમાં આવે, વળી ત્યાનું ગાન આમ ફરીથી બાધિત થાય નહીં એવી કલ્પના કરે એમા શી નવાઈ? વિરાગિણીના ક્ષોભ પામેલા હૃદયના ભાવનું કથન આમ સપૂર્ણ સત્યથી ભરેલુ છે. જાણે એ પ્રાર્થના સમજાઈ હોય તેમ વીણા પોતાનુ મૌન ત્યજી દે છે, અને " વાગી વીણા " એ શબ્દોથી કવિતા આગળ વધે છે —

( મન્દાક્રાન્તા )

" વાગી વીણા, જળ થિર થયું, વ્યોમમા ઇન્દુ થોભ્યો,
ધીરો ધીરો અનિલ સુણતો જો! ઉભો ગાન લોભ્યો;

".ને ઊંડુ ત્હાં સકળ થળ જે ગૂઢ ચૈતન્ય વ્યાપ્યુ,
સગીતે તે ઝળહળી રહ્યુ—શાન્તિનુ રાજ્ય થપ્યુ"

વીણાનો નાદ પ્રકૃતિની સુન્દરતા. અને સગીત માટેની અનુકૂળતા, પ્રકૃતિ ઉપર મગીતની ગૂઢ અસર, સર્વત્ર પ્રસરેલી શાન્તિ—એ સઘળાંનુ તાદશ ચિત્ર ખડુ કર્યુ છે અને સરિતાના જળમા, આકાશના ચન્દ્રમા, ધીરા ધીરા અનિલમા ચેતનવત્ ભાવ અર્પીને બહારના—શુષ્ક દૃષ્ટિને દેખાતા, અસત્યથી પ્રકૃતિના અતસ્વરૂપનુ ભાન કરાવવાનો સફળ પ્રયત્ન થયો છે વીણાનો નાદ આપણે સાભળતા નથી, નદીના પાણીની, આકાશના ચન્દ્રની, ધીરા પવનની આપણને અદેખાઈ કરવાની જ રહે છે, વીણાના નાદથી વિરાગિણીને થયનો આનન્દ અને સતોષ આપણાથી છૂપો જ રહે છે, અને શાન્તિના રાજ્યમા આપણને અધિકાર મળતો નથી,—એ અસતોષના મજબૂત કારણો હોવા તા એ અસતોષ જ આપણને આનન્દ આપે છે "Heard melodies are sweet, but those unheard are sweeter" એ કીટ્સના વચનમા એનો ખુલાસો હશે શુ ? થિર થળ, અને થાપ્યુ એવા પ્રયોગથી કવિતાના સૌન્દર્યમા વધઘટ થાય છે કે નહીં એ શકાનુ સમાધાન મેળવવાની, અથવા મદાક્રાન્તા છન્દના ઉપયોગની એ કૃતિ ઉપર શી અસર થઈ છે એ વિચારવાની અપેક્ષા રાખ્યા વિના હૃદય એ કવિતાના રસમા તણાયુ જાય છે

પ્રાકૃત જનો ભલે કવિતાને નિન્દો ! કવિતા એ નવરાનો ધધો છે અને આળસુનો આનન્દ છે એમ કહીને ભલે એની અવગણના કરો ! પ્લેટો જેવા તત્ત્વજ્ઞાનીઓ પોતાના મનો રાજ્યમાથી ભલે એને દેશનિકાલ કરો ! પણ કવિતા માણસના હૃદયમા રહેલી છે, અને જ્યા સુધી માણસનુ હૃદય રહેશે ત્યા સુધી કવિતા પણ રહેશે. એનો પ્રદેશ નિ સીમ છે પ્રકૃતિ કે પુરુષની કઈ સુન્દરતા એના પ્રદેશમા નથી આવતી ? સઘળી વિદ્યાઓ અને સઘળા શાસ્ત્રો એના સહાયક છે, સઘળી વિદ્યાઓમા અને સઘળા શાસ્ત્રોમા એ નવુ બળ અર્પે છે નવુ ચૈતન્ય પ્રકટાવે છે એનાથી મળતો આનન્દ કોણ વર્ણવી શકશે ? આ દુ ખભર્યા સસારમા એવો કોણ સુખી હશે કે જે એના આનન્દ વિના ચલવી શકે ? એનો આનન્દ ન મેળવી શકે એવા શુષ્ક હૃદયને આ સસારમા કઈ વસ્તુ આનન્દ આપવાની હતી ? પણ આનદ આપવો એ સાહિત્યનો, કે તેના ઉત્તમાગ કવિતાનો, એકલો ઉપયોગ નથી હૃદયને કોમળ બનાવવુ, લાગણીઓ વધારે તીક્ષ્ણ કરવી, ઉન્નત ભાવનાઓ જગવવી, પ્રૌઢ વિચારો આણવા ઉચ્ચ આદર્શ મુકવા—એ સઘળુ સાહિત્યનુ કામ છે કોણ એને નિરૂપયોગી કહેશે ?

"જો શબ્દોથી હૃદયના ગૂઢ ભેદો ખોલાતા હોય, આત્માનુ દુ ખ નિવારાતુ હોય, છૂપી વેદના મટાડાતી હોય દીલસોજી અપાતી હોય, બોધ દેવાતો હોય અનુભવ નોધાતો હોય, અને ડહાપણ કાયમનુ કરાતુ હોય, જો મોટા લેખકોથી જે ઘણા અને છૂટા છૂટા છે તેની

વચ્ચે ઐક્ય સધાતું હોય, પ્રજાકીય સ્વભાવ બંધાતો હોય, સમાજ બોલી શકતો હોય, ભૂત અને ભવિષ્ય, પૂર્વ અને પશ્ચિમ વચ્ચે વ્યવહાર જોડાતો હોય; ટુંકામાં એવા માણસો જે મનુષ્યકુટુંબના અગ્રણી વક્તા અને ઋષિઓ હોય, તો સાહિત્યને તુચ્છ વસ્તુ જેવી ગણવી અને એના અભ્યાસ વિષે બેદરકાર રહેવું એ ચાલશે નહીં, પણ આપણે નક્કી સમજવું કે જેટલે દરજ્જે આપણે એ સાહિત્ય ગમે તે ભાષામાં પણ સંપૂર્ણ રીતે શીખીશું અને એના તત્ત્વમાં ઉતરીશુ તેટલે દરજ્જે આપણે પણ થોડા કે ઘણા, પ્રસિદ્ધિમાં આવેલા કે અપ્રસિદ્ધ રહેલા, આપણી સાથે સમ્બન્ધથી જોડાયલા, અને આપણી અસર જેના ઉપર થઈ શકે એવા બીજાઓને પણ એવા લાભ આપીશું."*

મોહનલાલ પાર્વતીશંકર દવે.

---

## જન્તુવિદ્યા.

( અનુસન્ધાન પૃ૦ ૨૦૮ થી. )

### ડેરીના ઉદ્યોગ સાથે જન્તુનો સંબંધ.

ડેરી એટલે દૂધમાંથી માખણ, ઘી, છાશ વગેરે બનાવવાનો ઉદ્યોગ, એ બહુ પૂર્વના કાળથી ચાલ્યા આવતા ઉદ્યોગોમાંનો એક છે. માણસો ગાય ભેંશ રાખતાં થયાં ત્યારથી આ ઉદ્યોગની એમને ખબર છે. ત્યારથી અત્યાર સુધીમાં જે અમુક અમુક રીતો થઈ, ચાલી આવી છે તેવી રીતે દૂધમાંથી માંખણ વિગેરે તૈયાર કરવામાં આવે છે. પણ આ રીતોનાં કારણનું જ્ઞાન ભાગ્યે જ કોઇને છે. માત્ર અનુભવથી જ શોધી કાઢવામાં આવી છ. પણ જન્તુવિદ્યાનું જ્ઞાન વધતું ગયું ત્યારથી હવે એ બાબતમાં ઘણે ઠેકાણે નવી શાસ્ત્રીય રીતો દાખલ કરવામાં આવી છે.

### દૂધમાં જન્તુઓ કેવી રીતે આવે છે.

પ્રથમ જાણવાનું એ છે કે તંદુરસ્ત ગાય, ભેંશ વગેરેનાં આંચળમાંથી જે વખત દૂધ

* કાર્ડિનલ ન્યૂમેન.

કાઢવામા આવે છે તે વખત એમાં કોઈ પણ જાતના જન્તુ હોતા નથી આગળ બતાવવામા આવ્યુ છે તે પ્રમાણે જન્તુઓ જો કે સર્વત્ર હોય છે પણ તંદુરસ્ત પ્રાણીના શરીરમા જ્યા સુધી લોહી, દૂધ વગેરે ફરતા હોય છે, ત્યા સુધી તેમા જન્તુઓ હોતા નથી, તેમ તેમની સ્નાયુગ્રન્થીઓમા પણ હોતા નથી અને તેથી જ્યારે આચળમાથી દૂધ કાઢવામા આવે છે, તે વખત તે તદ્દન જન્તુ રહિત હોય છે આ વાત સિદ્ધ થતા બહુ વખત લાગ્યો છે પણ તે છેવટ પરિપૂર્ણ રીતે સિદ્ધ થઈ છે અને બીજુ એ સિદ્ધ થયુ છે કે દૂધ દોવાયા પછી એમા જે ફેરફાર થાય છે, તે, એમા જન્તુ દાખલ થવાથી જ થાય છે દૂધમા જન્તુ દાખલ થવા દેવામા ન આવે તો ફક્ત એમા રહેલા પાણીના ભાગનું સૂકાઈ જવુ તથા ચરબીના ભાગનું સહેજ હવામાના ઓક્સિજન્ સાથેનુ મળવુ એવા બાહ્ય ફેરફાર શિવાય એમા કઈ જ ફેરફાર થાય નહિ જન્તુ ન હોય તો દૂધ ઘર હમેશ એવુ ને એવુ જ સ્વાભાવિક મીઠુ રહે

પણ આમ માનચેતીના ઇલાજ કે જેવા ઇનાજ સાધારણ રીતે ડેરીના કામમા બને એવા નથી, તે શિવાય એવી રીતે દૂધ દોવુ કે જેમા જન્તુ આવી ન શકે એ અશક્ય છે જેવી રીતે હાલ દૂધ દોવામા આવે છે તે રીત એવી છે કે એમા જન્તુ આવ્યા શિવાય રહે જ નહિ આચળમાથી દહોવાના વાસણમા દૂધ દાખલ થાય છે એટલામા દરેક ક્યુબિક ઇંચે પાચ કે દશ લાખ સુધી પણ જન્તુ એમા થઈ જાયછે જો કે આ માનવા જેવુ લાગતુ નથી પણ તે ઘણીવાર સિદ્ધ કરવામા આવ્યુ છે અને હવે એ બાબતમા શકા રહી જ નથી આમ આચળમાથી નીકળેલા દૂધમા જન્તુઓ હોતા નથી એ સિદ્ધ છે તો તે બહારથી કોઈ ઠેકાણેથી આવતા હોવા જોઇએ—આવે છે જ અને તે સ્થાન નીચે પ્રમાણે છે —

પ્રથમ તો ગાય અગર ભેંશ અગર જે પ્રાણીમાથી દૂધ કાઢવામા આવતુ હોય તે જ એનું મુખ્ય સ્થાન છે દૂધ જ્યા સુધી એના શરીરમા હોય છે ત્યા સુધી એમા જન્તુ હોતા નથી, તેમ એના લોહીમા પણ હોતા નથી, પરતુ એના શરીરનો બહારનો ભાગ, એ જન્તુનુ ઉત્પત્તિ સ્થાન અગર મૂળ છે એનુ અવાડુ અગર આચળનો ભાગ જન્તુથી ભરેલો હોય છે અને દરેક વખત દૂધ દોયા પછી આચળમા જે થોડુ દૂધ રહેવા દેવામા આવે છે તે જન્તુ ઉત્પન્ન થવાનું ખાસ સ્થાન થઈ પડે છે જો કે જે ઢોરને પાછળ વાછડુ ધવરાવવાનું હોય છે તેમા આમ બહુ થતું નથી કારણ વાછડુ એ દૂધ ઘણે ભાગે તમામ ધાવી જાય છે તેમ દોતા પહેના પણ વાછડાને ધવરાવવામા આવે છે વળી કેટલાક દહોનાર આચળનો ભાગ પાણીથી પ્રથમ ધોઈ પછી દોહ્ય છે એ રીત પણ સારી છે કેટલાક જન્તુઓ હવામાથી તેમ જ બીજે ઠેકાણેથી દોહ્યા પછી આચળમા રહેલ દૂધમા દાખલ થાય છે અને તરત વૃદ્ધિ પામવા મડી જાય છે અને બીજી વખત દોતા સુધીમા તો એ આચળમા પુષ્કળ જન્તુઓ થઈ જાય છે, અને તે દોતાની સાથે એ તમામ જન્તુઓ દૂધ સાથે વાસણમા આવે છે, જ્યા એમની વૃદ્ધિ કાયમ રહે છે કેટલાક દહોનાર પ્રથમ દૂધની સેર દહોવાના વાસણમા ન ઝીલતા એમની એમ જમીન ઉપર જવા દે છે આ રીત પણ સારી છે કારણ ઉપર કહ્યા પ્રમાણે આચળમા

થયેલા જન્તુઓમાથી ઘણા ખરા એમ કરવાથી બહાર જાય છે વળી એમના શરીરના બહારના બીજા ભાગોમા પણ એ પુષ્કળ હોય છે એનો દરેક વાળ અગર રૂવાંડુ, શરીર ઉપરનો કચરો અગર મેલ, એનો ઓગાટ અગર છાણ વિગેરેથી થયેલો ઉકરડો, એ તમામ લાખ્ખો જન્તુને રહેવાની જગો છે ગાય ભેંશ વગેરેનો પાછલો ભાગ સાધારણ રીતે મળ, મૂત્ર વગેરેથી મેલો રહે છે અને ઘણીવાર દૂધ દોતી વખત ગાયના હાલવાથી કે પૂછડુ ગમે તેમ હલાવવાથી એ કચરો, તથા આચળ ઉપરના વાળ વગેરે દોવાના વાસણમા પડે છે દહોનાર આ સમજે છે અને તેથી ઘણે ભાગે દૂધને ગળી નાખે છે આમ કરવાથી કચરાનો ઘણો ખરો ભાગ જતો રહે છે પણ એથી જન્તુને કંઈ અસર થતી નથી, કારણ જન્તુતો ગમે તેવા ગળવાના કપડામાથી પણ દૂધ સાથે એક વખત ભળી ગયેલા, દૂધ સાથે જ રહે છે વળી બીજુ દૂધ દોવાના વાસણમા જ જન્તુઓ હોય છે કારણ એ કદી તદન સાફ કરવામા આવતું નથી ઉપર ઉપરથી સાફ કરવામા આવે છે પણ એની કોરો તથા ખાચા ખચકા અગર સાધા વગેરે કે જેમા મેલ હમેશ રહે છે તે સાફ કરવામા આવતા નથી તેથી એમા દૂધ દાખલ થતાની સાથે એમા રહેલા જન્તુઓ, દૂધમા દાખલ થઈ તરત વધે છે વળી દૂધ દહોનાર પોતે પણ એમા થોડો ઉમેરો કરતો નથી, કારણ એના મેલા હાથ તથા મેલા કપડા એ વગેરેમા પણ થોડા જન્તુ હોતા નથી અને છેવટ ઢોર રાખવાના સ્થાનની હવા એ દૂધના જન્તુઓનો બાકીનો હિસ્સો પૂરો પાડે છે પણ ધૂળ અગર કચરાવાળી હવા શિવાય, સાધારણ રીતે હવામા રહેલા જન્તુઓ કરતા બીજે સ્થળેથી જે જન્તુઓ દાખલ થાય છે તે જ મુખ્ય છે

આ પ્રમાણે દૂધમા જન્તુઓ દાખલ થાય છે અને દૂધ એ એમનો ઉત્તમ ખોરાક હોવાથી તેમા તે તરત વધવા માડે છે દહોવાય છે એવુ તરતનુ દૂધ કંઈક ગરમ હોય છે અને એટલી ગરમી જન્તુને ખાસ અનુકૂળ હોઈ એમની વૃદ્ધિમા ઉત્તેજન કરે છે અને તેથી થોડા જ કલાકમા એ હજારો ગણા વધી જાય છે ચોવીસ કલાક પછીની સખ્યાતો કેટલીક વખત કલ્પનામા પણ આવી શકે એમ નથી દહોવાયા પછી બજારમા વેચાવા આવતા સુધીમા તો એમા દરકયુબિક ઇંચે પચાસ ક્રોડ જેટલા જન્તુ થઈ જાય છે અને એક દિવસના વાશી દૂધમા તો એનો પાર રહેતો નથી ટુકામા માત્ર દૂધ કેટલા વખતનુ તથા એની ઉષ્ણતા ઉપર એ સખ્યાનો આધાર છે જન્તુથી દૂધમા જે ફેરફાર થાય છે તે ઘણા છે અને તે ડેરીવાળાને લાભકારક તેમ નુકશાનકારક પણ છે દૂધવાળાને તો એ ઘણે ભાગે ઉપાધિકારક જ છે, પણ દહીં માખણ પનીર વગેરે બનાવનારને અનુકૂળ છે

### દૂધ ઉપર જન્તુની અસર.

પ્રથમ અને મ્હોટામા મ્હોટો સામાન્ય ફેરફાર તે દૂધનું ખાટુ થઈ જવુ એ છે આ ફેરફાર અટકાવી શકાય એવો નથી આગળ તો એ ફેરફાર દૂધના સ્વાભાવિક ગુણ તરીકે

ગણાતો, પણ હવે તો એ શા કારણથી થાય છે એ સમજવામા આવ્યુ છે દૂધમા રહેલી મિઠાશ, જેને ઇગ્રેજીમા (milk sugar) 'મિલ્ક સ્યુગર' કહે છે તેના ઉપર એ દૂધના અમુક જાતના જન્તુઓ જે ક્રિયા કરે છે તેને લીધે એ મિઠાશ (મિલ્કસ્યુગર) નું લૅક્ટિક ઍસિડ થઈ જાય છે, અને આ ઍસિડને લીધે એનો સ્વાદ ખાટો થઈ જઈ દૂધનુ દહીં થઈ જાય છે પણ તે સાથે જ, આ ઍસિડ, જન્તુની ઉત્પત્તિને હાનીકારક છે, જેથી કરી, એ જેવુ ઉત્પન્ન થાય છે કે તરત, એમા જન્તુની વૃદ્ધિ થતા અટકે છે અને તેથી દૂધ ખાટુ થઈ ગયા પછી અગર ઝામી ગયા પછી કેટલેક વખત એમા સાધારણ રીતે કઈ ફેર ફાર થતો નથી

સામાન્ય રીતે આ જાતના જન્તુ જેને ઇગ્રેજીમા (Bacillus acidi lactici) 'બેસીલસ એસિડી લેક્ટિસી' કહેવામા આવે છે તેનાથી દૂધ ખાટુ થઈ જાય છે એ ખરૂ છે, પણ એમ જણાયુ છે કે કટલીક વખત આ જાતના જન્તુઓ એમા હોતા નથી છતા દૂધ ખાટુ થઈ જાય છે, એટલે કે તે ઘણી જાતના બીજા જન્તુઓથી પણ થાય છે દૂધને ખાટુ કરી નાખનાર જન્તુની જાતો સો કરતા પણ વિશેષ છે આ જૂદી જૂદી જાતના જન્તુઓ દૂધ ઉપર એક જ રીતે અસર કરતા નથી બધા કોઈક જાતનુ અસિડ (ખટાશ) ઉત્પન્ન કરે છે એ ખરૂ છે પણ એ ઍસિડની જાત અને પ્રમાણમા ફરક હોય છે અને તેથી કરી એના પરિણામે ખાટુ થઈ ગયેલુ દૂધ પણ તદન જૂદી જૂદી તરેહનુ હોય છે પણ ઘણે ભાગે અને સામાન્ય રીતે દૂધ ખાટુ થવામા બીજી જાતના જન્તુ કરતા આ બેસીલસ ઍસિડી લૅક્ટિસી જાતના જન્તુ જ મુખ્ય હોય છે

ડેરીમા જૂદી જૂદી જાતના જન્તુઓ હોવાથી દૂધમા જૂદી જૂદી જાતના ફેરફાર કરે છે અને એ કારણથી ડેરીવાળાને ઘણી મુસીબતો અનુભવવી પડે છે કેટલીકવાર, દૂધ, ખાટુ થયા વિના મળી જાય છે, કેટલીકવાર કડવું અગર બદ સ્વાદ થઈ જાય છે અને ઘણીવાર રીતસર ખાટુ થયા તથા મળી ગયા વિના ચીકણુ થઈ જાય છે અને તે કેટલીકવાર તો એટનુ ચીકણુ થઈ જાય છે કે ખેચતા દોરીઓ જેવુ થાય છે વળી કેટલીક વખત આકાશ જેવા વાદળી રગનુ થઈ જાય છે કેટલીકવાર રાતુ અને ઘણીવાર પીળુ થઈ જાય છે આ તમામ ઉપાધિઓ ડેરીના સ્થાનમા જૂદી જૂદી જાતના જન્તુઓ દૂધમા દાખલ થવાથી થાય છે

જન્તુવિદ્યાશાસ્ત્રીઓએ આ સર્વના જન્તુ નક્કી કર્યા છે તેમા દૂધને ખાટુ કર્યા શિવાય મેળવી નાખનારની સખ્યા ઘણી છે, કેટલાક કડવુ કરનારા છે અને કેટલાક બદ સ્વાદ કરનારા તથા એક જાત ઇગ્રેજીમા જેને soapy એટલે સાબુ જેવો સ્વાદ કરનારી છે આશરે વીસ જાતના જન્તુ દૂધને ચીકણુ કરી નાખનારા છે બે જૂદી જાતના આકાશ જેવા વાદળી રગનું બનાવનાર છે બે અથવા ત્રણ જાત રાતુ બનાવી દે છે અને એક અગર બે તરહના પીળા રગનુ કરે છે ટુકામા આ સર્વ દોષો જૂદી જૂદી જાતના જન્તુને લીધે જ થાય છે એ નિ-

વિવાદ છે. અને એમ કહેવું જોઇએ કે દૂધની બાબતમાં તો પહેલેથી છેડે સુધી, વેચનાર તથા ખાનાર બન્નેને, જન્તુઓ જ ઉપાધિનાં કારણ છે. પરંતુ તે સાથે જ કહેવું જોઇએ કે આ બાબતનું જ્ઞાન પ્રાપ્ત થયા પછી અમુક કાળજી તથા સંભાળ રાખવામાં આવે તો આ ઉપાધિમાંથી કેટલીક ઘણે અંશે દૂર થઈ શકે એમ છે. ખરી વાત છે કે દૂધને ખાટું કરી નાંખનાર જન્તુઓમાંથી ઘણો ભાગ એટલો બધો સર્વ વ્યાપિ છે કે તે સાધારણ ઉપાયથી અટકાવી શકાય એમ નથી. પણ તે શિવાયના બીજાં ઉપાધિકારક જન્તુઓ કંઈક કાબુમાં આવી શકે એમ છે. ઢોર રાખનારે એટલુ યાદ રાખવુ જોઇએ કે દૂધમાં જે ઉપાધિ થાય છે તેનુ મૂળ કોઈ પણ જાતના કચરા અગર ગંદકીમાં હોય છે. ઢોર ઉપરનો કંચરો કે ધૂળ અગર ગંદકી અથવા તો એના રહેવાના સ્થાનમાં એવી તરેહની કઈ ગંદકી, અગરતો એવુ જ બીજું કઈ કારણ હોય છે અને તે દૂર થઈ શકે એમ છે. દહોવાનું વાસણ બહુ સ્વચ્છ રાખવાની ખાસ કાળજી રાખે; ગાય અગર ભેંશને હમેશ સ્વચ્છ રાખે તથા એના રહેવાના સ્થાનમાં તથા બહાર ચોખ્ખુ રાખવાની કાળજી લે અને દૂધને ઠંડકમાં રાખે તો એ ચીકણું થવાની, બદ સ્વાદ થવાની કે એમાંની બીજી ઉપાધિની એને ફીકર રાખવાની જરૂર નથી, અગર કવચિત એવુ થાય તો તે તરત દૂર કરી શકાશે. સ્વચ્છ દૂધ, એ હવે માત્ર જોઇએ તેટલી કાળજી તથા સંભાળનો જ સવાલ છે. પણ એ કાળજી તથા સંભાળ, એટલે મહેનત તથા ખર્ચ. જ્યા સુધી સોંઘુ દૂધ માગીશુ ત્યા સુધી સારા દૂધની આશા રાખવી વ્યર્થ છે. સોંઘુ એટલે નકામું અગર હલકુ દૂધ, એમ સમજાશે; તથા જ્યા વધારે પૈસા ખર્ચવાને ખુશી થઈશું ત્યારે જ દૂધ માટે હાલની શાસ્ત્રીય શોધ પ્રમાણે કાળજી રખાઈ સ્વચ્છ દૂધ મળી શકશે. જેમ યૂરોપ, અમેરિકા વગેરે હાલના સુધરેલા દેશોમા ગાય, ભેંશ તથા તેમના રહેઠાનાં સ્થાન વગેરે સ્વચ્છ રાખવાની, દૂધ બગડી ન જાય તે માટે તેને બરફની ગાડીઓમાં ભરી વેચવાની, વગેરે સાયન્ટિફિક રીતે જોઇએ તેવી સંભાળ તથા યુક્તિઓ દાખલ કરવામા આવી છે તેવી રીતે અહીં કરવામા આવશે ત્યારે જ આપણને શાસ્ત્રીય રીતનુ ખરૂ સ્વચ્છ દૂધ મળી શકશે.

## માંખણ બનાવવામાં જન્તુઓ.

માંખણની બાબતમાં દૂધ કરતા કઈક જૂદી હકીકત છે. કારણ કે ઉપર જોયું તે પ્રમાણે જન્તુ, એ દૂધવાળાને ઉપાધિકારક છે પણ માંખણ વિગેરે બનાવનારને અનુકૂળ છે. ક્રીમ (મલાઇ) એ દૂધમાંથી થાય છે તેથી તેમાં પણ હમેશ પુષ્કળ જન્તુઓ હોય છે અને દૂધની માફક એમા પણ એ વધે છે. માંખણ બનાવનાર, દૂધમાંથી થયેલા તાજા ક્રીમમાંથી કવચિત જ માંખણ બનાવે છે. કેટલેક ઠેકાણે તરતના તાજા, મીઠા ક્રીમમાંથી બનાવેલા માંખણનો ખપ થાય છે પણ ઘણા ખરા દેશમાં જરા ખટાશ પડતુ માંખણ જ ખપે છે. આવુ માંખણ બનાવવા સારૂ ક્રીમને બાર કલાકથી માંડી બે ત્રણ દિવસ એમનું એમ રહેવા દે છે. એટલે તેટલા વખતમાં, એમાંનાં જન્તુઓ, એટલાં બધાં વધી જાય છે કે દૂધની માફક ક્રીમ પણ ખાટું થઈ જાય છે તથા સહેજ મળી પણ જાય છે અને એમાં એક જાતનો સુગંધીદાર

સ્વાદ ઉત્પન્ન કરે છે કે જે પ્રથમના તાજા ક્રીમમા હોતો નથી ક્રીમમા આવી રીતે ખટાશ વિગેરે ઉત્પન્ન કરવાની ક્રિયાને ઇંગ્રેજીમા ("ripening" અગર "souring"), રાઇપિનીંગ અગર સાવરીંગ કહે છે આ રાઇપિનીંગ થયા પછી એને વલોવી માખણ બનાવે છે પણ જન્તુઓની મુખ્ય અસર રાઇપિનીંગમા થાય છે ત્યાર પછી માખણ એ એમનો અનુકૂળ ખોરાક ન હોવાથી, એમા આવેલા જન્તુઓમાથી ઘણા ખરા તરત મરી જાય છે છતા કેટલાક જીવે છે અને કેટલાક વખત સુધી વૃદ્ધિ પામે છે અને માખણને ખોરૂ કરી નાખવામા તે મુખ્ય હોય છે જન્તુની ક્હોવરાવવાની શક્તિ ક્રીમની બાબતમા પણ અમુક હદ ઉપરાત અનિષ્ટ છે ઉપર બતાવ્યુ તે પ્રમાણે ક્રીમને એક બે દિવસ કરતા વધાર વખત એમનુ એમ રહેવા દેતા તે બગડી જાય છે અને માખણ વિગેરેમા પણ દુર્ગંધ ઉત્પન્ન કરે છે દૂધના અને ક્રીમના જન્તુ હમેશ એક જ જાતના હોતા નથી વળી કેટલીક જાતના જન્તુઓ ક્રીમને સ્વાદિષ્ટ તથા સુગંધીદાર બનાવનાર હોય છે અને કેટલાક એવા પણ છે કે જે એને બદસ્વાદ પણ કરી નાખે છે પણ સારે નસીબે જે જાતના જન્તુ ક્રીમમા દાખલ થનારા છે તેનો ઘણો ખરો ભાગ એના ઉપર સારી અસર કરનારો છે ટુકામા દૂધની માફક ક્રીમની બાબતમા પણ ઢોર તથા તેમને રહેવાની જગો તથા ડેરીનુ સ્થાન તથા દૂધના વાસણ વિગેર બહુ સ્વચ્છ રાખવામા આવે અમુક ઋતુમા કે જ્યારે ઉપાધિકારક જન્તુઓ વિશેષ થાય છે તે વખત ખાસ સભાળ રાખવામા આવે તો ક્રીમને હાનીકારક જન્તુઓની બહુ ફિકર રાખવાનુ કારણ નથી ક્રીમમા દાખલ થતા જન્તુઓ જૂદી જૂદી ઋતુના જૂદા જૂદા હોય છે

## ક્રીમ બનાવવામા અનુકૂળ જન્તુઓનો સાયન્સની મદદ વડે કરવામા આવતો ઉપયોગ

જન્તુવિદ્યાશાસ્ત્રીઓએ હમણા યૂરોપ અમેરિકા વગેરે દેશોમા એટલે સુધી કર્યુ છે કે માખણ બનાવનારને અનુકૂળ જન્તુઓ પૂરા પાડે છે ચોખ્ખા જન્તુઓ ક્રીમ વગેરે બનાવનારને વેચવામા આવે છે અને તેઓ તેનો ઉપયોગ કરે છે પણ ક્રીમમા જે પ્રથમ જન્તુઓ હોય છે તે ભેગા આ જન્તુઓ દાખલ થવાથી જોઇએ તેવુ પરિણામ આવતુ નથી તેમ કરવા સારૂ પ્રથમના જન્તુઓને દૂર કરવા જોઇએ અને તેટલા સારૂ ક્રીમને ૬૮ ડિગ્રી સેન્ટીગ્રેડ (૧૫૫ ડિગ્રી ફેરનહીટ) સુધી થોડો વખત તપાવવુ જોઇએ કારણ આટલી ગરમીથી એમાના પ્રથમના જન્તુઓ મરી જાય છે અને ત્યાર બાદ પેલા ચોખ્ખા અનુકૂળ જન્તુઓ દાખલ કરવામા આવતા તેમાથી ઉત્તમ માખણ થાય છે પણ અમેરિકામા આ રીત હજી જોઇએ તેવી દાખલ થઈ નથી કારણ ક્રીમને ગરમ કરવા વગેરેની માથાકૂટ તથા ખર્ચ પણ વિશેષ છે તેથી ત્યાં વળી એ જ જન્તુઓનો બીજી રીતે ઉપયોગ કરવામા આવે છે અને એવી આશા રાખવામા આવે છે કે ભવિષ્યમા જન્તુવિદ્યા હજી આમા વિશેષ સુધારો કરશે અને બહુ ઉત્તમ તથા સહેલાઇથી માખણ વિગેરે બનાવવાની શક્તિ આપણા હાથમા આવશે

પનીર પણ જન્તુની જ મદદથી થાય છે એમા પણ અમુક તરેહનો સ્વાદ વગેરે જન્તુથી થતા કોહોવાટને લીધે જ આવે છે (અપૂર્ણ)

"સાયન્સ્."

---

# શેખ સાદી

( અનુસન્ધાન પૃષ્ઠ ૧૯૫ થી. )

જગતમા, શેખ સાદી, વિદ્વાન પડિત કરતા, કવિ તરીકે વિશેષ વિખ્યાત છે વિજ્ઞાન અને ધર્મ સમ્બન્ધિ ગ્રન્થોના ગુણદોષવિચારપૂર્વક અભ્યાસમા, તે સમયના મહાન પડિતોથી તે નિકૃષ્ટ ન હતા આપણે સર્વે જાણીએ છીએ કે, આપણા આ કવિને પોતાના વિસ્તૃત અભ્યાસનો આડમ્બર દર્શાવવાનો સ્વભાવત વિરાગ ન હતો; કિન્તુ, આવશ્યક, પ્રસગાનુસાર તે દર્શાવતા અને શ્રોતા જનોના સમૂહને પોતાની અતિ હિકિમાન બુદ્ધિના વિમલ દર્શનથી વિસ્મયમૂઢ કરતા આ વિષયમા હેમની પોતાની જ લખેલી બે'ક વાર્તાઓ અવલોકીશુ તો બસ છે એક વાર્તા "દાનિશમન્દ દર્વીશ વ કાજીયે મુત કબ્બિર્" (વિદ્વાન સન્યાસી અને મદોદ્ધત કાજી ) ની, બોસ્તાનના ચતુર્થ પ્રકરણમા આવે છે. જ્હા શબ્દ રચના પરથી એમ લાગશે, કે વાદવિવાદમા, વાદી પ્રતિવાદી, કાજી અને સન્યાસી છે પણ અન્ત્ય પક્તિ લેખકની આત્મપ્રકૃતિ યથાર્થ આલેખી, ન્હસ્યની જવનિકા અપસરિત કરે છે અન્ય કથા, બબ્બકના મન્દિર (મસજીદ) મા "વ નહનો અક્રમો ઇલિયહેમિન હબલ્ અલ્ વરીદ"[1] એ સત્ર પર વિવેચન કરતા હતા ત્હેને સમ્બન્ધિને છે. અત્ર તે કહે છે તેમ, શ્રોતાઓ તે સત્ર સમજી શક્યા ન હતા, ત્હેવામા એક પથિકે માર્ગે જતા, તે ગૂઢ ઉક્તિ શ્રવણ કરી, અને ત્હેનુ રહસ્ય પણ સમજી શકયો, એટલે સહસા એક અહેવી બૂમ મારી, કે સર્વે શ્રોતાજનોને ત્હેની સાથે, એકત્ર થયા વિના ન જ ચા'યુ

**વિદ્યાભ્યાસ અને પર્યટન**

* શેખ સાદી, તે સમયના એક મહાન યાત્રાળુ હતા, એમ પ્રાય સર્વે લેખકો કહે છે ચૌદ વાર તો તે મક્કાદ ગયા હતા, યૂરોપ, અખિલ એશિઆ માઇનર, બાર્બેરી સ્ટેટ્સ, એબિસીનિઆ, ઇજીપ્ત, સિરિયા, પેલેસ્ટાઇન, આર્મીનિઆ, એરેબીઆ, પૂર્ણ પર્સિયા, તુરાન, કુહબાર્, દેઇલિમ, કાશગર, ભારતવર્ષ અને બગદાદથી ચીનની સીથિઅન વૉલ સુધીના, સર્વ દેશ પ્રદેશમા પર્યટન કરી આવ્યા હતા, એમ કહેવામા આવે છે. સર્ ગોરે આઉસિલે અને અન્ય કેટલાક તો, એમ પણ કહે છે, કે ભરતખડમા તો તેઓ ત્રણ ચાર વાર આવી ગયા હતા. ત્હેમા, વળી બે યાત્રા તો માત્ર, અમીર્ ખુસરવ્ દેહેલ્વીના દર્શનાર્થે જ હતી. પરન્તુ ત્હેની યથાર્થતા વિષે ઘણાઓને શકા પડે છે. મી હાલી, હયાત–ઈ–સાદી (સાદીની સક્ષમ જીવન કથા) ના લેખક પણ, ત્હેને અસભવિત કહે છે.

એક સ્થાને, સાદી પોતાના લેખમા, પોતાના જેરુસલેમમા, ખ્રિસ્તી ક્રુઝેડર્સથી બન્દીકૃત થયાનું જણાવે છે, તથા બલ્ગેરીઆ આદિ સ્થાનેથી આવેલા 'જ્યુ' લોકો વડે પોતાને એક ખાઈ ખોદવા યોજવામા આવેલા તે સમ્બન્ધિ પણ, જણાવે છે પશ્ચાત, ત્હેમને

---

૧=સર્વ શક્તિમાન ઈશ્વર કહે છે "આપણે મનુષ્યને, ત્હેની કહસ્ય નાડી કરતા, ત્હેની પોતાની પાસે વધારે છીએ.

એસેપ્પો' નો એક ધનાઢ્ય વણિક્ દશ દીનાર આપી, વિમુક્ત કરાવે છે, અને પોતાને દેશ લાવી, પોતાની પુત્રી, સો દીનારની પેહેરામણી સાથે, લગ્નમા આપે છે આ સમેલન ઝેન્થીપી અને સોક્રેટીસની માફક, સુખદાયી નિવડ્યુ ન હતું, કારણ તે સ્ત્રી બહુ કલેશવાળી, અને ધૃષ્ટ હતી ત્હેના તરફથી પ્રદર્શિત કરવામા આવેલો તિરસ્કાર એક સ્થલે કવિ આપણને કહે છે તે કહે છે, મ્હારા પિતાએ દશ દીનાર આપી ખરીદ કર્યો હતો, તે જ, તૂ ને? કવિ, એથી મૂઢ ન થયા, પરન્તુ પ્રત્યુત્તર દીધો, કે હા. ત્હારા પિતાએ દશ દીનાર માટે ખરીદી, સો દીનાર માટે ત્હને વેચ્યો તેજ અહું!! શેખ સાદી, અત્રે સો દીનાર, તે પોતાને પેહેરામણીમા મળ્યા હતા, તે સમ્બન્ધિને કહે છે.

**પ્રતિનિવર્તન.** અતાબક્ સાદ્ બીન્ ઝગીના રાજ્ય સમયમા, સાદી શીરાઝ પાછા આવ્યા ન હતા. નિઝામિયાહ્‌મા અભ્યાસ કરવા, તે બગ્‌દાદ્ ગયા, ત્હારે શીરાઝ અરાજકતા જેવી, સ્થિતિમા હતું એમ આપણે જાણીએ છીએ માદ્ બીન્ ઝગી પછી, અતાબક્‌અબુબકર થયા હતા ત્હેમણે રાજ્યને સુખી અને સમૃદ્ધિવાન્ બનાવ્યુ હતુ મઠ, શાળાઓ, મન્દિરો, (=મસ્જીદો) ઇ૦ ત્હાર સુધી જેની અપેક્ષા થતી હતી, ત્હેની ઉપેક્ષા કરી, ત્હેમનો જીર્ણોદ્ધાર પણ ત્હેમણે જ, નામેલો ઐતિહાસિકો ત્હેમની અતિ પ્રશસા કરે છે, તે પણ તેટલા જ માટે. સાદીના સભાવક પણ તે જ હતા. શીરાઝમા, રોગ ચિકિત્સક ઔષધશાળાના પ્રથમ સ્થાપનાર, તે જ હતા તે અતાબક અબુબક્રના રાજ્યમા, વિરમલે, સાદી, પાછા શીરાઝ આવ્યા હતા ત્હેમના કાવ્યસગ્રહમાની નિમ્ન લિખિત પક્તિઓ ઉપરથી, ત્હેમના અનુપસ્થિત રહેવાનુ કારણ જણાઈ આવે છે —

ન દાની કે મન્ દર્ અકાલીમ્ ગુર્બત્
ચરા રોઝગારે બગર્દમ્ દિરગી
બિરૂં રફ્તમ્ અઝ્ તગ તુર્કાન્ કે દીદમ્
જહાઁ દર હમ્ ઉફ્તાદાહ્ ચૂઁ મૂએ ઝગી
હમહ્ આદમીઝાદ બૂદન્દ લેકિન્,
ચુ ગુર્ગાન્ બખૂનખાર્ગી તેજ ચગી
દરૂં મર્દુમી ચૂઁ મલક્ નેક મહેઝર્
બિરૂં લશ્કરે ચૂઁ હજ્ બરૂઆન્ ઝગી.
ચુ બાઝ્ આમદમ્ કિશ્વર્ આસુદહ્ દીદમ્,
પલગાન્ રહા કર્દ ખૂયે પલગે
ચુનાન્ બૂદ દર્ એહદે અવ્વલ્ કે દીદમ્.
જહાને પૂર્ આશુબ્ વ તશોઇશ વ તગી,
ચુનીન્ શુદ દર્ અય્યામે સુ'તાને આદિલ્
અતાબક્ અબુબકર્ બિન્ સાદ ઝગી

તૂ, અહૂ શા માટે ચિરકાળપર્યન્ત પ્રદેશમા ભટકતો હતો, તે, નથી જાણતો?

એબિસીનિઅનના વાળની માફક, દુનીઆને જ્યારે મ્હેં અવ્યવસ્થિત જોઈ, ત્હારે મ્હેં તંગ-ઈ-તૂર્કાન્ ત્યાજ્યું. તે સર્વ મનુષ્યના સ્વરુપ હતાં, કિન્તુ, રકત પીવામાં વરુઓ જેવાં, અને તીક્ષ્ણ નખવાળાં હતાં. દેવની માફક, બાહ્યથી, સુસ્વભાવવાળાં, પરન્તુ અન્તરથી, વિક્રાલ સિંહ સમાન હતાં. જ્હારે અહું પાછો ફર્યો ત્હારે, મ્હેં પુન: સર્વ વ્યવસ્થિત જોયું. સિંહોએ ત્હેમની ચીરી નાંખવાની સ્વાભાવિક ટેવો વિસારે મૂકી હતી. પૂર્વ સ્થિતિ મ્હેં જે જોઈ, તે પ્રથમમાં હતી, અને તે સમયે, મ્હે જગતમાં વિગ્રહ, દુષ્કાળ, અને વ્યસ્તતા જોઈ હતી; અને અન્ય સ્થિતિ મ્હેં જે જોઈ તે ન્યાયી અતાબક (રાજા) અબુબક્ર સાદ્ બીન્ જંગીના રાજ્યમાં હતી.

આ અબુબક્ર, ધીમાન્ અને શકિતવાન્ રાજા હતા, પરન્તુ ત્હેમને વિદ્વાન્ અને પંડિત વર્ગ પ્રતિ સ્વભાવથી જ દ્વેષભાવ હતો; પરન્તુ, સાંઈ (સંન્યાસી) પ્રત્યે, વિશેષ સ્નેહભાવ હતો. આથી સાદીને શીરાજ આવતાં, પોતાનો વેષ ત્યજી, સન્યાસીનો વેષ ગ્રહણ કરવો પડયો હતો। સતત અનેક વિદ્વાનોને તો ક્હારનાયે રાજ્યમાંથી નિરસ્ત કરવામાં આવ્યા હતા, અને સાદીને પણ, વિકૃત વેષે ન આવ્યા હત તો, નિરસ્ત કરવામાં આવત. આમ છતાં પણ આપણા કવિએ પોતાની સત્યતાની પ્રીતિ તથા તીક્ષ્ણ ટીકા અને વ્યગ ઉકતીની આત્મીય ચાતુરી વિસારે મૂકી ન હતી. શોણિતપ્રિય હીલાકુખાનના વશજ અબાકાખાનને, ત્હેમના આદેશ મુજબ સંબોધેલી, નીચેની પકિતઓ લક્ષણીય છે.

શેહે કે પાસે રઈયત્ નિગાહ્ મીદારદ્.
હલાલ્ બાદ્ ખિરાજશ્ કે મુન્દે ચૌપાનીસ્ત.
વગરૂનદ્ રાએખુલ્ક્ અસ્ત-જહર્ મારશ્ બાદ્,
કે હર્ચે મીખૂરદ્ અજ્ જજીયાએ મુસલ્માનીસ્ત.

જે રાજા પ્રજાની સંભાળ પ્રત્યે લક્ષ્ય રાખે છે ત્હેને, પ્રજાના રક્ષક તરીકે મળેલો કર સત્ય અને ન્યાયસર છે. પ્રજાની સભાળ પ્રત્યે લક્ષ ન રાખે તો ત્હેને મળતો કર વિષ સમાન હો, અને તે જે પ્રજા પાસેથી લે છે તે મુસલ્માનો પાસેથી ઉઘારાવવામાં આવતા જજીયા સમાન છે.

આપણે આરમ્ભમાં કહ્યું તે પ્રમાણે, સાદી હીજરીના ૬૯૧ માં વર્ષમાં અર્થાત્ ઈ. સ. ૧૩૧૩ માં વિદેહ થયા હતા. જે સમયે અતાબક વશ અવસાનપ્રાય હતો.

મી. ફ્રેન્કલીનની "૧૭૮૧ ની શીરાજની યાત્રા" માંની, સાદીના સમાધિસ્થાનને ઉદ્દેશીને લખેલી, નીચેની પંકિતઓ, અહિ અસ્થાને નહિં લેખાય.

મૃત્યુ.

"દિલ્કુશાથી એક માઈલને અન્તરે, પૂર્વ તરફ, પર્વતના પાદ પાસે, શેખ સાદીની સમાધિ છે. તે ચતુષ્કોણ છે. તે સંગેમર્મરનું રચેલું છે. તે ૭ ફીટ લાંબુ, અને અઢિ ફીટ પ્હોળું છે. પ્રસ્તર પર પ્રાચીન લિપિમાં, શેખના સર્વ ગ્રન્થોનો સાર લખવામાં આવ્યો છે, અને ટુંક જીવન પણ આલેખવામાં આવેલ છે.

સમાધિ પ્રસ્તર, સદા કૃષ્ણરંગી કાષ્ઠના પ્રચ્છદપટથી આચ્છાદિત રહે છે તે પ્રચ્છદ પટ અપનીત કર્યા પછી, દરેક તે પ્રસ્તરના-દર્શન કરી શકે છે મહમ્મદીયો, પ્રાય જગતના સર્વ સ્થલેથી, યાત્રાર્થે અત્ર આગમન કરે છે, અને સમાધિપ્રસ્તર પર મન્માન પૂર્વક, ગધપુષ્પાદિ વિકેરી, તથા અર્ધ્યાદિકથી હેને સત્કારે છે શેખ સાદીના ગ્રન્થોના સંગ્રહ–કુલીયાત–ની એક પ્રત પણ, ત્હા મૂકેલી છે. યાત્રિકો તે વાચે, એ ઉદ્દેશે તે ત્હા રાખવામા આવેલ છે. હેમા અક્ષર સુસ્પષ્ટ અને મ્હોટા હોવાથી સર્વથી સરસ વાચી શકાય તેમ છે આસપાસ ભીંતો ઉપર કંઈક નામો અને કવિતાઓ લખેલી દષ્ટિગોચર થાય છે, અને તે યાત્રિકોની કૃતિ હોય એમ ભાસે છે

શેખનુ સમાધિસ્થાન, દિને દિને, જીર્ણ થતું જાય છે, અને હેનુ સાવધાન રક્ષણ કરવામા નહિં આવે, અને જીર્ણોદ્ધાર નહિં થાય, તો નિરાકાર વિશીર્ણ મૃદ્‌પુંજ થઈ રહેશે કાલ પોતાનુ નાશનુ કાર્ય કર્યો જાય છે અતિ ખેદપ્રદ છે, કે હેનો જીર્ણોદ્ધાર કરાવા કોઈ ધાગ્તુ નથી હેની સમીપ, અન્ય મહાત્માઓ, અને ધર્માત્માઓની, ઈચ્છાનુસાર, સમાધિઓ દષ્ટિગોચર થાય છે ”

સર ગોરે આઉસિલે પોતાની ત્હાની યાત્રાનો વૃત્તાન્ત નીચે પ્રમાણે આપે છે—

“ ઈ સ ૧૮૧૧ મા, જ્હારે, ત્રીજા જ્યોર્જદ્વારા, ફતેહ–અલી–શાહ કાજારની રાજસભામા પ્રતિનિધિ તરિકે તેહેરાન ગયો હતો ત્હારે, કેટલાક માસ, શીરાજમા રહી, વ્યતીત કરવા પડ્યા હતા. તે સમયે, પ્રતિદિન, બહુ શેખની સમાધિના દર્શન કરવા જતો. મી. ફ્રેન્કલીનના શબ્દોની સત્યતા ત્હા જઈ સાક્ષાત્ દર્શન કરનારને સ્વય સિદ્ધ થાય છે તત્વત. સાદીનુ સમાધિ સ્થાન, વિશેષ ને વિશેષ, જીર્ણ થતુ જાય છે અને તે અધુના, અવસાનપ્રાય અવલોકવામા આવે છે ત્હા રોપવામા આવેલા વૃક્ષો અને ઉદ્યાનમાથી, કાઈ પણ, દષ્ટિગોચર નથી થતું અલ્પ વ્યયે, મ્હેં હેનો જીર્ણોદ્ધાર કરવાનો નિશ્ચય કર્યો મ્હને સતત, શેખ સાદી અને હેમના ગ્રન્થો, ઉભય માટે, અતિશય માન છે, અને તદર્થે, મ્હેં મ્હારી ધારણા પરિપૂર્ણ કરી પણ હત, પરન્તુ ઈરાનના શાહના પાચમા પુત્ર, અને તે સમયના તે સ્થાનના સૂબા, હુસેન મીરઝાહ્ એ તે કાર્ય કરતા મ્હને નિવાર્યો તે પોતે, હેનો જીર્ણોદ્ધાર કરાવશે અને હેને સુસ્થિત રાખશે, એવી ગાઢ અભિલાષા દર્શાવી, પ્રતિજ્ઞા આપી હતી, પરન્તુ, શબ્દો પ્રમાણે રાજ્યકર્તાઓ વર્તતા નથી, એ ખરેખર શોચનીય છે !!

ઈ સ ૧૭૬૦ મા થઈ ગયેલ, પર્શીઆના રાજ્યકર્ત્તા, કરીમખાનજંદે શીરાજમા ‘ હફ્તનબાગ ’ કરાવ્યો છે તે બાગમા અભાગ્યે, જે સાત મહાત્માઓની સમાધિ ( કબર્ ) ઓ રચેલી છે, તેઓના નામ પણ, સાથે જ દટાઈ ગયેલા લાગે છે ! આ હફ્તનબાગના પ્રાગણ આગળ, બે મહાત્માઓની છબીઓ આલેખવામા આવી છે હેમાની એક હાફેજની છે અને અન્ય સાદીની છે હફ્તન્, શીરાજની પાર્શ્વે એક ન્હાનો ઉદ્યાન છે હેમા એક ન્હાનું મકાન્, સુન્દર અને સુશોભિત બાધવામા આવ્યુ છે સાદીને, ત્હા એક વૃદ્ધ તરિકે આલેખવામા આવ્યા છે.

સાદી અને હાફેજની જન્મભૂમિ **શીરાજ** ત્હેની સુન્દરતા, અને આનન્દદાયી સ્થિતિ માટે, અતિ વિખ્યાત છે તે પ્રાય, વીશ માઇલ લાંબુ, અને છ માઇલ પહોળુ છે ત્હેની આસપાસ પર્વતો આવેલા છે અનેક ઉદ્યાનો, ત્હેની શોભામા વૃદ્ધિ કરે છે, અને નદી **રૂકનાબાદ** મન્દ મન્દ તરંગે, ત્હેની પાસે વહ્યા જાય છે મન્દિરો (મસ્જીદ)ના શિખરો અને વૃક્ષોની ઘટાઓ અતિ સુન્દર દર્શન દે છે અહિં, સાદી એ 'ગુલિસ્તાન્' અર્થાત્

**ત્હેમના ગ્રન્થો.** 'જપાકુસુમની શય્યા' અને 'બોસ્તાન્' અર્થાત્ 'ઉદ્યાન' લખ્યા હતા ગુલિસ્તાન્ ગદ્યમા છે પ્રસગે ન્હાની કવિતાઓ ત્હેમા આવે છે ફારસી કાવ્યોમા, અતિ ઉત્તમ કાવ્યોની ગણનામા તે ગણાય છે. ત્હેમા પ્રભુના મહિમા અને સુજનતાની પ્રશસા કરવામા આવી છે, અને સંસાર સુખની નિ સારતા દર્શાવવામા આવી છે

૩ આ ઉપરાન્ત 'પન્દનામહ્', 'કરીમા' એ નામથી પ્રખ્યાત છે. ત્હેમા પણ પરમેશ્વરની સ્તુતિ કરવામા આવી છે

૪ કસાઇદ્-ઈ-ફારસી, અહેમા મર્સીઆ, મુલમ્મઆત્, મુસલ્લસાત્ વિ નો સમાવેશ થાય છે

૫ 'કસાઇદ્-ઈ-અરબીઆ'

૬ ગઝલિયાત્-ઈ-કદિમ્

૭ 'બેદાયીઅ્' એ નામથી પ્રસિદ્ધ ×દીવાન્નો ભાગ દ્વિતીય

૮ 'ખાતીમ્' એ નામથી પ્રસિદ્ધ દીવાન્નો ત્રિજો ભાગ

૯ 'તૈયબાત્' એ નામ પ્રસિદ્ધ દીવાન્નો પ્રથમ ભાગ

૧૦ મજ્મૂઆ મઓસમ-બ-સાહેબિયા જેમા રૂબાઇયાત્, મસ્નવિયાત્, કિતઆત અને મુફર્રદાતનો સમાવેશ થાય છે

૧૧ મુતાઇબાદ્ વ હજ્લિયાત્

કેટલાક, સાદી એ બાવીશ ગ્રન્થો લખ્યા હતા એમ કહે છે

તુખ્મે દાનિશ્ કાસ્ત **ફિર્દોસી, નિઝામી,** આબ્ દાદ્
કર્દહ્ ખિર્મન **સાદીઅશ્** મન ચીનદ્ દાણે મીકુનમ્

જ્ઞાનનુ બીજ ફિર્દોસીએ રોપ્યુ હતું નિઝામીએ તે સિંચ્યું હતું સાદીએ તે લણ્યું હતું લણ્યા પછી શેષ રહેલા દાણા હુ લઈ લઉ છુ।

---

× દીવાન્=કાવ્યનો સંગ્રહ બેદાયીઅ્ આદિ ત્રણે ભાગમા ગઝલોનો જ માત્ર સમાવેશ થાય છે

ઉપર લિખિત શ્લોક હાફિઝ રચિત છે, એમ કેટલાકનો મત છે. હાફિઝ પોતે સાદી વિષે કહે છે, કે —

ઉસ્તાદે ગઝલ **સાદીસ્ત** પિશે હમહ્ કસ્ અમ્મા
દારદ્ સખૂને **હાફિઝ** તર્ઝે સખુને ખાજૂ

સાદી એકમતે ગઝલના ઉસ્તાદ્ તરીકે મનાયા છે, પરન્તુ હાફિઝની કવિતામા ખાજૂની પદ્ધતિ છે

મૌલાના **અબ્દુર્રહ્‌માન્ જામી** પોતાના 'બહારિસ્તાન્'મા, સાદીને ગઝલના, અને ફિર્દોસી અને અન્વારીને મસ્નવી અને કસીદાના ઉસ્તાદ્ તરીકે સ્વીકારે છે

દર્ શેઅર્ સે કસ્ પયમ્બરાનન્દ
હર્ચન્દ કે લાનબી બઅ્દી
**અબ્યાત વ કસીદા વ ગઝલરા**
**ફિર્દોસી વ અન્વરી વ સાદી**

મહમ્મદ્ પેગમ્બરે કહ્યુ હતું, કે મ્હારી પછી કોઈ પેગમ્બર નહિ થાય પરન્તુ કાવ્ય કલામા ત્રણ પેગમ્બર થયા છે મસ્નવીના, ફિર્દોસી, કસીદાના અન્વરી, અને ગઝલના સાદી પેગમ્બર છે

અમીર ખુસ્રવ દહેલ્વી પોતાની કાવ્યકલા વિશિષ્ટ થતા, ત્હેનુ કારણ શીરાઝ અર્થાત્ સાદીને માને છે

ખુસ્રવે સર્ મસ્ત અન્દર સાગિર્ મઅ્ના બેરીખ્ત
શીર અઝ મયખાનાએ મસ્તે કે દર્ **શીરાઝ** બુદ

જે શીરાઝમા હતો તે ઉન્મત્ત મનુષ્યના મદિરાગૃહમાથી, ઉન્મત્ત ખુસ્રવે જ્ઞાન રુપી પ્યાલામા રસ રેડયો.

અન્ય સમકાલીન કવિ, જે સાદીથી પણ વિશેષ ગણાતા હતા, ત્હેમનુ નામ **ઈમામીહાર્વી** હતું (૧) ખાજા શમ્સ-ઉદ્-દીન સાહેબ-ઈ-દીવાન, (૨) અમીર મુઈન્-ઉદ્-દીન, (૩) મલેક ઇફ્તીખાર્-ઉદ્-દીન, (૪) સદરી, એ ચાર એકત્ર થઇને, ખાજા મજદ્-ઉદ્-દીન હમ્ગર્, જે સાદીના સમકાલીન વિદ્વાન હતા, ત્હેમને સાદી અને ઇમામીના કાવ્યોમાથી કોના શ્રેષ્ઠ છે, તે સમ્બન્ધિ વિચાર કરી કહેવાને, પ્રાર્થના કરી. ત્હારે ત્હેમણે નીચે પ્રમાણે, પોતાનો વિચાર

દર્શાવ્યોઃ—

મા ગર્ ચે બ તુલ્ક તૂતીએ ખુશનફસેમ્ ,
બર્ શફ્કર્ ગુફ્તહાયે સાદી મગસેમ્.
દર્ શેવએ શાઇરી બ ઇજ્માઅ્ ઉમમ્
હર્ગીજ્ મન્ વ સાદી બ ઇમામી ન રસેમ્ !

વાક્પટુતામા આપણે મધુર પોપટ છીએ, અને સાદીના મધુર શબ્દો ઉપરની મક્ષિકાઓ સમાન છીએ; પરન્તુ કવિતાના નિયમમા તો, સર્વના મત પ્રમાણે, અહુ કે સાદી, કોઇએ ઇમામીને પહોંચી ન શકીએ!

અંહી હમગર પોતાને સાદીથી ન્યૂન ગણે છે, પરન્તુ ઇમામીને ઉભયથી શ્રેષ્ઠ કહે છે!

હાજી લુત્ફ અલીબેગ અઝૂર્, આતીશ–કદેહના કર્ત્તા, આ તુલના થયા પછી, આશ્ચર્ય પામી, નિરાશ થઈ, પોતાના ક્રોધના આવેશને, નીચે પ્રમાણે વહેવા દે છે—

યકે ગુફ્ત ઇમામી ઇમામે હરે રા,
જે સાદી ફ્ઝૂં યાફ્તહ્ મજ્દહમ્ગર્
દરીં માજરા ચીસ્ત રાયે તૂ ગુફ્તમ્,
સિતમગર્ બૂદ્ મજ્દહમ્ગર્ સિતમગર.

મજ્દ હમ્ગરે, ઇમામેહરિ (૧ ઇમામીને સાદી કરતાં પણ વિશિષ્ટ કહ્યો છે. ત્હમારો શું મત છે ? ત્હારે મ્હેં કહ્યું કે જૂલમગાર મજદ હમગર જૂલમગાર છે.

સાદીની લેખનપદ્ધતિ સરલ અને અકૃત્રિમ હતી. શેખ સાદી માટે એક મુશેખ્ અતિ અપકૃષ્ટ વિચાર ધરાવતા હતા. તે મુશેખૂને એક ગત્ર સ્વપ્ન આવ્યું હતું, અને તે અવસ્થામા ત્હેમણે સ્વર્ગના દ્વાર ઉઘાડાં થયેલા દીઠાં, અને દિવ્ય પૂર્ણ પાત્રો હસ્તમાં લેઇને, દેવદૂતોને નીચે ઉતરતા દીઠા!!! ત્હેમને ઉતરવાનુ કારણ, અને ઉતરી, ક્યહાં જાય છે, તે પૂછતા ત્હેમણે કહ્યુ, કે તેઓ તે દિવ્ય તેજપૂર્ણ પાત્રો શેખ સાદીને આપવા, ત્હેમને ઘેર જાય છે! શેખ સાદીની પ્રાર્થનાથી પ્રભૂ પ્રસન્ન થયા છે, અને પ્રસાદી પણ તેથી, ત્હેમણે જ મોકલાવી છે!! મુશેખ આ સાંભળી, તુરત જ શેખ સાદીને ત્હાં ગયા, ત્હારે ત્હેમણે ત્હેમને આસનપર બેસી, પ્રાર્થના પુન પુનઃ પઢતા અવલોક્યા, અને તેથી વિસ્મય પામી, મૂઢ બની ગયા! સાદી પઢતા હતા તે પ્રાર્થના નીચે પ્રમાણે હતી—

બર્ગે દરખ્તાને સબ્જ઼ દર્ નજ઼રે હૂશિયાર્,
હર્ વરકે દફ્તરેસ્ત મઅરિફે કૅર્દગાર્.

લીલા વૃક્ષના દરેક પાન વિદ્વાનની દષ્ટિમાં દિવ્ય જ્ઞાનનાં પુસ્તક સમાન છે.

**શેક્સપિયર્ અને સાદીનીતુલના** કેટલાક પાશ્ચિમાત્ય પંડિતો સાદીને પૂર્વના શેક્સપિયર્‌ની ઉપમા આપે છે તે કેટલે અંશે સત્ય છે, તે આપણે અવલોકીએ ઉભય કવિઓ, શબ્દયોજના, અને વાક્યરચના સરલ હોઈ, નિકૃષ્ટ લેખકોની અસાર યુક્ત અતિશયોક્ત રચના કરતા, સ્વયમેવ વિશેષ હૃદયગ્રાહી છે ઉભયના લેખમા શબ્દયોજના મહા શ્રમે કરી હોય, એમ ભાગ્યે જ જણાય છે વાક્યો પણ પ્રાય, સર્વદા સદ્‌ભાવ અને પરિહાસ યુક્ત છે સામાન્યત હેમના વિચાર, અને હેમની ધારણાઓ, તર્ક અને પ્રકૃતિના નિયમો વિરુદ્ધ, કદી પણ હોતી નથી વસ્તુત, તે ઉભય પ્રકૃતિલીલા હેના અવલોકનાનુસાર પોતાના લેખમા આલેખવાના અનુરાગી છે તત્કૃત વર્ણન પ્રકૃતિ અને માનુષિક જીવનનુ યાથાર્થ્ય છે આલેખવામા આવેલા પાત્રોના પ્રતિરુપની યથાર્થતા પણ લક્ષણીય છે હેમના પાત્રો આપણને ગૃહસ્થ જીવનની પ્રત્યેક અવસ્થા સાક્ષાત્ કરે છે, અને જગતમા ચાલતા, અને પ્રત્યેક જીવને વ્યતીત કરવા પડતા, યથાર્થ વિવાદ અને કલહના સુનિશ્ચિત પરિસ્ફુટ ચિત્રો, દૃષ્ટિગોચર કરાવે છે ઉપદેશ અને અનુશાસનમા ઉભય બહુ કુશલ છે સાદી પ્રત્યક્ષ ઉપદેશ કરે છે શેક્સપિઅર્ પાત્રોદ્વારા ઉપદેશ કરે છે સાદી તેથી જ, કદીક ઇપ્સિત સાધી નથી શકતા, અને શેક્સપિયર્ સાધે છે ઉભયના ગ્રન્થોમા આવતી સારગર્ભિત ઉક્તિઓ, ન્યાયરુપ, જનોક્તિરુપ પામી છે, અને સમય સમયના જ્ઞાનના ભંડારરુપ છે

સાદીએ કવિ તરીકે કીર્તિ સંપાદન કરી છે, પરન્તુ તે વેદાન્તી નથી એમ નહિ આપણે હેમને, વિવિધ મન્દિરોમા, કુરાનના પવિત્ર સૂત્રો (સગહે) નુ વ્યાખ્યાન કરતા અનેક વાર, નિહાળીએ છીએ તે સમ્બન્ધિ, આપણે પૂર્વ ભાગમા કહ્યુ પણ છે કવિના ધર્મ વિચાર વિષે તો, આપણે એટલુ કહી શકીશુ, કે પ્રસિદ્ધ ઔરંગજેબ સમાન સ્વમતાવલમ્બી પણ નહિ હતા, એમ બહુ શ્રુત અકબર્ સમાન બહુમતમાની પણ ન હતા કિન્તુ યથાર્થ મહમ્મદીય હતા હેમના ગ્રન્થોમા વિશ્વના પરમ ઇશ્વિરત્વ સ્વરુપ પ્રતિપાદન કરતા અનેકવાર, અનેક વાક્યો દૃષ્ટિગોચર થાય છે પરન્તુ અન્ય મતાવલમ્બી પ્રતિ વક્રી ભાવ રાખતા નહિ આપણે મહમ્મદીયોમા પણ અનેક પથ અને ભેદ અવલોકીએ છીએ ત્હારે, આ વૃત્તાન્ત પણ કોઈ અંશે ન્યૂન માનવા લાયક નથી આવા ધર્મના ભિન્ન ભિન્ન મતથી ઉત્પન્ન થતા, વિદ્વેષ અને કલહ, પ્રત્યેકે નિવારવા જોઈએ છીએ એ તો સર્વ સિદ્ધ છે, કે એ ન્યૂનતા અનેક વાર નાશકારક નીવડી છે, અને માત્ર મહમ્મદીય સામાજીક રચનાની વ્યસ્તતા નહિ, પરન્તુ સામાન્યત, સર્વ પ્રજાઓની રચના અને બહુશ તેઓના વિશ્વાસ અને ભગનુ પણ કારણ નીવડી છે! સાદી, એકદા સમકાલીન કવિ, હકીમ્ નાજરી કુહીસ્તાનીના અતિથિ થયા હતા, તે ઈસ્માઈલીઆર્ પથના હતા તે પથ નાસ્તિક મનાતો હતો! નાસ્તિક પથી સહ વાસથી વિશેષ મહત્વ શુ હોઈ શકે! પોતાનો મત નથી, એમ ધારી, અન્ય કોઈ પણ મતને, સાદી અવમાનતા નહિ! હેમનુ લૌકિક તથા રહસ્ય જીવન, જગતમા સર્વમાન્ય પણ કવચિત્ દૃશ્ય નિર્મલતા અને નિષ્કપટતાપૂર્ણ હતુ મહમ્મદીય સન્તોમા ન્યાય પૂર્વક 'માલીક' ની ઉપાધિ હેમણે સંપાદન કરી હતી! કેટલાક

વિદ્વાનો ત્હેમને 'સુફી' તરિકે પણ માનતા હતા + સુફી (=સન્યાસી)ને કોઈ પણ સપ્રદાયના કર્મ, વિધિ, ક્રિયા કરવી પડતી નથી હોતી મહમ્મદીય સ્મૃતિકાર, નિયમાદિ રચી અન્યને દૃષ્ટાન્ત આપવા અર્થે, પોતે અનુસર્યા પરન્તુ પૂર્ણતયા તો તે જ માત્ર પરિચિત હતા સાદી પૂર્વના અન્ય કવિ સમાન લોભી અને ધન પરાયણ ન હતા હીલાકુખાને જ્હારે સાદીને ૫૦,૦૦૦ દીનાર આપ્યા, ત્હારે ત્હેમણે, તે પોતાના ઉપયોગમા નહિ વાપરતા, એક મુસાફરખાનુ, શીરાજ પાસે બધાવવામા વાપર્યા ! ! ત્હેમણે જહીર્, રશીદ્ ખાકાની, તથા અન્વરીની રીતે તે સમયના રાજ્ય કર્તાઓ અને મહાન્ પુરુષોની, ધનાર્થ, અયુક્ત પ્રશસ્તિઓ વર્ણાવી, પોતાની વિદ્યા, વૃથા નિયોજી ન હતી, પરન્તુ તે મહાન્ પુરુષો, અને રાજાઓને આત્મ હિતાર્થ નહિ પરન્તુ, નિર્ધનને સાહાય્ય અપાવવા, અને ત્હેમના શ્રેયનો ઉત્કર્ષ સાધવા, મળતા ! ત્હેમની પ્રશ સાથ પ્રશસ્તિઓ લખતા પણ હતા પરન્તુ આરમ્ભમા સ્તુતિ કરી, શેષમા રાજ્યની પ્રચલિત રીતિમા, અમુક પ્રકારનુ પ્રરિવર્તન, સૂચવતા જહીર અને અન્વરીની પ્રશસ્તિઓમા, અને ત્હેમની પ્રશસ્તિઓમા, આ જ માત્ર ભેદ છે બોસ્તાનમા એક સ્થળે, પોતાના રાજાની પ્રશસા કરતા એ તો ચાટુવાદ, એમ સ્મૃતિમા આવતા સહસા અનાચ્છિન્ન સત્ય કહેવા લાગ્યા —

બરાહે તકલ્લુષ મ રવ્, સાદીયા !
અગર્, સિદ્ક દારી બેઆરો બિયા
તૂ મન્ઝીલ શનાસી વ શેહ્ રાહ્રવ્
તૂ હક્કગોઈ વ ખુસ્રવ્ હકાઈક શનવ્
ચે હાજત્ કે નેહ્ કર્સીએ આસમાન્
ને હી જ્હેર પાયે કજલ અર્સલાન્.
મગો પાયે ઈજ્જત્ બર્ અફ્લાક્ નેહ્,
બેગો રયે ઈખ્લાસ્ બર્ ખાક નેહ્ !

ઓ સાદી ! મિથ્ય પ્રશસાનો માર્ગ મા લે યદિ કાઈ પણ સત્ય હોય, તો તે પ્રદર્શિત કર, અને તૂ ભલે પછી ખુશીથી આવ તૂ સ્થિતિજ્ઞ છે રાજા પ્રવાસી છે તૂ સત્યવક્તા છે, અને રાજા સત્યશ્રોતા છે કજલ અરસ્લાનના પગ નીચે આકાશના નવ પડ, મૂકવાની શી આવશ્યક્તા છે ! ત્હેમને ત્હેમના પૂજ્ય પાદો આકાશ ઉપર મૂકવાનુ મા કહે, પરન્તુ, ધૂળ ઉપર, નિષ્કપટ મુખને રાખવા કહે !

વિવિધ રંગી સાદીનુ જીવન હતું તે વિના સકોચે, સંન્યાસીઓનો અને મુરશેખોનો તેમ જ રાજાઓ અને અમીરોનો પણ સહવાસ કરતા ! મન્દિર ( મસ્જીદ ) મા, તેમ જ, મદિ ! ગૃહમા પ્રવેશતાય, સકલ્પ વિકલ્પ નહિ કરતા ! બલ્બાકના મન્દિર ( =મસ્જીદ ) મા કુરાનની પવિત્ર રુચા (સનહ) ઓનુ વ્યાખ્યાન કરતા હતા તે પણ તે, અને સોમનાથના હાટકશ્વરના

---

+ કેટલાક ત્હેમને 'સુન્ની' લેખે છે અને સમાધિ પ્રતિ દર્શાવવામા આવતી બેદરકારીનું કારણ પણ તે ગણે છે જૂઓ, બ્રાઉની નિખિત લિટરરી હિસ્ટરીઑફ્ પર્સીઆ. પાનું, ૨૮૪, અને ૪૩૭

મન્દિરમા પૂજા કરતા હતા તે પણ તે! એક સમયે, અસરાહના તાબીવનમા, તાલીક ન ભેગા કરતા હતા તે પણ તે, અને પેલેસ્ટાઈનમા તૃષિતને પાણી પાતા હતા તે પણ તે! સક્ષેપત પ્રકૃતિ પુસ્તકનુ સૂક્ષ્મ પઠન કરવામા તેમનું જીવન વ્યતીત થયુ હતું! તેથી તેમના શબ્દોમા પ્રકૃતિના હૃદયહારી ગુણોનુ પ્રતિબિમ્બ અવલોકવામા આવે તો એમા શુ આશ્ચર્ય!!!

આ સાધુચરિત, પુણ્યાત્મા, મહમ્મદીય વેદાન્તી અને ઇસ્વીના તેરમા શતકના ફારસી ભાષાના એક મહાન્ કવિ એંશી વર્ષની વૃદ્ધ વયે પરલોકવાસી થયા! કેટલાક એકસો વીશ વર્ષની વયે તે અવસાન પામ્યા હતા, એમ પણ કહે છે!!!

તમામ શુદ્

તા ૨૦-૬-૦૮

સુમનસ્ હરિલાલ ધ્રુવ.

અમદાવાદ

---

# લિપિ.

સાક્ષર શ્રી નરસિંહરાવ[1] અને રા અંજારિયાના[2] દ્વંદ્વયુદ્ધમા ઉત તા ખચકાઉં છુ છતા ઉતરૂ છુ ઉક્ત પ્રશ્ન ઉપર અભિપ્રાય આપવા બીજી સાહિત્યપરિષદ્ ત રથી નિમાયના મડળના વિદ્વાન સભાસદો એકના જ પુરતા છે, તો પણ લેખક પોતાની થોડીક શકાઓ તરફ એ મડળનુ લક્ષ ખેચી શકશે તો પોતાના પ્રયાસને કૃતાર્થ માનશે

'એક બીજાની ભાષા સમજવા સરળતા થાય' એમ જ લિપિમા લખેલી સઘળી ભાષાઓ માત્ર એટલાથી જ સમજી શકાશે? ઇગ્રેજીની લિપિ છે તે જ ફ્રેંચ, જર્મન, લૅટીન ઇત્યાદિ યુરોપિયન ભાષાઓની છે, એમ છતા આપણા ઇગ્રેજી જાણનારાઓમાથી કેટલા તે ભાષાના પુસ્તકો વાચે છે?—માત્ર વાચે છે, સમજવાનુ પછી વળી ઉર્દૂ, ફારસી, અરબી, તર્કી વિગેરે ભાષાઓની લિપિ સંબધે પણ તેમ જ છે, અને પરિણામપણ તેવુ જ આવે છે

'સ્વદેશાભિમાનને ઉત્તેજન મળે', ખરેખર એમ થાય તો વિવાહથી નજીઆમણુ શુ? પણ, તેમ થશે? રા. નરસિંહરાવ કહે છે તેમ હાલ આપણે આપણા વિચારો એક બીજાને

---

૧ આર્યધર્મપ્રકાશ વૈશાખ ૧૯૬૪ ( અપૂર્ણ )
૨ સાંજ વર્તમાન તા ૨૩-૨-૦૮

ઇંગ્રેજીમાં સ્હેલાઈથી અને સુગમતાથી જણાવીએ છીએ. એક વખતે આખ્ખા હિન્દની એક ભાષા ( lingua franca ) તરીકે ઉર્દુ લેખાતી, અને આજે એ સ્થાન ઇંગ્રેજીએ લીધું છે. બન્નેએ રાજકીય કારણોને લીધે આમ સર્વોપરી ભોગવી છે અને ભોગવે છે. ભવિષ્યમાં પણ એ જ નિયમ સ્વીકારાશે—પળાશે. રોમના સામ્રાજ્ય સમયે સ્પેન, પોર્ટુગાલ, અને ફ્રાન્સની ભાષાઓમાં લૅટીને અસર કરી, અને ઇંગ્લૅન્ડની અસલ ભાષા કેલ્ટીકની અત્યારની સ્થિતિ પણ એ જ સર્વમાન્ય નિયમને અનુમોદે છે. કારણ અને પરિણામ આમ હોવા છતાં સ્વદેશાભિમાન તો નિરાળું જ રહ્યું છે એમ એ સઘળા દેશોના ઇતિહાસ સૂચવે છે. આપણે ત્યાં જ ત્યારે અપવાદ કેમ થાય? નહિં થાય, માટે એ માનવું ભુલભરેલું છે.

દેવનાગરી લિપિ ગુજરાતી લિપિ કરતાં વાંચવામાં વધારે વખત લે છે. કદાચ અક્ષરો ઉપરની લીટીઓ વાંચતાં આંખને પોતાની અમુક શક્તિનો ઉપયોગ કરવો પડતો હશે. લખવામાં તો વિશેષ કાળ વ્યય થાય છે એમ દરેકને સ્વીકાર્યા વિના છુટકો નથી. મરાઠીની મોડી (=મરડેલી) થઈ એ ઉદાહરણાર્થે લેઈ શકાય. ઉર્દુ, ફારસી વિગેરેમાં પણ શિકસ્તેહ્ (=ભાગેલી) લિપિ દાખલ થઈ, સાથે જોડી ન શકાય એવા અક્ષરો પણ જોડી દે છે. આમ સાહિત્યશાસ્ત્રીઓ ગમે તે નિયમ બાંધે પણ સામાન્ય જનસમાજ પોતાનો માર્ગ સ્હેલો કરવા તરફ જ પ્રવર્તશે. સાથે એટલું ભુલવું જોઇએ નહિ કે વિદ્વાન કરતાં સાધારણ ભણેલાની સંખ્યા ઘણી મોટી હોય છે.

જનસમાજનું વલણ કઈ લિપિ તરફ છે એના દષ્ટાંત રૂપે મુંબાઈની શંભુમેળા જેવી વસ્તીની વૃત્તિઓનું પૃથક્કરણ કરીએ. અમુક ટ્રામ કયે રસ્તે ક્યાં જશે તે દર્શાવવા ટ્રામને મથાળે વા ડ્રાઇવર ( હાંકનાર ) ની ઉભા રહેવાની જગ્યા ઉપર પાટીઆં મુકેલાં હોય છે. આ પાટીઆં જ્યારે જ્યારે દેશભાષા ( Vernacular ) માં લખેલાં જોવામાં આવે છે ત્યારે લિપિ નાગરી નહિ પણ ગુજરાતી કેમ છે? મુંબાઈની વસ્તી એ લિપિ વધારે સ્હેલાઇથી વાંચી શકે છે? ટ્રામની અંદર ભાડું આપી કન્ડટર ( ટીકીટ આપનાર ) પાસેથી બદલામાં ટીકીટ લેવા જે સૂચના છાપેલી હોય છે તેનો પણ જે ટ્રામમાં દેશ ભાષામાં તરજુમો છે તે ગુજરાતીમાં જ છે. ટ્રામના ફર્સ્ટ કલાસના ખાનાની બહાર ' For First Class Passengers only '—' ફક્ત પહેલા વર્ગના ઉતારૂઓ માટે જ '—આટલું જ માત્ર જોવામાં આવે છે. શું ટ્રામમાં અને વિશેષે ફર્સ્ટ કલાસમાં દેશીઓમાંથી એકલા ગુજરાતીઓ જ બેસે છે?!

To Be Let, Terms cash, No Admission without Permission ઇત્યાદિ ઇત્યાદિ પાટીયાં મુંબાઈમાં અસંખ્ય નજરે પડે છે. એ પાટીયાં ઉપર જ્યાં જ્યાં દેશભાષામાં ભાષાન્તર હોય છે ત્યાં ત્યાં ઘણે ભાગે ગુજરાતી લિપિનો જ ઉપયોગ જોવામાં આવે છે. ગિરગામ જેવા દક્ષિણીઓના લત્તામાં આ વિશેષ આશ્ચર્યકારક છે.

સ્મૉલકૉઝીઝ કોર્ટ અને હાઇકોર્ટને ઘેરી વળેલી વકીલોની ઑફીસોનાં પાટીયાં ઉપર પણ ઘણે ભાગે ગુજરાતી લિપિમાં જ ભાષાન્તરો દેખાય છે,

મુબાઈમા વસતા દાક્તરો, વેપારીઓ—કોટના વેપારીઓ—સબંધે પણ એમ જ છે. ઈરાનીની હૉટેલો પણ એ જ નિયમ પાળે છે.

ગુજરાતમા ઠાકોરનું સુપ્રસિદ્ધ જાત્રાનુ સ્થળ સર્વત્ર જાણીતું છે. શ્રી રણછોડરાયજીના દર્શનાર્થે માત્ર ગુજરાતીઓ નહિ પણ ઉત્તર હિન્દના ભૈયાઓ અને મહારાષ્ટ્રના દક્ષિણીઓ પણ આવે છે આમ હોવા છતા સ્ટેશનની ઑફીસના છાપરા ઉપર ત્રણ ત્રણ ફુટના કાપી કાઢેલા અક્ષરોથી સ્ટેશનનુ નામ લખેલું છે તેમાં ઇંગ્રેજી, ઉર્દુ, અને ગુજરાતી લિપિઓને જ સ્થાન મળેલું છે.

ઈત્યાદિ ઈત્યાદિ દાખલાઓ ટાંકી શકાય ત્યારે સ્હેજ સવાલ થાય છે કે સરળ લિપિ કઈ? જનસમાજ આપોઆપ સમજે તે કે આપણે માથાકુટ કરી સમજાવીએ તે? નાનું બાળક એ જ ચીજ માગે અને આપણે બીજી ધરીએ તો તે સંતોષ પામશે? બાળહઠ તેવી જ પ્રજાહઠ. કદાચ ગુજરાતી લિપિ વિદ્વાન વર્ગ એક સપ કરી કાઢી નાખશે તો પણ નાગરી લિપિ સમાજ ઉપર ફરજ્યાત બનાવતાં નિષ્ફળ જશે 'લેને ગઈ પુત ઔર ખોઈ આવી ખસમ'—એના જેવુ ન થાય એ સભાળવા જેવુ છે. સામાજીક અને ધાર્મિક સુધારાઓ માટે આપણે જુના મકાન તોડી પાડયા છે અને હજુ નવા ચણી શક્યા નથી એ સામ્ય, લક્ષ બહાર જવુ જોઇએ નહિ.

છેવટે પારસી અને મેમણ, ખોજા વિગેરે ગુજરાતી બોલતા મુસલમાન વર્ગોની અનુમતિની પણ જરૂર છે. આપણા સાહિત્યની શરૂઆતમાં અને હાલ પણ વધારે ઉત્સાહી વર્ગ ગુજરાતીઓ નથી પણ પારસીઓ છે તેઓ ભાગ અધરી થતી જાય છે એમ એક તરફથી પોકાર ઉઠાવી રહ્યા છે અને લિપિનો સવાલ ઉમેરતા તેમની મનોવૃત્તિઓની સ્થિતિ કેવી થશે? તેઓ આપણી સાથે જોડાશે? ઘણે ભાગે નહિ કદાચ કોઈ કહેશે કે આપણે તેમના વિના ચલાવીશુ. વારુ, આનુ નામ સ્વદેશાભિમાન કે? । કોઈ આપણા અમુક જોર હુકમી કૃત્યથી જુદા થાય તો દોષ કોનો? લિપિથી વિશેષ શુ છે? કોઈ સુન્દરીને મરાઠી સાડી પહેરાવો કે ગુજરાતી, પણ તેનુ સૌંદર્ય ઢંકાશે?—બીજુ મનાશે? ચાલતી રૂઢીને તોડવાની જરૂર છે? તોડીએ તો તેથી ફાયદો છે? જો હોય તો એ ફાયદો મ્હેનતથી ઓછો છે કે વધારે? વધારે ન હોય તો એવા નિરર્થક કાળવ્યયમા પડવાની શી જરૂર છે? ઇત્યાદિ ઈત્યાદિ

કરીમ મહુમદ

---

# મરાઠી લેખકોનુ ચોથુ સમેલન

ગઈ તા ૩૦ મીને રોજ શનિવારે સવા મા પુણાના વિજ્યાનદ થિએટરમા મ ઠી ગ્રથ કારોનું ચોથું સમેલન મેળ્યુ હતું મરાઠી ગ્રથકાર, લેખક મહારાષ્ટ્ર ભાષાના સિ ભક્ત અને અન્ય લોકો બહુ સારી સખ્યામા હાજર હતા શરૂઆતમા મરાઠી સાહિત્ય પ િષદના અને સમેલનના સેક્રટરી ન વાસુદેવ ગોવિંદ આપ્ટેએ સ્વાગતકમિટી તરફથી ભેગા થયેલા સમાજને આવકાર આપનારૂ ભાષણ કર્યું હતું

સાહિત્ય પરિષદ તરફથી હાજર થયેલા ગૃહસ્થોનો આભાર માનતા તેઓએ જણા યુ કે સાહિત્યની ઉન્નતિ અર્થે આટલા બધા લોકો પોતાની અગવડો બાજુએ મેલી દુખ વેઠી દુર સ્થળેથી સમેલનમા ભાગ લેવા અત્રે એકઠા થયા છે એ અતિ આનદની વાત છે

**આધુનિક તીર્થ સ્થાનો.**

પૂવ આગગાડી સરખા પ્રવાસના સાધનો નહોતા તે કાળમા પણ લોકો ધર્મ પર અત્યત શ્રદ્ધા હોવાને લીધે ભારે કષ્ટ સહન કરી તીર્થયાત્રા કરવા જતા હાલ હાલની પ્રજા પોતાની દેશસ્થિતિ સુધારવા પ્રયત્ન કરે છે અને પોતાના હેતુઓ ફતેહમદ પાર પાડવા જુદા જુદા કાય અર્થે ભિન્ન ભિન્ન સભાઓ મહામ ળો કોન્ફરન્સ અને કોન્ગ્રેસ વિગેરે વિવિધ સ્થળે ભરે છે અને તેમા વિચારશીલ અને બુદ્ધિવત પુરૂષ ભાગ લે છે આ આધુનિક સમયની તીર્થયાત્રા જ છે

**સાહિત્ય**

સાહિત્ય એ ભિન્ન ય જીવનનો વહેતો ઝરો છે અને નિરનિરાળી રાજકીય સામાજીક ધાર્મિક અને ઔદ્યોગિક પ્રવૃત્તિ કરના ોમસ્ત જના ો કોઈ બદિ બમ વાદી તો કોઈ બહિષ્કારી વ ગોડી માનનાર પ રસ્પ વિરોધી વિચાર વાળા મનુષ્યો એક જ વિચા થી પ્રેરિત કરી તેમના અત કરણને એકજ કેન્દ્રમા આકર્ષણ કરનાર સાહિત્યપ્રેમ એ એક પ્રચ શક્તિ છે

**ઐક્ય**

મહારાષ્ટ્ર ભાષાના સેવકોમા હિન્દુ જૈન બ્રાહ્મ ખ્રિસ્તી વિગેરે અનેક પથના લો છે ને આશા છે ક બગાળી પ્રમાણે અહિ પણ આગળ જતા મરાઠી ભાષાની લાગણી ધરાવનારાઓમા મુસલમા લેખક મળુમ પ શે*

મ ાઠી સાહિત્ય એ નવા જીવનનો ઉત્કૃષ્ટ ઝરો છે આ ઝરાનુ પાણી પોતાને જોઈએ તેટલું પીને અમર થવાનો હક્ક જ્ઞાનેશ્વર તુકા ામ એકનાથ એમના જેવા સાધુ પુરૂષોએ અને પ્રતિભાસપન્ન કવિઓએ સૌ કોઈને અભયનો આપેલો છે

---

* હિંદીમા મુસલમાન કવિએ પદ્માવતીની વાર્તા લખી છે અને 'ગુજરાતી'મા તો પારસી મુસલમાન ખોજા તેમજ કચ્છી વિગેર મ ખો ભાગ લે છે

માહિત એ રાષ્ટ્રદેહના બધા અવયવોમા સંચાર કરતુ પ્રાણતત્વ છે. મહારાષ્ટ્ર સાહિત્યની પરપરા બહુ જુની અને મગરૂર કરનારી છે, અને એ જ પરપના સારી રીતે જારી રાખવાની જવાબદારી પ્રત્યેક મહારાષ્ટ્રીય મનુષ્ય પર રહેલી છે આપણા સાહિત્યનુ સ્વરૂપ કાળાનુસાર બદલાતું આવ્યુ છે જે વખતે આધ્યાત્મિક સાહિત્યની જરૂર હતી તે સમયે તે પ્રકારનુ સાહિત્ય ઉત્પન્ન થયુ છે જ્યારે સ્વતત્વ એટલે પોતે કોણ છે એ તત્વની સમજ આપનારા સાહિત્યની ખોટ હતી ત્યારે તે હાજત પુરી પડી છે એક પ્રસંગ એવો પ્રાપ્ત થયો કે જે વખતે ઇંગ્રેજી સાહિત્યથી મોહિત થઈ, લોક માતૃભાષા ભુલવા લાગ્યા તે વખતે એ ભાષાની મોટાઈ, તેઓના ધ્યાનમા લાવવાના પ્રયત્ન કે વિષ્ણુશાસ્ત્રી ચિપલુનકર, વામન આબાજી મોડક અને ન્યા મહાદેવ ગોવિંદ નાનાડે જેવા વિદ્વાન પુરૂષોએ કરેલા છે હમણા જ્યારે દેશમા નવીન જીવન પ્રગટયુ છે અને સ્વદેશી અને બહિષ્કારની વીરહાક ચોપાસ ગાજી રહી છે ત્યારે નવીન વિચારોથી ફેળાતું સ્વદેશાભિમાન અને સ્વરાજ્યની ચર્ચા કરતું સાહિત્ય લખાય છે

**પરિસ્થતિને અનુસરતુ મરાઠી સાહિત્ય.**

મરાઠી વ્યાકરણનુ સશોધન, શુદ્ધ લેખનની સુવ્યવસ્થા, જત્તર્દર્પણમા નવીન ફેરફાર અને સુધારા શાસ્ત્રીય પરિભાષા સબધી ખટપટ, સમાનાર્થક શબ્દોના સૂક્ષ્મ ભેદ દર્શાવનારો ગ્રંથ, મરાઠી સાહિત્યનો ઇતિહાસ, વ્યુત્પત્તિશાસ્ત્ર વિશ્વકોશ, નાના છોકરા તથા છોકરીઓ સારૂ સહેલી ઉપયુક્ત તથા તેજસ્વી ચોપડીઓ, ૧૮૫૭ થી આપણો ઇતિહાસ, વિગેરે બાબતોમા પ્રયત્ન થવાની બહુ જરૂર છે આ વસ્તુઓ શી રીતે સિદ્ધ થાય તેના ઉપાયો યોજવાનું કાર્ય વિદ્વાનોને શિર છે

**મરાઠી ભાષાની ન્યૂનતા**

સાહિત્ય પરિષદનો ઉદ્દેશ ગ્રથકારોને બોલાવી એ જ હેતુઓ પાર પાડવાનો છે આથી સમેલનની આવશ્યકતા સમજાશે પણ તેનો બીજો મુખ્ય ઉદ્દેશ ગ્રથકારોમા સ્નેહ વધારવાનો છે અને જો આટલી વાત પ્રાપ્ત થાય તો ઘણુ થયુ એમ કહેવાશે

સરકારનો આશ્રય નથી, દેશી રાજાઓનો આધાર નથી, એવી નકામી બાયના જેવી વાતો ન કરતા, કામ કરવા તત્પર થવુ જોઇએ પ્હેલી પૂજા અને પછી દેવતાનો પ્રસાદ એ ન્યાય સરસ્વતીદેવીની પૂજામા પણ લાગુ પડે છે

આ પ્રમાણે રા આપ્ટેનું ભાષણ થયા બાદ, પ્રો. રાજારામ શાસ્ત્રી ભાગવત, રા. ટિકેકર, રા મ્હાલાર ચિટણીસ, રા સહસ્ત્રબુધે અને રા. ગોનવણે ગ્રથકારોના મૃત્યુ વિશે બે દિલગીરીના શબ્દો બોલીને, રા બા. ચિંતામણ વિનાયક વૈદને અધ્યક્ષ સ્થાન સ્વીકારવાને તેઓએ વિનતી કરી હતી

'મરાઠા' પત્રના અધિપતી શ્રી કેળકરે, આ દરખાસ્તને અનુમોદન આપ્યા પછી રા. બા. વૈદ્યે અધ્યક્ષ સ્થાન સ્વીકારી, પોતાનું ભાષણ નિચે પ્રમાણે શરૂ કર્યું—

પૂર્વે નાગપુરથી તે પશ્ચિમ દિશામાં સુરત સુધી એક લીટી દોરવી અને પશ્ચિમ કીનારાપર ગોવાની નીચેથી નાગપુર સુધી બીજી લીટી ખેંચીએ અને ત્રીજી લીટી આરબી સમુદ્રનો કીનારો એટલે આ ત્રણ લીટીથી એક ત્રિકોણ થાય છે અને આ વિભાગમાં મરાઠી ભાષા બહુ પ્રચલિત છે. આ ત્રિકોણાકૃતિ પ્રદેશમાં, નાગપુર, વર્ધા, બિરાર, નાશિક, નગર, સોલાપુર, સતારા, થાણા, કુલાબા, રત્નાગિરી, વિગેરે જીલ્લાઓનો સમાવેશ થાય છે અને સાંગલી, મીરજ, કોલ્હાપુર, વિગેરે દેશી રાજ્યો તેમજ હૈદ્રાબાદ, ( દક્ષિણ ) ઔરંગાબાદ અને બિડ વિગેરે પણ એમાંજ આવી જાય છે.

**મરાઠી ભાષાનું ક્ષેત્ર.**

મહાભારતના ભીષ્મ પર્વના નવમાં અધ્યાયમાં હિન્દુસ્તાન માંહેના જે લોકોની યાદી આપેલી છે તેમાં પાંડુરાષ્ટ્ર, મહ્નરાષ્ટ્ર, અશ્મ ગોપરાષ્ટ્ર ઈત્યાદિ મહારાષ્ટ્રીય લોકોના પૂર્વજોનો ઉલ્લેખ મળી આવે છે–દાક્ષિણાત્ય અને વિદર્ભ એકજ છે.

**મહારાષ્ટ્રનું મૂળ.**

અશોકના સ્થંભપર કોતરેલા લેખોમાં રાષ્ટ્રિક શબ્દનો ઉલ્લેખ છે અને તે બરોબર પૈઠણ લોકને લાગુ પડે છે.

( અપૂર્ણ. )

હીરાલાલ ત્રિ. પારેખ.

---

* રા. બા. વૈદ્ય ગ્વાલિઅર રાજ્યના 'ચિફ જસ્ટીસ' ના ઓદ્દાપરથી ફરાગત થઈ, હાલમાં પોતાનું જીવન દેશોન્નતિ અને સાહિત્યસેવામાં ગાળે છે. તેઓ સુધારાના હીમાયતી છે અને સ્ત્રીની સ્થિતી સુધારવા વિશે પોતાના વિચારો, 'અબળોન્નતિ લેખમાલા' નામના પુસ્તકમાં પ્રદર્શિત કર્યા છે. તેઓ એક વિદ્વાન લેખક છે અને તેઓએ રચેલાં રામાયણ, મહાભારત અને એપિક ઇંડિયાના ગ્રંથો, તેમના વિશાળ વાંચન, ઝીણી નજર, ઉંડા વિચાર અને વિદ્વત્તાના સબલ પુરાવા છે. દરેક દેશીએ આ પુસ્તકો વાંચવાં જોઇએ. તેથી તેઓને ઘણું જ નવિન જાણવાનું તેમજ શિખવાનું તેમાથી મળશે થોડા વખત પર તેઓએ 'મારો પ્રવાસ યાને ૧૮૫૭ ના બળવાની હકિકત' એ નામનું પુસ્તક મરાઠીમાં પ્રસિદ્ધ કર્યું છે.

1

"To-day we stand face to face with one of the gravest crises in our history; and the question arises, what should we do? should we pause and cry halt in the midst of our patriotic labours? In the midst of the deepening gloom, should the mariner cast anchor and wait for the dispersion of the dark clouds which are rolling by, or should he pursue his course in the full confidence that under divine guidance the clouds will roll away and the ship will reach the haven of safety? I shall be no party to the dropping of the anchor, to the cessation of those patriotic endeavours to which some of us have dedicated our lives. Carry on the old work in accordance with the old traditions and upon the old constitutional lines in which we have absolute and implicit faith. Legality is our motto, self-government as it prevails in the colonies our goal, organization our method, and swadeshism the great instrument of our industrial and political regeneration. I do not believe in revolution, I believe in evolution, I do not believe in sudden and violent changes, but in steady growth and expansion culminating in the attainment of a new life and development in which the old and the new shall find their places, the old adapting itself to the new, and the new to the old."

*Babu Surendranath Banerjee*

2

"Punish the wrong-doers by all means, maintain order and peace as strongly as you like, hunt out revolutionaries wherever you may find them, pass any laws as may be necessary, but at the same time put your own house into order. Take counsel with the people, respect their wishes and institutions, show them due courtesy, make them feel that you are anxious to do them good and be just to them, neither go ahead of the times nor remain behind them, and for God's sake, for goodness' sake, for India's sake, and for England's sake, don't please drive sedition underground. For that would not only mean the wreck of an Empire but the wreck of two distinct and highly developed civilisations."

*The Indian World*

ની ઓફીસ—અમદાવાદ.

# લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ,(૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તળાટીઓ તથા (૭) માસિક રૂા. ૨૫ સુધીના સર્વે પગારદારો માટે વર્ષ એકના રૂા. ૨-૦-૦ ( પોસ્ટેજ સાથે )

**ઉછરતી લાઇબ્રેરીઓને ખાસ બક્ષીસ.** નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) રાજ્યના આશ્રય વિનાની લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફિકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે માત્ર પોસ્ટેજ વગેરે ખર્ચના રૂા ૦-૬-૦ મોકલવા કૃપા કરવી બીજા વર્ષમા રૂા ૦-૧૨-૦; ત્રીજામા રૂ. ૧-૪-૦

| | | |
|---|---|---|
| અન્ય સર્વે માટે વર્ષ એકના | રૂ ૨-૮-૦ (પોસ્ટેજ સાથે) | |
| છૂટક નકલ ન્હાના અંકના | રૂ ૦-૪-૦ | ,, |
| ,, મ્હોટા અંકના | રૂ ૦-૬-૦ | ,, |

---

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક

૩ જવાબદાર છે.

અન્ય સર્વે લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે

૪ કોઈ પણ લેખનું અસલ લખાણ—એ લેખ "વસન્ત"મા દાખલ કરવાનો યા કર્યો હોય કે ન હોય—પણ એ લેખકને પાછું મોકલવાને અમો બંધાતા નથી

---

# ક્ષમાપ્રાર્થના.

વસન્તના અંકો ચઢી ગયા છે તે બાબત અમારા ઉપર અમારા ગ્રાહકો તરફથી પુષ્કળ ઠપકા આવ્યા છે, અને હજી પણ થોડોક વખત આવશે અમારા વિલંબનો ખુલાસો કે બચાવ ન કરતા, મુગે મ્હોંએ એ ઠપકા સહન કરવા એજ અમારા દોષનું ખરૂ પ્રાયશ્ચિત્ત છે. એથી વિશુદ્ધ બની અમે અમારૂં કર્તવ્ય યથોચિત કરી શકીએ એ ટલીજ પરમાત્મા પાસે પ્રાર્થના છે તન્ત્રી.

શ્રાવણ અને ભાદ્રવાના અંકો પ્રેસમાં છે.

---

# "પ્રકાશિકા."

પ્રગટ કરનારાઓ મેસર્સ ટી. ડી. અંકલેશ્વરીઆ સન્સ. ફોર્ટ પ્રીંટીંગ પ્રેસ, મુંબાઇ, અને જાણીતા પુસ્તકો વેચનારાઓ મારફતે મળશે. કીમત રૂ. ૧-૪-૦. ટપાલ ખર્ચ આનો ૦)ના વધુ.

એજ કવિના આગલાં પુસ્તકો કાવ્યરસિકા ( ઘટાડેલી કીમત રૂ. ૧-૮-૦ ) અને વિલાસિકા ( કીમત રૂ ૧-૮-૦ ) ની માત્ર થોડીજ નકલો બાકી છે, જે પણ ઉપલા ઠેકાણાઓએ મળશે (૬—૩)

---

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् । उपनिषद्

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् ।
भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् । उपनिषद्.

વર્ષ ૭, અંક ૬. [ માસિક. ] આષાઢ, સંવત્ ૧૯૬૪.

## "દૂર, દૂર, સુદૂર એ"

( ખંડ હરિગીત. )

શૂન્ય ખારા સિન્ધુનું
નિરખું વ્હેતું પૂર હું,
વિજન એ વેરાનને
ભેદી વિલોકું દૂર હું,—
દૂર, દૂર, સુદૂર હું. ૧

જવનિકા સન્ધ્યા તણી
ગૂઢ કાંઈ અગૂઢ જે
વ્યોમનો બુરખો બની,
તે પાર નિરખું દૂર જે,
દૂર, કોઈ સુદૂર જે. ૨

ગહન તારા જડિત આ
રજનિના ઊંડાણમાં,
નજર નાખી જાય ના
એ નિરખું દૂર વિતાનમાં,
દૂર એ મેદાનમાં. ૩

આવી, કેટલાક કાળ પછી વર્ણ અને આશ્રમની વ્યવસ્થા કરી. આ વ્યવસ્થા અનુસાર ઘણા કાળ સુધી બ્રાહ્મણો અરણ્યમાં રહી દરેક પ્રકારનું જ્ઞાન સંપાદન કરતા અને સમાજને તેનો લાભ આપતા; તથા તેમના રક્ષણ અને પોષણનો ભાર અન્ય વર્ણ ઉપર હતો.

કેટલાક કાળ પછી આમાં કંઈક અવ્યવસ્થા થઈ હશે, જેથી મનુ મહારાજે અમુક કામ કરે તેને બ્રાહ્મણ નહીં ગણવો એવા કાયદા ઘડ્યા છે.

આ પછી ધીમે ધીમે કાળબળે વર્ણ તથા આશ્રમનું બંધારણ અવ્યવસ્થિત થવા માંડ્યું અને તેને પરિણામે ક્ષત્રિય બળ ઘટવાથી દેશને પરરાજ્યના ધુસરાં તળે ઘસડાવું પડ્યું ત્યાર પછી વળી દેશના હુન્નર ઉદ્યોગની પણ ક્ષતિ થઈ, જેને પરિણામે દેશમાં ઘણી જ નિર્ધનતા પ્રસરી.

આવાં કારણોને લીધે, તથા બ્રાહ્મણોનો આધાર બહુધા અન્ય વર્ણની સ્થિતિ ઉપર હોવાથી, બીજી વર્ણ કરતાં તેમની સ્થિતિ ઘણી જ દુઃખપ્રદ થઈ પડી.

સમસ્ત પ્રજાના આ દુર્દૈવનો વહેંચાતો ભાગ ગુજરાતના બ્રાહ્મણોને પણ મળ્યો. અને તે સ્થિતિમાં તેમની હાલની સ્થિતિ તરફ આપણે આપણી દૃષ્ટિ નાંખીએ.

ગુજરાતના બ્રાહ્મણોમાં કેટલીક જ્ઞાતિઓમાં ભિક્ષુક અને ગૃહસ્થ એવા બે ભાગ હોય છે; જેમાના પહેલા દાન લે છે તથા યજ્ઞાદિક ક્રિયા કરાવે છે પણ બીજા કોઈ પણ પ્રકારનું દાન લેતા નથી તથા જેમા તે લેવાનું હોય એવાં કર્મ પણ કરાવતા નથી; પરંતુ સ્થિતિ બદલાઈ હોવાથી હાલમાં બધાય બ્રાહ્મણોના એવા બે વિભાગ પાડી શકાય.

(૧) પોતાના પોષણ માટે પોતા ઉપર જ આધાર રાખનારા; તથા

(૨) તેને માટે અન્યના ઉપર આધાર રાખનારા.

(૧.)

આ વિભાગના બ્રાહ્મણો હાલમા વિવિધ પ્રકારના ધંધા રોજગારમાં પ્રવૃત્ત થએલા છે. આ ધંધામાં મુખ્ય ખેતી, વહેપાર તથા સેવા ( નોકરી ) હોય છે. સેવા પણ ઉત્તમ, મધ્યમ અને અધમ. ઉત્તમ સેવા એટલે સારા હોદ્દાની તથા સારા પગારની નોકરી; સરકારની, રજવાડાની કે ખાનગી.

મધ્યમ સેવા એટલે સાધારણ પગાર તથા સાધારણ અધિકારની નોકરી જેવી કે સરકારી કે રજવાડી કેળવણી વગેરે ખાતાંઓની નોકરી; તથા અધમ સેવામાં હલકી. પાણી પાવાની, રસોઈ કરવાની, સિપાઈગીરીની આવી આવી નોકરી આવી જાય છે. નોકરીમાં ઘણા ખરા બ્રાહ્મણો કેળવણી ખાતાની નોકરી વધારે પસંદ કરે છે; તથા તે ખાતાંમાં બ્રાહ્મણોની સંખ્યા વધારે હોય છે.

(૨.)

આ વિભાગમાં આવતા બ્રાહ્મણો બહુધા પોતાની વિદ્યાથી કે કેવળ અભણ હોવા છતાં ફક્ત જન્મથી જ બ્રાહ્મણ હોવાના હકથી પોતાનો વ્યવહાર ચલાવી શકે છે.

આમાના વિદ્વાન બ્રાહ્મણો કર્મકાંડ કરાવી પુરોહિત તરીકે, શાસ્ત્રિ તરીકે, પુરાણી તરીકે જોશી તરીકે વૈદ્ય તરીકે કે એવા અન્ય પ્રકારના ઉદ્યમોથી માન સહિત પોતાનું કાર્ય નિભાવે છે, તથા અભણ વર્ગ શહેર કે ગામમા ભીખ માગીને મદિરામા પૂજા કરીને કે એવી વિવિધ રીતે પોતાનું અજ્ઞાન અને નિર્ધન જીવન પુરૂં કરે છે આ અભણ વર્ગ એ પ્રજા ઉપર એક જાતના બોજા રૂપ જ છે

આમાના જે બ્રાહ્મણો સારા અધિકારની નોકરી કરી કે પોતાની સંસ્કૃત વિદ્યાના બળથી પોતાનું વ્યવહાર કાર્ય ચલાવે છે તેઓની સ્થિતિ એકદર સાધારણ હોય છે પરતુ બાકીના મ્હોટા ભાગની સ્થિતિ ઘણી જ નિર્ધન દુખી અને દયાપાત્ર છે ગુજરાતી બ્રાહ્મણ સરકારી લશ્કરી નોકરીમા રહેતા નથી

હવે બ્રાહ્મણોની આ સ્થિતિ હોવાના શા કારણો છે, તથા આથી ઉત્તમ સ્થિતિ મેળવવાને શા સાધનોની આવશ્યકતા છે તેનો આપણે વિચાર કરીશુ

આવી સ્થિતિ થવાના અનેક કારણો એકત્ર થએલાં છે પરતુ બધા કારણોનો મુખ્ય બેમા જ સમાવેશ થઈ શકે

(૧) અજ્ઞાન અને (૨) નિર્ધનતા

આમાનું બીજું કારણ બહુધા પહેલાને લીધે જ ઉદ્ભવે છે

હવે આ સ્થિતિમાથી ઉત્તમ સ્થિતિ પ્રાપ્ત કરવાના સાધનોનો વિચાર કરતા પહેલાં આપણે જોઇશુ કે બ્રાહ્મણો એ હીંદુ પ્રજાનો કેવો ભાગ છે તેમનામા શી શક્તિ છે તથા હાલના અજ્ઞાન અને અંધકારના સમયમા પણ તેમણે પોતાની વારસામા મળેલી શક્તિને વિવિધ દિશાઓમા જનકલ્યાણાર્થે કેવી રીતે વાપરી છે

પશ્ચિમ સાથેના સમાગમથી આપણા ધાર્મિક, સામાજીક રાજકીય તથા આર્થિક વિચારોમા બહુ નવીન સમેલન થયુ છે હવે આ સમેલન કરનાર કોણ હતા તથા તેમણે શુ શુ કર્યું છે તેનો આપણે થોડાક વિચાર કરીએ

ધાર્મિક.—આ વિષયમા જે સસ્થાઓએ દેશમા નવીન વિચાર પ્રેરી દેશકલ્યાણાર્થે સંગીન કામ કર્યું છે, તે બે સસ્થાઓ આર્યસમાજ અને રામકૃષ્ણ મીશન છે આમાની પહેલી સસ્થા જેના ફળ રૂપે આપણે સ્વદેશભક્ત લાલા લજપતરાય અને અન્ય બીજા જોઇએ છીએ તેનો સ્થાપક એક ગુજરાતનો બ્રાહ્મણ જ હતો, તેમ જ બીજી સસ્થાનો સ્થાપક પણ આપણે તેના જીવનચરિત્ર ઉપરથી જાણીએ છીએ કે એક બગાળાનો બ્રાહ્મણ જ હતો.

**સામાજીક**—સમાજની દુખપ્રદ સ્થિતિનું ભાન પણ પ્રથમ બ્રાહ્મણને જ થયુ હતું. તેમની **હૃદયની परोपकाराय सतां विभूतय** લાગણી સતેજ થઈ તેથી મહાન કષ્ટ ખમી દેશનું સાંસારિક જીવન સુધારણાર્થે અથાગ પ્રયત્ન કરનાર બગાળાનો આદિ * સુધારક રાજા

* The Brahma Samaj is more a social than a religious "Secession" Bose H civilization Vol I p 182

રામમોહનરાય તથા આપણા ઇલાકાના સ્વર્ગસ્થ સુપ્રસિદ્ધ મહાદેવ ગોવિંદ રાનડે, ભોળાનાથ સારાભાઈ તથા અન્ય ઘણા પણ બ્રાહ્મણ કુટુંબમાં જ જન્મેલા હતા.

**રાજકીય.**—આ વિષયમાં આપણે અત્યાર સુધી તદ્દન અજ્ઞાન જ હતા એમ કહીએ તો ચાલે. પરંતુ લોર્ડ કર્ઝનના આવવા પછી તથા બંગાળાના ભાગલા પડયા પછીના સમયથી આ વિષયમાં આપણે ઘણા જ અગાડી વધવા મંડયા છીએ અને નવીન વિચારના સ્ફુરણથી આપણી રાષ્ટ્રીય સભાના જે બે વિભાગ પડયા, તે વિભાગમાં પણ ઉદ્દામ પક્ષના હીંદુ અગ્રેસર, જેમણે આરંભકાળથી જ પોતાને જે સાધન સત્ય જણાયાં તે અનુસાર દેશના અભ્યુદય અર્થે ગમે તેવા સંકટો પડે તે સહન કરવાનો દૃઢ સંકલ્પ કરી પોતાનું જીવન અર્પણ કર્યું છે તે મહાન દૃઢ, ધીર અને સ્થિતપ્રજ્ઞ શ્રીયુત બાળ ગંગાધર તિલક, તથા વિનીત પક્ષના હીંદુ અગ્રેસર જેમણે પણ સ્વદેશસેવામાં જ જીવન અર્પણ કર્યું છે એવા નર રત્ન ગોપાળ કૃષ્ણ ગોખલે, એ બન્ને પુનાના બ્રાહ્મણ કુળમાં જ જન્મ્યા છે

**આર્થિક કે ઔદ્યોગિક.**—આ વિષયમાં પણ હાલ આપણા દેશમાં જે ઉદ્યોગથી આપણું કલ્યાણ આપણે સાધીશું એમ માની તેની ખીલવણી પાછળ પ્રયાસ કરીએ છીએ તે સુતર કાપડનો ઉદ્યોગ †પશ્ચિમની ઢબ ઉપર આપણા દેશમાં ઘણી મુશ્કેલીઓ વેઠી, વિશાળ બુદ્ધિ ચલાવી તથા સાહસિક થઈ દાખલ કરનાર સ્વર્ગસ્થ રા. બા. રણછોડલાલ છોટાલાલ સી આઈ ઈ એક ગુર્જર બ્રાહ્મણ કુટુંબમાં જ જન્મ્યા હતા.

આ ઉપરથી દરેક સૂક્ષ્મ વિચાર કરનાર મનુષ્યને જણાશે કે હીંદુ પ્રજામાં બીજી બધી વર્ણ કરતા બ્રાહ્મણો બુદ્ધિ તથા હૃદયબળમાં પુરાતન કાળથી શ્રેષ્ઠતા ભોગવતા આવ્યા છે, તથા હાલ પણ ભોગવે છે *

સાંપ્રત કાળમાં દુનિયાની બધી પ્રજાઓમાં બુદ્ધિબળનું જ યુદ્ધ ચાલે છે, ત્યારે આવા સમયમાં હીંદુ પ્રજા તેમનામાં બુદ્ધિની ઉત્કૃષ્ટતા ભોગવતા બ્રાહ્મણો, જેમની ઘણા કારણોથી દુઃખપ્રદ સ્થિતિ થઈ ગઈ છે તેમને અંધકારમાંથી પ્રકાશમાં લાવવાનો તથા જ્ઞાનબળથી તેમનું હૃદયબળ સતેજ કરવાનો, પ્રયાસ કરતી નથી તેથી સમસ્ત દેશને કેટલું બધું નુકસાન થાય છે તેનો ખ્યાલ દરેક વિચારવંત પુરૂષને સહેજમાં આવી શકશે

ઉપર પ્રમાણે ગુજરાતના બ્રાહ્મણોનું બળ, તેમની સ્થિતિ, તેમની વ્યવહાર ચલાવવા

---

† "But according to official statements the industry dates from 1861 when the first mill was started at Broach A Hindu gentleman Rao Bahadur Ranchod Chotalal, was one of the pioneers of the cotton mill industry of India.... soon after the Oriental and the Manakji Petit mills were started in Bombay" Bose's H C, Vol II p. 286

* The Brahman has been intellectually in advance of the rest of the Hindu race " Mr Sherring in his Hindu tribes and castes"

અર્થે વિવિધ પ્રકારની પ્રવૃત્તિ વગેરેનું નિરીક્ષણ, તથા બ્રાહ્મણોની શક્તિ વિષે થોડો વિચાર કરી, હવે આપણે તેમની હાલ છે તે કરતાં ઉત્તમ સ્થિતિ શી રીતે થઈ શકે તેનો વિચાર કરીએ.

આ વિષે વિચાર કરવો એ વિશાળ બુદ્ધિ અને જ્ઞાનની જરૂરીયાતવાળું હોવાથી તથા મારામાં આની અલ્પતા હોવાથી, આ વિષયમાં પ્રવેશ કરવાની હીમ્મત કરવી એ એક નદીના શાંત તળાવમાં તરનાર ઉછળતા મહા સાગરમાં તરવા પડે એવું હોવા છતાં આ પ્રયાસમાં હું એવી આશાથી પ્રવર્તું છું કે જેથી અન્ય વિદ્વાન બંધુઓ આ પ્રશ્ન ઉપર વિચાર કરી, ચર્ચા કંઈ ખાસ કાર્ય કરવા તરફ લક્ષ આપી તેમાં પ્રવર્તાવે.

આવા પ્રયાસ વાસ્તે આ શહેરમાં થોડા સમય ઉપર એક સભા સ્થપાઈ હતી, તથા તેની બે ત્રણ બેઠકો પણ થઈ હતી પરંતુ આપણામાં સ્વાશ્રય ઉપર આધાર રાખી કામ કરવાની શક્તિ ન હોવાથી, દરેક વિષયમાં અન્ય ઉપર આધાર રાખવાની ટેવ હોવાથી, ખરી લાગણી વાળા તથા નિસ્પૃહી થઈ કાર્ય કરનારના અભાવથી તથા વળી કોઈ આવો મળી આવે તો તેનામાં સમાજના કાર્ય માટે જોઈતા વિશાળ જ્ઞાન તથા સમાજના કલ્યાણાર્થે વ્યક્તિત્વ મત દાબી બહુ મતે કામ કરવાની હૃદયની શક્તિની અલ્પતા હોવાને લીધે એ સભા જેવી જન્મી તેવી જ એક પતંગીયાની પેઠે અંધકારમાં અદૃશ્ય થઈ ગઈ છે.

આશા છે કે આ લેખથી મૃત સભા મેળવનાર, તથા તેમાં ભાગ લેનાર સદ્ગૃહસ્થોનાં અંતઃકરણમાં **परोपकारायसतां विभूतय:** એવાન પ્રકટ થઈ બંધુઓનું અજ્ઞાન દૂર કરવા તથા તેમના દુઃખમાં ભાગ લેવા તૈયાર થઈ કંઈક સંગીન કાર્યનો આરંભ કરશે.

હવે આ સ્થિતિ સુધારણાર્થે ક્યા માર્ગમાં પ્રવૃત્તિની જરૂર છે તે મારી બુદ્ધિ પ્રમાણે અન્ય બંધુઓ સમક્ષ વિચારવા તથા ચર્ચાવા મુકું છું.

આગળ મેં જણાવ્યું છે તેમ આ દુઃખ પ્રદ સ્થિતિનું કારણ "અજ્ઞાન" એ જ મને જણાય છે; અને આ અજ્ઞાન દૂર કરવાનો ઉત્તમ માર્ગ વેદાંત સિવાય આપણને બીજે ક્યાંથી મળશે ? આપણા ઋષિ મુનિયો હમેશાં પ્રાર્થના કરતા કે

**असतोमासद्गमय, । तमसो माज्योतिर्गमय ॥**

હવે આ જ્યોતિ મેળવવાને વેદાંત આપણને **कोऽहं** (Know thy self) એનો વિચાર એજ પ્રથમ પગલું બોધે છે.

આ સૂત્ર અનુસાર, આપણે ગુજરાતના બ્રાહ્મણોએ, આપણે કોણ છીએ ? કેટલા છીએ ? આપણું બળ શું છે ? આપણું તેજ શું છે ! આપણામાં શી શક્તિ છે ? એના વિચાર કરવા જોઈએ અને એ વિચાર જ ઉન્નતિનો માર્ગ દર્શાવનારૂં, અજ્ઞાન દૂર કરનારૂં અને જ્યોતિ પ્રાપ્ત કરનારૂં પ્રથમ સાધન છે.

આ જ્ઞાન મેળવવાને આપણે સ્થૂળ ભૂમિકા ઉપર, એક મંડળ સ્થાપવું જોઇએ, જે મંડળ વિવિધ માર્ગે જુદી જુદી જ્ઞાતિઓની સંખ્યા, તેમનાં સ્થાન, તેમની સ્થિતિ વગેરેની માહીતી એકત્ર કરે.

આ માહીતી એકત્ર કરનારનું કાર્ય મુકરર કર્યા પછી, તથા તે વિષેની માહીતી મેળવ્યા પછી, એક બીજું વિશાળ મંડળ સ્થાપવું જોઇએ. જે ધન ઉપાર્જન વિગેરેની હરેક પ્રકારની યોજનાઓ કરે તથા તમામ વ્યવસ્થા ઉપર દેખરેખ રાખે તથા મદદ કરે, અને આ પાંચ, સાડા પાંચ લાખ ઉપરાંત બ્રાહ્મણોને પોતાની ઉન્નતિ અર્થે એકત્ર થઈ તન, મન અને ધનથી પ્રયાસ કરવા આમંત્રણ મોકલે. આ આમંત્રણને આવકાર મળ્યા પછી આ મંડળના એક વિભાગે બ્રાહ્મણ બાળકોને ( બાળક તથા બાળકીઓને ) ઉપનયન સંસ્કાર, તથા યોગ્ય વય થયા પછી જ્ઞાનમાર્ગમાં કેવી રીતે યોજવાં તેનો વિચાર કરવા એક વિદ્વાન સમાજ મેળવવો; જેના સભાસદોએ બાળકોને શિક્ષણ શા વિષયનુ આપવુ, કેવી પદ્ધતિસર આપવું, સ્થળ કયાં મુકરર કરવાં, તેમાં શું ખર્ચ થાય, તેમાં કેવા કાર્ય કરનાર યોજવા જોઇએ, આનાં સાધન કેમ મેળવી શકાય આનો વિચાર કરી, નિર્ણય કરી તેનાં સાધનો મેળવવા તથા કાર્ય શરૂ કરવા પ્રયાસ કરવો; અને જેમ જેમ સાધનની અનુકૂળતા વધતી જાય તેમ તેમ આ કાર્યમાં આગળ વધતા જવું.

વળી બીજો એક વિભાગ પાડવો, જે મંડળના સભાસદો વચલા વર્ગના ગૃહસ્થ, તથા ઉત્તરાવસ્થા પ્રાપ્ત કરેલાં બન્ને વર્ગનાં વૃદ્ધ યા યુવાન, સધન વા નિર્ધન, વિધવા વા વિધુર, પુરૂષ વા સ્ત્રી, અજ્ઞાન કે જ્ઞાનવાન, દુઃખી ને સુખીની મદદ અને સુખીને દુઃખીની સેવા તે જ પ્રમાણે જ્ઞાની અજ્ઞાનીનુ, એ બધાને એકત્ર કરી એક બીજાને કેવી રીતે ઉપયોગમાં લઈ મદદ આપવી તથા તેમનું અજ્ઞાન અને દુઃખ કેમ દૂર કરવું તેનો વિચાર કરવો, તેમાં જોઇતાં સાધનો વિચારી મેળવવા પ્રયાસ કરવો અને ઉપરના મંડળ પ્રમાણે કાર્ય આરંભવું.

ઉક્ત મંડળોની સ્થાપના, તથા તેની માહીતી માટે એક માસિક. આટલું કર્તવ્ય હાલમાં બસ થશે એમ મને લાગે છે; પરંતુ એ વિચારે કે અન્ય ઉત્તમ વિચારો પ્રમાણે કાર્ય થવા માંડવું જોઇએ; બ્રાહ્મણ બંધુઓને ત્વરાથી આ કાર્ય આરંભવા વિનંતિ કરી તથા આ કાર્યનો ત્વરાથી આરંભ થશે એવી દૃઢ શ્રદ્ધા રાખી આ લેખ સમાપ્ત કરૂં છું.*

સરખેજ. } રામશંકર હરજીવન ત્રિપાઠી.

* ઉપરના લેખમાં જણાવેલાં કોઈ પણ કાર્યમાં, કોઈ પણ રીતે ઉપયોગી થઈ સહાય આપવાની જે કોઈ યુવક કે ગૃહસ્થની ઇચ્છા હોય તે બન્ધુઓને લેખક સાથે આ માસિકના વ્યવસ્થાપક મારફત પત્ર વ્યવહાર ચલાવવાની નમ્ર વિનંતિ છે.

# મરાઠી લેખકોનું ચોથું સંમેલન.

( અનુસન્ધાન પૃષ્ઠ ૨૪૬ થી )

પ્રતિષ્ઠાન અથવા પૈઠણ શહેર ખ્રિસ્તી સન પૂર્વે મરાઠાની રાજધાની હતુ. ઈ સ. ૬૦ મા નહાલ રાજાએ સપ્તશતી નામનો ગ્રથ રચ્યો. તેથી ખ્રિસ્તી સન પહેલા મરાઠી ભાષા હશે એમ દીસે છે.

અપરાન્ત અને કોકણ એનો ઉલ્લેખ મહાભારતમા છે અને તે મહારાષ્ટ્રમા જ ગણાતા. ડા. સ્ટીન કુનાઉએ, બાલ રામાયણમા મહારાષ્ટ્ર સબન્ધે જે ઉલ્લેખ છે તેનો ઉતારો આપ્યો છે તેમા મહારાષ્ટ્ર એટલે વિદર્ભ અને કુતલ વચ્ચેનો પ્રદેશ કુતલ એ દક્ષિણની કૃષ્ણા નદી સુધીના મુલકનું નામ છે ખિરાનથી બેનગામ પર્યંત મહારાષ્ટ્રનો ફેલાવો હતો વરાહ મિહિરના ગ્રથમા 'મહારાષ્ટ્ર' નામ મળે છે

**મરાઠી ભાષા.**

હિન્દુસ્તાનની જુદી જુદી ભાષાઓને યુરોપિઅન વિદ્વાનોએ બે વિભાગમા વહેંચી છે તેના નામ 'આતીલ' ( inner ) અને 'બાહેરીલ' ( outer ) છે. એટલે ગગા અને યમુના વચ્ચેના પ્રદેશની પ્રજા જે ભાષા બોલતી, તે તેઓએ ( Midland band ) યાને 'આતીલ' સમૂહમાં મુકી છે, અને આસપાસના પ્રદેશમા જે ભાષાઓ વપરાતી તે ( Outer band ) અથવા 'બાહેરીલ' વિભાગમા આવે છે આ ઉપરાન્ત કેટલીક વચલા વર્ગમા ( Intermediate ) છે મરાઠી ભાષાને યુરોપિઅન વિદ્વાનો 'બાહેરીલ' વિભાગમા મુકે છે પણ ન બા વૈદ આ મતને સ્વીકારતા નથી અને કહે છે કે મરાઠી ભાષા કેટલેક ઠેકાણે 'આતીલ' વિભાગની ભાષા સરખી અને કાંઈ 'બાહેરીલ' વર્ગમા જાય છે અને થોડીક બન્નેથી નીરાળી છે *

**મરાઠીનું હાલનું સ્વરૂપ.**

ઇસ્વીસનના પાચમા સૈકામા મરાઠી ભાષાને હાલનુ સ્વરૂપ પ્રાપ્ત થઈને, મરાઠી સાહિત્યની શરૂઆત નવમા સૈકામા હોવી જોઇએ શંકરાચાર્ય પછી લોકમા ધર્મજાગૃતિ વાસ્તે વિદ્વાન લેખકોએ દેશી ભાષાદ્વારા પ્રયત્ન શરૂ કર્યો અને જ્ઞાનેશ્વર, મુકુદરાય અને નામદેવ એઓના ગ્રથો, મરાઠી સાહિત્યના પાયા તરીકે ગણાય. આ પાયાપર એકનાથ, તુકારામ, મુક્તેશ્વર અને રામદાસ સાધુઓએ સુદર મજલા બનાવ્યા અને તેઓની પછીના કવિઓએ તેનીપર કેટલાક નાના મોટા શિખરો ચઢાવ્યા. વામન પડિત, મોરોપત, શ્રીધર, અને મહિપતી એઓના સુશોભિત અને ઉંચા શિખરો ઉપરાત રઘુનાથ પડિત, અમૃતરાય અને રામ જોશી વિગેરે એ નાના નાના મિનાર, આ સરસ્વતીમદિર ઉપર રચ્યા છે.

---

* વિશેષ માહિતી નીચેના પુસ્તકમાથી મળશે—ડૉ ગ્રીઅરસન—Census Report (1901) 'ઇમ્પીરીઅલ ગેઝીટીઅર' વૉ ૧—નવી આવૃત્તિ—અને ડા. ટેલરનુ ગુજરાતી ગ્રામર બીજી આવૃત્તિ—Appendix A. ( પ્રેસમા છે )

ઈલાકાની શિક્ષણપરિષદમાં આ સબંધી ચર્ચા થઈ હતી અને ચોપડીઓમા ઘણો જ ફેરફાર કરવાની જરૂર છે એમ ઠરાવવામા આવ્યુ આ વાસ્તે બુક કમીટીની નિમણુક થઈ ને નવી ચોપડીઓ તૈયાર કરાવી. આ કામ ૧૯૦૫ માં પુરૂ થયુ આ ચોપડીઓ છાપવાનુ કામ મૅક-મિલન કંપનીને આપવામા આવ્યુ અને આ સબધી સરકારે કંપનીને ફાયદાકારક અને લોકો ઉપર અમસ્તો કરનો બોજો વધારનારો કરાર કંપની સાથે કર્યો તે જ પ્રમાણે વર્ણમાલાનો ભગ, તથા શુદ્ધ લેખનમા ફેરફાર આને લીધે લોકોનુ લક્ષ આ ચોપડીઓ તરફ વળ્યુ ચોપ-ડીઓની કીંમત વધારવામા આવી ને કેટલાક ચિત્રો પણ અસ્પષ્ટ તથા ઝાખા નાખવામા આવ્યા વર્ણમાલાનો અનુક્રમ બદલી નાખ્યો. એટલે શીખવાડવાની વખતે પહેલા પ્રમાણે અક્ષરો ન શીખવતા, જૂદી રીતે શીખવવાનો ઠરાવ થયો. આ સબધી રા લેલે શાસ્ત્રીએ 'કેસરી' માથી કેટલાક ઉતારા વાચી સભળાવ્યા હતા. ને કહ્યુ હતુ કે શુદ્ધ લેખનમા સરકારે ફેરફાર કરવાની કાંઈ પણ જરૂર નહોતી, પણ એ કામ કરવાને સરકાર તૈયાર થઈ! મુબઈમા આ સંબધી સર ભાલચદ્રે સભા ભરી ગવરનર સાહેબ સધી તકરાર કરી, ત્યારે સરકાર તરફથી આશ્વા સન મળ્યુ કે હાલ તો એમા ફેરફાર થઈ શકે નહીં ચોપડીઓની બધામણી ખરાબ છે ને કીંમત પણ વધારે છે ચિત્ર ઠીક નાખ્યા છે ને ચોપડીની વિભાગણી ઠીક કીધી છે. પરતુ શાસ્ત્રીય વિષયો જરા દુર્બોધ થયા છે, ભાષા પણ મોળી છે. સારા લેખકોના ઉતારા લીધા છે તેટલા જ સારા છે શ્રી શીવાજી મહારાજના ચરિત્રને પહેલા જગ્યા આપી નહોતી પરતુ હાલ ઈતિહાસના ભાગમા શીવાજી સબધીના પાઠ આપેલા છે સરકાર, લોક, કર એ વિશે માહીતી જોઇએ તેવી આપી નથી જાપાન વિશે માહીતી આપવી જોઇતી હતી તે આપી નથી જે વિષયો ઉપર વાદ વિવાદ ઉત્પન્ન થાય એવા પાઠ અહીં નાખેલા છે જે સબધીની નાના છોકરાઓને કંઈ પણ જરૂર નથી એવા વિષયો લીધેલા છે સ્વદેશપ્રીતિ વિદ્યાર્થી વર્ગમા વૃદ્ધી પામે એવા પાઠ નથી, પરતુ ઉલટુ કેટલેક ઠેકાણે પોતાના સ્વદેશ બાંધવ પ્રત્યે અના દર ઉત્પન્ન થાય એવુ કહેલું છે કવિતાઓ આપી છે તે મધ્યમ છે એમ કહીને રા લેલે શાસ્ત્રીએ દરેક પુસ્તક લેઈ તેનુ બારીકાઈથી ગુણદોષ વિવેચન કર્યું હતુ ચોપડીઓનો આકાર ટાઇપ તથા બધામણી એની સાથે સરખાવતા કીંમત વધારે રાખવામા આવી છે ને રાજ-નિષ્ઠાનુ પુરાણુ કેટલેક ઠેકાણે નકામુ ઘુસાડવામા આવ્યુ છે એટલું કહીને તેઓએ પોતાનો નિબધ પુરો કર્યો હતો પછી રા વિષ્ણુ ગોવિંદ ચિપલુનકરે આ નિબધ ઉપર વિવેચન કરતા કહ્યુ હતુ કે ક્રમિક ચોપડીઓ ખરાબ તો થઈ છે જ એમા જરા પણ વાંધો નથી, પરતુ એ લીધે લોકોમા જે જાગૃતી થઈ તેનાથી આપણૂં મરાઠી સાહિત્ય તરફ લક્ષ દોરાયુ છે એ એક સારી વાત છે અનુસ્વારોનુ બંડ કોકણસ્થ બ્રાહ્મણોએ ઉભું કર્યું છે એ તદન ખોટી વાત છે, બીજી ભાષાઓમા અનુસ્વારોની તરફેણમા લોકોની ઘણી પ્રવૃત્તિ છે જે ગ્રંથકારોનો આ-ધાર લેઇને અનુસ્વારો કાઢી નાખવા એમ રા લેલે શાસ્ત્રી કહે છે તે ગ્રથકારો જ અનુસ્વા-રોની તરફેણમા છે એમ બારીકાઈથી એમની ચોપડીઓ વાચતા જણાઈ આવશે મોટા ચિપ લુણકરનુ મત દીર્ઘ ઈકારાન્ત શબ્દ લખવાના તરફેણમા હતું એ તદન ખોટુ છે આ પ્રમાણે ભાષાની કોઇએ પણ ખરાબી કરવી નહીં એમ કહીને તેઓએ પોતાની ટીકા પૂરી કરી હતી. પછી રા નારાયણ કૃષ્ણ ગર્દે બોલવા ઉઠયા. તેઓએ ક્રમિક ચોપડીઓમાની ભૂલોનો ઉલ્લેખ કર્યો હતો, અને હાલના એક કવિએ કરેલી ભાષાતરકૃતિમાની ભૂલો તેઓએ બતાવી હતી

ને કહ્યું કે આ સંબંધી વિવેચન કરવા વાસ્તે સાહિત્ય પરિષદે માસિક 'ચોપાનીયું' કાઢવાની ઘણી જરૂર છે.

પછી રા. ગોગટે—ડે. એ. ઇન્સ્પેકટર મિરજ, એમણે પોતાનો મોડી લિપિ સંબંધીનો નિબંધ વાંચી સંભળાવ્યો હતો. આપણામાં મોડી લિપિમાં લખવાનો ઘણો જ પ્રચાર છે; કારણ તે ઘણી જ ઝડપતથી લખી શકાય છે; લોકો લિપિ કેવી રીતે પસંદ કરે છે, મરાઠી વર્ણમાલા કેવી સરસ ને સશાસ્ત્ર છે, રોજના વહેવારમાં શુદ્ધાશુદ્ધ તરફ લક્ષ આપવાને વખત નથી પણ ઝડપથી કેમ લખાય એ તરફ ઘણું લક્ષ હોવાને લીધે બાળબોધીમાંથી મોડીની ઉત્પત્તિ થઈ; કેટલાક આ લિપિને ચિટણીશી કહે છે, કેટલાક 'મૌર્યાચી' કહે છે, કોઈ હેમાડપંત આ લિપિ લાવ્યા એમ કહે છે,+ અને કોઈ બાલબોધ એ પ્રાચીન દેવનાગરીનું અર્વાચીન રૂપ ને મોડી એ અશોક લિપિનુ અર્વાચીન રૂપ છે એમ પ્રતિપાદન કરે છે, પરતુ આ તેમનું કહેવું કેવી રીતે સયુક્તિક નથી વિગેરે સંબંધી તેઓએ સવિસ્તર રીતે અને દાખલા આપીને વિવેચન કર્યું હતું; અને હાલ મોડી લિપિ સર્વ લોકોને માન્ય થવાને તેમાં કંઈ કંઈ સુધારણાઓ થવી જોઇએ એ વિશે પણ તેઓએ બે શબ્દ કહ્યા હતા, આ પછી પરિષદનુ તે દિવસનું કામ પુરૂં થયુ હતું.

બીજા દહાડે સવારે બહારગામનાં જે લોકોને હાજર રહેવાનુ બની શક્યું નહીં તેઓ તરફથી તાર માર્ફત જે સંદેશા આવ્યા હતા તે વાંચી સભળાવ્યા હતા.

ત્યારબાદ રા. ગંગાધર નારાયણ સહસ્રબુદ્ધેએ પોતાનો 'મરાઠી ભાષાનુ શાસ્ત્રીય સાહિત્ય' એ વિષય ઉપરનો નિબધ વાંચ્યો હતો. જપાની લોકનો અભ્યુદય ભૌતિકશાસ્ત્રના અધ્યયનથી જ થએલો છે; કારણ મનઃપ્રવર્તન શરીરવર્ધન અને વિજ્ઞાનવર્ધન એ ભૌતિક શાસ્ત્રોના મદદથી જ થાય છે. આજ સુધી મરાઠી ભાષામાં થએલા દસ હજાર ગ્રંથોમાં, સો ગ્રંથ પણ શાસ્ત્રીય વિષયો ઉપરના નહી હશે. ભૌતિકશાસ્ત્રો ઉપર ગ્રંથો લખાવાની શરૂઆત ૧૯ મા સૈકામાં થઈ. શરૂઆતમા એ વિષયોપરનાં ગ્રંથો ઇંગ્રેજીનાં ભાષાંતરો જ હતા. તે પછીના ગ્રંથોની યોગ્યતા કેવી રીતે ઓછી હતી, આ સંબંધી થયેલા પ્રયત્નો કેવી રીતે નિષ્ફલ ગયા અને સાધારણ જનસમાજને આ વિષયની રૂચી કેવી રીતે લાગશે ને તે તેમનામાં કેવી રીતે ઉત્પન્ન કરવી જોઇએ ઇત્યાદી મુદ્દાનું વિવેચન તેઓએ પોતાના નિબંધમા કર્યું હતું.

આ નિબંધ ઉપર વિવેચન કરતાં રા. ચિપલૂણકરે રા. બ. કીર્તનેએ કરેલા ઉદ્યોગનો ઉલ્લેખ કર્યો હતો ને વડોદરાના શિક્ષણ ખાતા સંબંધી થોડી માહિતી આપીને વડોદરાના Vernacular College of Scienceનો ઇતિહાસ કહ્યો હતો. છેવટે તેઓએ કહ્યું કે શાસ્ત્રીય શિક્ષણ પોતાની ભાષામાં અપાયા શિવાય સારા શાસ્ત્રીય ગ્રંથો પૈદા થશે નહીં. પછી વિનાયકરાવ ભાવે બી. એસસી. એ કહ્યું હતું કે એલ. એમ. એન્ડ. એસ. ડૉકટર એ ઇંગ્રેજી દવાઓ ખપાવનારો એક જાતનો દલાલ છે. તે, ઇંગ્રજોએ મોકલેલી

+ આ દંતકથાની હકિકત દેવળાલીકર કૃત ગુજરાતી મરાઠી શિક્ષણ પ્રકાશ. ભાગ ૧ માં આપેલી છે.

દવાઓ વગર, કંઈ કરી શકે કહી. તેને ઓસડ તૈયાર કરતાં આવડતાં નથી તેમ તેને એ કરવાનું જોઇતું જ્ઞાન પણ હોતું નથી. ભાષાંતર કરીને શાસ્ત્રીય ગ્રંથો થતા નથી. કોઈ પદાર્થના ઘટકાવયવો શું છે તેની યાદીનું ભાષાંતર થઈ શકે પણ તત્ત્વોનું તો રૂપાંતર જ થવું જોઇએ. પરંતુ રૂપાંતર સારૂં થવા વાસ્તે તે કરનારને વિષયનું જ્ઞાન સારૂં હોવું જોઇએ. સ્વતંત્ર શાસ્ત્રીય ગ્રંથ સારા થવાને તે કરનારને તેનું જ સારૂં જ્ઞાન હોવું જોઇએ. પરંતુ અહીંઆ, બાગ બગીચા, રસાયનશાસ્ત્રનાં સાધનો, ઉપલબ્ધ નથી. સરકાર તો આપણને આ જ્ઞાન આપવાની બિલકુલ તરફેણમાં નથી.× રાષ્ટ્રની તેટલી પ્રગતી થયા વિના શાસ્ત્રીય ગ્રંથ કદી પેદા થનાર નથી. કોશ તૈયાર કરાવીને આ કામો થશે નહીં. શાસ્ત્રીય વિષયોમાં આપણી તેટલી પ્રગતી–General culture–થયા વિના, શાસ્ત્રીય પરિભાષાનો કોશ તૈયાર કરવો એ છોકરૂં જન્મ્યા પહેલાં તેનાં કપડાં વેતરવા જેવું છે. શાસ્ત્ર એ કંઈ બચ્ચાંનો ખેલ નથી. એટલું કહીને રા. ભાવેએ પોતાનું અત્યંત અસરકારક ભાષણ પૂરૂં કર્યું હતું.

અધ્યક્ષ રા. બ. વૈદ્યે આ વિવેચન ઉપર પોતે એવી આશા બતાવી કે સમર્થવિદ્યાલયમા શાસ્ત્રીય શિક્ષણ મરાઠી ભાષાદ્વારે આપવામા આવીને દ્રવ્ય પ્રાપ્તી વાસ્તે નહીં પણ સ્વદેશની ઉન્નતિ કરવા વાસ્તે શીખનારા વિદ્યાર્થી તૈયાર થશે.

પછી પ્રસિદ્ધ ઇતિહાસ સશોધક રા વિશ્વનાથ કાશીનાથ રાજવડે યાંની 'લ' નો 'ળ' મરાઠીમાં કેમ થાય છે અને દ્વિત 'લ્લ' નો એકલો 'લ' કેમ થાય છે વિગેરે સંબંધી જે સિદ્ધાંત પ્રસિદ્ધ કરવામા આવ્યો છે તે સર્વસ્વ ખરો નથી એવા અર્થનો પોતાનો એક નાનો નિબંધ વાચી સંભળાવ્યો રા. રાજવાડેએ બીજો એક 'મુક્તેશ્વર' ઉપરનો પોતાનો નિબંધ વાચ્યો હતો. શીવાજી મહારાજના ચંદ્રાત્મના કવિની કવિતાઓ ઉપરથી એમ માલમ પડે છે કે, જે મહાભારત મુક્તેશ્વરે કર્યું તેનું પછીનું કામ ચંદ્રાત્મના કવિએ કરેલું છે, એ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે મુક્તેશ્વરે મહાભારતના પહેલાં પાંચ જ પર્વ લખ્યા છે. તે પછીનાં પર્વ તેણે લખ્યા નથી એમ સિદ્ધ થાય છે; એવી રીતનો એમના નિબંધનો સારાશ હતો. પછી રા. રાજવાડેએ પોતાનો ત્રીજો નિબધ વાંચ્યો હતો. પૂર્વ ઇતિહાસનુ જ્ઞાન થયા વગર, હાલના કાળમા તથા આગળ શું થશે એ નક્કી કહી શકાય નહીં; તે વાસ્તે પહેલાં પૂર્વ ઇતિહાસનું સંશોધન થવુ જરૂરનું છે. તેથી જે કોઇને ઇતિહાસ સમજનારને મદદ કરવી હોય તેણે પૂર્વ સંશોધન થયા પછી ઇતિહાસકારને મદદ કરવી જોઇએ. હમણા એ કાળ આવ્યો નથી. આ એમના ત્રીજા નિબંધનો ટૂંકમાં સારાંશ છે.

રા. મહાદેવ હરી મોડક. બી. એ એમણે રા. રાજવાડેની સ્વાર્થત્યાગબુદ્ધિની અને એમની કામગીરીની સ્તુતી કરી હતી અને લોકોએ તેમના કામને મદદ કરવી અવસ્ય છે એમ લોકોને વિનતી કરી હતી. ડૉ. રાનડે. સોલાપુર–એઓએ જાહેર કર્યું કે સન ૧૮૦૦ થી ૧૯૦૦ સુધીના કાળનો ઇતિહાસ જે લખશે તેને રૂ. ૧૦૦૦ બક્ષીસ આપવા એક ગૃહસ્થ તૈયાર છે. સરત એટલી જ કે રા. બ. મહાજની રા. બ. વૈદ્ય તથા રા. બ. જોશી એ ત્રણ વિદ્વાનોએ

× સાયન્સનું શિક્ષણ આપવા, હાલમાં સરકારે એક ગવર્મેન્ટ ઠરાવ પ્રસિદ્ધ કર્યો છે.

ઇતિહાસ કઈ ઢબ પર લખવો તે વિશે પહેલા પ્રસિદ્ધ થવુ ને પછી લખાયેલો ઇતિહાસ આ ત્રણે વિદ્વાનોને પસંદ પડવો જોઇએ તો જ બક્ષીસના રૂપીઆ મળશે આના ઉપર રા રાજવાડે બોલી ઉઠયા કે જે ત્રણ રાવ બહાદુરોના નામ લેવામા આવ્યા તે ગૃહસ્થો સરકારી પેન્શનરો છે, અને તેથી તેઓ સરકારના ગુલામ છે ગુલામોને પસંદ પડે એવો ઇતિહાસ લખવાને કોઈ સ્વાતન્ત્ર્યપ્રિય માણસ આગળ આવશે નહીં જેથી કરીને જો સારો નિર્ભયપણાથી લખાએલો ઇતિહાસ થવાની ઇચ્છા હશે તો તે પાસ કરવાને વાસ્તે ઉપર કહેલા ત્રણે રાવ બહાદુરો તદ્દન નાલાયક છે બીજું ઇતિહાસ લખવાનો કાળ હજુ આવેલો નથી હાલ તો ફક્ત તેના સાધનો જ ભેગા કરવાની આવશ્યકતા છે પછી રા શંકરરાવ ચાગણ, બૅરિસ્ટર, એમણે વાક્યનો ઉદ્દેશ તથા તેનો વિધેય એ બેઉ જુદા માલમ પડે તો પણ તે એક છે એવા અર્થનો પોતાનો નાનો નિબંધ વાંચી બતાવ્યો હતો. રા મોડકે પણ આ ઉપર બે શબ્દ કહ્યા હતા. તે પછી તે દીવસનુ સભાનુ કામ પુરૂં થયુ

રવિવારે સાંજે શરૂવાતમા ધા ના'ના રા વ્યંકટેશ બાપુજી કેતકરે લખી મોકલાવેલી સૂચનાઓ અધ્યક્ષની પરવાનગી લઇને રા આપટેએ વાંચી સંભળાવી હતી ગણિત વિષય ઉપરના ઉચ્ચ ગ્રંથોનું ભાષાંતર થવુ ઘણુ અવશ્યનુ છે અને આ કામ વાસ્તે રા બ. દેવલ એ રૂ ૩૦૦૦ હજાર આપવા તૈયાર છે, સીનીયર રેંગલર પરાંજપે જેવા ગણીતશાસ્ત્રીનું મન આ તરફ દોરવાના પ્રયત્ન થવા જોઇએ ઇત્યાદી તેઓની સૂચનાઓ હતી પછી 'દીનબંધુ' પત્રના સંપાદક, રા. વાસુદેવ લિંગોજી બિર્જે એમણે પત્રદ્વારા જણાવ્યા મુજબ તેમનો એક લેખ વાંચી સંભળાવવામા આવ્યો હતો એ લેખનો મુદ્દો એટલો જ હતો કે કૈ વિષ્ણુશાસ્ત્રી ચીપળૂણકર જેવાની ભાષા જો જુસ્સા ભરેલી તથા મોહક છે તો પણ ઘણી કઠણ હોવાને લીધે નવા શીખનારાઓને વાસ્તે ઘણી જ તાપદાયક છે, વાસ્તે ભાષાની આ પદ્ધતિ છોડી દઇને જૂના કવિ પ્રમાણે ભાષા સહેલી લખવાના પ્રયત્નો થવા જોઇએ પછી રા રંગાચાર્ય રડ્ડી એમનુ ભાષણ થયુ હાલ જે પ્રાકૃત ભાષા કહેવાય છે તેનાથી એક જૂની પ્રાકૃત ભાષા છે કે નહીં, અને તે ભાષાનો વિસ્તાર શી રીતે થયો છે એ સબંધી વિચાર થવો ઘણુ જરૂરનું છે એમ તેઓનુ કહેવુ હતું

પછી રા. લક્ષ્મણ રામચંદ્ર પાંગારકરનુ 'જ્ઞાનેશ્વરીનો જીર્ણોદ્ધાર' એ વિષય ઉપર ભાષણ થયુ હતુ શકે ૧૧૮૭ મા જન્મેલા જ્ઞાનદેવને શકે ૧૨૦૯મા શુદ્ધિપત્ર મળ્યું ને તેઓ શક ૧૨૧૮ મા સમાધિસ્થ થયા. જ્ઞાનેશ્વરી ગ્રંથ શકે ૧૨૧૨ મા લખાયો. 'જ્ઞાનેશ્વરીનો જીર્ણોદ્ધાર' એ પ્રત શકે ૧૫૩૨ માની છે ભારદ્વાજ પાસેની જ્ઞાનેશ્વરીમા ઓવીઓ ૯૦૦૮ છે, પરન્તુ બસો અઢીસો વર્ષની પ્રત જોશો તો ૯૦૩૭ ઓવીઓ છે એમ માલમ પડશે. ચિદ્દ્ઘન સ્વામીએ એક ઠેકાણે કહ્યું છે કે ૮૦૫૦ ઓવીઓ જ્ઞાનેશ્વરીમા છે શકે ૧૫૩૨ મા લખાએલા એક ગ્રંથમા જ્ઞાનેશ્વરીમા ઓવીઓ ૧૫૦૫૦ છે એવુ લખેલુ છે ૧૫૩૨ મા—લખાએલી જ્ઞાનેશ્વરીની પ્રત મળી નથી, પરન્તુ તે સાલમા એક પ્રત જે માણસને મળી હતી તેણે જ્ઞાનેશ્વરીને એક વધારો જોડયો હતો તે જડી આવ્યો છે વધારામાની કેટલીક ઓવીઓ રા. પાંગારકરે વાંચી સંભળાવી હતી ને કહ્યું હતું કે

જ્ઞાનેશ્વરી સબંધી જેઓ શોધ કરે તેઓમા ધર્મશ્રદ્ધા તથા બારીકાઈથી તપાસવાની ટેવ એ બેઉની ઘણી જ જરૂર છે આ બે ગુણમાથી એક ના હોય તો ન ચાલે આ પછી રા બ ગણેશ વ્યંકટેશ જોશી બી. એ અધ્યક્ષની વિનંતી ઉપરથી બોલવા ઉભા થયા તે બોલ્યા કે ગ્રંથકારોની આ પરિષદમા બોધપ્રદ તથા વકૃત્વપ્રચુર એવા ભાષણો આપીને ગ્રંથકારોએ આપણને તલ્લીન કર્યા છે વિશેષમા 'જ્ઞાનેશ્વરીનો જીર્ણોદ્ધાર એ વિષય ઉપર રા પાંગારકરે આપણા આગળ ભાષણ આપીને તેઓએ આપણા ઉપર એક તરેહનો અનુગ્રહ જ કર્યો છે ગ્રથકારોના વિચારો પ્રમાણે વાચક વર્ગના વિચારો પણ આ પરિષદ આગળ આવવા જોઇએ તે વાસ્તે હુ વાચક વર્ગમાના એક તરીકે મારા વિચાર આપણા આગળ દર્શાવુ છુ મહારાષ્ટ્ર સાહિત્યની અભિવૃદ્ધી રાષ્ટ્રની પરિસ્થિતી અને ગરજો એના પ્રમાણે થાય છે કે નહીં અને જે વૃદ્ધી થાય છે તેના કરતા વધારે થવી જોઇએ કે કમ એ બે મુદ્દા વિચાર કરવા લાયક છે મુત્સદી તથા લઢવૈયો એના જેટલી જ, કઇકિ વધારે પણ ગરજ રાષ્ટ્રને ગ્રથકારોની છે Ideas and feelings move and govern the world જગતની પ્રગતીને જે ચલન મળે છે તે વિચાર અને મનોવૃત્તિ એ બેઉથી મળે છે એવુ ઑગસ્ટસ કામ્ટ એ નામના ફ્રેંચ લેખકનું કહેવુ છે ફ્રાન્સની રાજ્યક્રાતી રૂસો તથા વૉલ્ટેર જેવા તત્ત્વવેત્તાઓના ગ્રન્થને લીધે જ થઈ હતી. આ લેખકાના વિચારોથી એકલા ફ્રાન્સમા જ નહીં પણ આખા યૂરોપખડમા ક્રાન્તી થઈ હતી ઈંગ્લડમાની સન ૧૬૮૮ મા થએલી રાજ્યક્રાન્તી લોકોમા ઉત્પન્ન થએલા નવા વિચારોના બીજારોપણનું જ અંતિમ ફળ કહેવાય લોકના મનને વિચારને તથા પ્રવૃત્તીને અમૂક રસ્તે દોરવી એ કાર્ય ગ્રથકારોનુ છે લૉંગફેલો તથા ગેટી જ્ઞાનેશ્વર અગર રામદાસ મિલ્ટન અગર બર્ક એ ગ્રથકારોએ આ જ કાર્ય કર્યું છે ખરા ગ્રથકારોમા મૂળથી જ ગુણનુ વાસ્તવ્ય હોય છે પરિસ્થિતિને લીધે આ ગુણનો રક્ત વિકાસ થાય એટલુ જ એકલી પરિસ્થિતિએ સારા ગ્રથકાર થતા નથી સ્વાતંત્ર્યપ્રચુર કવિતા લખનારા કવિ વ્હીટીઅર જો સ્વાતંત્ર્યપ્રિય દેશમા ન જન્મ્યો હોત તો તે આવો સારો કવિ થાત કે નહીં તે સશયાત્મક છે પરતુ પરિસ્થિતી હોઇને પણ જો તેનામા કાંઈ નૈસર્ગિક ગુણ ના હોત તો તે આટલો પ્રસિદ્ધ કવિ થાત નહીં સને ૧૬૫૦ થી તે ૧૮૧૮ સુધી મહારાષ્ટ્રમા મોટમોટા શૂર, સ્વામીભક્ત તથા દેશભક્ત થઈ ગયા પણ ૧૮૧૮ પછી એક પણ લઢવૈયો થયો નહીં આ પરિસ્થિતીનુ પરિણામ છે હાલના કાળમા એમ પણ બાપૂ ગોખલે તથા તાનાજી માલુસરે થએલો નથી અધ્યક્ષ સાહેબે કહ્યા પ્રમાણે મન્વતર થવાને લીધે વસ્તુદેવતા સ્થાનદેવતા, બદલાઈ ગયા છે સ્વદેશપ્રીતિ સ્વસ્વાતંત્ર્યભક્તિ એ અધિષ્ઠાત્રી દેવતાઓ છે નવી જાગૃતીને જોઇએ તેવુ જ સાહિત્ય થવુ જરૂરનું છે એવુ અધ્યક્ષ સાહેબ આપણને કહી ગયા એ ખરૂ છે આપણુ રાષ્ટ્ર નામશેષ થશે કે શુ એવી ધાસ્તી હાલ આપણને લાગવા માડી છે સ્વાવલબન અને તેનાથીજ આપણને યશ મળશે એવી બે કલ્પનાઓ આપણા લોકોના મનમા હાલ ઉત્પન્ન થવા લાગી છે, અને આ બે કલ્પનાઓ નવી જાગૃતીના બે અંગો છે આપણો પ્રાચીન ઇતિહાસ ઉલ્હાસજનક તથા વૈભવશાળી છે વાસ્તે આપણે નિરાશ થવાનું કાંઈ કારણ નથી ૧૯૦૧ સાલમા મરાઠીમાં ૧૧૬ ગ્રથો થયા, અને ૧૯૦૫-૬ મા ૨૦૪ ગ્રથો છપાયા આ વાસ્તે ગ્રથકારોનુ અભિનદન કરવુ જરૂરનુ છે તો પણ આપણામા કેટલીક કમતરતા છે તે તરફ આપણે દુર્લક્ષ થવુ ન જોઇએ ઇતિહાસ વિષય લેઇએ તો એમ માલમ પડશે કે

હજી સુધી હિંદુસ્થાનના ઇતિહાસનાં પૂર્ણ સાધનો જ ભેગાં થયાં નથી ન્યા. મૂ. રાનડે તથા રા બ. કુન્ટે એ એકને આ કારણસર ઇતિહાસ લખવાનું કામ મુલતવી રાખવું પડ્યું તો પણ હાલ કેટલોક ભાગ ઇતિહાસ લખવા લાયક થયો છે યૂરોપમાં ગ્રીસ દેશ સ્વાતન્ત્ર્યની માતૃ-ભૂમિ હતી. આ દેશનો ઇતિહાસ પણ જ શોધ પ્રદ છે પરન્તુ આપણા લોકોએ આ તરફ જોઇએ તેટલું લક્ષ આપેલું જણાતું નથી, એટલું જ શું પણ રાષ્ટ્રીય સભાની બાવીસ બેઠકો થઈ તેની સઘળી હકીકત પણ ભાષામાં લખાએલી માલમ પડશે નહીં. શાસ્ત્રીય ગ્રંથો સંબંધી પણ એવી જ અનાસ્થા જણાઈ આવે છે રાષ્ટ્રીય વિચારોમાં જેટલો વધારો થાય તેટલો થોડો જ છે, પછી આ વધારાનો ઉપયોગ હમણાં જ થાઓ અગર થોડા કાળ પછી થાઓ. વિચાર એ એક શક્તિ છે ને તેનો ફાયદો થયા વગર કદી રહેવાનો નથી ગ્રંથોની અભિવૃદ્ધી થવાને ગ્રંથકાર, જુના ગ્રંથો તથા દ્રવ્ય એની મદદ અને વાચક વર્ગ એટલાની જરૂર છે જુદી જુદી જાતના ગુણોથી જે લોકસમૂહ શોભાય છે તે જ રાષ્ટ્ર એ સંજ્ઞાને લાયક છે અને આપણી ભૂમિ તો રાષ્ટ્ર નહીં પણ 'મહારાષ્ટ્ર' કહેવાય છે આપણામાં ગ્રંથકાર જણાઇ આવશે, પણ પૈસાની સહાયતા ન હોવાને લીધે ગ્રંથોને ઉત્તેજન મળતું નથી પરમેશ્વરની આપણા રાષ્ટ્ર ઉપર કૃપાદૃષ્ટી છે એમાં સંશય નથી, પરંતુ પારકા રાજ્યમાં રાજાશ્રય મળવો મુશ્કેલ થઈ પડ્યો છે. રાજા અને પ્રજાનું હિત કેટલીકવાર પરસ્પર વિરોધી હોવાને લીધે સરકારનું દ્રવ્ય આ કામ વાસ્તે લેવું ઈષ્ટ નથી. કારણ સરકારના પૈસા સાથે સરકારનો તાબો આવે છે સરકારી આશ્રયથી ગ્રંથ લખવા કરતાં તે ન લખવો સારો! પછી રહ્યા લોકોનો આશ્રય આમાંથી જેટલા ભણેલા છે તેટલાજ ગ્રંથોને આશ્રય આપશે હિંદુસ્થાનમાં મરાઠી બોલનારા લોક ૧ કરોડ ૮૨ લાખ છે મુંબઈ ઈલાકામાં મરાઠી બોલનારાઓની સંખ્યા ૮૪-૮૫ લાખ છે. આમાંથી ફક્ત ૧૦-૧૨ લાખ લોકોને જ લખતાં વાચતાં આવડે છે આમાં ફક્ત લખતાં વાચતાં આવડનાર લોકો જ વધારે ભાગે ગણતા રહ્યા, પાંચ લાખ લોક. બીજું આપણે ઘણાં ગરીબ છીએ. દરેક માણસની એક દિવસની ઉપજ ફક્ત પોણો આનો જ છે. આવી સ્થીતી છે, તો પણ આપણે શક્ય તે મદદ ગ્રંથો વાસ્તે કરવી જોઇએ. પૈસાદાર લોકોની મદદ મેળવવાનો પ્રયત્ન થવો જોઇએ. કોઈ પણ રાષ્ટ્રને કદી પણ ન આવેલો એવો ભયંકર પ્રસંગ આપણા રાષ્ટ્ર ઉપર હાલ ગુજરેલો છે, તો પણ નવિન રાષ્ટ્રીય વિચારોનું બીજારોપણ થવું ઘણું જરૂરનું છે. એક લાખ રૂપિઆ ભેગા થાય તો તેના વ્યાજના ચાર પાંચ હજાર રૂપિઆમાંથી આપણે જેવા જોઇએ તેવા ગ્રંથો લખાવી શકાય. ગ્રંથકારોને વાસ્તે ગ્રંથપ્રસારકોની પણ ઘણી જ

---

આ લેખની હકીકત પુણાના 'કેશરી' પત્રના રીપોર્ટ પરથી લીધી છે સવિસ્તર અહેવાલ મુંબઇના દૈનીક પત્ર 'ઇન્દુપ્રકાશ'માં છપાયો છે.

(વૈશાખ) ગયા અંકમાં દેશી ભાષા સબન્ધી કેટલુંક વિવેચન કર્યું હતું, હાલમાં તે ચર્ચા ફરીથી તાજી થઈ છે. જુઓ 'હિન્દુસ્તાન રીવ્યુ' જુલાઈ ૧૯૦૮ મસ્ટ અને વેસ્ટ જુલાઈ ૧૯૦૮. Indian Social Reformer. 19th July. Nineteenth century 'Conflict of civilisation' Keene, લોર્ડ કર્ઝનનું છેલ્લું ભાષણ (૩૦ મી જુન ૧૯૦૮.) અને 'મૉડર્ન રિવ્યુ' જુલાઇ, ૦૮.

આ લેખ 'ગુજરાત સાહિત્ય સભા'માં વંચાયો હતો.

જ્ઞાનેશ્વરી સંબંધી જેઓ શોધ કરે તેઓમાં ધર્મશ્રદ્ધા તથા બારીકાઈથી તપાસવાની ટેવ એ બેઉની ઘણી જ જરૂર છે. આ બે ગુણુમાંથી એક ના હોય તો ન ચાલે. આ પછી રા. બ. ગણેશ વ્યંકટેશ જોશી બી. એ. અધ્યક્ષની વિનંતી ઉપરથી બોલવા ઉભા થયા. તે બોલ્યા કે ગ્રંથકારોની આ પરિષદમાં બોધપ્રદ તથા વક્તૃત્વપ્રચુર એવા ભાષણો આપીને ગ્રંથકારોએ આપણને તલ્લીન કર્યા છે. વિશેષમાં 'જ્ઞાનેશ્વરીનો જીર્ણોદ્ધાર' એ વિષય ઉપર રા. પાંગારકરે આપણાં આગળ ભાષણ આપીને તેઓએ આપણા ઉપર એક તરેહનો અનુગ્રહ જ કર્યો છે. ગ્રંથકારોના વિચારો પ્રમાણે વાચક વર્ગના વિચારો પણ આ પરિષદ આગળ આવવા જોઇએ. તે વાસ્તે હુ વાચક વર્ગમાના એક તરીકે મારા વિચાર આપણા આગળ દર્શાવું છું. મહારાષ્ટ્ર સાહિત્યની અભિવૃદ્ધી રાષ્ટ્રની પરિસ્થિતી અને ગરજો એના પ્રમાણે થાય છે કે નહીં અને જે વૃદ્ધી થાય છે તેના કરતા વધારે થવી જોઇએ કે કેમ એ બે મુદ્દા વિચાર કરવા લાયક છે. મુત્સદી તથા લઢવૈયો એના જેટલી જ, કઈંક વધારે પણ, ગરજ રાષ્ટ્રને ગ્રંથકારોની છે. Ideas and feelings move and govern the world જગતની પ્રગતીને જે ચલન મળે છે તે વિચાર અને મનોવૃત્તિ એ બેઉથી મળે છે અવુ ઑગસ્ટસ કાન્ટ એ નામના ફ્રેંચ લેખકનુ કહેવું છે. ફ્રાન્સની રાજ્યક્રાંતી રૂસો તથા વૉલ્ટેર જેવા તત્ત્વવેત્તાઓના ગ્રન્થને લીધે જ થઈ હતી. આ લેખકોના વિચારોથી એકલા ફ્રાન્સમાં જ નહીં પણ આખા યૂરોપખંડમાં ક્રાન્તી થઈ હતી. ઈંગ્લંડમાની સન ૧૬૮૮ મા થએલી રાજ્યક્રાન્તી, લોકોમા ઉત્પન્ન થએલા નવા વિચારોના બીજારોપણનુ જ અંતિમ ફળ કહેવાય. લોકના મનને, વિચારને તથા પ્રવૃત્તીને અમૂક રસ્તે દોરવી એ કાર્ય ગ્રંથકારોનુ છે. લૉંગફેલો તથા ગેટી, જ્ઞાનેશ્વ અગર રામદાસ, મિલ્ટન અગર બર્ક એ ગ્રંથકારોએ આ જ કાર્ય કર્યું છે. ખરા ગ્રંથકારોમાં મૂળથી જ ગુણનુ વાસ્તવ્ય હોય છે; પરિસ્થિતિને લીધે આ ગુણનો રક્ત વિકાસ થાય એટલુ જ. એકલી પરિસ્થિતિએ સારા ગ્રંથકાર થતા નથી સ્વાતન્ત્ર્યપ્રચુર કવિતા લખનારો કવિ વ્હીટીઅર જો સ્વાતંત્ર્યપ્રિય દેશમા ન જન્મ્યો હોત તો તે આવો સારો કવિ થાત કે નહીં તે સંશયાત્મક છે. પરંતુ પરિસ્થિતી હોઇને પણ જો તેનામાં કાંઈ નૈસર્ગિક ગુણ ના હોત તો તે આટલો પ્રસિદ્ધ કવિ થાત નહીં. સને ૧૬૫૦ થી તે ૧૮૧૮ સુધી મહારાષ્ટ્રમાં મોટમોટા શૂર, સ્વામીભક્ત તથા દેશભક્ત થઈ ગયા; પણ ૧૮૧૮ પછી એક પણ લઢવૈયો થયો નહીં. આ પરિસ્થિતીનુ પરિણામ છે. હાલના કાળમા એક પણ બાપૂ ગોખલે તથા નાનાજી માલુસરે થએલો નથી. અધ્યક્ષ સાહેબે કહ્યા પ્રમાણે મન્વતર થવાને લીધે વસ્તુદેવતા, સ્થળદેવતા, બદલાઈ ગયા છે. સ્વદેશપ્રીતિ, સ્વસ્વાતન્ત્ર્યભક્તિ એ અધિષ્ઠાત્રી દેવતાઓ છે. નવી જાગૃતીને જોઇએ તેવુ જ સાહિત્ય થવું જરૂરનું છે એવુ અધ્યક્ષ સાહેબ આપણને કહી ગયા એ ખરૂ છે. આપણું રાષ્ટ્ર નામશેષ થશે કે શુ એવી ધાસ્તી હાલ આપણને લાગવા માંડી છે. સ્વાવલંબન અને તેનાથીજ આપણને યશ મળશે એવી બે કલ્પનાઓ આપણા લોકોના મનમાં હાલ ઉત્પન્ન થવા લાગી છે, અને આ બે કલ્પનાઓ નવી જાગૃતીના બે અંગો છે. આપણો પ્રાચીન ઇતિહાસ ઉલ્હાસજનક તથા વૈભવશાળી છે વાસ્તે આપણે નિરાશ થવાનું કાંઈ કારણ નથી. ૧૯૦૧ સાલમાં મરાઠીમાં ૧૧૬ ગ્રંથો થયાં અને ૧૯૦૫-૬ મા ૨૦૪ ગ્રંથો છપાયા. આ વાસ્તે ગ્રંથકારોનુ અભિનંદન કરવું જરૂરનું છે. તો પણ આપણામા કેટલીક કમતરતા છે તે તરફ આપણે દુર્લક્ષ થવુ ન જોઇએ. ઇતિહાસ વિષય લેઇએ તો એમ માલમ પડશે કે

હજી સુધી હિંદુસ્થાનના ઇતિહાસનાં પૂર્ણ સાધનો જ ભેગાં થયાં નથી. ન્યા. મૂ. રાનડે તથા રા. બ. કુન્ટે એ બેઉને આ કારણસર ઇતિહાસ લખવાનું કામ મુલતવી રાખવું પડ્યું. તો પણ હાલ કેટલોક ભાગ ઇતિહાસ લખવા લાયક થયો છે. યૂરોપમાં ગ્રીસ દેશ સ્વાતંત્ર્યની માતૃભૂમિ હતી. આ દેશનો ઇતિહાસ ઘણો જ બોધપ્રદ છે. પરંતુ આપણા લોકોએ આ તરફ જોઇએ તેટલું લક્ષ આપેલું જણાતું નથી; એટલું જ શું પણ રાષ્ટ્રીય સભાની બાવીસ બેઠકો થઈ તેની સઘળી હકીકત પણ ભાષામાં લખાએલી માલમ પડશે નહીં. શાસ્ત્રીય ગ્રંથો સંબંધી પણ એવી જ અનાસ્થા જણાઈ આવે છે. રાષ્ટ્રીય વિચારોમાં જેટલો વધારો થાય તેટલો થોડો જ છે; પછી આ વધારાનો ઉપયોગ હમણા જ થાઓ અગર થોડા કાલ પછી થા[illegible] વિચાર એ એક શક્તિ છે ને તેનો ફાયદો થયા વગર કદી રહેવાનો નથી. ગ્રંથોની અ[illegible] થવાને ગ્રંથકાર, જુના ગ્રંથો તથા દ્રવ્ય એની મદદ અને વાચક વર્ગ એટલાની જ[illegible] જુદી જુદી જાતના ગુણોથી જે લોકસમૂહ શોભાય છે તે જ રાષ્ટ્ર એ સંજ્ઞાને ... અને આપણી ભૂમિ તો રાષ્ટ્ર નહીં પણ 'મહારાષ્ટ્ર' કહેવાય છે. આપણામાં ગ્રંથકાર આવશે; પણ પૈસાની સહાયતા ન હોવાને લીધે ગ્રંથોને ઉત્તેજન મળતું નથી. પરમે[illegible] પણ રાષ્ટ્ર ઉપર કૃપાદૃષ્ટી છે એમાં સંશય નથી; પરંતુ પારકા રાજ્યમાં રાજ્યાશ્રય મળવે[illegible] થઈ પડ્યો છે. રાજા અને પ્રજાનું હિત કેટલીકવાર પરસ્પર વિરોધી હોવાને લીધે સરકા[illegible] આ કામ વાસ્તે લેવું ઇષ્ટ નથી; કારણ સરકારના પૈસા સાથે સરકારનો તાબો આવે છે. આશ્રયથી ગ્રંથ લખવા કરતાં તે ન લખવો સારો ! પછી રહ્યો લોકોનો આશ્રય. આમાંથી[illegible] ભણેલા છે તેટલાજ ગ્રંથોને આશ્રય આપશે. હિંદુસ્થાનમાં મરાઠી બોલનારા લોક [illegible] ૮૨ લાખ છે. મુંબઈ ઇલાકામાં મરાઠી બોલનારાઓની સંખ્યા ૮૪-૮૫ લાખ છે.

જરૂર છે. નવા વિચારોનું ખીજારોપણ થવું જોઇએ. આ પવિત્ર કર્તવ્ય સાહિત્યપરિષદ તરફથી પરમેશ્વર કૃપાથી થશે એવી આશા પ્રદર્શિત કરી રા. બ. જોશીએ પોતાનું ભાષણ પુરૂં કર્યું હતું. છેવટે અધ્યક્ષ રા. બ. વૈદ્યે રા. બ. જોશીનો આભાર માન્યો હતો ને સંમેલનમાં ત્રણ દહાડામાં જે કામ થયું હતું તેનું ટુંકમાં વિવરણ કરીને તેઓએ સર્વેનો આભાર માન્યો હતો. પછી અધ્યક્ષ અને ચિટણીસ એમનો આભાર રા. ન. ચિં. કેળકરે માન્યો હતો; ને સાહિત્ય પરિષદ વાસ્તે આઈ સાલમાં જે ચિટણીસ હતા તેમની જ નીમણૂક આવતા વર્ષ વાસ્તે કાયમ કરવી એવી સૂચના કરી હતી. લોકોએ આ સૂચના તાળીઓ વચ્ચે પસાર કરી હતી. આ પછી મરાઠી ગ્રંથકારોના ચોથા સંમેલનનું કામ પુરૂં થયું હતું. આવતા વર્ષનું સંમેલનનું કામ ઘણું કરીને મુંબઈમાં ભરાશે.

હીરાલાલ ત્રિ. પારેખ.

---

## મીરાંબાઈ.

ગુજરાતની ભૂમિ પર પુરૂષ કવિઓની સંખ્યા સાથે સ્ત્રી કવિઓને સરખાવીએ તો અલબત્ત કહેવું જોઇએ કે એમની સંખ્યા ઘણી જૂન્જ છે. તે જૂન્જ છે, છતાં પોષક છે, અભિરૂચીને સંતોષે છે, એટલું જ નહિ પણ ગ્રાહકને તૃપ્તિ આપે છે. કેળવણીનો પ્રચાર સ્ત્રી વર્ગ કરતા પુરૂષ વર્ગમાં વિશેષ હોવાને લીધે પુરૂષ કવિની સંખ્યા વિશેષ હોય એ સ્વાભાવિક છે. પરંતુ આપણી ગુર્જર ભૂમિ ઉપર આંગળીને ટેરવે ગણી શકાય એટલી સંખ્યામાં સ્ત્રી કવિ થઈ છે તે જો કે બધી નહિ, તથાપિ ઘણે ભાગે તો રસિક અને અભિમાન લેવા યોગ્ય થઈ છે, દૃષ્ટાન્ત તરીકે મીરાબાઈ. એ વિદુષી બાઈ તળ ગુજરાતની હતી એમ તો આપણાથી કહી શકાશે નહિ, તોપણ એનાં ઘણાં કવનો ગુજરાતી ભાષામાં છે તે પરથી એને ગુજરાતની કવિ તરીકે લેખીએ તો કાંઈ ખોટું નથી.

ગુજરાતની સ્ત્રી કવિઓમાં મીરાંબાઈ ગુજરાતની સરહદ ઉપર વાણીનો સુકોમલ પરિમલ ફેલાવતાં હતાં, એ સુવાસિત ગંધ આખરે ગુજરાતમાં ચિરસ્થાયી થયો. તે ગુજરાતમાં જન્મ્યાં ન હતાં, છતાં તેણે ગુજરાતીમાં પણ કવિતા કીધેલી છે, તેથી તેને જેમ ગુજરાતની કવિ માનીએ છીએ તેમ ગુજરાતના બીજા છેડા ઉપર ગુંજતી દક્ષિણી બાલિકા રાધાબાઈ, મીરાં જેવી રમ્ય અને મધુર ભાષામાં જો કે નહિ, તોપણ ગુર્જર ભાષામાં કાવ્યપ્રસાદી આપે છે તેથી તેની પણ ગુજરાતની કવિવર્ગમાં ગણના કરીએ તો કોઈ તરેહનો બાધ નથી. આ પ્રમાણે ગુજરાતની ઉત્તર દક્ષિણ સીમાપર વસનારી સ્ત્રી કવિઓ સિવાયની તળ ગુજરાતમાં જ જન્મેલી કવિઓ ગવરીબાઈ, દિવાળીબાઈ, કૃષ્ણાબાઈ ને પુરીબાઈ છે. આ પદ્ કવિમાં શ્રેષ્ઠ અને માનનીય પદવી તો રાજપુતસ્થાનની મીરાંબાઈ જ ભોગવે છે, એટલું જ નહિ પણ એ પદ્ કવિઓમાં તે આદિ કવિ છે.

(મીરાબાઈ પૂર્ણ ભક્ત હતાં તેમ કવિ પણ હતા. પરંતુ ભક્ત તરીકે તે વિશેષ પ્રસિદ્ધિને પામ્યા છે તે ભક્ત કવિઓનું ભૂષણ ને સ્ત્રી કવિઓનુ મોહરૂં હતા. તેની કવિતા સાદી પણ રસિક અને અસરકારી હતી તેણે જે સ્તવનો રચ્યા છે તે માત્ર ભક્તિના હતા પરંતુ તે ભક્તિ હૃદયકમળનો આંતર ભાવ હતો એટલુ જ નહિ પણ નરસિંહ આદિ પ્રાચીન પુરુષ કવિઓની રીત પ્રમાણે શ્રી કૃષ્ણ પરમાત્માને અર્પિત થયેલો હતો) આથી કિંવા અન્ય કારણને લીધે તેના કાવ્યો વિદ્યમાન છે સ્ત્રી કવિઓમા આવી ગાઢ ભક્તિવાળી બાઈ તો એ જ હતી એમ કહીશુ તો તેમા અતિશયોક્તિ નથી તે અવતારી હતી ‧ રજપૂતાનામા આજે પણ તે અવતારી તરીકે ગણાય છે, ને મંદિરમા તેની મૂર્તિની પૂજા થાય છે આટલે દરજ્જે વિખ્યાતિ મેળવેલી બાઈનો ઇતિહાસ પ્રસિદ્ધ હોવો જ જોઇએ પરંતુ શોચનીય એ જ છે કે આપણા લોકોનો ઇતિહાસ ઉપર અભાવ કિંવા મીરાંબાઈ સ્ત્રી હોવાને લીધે લજ્જતને માટે તેના જીવનવૃત્તાંત પર જોઇએ તેટલો પ્રકાશ પાડેલો નહિ તેથી તેના ચરિત્ર પર અંધકારનું વાદળુ ફરી વળેલું છે એ અંધકાર નો થોડો ઘણો પરદો હિંદુસ્તાનમા વિદેશીઓનું આગમન થયા પછી પ્રસિદ્ધ ઇતિહાસકાર કર્નલ ટાડે ખસેડ્યો છે, ને તેને વિષે થોડી હકીકત આપી છે પરંતુ એ ખોરાક એટલો નિર્બલ છે કે તેથી આપણી ક્ષુધાને તૃપ્તિ વળતી નથી

મીરાબાઈના જીવન ચરિત્ર વિષે આધુનિક સમયમા જે વિવાદ પગભર થયો છે તે ટૅાડની આપેલી હકીકતથી વિરુદ્ધ છે આથી કરીને મીરાબાઈનુ જીવનચરિત્ર આલેખતા તેના મુખ્ય બે વર્ગ પડે છે મતલબ કે તેના મુખ્ય આધાર બે ઇતિહાસકો છે એક વિદેશી છે ને બીજો દેશી છે વિદેશીમા કર્નલ ટૅાડ ને દેશીમા ઉદેપુરના કવિ શ્યામળદાસજી છે અત્રે એ કહેવાની જરૂર નથી કે મેવાડના પ્રખ્યાત વિદ્વાન અને સંશોધક કવિના હાથથી પ્રકટ થતો ઇતિહાસ જનસમાજ યોગ્ય ગણે જ એમા કાંઈ સંદેહ નથી જે સ્થાને મીરાંએ જન્મ લીધો છે, જ્યા તેણે પોતાનો ભવ કાઢ્યો છે, જ્યાં તેણે આસમાની સુલતાની ભોગવી પ્રસિદ્ધિ મેળવી છે, ને અંતે મંદિરોમા મૂર્તિનું પદ પ્રાપ્ત કીધુ છે ત્યાના વતનીઓ પ્રયાસ કરે તો મીરા વિશેની ખરી હકીકત મેળવી શકે એ અસંભવિત નથી

ઉપર કહેવા બે ઇતિહાસકોના લખાણો એક બીજાથી વિરોધી છે છતા એટલુ તો બન્ને માન્ય ગણે છે કે (મીરાબાઈ નારવાના રાઠોડના કુંવરીને મેવાડના કુળદીપક ને રજપૂતોના મણી સૂર્યવંશી સિસોદીયા ગણાતા વધૂ થતા હતા.) તેથી કોને ત્યા તે રજપૂતની તે કુમારિકાને કયા સિસોદીયા રાજાની તે રાણી હતા એ આપણે જોવાનું છે

ગુર્જર કવિ દયારામ જે વિદ્યાનો વિલાસી હોઈ અનેક ભાષા જાણી હતો જેને હિંદી ભાષાનો સારો અભ્યાસ હતો ને જેણે હિંદુસ્તાનની પગપાળે મુસાફરી કીધી છે તે " મીરાં ચરિત્ર " મા

· જેમલ રાઠોડની દીકરી રે સુણો મેડતા એનું ધામ
રૂપ ગુણ સમોવડ નહીં રૂડુ ધર્યું મીરાબાઈ નામ

મીરા મન મોહનશું માન્યુ

ગાઇને મીરાંબાઈ મેડતાના જયમલ રાઠોડનાં પુત્રી હોવાનું કહે છે. એ જ ચરિત્રમાં તેના સગપણ વિશે પણ કહે છે કે—

> ઉદેપુરનો રાણો ગણ્યો રે, તે સાથે કરી છે સગાઈ;
> પરણાવીને વળાવ્યાં સાસરે કંઈ, લૌકીક રીતે મીરાંબાઈ.
>
> મીરાં મન મોહનશું માન્યું.

આ ઉપરથી દયારામની તો એ જ માન્યતા હતી કે મીરાંબાઈ મેડતાના જયમલ રાઠોડની કુમારિકા ને ઉદેપુર એટલે ઉદયપુર અથવા ઉદેપુર વા ચિતોડ કે જે રાજપૂતોની જાહોજલાલીનુ સ્થાન હતુ ત્યાંના રજપૂત શિરોમણી રાજાની રાણી હતાં.

કર્નલ ટૉડ આ મતને પુષ્ટિ આપે છે. તે કહે છે કે "Kumbho married a daughter of the Rahtore of Mairta, the first of the clans of Marwar"

કવિ નર્મદાશંકર પણ મુખ્યત્વે કરીને કર્નલ ટૉડને આધારે જ "મીરાંબાઈ મારવાડના મેડતાના જેમલ રાઠોડની દીકરી ને મેવાડનો કુંભો રાણો જેણે સંવત ૧૪૭૫ થી તે ૧૫૨૫ સુધી રાજ્ય કર્યું તેની સ્ત્રી હતી." એમ કહે છે. પરંતુ 'મુંબાઈ સમાચાર' નો લેખક મીરાં વિશે જુદી જ કથા કથે છે. તેણે જે વંશાવળી આપી છે તે અત્રે ટાંકીએ તો એ વિશે વિશેષ પ્રકાશ પડવાનો સંભવ છે.




એ લેખકના મત પ્રમાણે મીરાંબાઈ 'જેમલ રાઠોડની દીકરી' નહિ હોતાં જયમલની પિત્રાઈ બ્હેન થાય. એ ઉક્તિઓ વચ્ચે કેટલો બધો તફાવત? વળી તે મીરાંબાઈને કુંભારાણા સાથે નહિ પરણાવતાં રાણા સંગ્રામસિંહજી જે ઇતિહાસમાં રાણા સંગને નામે પ્રસિદ્ધ છે ને જેણે મોગલ બાદશાહ બાબરની સામે ફત્તેહપુર સીકરીના સંગ્રામમાં અમરપદ પ્રાપ્ત કીધુ છે તેના કુમાર ભોજરાજજી સાથે પરણાવે છે. એ ભોજરાજજીની વંશાવળી નીચે પ્રમાણે છે.




લોકવાયકાને આધારે મીરાબાઈ કુંભારાણાની રાણી હતા, ને આ લેખકના કહેવા પ્રમાણે તે મહાન્ કુંભાના પ્રપૌત્ર કુમાર ભોજરાજજીનાં વધૂ હતા આ બે હકીકતમા સત્ય શુ છે તે કથવુ અશક્ય છે તથાપિ "ઉદેપુરનો રાણો રાજીયો રે, તે સાથે કરી છે સગાઈ," તે 'રાજીયો કુમાર ભોજરાજજી તો નહિ હોય ? કદાપિ હોય પણ ખરો એ કુમાર ભોજરાજ બાલ્યાવસ્થામા જ દેવલોક પામ્યા હતા, તેથી મીરાબાઇને બચપણથી જ વૈધવ્ય પ્રાપ્ત થયું હતુ આ વિચારને મીરાબાઈના

"મુખડાની માયા લાગી રે, મોહન તારા' ના પદમા

સસારીનું સુખ કાચુ પરણીને રંડાવુ પાછુ
તેને ઘેર શીદ જઇએ રે, મોહન તારા.
પરણુ તો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો,
રંડવાનો ભે ટાળ્યો રે, મોહન તારા

—ની કડીઓથી પુષ્ટિ મળે છે, એટલે ઘણાને વહેમ જાય છે, પરંતુ એ ઉક્તિ તેણે પોતાને માટે કે સાધારણ સમાજને માટે ગાઈ હતી તે વિશે સંદેહ ઉઠે છે તેથી કરીને એ કથન યોગ્ય સ્થળે ચર્ચવાનુ રાખી હાલ તો મીરાનો જન્મકાળ ક્યારે હશે તે જ અવલોકીએ

વિદ્વાન સાક્ષર રા રા ગોવર્ધનરામ મીરાબાઇનો સમય ઈ સ ૧૪૦૩–૧૪૭૦ નો કહે છે, પરતુ તેમણે તેની જન્મતિથિ સ્પષ્ટ આપી નથી 'મહાજન મંડળ' ના કર્તા રા. મગનલાલ નરોત્તમદાસ પટેલ "તેનો જન્મ સંવત ૧૪૮૦ (ઈ સ ૧૪૨૪) મા રજપૂતાનામા આવેલા નેરટા નામે એક ન્હાના ગામડામા" થયેલો જણાવે છે રા. રા કેશવજી વિશ્વનાથ પોતાના 'સતી મંડળ' મા સવત ૧૫૮૦ નુ વર્ષ માન્ય રાખે છે રા. રા. ન્હાનાલાલ દલપતરામ કવિ 'વસત' મા પ્રસિદ્ધ થયેલા મીરાબાઈના નિબંધમા સંવત ૧૪૭૫ નું કહી બાબુ કીરતપ્રસાદના મતને અનુમત થાય છે આ પ્રમાણે મીરાના જન્મ કાળ વિશે જુદા જુદા લેખકોના મત સરખાવતા એટલું તાત્પર્ય નીકળે છે કે ઉક્ત વર્ષો સમર્થ વિદ્વાનોની કલ્પના કે જનસમાજની દંતકથાને આધારે માત્ર અનુમાન છે પરતુ વિદ્વાન સાક્ષર રા. ગોવર્ધનરામ પોતે આપેલા જન્મકાળના વર્ષના સમર્થનમા પોતાના ભાષણમા નીચે પ્રમાણે કહે છે

" ન. આનદશંકર ગયા શ્રાવણના " વસંત " મા (૧) મુંબાઈ સમાચારના એક લેખકે આપેલી મીરાબાઈની જન્મ મરણ તિથિઓ ઉપ થી અને (૨) ચૈતન્યાનુયાયી જીવા ગોસાઈના પ્રસંગથી એવુ અનુમાન કરે છે કે મીરા સોળમા શતકના મધ્યમા ( ૧૫૪૦ મા ) વિદ્યમાન હતા અને એમના હૃદયની જ્વાળા ચૈતન્યસપ્રદાયથી પ્રકટી હતી જે ગોસાઈના પ્રસગની કથા મી ાએ ગાઈ છે તે જીવા ગોસાઈની જ હતી એમ માનવાનુ કા ણ મી ાના કે કાઈ ઐતિહાસિક લેખમા નથી તેમા ઉક્ત જીવન મ ણ તિથિઓને માટે કાઈ આધાર નથી અને હોય તો તે બીજી કોઈ મીરા સબધે હોવો જોઇએ કા ણ ર્નલ ટૉડ આપણા મીરાબાઈને મેવાડના કુભા રાણાની ાણી ગણે છે, ને તેની તારીખો મ્હા ા ભાવણ પ્રમાણે છે આબુ પર્વત વગેરેના લેખોમા પણ એ જ તારીખો છે અને બાબર બાદશાહે હરાવેના રાણા સંગ ( સંગ્રામસિંહ ) નો કુભો પિતામહ હતો.'

આથી આબુ પર્વત વગેરેના લેખોને આપણે સપ્રમાણ ગણવા કે નવા શોધનની વશાવળીને વજન આપવુ ? એટલુ તો અત્રે કહેવુ પડશે કે માત્ર વશાવળીથી મી ાંનો સમય નક્કી થતો નથી એના સત્યાસત્ય વિશે અત્રે કોઈ પણ જાતિના વિચાર દર્શાવવા નિરર્થક છે તો પછી મીરાબાઈ વિશે જુદા જુદા લેખકોએ થોડી ઘણી હકીકત આપી છે તે પ્રથમ જોવુ આવશ્યક છે

બાબુ ભરતપ્રસાદના કહેવા પ્રમાણે મીરાબાઈએ સવત ૧૪૭૫ એટલે ઈ સ ૧૪૧૮ મા અવતાર લીધો હતો ને મુંબાઈ સમાચારનો લેખક તેના અવસાન મળનુ વર્ષ સવત ૧૬૦૩ એટલે ઈ સ ૧૫૪૭નુ કહે છે, એટલે મીરાબાઈનો સમય ઇસવી સન ૧૪૧૯–૧૫૪૭ નો માની તે ૧૨૮ વર્ષની ઉમરે સ્વર્ગવાસ થયા હતા એમ માનીએ પ તુ 'મહાજનમડળ' ના કર્તા રા મગનલાલે તથા સતી મ ળ ના ર્તા ા કેશવજીએ મીરાબાઈ વિશે જે ચરિત્રો આપ્યા છે તેમા મીરાનો જન્મ સવત ૧૪૮૦ એટલે ઈ સ ૧૪૨૪ નો તથા વિદેહ સવત ૧૫૨૦ એટલે ઈ સ ૧૪૬૪ નો આપ્યો છે એથી એ બન્ન ગૃહસ્થોના કહેવા પ્રમાણે મીરાબાઈનો સમય ઇસવી સન ૧૪૨૪–૧૪૬૪ સુધીનો હતો, એટલે મી ાબાઈ એ બે ગૃહસ્થોના કહેવા પ્રમાણે ૪૦ વ ની ઉમરે દેવ પામ્યા હતા. એ જ ચરિત્રોમા એ ગૃહસ્થો મીરાના કુભા રાણા સાથે લગ્ન થયાનુ તથા તે જયમલ ાે ની દીકરી હોવાનુ પણ કહે છે ને તે સાથે અકબર બાદશાહ મીરાબાઈને મળવા ગયા હતા તેની હકીકત આપે છે મીરાનો અવસાનકાળ ઈ સ. ૧૪૬૪ નો માનવો, ને તે સાથે તેની અકબર પાદશાહ સાથે મુલાકાત થયેલી માનવી એ ઐતિહાસિક દૃષ્ટિએ કેવુ હાસ્યજનક છે ! સર્વ કોઈ જાણે છે કે પાદશાહ હુમાયુ દિલ્હિની સહેનશાત છોડી ઈરાન તરફ નાસતો હતો ત્યારે રસ્તામાં સીંધમા અમરકોટ આગળ ઈ સ. ૧૫૪૨ મા અકબર બાદશાહનો જન્મ થયો હતો. તો પછી મીરાની ને અકબર બાદશાહની મુલાકાત કેમ સભવે ? હશે એની સાથે આપણે આ સ્થળે વિશે સબધ નથી

હવે સુપ્રસિદ્ધ વિદ્વાન ગુજરાતી પત્રકાર રા. ૮ ઇચ્છારામ પોતાના બૃહત્કાવ્યદોહનના બીજા ભાગમા મીરાબાઈ સવત ૧૪૫ ( ઈ સ. ૧૪૦૩ ) મા મારવાડના મેડતાના રાઠોડને ત્યા

જન્મી હતી. ઉદેપુરના કુમ્ભા રાણાની સ્ત્રી. એ સંવત ૧૫૨૬ માં (ઈ. સ. ૧૪૭૦) શ્રી દ્વારિકામાં વૈકુંઠવાસી થઈ હતી. જાતે રાઠોડ રજપૂતાણી હતી" એવું કહી રા. ગોવર્ધનરામના મતને અનુમતિ આપે છે.

મીરાંબાઈ વિશે ઉક્ત તવારીખો તપાસતાં એટલું દૃશ્યમાન છે કે જુદા જુદા લેખકોના અભિપ્રાય એક બીજાને મળતા આવતા નથી, ને મળે છે તો ઘણા થોડાના. તેથી કરીને કોનું કહેવું અપ્રમાણ છે તેની ખબર પડતી નથી. તેમજ કોના વૃત્તાંત પર વિશ્વાસ મૂકવો તે નક્કી થઈ શકતું નથી. તેટલા માટે કવિ નર્મદે કહ્યું છે કે "કબીર નાનકના પદમાં મીરાંનાં પદો છે" એ હકીકત કેટલે દરજ્જે સત્ય છે તે જોવું આવશ્યક છે. કારણ કે મીરાંનાં પદો કબીર નાનકના પદમાં છે એ હકીકત કાંઈ જેવી તેવી નથી. એટલા જ વાક્યથી એટલું સિદ્ધ થાય છે કે મીરાંબાઈ કબીર ને નાનકની પહેલા થઈ ગયેલાં છે. કવિ નર્મદનું કથન સત્ય ઠરે તો મીરાંબાઇના સમય વિશે વિશેષ પ્રકાશ પડવાનો સંભવ છે.

પ્રથમ કબીર સાહેબના પદ સંગ્રહમાં મીરાંબાઈ વિશેના એકાદ બે ઉલ્લેખ છે તે આપણે અત્રે જોઇએ તો સરળતા વિશેષ થશે. કબીરે ગાયું છે કે

માધુકી સંગત પાઈ, જ્યાકી પૂન્ત કમાઈ. ટેક.
સાધુકી સંગત સંત કે બચન, અવઘટ રહી એતાઈ. જ્યાકી
ધના જુના રયીદાસ નામ નીસરી મીરાબાઈ. જ્યાકી.
કહેત કબીરા સુન મેરે મનવા, જ્યોતમેં જ્યોત મીલાઈ. જ્યાકી.

વળી

મેરી જાત વરણ કુળ હીન કહોજી કેમે તારીગે. ટેક
ચ્કા તોરી વકા તારી, તારે સધન કસાઈ,
સુવા પઢાવત ગુણકા તારી, તારી મીરાબાઈ. મેરી.

તથા

નાનવણસુ લગ રહો ભાઈ,
તેરી બીગડી બાત બન જાઈ.

ના પદમાં

ધ્રુવ તાર્યો પ્રલ્હાદ ઉગાર્યો,
તાર્યો સધન કસાઈ.
ગુનકા ગીદ અજામેલ તાર્યો,
ઔર તારી મીરાંબાઈ.

આ પ્રમાણે કબીરે 'તારી મીરાંબાઈ' અને 'નામ નીસરી મીરાંબાઈ' કહી તેની સ્તુતિ ગાઈ છે તો એથી એટલું સ્પષ્ટ છે કે એણે એ પદો બનાવ્યાં તે પહેલાં મીરાંબાઇએ પ્રશંસા કરવા યોગ્ય કામો કીધેલાં હોવાં જોઇએ. એમ ન હોત તો તે "તારી મીરાંબાઇ" ને 'નામ નીસરી મીરાંબાઇ' એવા શબ્દો વાપરત નહિ. એથી જ આપણે બેધડક કહી શકીએ છીએ કે મીરાંબાઇ કબીરના સમય પહેલાં અથવા તેમ નહિ તો તેના સમકાલીન

હોઇ કબીરના પહેલાં વૈકુઠવાસી થયેલાં હોવાં જોઇએ. કબીરના મૃત્યુ પછી તો એનો જન્મ ન જ હોવો જોઇએ. આ પ્રમાણે કબીર જેવા ભક્તે મીરાંબાઇ વિશે ગાયું છે તો ઉક્ત ભક્ત કવિનો સમય ઇતિહાસથી કે એનાં કાવ્યોથી નક્કી કરી શકાય તો મીરાંનો પણ લગભગ સમય સિદ્ધ કરતાં મુશ્કેલી નહિ નડે એ ઉઘાડું છે. ઇતિહાસના અભાવે બે વિરોધી મત પડ્યાથી સમકાલીન કવિઓનાં કવનોની એક બીજા સાથે સરખામણી કર્યા સિવાય સમય નક્કી કરવાનો અન્ય માર્ગ નથી એ વાત કોઈ પણ સાહિત્ય શોધક માન્ય રાખશે. માટે એ જ માર્ગ ગ્રહણ કરી પ્રથમ કબીર ક્યારે જન્મ્યા હતા તે અવલોકીએ.

કબીરના સમય માટે પણ જુદા જુદા લેખકોનું જુદું જુદું મત છે. સ્વર્ગસ્થ ગોવર્ધનરામે કહ્યું છે કે "ડક્ 'કોનોલોજી ઓવ ઇન્ડિયા' પૃષ્ઠ ૨૬૫ મેં કબીરની તારીખ ઈ. સ. ૧૪૯૦ આપી છે." વળી પ્રસિદ્ધ સંસ્કૃત ભાષાજ્ઞ મોનિયર વિલિયમ્સે 'હિંદુઇઝમ્'ના પૃષ્ઠ ૧૪૨ મેં કહ્યુ છે કે "રામાનંદ સ્વામિના બારે શિષ્યોમાં બધાથી મોટા નામાંકિત શિષ્ય કબીર ઇસિવી ચૌદમી સદીના અંતમા વિદ્યમાન હતો."

આ વિદેશી ગૃહસ્થોની તવારીખ ઉપર કદિ વિશ્વાસ ન બેસે. કારણ કે તેમણે પણ કોઇના કહેવા કિંવા લખવા પરથી ઉતારા કીધા હોય એ સંભવિત છે. માટે કબીર સાહેબના ગ્રંથોમાંથી જ એનો સમય નક્કી થઈ શકે તો એ જેવું ઉત્તમ તથા વિશ્વાસ પાત્ર બીજું એકે ગણાય નહિ. કબીરના ગ્રંથો જોતાં એટલુ માલૂમ પડે છે કે તેણે દિલ્હિના પાદશાહ સિકંદર લોદીને ઉપદેશ કીધો હતો. એ પાદશાહ દિલ્હિની ગાદીએ ઈ. સ. ૧૪૮૮ માં બેઠો હતો, ને ૨૮ વર્ષ રાજ્ય કરી ઈ. સ. ૧૫૧૬ માં મૃત્યુ પામ્યો હતો. એથી સિકંદર પાદશાહને જ્યારે કબીરે ઉપદેશ આપ્યો છે તો એ પણ એ પાદશાહના વખતમાં વિદ્યમાન હોવા જ જોઇએ એ નિર્વિવાદ છે. અત્રે ઉપદેશનું એકાદ પદ દૃષ્ટાન્ત તરીકે લેવું ઉચિત છે.

મેરા નામ કબીરા હો, સકલ જગ જાહરા. ટેક

તીન લોકમેં નામ હમારા આનંદ હૈ અસ્થાના;
પાની પવન સુમેર સમાન, યહ બિધિ રચ્યો જહાના. ૧
અનહદ લહર ગગનમેં ગરજે, ગાજે બાજે સોહે તાલી;
બ્રહ્મ બીજ હમ હી પ્રકાશા, હમ હૈ અજબ ખ્યાલી. ૨
યમબંધન તે લેવો છુડાઈ, નિર્મલ કરો શરીરા;
સુરનરમુનિ કોઈ અંત ન પાવે, હે સંત ગભીરા. ૩
બેદ કતેબ કોઈ પાર ન પાવૈ, ચેસે મતિ દે ધીરા;
કહે કબીર સુનો સિકંદર દોનો દીનકા પીરા. ૪

આ ઉપરાંત સિકંદર બાદશાહના નામના કબીરના રચેલા પુસ્તક ઉપરથી તથા ઉપલી ઉક્તિથી કબીર સિકંદર પાદશાહના વખતમાં હતો એટલું આપણે સિદ્ધ કરી શકીએ છીએ ખરા, પરંતુ એથી એની જન્મ તારીખ ઉપર પ્રકાશ પડી શકતો નથી.

કબીર સાહેબનો સમય જાણવા અથાક શ્રમ લેતાં અંતે એ પંથના શિષ્યો પાસેથી એક લેખ હાથ આવ્યો છે તેમાંથી કબીરની જન્મ મરણુ તારીખો અત્રે લેવી ઉચિત છે, કારણુ કે એ કવનોથી કબીરનો સમય સિદ્ધ થાય છે.

કલી કલી અનંત અલી ગુંજીત ગુંજીત ચકિત ભયે;
મોર મરાલ ચકોર તહાં સબ આન તાલાબ તો ઘેર લિયે.
ચૌદસો પ્રચ્ચન સાલ ગિરા ચંદ્ર બાર એક ઠાટ ઠયે;
જેઠ સુદી બરસાયતકો પુરનમાસીપિત પ્રગટ ભયે.

ઉક્ત કવનથી કબીર સાહેબે સંવત ૧૪૫૫ એટલે ઈ. સ. ૧૩૯૯ માં ભૂમિપદ અવતાર લીધો હતો એ દૃશ્યમાન છે. એ લેખમાં કબીરના અવસાન કાળ વિશેનો દોહરો નીચે પ્રમાણે છે.

સમ્બત પન્દ્ર હસો પછત્તરા, કિયા મગહર કો ગવન,
માઘ શુદી એકાદશી, મિલો પવન સે પવન.

એટલે કબીર સાહેબ સંવત ૧૫૭૫ એટલે ઈ. સ. ૧૫૧૯ માં દેવ પામ્યા હતા એવું એ દોહરો કહે છે. એ પ્રમાણે જોતાં કબીર સાહેબ ઈ. સ. ૧૩૯૯ માં જન્મી ૧૫૧૯ માં ૧૨૦ વર્ષની ઊમરે વિદેહ થયા હત. આ જન્મ મરણુ તિથિઓ વિશ્વાસ પાત્ર છે, સત્ય છે કે નહિ તે જોવાનું આ વિષયનું કામ નથી તેમ અત્રે સ્થળ નથી. તેમ જ એ કવનો ઉપર અવિશ્વાસ લાવવાનું કારણે નથી. કારણુ કે કબીર સાહેબના જન્મવૃત્તાંત માટે એમના શિષ્યોએ ઘણા ઘણા પરિશ્રમે એ તિથિઓ મેળવેલી જણાય છે, એટલે તેના સત્યાસત્યનો વિચાર તેમણે કીધેલો જ હશે, તેથી તે સત્ય અથવા લગભગ સત્ય હોય તેમાં સંશય જેવું નથી. જે ગૃહસ્થે મને તેનો અત્રે ઉપયોગ કરવા દીધો છે તેનો હું ઉપકાર માનું છું. એ તિથિઓ સત્ય હો કે અસત્ય હો તે સાથે આપણે કાંઇ પણુ સંબંધ નથી. આપણે મીરાંબાઇના લેખ સંબંધે માત્ર એટલું જ જોવાનું છે કે કબીર સાહેબે સિકંદર શાહને તત્વજ્ઞાનનો બોધ દીધો છે તો તે વખતે કબીરની બોધ દેવા યોગ્ય ઊમર હોવી જ જોઇએ. એ ધારણા અયોગ્ય નથી; વાસ્તવિક છે. તેમજ કબીર સાહેબે મીરાંબાઇ વિશે કવન રચ્યુ છે એટલે મીરાંબાઇ પણુ સિકંદર શાહના રાજ્ય અમલ પહેલાં થઇ ગયેલાં વા તે સમયમાં વિદ્યમાન હોવાં જોઇએ. આ પણુ નિઃસંશય છે. એ પ્રમાણે માનીએ તો મીરાંબાઇ કુંભારાણાની સ્ત્રી હોવાનો સંભવ છે, કારણુ કે કુંભો રાણો એજ સમયમાં એટલે ઈ. સ. ૧૪૧૯—૧૪૬૯ સુધી ગાદીએ હતો.

એકલા કબીર સાહેબે જ મીરાંબાઇ વિશે ગાયુ છે એમ નથી. તુલસીદાસ કવિ જે અકબર પાદશાહના વખતમાં વિદ્યમાન હતા, ને જે સંવત ૧૫૮૯ ઇ. સ. ૧૫૩૩ માં જન્મ્યા હતા એવું માનવામાં છે તેણે પણુ મીરાંબાઈ વિશે ઈશારો કીધેલો જણાય છે. તેણે ગાયુ છે કે

ઝેર હતાં તેનાં અમરત કીધાં ને, આલ્યાં મીરાંને હાથ;
મહેતાને મંડળીક મારવા આવ્યો, ત્યારે કેદારો લાવ્યો મધરાત. પ્રભુ.
ભક્તોના તમે સંકટ ભાગ્યાં, ત્યારે દૃઢ આવ્યો વિશ્વાસ;
તુલસીના સ્વામીને કહું કરજોડી, પૂરો અંતરની આશ. પ્રભુ.

હવે મીરાબાઈના સંબંધમા એક ગૃહસ્થ મીરાના

સ્વસ્તિ શ્રી તુલસી ગુણ દૂષણ ગોસાઈ,
વારંહિવાર પ્રણામ કરૂં હું અબ, હર હુ શોક સમુદાઈ.
ઘર કે સ્વજન હમારે જે તે, સબન ઉપાધિ બઢાઈ;
સાધુ સગ ઔર ભજન કરત મોહિ, દેત કલેશ મહાઈ.
બાલપને તે મીરા કીન્હી, ગિરિધરલાલ મિતાઈ,
સો તો અબ છૂટત નહિ કયોંહુ, લગી લગન વરીયાઈ.
મેરે માત પિતા કે સમ હો, હરિભક્તન સુખદાઈ,
હમકો કહા ઉચિત કરિવો હે, સો લીખીયો સમુઝાઈ.

પદથી એવુ માને છે કે મીરા ઉપર રાણાજીનો ત્રાસ વધ્યો ત્યારે શુ કરવું તે બાબત તેણે તુલસીદાસની સલાહ માગી હતી, ને તે પરથી તુલસીદાસે નીચેનું પદ.

જીન કે પ્રીય ન નામ વૈદેહી
તીન ત્યાગીએ કોટી વૈરી સમ, યદ્યપિ પરમ સનેહી     જીનકે.
પિતા તજ્યો પ્રહ્લાદ વિભિપણુ, બધુ ભરત મહતારી,
બલિ ગુરૂ તજ્યો કથ વ્રજ વનિતા ભયે જગ મગલકારી.     જીનકે.
નાતો નેહ રામસો સાચો, સુહૃતિ સ ત જહાલો,
અજન કહા આખ જો ફુટે, બહુ તક કહું કહા લો,     જીનકે,
તુલસીદાસ પૂજ્ય સોઈ પ્રીતમ, પુત્ર પ્રાણ તે પ્યારો,
જ્યાકો લડયો સ્નેહ રામસો, સોઈ જગ હેતુ હમારો,     જીનકે,

પ્રત્યુત્તરમા લખ્યુ હતું જે પરથી મીરાએ મેવાડ તજી વ્રદાવનનો રસ્તો લીધો હતો આ હકીકત ખરી હોય તો મીરાબાઈ અકબર બાદશાહના સમયમા વિદ્યમાન હોય એ નિ સશય છે, ને 'સતી મંડળ' તથા 'મહાજન મડળ' ના કર્તા વગેરેએ મીરાના જીવન વૃત્તાતમા અકબર તથા તાનસેન મીરાને મળવા ગયા હતા તથા અકબરે હીરાનો હાર અર્પ્યો હતો વગેરે જે કથા આપી છે તે ખરી હોવી જોઇએ આ હકીકતનુ મૂળ તપાસીએ તો તે નાભાજી કૃત ભક્તમાળ હોય એમ જણાય છે. નાભાજીએ મીરાબાઈ વિશે જે કથા કહી છે તેમાં 'મેહેતે જનમ ભૂમિ' અને 'રાનાકે સગાઈ ભઈ' કહી નીચનું કવિત કહ્યુ છે

રૂપકી નિકાઈ ભૂપ અકબર ભાઈ હિયે લિયે સગ
તાનસેન દેખિવેકો આયો હૈ ॥

એટલે નાભાજી પણ મીરાબાઇને અકબરના સમયમા થયેલી માને છે.

આ બે વિરોધી મત બારીકીથી નિરીક્ષવા યોગ્ય છે. કબીર સાહેબની 'નામ નીસરી મીરાબાઈ,' "તારી મીરાબાઈ,' 'જ્યોત મેં જ્યોત મિલાઈ" વગેરે ઉક્તિઓ માન્ય રાખીએ તો મીરાબાઇએ તુલસીદાસને લખેલો પત્ર તથા તુલસીદાસે લખેલો પત્યુત્તર બન્ને શકા યુક્ત

છે, એટલું જ નહિ પણ નાભાજીનુ કવિત પણ લોક વાયકાને આધારે હોવું જોઇએ એમ કહેવામાં બાધ નથી. એ પત્રો સત્ય માનીએ તો કબીર સાહેબના કવનોમાં મીરાનુ નામ જણાય છે તે કબીરનાં પોતાનાં પદ નહિ હોતાં કોઈ બીજાની કૃતિનાં હોઈ કબીરના નામથી પ્રસિદ્ધ કીધેલાં હોવાં જોઇએ. એ બેમાં સત્ય શું છે તે કથવું અશક્ય છે.

તથાપિ કવિ સામળદાસના કહેવા પ્રમાણે મીરાંબાઈ જયમલ રેઠોડની પિત્રાઇ બ્હેન હોય તો તે જયમલ જે વખતે બાદશાહ અકબરે ઈ. સ ૧૫૬૮માં રાણા ઉદયસિંહને હરાવી ચિતોડ લીધું તે સંગ્રામમાં મગરિયો થઈ લડયો હતો તે હોવો જોઇએ, ને તે એજ હતો એ ઇતિહાસથી પ્રસિદ્ધ છે. એ યોદ્ધા જયમલની પ્રસંસા જહાગીરનામામાં તથા અબુલ ફઝલે રચેલા આઇને-ઇ-અકબરીના પુસ્તકમા કરવામાં આવેલી છે, તથા બાદશાહ અકબરે તો દિલ્હિના દરવાજા ઉપર બે બાજુએ બે પત્થરના હાથી કોતરાવી એક ઉપર જયમલની મૂર્તિ મૂકાવી હતી એવું દેશી તથા વિદેશી ઇતિહાસકો કહે છે. આ પ્રમાણે જયમલનુ નામ પ્રસિદ્ધિમાં આવ્યુ છે, ને ભક્તિને માટે મશહૂર થયેલી મીરાબાઈ જેવી તેની બ્હેનનુ નામ પ્રસિદ્ધિમાં નથી આવ્યું એજ આશ્ચર્યકારક તથા શંકાસ્પદ છે

આ વખતે બાદશાહની ઊમર માત્ર ૨૬ વર્ષની હતી. ચિતોડ ગઢ જીત્યા પછી તે મીરાંબાઇને મળવા ગયો હોય એવો સંભવ નથી. કારણ મીરાબાઈ એક લેખકને આધારે ઈ. સ. ૧૫૪૭ માં સ્વર્ગવાસ થયાં હતાં.

વળી મીરાંબાઈ વિષે એવુ કહેવામાં આવે છે કે તે ઈ સ. ૧૫૪૦ મા વિદ્યમાન હતા. એ વખતે બાદશાહ અકબરનો જન્મ પણ ન હતો તો પછી બાદશાહ અકબરને તાનસેન ક્યારે મલવા ગયા હશે? તેમના મળવા ગયા પછી રાણાજીને ખબર પડતા તેણે મીરાંબાઇને શાલિગ્રામને નામે ઝેરી નાગ મોકલ્યો હતો, ને તે પછી મીરાબાઇએ મેવાડ તજી વદ્રાવન સેવ્યું હતું એવી કથા લોકો કહે છે. એમાં શાલિગ્રામનો પ્રસગ કદાપિ સત્ય હશે, કારણ તેને મીરાના

ડબ્બા કે શાલિગરામ બોલત કાય નહિ યાં,

હમ બોલત તુમ બોલત નાહીં, કાહેકો મૌન ધરે પહીયા,
યહ ભવસાગર અગમ બડો હે, કાઢી લેહુ ગહિકે બહીયા,
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, તુમહીં હો મોર સહહીયાં

કવનથી પુષ્ટિ મળે છે, પણ એ પ્રસંગની સાથે અકબરનુ નામ જોડવામા આવે છે તે તો લોકોની જ કૃતિ હોય એવું જણાય છે.

મીરાંબાઈનું વૃત્તાંત લખવામાં આધુનિક લેખક પ્રસિદ્ધ વિદૂષિ બાઈ ઍનિબિસેંટ છે. તેણે પોતાના પુસ્તકમાં કહ્યું છે કે મારવાડના ધણી કાળઝવાળા ઇતિહાસક મુનશી દેવીપ્રસાદ, મીરાંબાઈ કુમાર ભોજરાજજીનાં પત્નિ હોવાનુ કહે છે, ને તે ઘણું માનવા યોગ્ય ગણી મીરાંબાઈનું વૃત્તાંત લખવામાં તેને તે અનુસર્યા છે. ઍનિબિસેંટ કહે છે કે "In the old dominions of Marwar was a small village Merata where, to Ratan-sinh of Merata, grandson of Jodha, Rahtore ruler of Marwar, was born a daughter (S. 1573 A. D. 1517).

આ ઇતિહાસકના કહેવા પ્રમાણે મીરાબાઈ ઈ સ ૧૫૧૭ મા જન્મ્યા હોય, ને તેના જ કહેવા પ્રમાણે તે ઈ સ ૧૫૪૭ મા સ્વર્ગવાસ થયા હોય તો મીરાબાઇએ માત્ર ૩૦ વર્ષનુ આયુષ્ય ભોગવ્યુ હતું એમ કહી શકાય હવે કુમાર ભોજરાજજી રાણા સગનો વડો પુત્ર હતો, ને તે પિતાની હયાતિમા એટલે કુમારપદે જ મરી ગયો હતો. રાણો સગ ઈ સ ૧૫૩૦ માં મૃત્યુ પામ્યો હતો, ને તેની પછી તેનો ત્રીજો પુત્ર રાણો રત્નસિહ ગાદીએ બેઠો હતો એ ઇતિહાસથી પુરવાર થઈ શકે છે એથી કરીને કવિ સામળદાસ તથા ઈતિહાસકાર દેવીપ્રસાદના કહેવા પ્રમાણે મીરા ભોજરાજજીના પત્નિ હોય તો તેને ઈ સ ૧૫૨૮-૨૯ મા એટલે કે ૧૧-૧૨ વર્ષની વયે વૈધવ્ય પ્રાપ્ત થયુ હોવુ જોઇએ આ હકીકત કેટલીગણાય હોવી જોઇએ તે વિષે વિશેષ નહિ કહેતા માત્ર એટલુ જ કહુ છુ કે રજપૂતોમાં બાળલગ્ન જવલ્લે જ હોય છે નથી હોતા એમ કદાપિ કહીએ તો પણ હરકત નથી માટે એ તારીખ પણ વિશ્વાસ કરવા યોગ્ય નથી એ ઈતિહાસકના ઈતિહાસ ઉપરથી વિશ્વાસ ઉઠવાનુ કારણ તો તે પણ કહે છે કે બાદશાહ અકબર તાનસેનને સાથે તેડી મીરાબાઈને મળવા ગયો હતો એની બિસેન્ટે પણ એ વાતની એ જ પુસ્તકમા શકા કીધી છે, ને કહ્યુ છે કે એ કદિ બને એવુ નથી કારણ મીરાબાઈના મૃત્યુ સમયે અકબરની ઉમર માત્ર ચાર વર્ષની હતી આ વખતે આપણે જાણીએ છીએ કે બાદશાહ અકબર, બાદશાહ હુમાયુની સાથે ઈરાનમા હતો તો એની મુલાકાત કેમ સભવે ?

એ હકીકતની સત્યતા આપણે બીજી રીતે જોઇએ મીરાબાઇને કવિ તુલસીદાસે મેવાડ છોડવાની સલાહ આપી હતી એમ કેટલાકનું કહેવુ છે એ સબધમા મેં ઉપર ઈશારો કીધો છે હવે તુલસીદાસનો જન્મ ઈ સ ૧૫૩૩ મા થયો હતો એટલે તે સલાહ આપવા યોગ્ય વયનો થાય તે પહેલા મીરાબાઇએ મેવાડ તજી દીધેલું હોય જ કેમકે તે ૧૫૪૭ મા તો સ્વર્ગવાસ થયા હતા પરતુ મીરાબાઈ ઈ સ ૧૫૪૭ મા સ્વર્ગવાસ ન થયાં હોય, ને તુલસીદાસે આપેલી સલાહ સત્ય હોય એમ માનીએ તો મીરાબાઈનો જન્મ પણ ઈ સ ૧૫૧૭ મા નહિ હોતા તુલસીદાસના જન્મ તારીખની આગળ પાછળ કોઈ વર્ષમા થયેલો હોવો જોઇએ તો પછી અકબર બાદશાહ વિદ્યા વિલાસી હોઈ પોતાના રાજ્ય દરબારમા કવિ વગેરેને સારો સત્કાર આપતો હતો એટલુ જ નહિ પણ તેમને પૈસે ટકે આશ્રય આપતો હતો. એ તે વખતના કવિઓની કાવ્ય પ્રસાદિ [illegible] જાણીએ છીએ એ કવિઓમા મુખ્ય તાનસેન, ગગ સુરદાસ જગન્નાથ આદિ [illegible] એ બધાએ કવિતા લખી છે, એટલે તેમના કાવ્યોમા કોઈ સ્થાને મીરાબાઈ [illegible] આપણે આશા રાખીએ પરંતુ આપણી એ આશા નિરાશા જ છે કારણ [illegible] કાવ્યોમા કોઈ ઠેકાણે મીરાનુ નામ નિશાને જોવામા આવતુ નથી કેવુ [illegible] આવ્યો છે ॥ [illegible] મસ નથી પરતુ મીરાબાઈ જેવી ભક્તાણીની પ્રશસા સાભળી અકબર [illegible] સમયમા થયેલી મા [illegible] તાનસેન જેવા મશહૂર ગવૈયાને સાથે તેડી તેને જોવા જાય તેવી ભક્તાણીનું [illegible] છે કબીર માહે અકબરીમા કે કોઈ કવિના કાવ્યમા વાચવામા ન આવે તેથી આપણે સમજીએ [illegible] " વગેરે ઉક્તિ જ મીરાબાઈ અકબરના સમયમા વિદ્યમાન હોય એ અસભવિત અથવા [illegible] લખેલો પત્યુત્ત

( અપૂર્ણ )

" ભાનુ "



# ધરતીકંપ.

ધરતીકંપ સંબંધી જેને સાયન્ટિફિક યાને શાસ્ત્રીય શોધ કહિયે અને જે વિષયના શાસ્ત્રને ઇંગ્રેજીમાં સિસમૉલૉજી (Seismology) એટલે ભૂકંપશાસ્ત્ર કહે છે તે તો લગભગ અર્ધી સદીથી જ શરૂ થયું છે. તે પહેલાં એ સંબંધી જાણવા યોગ્ય કંઈ હકીકત મળી આવતી નથી. આ વિષયમાં હાલમાં મિ. જોન મિલ્ને એફ. આર. એસ: કરતાં અધિક પ્રમાણરૂપ બીજો કોઈ નથી એમ કહિયે તોપણ ચાલે. એણે એ સંબંધી અભ્યાસમાં વીસ વર્ષ જાપાનમાં કાઢયાં છે અને આખી પૃથ્વી ઉપર જેટલા ધરતીકંપ થાય તેની બરાબર ખબર પડે, દરેક ધરતીકંપનો દરેકે દરેક આંચકો નોંધાય એવાં યન્ત્રો ત્યાં જ શોધી કહાડી કંઈ પણ ખામી ન રહે એવાં બનાવ્યાં છે. આવાં યન્ત્રોવડે ધરતીકંપ સંબંધી અવલોકન કરવાનું એક મુખ્ય સ્થાન હાલ, ઇંગ્લન્ડની દક્ષિણે આવેલા વાઈટ નામના ટાપુમાં રાખવામાં આવ્યું છે. સદર યન્ત્રો વગેરે મિ. મિલ્નેએ એક વખત (ગઈ સાલે) 'રિવ્યુ ઑફ રિવ્યુઝ'ના પ્રસિદ્ધ એડિટર મિ. સ્ટેડને બહુ મહેરબાનીથી બતાવ્યાં, તે વખતે એ બન્ને ગૃહસ્થો વચ્ચે ધરતીકંપ સંબંધી જે વાતચીત થઈ તે જાણવા યોગ્ય હોવાથી અત્રે આપવામાં આવે છેઃ—

મિ. સ્ટેડે પૂછ્યું—" તમને એમ લાગે છે કે દિવસે દિવસે ધરતીકંપ વિશેષ થાય છે ? "

મિ. મિલ્નેએ કહ્યું—" નહિ જ. ગયા થોડા મહિનામાં (૧૯૦૫-૦૬ માં) કેટલાક ધરતીકંપ થયા છે અને તેમાં કેટલાંક શહેરોનો નાશ થયો છે તેથી કરી બહુ થયા એમ લાગે છે. પણ ખરી રીતે તો, સાધારણ રીતે જે મ્હોટા ધરતીકંપ થાય છે તે કરતાં બિલકુલ વધારે થયા નથી. છે એમ કે ધરતીકંપનો જે પ્રદેશ છે તે ભાગમાં કેટલાંક મ્હોટાં શહેરો આવેલાં છે, પણ ઘણે ભાગે તો એ એવે ઠેકાણે થાય છે કે જ્યાં પ્રમાણમાં થોડું નુકશાન કરે છે અને તેથી કરી વર્તમાનપત્રોમા એની હકીકત ભાગ્યે જ આવે છે. પૃથ્વીમાં નિરન્તર ફેરફારો થયા કરે છે પણ તે ભૂત કાળમાં જેટલી ઝડપથી થયાં છે તે કરતાં વધારે કે ઓછી ઝડપથી ભવિષ્યમાં થશે એમ માનવાનું કારણ નથી. '

" ત્યારે તમારી ગણત્રી પ્રમાણે દર વર્ષે કેટલા ધરતીકંપ થાય છે ? "

" એ કહેવું સહેલું નથી. કારણ હજી ઘણા એવા ભાગ છે કે જ્યાં એ બાબતની અવલોકનો હજી લેવામાં આવતાં નથી. પરંતુ બધા મળી આશરે ત્રીશેક હજાર થતા હશે. "

" એટલે કે રોજના સો પ્રમાણે ! ! "

" હા, પણ અલબત એમાંના ઘણા ખરા એટલા હલકા હોય છે કે જે બિલકુલ જણાતા નથી, માત્ર એમની નજદીકમાં આવેલ અવલોકનસ્થાનનાં યન્ત્રોમાં જ એની નોંધ થાય છેઃ એટલું જ. છતાં વર્ષ દિવસમાં આશરે ૬૦ એવા ભારે હોય છે કે જેની નોંધ, પૃથ્વી ઉપર હાલ આ બાબતનાં જેટલાં અવલોકનસ્થાન કરવામાં આવ્યાં છે તે તમામમાં થઈ જાય

છે. એવી ગણત્રી કરવામા આવી છે કે આખી પૃથ્વીને હલાવી નાખે એવા ધરતીકપના આચકાથી ખડક અથવા પહાડ એવો એકદમ પડે કે જે ત્રીસ માઈલ સુધી નીચો જતા રહે."

"ધરતીકપ શાથી થાય છે ?"

"પૃથ્વીમા નિરન્તર ફેરફારો થયા જાય છે તેને લીધે. પૃથ્વીનું પડ એની અંદર રહેના ગર્ભ ઉપર આધાર રાખી રહેલ છે અને એ ગર્ભની ગરમી જેમ જેમ ઓછી થતી જાય છે તેમ તેમ સંકોચાતો જાય છે આમ આધારરૂપ ગર્ભનો અમુક ભાગ એકદમ સકોચાતા તે ઉપર આવેલ પૃથ્વીના પડની સપાટીના ભાગમા અગર ખડકામા ચીરા પડે છે અને ખાડા થાય છે તથા કેટલીક વખત આગળના ખાડા પહેલાના કરતા મ્હોટા થા એટલે કે છે ખડકનો જે થર એક વખત આવી રીતે થતા ધસી પડી ધરતીકપ થયો હોય છે તે વધારે પડી બીજો ધરતીકપ થાય છે વળી ગુરુત્વાકર્ષણ (Gravitation) પણ ધરતીકપ કરવામા કંઈક ભાગ બજાવે છે દાખલા તરીકે ધરતીકપવાળા પ્રદેશમા આવેલ સમુદ્રને તળિયે જે ભાગમા કચરાનો પુષ્કળ ભાર થાય છે ત્યારે તે ભાગ કેટલીક વખત એકદમ બેસી જવાથી પણ આચકા આવે છે ઉંચા ઉચ્ચ સપાટ પ્રદેશ તથા પર્વતો, નદીઓ તથા બ્હેળિયાથી આગળ પાછળનો કચરો, માટી વગેરે ધોવાતા ધીમે ધીમે ઉંચા તરી આવે છે અને ત્યા સુધી તો ધરતીકપ થવાનુ કારણ નથી. પણ તેને બદલે કોઈ કારણથી આસપાસની જમીન એકદમ બેસી જઈ તે એકાએક ઉંચા થઈ આવે તો પણ ધરતીકપ થાય છે"

"પણ શુ ઘણી વાર મહાન જ્વાળામુખી ફાટવાથી ધરતીકપ થતા નથી ?"

"એક વખત એમ ધારવામા આવતુ પણ ખરી રીતે, જ્વાળામુખીને ને ધરતીકપને થોડોજ સબધ છે જ્વાળામુખી ફાટયા પછી સખત આચકો લાગવાને બદલે પ્રથમ ધરતીકપનો આચકો અને પછી જ્વાળામુખીનુ ફાટવુ એ વધારે શક્ય છે એટલે કે જ્વાળામુખી ફાટવાને ધરતીકપનો સ્હેજ આચકો પણ બસ છે"

"મ્હોટા ધરતીકપની પાછળ ન્હાના ધરતીકપ કેમ થાય છે ?"

"મ્હોટો ધરતીકંપ, મ્હોટો ચીરો પડી જમીનનો મ્હોટો ભાગ ધસી પડવાથી થાય છે ને ત્યાર પછી ન્હાના આચકા તો આ પ્રમાણે અવ્યવસ્થિત થયેલા જમીનનો ભાગ વ્યવસ્થિત થતા સુધી અગર ઠેકાણે પડી જતા સુધી થાય છે જેમકામાં જે મ્હોટો ધરતીકપ થયો છે તે પછીના તેના આચકાનું જોર હમેશ ઓછુ થતા થતા પૂરેપૂરૂં શમી જવાને હજી કમતીમા કમતી બે મહિના લાગશે."

"ફ્રિંગસ્ટનમા હાલ જે ધરતીકપ થયો તેની નોધ અગર ખબર તમારા યન્ત્રવડે તમને થઈ હતી ?"

"બેશક. ત્યાંથી મ્હને ખબર પડી તે પહેલાં જ આ યન્ત્ર ઉપરથી મ્હાન જાણ-વામાં આવ્યું હતું કે ધરતીકંપ થયો."

ત્યાર બાદ મિ મિ'નેએ એ યન્ત્ર કેવી રીતે ચાલે છે તે તથા એનું આશ્ચર્યકારક સંસ્કારગ્રાહીપણું—અર્થાત્ હલકામાં હલકા ધરતીકંપના સંસ્કાર પણ એ કેવા સ્પષ્ટ રીતે અને સૂક્ષ્મ રીતે ગ્રહણ કરે છે તે બતાવ્યું. એટલે સુધી છે કે જે ભાગે ચણતર કામ ઉપર એ યન્ત્ર ગોઠવવામાં આવેલ છે તે યન્ત્રને તો શું પણ તે ચણતર કામને પણ સ્હેજ સ્પર્શ થતાં યન્ત્રના કાંટાઓ આમ તેમ ફરવા લાગ્યા.

"જ્યારે તમારા યન્ત્રમાં ધરતીકંપ થયાનું જણાય છે ત્યારે તે કયે સ્થળે થયો તે તમે કહી શકો?"

"સાધારણ રીતે એક બે જગો વચ્ચે બરાબર કહી શકું. ઘણા વખત—વર્ષો—સુધી કાયમ અવલોકન કરવાથી જ એ બની શકે છે. એની ગણત્રી કંપ અથવા ધ્રુજરાના મોજાં બે રીતે આવે છે તે ઉપર છે—એક તો સીધા પૃથ્વીની અંદરથી અને બીજાં પૃથ્વીની સપાટી ઉપરથી. આ બે જાતના આન્દોલનોની અસર જણાતા વચ્ચે જે વખત લાગે તેના ફરક ઉપરથી ધરતીકંપ કેટલે છેટે થયો છે તે નક્કી કરી શકાય છે. દાખલા તરીકે, એ બે વચ્ચેનો ફરક ૨૮ મિનિટ છે અને ૨૮ મિનિટ એટલે ૬૦ ડિગ્રીઝ. પછી કરવાનું એટલું જ કે જે સ્થળે આ ફરક નોંધવામાં આવ્યો હોય તે સ્થળ મધ્ય બિન્દુ તરીકે લઈ, ૬૦ ડિગ્રીની અર્ધવ્યાસરેખા (radius) તરીકે લઈ તે પ્રમાણે એક ચક્ર દોરવું. એ ચક્રની લીટી જે ભાગમાં થઈને જાય તે ભાગોમાંથી કોઈ ઠેકાણે ધરતીકંપ થયેલો હોવો જોઇએ. મ્હોટા ધરતીકંપ બની શકે એવા પ્રદેશ ફક્ત વેસ્ટ ઇન્ડીઝ તથા ટિબેટ છે. પણ ટિબેટમાં ધરતીકંપ થાય તો એ વિષે કંઈ જ ન સમજાય અને વેસ્ટ ઇન્ડીઝમાં થાય તો બીજે જ દિવસે એ સંબંધી અહેવાલથી વર્તમાનપત્રો ભરાઈ જાય."

"ત્યારે ધરતીકંપ ક્યાં થયો તે નક્કી કરવામાં પૃથ્વી ગોળ છે એ વાત ચોકસ માનો છો?"

"બેશક."

"આખી પૃથ્વી ઉપરની આવી નોંધો તમને મળે છે?"

"હા જે જે ઠેકાણે આવા યન્ત્રો રાખવામાં આવી નોંધ થાય છે ત્યાંની નકલો મ્હને મળે છે અને મ્હારી અહીંની હું એમને મોકલું છું. આ બાબતમાં હાલ એટલે સુધી કર-વામાં આવ્યું છે કે જેથી આખી દુનિયાની તપાસ થાય છે. હાલ આશરે ૪૦ ઠેકાણે આવાં અવલોકનસ્થાનો કરવામાં આવ્યા છે અને ત્યાં કામ ચાલે છે અને તે સર્વની નોંધની આપ લે થાય છે. આમ થવાથી ઉપયોગી શોધો થઈ છે."

"ધરતીકંપની નોંધ કરવી એ બેશક બહુ રસ ઉપજાવે એવું છે; પણ આ સાયન્સની (શાસ્ત્રની) ઉપયોગીતા શી?"

"એનો સર્વથી તાત્કાળિક લાભ તો દરિયામાં જે તારનાં દોરડાં નાંખવાનાં હોય છે તે વખત કયો ભાગ અગર પ્રદેશ દૂર કરવો અને કયા ભાગમાં નાંખવાં એ નક્કી કરવાનો છે. વળી આ (Seismology) ઉપરથી અમે એટલે સુધી ખાત્રી કરી આપીએ છીએ કે દરિયાની અંદરનું તારનું દોરડું ધરતીકંપના આંચકાથી તૂટયું છે કે કોઈ બીજા રાજસત્તાવાળાએ તોડયું છે. રાજ્યોના પરસ્પર વિરોધમાં આવું કેટલીક વખત બન્યું છે. અમુક ઠેકાણે ધરતીકંપના આંચકા તથા સમુદ્રનાં મોજાંથી તાર મળતા નથી એમ કહેવામાં આવેલું પણ હવે આ યન્ત્ર વડે નક્કી કરતાં ધરતીકંપની વાત તદ્દન ખોટી ઠરેલી. વળી ધરતીકંપની ગતિ વિગેરેનું યથાસ્થિત જ્ઞાન જે Seismology (સિસમોલોજી) ભૂકંપશાસ્ત્રે અમને આપ્યું છે તેનો ઉપયોગ *મિનારા બાંધવામાં, પૂલો બનાવવામાં, ઉંચી ચિમનીઓ ચણવામાં,* તથા દિવાલો, ઘરો, તળાવો, પાણીના બંધ વગેરે બાંધવામાં કરવામાં આવ્યો છે. અને તેનો પરિણામ એ થયો છે કે જે પ્રદેશોમાં ધરતીકંપ હર વખત થાય છે ત્યાં આવી રીતે બાંધેલાં મકાનો અથવા બાંધકામો સખત આંચકામાં પણ ટકી શક્યાં છે અને સામાન્ય જૂની રીતનાં જમીન દોસ્ત થઈ ગયાં છે. ટુંકામાં આ વિષયનું સાયન્સ બીજી ઘણી બાબતોમાં પણ ઉપયોગી થયું છે."

"તમારા કહ્યા પ્રમાણે વર્ષમાં ૬૦ મ્હોટા ધરતીકંપ થયાનું વર્તમાનપત્રોમાં જોવામાં આવતું નથી?"

"એનું કારણ એ કે એ સાઠ પૈકી ઘણો ભાગ સમુદ્રની નીચે થાય છે અને કેટલાક દુનિયાંને આડે ઠેકાણે થાય છે."

"તમને એમ લાગે છે કે હાલ જે ધરતીકંપવાળો પ્રદેશ છે તે આગળ જતાં કદાચ વધે?"

"મને નથી લાગતું કે એમ માનવાનુ કંઈ કારણ હોય. ધરતીકંપવાળા પ્રદેશની બહાર જે લોકો રહે છે તેમને તો બ્હીવાનું કારણ નથી; પણ જે લોકો એ ભાગમાં રહે છે તેઓ ખાસ કરીને મકાનો બનાવવાની બાબતમાં ભૂકંપશાસ્ત્ર (સિસમોલોજી) ના જ્ઞાનનો ઉપયોગ કરે તો સારૂં. જ્યાં જ્યાં એ પ્રમાણે કરવામાં આવ્યું છે ત્યાં જાન માલની નુકશાની ઓછી થઈ છે.

"સાયન્સ."

# संगीतनी महत्ता अने स्त्रीयोने संगीत शिक्षणनी आवश्यकता.

———:o.———

પ્રકરણ ૧ લું

———

## સંગીતની મહત્તા.

———

व्यरीत्न त्रयमिदं धर्म कामार्थ मोक्षदम् ।
कीर्ति प्रागल्भ्य सौभाग्य वैदग्ध्याना प्रवर्धनम् ॥
औदार्य स्थैर्य धैर्याणां विलासस्य च कारणम् ॥ १० ॥
दुःखार्ति शोक निर्वेद खेद विच्छेद कारणम् ॥ ११ ॥
अपि ब्रह्मपरानन्दादिदमभ्यधिकं ध्रुवम् ।
जहार नारदादीना चित्तानि कथमन्यथा ॥ १२ ॥

સંગીત રત્નાકર, નર્તનાધ્યાય

**ભાવાર્થ**—ધર્મ, અર્થ, કામ અને મોક્ષને આપનારૂં, કીર્તિ, આત્મા પ્રગલ્ભત–પ્રૌઢતા, સૌભાગ્ય, લોક વિષયક ચતુરતા વધારનારૂં: તેમજ ઉદારતા, સ્થિરતા, ધૈર્ય અને વિલાસના કારણ રૂપ એવું ત્રણ પ્રકારનું ( ગાયન, વાદન, નર્તન ) સંગીત તે દુઃખ, પરિતાપ, શોક, ચિત્તની શૂન્યતા તથા ખેદને કાપી નાખે છે. એ સંગીતનો આનંદ પરબ્રહ્મના આનંદથી પણ અધિક છે, કારણ, એમ જો ન હોત તો પરમ વૈરાગ્યશાલિ મહાત્મા નારદ જેવા યોગીઓના પણ ચિત્તને તેણે કેવી રીતે વશ કરી લીધા?

સંગીત વિદ્યા એ સર્વ ધર્મોમાં પવિત્ર અને સ્વર્ગીયકલા તરીકે મનાતી આવેલી છે. એક મહાન ફિલસુફ અને એક કેવળ જંગલી માણસ, એ બન્નેને સરખી રીતે આનંદ આપનારી સંગીત કલા એ એક મહાન, મંજુલ અને મનોહારિણી શક્તિ છે. એની ઉત્પત્તિ વિષે જુદા જુદા દેશની પ્રજાઓમાં જે દંતકથાઓ પ્રચલિત છે તે સર્વેમાં સામાન્ય રીતે એટલું જ જોવામાં આવે છે કે, સ્વર્ગના કોઇ દેવોએ, અપ્સરાઓએ કે બીજા કોઈ પણ પ્રકારના દૈવી સત્વોએ એને આ સ્થૂળ દુનિયા ઉપર આણ્યું છે. પ્રાચીન અર્વાચીન તમામ વિદ્વાનોએ એની પ્રશંસા નિર્વિવાદ રીતે કરેલી છે સ્વીનબર્ને એક સ્થળે લખે છે કે, "સંગીત એ આ જડ વિશ્વમાં ઉત્પન્ન થયું નથી, પરંતુ સંગીત, ચંદ્રિકા અને સહૃદયતા એ ત્રણે જ્યાં એકરૂપ હશે એવા કોઈ ભાગ્યશાળી વિશ્વમાંથી આ પૃથ્વી ઉપર અવતર્યું હશે." કાર્લાઈલ

તો કહે છે કે, " સંગીત એ એક પ્રકારનુ અસ્પષ્ટ અને અગાધ ભાષણ છે. તે અનંતસ્વરૂપ પરમાત્માની પાસે આપણને એક ક્ષણ સુધી લઈ જઇ તેના અનંત સ્વરૂપનું ભાન કરાવે છે." એમ જગતના તમામ તત્ત્વવેત્તાઓએ પોત પોતાની સુભાષિત વાણીથી સંગીત વિદ્યાકલાની અનુપમ રીતે પ્રશંસા કરેલી છે. જે ઉપરથી જણાઇ આવે છે કે, સંગીત વિદ્યાકલા એ પવિત્ર, સૂક્ષ્મ, હૃદયની ઉન્નતિને આપનારી, અને આ દુનિયાંના તમામ માનસિક દુઃખોના દિલાસારૂપ છે; ને તેની શક્તિ છેક પરમાત્માના સ્વરૂપનું ભાન કરાવવા સુધી પણ છે. એવી ઉત્તમ કલાને માટે હલકો મત આપનારને કેવો માણસ સમજવો ?

મધુરતાનાં મધુર ઝરણો ક્યાંક ગુપ્તપણે, તો ક્યાંક પ્રકટ રીતે આ વિશ્વમાં જ્યાં ત્યાં વહ્યાં કરે છે. એ ઝરણો આ વિશ્વમાં વહેતાં વહેતા માણસ જાતની નજરે ચઢે છે ત્યારે તેની અંદરના ક્રૂરતા, દુષ્ટતા, નીચતાદિ અનેક પાશવ ગુણો ક્ષણવારને માટે જતા રહે છે. આ બાહ્ય વિશ્વમાં એ ઝરણો સ્થૂલ કે સૂક્ષ્મ રૂપે અવતરી મનુષ્યને દેખાવ આપે છે ત્યારે જે આનંદનુ ભાન થાય છે, તે કરતાં મનુષ્યના મન રૂપી વિશ્વમાં કે આધ્યાત્મિક વિશ્વમાં જ્યારે એવા મધુરતાનાં અમૃત તુલ્ય ઝરણો ઉત્પન્ન થઇ, મનુષ્ય પોતે જ્યારે તેને અનુભવી શકે છે ત્યારે તેના આનંદની હદ્દ રહેતી જ નથી. મધુરતાના મધુરા ઝરા એવી રીતે અનંત પ્રકારના છે, પરંતુ એ બધાં ઝરણોનુ ઉત્પત્તિ સ્થાન કેવળ સંગીત જ છે. એ સંગીતામૃતના મધુર ઝરણનું મૂળ શોધવા જઇશું તો તેનુ સ્થાન પરમાત્મામાં મળી આવશે એમ ખાત્રીથી સમજવુ

સંગીતની આવી પવિત્રતા અને ઉચ્ચતા ખ્યાલમાં આવ્યા પછી સંગીત તે શું એ વિશે થોડુંક જાણવુ જોઇએ. ' **સંગીત** ' એ શબ્દમા **ગાયન**, **વાદન** અને **નર્તન** એ ત્રણ કળાઓનો સમાવેશ કરેલો છે. એટલે કે, ગાવુ, વગાડવું અને નાટકની કળા, નાચવાની કળા એ બધી કળાઓ સંગીતના પેટામા સમાઈ જાય છે. તેથી બીજાં બધાં શાસ્ત્રો અને કળાઓની પેઠે સંગીત એ એક મહાન શાસ્ત્ર છે અને મહાન કળા રૂપે છે. કવિતાને જૂદા જૂદા સ્વરોમા બોલવી તેને **ગાયન** કહે છે. એ ગાયેલી કવિતાના **સ્વરો** અને **તાલની** પ્રકટતા ગમે તે પ્રકારના યંત્રની મદદથી કરવી તેને **વાદન** (વગાડવું) કહે છે. હવે જે કવિતા ગાઈ વગાડી હોય, તે કવિતાનો જે ભાવ હોય, અથવા તેનો જે રસ હોય; તે ભાવ તથા રસ શરીરના અભિનયો (એકટીંગ) થી પ્રકટ કરવો તેને **નર્તન** એટલે નાચવું કહે છે. એ **નર્તન** કળામા વળી **નાટકની** કળા, **નાચવાની** કળા અને જૂદા જૂદા પ્રકારથી વેશ લઈ અગથી હાવભાવ કરવાની કળા (નૃત્ત) એ ત્રણ જાતની કળાઓ સમાય છે. ને તે તથા ગાયન, વાદન એ બને કળાઓના શાસ્ત્રો એવડાં મ્હોટાં અને સૂક્ષ્મ છે કે, તેનો સંપૂર્ણ અભ્યાસ કરવાને માટે આ એક જીંદગી તો શું પણ સેંકડો જીંદગીઓ પૂરી કરવી પડે!! સંગીતનું બધું મંડાણ બે વસ્તુ ઉપર છેઃ **સ્વર** અને કાળ. સ્વર અને કાળના વિસ્તારનું ચોક્કસ માપ બાંધી તેમાંથી અનેક પ્રકારના આનંદ લેવાનું કામ સંગીતનું છે. સ્વર અને કાળ એ બનેના મૂળ, અનંત સ્વરૂપ પરમાત્મામાં જઈ પહોંચે છે; સ્વરની સૂક્ષ્મતા અને સ્થૂલતાનો જ બધો વિસ્તાર વિશ્વમા વ્યાપી રહેલો છે. એ સ્વરના મૂળ સ્વરૂપને **નાદ** (અવાજ, શબ્દ, ધ્વનિ વગેરે) કહે છે. તેના બે વર્ગ છે સૂક્ષ્મ નાદ અને સ્થૂલ નાદ. સૂક્ષ્મ નાદને **અનાહત નાદ** કહે છે અને સ્થૂલ નાદને **આહત નાદ** કહે છે. જે નાદ માણસ જાતથી

સંભળાતા નથી તે સૂક્ષ્મ નાદ છે, અને જે સંભળાય છે તે સ્થૂલ નાદ છે એ સ્થૂલ નાદમાંથી જે નાદ બહુ જ મીઠા અને આનંદ આપી શકે એવા છે તે માત્ર સાત છે તેમને **સ્વર** કહે છે તે **સ રિ ગ મ પ ધ નિ** એમ સાત પ્રકારના છે અને એ સાત સ્વરની જુદી જુદી રચનાથી જુદા જુદા ભાવ–રસ વાળી સ્વર રચના થાય છે તેને **રાગ** કહે છે રાગ એ સંગીતનો આત્મા છે એવા રાગો અનંત છે તેમનો કંઈ પાર નથી કોઈ પણ રાગને પૂર્ણ સ્વરૂપમાં પ્રકટ કરવો એ જ સંગીત કળાનું મુખ્ય કામ છે

રાગની પૂર્ણતા કરવા માટે સ્વરોની અનેક પ્રકારે રચના કરવી પડે છે તે રચના ગ્રામ, મૂર્છના, તાન, ક્રમ, પ્રસ્તાર કૂટતાન મેલ (થાટ), અલંકાર વગેરે અનેક રૂપે વિસ્તાર પામે છે સ્વરો તો માત્ર ૭ જ છે પણ તેની મૂર્છનાઓ ૭૦ હજાર **ક્રમ** ૩ લાખ ૭૫ હજાર, **તાન** ૮૪, **પ્રસ્તાર** ૧૮ હજાર, **કૂટતાન** ૫ કરોડ ૮૮ લાખ, **મેલ** ૪ હજાર, રાગ રચના મુખ્ય ૭ હજાર અને તેની મિશ્ર રચનાઓ કરોડો પ્રમાણની અને અનંતમતાદિની રચનાઓ પણ અનંત છે એ બધાનો પાર આવે તેમ નથી એટલું થયા પછી જે તે ભાવ રસને પોષણ કરનારા રાગમાં ગવાતી કવિતાઓની વિશેષ રચના કે જેને **પ્રબંધ** કહે છે તેના પ્રાચીન શાસ્ત્રાનુસાર ૪૫૦૦ ભેદ તથા **તાળના** પણ અનંત ભેદ થાય છે આ પ્રમાણે રાગરૂપી વિશ્વનો વિસ્તાર એવડો મહાન છે કે તેનો પાર પામવા જતા માણસની એક જીંદગી એક ક્ષણ જેવી થઈ પડે છે

આ ઉપરથી જણાઈ આવશે કે, **મૂળ નાદનો** વિસ્તાર કરી જુદી જુદી અમરાવડે દરેક રસ–ભાવ વગેરેનો આનંદ લેવો એ સંગીતનુ જ પ્રયોજન છે એ નાદની શક્તિ અપૂર્વ છે અને મહાન્ છે સ્થૂલ અને સૂક્ષ્મ વિશ્વમાં એ નાદની ધારા અવિચ્છિન્ન પ્રવાહ રૂપે નદી રૂપે, ઝરણા રૂપે સતત વહેતી રહે છે તેથી જ તમામ પ્રાણીઓ મનુષ્યો અને દેવો (મહાત્માઓ યોગીઓ) આ બધો વ્યવહાર ચલાવી શકે છે નાદની અજબ શક્તિ વિષેનુ વિવેચન કરતા તો એક મહાભારત ગ્રંથ લખવો પડે પરંતુ ટૂંકમાં જણાવવાનું કે, દુનિયામાં આજ સુધી જેટલી પ્રબળ શક્તિઓનો શોધ થયો છે તે સર્વેમાં નાદની શક્તિ અગાધ છે અનંત તારા ગણો, અનંત ગ્રહો અનંત પૃથ્વીઓ અનેક જડ દ્રવ્યો તમામ વનસ્પતિઓ અને તમામ પ્રાણિઓ નાદશક્તિથી કાર્ય કરતી જણાય છે એ નાદથી તમામ પ્રાણિ માત્ર અનેક જાતના શબ્દો કરે છે બોલવાની ભાષા જે અક્ષરો (ક, ખ, ગ વગેરે) થી બની છે તે અક્ષરો નાદથી થાય છે અક્ષરોથી પદ (ઘડો લોટો વગેરે) થાય છે, પદથી બોલવાણું થાયછે અને એ બોલવાણથી વ્યવહાર ચલાવી શકાય છે મતલબ કે આ સર્વ વિશ્વ નાદને આધિન છે એ જ નાદ વિના **ગીત** થતું નથી એ જ નાદ વિના સ્વર થતા નથી, એ જ નાદ વિના નર્તન પણ થતુ નથી માટે સંગીત નાદમય જ છે આ વિશ્વના તમામ પરમાણુઓ સતત આંદોલાયમાન્ હોય છે એ આંદોલનમય રચનામાંથી સ્થૂલ નાદો પ્રકટે છે એ સ્થૂલ નાદોથી સ્વરો થાય છે, ને દરેક પરમાણુ સમૂહ અમુક અમુક સ્વરો ઉત્પન્ન કરી સતત થનગન થનગન થયા જ કરે છે, પરમાણુનુ **નર્તન** (નાચ) તે એ જ છે અને આ વિશ્વમાં "વિશ્વમય નાદ" માંથી અખંડ સંગીત સર્વત્ર થઈ રહ્યું છે તે સ્પષ્ટ છે

ના૦ કે અવાજની ઉત્પત્તિ કેવી રીતે થાય છે એ વિષે વિચાર કરવો જોઇએ જગ

તે બીજું કશું જ નહી પણ વિદ્યુતના પરમાણુઓનો જ માત્ર જુદાં જુદા પ્રમાણવાળો સંચય છે. જડ દ્રવ્યના કોઈ પણ મૂળ પરમાણુની આકૃતિને જો આપણે એક મ્હોટા ઘર જેવડી કલ્પીએ તો તેમાં વિદ્યુત્ પરમાણુનાં પૂર્ણ વિરામ ચિન્હનાં ટપકાં જેવડાં હજારો બિંદુઓ ભ્રમણ કરે છે એવી સરખામણી કરી શકાય. તમામ પ્રકારના મૂળ દ્રવ્યના પરમાણુઓ આ વિદ્યુત્ પરમાણુની જુદી જુદી સંખ્યાત્મક શ્રેણીઓ છે. દાખલા માટે, હાઇડ્રોજનનો એક પરમાણુ લઇએ, અને તેમાં ૭૦૦ વિદ્યુત્પરમાણુઓની એક સ્થાયી માલા છે એમ સ્વીકારીએ તો તેમાં ૩૫૦ આકર્ષક અને ૩૫૦ ઉત્સારક વિદ્યુત્ પરમાણુઓ હોવાના. તેમ જ જો ઑક્સીજનનો એક પરમાણુ લઇએ તો તેમાં, હાઇડ્રોજનમાં રહેલા વિદ્યુત્પરમાણુઓના કરતાં ૧૬ ગણાં વધારે હોવાનાં; જેથી તેમાં ( ૩૫૦×૧૬ ) ૫૬૦૦ આકર્ષક અને તેટલા જ ઉત્સારક વિદ્યુત્પરમાણુઓ હોવાના. આથી એમ સિદ્ધ થયું કે, ૭૦૦ વિદ્યુત્ પરમાણુઓના સંયોગથી હાઇડ્રોજનનો એક પરમાણુ બન્યો છે, અને ૭૦૦×૧૬=૧૧૨૦૦ વિદ્યુત્ પરમાણુઓ મળી ઑક્સીજનનો એક પરમાણુ બન્યો છે, વગેરે. આ શોધથી પરમાણુ વાદની એક પાયરી આગળ વધી. પરંતુ વિદ્યુતના પરમાણુઓ ક્યાંથી આવ્યા, તેમની આંતર રચના કેવી હશે, ને તેમના આકર્ષક તથા ઉત્સારક ભેદો કેવી રીતે પડતા હશે ? એ બધા પ્રશ્નોના ખુલાસા શોધવા સાયન્સને હજી બાકી છે. તો પણ આ નવીન સિદ્ધાંતથી રેડિયમ જેવા પ્રકાશિત દ્રવ્યની રચના અને તેની પ્રકાશ ફેંકવાની શક્તિ, જુદાં જુદાં મૂળ દ્રવ્યોનાં પરમાણુ ગુરૂત્વ, જડત્વ, વિદ્યુદ્દાહકતા, પ્રકાશ વિસર્જન શક્તિ, રસાયનિક પરિવર્તો, રંગબધ પ્રકાશ કિરણોમાંની રેખાઓની ભિન્નતા, ઇથરના તરંગો અને બીજી ઘણી બાબતોનો ખુલાસો થઈ શક્યો છે. અને ચાલુ સદીના સાયન્સના વિદ્વાનોને માટે એક નવુ વિજ્ઞાનનુ ક્ષેત્ર ખુલ્લું થયું છે.

પરમાણુની "શક્તિરૂપ મધ્યબિંદુ" ( પૉઇંટ ઑફ ફોર્સ ) એવી શાસ્ત્રીય વ્યાખ્યા કરવામાં આવતી હતી તે હવે ઉપલી શોધથી એવા પ્રકારના પરમાણુ તે મૂળ તત્વરૂપ દ્રવ્યનો પરમાણુ નહિ, પણ વિદ્યુત્ નામના દ્રવ્યનો જે *પરમાણુ ઇલેક્ટ્રોન તેને એ વ્યાખ્યા લાગુ પડશે. કેમકે ઉપરોક્ત શોધથી જુદા જુદા મૂળ તત્વોના પરમાણુઓ તે ઇલેક્ટ્રોનની જ દ્વયણુક, ત્ર્યણુકાદિ રચના ઠરી ચુકી. જેથી ખરો પરમાણુ તે ઇલેક્ટ્રોન જ છે, અને તેની શાસ્ત્રીય વ્યાખ્યા "શક્તિ રૂપ મધ્યબિંદુ" એ જ વાસ્તવિક લાગે છે. એવાં શક્તિ રૂપ મધ્યબિંદુઓનાં સ્થાન બ્રહ્માંડમાં સર્વત્ર—જ્યાં ધારો ત્યાં—છે. કેમકે તમામ બ્રહ્માંડનુ વિવર્ત્તોપાદાનતત્વ તો નિરપેક્ષ વ્યાપક એક રસ એવું બ્રહ્મચેતન—નાદબ્રહ્મ છે; ને તેને જ આશ્રયે રહેલ પ્રકૃતિ—માયા—અવિદ્યા—ઇથર વગેરે પોતાના વિવર્ત્તરૂપે આચ્છાદિત રહેલ છે. જેથી જેટલા નિરવધિ દિક્કાલમાં ચેતન—નાદની સત્તા હોઈ શકે તેટલા જ દિક્કાલમાં માયારૂપ વિવર્ત્ત હોવાનો, ને આ વિશ્વ જ્યારે માયાનું કાર્ય છે, તો એ નિરવધિ માયા સાપેક્ષપણે સર્વત્ર વ્યાપક જ છે. ને તેમ હોવાથી તેનું મધ્યબિંદુ અમુક જ ઠેકાણે હોઈ શકે એમ કહી શકાશે

* પરમાણુ એક અને અખંડ હોઈ શકે. બે કે તેથી વધારે પરમાણુઓથી અણુ બને છે. ને એવા ઘણા અણુઓથી પદાર્થ કે પિંડ બને છે. હાઇડ્રોજનાદિ તત્વોના અણુઓ બે કે તેથી વધારે ઇલેક્ટ્રોનના સંયોગથી બને છે, તો ઇલેક્ટ્રોનનો એક પરમાણુ તે એક અને અખંડ હોવો જોઇએ.

નહિ. જ્યાં જુઓ ત્યાં તેનું બિંદુ જ છે. કોઈ પણ અવકાશ અનંત બિંદુઓ મળીને સ્થિતિ પામી શકે છે. આમ હોવાથી શક્તિ રૂપ મધ્યબિંદુઓ વિશ્વમાં સર્વત્ર અસંખ્ય-નિરવધિ છે, ને તેથી પરમાણુઓ (ઇલેકટ્રોન)ની અનંતતા નિરવધિ હોઈ શકે તે સ્પષ્ટ છે. આર્ય શાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનના મત પ્રમાણે તો ઇથિરથી પણ સૂક્ષ્મ, સૂક્ષ્મતર, સૂક્ષ્મતમ એવાં ઘણાંક તત્ત્વો (અંતઃકરણાદિ, અપંચીકૃત ભૂતો, અવિદ્યા, માયા, પ્રકૃતિ) સ્વીકારવામાં આવ્યાં છે, પરંતુ હાલ આપણે સ્થૂલ રીતે માત્ર ઇથિરને જ આ ભૂધા વિશ્વનું ઉપાદાન માની લઇએ તો સૂક્ષ્મ તત્ત્વમાંથી વિદ્યુત્પરમાણુઓ શી રીતે ઉત્પન્ન થતા હશે તેનો થોડોક વિચાર કરી લઇએ ઇથિર એ અનંત શક્તિઓનો ભંડાર છે એટલું જ નહિ પણ પરમાણુઓના જનક-રૂપ અનંત બિંદુ રૂપ આવર્તોના કલ્લોલ રૂપ વિશ્વવ્યાપક મહાસાગર છે. એટલે કે ઇથિર એ પાશ્ચાત્ય સાયન્સના વાદ પ્રમાણે શક્તિ (ફોર્સ) અને દ્રવ્ય (મેટર)ના મૂળ ઉપાદાન રૂપ તત્ત્વ છે. એ તત્ત્વ સ્થિતિ સ્થાપી, લચકવાળુ, અવિચ્છિન્ન, અંતરાલ વિનાનું, ગુરૂત્વ વિનાનું, અને અતિ વિરલ છે, તેથી તે પરમાણુઓનું કે અણુઓનું બનેલ છે એમ નહી કહી શકાય. એનો સ્વભાવ સતત સંકોચ પામવાનો છે. જેથી તેની મૂલ પ્રકૃતિ રૂપ અવસ્થામાં સતત વિકૃતિ થતી રહી વિષમાવસ્થા થતી રહે છે, ને તેથી સર્વ દિશાઓમાં-બધી તરફ બિંદુ રૂપ અનંત આવર્તો થતાં જાય છે એમ થવાથી શક્તિના કમી જાસ્તી મચયવાળા અનેક બલ-વાળા પ્રવાહો સ્થિતિ પામી, તેને પરિણામે એ બિંદુ રૂપ* આવર્તોમા આકર્ષક અને ઉત્સારક એવા બે ભેદ પડે છે, તેમાના જે બિંદુઓ એવી યોગ્યતાના હોય કે, તેના કરતાં ઓછી શક્તિના બિંદુઓને પોતા તરફ આકર્ષી લે, તેવા શક્તિ રૂપ મધ્યબિંદુઓ આકર્ષક વિદ્યુત્પર-માણુ* (પોઝીટીવ ઇલેકટ્રોન) તરીકે સ્થિતિ પામે છે અને જે બિંદુઓમાં એવી શક્તિ હોય કે બીજા વધારે શક્તિવાળા બિંદુઓ તરફ આકર્ષાઈ જાય, તેવા શક્તિ રૂપ મધ્યબિંદુઓ ઉત્સારક વિદ્યુત્પરમાણુ* (નેગેટીવ ઇલેકટ્રોન) તરીકે સ્થિતિ પામે છે. આ પ્રમાણે એવા આકર્ષક અને ઉત્સારક ઇલેકટ્રોનના પરમાણુઓની ઉત્પત્તિ થઈ તેઓ સતત ગતિમાન થઈ રહે છે. ને પછી તેમની વિવિધ પરંતુ નિયમિત શ્રેણીઓથી રસાયનશાસ્ત્રમા કહેલા હાઇડ્રોજનાદિ મૂળ દ્રવ્યોના અણુઓની રચનાઓ થતી રહે છે આ પ્રમાણે ઇથિરના સંકોચન પામવાના સ્વભાવ ધર્મથી તેમા અનેક બિંદુ રૂપ આવર્તો ઉત્પન્ન થઈ તેમાંથી ઇલે-કટ્રોનના આકર્ષક કે ઉત્સારક પરમાણુઓ અસ્તિત્વમા આવવા માટે તો તેની પોતાની (ઇથિર-ની)જ સત્તા કારણ રૂપ છે ને એ ઇથિર (પછી તેથી પણ સૂક્ષ્મ પ્રોટાઇલ વગેરે જે તત્વો

* આર્ય શાસ્ત્ર પ્રમાણે ગુણ ગુણી, ધર્મ ધર્મી, શક્તિ શક્તિમાન્ એ બધાનો અભેદ સિદ્ધ થએલો છે. શક્તિનું આપણને જે જ્ઞાન થાય છે તે પદાર્થના અનુષંગથી થાય છે. પદાર્થ ન હોય તો જડતા, આકર્ષણ, ગુરૂત્વ, ચુંબકતા, વગેરે શક્તિઓ કંઈ સ્વતન્ત્રપણે જ્ઞાત થઈ શકે નહિ. જેથી એ શક્તિઓનો જે શક્તિમાન્ છે તેને મૂકીને શક્તિઓ અન્ય પ્રદેશમા રહી શકતી નથી. આમ હોવાથી દ્રવ્યનુ અણુ અથવા પરમાણુ જેટલે અંશે અવરોધ કરી શકે છે તેટલે અંશે તે શક્તિમાન્ છે. એ શક્તિમાનની શક્તિ પરમાણુથી પૃથક્ નથી. પણ એકરૂપ જ છે. આમ હોવાથી પરાણુની વ્યાખ્યા "શક્તિ રૂપ મધ્યબિંદુ" (પોઇંટ ઓફ ફોર્સ) એની સાયન્સના જ્ઞાતાઓએ કરી છે તે આર્ય શાસ્ત્રને પૂર્ણ સંમત છે. એ વ્યાખ્યાથી દ્રવ્યત્વ અને શક્તિમત્વ એ બે અંશોનો અભેદસંબંધ સિદ્ધ થાય છે.

માનવામા આવે તે પણ) "મૂળ નાદબ્રહ્મની" સત્તાથી જ સત્તાવાન્ થઈ સતત સચક્રવાળો, સક્રિય સ્થિતિવાળો બની રહેલો છે જેથી તેમાંથી પરમાણુઓની ઉત્પત્તિ, સ્થિતિ અને વિલયાવસ્થા ઘટમાળાની માફક બની રહી સૃષ્ટિ સંભવ કે વિનાશનુ ચક્ર અનાદિકાળથી ચાલ્યુ જાય છે. એ રીતે મૂળ દ્રવ્યોના અણુઓ, ઇલેક્ટ્રોનના પરમાણુઓ, ઇથર, પ્રોટાઇલ, માયા, પ્રકૃતિ એ વગેરેમાથી જેને સ્થૂલ સૂક્ષ્મ બ્રહ્માડના અંતિમ ઉપાદાન તરીકે સ્થાપવામાં આવે તે ઉપાદાન રૂપ તત્વ, જે મૂળ ચેતન રૂપ નાદબ્રહ્મની સત્તાથી સત્તાવાન થઈ રહે છે તે નાદબ્રહ્મની અને તેની જુદી જુદી (વિવર્ત રૂપ) પ્રતીતિઓની ૐ (ઓમ્ બોલતા જે ૐકાર રૂપ અવાજ ગળામાથી નીકળે છે તે અવાજ રૂપ) એવી 'નાદ રૂપ' કે 'ધ્વનિ રૂપ' સંજ્ઞા શાસ્ત્રકારોએ સ્વીકારેલી છે

આ પ્રમાણે લબાણથી શાસ્ત્રીય વિચાર કર્યો તેનું કારણ એ કે, નાદ એ પોતે કથી કથી યોગ્યતાઓ ધરાવે છે તે સરલ રીતે સમજી શકાય આ વિશ્વમા સ્થૂલ સૂક્ષ્મ જે નાદ, ધ્વનિઓ, શબ્દો વગેરે જે સંભળાયછે તે બધી મૂળ નાદબ્રહ્મની પ્રતીતિઓ છે પાશ્ચાત્ય સાયન્સ વાદ પ્રમાણે નાદ એ જન્ય તરીકે માન્યો છે, પરંતુ આર્ય શાસ્ત્ર પ્રમાણે તેમ નહી સ્વીકારતા નાદ એ જનક રૂપે સ્વત સિદ્ધ છે એમ સિદ્ધ કરવામા આવેલુ છે એને માટે આટલી ટુકી જગામા વિસ્તાર કરવા જઇએ તો એક મ્હોટો ગ્રંથ થઈ જાય, પરંતુ તે વાદગ્રસ્ત વિષયને હાલ બાજુ ઉપર મૂકીએ તો પણ નાદ એ કેવડી મ્હોટી શક્તિ છે અને એ શક્તિ વિશ્વમા શુ શુ કાર્ય કરી રહી છે તેનો ખ્યાલ ઉપલા વિવેચનથી થવો જ જોઇએ આપણે પૂર્વે જોઈ ગયા કે નાદથી ક્રમે ક્રમે ઉષ્ણતા વગેરે ઉત્પન્ન થયા પછી છેવટે વિજળી ઉત્પન્ન થઈ શકે છે, અને એ વિજળીથી ઇથરમા સંકોચ વિકાસની ક્રિયા થવી જ જોઇએ તે સહજ સમજી શકાશ તેવુ છે સૂક્ષ્મ પ્રયોગો અને ગણિત ઉપરથી એમ પણ અટકળવામા આવ્યું છે કે, કોઈ પણ પદાર્થના એક ઘઉં ભાર જેટલા ભાગના ઇથરના ઉપગતિ આવીને અથડાય તો તેથી એક લાખ (૧૦૦૦૦૦) ટન જેટલુ વજન એ માઇલ જેટલી ઊંચાઇએ લઈ જઈ શકાય છે હવે નાદ એ એ પદાર્થના અથડાવાથી ઉત્પન્ન થાય છે ને તેથી તે જન્ય છે એવુ સ્થૂલ તત્વ સ્વીકારીએ તો પણ એટલુ તો સમજી શકાશે કે, નાદની ઉત્પત્તિથી વિજળી ઉત્પન્ન થાય અને તેથી ઇથરમા મોજા ઉત્પન્ન થાય તો નાદની શક્તિને કેવડી મહાન ગણવી જોઇએ ? અને તે ઉપરથી જ આ વિશ્વમા એ શક્તિના કાર્યોથી શુ શુ થતું હશે તેનો ખ્યાલ દરેક વિચારી પુરૂષોથી થઈ શકે તેમ છે મંત્રમા જે અસામાન્ય બળ હોવા વિષે ગ્રંથોમા વાચીએ છીએ તે આથી સત્ય ઠરે છે નાદની આવી વિલક્ષણ શક્તિ સૃષ્ટિનો સંહાર પણ કરી શકે અને તેની ઉત્પત્તિ કે સ્થિતિ પણ કરી શકે. આ બધુ રહસ્ય મનુષ્યથી સમજાય ને એ શક્તિ મનુષ્ય પોતાના હાથમા લઈ શકે તો તે "કર્તું અકર્તું અન્યથાકર્તું" એવો ઇશ્વર જ છે આવી શક્તિઓની પ્રતીતિ કીલી, સ્કેટ જેવા પદાર્થ વિજ્ઞાનશાસ્ત્રીઓને થઈ આવેલી હોય એમ તેમના લખાણો ઉપરથી જણાઈ આવે છે. આટલું સમજાયા પછી હવે એ નાદની સત્તાથી ખનિજ, ઉદ્‌ભિજ, પ્રાણીજ એ ત્રણે સૃષ્ટિમા કેવી કેવી અસરો થએલી જોવામા આવી છે તે વિષે હવે થોડો વિચાર કરીએ.

(અપૂર્ણ.)

ગણપતરાવ, ગોપાળરાવ, બર્વે.

# લવાજમ.

(૧) લાયબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તળાટીઓ તથા (૭) માસિક રૂા. ૧૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂા. ૨-૦-૦ (પોસ્ટેજ સાથે)

**ઉછરતી લાઈબ્રેરીઓને ખાસ બક્ષીસ** નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) રાજ્યના આશ્રય વિનાની લાયબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે માત્ર પોસ્ટેજ વગેરે ખર્ચના રૂા ૦-૬-૦ મોકલવા કૃપા કરવી બીજા વર્ષમા,રૂા ૦-૧૨-૦, ત્રીજામા રૂ. ૧-૪-૦

| | | |
|---|---|---|
| અન્ય સર્વ માટે વર્ષ એકના | રૂ. ૨-૮-૦ (પોસ્ટેજ સાથે) | |
| છૂટક નકલ ન્હાના અંકના | રૂ ૦-૪-૦ | ,, |
| ,, મ્હોટા અંકના | રૂ ૦-૬-૦ | ,, |

---

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે.

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે

૪ કોઈ પણ લેખનુ અસલ લખાણુ-એ લેખ "વસન્ત"માં દાખલ કરવાનો ઠરાવ કર્યો હોય કે ન હોય-પણ એ લેખકને પાછુ મોકલવાને અમો બંધાતા નથી.

---

## પોસ્ટ ખાતાએ કરેલી સગવડ.

પોસ્ટ ખાતા તરફથી પા તથા અડધા આનાની ટિકિટમાં લઈ જવાના વર્તમાનપત્રના વજનમાં વધારો કરી આપવામાં આવ્યો છે તેથી વર્ષમા ચાર અંકો આઠ ફૉર્મના અને આઠ પાંચ ફૉર્મના એવી કઢંગી રીત બદલીને આજથી દરેક અંક ૭ ફૉર્મનો રાખવાનું ઠરાવ્યુ છે.

વ્યવસ્થાપક

---

## "પ્રકાશિકા."

પ્રગટ કરનારાઓ મેસર્સ ટી. ડી. અંકલેશ્વરીઆ સન્સ ફોર્ટ પ્રીટીંગ પ્રેસ, મુંબાઈ, અને સઘળા જાણીતા પુસ્તકો વેચનારાઓ ગારફને મળશે. કીમત રૂ ૧-૪-૦. ટપાલ ખર્ચ આનો ૦)ના વધુ.

એજ કવિનાં આગલાં પુસ્તકો કાવ્યરસિકા (ઘટાડેલી કીમત રૂ ૧-૮-૦) અને **વિલાસિકા** (કીમત રૂ. ૧-૮-૦) ની માત્ર થોડીજ નકલો બાકી છે, જે પણ ઉપલાં ઠેકાણાંઓએ મળશે

(૧-૩)

---

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् । उपनिषद्

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् ।
भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् । उपनिषद्

વર્ષ ૭, અંક ૭. [ માસિક. ] શ્રાવણ, સંવત્ ૧૯૬૪.

## અગ્નિહોત્ર.

( શિખરિણી )

લવે વિશ્વે લોકો—'પરિચય વધ્યે પ્રેમ ઘટતો,
જવાનીએ ફૂટ્યો ક્ષણ વધી પછી અગ્નિ શમતો'—
શું જાણે તત્ત્વોને જગજન ભમે મોહવશ રે?
મહામોંઘો અગ્નિ દિન દિન નવી દીપ્તિ .

( ઇન્દ્રવજ્રા )

ડૂબી જઈને ઘન અન્ધકારે
શાતે ધ્રૂજી સૃષ્ટિ સમસ્ત ત્હારે
સ્વર્ગ થકી ઊતરી દૂર દેતો
આવ્યો અહિં દિવ્ય જ અગ્નિ એ તો.

ઉપર બે શ્વેત વાદળ જણાવા લાગ્યાં, મ્હારી દૃષ્ટિ ત્યાં સ્થિત થઈ, થોડા સમયમાં આ વાદળનાં બે મસ્તક જેવા આકાર થઈ ગયા. વાદળ વળી આકાશમાં પ્રચંડ સ્વરૂપ ધારણ કરવા લાગ્યાં અને થોડીવારમાં તો અર્ધ આકાશને તેમના બે મનુષ્ય રૂપથી તેમણે ઘેરી લીધું. આમાંના એક પુરૂષનું રૂપ અવિચ્છિન્ન યુવાનીથી મસ્ત જણાતું હતું, તથા તેના ચ્હેરા ઉપર નિર્દયતા અને અભિમાનનો વાસ જણાતો હતો. બીજા પુરૂષનું રૂપ વિકરાળ રાક્ષસના જેવું હતું. તથા તેનું વિકરાળ ગંજાવર ખીણુ જેવું ઉઘાડું રાખેલું મુખ તેના ભયંકર સ્વરૂપથી મનુષ્યને દેખતાં જ ભયભીત કરી નાંખે એવું હતું. વળી આકાશની બીજી બાજુએ એક શ્યામ તથા શ્વેત વર્ણથી મિશ્રિત વાદળ જણાયું તે ધીમે ધીમે સૃષ્ટિના વિવિધ પ્રદેશોના આકારમાં ગોઠવાઈ ગયું, તથા તેમાં નદીઓ, પર્વતો, વૃક્ષો તથા ચૈતન્યમય હલન ચલન ક્રિયાઓ કરતાં કીટ, પક્ષિ, પશુઓ તથા મનુષ્યો પણ જણાયા. થોડા સમયમાં ઉપર જણાવેલા પહેલા પુરૂષે આ પ્રદેશમાંથી હરેક વસ્તુઓને થોડે થોડે અંતરે ઝડપી ઝડપીને પેલા બીજા વિકરાળ પુરૂષના મુખમાં હોમવા માંડયાં, અને કેટલાંક ચીસો પાડતાં, તથા કિકિયારિઓ પાડતાં તેમાં એક પળમાં અદૃસ્ય થઈ જવા માંડયાં; ત્યારે કેટલાંક તો પોતાની મેળે જ તેમાં તણાઈ તણાઇને પડવા માંડયાં.

આ દેખાવ જોઈ મને અતિ ખેદ થવા લાગ્યો. તથા વિચાર આવ્યો કે શું ઈશ્વરે આ બધું આ બે રાક્ષસોને હાથે વિનાશ થવાને જ મરજ્યું હશે? શું પર્વતો, નદિયો, વૃક્ષો સર્વેનો નાશ જ થવાનો? શું અસંખ્ય ચૈતન્યમય જણાતાં કીટ પતંગ પક્ષિયો પશુઓ અને મનુષ્યો પણ હમેશ આપણે કલોલ કરતાં જોઇએ છીએ તે આ બે રાક્ષસ કાળ અને મૃત્યુના ફાંસામાં જ ફસેલાં છે? આમ જ હોય તો સ્રષ્ટાએ આટલું બધું વિષમપણું કાં બનાવ્યું? એક મનુષ્ય રાજાને ત્યાં જન્મ લે, અને અનેક હય, રથ, ગજ, મહેલ, ઉપવનો અને સુખનાં સાધન રૂપ સમૃદ્ધિ, તે પણ તેના હૃદયની તૃષ્ણાને તૃપ્ત કરવાને અલ્પ જણાય; ત્યારે બીજો કંગાલને ત્યાં જન્મ લે તથા પોતાના ઉદરના પોષણ અર્થે જોઈતું લુખું પાખું અન્ન, શરીર ઢાંકવાને ફાટાં તુટાં વસ્ત્ર, તથા પડી રહેવાને નાની સરખી ઝુંપડી પણ પ્રાપ્ત ન કરી શકે? વળી એક આવી કંગાલ અવસ્થામાં રહેતો હોય છતાં મહાન સમૃદ્ધિવાન પુરૂષો તેની ઈચ્છા જાણવાને ઉત્સુક તથા તે પૂરી પાડવામાં તત્પર, ત્યારે બીજો ઘણી સમૃદ્ધિવાન હોય તે છતાં પણ હમેશાં નિર્જન જેવો પોતાનુ જીવન ગાળે! આ કેવી વિચિત્રતા! આ અલ્પ જીવન માટે આટલો બધો ધાંધાટ, આટલી બધી પ્રવૃત્તિ, અને તે અલ્પ જીવન માટે જોઈતાં સાધનો મેળવવાના પ્રયત્નમાં ઉદ્‌ભવતા અનેક આનંદમય, શોકમય, યુદ્ધ-ઉત્પાદક, હૃદયને દુ:ખ ઉપજાવી ચીરી નાખનાર પ્રસંગો એ બધું શું મિથ્યા જ હશે!

---

છે, તથા અમુક મુદત મુકરર કરવામાં આવે છે. આ ગુરૂની આજ્ઞા પ્રમાણે કરવામાં આવે છે, તથા તેમાં પ્રારબ્ધયોગથી વિઘ્ન આવે છે, તેથી સિદ્ધિ નથી પમાતી એવું મનાય છે. આવી ક્રિયા કરવાનો ત્રણ ચાર વર્ષ ઉપર મેં પણ પ્રયાસ કરેલો, પણ થોડા સમય પછી મુકી દીધેલું. આ ક્રિયાથી કાંઈક પણ તત્ત્વ તથા ગુપ્ત વિદ્યા બાબતમાં જાણવાનું મળે છે એવું મને લાગ્યુ હતું. રા. દ. ત્રિ.

વળી વિચાર આવ્યો કે જો વસ્તુતાએ આ મિથ્યા જ અને અસત્ય હોય અને જો મનુષ્ય આ બે રાક્ષસના હાથમાંથી બચે એવો ઉપાય નહોય તો શું આપણા રૂષિ મુનિયો મિથ્યા જ આપણને **मृत्योर्मोक्षी यमामृतात्** એ મંત્રનું નિદિધ્યાસન કરવાનું કહી ગયા છે ? શું તેમણે પોતે **मृत्योर्माऽमृतङ्गमय** એ પ્રાર્થના અમૃતત્વનું અસ્તિત્વ જાણ્યા વિના જ કરી હશે ? શું ગીતામાં શ્રીકૃષ્ણ પરમાત્માએ અર્જુનને અમૃતત્વપણું પ્રાપ્ત કરવાનો માર્ગ વિના પ્રયોજન બતાવ્યો હશે ? કે શું આપણું વેદાંતશાસ્ત્ર ડિંડિમ વગાડીને તું **अक्षर छे, नित्य छे, सर्वज्ञ** છે. એવું જ ધ્યાન કરવાનું આપણને બોધે છે એ અસત્ય કે કાલ્પનિક છે ?

આ વિચારમાં મન ઉંડું ઉતરી ગયુ હતું ત્યા વળી આકાશ તરફ જોયું તો કંઈ વિ-ચક્ષણ જ દેખાવ દૃષ્ટિગોચર થયો. એક વાદળથી આચ્છાદિત થયેલો કેટલાંક વિમાનોનો સમૂહ જણાયો, અને આ વિમાનોની સમીપમાં પેલા બે કાળ અને મૃત્યુ રાક્ષસો પોતાના બન્ને હાથ જોડીને ઉભેલા તથા નમ્ર દીન મુદ્રાયે સ્તુતિ કરતા જણાયા. આ દેખાવથી હૃદયમાં કાંઈ અલૌકિક સત્વ આવ્યું, અને આ સત્વથી મનુષ્યનાં ચર્મ ચક્ષુ ન દેખી શકે, એવા દેખાવ જોવાને દિવ્ય ચક્ષુ મળ્યાં હોય એવો ભાસ થયો

આ વિમાનોનો સમૂહ એક વર્તુલના આકારમા ગોઠવાયેલો હતો તથા તેમની આજુ-બાજુ એક દિવ્ય દેદીપ્યમાન ઝળહળતો પ્રકાશ વિંટળાઈ વળ્યો હતો. આ વિમાનોની મધ્યમાં એક ઉચ્ચ વિમાન બીજા બધાં કરતાં કાંઈ અલૌકિક જ પ્રભાથી વિલસતું હતુ. અને તેની અંદર *તેજ તથા જ્યોતિ રૂપ જ આકૃતિયો જણાતી હતી. આ આકૃતિઓ પરમાત્મા શ્રી કૃષ્ણચંદ્ર, રામ, બુદ્ધ આદિ આપણા તથા અન્ય પ્રજાઓના ઈશ્વર મનાતા અવતારોની મને જણાઈ, તથા તેમાં મધ્યમાં શ્રી શંકર ભગવાનનુ જ્યોતિ રૂપ શરીર ઝળહળતું હતું.

આ વિમાન પાસેનું એક વિમાન હિરણ્ય જેવુ ઝળ હળતુ હતું અને તેની મધ્યમાં ભક્તરાજ નારદજી ઉભા ઉભા હાથમાં વીણા ગ્રહીને ઈશ્વરસ્તવનમાં નિમગ્ન હતા, તથા સૃષ્ટિમાં ઉદ્ભવેલા અસંખ્ય ઉચ્ચ જીવન મુક્ત ભક્તો આમની આજુ બાજુ ઉભા હતા તથા ભક્તિયુક્ત સમાધિમાં લીન જણાતા હતા. આ બધા ભક્તો તેમના વિમાનના જેવા હિરણ્મય તેજથી વીંટળાયલા હતા.

---

* अंतर्ज्योतिर्बहि र्ज्योतिः प्रत्यग् ज्योतिः परात्परः ।
ज्योति र्ज्योतिः स्वयंज्योतिरात्मज्योतिः शिवोऽस्म्यहम् ॥

હું અંતર્જ્યોતિ રૂપ, બહારના પ્રકાશ રૂપ, સર્વાંતર જ્યોતિ રૂપ, માયાથી પર સર્વ જ્યોતિના જ્યોતિ રૂપ, સ્વયંપ્રકાશ, આત્મ જ્યોતિરૂપ, ને કલ્યાણરૂપ છું.

(શ્રીમત્ શંકરાચાર્ય વિરચિત્ બ્રહ્મનામાવલિ સ્તોત્ર.)

આની પાસેના વિમાનમાં પોતાનું પંચમહાભૂત શરીર, મિથ્યા જાણી તેનો મોહ છોડી દઇ, પરોપકારાર્થે તથા સત્ય અર્થે, પોતાના બંધુઓ કે પોતાની પ્રજાના ઉન્નતિ કાર્ય અર્થે મહાન પરાક્રમ કરી અર્પણ કર્યું હોય એવા શૂર તથા વીર પુરૂષો વિરાજેલા હતા; તથા તેમની મધ્યમાં સૂર્ય સમાન પ્રકાશમાન, તથા જેમના શરીરમાંથી નીકળતાં કિરણો બધાં વિમાનમાં પ્રસરેલાં એવા ભીષ્મ પિતામહ બીજા અસંખ્ય રણસંગ્રામમાં પડેલા યોદ્ધાઓથી વિંટલાયલા વિરાજેલા હતા. આ વિમાનનો વર્ણ સૂર્યમાંથી નીકળતા તેજ જેવો હતો તથા તેમાં વિરાજેલા વીરોનું શરીર પણ આવા પ્રકાશવાળી જ્યોતિનું બનેલું હતું તથા તેમની આજુબાજુ ઘણે દૂર સુધી આ પ્રકાશ પ્રસરેલો હતો.

તે પછીના વિમાનમાં ઉપરના ઇશ્વર મનાતા પુરૂષો, તથા શૂર સત્યવાદી પુરૂષોનાં ચરિત્રો ગાઈ તન્મય થઈ પોતાનો કીર્તિવંત દેહ અક્ષર કરી ગયેલા મહાન કવિયો તથા લેખકો વિરાજેલા હતા, તથા તેમની મધ્યમાં મહાભારતમાં વર્ણવેલા સ્થૂલ શરીરનાં સૂક્ષ્મ તત્વોથી બનેલું પ્રભામય સ્વરૂપ ધારણ કરી વ્યાસ ભગવાન શોભતા હતા, તથા તેમની આજુબાજુ અસંખ્ય, કાલિદાસ, શેકસ્પિયર આદિ દેદીપ્યમાન જ્યોતિમાં વિરાજેલા હતા. આ વિમાન તથા તેમાં બેઠેલાનો વર્ણ તામ્ર જેવો હતો તથા તેમની આજુ બાજુ તેજસ્વી તામ્રવર્ણમય તેજ વિંટલાયલું હતું.

આ પછીના એક વિમાનનો વર્ણ મિશ્રિત હતો, તથા તેમાં મિશ્રિત તથા અવ્યવસ્થિત આકારનાં સ્વરૂપો જણાતાં હતાં. તે જોતાં મ્હને જણાયું કે આ વિમાનમાં પ્રાચીન મહાન પ્રજાઓને તેમની તામસ નિદ્રામાંથી જગાડી પૂર્વની ઉચ્ચ સ્થિતિએ આણવા પ્રયાસ કરતા વીરો, તથા નવી ઉન્નત પ્રજાઓને પોતાની ઉત્કૃષ્ટતા જાળવી રાખવા પ્રાચીન પાસેથી ગ્રહણ કરવા યોગ્ય મેળવી આપવા પ્રયાસ કરતા. સૃષ્ટિમાં હવે થનાર મહાન પુરૂષો વિરાજવાના હશે.

આ પ્રકારની દિવ્ય સૃષ્ટિમા મ્હારો આત્મા, બુદ્ધિ તથા મન સહિત તાદાત્મ્ય થઈ રહ્યો હતો, તથા સ્થૂલ શરીર સમાધિ–અવસ્થા જેવું જડવત્ થઈ રહ્યું હતું; એટલામાં કોઇએ મ્હારા જડવત્ શરીરને સ્પર્શ કરી હલાવ્યુ, જેથી સ્થૂલ શરીર જાગ્રત થવાથી સૂત્રને ખેંચવાથી જેમ પતંગ આકાશમાંથી નીચે આવે છે તેમ મન બુદ્ધિ સહ આત્મા સમાધિથી મુક્ત થયો. અને જોઉં તો, સાબરમતીનો પ્રવાહ અને દૂધેશ્વરનો આરો! આ સમાધિના સંસ્કારોનું હૃદય ઉપર પ્રતિબિંબ લઈ, કંઈક આનંદ પામતો, કંઈક વિસ્મય થતો તથા વિચાર કરતો હું જીવનની ઉચ્ચ દિશાઓનો તથા અમૃતત્વ પ્રાપ્ત કરવાના માર્ગનો ઉપદેશ લેતો આ રાગદ્વેષાત્મક વિશ્વમાં આવ્યો.

રામશંકર હરરછચન ત્રિપાઠી.

# મીરાંબાઇ.

( અનુસન્ધાન પૃષ્ઠ ૨૭૯ થી. )

મીરાંબાઈના સમય વિશે આ પ્રમાણે વિરોધી મત પડયા છે ત્યારે કયો મત સપ્રમાણ છે તે નિરીક્ષવા તે સમયના કવિઓના કાવ્યોની એક બીજા સાથેની સમાનતા સરખાવી જોવાનો એક માર્ગ રહ્યો છે, તો એના સમય ઉપર એથી કેટલો પ્રકાશ પડી શકે છે તે જોઇએ. કબીરે મીરાંબાઈની સ્તુતિ ગાઈ છે તો મીરાંબાઈનાં તથા કબીરનાં કાવ્યો વચ્ચે કાંઈ સમાનતા છે કે નહિ તે આપણે પ્રથમ જોઇએ. એ સમાનતા એટલે બધે દરજ્જેની છે કે કવિ નર્મદ જેવા સાક્ષરે પણ કહ્યું છે કે " કબીર નાનકના પદોમાં મીરાંનાં પદો છે." દૃષ્ટાન્ત તરીકે મીરાંએ ગાયું છે કે

" એસી ટુકી સી જીંદગીમેં ક્યા માગું !
ક્યા માગું ! રે મેં ક્યા માગું !
એસી ટુકી સી જીંદગીમેં ક્યા માગું ! "

કબીર સાહેબે પણ ઉક્ત કડીઓને મળતું કહ્યું છે કે

ક્યા માગું મેરે રામ, થોડે જીવનમેં ક્યા માગું !
ઘર નહિ રહેના, ઉંબર નહિ રહેના
થોડે જીવનમેં ક્યા માગું ?"

વળી મીરાંબાઈનું રચેલું

કરના ફકીરી, ક્યા દીલગીરી, સદા મગનમેં રહેનારે,
કોઈ દીન વાડી ને કોઈ દીન બંગલા, કોઈ દીન જંગલ રહેનારે. કરના.
કોઈ દીન હાથી, કોઈ દીન ઘોડા, કોઈ દીન પાંઉસે ચલનારે;
કોઈ દીન ગાદી, કોઈ દીન તકીયા, કોઈ દીન ભોંયસે પડનારે. કરના.
કોઈ દીન ખાના ને કોઈ દીન પીનાં, કોઈ દીન ભૂખે સોનારે;
કોઈ દીન પહેરના, કોઈ દીન ઓઢના, કોઈ દીન ચીથરા ન ઓઢનારે. કરના.
કોઈ દીન મોજ ને કોઈ દીન જોડા, ને કોઈ દીન રફ્રમ રફ્રારે;
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, કછુ આય પરે સો સહેનારે. કરના.

આ પદ—કબીરે રચેલા

કરના ફકીરી ભજના સાહેબ, ક્યા બીરાનાની આશરે
ઘર ઘર ટુકડા માંગ કર ખાના, કછુ ના રખના પાસરે.
ખભે કામળિયાં ને હાથમાં તુંબડીયાં, જંગલ કરના વાસરે. કરના.

તેણે બાદશાહ બાબરના સમયમાં સીખ ધર્મ સ્થાપ્યો હતો. એની તથા મીરાબાઈની કવિતામા સમાનતા છે, જો કે એ સમાનતા કબીરની કવિતા જેટલી નથી તો પણ અંશ તથા વિચાર સ્પષ્ટ છે.

હવે મીરાંબાઈ વિષે એવુ માનવામા છે કે તેણે જયદેવ, કૃત ગીતગોવિંદ ઉપર ટીકા લખી હતી. કેટલાકનું કહેવુ એવુ છે કે તે ટીકા મીરાબાઈની નથી, પણ કુભારાણાએ કીધેલી છે. ગમે તેણે એ ટીકા લખી હોય, પણ બેમાથી એકે તે લખી હતી એટલુ તો સિદ્ધ છે. દિલગીરી એટલી જ છે કે એ ટીકા અત્યારે હાથ આવેલી નથી* તો પણ મીરાંબાઈના કાવ્યો તપાસતા એટલુ તો દશ્યમાન છે કે તેમા ગીતગોવિંદની મિઠાશ તથા સગીત છે હુ તો એટલે સુધી કહું છું કે ગીતગોવિંદનો સર્વ હારદ મીરાંબાઇના હૃદયમા હતો એની સાબીતી એના કવનોમા છે એટલે એ સંબંધી પિષ્ટપેષણ કરવાની જરૂર નથી. હવે મીરાબાઇને જે પ્રમાણે :ગીતગોવિંદનો આધાર હતો તે જ પ્રમાણે બાદશાહ અકબરના સમયમાં થયેલા કવિ સુરદાસના કાવ્યોમા ગીતગોવિંદની ઝમક, તેનું સંગીત તથા તેની મિઠાશ માલૂમ પડે છે. એ પણ ખરૂં છે કે મીરાબાઇના અને સુરદાસના કાવ્યો એક બીજાને ઘણી રીતે મળતા છે એક બે કાવ્યો મળતા આવતા હોત તો આપણે એમ કહેવાને તત્પર થાત કે તે આકસ્મિક હશે, પરતુ એટલા બધા કાવ્યોમા સમાનતા છે કે તે સમાનતા સાહજિક હશે એમ માની.શકાય નહિ. એ સંબંધમા કેટલાકનું કહેવુ એવુ છે કે અકબરના સમયમા મીરાબાઈ વિદ્યમાન હતા, ને સુરદાસ એ જ સમયમા થઈ ગયા છે એટલે એક બીજાએ એક બીજાના કવનોનો ઉતારો કીધો હશે. એમ હોય તો પ્રભુ જાણે!! બન્નેમાં એટલી બધી સમાનતા જોવામા આવતા છતા આશ્ચર્ય એ જ છે કે બેમાથી એકે એક બીજાનું નામ કહ્યું નથી. વળી તાનસેનના કાવ્યો સુરદાસ તથા તુલસીદાસનાં પદો સાથે મળતા આવે છે, પણ માત્ર તુલસીદાસ સિવાય અકબરના સમયમા થયેલા બધા કવિઓમાથી કોઇએ મીરાબાઇની પ્રસિદ્ધિ વિશે ગાયું નથી, અથવા તેનુ માત્ર નામ આપી તે અકબરના સમયમા વિદ્યમાન હતા એવુ જણાવ્યુ નથી શુ તુલસીદાસ સિવાય બીજા બધાએ મીરાંબાઇનું નામ નહિ જણાવવા સંપ કીધો હશે! હશે, જે હોય તે ખરૂ.

મીરાંબાઈનાં ને સુરદાસના કાવ્યો ઘણી રીતે એક બીજાને મળતા છે એવુ ઉપર જણાવ્યું છે તો એ સંબંધમા તેના એકાદ બે દષ્ટાન્ત અત્રે લેઇએ તો અપ્રાસંગિક નહિ ગણાય

મીરાંબાઇએ ગાયું છે કે

કીને કાંકરી મોરે મારી રે, જદુપતી જલ ભરવા દો. કીને.
સાવ સુનેકી ઝારી હમારી, રતનજડિત રઢીઆળી રે. જદુપતી.

* કુંભારાણાની ' રસિક પ્રિયા ' નામની સસ્કૃત ટીકા વાળું ગીતગોવિંદ નિર્ણય સાગર પ્રેસમાં છપાઈ બહાર પડી ચૂકયું છે.

તન્ત્રી.

લેકર ચીર કદમ ચઢ બેઠે, હમ રહી જલમેં ઉઘારી રે. જદુ.
સાસુ બુરી મેરી નનંદી હઠીલી, દેવર દેવે ગારી રે. જદુપતી.
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, તમ જીતે હમ હારી રે. જદુપતી.

સુરદાસે પણ ગાયું છે કે

અંબર દેહો મુરારી હમારો, અંબર દેહો મુરારી. હમારો.
લેકર ચીર કદમ ચઢ બેઠે, હમહી જલમેં ઉઘારી હમારો.
તુમ હો લાલજી નંદજી કે રોઠે, હમ ભીખ્ખ ભાન દુલારી,
સાસ બુરી ઔર નનંદ હઠીલી, દેવર દેત બહુ ગારી. હમારો.
મોર મુગટ પીતાંબર સોહે, કુંડળકી છબ ન્યારી,
સુરદાસ પ્રભુ તીહારે દરસકો, તુમ જીતે હમ હારી. હમારો.

એ બે પદમાં કાંઈ ઝાઝો તફાવત છે? બંને વાંચ્યાથી કોણ એમ કહેશે કે તે એક જ નથી! 'મીરાં કહે પ્રભુ ગીરધર નાગર'ની મીરાંની તુક સુરદાસના કાવ્યમાં મૂકી હોય તો એ પણ બીજું મીરાંબાઈનું પદ છે એમ છાતી ઠોકીને કહીએ તો કાંઈ વાંધો છે?

વળી જે વખતે મીરાંબાઇએ પોતાની ગાઢ ભક્તિ તથા મોહક બાનીથી રાજપૂતાના તથા ઉત્તર અને પશ્ચિમ હિંદુસ્તાન ગજવી મૂક્યું હતું તે જ વખતે ગૂજરાત કાઠિયાવાડ એટલે સૌરાષ્ટ્રમાં નરસિંહ મહેતાએ પણ પોતાની એક ચકવે ચઢેલી ભક્તિ તથા કાવ્યપ્રસાદીથી લોકોનાં અંતઃકરણ હરી લીધાં હતાં. અત્યાર સુધી આપણે એમ જ માનતા આવ્યા છીએ કે નરસિંહ મહેતા અને મીરાંબાઈ સમકાલીન હતાં. કારણ નરસિંહ મહેતાનો સમય ૧૪૧૫ થી ૧૪૮૧ સુધીનો અને મીરાંબાઇનો ઈ. સ. ૧૪૦૭ થી ૧૪૭૦ સુધીનો માનવામાં છે. એ બંને ભક્તોના કાવ્યોમાં પણ એટલી બધી સમાનતા છે કે બન્ને એક જ સમયમાં થઈ ગયાં હશે એવી અટકળ લોકો કરે છે. જે સમયે નરસિંહ મહેતાને શ્રી કૃષ્ણ ભગવાનને ભરવાડણને હાથે

'ભોળી રે ભરવાડણ હરિને વેચવા ચાલી,
સોળ સહસ્ર ગોપીઓના વ્હાલાંને મટુકીમાં ઘાલી.'

શબ્દોમાં વેચવાનો વિચાર થયો હતો તેવો જ વિચાર મીરાંબાઇને પણ થયો હતો એ તેની ગૂજરાતમાં સ્ત્રી પુરૂષોને મુખે ઠેર ઠેર ગવાતી

હાંરે કોઈ માધવ લ્યો, માધવ લ્યો, વેચંતી વ્રજનારી રે; હાંરે
માધવને મટુકીમાં ઘાલી, ગોપી લટકે લટકે ચાલી રે. હરિ,

ગરબીમાં જણાય છે. વળી મીરાંબાઇની
"કીને કાંકરી મોરે મારી રે, જદુપતિ જલ ભરવા દો,"

તેણે બાદશાહ બાબરના સમયમાં સીખ ધર્મ સ્થાપ્યો હતો. એની તથા મીરાંબાઈની કવિતામાં સમાનતા છે; જો કે એ સમાનતા કબીરની કવિતા જેટલી નથી તો પણ અંશ તથા વિચાર સ્પષ્ટ છે.

હવે મીરાંબાઈ વિષે એવું માનવામાં છે કે તેણે જયદેવ કૃત ગીતગોવિંદ ઉપર ટીકા લખી હતી. કેટલાકનું કહેવું એવું છે કે તે ટીકા મીરાંબાઈની નથી, પણ કુંભારાણાએ કીધેલી છે. ગમે તેણે એ ટીકા લખી હોય, પણ બેમાંથી એકે તે લખી હતી એટલું તો સિદ્ધ છે. દિલગીરી એટલી જ છે કે એ ટીકા અત્યારે હાથ આવેલી નથી.* તો પણ મીરાંબાઈનાં કાવ્યો તપાસતાં એટલું તો દૃશ્યમાન છે કે તેમાં ગીતગોવિંદની મિઠાસ તથા સંગીત છે. હું તો એટલે સુધી કહું છું કે ગીતગોવિંદનો સર્વ હારદ મીરાંબાઇના હૃદયમાં હતો. એની સાબીતી એના કવનોમાં છે એટલે એ સંબંધી પિષ્ટપેષણ કરવાની જરૂર નથી. હવે મીરાંબાઇને જે પ્રમાણે ;ગીતગોવિંદનો આધાર હતો તે જ પ્રમાણે બાદશાહ અકબરના સમયમાં થયેલા કવિ સુરદાસનાં કાવ્યોમાં ગીતગોવિંદની ઝમક, તેનું સંગીત તથા તેની મિઠાશ માલૂમ પડે છે. એ પણ ખરૂં છે કે મીરાંબાઇનાં અને સુરદાસનાં કાવ્યો એક બીજાને ઘણી રીતે મળતાં છે. એક બે કાવ્યો મળતાં આવતાં હોત તો આપણે એમ કહેવાને તત્પર થાત કે તે આકસ્મિક હશે, પરંતુ એટલાં બધાં કાવ્યોમાં સમાનતા છે કે તે સમાનતા સાહજિક હશે એમ માની શકાય નહિ. એ સંબંધમાં કેટલાકનું કહેવું એવું છે કે અકબરના સમયમાં મીરાંબાઈ વિદ્યમાન હતાં, ને સુરદાસ એ જ સમયમાં થઈ ગયા છે એટલે એક બીજાએ એક બીજાનાં કવનોનો ઉતારો કીધો હશે. એમ હોય તો પ્રભુ જાણે!! બન્નેમાં એટલી બધી સમાનતા જોવામાં આવતાં છતાં આશ્ચર્ય એ જ છે કે બેમાંથી એકે એક બીજાનું નામ કહ્યું નથી. વળી તાનસેનનાં કાવ્યો સુરદાસ તથા તુલસીદાસનાં પદો સાથે મળતાં આવે છે, પણ માત્ર તુલસીદાસ સિવાય અકબરના સમયમાં થયેલા બધા કવિઓમાંથી કોઇએ મીરાંબાઇની પ્રસિદ્ધિ વિશે ગાયું નથી, અથવા તેનું માત્ર નામ આપી તે અકબરના સમયમાં વિદ્યમાન હતાં એવું જણાવ્યું નથી. શું તુલસીદાસ સિવાય બીજા બધાએ મીરાંબાઇનું નામ નહિ જણાવવા સંપ કીધો હશે। હશે, જે હોય તે ખરૂં.

મીરાંબાઇનાં ને સુરદાસનાં કાવ્યો ઘણી રીતે એક બીજાને મળતાં છે એવું ઉપર જણાવ્યું છે તો એ સંબંધમાં તેનાં એકાદ બે દૃષ્ટાન્ત અત્રે લેઇએ તો અપ્રાસંગિક નહિ ગણાય.

મીરાંબાઇએ ગાયું છે કે

> ડીને કાંકરી મોરે મારી રે, જદુપતી જલ ભરવા દો. ડીને.
> સાવ સુનેકી ઝારી હમારી, રત્નજડિત રહીઆળી રે. જદુપતી.

* કુંભારાણાની 'રસિક પ્રિયા' નામની સંસ્કૃત ટીકા વાળું ગીતગોવિંદ નિર્ણય સાગર પ્રેસમાં છપાઈ બહાર પડી ચુક્યું છે. લેખ

તન્ત્રી.

લેકર ચીર કદમ ચઢ બેઠે, હમ રહી જલમેં ઉઘારી રે. જદુ.
સાસુ બુરી મોરી નનંદી હઠીલી, દેવર દેવે ગારી રે..જદુપતી.
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, તમ જીતે હમ હારી રે. જદુપતી.

સુરદાસે પણ ગાયું છે કે

અંબર દેહો મુરારી હમારો, અંબર દેહો મુરારી હમારો.
લેકર ચીર કદમ ચઢ બેઠે, હમહી જલમેં ઉધારી હમારો.
તુમ હો લાલજી નંદજી કે રોટે, હમ ભીખ ભાન દુલારી,
સાસ બુરી ઔર નનંદ હઠીલી, દેવર દેત બહુ ગારી. હમારો.
મોર મુગટ પીતાંબર સોહે, કુંડળકી છબ ન્યારી,
સુરદાસ પ્રભુ તીહારે દરસકો, તુમ જીતે હમ હારી. હમારો.

એ બે પદમાં કાંઈ ઝાઝો તફાવત છે? બને વાંચ્યાથી કોણ એમ કહેશે કે તે એક જ નથી? 'મીરાં કહે પ્રભુ ગીરધર નાગર'ની મીરાંની તુક સુરદાસના કાવ્યમાં મૂકી હોય તો એ પણ બીજું મીરાંબાઈનું પદ છે એમ છાતી ઠોકીને કહીએ તો કાંઈ વાંધો છે?

વળી જે વખતે મીરાંબાઈએ પોતાની ગાઢ ભક્તિ તથા મોહક બાનીથી રાજપૂતાના તથા ઉત્તર અને પશ્ચિમ હિંદુસ્તાન ગજવી મૂક્યું હતુ તે જ વખતે ગૂજરાત કાઠિયાવાડ એટલે સૌરાષ્ટ્રમાં નરસિંહ મહેતાએ પણ પોતાની એક ચકવે ચ...
દીથી લોકોનાં અંતઃકરણ હરી લીધાં હતાં. અત્યાર
છીએ કે નરસિંહ મહેતા અને મીરાંબાઈ સમકા... લોકોની એવી માન્યતા છે કે મીરાં-
૧૪૧૫ થી ૧૪૮૧ સુધીનો અને મીરાંબાઈનો
છે. એ બંને ભક્તોના કાવ્યોમાં પણ એટલી ... તેમ કબીર પણ તેના શિષ્ય હતા, તેથી એ બે
થઈ ગયાં હશે એવી અટકળ લોકો કરે છે. ઉપલા બે ભક્તો સિવાય ધનો ભક્ત, તથા સેના
નને ભરવાડણને હાથે . નાબાજી પણ ભક્તમાળમાં વર્ણવે છે. તેથી કરીને સંશય

'ભોળી રે ભરવાડ
સોળ સહસ્ર ગોપી
...હીદાસ, નામ તીસરી મીરાંબાઈ
શબ્દોમાં વેચવાનો વિ... શિષ્યો ધના, સેના અને રોહીદાસનાં નામો ગાઈ પોતાના ગુરૂ-
તેની ગૂજરાતમાં શ્રી પુરૂ... તેમ તે નામો સાથે મીરાંબાઈનુ નામ ... ને પણ તેના શિષ્ય
નહિ તો માત્ર તે સમયમા તે વિદ્યમાન હો...ની સૂચના કેમ નહિ કીધી
હરિ કોર્ણીકા કીધી છે, પરંતુ કેટલેક સ્થળે તો મીરાંબાઈને રામાનંદની શિષ્ય જ
માધવે દૃષ્ટાન્ત તરીકે "ચોરાશી વૈષ્ણવના ધોળ" માં કહ્યું છે કે

ગરબીમાં જશુ ક્ષત્રાણી પ્રભુ પ્રીત્યરે, રામદાસ મીરાંના પ્રોહીત રે:
" કીને કાવ્યમાં એમ પણ કહ્યું છે કે

" રામદાસ મીરાંના પ્રોહીત રે, સખી કાઢાયા નામ સહીત રે "

રામાનંદના શિષ્યોમાંના ધનાની કવિતામાં મીરાંબાઈની પ્રશંસા જોવામાં આવે છે એટલે તે અત્રે લેવી ઉચિત છે. તે કહે છે કે

" રામ બાણુ વાગ્યાં હોય તે જાણે, હરિનાં બાણુ વાગ્યાં હોય તે જાણે "
ધ્રુવને લાગ્યાં પ્રહ્લાદને વાગ્યાં, તો ઠરીને બેઠા ઠેકાણે;
ગર્ભવાસમાં શુકદેવજીને વાગ્યાં, તો વંચાયા વેદ પુરાણે. રામ.
મોરધ્વજને હરિ મળવાને આવ્યા, તો હરજી આવ્યા ઠેકાણે;
મુસ્તક ઉપર કરવત મેલ્યાં, તોય સ્ત્રીને પુત્ર બે તાણે. રામ.
મીરાંબાઈ ઉપર કોપ કરીને, રાણાજી ખડ્ગ જ તાણે;
ઝેરના પ્યાલા ગીરધરજી આરોગ્યા, તો અમૃત કર્યાં ઠેકાણે. રામ.
નરસિંહ મહેતાની હુંડી સ્વીકારી, બેપ ભરી ખરે નાણે,
અનેક ભક્તને પેર ઉગાર્યાં, તો ધનો ધીરજ આણે. રામ.

છેવટે મીરાંબાઈ પોતે પોતાના સંબંધમા શું કહે છે તે જોઇએ. તેણે " ગોવિંદજી પ્રાણ હમારો રે, ના પદમા ગાયું છે કે

મહીયર મારૂ મેડતું રે, સાસરીયુ ચિતોડ,
મીરાંને ગીરધર મળ્યા, મારા મનના તે પૂર્યા કોડ. ગોવિંદજી.

તેમજ તે પોતે કોના દીકરી હતાં તે વિશે પણ

આ પ્રમાણે મીરાબાઈ કવિ દયારામના કહેવા પ્રમાણે “જેમલ રાઠોડની દીકરી રે’ નહિ હોતા દુદાજીના પુત્રી હતા, ને એ દુદાજી કુભાના સમયમા થયેલા છે તેથી મીરાબાઈ કુભા ગણાની પત્ની હોવાનો સભવ વિશેષ છે. એ પ્રમાણે આપણે માનીએ તો જ કબીરે ‘જ્યો તમા જ્યોત મીલાઈ’ શબ્દો વાપર્યા છે તેનુ સમર્થન થઈ શકે છે મીરાબાઈ દ્વારિકામા શ્રી કૃષ્ણ ભગવાનના સ્વરૂપમા સમાઈ ગયા હતા, ને એ બાબતનું પદ મીરાબાઇએ પોતે બનાવ્યુ છે તેણે કહ્યુ છે કે ‘નીરખી રજ્યો મીલ ગયા’ તેમ તે ભગવાનમા સમાઈ ગઈ હતી આપણે એ પ્રમાણે ધારીએ તો જ કબીર તથા અન્ય ભક્તોના કવનોમા જોવામા આવતી મીરાબાઈની સ્તુતિ તથા કબીર અને મીરાબાઈ એ બે ભક્તોના કાવ્યોની સમાનતાનુ કારણ સહજ સમજી શકાય છે એથી જ તે કુમાર ભોજરાજજીના પત્ની નહિ હોતા રાણા કુભાજીના પત્ની હોવા જોઇએ ને એમ હોય તો જ તેને વિષનો પ્યાલો શાલિગ્રામને નામે નાગ મોકલ્યાનો, રાણાજીને માથા ઢોરી હરિ ભજ્યાનો, દ્વારિકા જઈ ગુજરાતી કવિતા બનાવ્યાનો તથા ત્યા શ્રી કૃષ્ણ ભગવવાનના સ્વરૂપમા એકરૂપ થઈ મોક્ષ મેળવ્યાનો પ્રસગ મીરાબાઈએ પોતે રચેલી કવિતામા ગાયો છે તેનુ સમર્થન થઈ શકે છે કુમાર ભોજરાજજીના પત્ની હોવાનુ માન્યાથી ઉપર બતાવેલા પ્રસગો સિદ્ધ થવાને એક સબળ કારણ મળી આવતુ નથી એમ છતા મારવાડ તથા મેવાડના પ્રસિદ્ધ લેખકો તથા ઈતિહાસકો તે ભોજરાજજીના પત્ની હોવાનું કહે છે તેના પુરાવામા તે મેવાડના વહીવચાના ચોપડામા કુભા રાણાની સ્ત્રી હતા એવુ મળી આવતુ નથી તે સિવાય બીજા સબળ પૂરાવા જ્યા સુધી તેમના તરફથી આપવામા આવે નહિ ત્યા સુધી તો જનસમાજ ને હકીકત માન્ય રાખવામા સદેહ લેશે તથા આનાકાની કરશે

“ભાનુ”

---

# સ્વર્ગસ્થ શ્રી ગોવર્દ્ધનરામભાઈના પ્રાથમિક શિક્ષણપરના વિચારો.

( અનુસન્ધાન પૃષ્ઠ ૨૧૬ થી. )

આ ચર્ચાનું તારતમ્ય આટલું જ કે બાળકમાં પંચમહાયજ્ઞ સાધવાનું સામર્થ્ય આપવાને તેના આત્માને જ્ઞાન, નીતિ ને ધર્મથી સમૃદ્ધ કરવો, તેની શારીરિક સંપત્તિ વધારવી તથા સુંદરતા, રસ, પ્રીતિ, ભક્તિ આદિથી તેની યજ્ઞસામગ્રી પૂરવી. આ જ માતાપિતાનું પવિત્ર અતિથિકૃત્ય છે અને એ જ પ્રભુના પરમ કૃત્યનું પવિત્ર અનુસરણ છે.

શાસ્ત્રીય ભાષામાં બતાવેલી આ ધર્મભાવનાને તેઓ અન્ય સ્થળે સાદી ભાષામાં ઉદ્ધતલાલના પત્રોમાં પ્રકટ કરે છે: "તમારાં ન્યાયાસનો આગળ મનાતા જીમૂતવાહનના સંપ્રદાય પ્રમાણે બાળકને વિદ્યાભ્યાસ કરાવવા પિતા જે દ્રવ્ય ખરચે તે માતાએ આપેલા ધાવણની જોડે સરખાવેલું છે. વિદ્યાભ્યાસ પામવા માટે પિતાનો જે ઉપકાર માનવાનો છે તે ધાવણ આપનારી માતાના ઉપકારથી અધિક નથી. જાતે ઉત્પન્ન કરેલા બાળકને ધાવણ આપવું તે જાતે વાવેલા બીજના છોડને પાણી સીંચવા જેવું છે. પાણી સીંચવાનું કૃત્ય બીજ વાવવાની ક્રિયાને અંગે લાગેલું છે. અને ધાવણ આપવાનો જનનીધર્મ પુત્રોત્પત્તિને અંગે વળગેલો છે. પ્રજા ઉત્પન્ન કરવાનું જે જનની સમજે છે પણ ધાવણ આપવાનું સમજતી નથી તે જનની પોતાના ધર્મથી ભ્રષ્ટ થાય છે. અને માતાનો ઉપકાર ધાવણ આપવાને માટે માનવાનો નથી, પણ જન્મ આપવાને માટે હોય તો તે યોગ્ય થાય. જે જનની બાળકને જન્મ આપી તેનો સંસાર દુઃખમય કરે છે તે જનનીએ આપેલો જન્મ ઉપકાર રૂપ નથી પણ અપકાર રૂપ જ છે. એ જન્મ માતાએ પ્રીતિ ભાવે આપ્યો ગણવાનો નથી પણ શત્રુભાવે આપેલો ગણવાનો છે. વિદ્યાનું ધાવણ જે પિતા આપતો નથી તે પિતા આ જ ન્યાયે શત્રુ છે. અને વિદ્યા આપે તે માટે તેનો ઉપકાર માનવાનો નથી પણ જે જન્મ આપીને તેને સફળ કરવા પિતાએ પ્રયત્ન કર્યો હોય ને જન્મને માટે તેટલા પ્રમાણમાં તેનો ઉપકાર માનવો યોગ્ય છે. અને એટલા પ્રયત્નના પ્રમાણમાં જ એની પ્રીતિ વસ્તુરૂપ ગણવી." ઉચ્છેદક સુધારકના મ્હોંમાં મૂકેલા આ વિચારો ઉપર કહેલી ધર્મભાવનાને સંમત છે તે સહજ સમજાશે. બાળકને જન્મ આપવો તે જ તેનું આમંત્રણ, અને એ આમંત્રણ આપણે જાતે કર્યું માટે તેને વિદ્યાનું ધાવણ આપવું તે આપણું અતિથિકૃત્ય. આ અતિથિકૃત્યમાં આપણે આપણા સ્વાર્થને બળે, અજ્ઞાનને લીધે, પ્રમાદને લીધે કે કંઈ અન્ય કારણોને લીધે જેટલી ન્યૂનતા રાખીએ તેટલું આપણે શિર કર્તવ્યભ્રષ્ટતાનું પાપ.

આ વિચારો સાથે પાશ્ચાત્ય મહાન્ શિક્ષણશાસ્ત્રી રુસોના વિચારો સરખાવવા જેવા છે. "જ્યારે કોઈ પુરૂષ બાળકો ઉત્પન્ન કરે છે, અને તેમને ઉછેરે છે, ત્યારે તેણે પોતાનાં કર્તવ્યનો તૃતીયાંશ માત્ર પૂર્ણ કર્યો એમ સમજવું. મનુષ્ય જાતિ તરફ તેની મનુષ્ય આપવાની ફરજ છે. સમાજ તરફ સામાજીકો આપવાની, અને નગર તરફ નાગરિકો આપવાની. જે

કોઈ માણસ આ ત્રિગુણ ઋણ આપવાની શક્તિ છતાં તે આપતો નથી તે પાપી છે, અને જે કોઈ અર્ધું આપે છે તે વધારે પાપી છે. જે કોઈ પિતા તરીકેની ફરજો અદા કરી શકે નહિ, તેને પિતા થવાનો કશો હક નથી. દારિદ્રય, સખત મજૂરી, કે ગમે તે મિષ હોય તથાપિ કોઈ પણ માણસ બાળકોને ઉછેરવાની ને કેળવવાની ફરજમાંથી મુક્ત થઈ શકે નહિ. વાંચનાર બંધુઓ, ત્હમે મ્હારા વિચાર માની શકશો, હું ભવિષ્ય કહું છું કે જે કોઈ કોમળ હૃદયનો હશે, અને આ પવિત્ર કર્તવ્યની અવગણના કરશે. તેને પોતાના દોષને માટે લાંબા વખત સુધી આંસુ ઢાળવાં પડશે, અને એ આંસુ શમાવવાને તેને કશો દિલાસો મળશે નહિ."

સહજ જણાઈ આવશે કે રૂસોની તથા શ્રીયુતની ભાવનામાં ભિન્નતા ફક્ત ભાષાની જ છે, વિચારની નથી.

## કારણચતુષ્ટય.

હવે આપણે આમંત્રિત અતિથિના આતિથેયની વ્યવસ્થા વિચારીએ. કઈ વૃત્તિથી, કેવા પ્રકારે ને કેવા વસ્તુસમારંભથી બાળકનું આતિથેય આપણે કરવું જોઇએ તે સંબંધે ગોવર્દ્ધનરામભાઈના વિચારો છૂટા છવાયા સ્થાનમાં ઘણા જ સુંદર સ્વરૂપમાં પડેલા છે. તેને સાંકળવાને માટે આપણે ઍરીસ્ટોટલના કારણચતુષ્ટયનો અહીં ઉપયોગ કરીશું. ને તે કારણચતુષ્ટયની દૃષ્ટિથી તેમના આતિથેય-વ્યવસ્થાના વિચારોને ચાર ભાગમાં વહેંચી નાખીશું.

"ઍરીસ્ટોટલ કહે છે કે દરેક વસ્તુનાં ચાર કારણો છે. (૧) વસ્તુ કારણ (material) (૨) શક્તિ કારણ (efficient) (૩) રૂપ કારણ (formal) (૪) હેતુ કારણ (final) રાજનીતિના સંબંધમાં ઍરીસ્ટોટલ લખે છે કે પ્રજા એ વસ્તુ કારણ છે, તેમની શ્રેષ્ઠતા એ હેતુ કારણ છે, એ શ્રેષ્ઠતા પ્રાપ્ત કરવાને જે રાજકીય યોજના અમલ થાય તે રૂપ કારણ છે અને એ યોજનાનો અમલ થાય તે શક્તિ કારણ છે. ઈતર પદાર્થો તરફ દૃષ્ટિ કરીએ તો પણ કારણો એનાં એ છે. ઉદાહરણ તરીકે છત્રી લઇએ. તો તાપ અથવા વરસાદથી રક્ષણ એ હેતુ કારણ છે. કપડું, સળિયા, લાકડું વગેરે વસ્તુ કારણ છે. તાપ અથવા વરસાદથી રક્ષણ કરવાને જેવી જોઇએ તેવી આકૃતિ એ રૂપ કારણ છે. નિર્ણીત થયલી આકૃતિ પ્રમાણે છત્રી ઉત્પન્ન કરવાને કારીગરો મહેનત કરે તે શક્તિ કારણ છે. કોઈ પણ પદાર્થ આ ચાર કારણો વગર ઉત્પન્ન થતો નથી બધાં કારણો આવશ્યક છે, ચારથી એક પણ વધારે કે એક પણ ઓછું કારણ નથી. દરેક પદાર્થ અમુક હેતુ, જરૂર કે ઉપયોગ હોય તો જ ઉત્પન્ન થાય છે, દરેક પદાર્થ અમુક વસ્તુમાંથી જ ઉત્પન્ન થાય છે, દરેક પદાર્થ એ જરૂર પૂરી પાડવાને યોગ્ય યોજના કે આકૃતિ થઈ શકે તો જ ઉત્પન્ન થાય છે, દરેક પદાર્થ અમુક શક્તિ વપરાય ત્યારે જ ઉત્પન્ન થાય છે. આ કારણચતુષ્ટય શિક્ષણક્રિયાને લાગુ પાડતાં સ્પષ્ટ માલુમ પડે છે કે પૂર્ણ અથવા શ્રેષ્ઠ જીવન એ હેતુ કારણ છે, બાળક એ વસ્તુ કારણ છે, તેમને ઉપરનો હેતુ સફળ કરવાને આવશ્યક જ્ઞાન અને શક્તિ પ્રાપ્ત કરાવે તેવી યોજના એ રૂપ કારણ છે, અને એ યોજનાને

અનુસરનારા શિક્ષકો એ શક્તિ કારણ છે. પ્રથમ બાળકના સ્વભાવનું જ્ઞાન આવશ્યક છે. પછી એ સ્વભાવને કેવી ને કેટલી પૂર્ણતા આપવી જોઇએ ને આપી શકાય એ નિર્ણય આવશ્યક છે. તે પછી એ સંપૂર્ણતા પ્રાપ્ત કરવાને યોગ્ય યોજના આવશ્યક છે, અને છેવટે યોજના પ્રમાણે ક્રિયા આવશ્યક છે."

શિક્ષણનાં ચારે આવશ્યક કારણો સંબંધેના વિચારોને આપણે વસ્તુવિચાર, હેતુવિચાર, રૂપવિચાર ને શક્તિવિચાર કહીશું. આ ચારે કારણો પર ગોવર્દ્ધનરામભાઇએ બતાવેલા વિચારો માતાપિતાને જેટલા ઉપયોગી છે તેટલા જ ને કદાચ તેથી સવિશેષ આપણા શિક્ષકવર્ગને ઉપયોગી છે, અને તેથી આપણે તેને આપણા દીક્ષામંત્ર સમાન ગણી આપણા જીવનમા વણી દેવા જોઇએ. એ વિચારો પ્રમાણે આચાર આચરવામાં જ આપણો શિક્ષકધર્મ અને માતાપિતાનો અતિથિધર્મ પર્યાપ્ત થાય છે.

## વસ્તુ વિચાર.

બાળકની માનસિક શક્તિ ને શારીરિક શક્તિના સ્વરૂપનો તથા તેના વિકાસક્રમનો વિચાર તે વસ્તુવિચાર કહેવાય. જન્મ વખતે તથા શૈશવમાં બાળકનું મન કેવું હોય છે, તેની ગ્રહણ ધારણ શક્તિ કેટલી બલવત્તર હોય છે, કઇ કઇ શક્તિયોના બીજાંકુર તેનામાં અવસ્થિત હોય છે, તે બીજાંકુરોનો વિકાસ કયા સ્વાભાવિક ક્રમથી થઇ શકે છે, કઇ કઇ શક્તિયો તેની બાલ્યાવસ્થામાં થન થન નાચી રહી હોય છે, તેનામા વૃત્તિનું બંધારણ કયે પ્રકારે થવા પામે છે, ઇત્યાદિ બાલસ્વભાવની સ્થિતિ, સસ્કૃતિ ને વિકૃતિ સંબંધેના વિચારો આ વિભાગમા દાખલ થઇ શકે. માનસશાસ્ત્રની આવી દૃષ્ટિથી ગોવર્દ્ધનભાઇએ બાલ સ્વભાવ પર વિવેચન કરેલું માલુમ નથી. પરંતુ બાલાત્મા સંબંધે તેમના વિચાર જાણવા જેવા છે. પાશ્ચાત્ય શિક્ષણ શાસ્ત્રીઓ આપણને 'બાલક એ માણસનો પિતા છે' એવું સૂત્ર આપે છે. તેવુ જ સૂત્ર અને તેનું વિવરણ આપણા ધર્મશાસ્ત્રોની દૃષ્ટિથી ગોવર્દ્ધનભાઈ આપે છે. આપણાં ધર્મશાસ્ત્રોમાં પુત્રને પિતાના આત્માની પ્રતિકૃતિ માનેલી છે. શ્રી મહાભારતના આદિ પર્વમાંના શકુન્તલોપાખ્યાનમાં કહ્યુ છે કે—

× ભાર્યામાં પતિ પેસીને, જન્મે છે ફરી જે થકી<br>
કહે તે માટ ભાર્યાને, જાયા પ્રાચીન કવિયો.

પુત્ર એ પોતાનો જ અવતાર છે, ને તેથી પુત્રને આત્મવત્ માનવો એ આપણાં ધર્મશાસ્ત્રોનુ સૂત્ર છે. અને આત્મવત્ માની આત્મસાત્ કરવો એ તેમનો ઉપદેશ છે. સાધુજનો તો સર્વ ચેતન ભૂતોના આત્માને આત્મવત્ માને છે અને તેને આત્મસાત્ કરવા આમરણ પ્રયત્ન કરે છે. શિક્ષકોએ પણ આ રહસ્ય હૃદયમા ઉતારવાનું છે. તેની પાસેના શિષ્યમંડળના

× ભાષાન્તર કર્તા બ. ક. ઠાકોર.

આત્માને તેણે આત્મવત્ ગણવાના છે ને આત્મસાત્ કરવાના છે તે તુચ્છ ને પામર છે અને પોતે ઉત્કૃષ્ટ છે એમ માની તેની ઉપેક્ષા કરવાની નથી.

સાધુજીવનનુ आत्मवत्त सर्व भूतेषु એ લક્ષણ આપણા સસ્કૃત અભ્યાસકોને અતિ પરિચિત છે અને એ વાક્ય જ આપણા વસ્તુવિચારનુ તત્વ છે બાલાત્મા સબધેની આવી સ્વાત્મભાવના સમજાવવાને ગોવર્દ્ધનભાઈ સ્તનપાન છોડેલા મણિરાજને મલ્લરાજના ચરણમા મૂકતી તથા તેની શિક્ષણ વ્યવસ્થા સૂચવતી મધુમક્ષિકાના મુખથી કહેવડાવે છે કે—

"શ્રુતિ પુત્રને પિતા પાસે કહેવડાવે છે કે—

अगादङ्गात्सभवसि हृदयादधि जायसे
आत्मा वै पुत्रनामाऽसि स जीव शरद शतम् ।

હે પુત્ર મ્હારા પ્રત્યેક અંગમાથી તું સંભવ પામ્યો છે અને હૃદય પામેથી ઉત્પન્ન થયેલો છે, તે પુત્ર નામે મ્હારો આત્મા જ તુ છે ત સો શરદ ઋતુ વટાવીને જીવજે — મહારાજ, પુત્રમા પિતાના અગનો આવિર્ભાવ તો થતા થાય, પણ પિતાના હૃદયનો આવિર્ભાવ તો અવશ્ય થાય છે તેનુ કારણ એ છે કે વડનાથી વડવાઈઓ લટકી નવા વૃક્ષ થાય છે તેમ માતપિતામાથી સતાન થાય છે તે જનક જાતના દેહ એક જ છે, એટલું જ નહિ પણ પિતાના દેહની પેઠે એ દેહમા રહેનારો આત્મા પણ આ ન્યગ્રોધચેષ્ટા કરે છે અને ઉભયનો આત્મા પણ એક જ છે, અને રાજાના કુમારમા રાજાનો આત્મા સ્ફુરે છે તે વશપરપરાથી ઉતરી આવેલો આવો આત્મા પ્રજાના પરમ ધન છે માટે તે સમજનારે સમજવાનુ કે—

बीजस्यान्तरवस्थितस्तरुरयं काले पुनर्जृम्भते ।
आत्मैवायमतस्तनुते च देहदहर स्वात्मानमन्तर्हितम् ॥
तद्वच्च शिशुरेष भूप जगता वृद्ध्यै बिभर्ति स्वकम् ।
ओज सत्त्वसमृद्धिमत्प्रपनता तत्सिद्धये चात्मवान् ॥

મહારાજ, આ શ્લોકમા બહુ ગંભીર વાત કહી છે દેહથી આત્મા જુદો છે છતા દેહ આત્માને લીધે જ છે આત્મા દેખાતો નથી, દેહ દેખાય છે એ દેહ વધે છે, ઘટે છે તે સર્વ આત્માના જ બળથી. જડ બીજને વધવાની શક્તિ નથી. પણ એ બીજ—દેહમાથી મહાન્ વૃક્ષ નીકળે છે તેનુ મરણ—એ બીજમાં અને વૃક્ષમા રહેલો—એને સાધનાર એક—તેનો આત્મા છે તેમ જ આ શિશુ કાળે કરીને મહાન્ અવસ્થાને પ્રાપ્ત થશે. મહારાજ, બીજને વૃક્ષથી જુદો માનશો મા અને શિશુને યુવાનથી જુદો માનશો મા જે વૃક્ષ બીજમા અવસ્થિત છે તે જ યોગ્ય કાળે મહાન્ રૂપ ધારે છે, ત્યારે તેના અતર્ દેહમા અંતર્હિત રહેલો, એ દેહથી

દહર કહેતા સૂક્ષ્મ એવો, તેનો આત્મા શું કરે છે પૂછશો, તો કહે છે કે આભશ સુધી પહોંચતી શાખાઓ—અને તેથી આઘેના આભશ સુધી પહોંચતા તેના પુષ્પના સુવાસ—અને તેથી આઘે જઈ મનુષ્યના ઉદરમા જઈ મનુષ્યપણું પામનાર તેના ફળ—એ સર્વમા આ આત્માના બળનુ સ્ફુરણ છે તે વિકાસ પામે છે આવી જ રીતે હે ભૂપ, આ આપના બાળકની ચેષ્ટા સમજવી એ બાળકનો આત્મા બાળક નથી—મહારાજ, આપનો અને તેનો આત્મા એક જ છે અને એ આત્માનુ ઓજસ્ આપની પાસેથી ન્યગ્રોધની શાખાઓ પેઠે આ બાળક દેહમા આવેલું છે બીજમા રહેલા આત્માનુ બળ શાખાઓમા, પુષ્પોમા, સુગધમા અને ફળોમા સ્ફુરી મનુષ્યમા આવે છે, તેમ આ બાળકમા રહેલુ ઓજસ્ જગતની વૃદ્ધિ કરવાને અને આપની અખિલ પ્રજામા સ્ફુરવાને યોગ્ય છે અને આપના રાજ્યવશનુ અને એના પોતાનુ સર્વ સત્ત્વ આ ઓજસ્મા સમૃદ્ધ થયેલું છે જેવી રીતે વૃક્ષની તેમ પોતાની સત્ત્વ સમૃદ્ધિ પુષ્પાદિમા સ્ફુરે છે મહારાજ, આ બીજને આ શિશુને, આ ઓજસને, તેમની કાચી અવસ્થામાથી સિદ્ધ કરવા—પચવવા એ આત્મવાનનો ધર્મ છે"

પોતે જાણે કોઈ દિવ્ય સૃષ્ટિમાથી ઉતરી આવેલું પરમ પવિત્ર સત્ત્વ હોય ને બાળક જાણે પામર, અધમ ને અસ્પૃશ્ય હોય એમ માની તેનાથી દૂર રહેતા અજ્ઞાનાભિમાની શિક્ષકોને આ વિચારો ખરેખર મનન કરવા જેવા છે બીજમાં જેમ વૃક્ષ અતર્હિત છે તેમ બાલક દેખાતા શરીરમા ઉત્કૃષ્ટ માનવ જીવનની સુદર શક્તિયો અવસ્થિત છે તે ભૂલવાનું નથી અને આપણા અજ્ઞાનથી કે પ્રમાદથી એ અતર્હિત શક્તિ—બીજને કઈ નુકસાન ન થવા પામે તેને માટે અતિશય સાવધ રહેવાનું છે શિક્ષકોમા માનસ શાસ્ત્રના જ્ઞાનની જરૂરીઆત એટલામાટે જ સ્વીકારવામા આવે છે કે તેના હાથથી આ અતર્હિત શક્તિયો નષ્ટ થવા ન પામે ને સ્વાભાવિક રીતે તેનો વિકાસ થાય બાળકની મન શક્તિના અભ્યાસનું પરિણામ એ આવે છે કે તેથી બાળકની શક્તિને અનુરૂપ શિક્ષણ યોજના કરી શકાય છે તથા તે જીરવી શકે તેવા જ શક્તિપ્રયોગ અજમાવી શકાય છે અન્ય કારણો કરતા વસ્તુકારણની શ્રેષ્ઠતા પણ આટલા જ માટે છે પરતુ મધુમક્ષિકાના મુખમા મૂકેલા ઉપલા વસ્તુવિચારથી બાલશક્તિનો કે બાલમનના સ્વરૂપનો કઈ સ્પષ્ટ ભાસ થતો નથી કે જેથી અમુક પ્રકારની જ યોજના ઘડવી કે અમુક પ્રકારના જ શક્તિપ્રયોગ અજમાવવા એમ તે પરથી કલ્પી શકાય માટે આ વસ્તુવિચાર ક્રિયાદર્શક કે રૂપદર્શક નથી અલબત્ તેમા સમાયલી બાલકના આત્મા સબધેની ભાવના અતિ ઉત્કૃષ્ટ છે

## હેતુવિચાર.

હવે આપણે હેતુવિચાર પર આવીએ બાલાત્માને આપણે જે સ્વરૂપ આપવા માગતા હોઇએ તે ઉદ્દિષ્ટ સ્વરૂપનો વિચાર તે રૂપ વિચાર આ સબધે ગોવર્દ્ધનરામ ભાઇના વિચાર આપણે પ્રથમ ખડમા જોઈ ગયા છીએ તેઓ બાળકને આમન્ત્રિત અતિથિ માને છે અને તેના પશુ ને વેદીને એટલે કે આત્મા તથા શરીરને યજ્ઞસમર્થ કરવા એ તેમનો મુખ્ય હેતુ ગણે છે એ હેતુ પાર પાડવામા તેઓ માતા પિતાના અતિથિ કૃત્યની અને શિક્ષકના

શિક્ષણની પર્યાપ્તિ માને છે બાળકનું યત્નસામર્થ્ય એ તેમનું લક્ષ્ય છે અને એ લક્ષ્ય સિદ્ધ કરવાને આત્મા તથા શરીરને કેમ પ્રસિદ્ધ કરવા તે તેમણે પ્રથમ આરંભમાં કહ્યા મુજબ બતાવ્યું છે આત્માનું યત્નસામર્થ્ય દૈવી સંપત્તિ વિદ્યા, રસ, પ્રીતિ, ભક્તિ આદિથી અને શરીરનું યત્નસામર્થ્ય* તેની નીરોગિતા ને બલિષ્ઠતાથી સિદ્ધ થાય છે એમ તેમણે સમજાવ્યું છે અર્થાત્ બાલકને શરીર વિષયે નીરોગી, બળવાન્ ને દૃઢ બનાવવો તથા માનસિક વિષયે કર્તવ્યપરાયણ થાય–ઉત્કૃષ્ટ જીવન ગાળે અને આત્મકલ્યાણ સાધવા સમર્થ થાય એવો બનાવવો એ માતા પિતાના આતિથેયનો પ્રધાન હેતુ છે સંસારના ઉચ્ચ નીચ પ્રવાહોમાં સ્થિર રહી પોતાના જીવનનો સૌમ્ય પ્રકાશ આસપાસ આપી શકે સંસારના સઘળા આઘાત પ્રત્યાઘાતોને અવિકૃત રહી સહન કરી શકે ને આમરણ લોકસંગ્રહાર્થે તથા આત્મકલ્યાણાર્થ જીવન ગાળી શકે તેને માટે બાલકને સમર્થ કરવો એ તેના આતિથેયનો–શિક્ષણનો મુખ્ય હેતુ છે

યત્નસામર્થ્યમાં જ ઉત્કૃષ્ટ માનવ જીવનની સંપૂર્ણતા રહેલી છે અને ઉત્કૃષ્ટ માનવ જીવનની પ્રાપ્તિ એ જ સર્વ કાળે સર્વ દેશમાં શિક્ષણનો ઉચ્ચ હેતુ ગણાયનો છે

શ્રીયુત અન્ય સ્થળે વ્યવહારદૃષ્ટિથી વ્યવહારુ ભાષામાં શિક્ષણનો હેતુ પોતાના પ્રિય પાત્ર પાસે પ્રકટ કરાવે છે વિદ્યાચતુરને મણિરાજ સોંપતી વખતે મહારાજના આવા વચનો છે–' સ્ત્રીને કેટલા કામ કરવા પડે છે તે જુઓ, છોકરાને ઉછેરવા કુટુમ્બના વડીલોનું કામ ઉપાડવું ચાકરો ઉપર સત્તા રાખવી, ઘરધંધામાં પ્રવીણ રહેવું ઘરની અને ઘરના સામાનની સંભાળ રાખવી ઘરમાં આવતા જતા માણસો આગળ ઘરનું નાક રાખવું અને તે બધું જાતે મર્યાદા પાળી કરવું અને દિવસ વીત્યે શૃંગારશાળામાં પતિના ઉપર રાજ્ય ચલાવવું આટલું તો એક સામાન્ય સ્ત્રી કરે છે અને તેની સાથે લોકના બોલ સહી જવા, ઘરમાં જુલમ અને અપમાન ખમતાં ગમ ખાઈ જવી, પોતાના દુઃખને ગણવું નહિ મન ને પેટ એ બે મ્હોટાં રાખવાં એ બધું પણ સ્ત્રીને કરવું પડે છે અને તેટલું જો તે કરે તો જ સ્ત્રીને સ્ત્રી કહેવી ન કરે તો તે પુરુષ તો નથી જ ને સ્ત્રી પણ નહીં જ–તેને તો જેમ અનંગ રંગમાં શંખણી કહી છે તેમ આપણે સંસારરંગમાં શંખણી કહેવી કહો–હવે એક સ્ત્રીને માથે આટલા ધર્મ છે તો સ્ત્રીના ધણી પુરુષના કેટલા ધર્મ હોવા જોઈએ? જે પુરુષને આટલું સ્ત્રીનું કામ આવડે નહિ તે સ્ત્રી કરતાં પણ નપાટ ને નાલાયક સ્ત્રી અને પુરુષ બન્નેનું કામ આવડે તેને જ પુરુષને યોગ્ય ગણવો ' અને સ્ત્રી તથા પુરુષ બન્નેના કામ કરી શકે એવો બનાવવો એ ત્હમારૂં શિક્ષકનું કામ આ પ્રમાણે મહારાજ વિદ્યાચતુરને કહે છે અલબત્ આ વ્યવહારદૃષ્ટિમાં અને આગળ બતાવેલ પારમાર્થિક દૃષ્ટિમાં કેટલોક ભેદ છે પરંતુ આ બન્ને દૃષ્ટિથી હેતુ વિચારવાનો છે બે દૃષ્ટિ વડે જ જેમ આપણે દૃશ્ય જગતને સંપૂર્ણ જોઈ શકીએ છીએ તેમ વ્યવહારની ને પરમાર્થની એમ બે દૃષ્ટિ વડે જ આપણે લોકકલ્યાણાત્મક ને આત્મકલ્યાણાત્મક જીવન ગાળી શકીએ છીએ એ બે દૃષ્ટિમાંથી એકાદ દૃષ્ટિને આપણે ખોઈ બેસીએ કે પ્રાપ્ત ન કરીએ તો આપણી જીવનશક્તિ અર્ધી ઓછી થઈ જાય છે માટે

---

* દમાગમ

આપણે આ બંને ભેદની ચાળવણી કરી બનેનુ તત્ત્વ સમાઈ જાય તેવો હેતુ ઘડવો જોઇએ છે. આપણા હાથમાં સોપાયલા બાળકો વ્યવહારમા તદ્દન અનભિજ્ઞ રહે એ પણ ઇષ્ટ નથી, તેમ કેવળ વ્યવહાર કુશળ નીવડી સંસારના કીડા બની જઈ પોતાનુ પારલૌકિક કલ્યાણ સાધવાને તદ્દન અશક્ત રહે એ પણ ઇષ્ટ નથી. તેનામાં યત્નસામર્થ્ય આવવુ જોઇએ અને એ યત્નસામર્થ્યના બળથી જાતે રગાયા વિના સસારના સર્વ રંગ જોઈ શકે તેવી—અલેપ રસના “સભોગી”, જેવી—ભગવાન્ વૃત્તિ તેની થવી જોઇએ

## રૂપવિચાર.

વસ્તુકારણ ને હેતુકારણના વિચાર પછી રૂપકારણનો વિચાર ક્રમશ પ્રાપ્ત થાય છે હેતુ પાર પાડે તેવી વસ્તુની પ્રકૃતિને અનુસરતી જે યોજના તે રૂપકારણ, ને તે સબધેના વિચારો તે રૂપવિચાર કહેવાય બાળકના શક્તિવિકાસને માટે તેની પાસે કઈ કઈ વસ્તુઓ ને ક્રિયાઓ મૂકવી, કેવા રૂપમા મૂકવી, કયા કયા વિષયો બાળકની કઈ કઈ વયને યોગ્ય છે, કઈ વયે તે વિષયોની કેટલી મર્યાદા રાખવી, કયા હેતુથી તે વિષયોની યોજના કરવી આ સર્વનો વિચાર રૂપવિચારમા આવી શકે સામાન્યત શાળાઓની સાથે સકળાયલાઓને જ આ સબધે વિચાર કરવાના પ્રસગો પ્રાપ્ત થાય છે. અને ગોવર્દ્ધનરામ ભાઇને શાળા સાથે સીધા પ્રસગો પડયા નથી તેથી તેમની પાસેથી રૂપ યોજના વિષેના કઈ વિચારો આપણને સ્વાભાવિક રીતે મળી શકે નહિ. તેમ નવલકથામા પણ શાળાના ધોરણોને લગતી ચર્ચાને અવકાશ ન મળે તે પણ દેખીતુ છે છતા આપણે ગોવર્દ્ધનરામ ભાઈના રૂપવિચારો મેળવવા ભાગ્યશાળી થયા છીએ કેમકે તેમણે પોતાની પ્રિય પુત્રી લીલાવતીના શિક્ષણ વિષયે અમુક વિચાર ને નિર્ણયો કર્યા હતા. તે વિચારો ને નિર્ણયોમા આપણી શાળાના ધોરણોનો કઈક ઉત્કૃષ્ટ વિચાર સમાયલો છે

પ્રાથમિક કે ઉચ્ચ શિક્ષણમા જુદા જુદા વિષયો શા હેતુથી યોજવાની જરૂર છે તે બતાવતાં તેઓ કહે છે કે—“ × × પરતુ સાહિત્યબોધનુ મહાફળ એ છે કે ઉત્કૃષ્ટ સસ્કારોથી સહૃદયનુ હૃદય ભરાઈ જાય અને ક્ષુદ્ર વાસનાઓને ધક્કેલી પાડી ઉચ્ચ રસિકતા જીવનમા સામ્રાજ્ય પામે × × સાહિત્યનો ઉચ્ચ ઉપયોગ જીવનની ઉત્કૃષ્ટ વાસનાઓને અને ઉદાત્ત રસને સસ્કારવામા છે, તો બુદ્ધિરૂપ વેલીને અહડવાને અને ટકવાને માટે શાસ્ત્રરૂપ મહાઇક્ષોની આવશ્યકતા છે બુદ્ધિને શુદ્ધ ને પરમ વ્યાયામ તર્કશાસ્ત્ર આપે છે એવો અન્ય શાસ્ત્ર આપી શકતુ નથી આ વ્યાયામ ‘*સર્વતોભદ્ર*’ જેવા કાવ્ય પ્રબધ પેઠે બુદ્ધિના સર્વ અગને સર્વ પાસથી સરખા કરે છે. વ્યવહારમા તેમ અન્યત્ર જ્ઞાનાજ્ઞાનના સત્યાસત્યની પરીક્ષા કરતા શીખવે છે અને વસ્તુઓના લાઘવ ગૌરવની તુલના કરવાનો અભ્યાસ કરાવે છે × × જો બુદ્ધિના વ્યાયામ અાટે આ શાસ્ત્રનુ પ્રયોજન છે તો બુદ્ધિના સનાતન અન્ન રૂપે આપણા દેશમા આત્મિક વિષયના શાસ્ત્ર ગણાતા આવ્યા છે એ ગણના અતિ યોગ્ય છે. એ શાસ્ત્રથી હૃદયને એવુ કવચ મળે છે કે સસારના ઘા તેને ભેદવાને પામતા નથી અને આવી રીતે ઐહિક લાભ અને અન્ય રીતે પારમાર્થિક લાભ આપણને આપવાને માટે આપણા ઋષિ મુનિયોએ પોતાની

આર્ય પ્રજાને આ શાસ્ત્રો રૂપ અક્ષય્ય દાયભાગ–વારસો–મૂકેલો છે. × × જેવી રીતે પગે ચાલનાર મનુષ્યના હાથના ચલનથી તેના પગની ગતિને અદૃષ્ટ આશ્રય મળે છે તેવી રીતે ન્યાયશાસ્ત્રના સંસ્કારથી ઈશ્વર શોધનમાં સૂક્ષ્મ પ્રકારે શક્તિ અને ગતિ વધે છે, અને કેવળ તર્ક જેમ પાંગળો છે, તેમ કેવળ શ્રદ્ધા અન્ધ છે. તે એના સમાગમનો લાભ આ ગહન સંસારમાં પામવાને માટે આ બે શાસ્ત્રો ( ન્યાય અને વેદાંત ) ના સમાગમની આવશ્યકતા છે.

આ પ્રમાણે સાહિત્ય ને શાસ્ત્રના ઉદ્દેશો બતાવી તેઓ ઇતિહાસ ને ભૂગોળના હેતુઓ સ્પષ્ટ કરતાં લખે છે કે–" × × આપણામાં કહેવત છે કે 'જીવ્યાથી જોયું ભલું '–તેમાં માત્ર મનુષ્યની નિરર્થક જીજ્ઞાસાની સ્તુતિ નથી. પણ સંસારીઓની કેલવણીનુ એક ઊંચું તત્ત્વ સમાયલું છે. × × પ્રવાસે નીકળેલાં સ્ત્રી પુરૂષ ઘરકુકડી પુરૂષો કરતાં વધારે અનુભવી, વધારે ચકોર, વધારે ઉદાર અને વધારે ક્ષમાશીલ હોય છે. અગ્રેજ કવિ શેક્સપિયરનુ ' ઘરખૂણે ભરાઈ રૂહેનાર યુવકોની બુદ્ધિયો સદા ઘર ખૂણિયા જ હોય છે ' આ વાક્ય પણ પ્રવાસ કરી આવેલાં સ્ત્રી પુરુષોના આવા બુદ્ધિ વિકાસને અને ગુણવિકાસને જ ઉદ્દેશીને કહેલું છે. × × આપણામાં શ્લોકો છે કે—

यस्तु संचरते देशान् यस्तु सेवेत पण्डितान्
तस्य विस्तारिता बुद्धिस्तैलबिन्दुरिवाम्भसि ॥
यो न संचरते देशान् यो न सेवेत पण्डितान्
तस्य संकुचिता बुद्धिर्घृतबिन्दुरिवाम्भसि ॥

( અર્થ.—પરદેશમા જે સંચાર કરે છે ને પંડિતોને સેવે છે તેની બુદ્ધિ પાણીમાં તેલના બિન્દુ પેઠે વિસ્તાર પામે છે. ને જે તેમ કરતો નથી તેની બુદ્ધિ પાણીમા ઘીના બિન્દુ પેઠે સંકુચિત થાય છે. ) બીજો શ્લોક છે, ને તેમાં પ્રવાસના ગુણ ગણાવ્યા છે. તે એ કે— "तीर्थानामवलोकनं परिचयः सर्वत्र वित्तार्जनम्। नानाश्चर्यनिरीक्षणं चतुरता बुद्धेः प्रशस्ता गिरः" ॥ તીર્થનું અવલોકન, સર્વત્ર પરિચય, વિત્તનુ અર્જન, અનેક આશ્ચર્યોનું નિરીક્ષણ, બુદ્ધિની ચતુરતા અને પ્રશસ્ત વાણી—એવા છ ગુણ પ્રવાસથી પ્રાપ્ત થાય છે. ઉપરના શ્લોકોમાં જે બુદ્ધિવિસ્તાર કહેલો છે તે વિસ્તારના આ શ્લોકમાં આમ છ પ્રકાર ગણાવ્યા છે. × × આ બુદ્ધિવિસ્તાર જેમ પ્રવાસથી થાય છે તેમ પંડિત સેવાથી ને શિક્ષણથી થાય છે. તે સમજાવતાં તેઓ લખે છે કે–× × બુદ્ધિવિસ્તારનું એક સાધન જે શ્લોકમાં પ્રવાસને ગણ્યું છે તે જ શ્લોકમાં પંડિતસેવાને પણ તેનુ બીજું સાધન ગણ્યું છે. પંડિતસેવા પંડિત પુરૂષના સહવાસથી થાય તેમ જ પંડિતોના લેખના સહવાસથી અર્થાત્ ઉત્તમ પુસ્તકોના સહવાસથી પણ થાય. પ્રવાસથી તીર્થોનું અવલોકન પ્રાપ્ત થાય તેમ પુસ્તકસહવાસથી પણ થાય. સંસ્કૃતમાં 'તીર્થ' શબ્દના અર્થમાં જેવી રીતે પવિત્ર અને સુંદર પ્રદેશોનો સમાસ થાય છે તેવી જ રીતે એ શબ્દમાં વિદ્વાન્ અને સાધુ મહાત્માઓનો પણ સમાસ થાય છે. કુટુમ્બના વડીલોને આપણે તીર્થ રૂપ કહીએ છીએ. તેમ લોકના અને દેશના વડીલો પણ આવી જ રીતે તીર્થ રૂપ જ છે. આવાં જડ તેમ ચેતન ઉભય તીર્થોનું અવલોકન જેવી રીતે પ્ર-

વાસથી કરાય છે તેવી જ રીતે ભૂગોલવિદ્યા અને પ્રવાસ વર્ણનના તેમ પદાર્થશાસ્ત્રોના ગ્રંથ જડ તીર્થોનાં અવલોકન કરાવે છે. તો ઇતિહાસ અને જીવનકથાઓ વગેરે ચેતન તીર્થોનાં દર્શન કરાવે છે. × × તીર્થનું અવલોકન તે સદ્વસ્તુનું તેમ સત્ પુરુષોનું જ અવલોકન છે. તે અવલોકન માત્રથી જ મનુષ્ય પવિત્ર થાય છે. તેવા પદાર્થોનું અને પુરૂષોનું ગુણ શ્રવણ અને કીર્તન તે તેમનું એક પ્રકારે અવલોકન જ છે. અને તે ગ્રંથદ્વારા મળી શકે છે.

પ્રવાસમાં તીર્થોનું અવલોકન શોધવાનું છે તો સારા નરસા અન્ય પદાર્થોનો અને મનુષ્યોનો પરિચય પણ કંઈ થાય છે. અને તેનાંથી મનુષ્ય ભણેલો હોય તો ગણેલો પણ થાય છે. × × પ્રવાસથી જે 'સર્વત્ર પરિચય' રૂપ લાભ દર્શાવ્યો છે તે × × (શિક્ષણ માટે) અનેક દેશીય પુસ્તક જ્ઞાનદ્વારા આમ ઉચિત ગણાયલો છે.

આ પ્રમાણે બુદ્ધિવિસ્તારનાં બે લક્ષણ—તીર્થનું અવલોકન ને સર્વત્ર પરિચય જેમ પ્રવાસથી તેમ પુસ્તકસહવાસથી પ્રાપ્ત થાય છે તે બતાવી આજ ન્યાયે અન્ય લક્ષણો પણ પુસ્તક સહવાસથી પ્રાપ્ત કરી શકાય ને કરાવી શકાય એમ તેઓ સૂચવે છે. હવે આપણે વધારે આગળ ન વધતાં તેમણે દર્શાવેલા ઉદ્દેશો વિશે તથા તે ઉદ્દેશો પાર પાડવાને વિષયયોજના કેટલી ને કેવા રૂપમાં કરવી તે વિષે જરા સ્વતંત્ર વિચાર કરીએ. હમણાં આપણા શિક્ષકો સાહિત્યના, શાસ્ત્રના અને ઇતિહાસ ભૂગોળના વિષયો શીખવે છે ખરા; પરંતુ તે કોઈ પણ ઉચ્ચ ઉદ્દેશ લક્ષ્યમાં રાખ્યા વિના જ ગાડરીઆ પ્રવાહની પેઠે હંકાર્યે જાય છે. ઉદ્દેશ જો હોય તો ફક્ત એટલો જ કે બાલકોને પરીક્ષામાં પાસ કરાવવાં. હૃદયની ઉત્કૃષ્ટ ભાવનાઓને અને ઉચ્ચ રસિકતાને પોષે એવી રીતે સાહિત્યશિક્ષણ આપવાને બદલે હમણાં ફક્ત તેમાંના અઘરા શબ્દોના પર્યાય લેવામાં જ તે શિક્ષણની સમાપ્તિ થાય છે. એક તો ચાલુ જમાનાને પ્રાકૃતિક શાસ્ત્રની મોહિની લાગેલી છે, અને તેથી શિક્ષણની પરિપાટીમાં પ્રાકૃતિક શાસ્ત્રના વિષયોને પ્રધાન સ્થાને ગોઠવી સાહિત્યને ઉતારી પાડવામાં આવ્યું છે. જ્યારે બીજી બાજુથી આપણા શિક્ષકો સાહિત્યથી તદન અનભિજ્ઞ જ છે. સાહિત્ય એ શું છે? અને તેને મનુષ્યના ચારિત્ર્યબંધારણ સાથે કેટલો સંબંધ છે? તેની કશી ખબર તેમને નથી એમ કહેવામાં કંઈ અતિશયોક્તિ થતી નથી. આથી જ હાલનું સાહિત્યશિક્ષણ તદન ઉતરતી સ્થિતિમાં ગબડી પડ્યું છે. ને તેનો ઉચ્ચ ઉદ્દેશ નિષ્ફળ જાય છે. પ્રાથમિક ને માધ્યમિક શિક્ષણમાં શાસ્ત્ર ને સાહિત્ય એ બેમાંથી કોની પદવી મુખ્ય ને કોની ગૌણ હોવી જોઇએ એ એક મહત્ત્વનો પ્રશ્ન છે.

"એક તરફથી શાસ્ત્ર (Science) ના હિમાયતીઓ કહે છે કે દુનિયામાં ચોતરફ શાસ્ત્રના વિજયસ્તંભો દેખાય છે, ને આધુનિક સમયમાં શાસ્ત્ર વગર ચાલે તેમ નથી. ત્યારે બીજી તરફથી ભાષા ને સાહિત્યના હિમાયતીઓ કહે છે કે દુનિયામાં મ્હોટા મ્હોટા કવિયો, ફિલસુફો, વીરો, રાજ્યનિયામકો અને ધર્માચાર્યો શાસ્ત્ર વગરના શિક્ષણથી પણ થઈ શક્યા છે."

" ખરી વાત એ છે કે એક તરફ શાસ્ત્રથી સૂક્ષ્મ અવલોકન કરવાની, કાર્યનાં કારણો તપાસવાની ને વ્યવસ્થિત વિચાર કરવાની એવી કેળવણી મળે છે, કે કોઈ પણ અભ્યાસક્રમમાં

તેના વગર અપૂર્ણતા રહેવાનો સંભવ છે; ત્યારે બીજી તરફ મનુષ્ય જીવન સંબંધી બધા મહત્વના વિચારો સાહિત્યથી જ મળી શકે છે, અને સદ્ગુણ તથા ડહાપણ તેમાંથી જ ઉદ્ભવે છે. શાસ્ત્રનો પ્રદેશ સંકુચિત છે, અને તે અમુક શક્તિયોને જ કેળવે છે; ભાષા અને સાહિત્યનો પ્રદેશ સાર્વત્રિક છે અને તે સમગ્ર મનુષ્યને કેળવે છે. જડ પ્રકૃતિ સંબંધી બધુ જ્ઞાન શાસ્ત્રમાંથી મળે છે, પણ ચેતન અથવા મનુષ્યની પ્રકૃતિનુ ખરું જ્ઞાન સાહિત્યમાંથી જ પ્રાપ્ત થાય છે. બેશક દરેક દેશમાં શાસ્ત્ર અને ધંધાઓની કેલવણી આવશ્યક છે, અને આપણા જેવા દેશના તો અસ્તિત્વનો પણ ઘણે અંશે કળાઓ ને વ્યાપાર ઉપર જ આધાર છે. પણ જીવન સાર્થક હોય તો જ તે ઇષ્ટ છે; અને મનુષ્યત્વ રહે તો જ યાંત્રિક પ્રવૃત્તિયો હિતકર છે. કોઈ પણ મનુષ્ય ગર્ભશાસ્ત્રનું એકાદ પાનુ વાંચે અને ન સમજે, તો મનુષ્ય તરીકે તે ઉતરતો થતો નથી, અને સમજે તો ઉચ્ચતર થતો નથી; પણ જો તે સરસ્વતીચંદ્રમાંથી એકાદ ( સરલ ) પ્રસંગ વાંચે અને ન સમજે, તો મનુષ્ય તરીકે તે બેશક ઉતરતો છે અને સમજે તો બેશક ઉચ્ચતર છે. કોઈ પણ માણસ આખી જીંદગી ગર્ભશાસ્ત્રમાં ગાળે અને બીજું કશું ન વાંચે, તો ૭૦ વર્ષની વયે પણ તે બાળક જ રહે; ભાષાના અભ્યાસીનું તેવું પરિણામ આવવાનો કદાપિ સંભવ નથી. ભાષા જ દેશનાં બધાં માણસોને અને વર્તમાનને ભૂતની તથા ભવિષ્યની સાથે સંબદ્ધ કરે છે. ભાષાથી બધી શક્તિયો કેળવી શકાય છે. ભાષાની વૃદ્ધિ એ વિચારની વૃદ્ધિ છે. ભાષાથી બાળકો યોગ્ય રીતે કેળવાય નહિ તો દોષ ભાષાનો નહિ પણ શિક્ષકોનો સમજવો. ટુંકામાં સામાન્ય શાળાઓમાં અભ્યાસક્રમની અંદર ભાષાનું જ પ્રાધાન્ય રહેવું જોઇએ; શાસ્ત્ર આવે તે ઉચિત છે પણ તેની પદવી સર્વથા ગૌણ રહેવી જોઇએ. ”

પરંતુ સાહિત્યનો જે ઉચ્ચ ઉદ્દેશ ગોવર્દ્ધનરામ ભાઇએ બતાવ્યો છે, તે ઉદ્દેશની જેને કિંમત છે તે જ શ્રીયુત મણીશંકર રત્નજીના આ વિચારોને એટલે કે-પ્રાથમિક શિક્ષણમાં શાસ્ત્રની પદવી ગૌણ હોવી જોઇએ તે-કબુલી શકશે. સાહિત્યની જેને કિંમત નથી કે તેનુ જેને ભાન નથી તેને માટે આ વિચારો નકામા જેવા છે. કેલવણીનો ઉદ્દેશ સામાન્ય છે, વિશેષ નથી. બાળકને મનુષ્ય બનાવવો ને તેથી તેની સમગ્ર શક્તિયોને કેળવવી એ તેનું લક્ષ્ય છે. અને તે કામ સાહિત્યથી જ પાર પડે છે. સાહિત્ય એ બુદ્ધિને કસરત આપવાનું ઘણું ખૂબીદાર સાધન છે, અને સામ્ય, યથાર્થતા તથા સ્પષ્ટતા કે જે ગુણો બધી સ્થિતિના મનુષ્યોને જીવનના બધા પ્રસંગોમાં ઉપયોગી છે તે પ્રાપ્ત કરવાનો પણ સાહિત્ય જ સર્વથી નિશ્ચિત ને સુગમ માર્ગ છે. મનોહર પદલાલિત્ય, વીરત્વના પ્રસંગો, જુદા જુદા લોકોનાં વર્ણનો, સ્પષ્ટતા ને સરલતા, ધાર્મિકતા ને ડહાપણ, કાયદા ને વ્યવસ્થા પર પ્રીતિ, મહાત્માઓ તરફનો પૂજ્યભાવ-આ બધુ આપણને સાહિત્યમાંથી જ મળે છે. વ્યક્તિનીતિ, રાજ્યનીતિ, ને મર્દાની રીતભાત તે જ શીખવે છે. સ્વસ્થ ને સ્વાધીન દુનિયાનો તેનાથી જ પરિચય થાય છે. પૂજ્યભાવ ને અનુકરણને માટે પુરૂષત્વ ને સ્ત્રીત્વના ભવ્ય આદર્શ તે જ મૂર્તિમાન કરી શકે છે. દેવ ને મનુષ્ય પ્રતિના કર્તવ્યની ભાવના તે જ ખડી કરાવી શકે છે. એક કવિ પાસેથી રાજકીય ને સાંસારિક ડહાપણ મળે છે તો બીજા પાસેથી નીચતા, નિર્બળતા, અન્યાય અને જુલમ તરફનો યોગ્ય તિરસ્કાર વારસામાં મળે છે. એક તરફથી કોમળ વૃત્તિને પ્રદર્શિત

કરવાની યોગ્ય ભાષા શીખાય છે તો બીજી તરફથી સાહિત્ય ને સૌદર્યનુ રહસ્ય જાણવાની શક્તિ મળે છે. ચારિત્ર્યબંધારણમા સાહિત્ય કેવી સચોટ અસર કરે છે તે સબધે ડી ક્વીન્સીના વિચારો ખરેખર મનન કરવા યોગ્ય છે. 'પેરેડાઈઝ લૉસ્ટ પરથી ત્હમે શુ શીખો છો ? કશુ નહિ. પાક (શાસ્ત્ર ?) ની ચોપડી પરથી શુ શીખો છો ? દરેક પાનામા કઈક નવુ, કઈક પહેલાં નહિ જાણતા હતા તેવુ પણ તેટલા માટે ત્હમે શુ પાકની ચોપડીને સ્વર્ગીય કાવ્યથી ઉચ્ચતર મૂકયો ? મિલ્ટન પાસેથી ત્હમને જ્ઞાન મળતુ નથી. જ્ઞાનના કોટયવધિ અંશ પણ પૃથ્વીની સપાટી ઉપર જ રાખનારી પદપકિતયો છે. મિલ્ટન પાસેથી ત્હમને જે મળે છે તે તો શકિત છે, એટલે કે અપરિમિતની સાથે સબધ કરવાની ત્હમારામા જે યોગ્યતા રહી છે, તે એથી વિસ્તાર પામે છે. શકિતની દરેક પકિત પાછલી પકિત કરતા ઉચ્ચતર છે તે પૃથ્વીથી સ્વર્ગે પર જવાની નીસરણી છે. જ્ઞાનની બધી પકિતયો ત્હમને એક જ સપાટીપર દોરી જાય છે પણ પૃથ્વી પરની ત્હમારી મૂળ સ્થિતિથી એક ફૂટ પણ ઉચ્ચતર કરી શકતી નથી શકિતની પહેલી પકિતથી જ ઊંચે જવાની શરૂઆત થાય છે. તેમા ચ્હડતાં ચ્હડતા એવા પ્રદેશ પર પહોચાય છે કે જ્યા દુનિયા સાભરતી પણ નથી'

સાહિત્યનો આવો ઉચ્ચ ઉદ્દેશ અને તેની આવી પ્રબળ શકિતનુ જ્ઞાન થયા પછી આ પણી હાલની સાહિત્ય શિક્ષણની સ્થિતિ જોતા ખરેખર ઘણો જ ખેદ થાય છે. ઉદ્દેશ લક્ષ્યમાં નહિ રહેવાથી કેવા માઠા પરિણામ આવે છે તે આપણી હાલની સ્થિતિ કહી બતાવે છે સાહિત્યના વિષયપ્રદેશમા બાળકોને આકર્ષતી વખતે ઉપલા ઉદ્દેશો ખાસ લક્ષ્યમા રાખવાની આવશ્યકતા છે. જો તે ઉદ્દેશો શિક્ષકના લક્ષ્યમા હશે તો બાલકોની ક્રીડા માટે સાહિત્યક્ષેત્ર કેવા સ્વરૂપમા તૈયાર કરવુ તે સહજ સમજી શકાશે

હવે શાસ્ત્રના વિષય પર આવીએ ગોવર્દ્ધન ભાઇએ વેદાંત શાસ્ત્ર અને તર્કશાસ્ત્રના ઉદ્દેશો ઉપર કહ્યા પ્રમાણે બતાવ્યા છે પણ પ્રાથમિક શિક્ષણમા વેદાંત કે તર્કને કશુ સ્થાન નથી જેથી તેના વિશિષ્ટ ઉદ્દેશોનો વિચાર અત્રે આવશ્યક નથી શાસ્ત્રનો સામાન્ય ઉદ્દેશ તેઓ બુદ્ધિની સસ્કૃતિ કરવાનો ગણાવે છે. અને જડ સૃષ્ટિ સબધે જ્ઞાન આપતા પ્રાકૃતિક શાસ્ત્રના ઉદ્દેશને તેઓ પ્રવાસના ઉદ્દેશની સાથે મૂકે છે વળી પ્રાકૃતિક શાસ્ત્ર દ્વારા પ્રવાસની પેઠે પ્રકૃતિનુ અવલોકન, સર્વત્ર પરિચય, વિત્તાર્જન, અનેક આશ્ચર્યોનુ નિરીક્ષણ, બુદ્ધિની ચતુરતા ને પ્રશસ્ત વાણી એ ૭ પ્રકારના લાભો વત્તે ઓછે અંશે પ્રાપ્ત કરી શકાય એમ તેઓ કહે છે પ્રાકૃતિક શાસ્ત્રથી આ લાભો પ્રાપ્ત કેમ કરી શકાય તેનો જો વિચાર કરવામા આવે તો પ્રાકૃતિક શાસ્ત્રનુ શિક્ષણ કયે પ્રકારે આપવુ તે એકદમ સ્પષ્ટ થઈ જાય તેમ છે. નિશાળના ઓરડામા બેઠા બેઠા ફકત ચોપડીના શબ્દોની જ વાગ્ધારા ચલાવવામા આવે તો તેથી કઈ બાળકોને પ્રકૃતિનું અવલોકન પ્રાપ્ત થતુ નથી, તે પ્રાપ્ત કરાવવાને તો બાળકોને પ્રકૃતિ સાથે મૈત્રી કરાવવી જોઇએ સર્વત્ર પરિચય પ્રાપ્ત કરાવવાને તો બાળકોને પ્રકૃતિના પરિચિત કરવા જોઇએ. વિત્તાર્જનની શકિત બાળકમા ઉત્પન્ન કરાવવાને માટે તો તેને પ્રકૃતિના અણુએ અણુનું સ્પષ્ટ જ્ઞાન આપવુ જોઇએ તથા પ્રકૃતિ ને કલાનો પ્રત્યક્ષ સબધ બતાવવો જોઇએ બુદ્ધિની ચતુરતા પ્રાપ્ત કરાવવાને માટે તો પ્રકૃતિમા બનતા બનાવોના કાર્યકારણો બાળકોને હસ્તામલકવત્ થવા જોઇએ, અને પ્રશસ્ત વાણી પ્રાપ્ત કરાવવાને માટે તો તેની વિચારમાળા સ્પષ્ટ ને

વિશાળ થવી જોઇએ આ બધુ ફક્ત શાબ્દિક શિક્ષણથી પ્રાપ્ત થવાનું નથી પણ પ્રકૃતિનો પ્રત્યક્ષ અભ્યાસ કરાવવાથી જ થાય તેમ છે જો ઉદ્દેશ લક્ષ્યમા હોય તો જ આવા શક્તિ-પ્રયોગ યોજવાનું સૂઝે છે નહિ તો હાલની પેઠે પ્રાકૃતિક શાસ્ત્ર પ્રાકૃતિક મટીને શાબ્દિક બની જાય છે અને બાળકો પ્રકૃતિનું નહિ પણ શબ્દનુ જ પુસ્તકીઆ જ્ઞાન મેળવે છે અને તેથી તેની બુદ્ધિ રૂપી વેલીને અવલબન મળવાને બદલે શબ્દના અસ્પષ્ટ ને અમલ ભારમા જ તે વેલી કચડાઈ જાય છે કીડીને લાડવો ખવડાવવો હોય તો તે લાડવાનો ભૂકો કરી આસપાસ વેરી દઇએ, એટલે કીડીઓ યથાશક્તિ તે ખાય છે પણ તેમ કરવાને બદલે આખો લાડવો જ કીડી પર મૂકી દેવામા આવે તો તેના ભારમા દબાઇને કીડી મરી જાય છે હાલનું શાસ્ત્રનુ શિક્ષણ કીડી પર લાડવો મૂકવાના જેવી રીતનુ છે અને તેથી તેની બુદ્ધિવેલીના વિકાસને અવલબન આપવાનો શાસ્ત્રશિક્ષણનો હેતુ નષ્ટ થાય છે

તેમ જ તીર્થાવલોકનાદિ બુદ્ધિવિકાસ કરાવવાના ભૂગોળના ઉચ્ચ ઉદ્દેશને તજી દઈ ફક્ત ગામોના ને નદીઓના નામો ગોખાવવામા તથા તે નકશામા બતાવવામા જ ભૂગોળના શિક્ષણની સફલતા હાલનો શિક્ષક વર્ગ માની બેઠો છે દુનિયામા કુદરતની અજાયબીઓ શી છે? તેમ હસ્તકૃત અજાયબીઓ કઈ કઈ છે? સૂર્યના પણ ઉગતા જ હિમક્ષેત્રો કેવા દિવ્ય સ્વરૂપ ધારણ કરતા હશે? ઉત્તર ને દક્ષિણ ધ્રુવ પ્રદેશના છ છ માસના દિવસ રાત્રિના સ્વરૂપ કેવા હશે? કુદરત મનુષ્યોના જીવન પર કેવી અસર કરતી હશે? ઇંગ્લાડાદિ દેશની ઉન્નતિમા કેટલે અંશે કુદરત સહાયક છે? પૃથ્વીના ને સમુદ્રના પેટા શાથી ભરેલા છે? દુનિયામા આપણી સાંસારિક, રાજકીય કે આધ્યાત્મિક સ્થિતિની કઈ પદવી છે? દેશ દેશની રહેણી કરણી, આચાર વિચાર, રાજ્ય, ધર્મ, ભાષા આદિની વિવિધતા કેવી હશે? આદિ અનેક સર્વત્ર પરિચયની, ઉત્કૃષ્ટ કલ્પના શક્તિની, વિશાળ બુદ્ધિચાતુર્યની, સહૃદયતાની અને જ્ઞાનની બાબતોથી આપણા ભૂગોળના શિક્ષણમાં પસાર થયલા વિદ્યાર્થીઓ તદ્દન અજ્ઞાન જ હશે અને કદાચ આપણા શિક્ષકમંડળનો મ્હોટો ભાગ પણ આ સંબધે અજ્ઞાન જ નીકળશે

ઇતિહાસ અને જીવનકથાઓને ચેતન તીર્થોની યાત્રા સમાન શ્રીયુત ગણે છે ચેતન તીર્થો–મહાત્માઓનો પરિચય જેમ આપણને પ્રસિદ્ધ કરી દિવ્ય સ્થાન પર મૂકી દે છે તેમ ઇતિહાસમાના મહાન્ પાત્રોનો પરિચય પણ અદ્ભુત અસર કરે છે ઇતિહાસમાથી અનુકરણ કરવાનું, જાણવાનુ, ઉચ્ચ સસ્કારોને ઉદ્દીપ્ત કરવાનુ, સદસત્‌નો વિવેક કરવાનું ને હૃદયને ભરી દેવાનું બહુ બહુ મળે છે સસારના પ્રપચોનુ, ધર્મના વિજયનું, અધર્મના પરાજયનું, ઉચ્ચતાનુ, નીચતાનું, ને વિધિની અકલિત ગતિનું જેટલું જ્ઞાન ઇતિહાસમાથી મળે છે તેટલુ અન્ય વિષયોના સહવાસથી મળી શકતુ નથી અન્ય વિષયોની માફક આ વિષયની પણ વર્તમાન સ્થિતિ ખેદપ્રદ છે સાલવારી ગોખી જવામા, બનાવોના નામ કડકડાટ મ્હોએ કહી જવામા, કે રાજાઓના નામની નામાવલી ટપોટપ ગોઠવી આપવામા ઇતિહાસની સરલતા આવી રહી છે સંસારની રંગભૂમિ પર આવો અનેક પ્રકારે રમતા, પોતાની પ્રકૃતિના પરિણામો પામતા, પોતાની ઉચ્ચ નીચ માનસિક સંપત્તિના પ્રવાહમા દુનિયાને રગતા, જનસમાજને વશ કરી પોતાની પાછળ દોડાવતા અને પાછા માટીમા માટી થઈ મળી જતા ને

ફક્ત નામકથા–ગુણકથા અવશેષમાં મૂકી જતાં પાત્રો આપણા જેવાં જ ચેતનવાળાં માણુસો છે એમ ઇતિહાસ ભણનારાઓનાં તથા ભણાવનારાઓના મનમાં ભાગ્યે જ આવ્યું હશે. અનેક પ્રપંચોના જબરજસ્ત ઘા વાગવા છતાં અંતે સત્ય જ જય પામે છે એ પ્રત્યક્ષ કરી તેમાંથી થોડાકોએ જ બોધ લીધો હશે. પાપ ને પાપાત્માઓના પંજામાં સપડાયલાં નિર્દોષીઓનાં દુઃખ વાંચીને કોઇકે જ આંસુ નીગાળ્યાં હશે, અને પોતાની સ્વાર્થાન્ધતાને વશ થઈ આખા દેશને પાયમાલ કરી મૂકતાં પાત્રોની નીચતા પર વિરલાઓએ જ પોતાની આંખ કરડી કરી હશે. જ્યાં સુધી મહાત્મા ગૌતમ બુદ્ધનું નામ સાંભળી આપણું હૃદય અપૂર્વ શાંતિ ભોગવે નહિ, જ્યાં સુધી શ્રીમત્ શંકરાચાર્યનું નામ સાંભરતાં જ હૃદય આશ્ચર્યચકિત થાય નહિ, જ્યાં સુધી ગિરનારના શિખર પર ઉભા રહેતાં આપણા હૃદયને પવિત્રતા ન્હવડાવે નહિ, જ્યાં સુધી કુરક્ષેત્રમાં ઉભા રહેતાં આપણું હૃદય ખેદમાં ઉંડુ ઉતરી જાય નહિ, જ્યાં સુધી લૉર્ડ રિપનનું નામ સાંભળતાં આપણે જાણે ઉપકારવૃષ્ટિમાં ન્હાતા હોઇએ એવું થાય નહિ, જ્યાં સુધી શિવાજી કે પ્રતાપની છબિ જોતાં જ આપણાં રોમ વીરતાથી ખડાં થાય નહિ, જ્યાં સુધી નાદિર ને તૈમુરનાં નામ આપણને ક્રોધ અને તિરસ્કારથી કંપાવે નહિ, કે જ્યાં સુધી આપણી દીન દેશમૈયાની દરિદ્રતા જોતાં આંખ સજળ થાય નહિ ત્યાં સુધી આપણું ઇતિહાસનું શિક્ષણુ તદ્દન વ્યર્થ છે, અને આપણે આપણો તથા શીખવનારે પોતાનો કાળ નકામો જ ગુમાવ્યો છે એમ જાણવું. પ્લાસીનુ યુદ્ધ કઈ સાલમાં થયું હતું? રેગ્યુલેટીંગ એકટમાં કઈ કઈ કલમો છે? શાહજહાનને કેટલાં દીકરા હતા? ને દારા કઈ સાલમાં મરી ગયો? એટલુ જ જાણવું તે કંઈ ઇતિહાસ નથી, તે ચેતન તીર્થયાત્રા નથી, તેને હૃદય, મન કે કશાની સાથે સબંધ નથી, આપણા સ્વભાવની સંસ્કૃતિમાં તે બાબત અનુપયોગી છે ને આપણા ચારિત્ર્યબંધારણમાં તે બાબતો સહાય આપે તેમ નથી. ઇતિહાસ એ ચારિત્ર્યબંધારણમાં કેટલો મહત્વનો છે ને તેની વશીકારક ને હૃદયને ઉચ્ચ કરનારી શક્તિ કેટલી અપૂર્વ છે તે ગોવર્દ્ધનરામભાઈ પરિપૂર્ણ રીતે જાણતા હતા. તેની સાબીતી માટે નીચલું દૃષ્ટાંત જ બસ થશે. ‘ સને ૧૯૦૬ માં તેમના ચિ. રમણીયરામ પ્રીવીઅસની પરીક્ષામાં નિષ્ફળ થયા. ત્યા બાદ બે ત્રણ દિવસ પછી તેમની પવિત્ર કિન્તુ દુઃખદાયક શય્યા પાસે ગ્રીસ દેશને લગતાં એકાદ બે પુસ્તકો લઈ તે બેઠા હતા. થોડી વારે તેમના તરફ દૃષ્ટિ ફેંકી ધીમેથી પણ મધુર કંઠે શ્રીયુતે પ્રશ્ન કર્યો કે ‘ રમણીય, એ કયું પુસ્તક છે!’ રમણીયરામે જવાબ આપ્યો કે ગ્રીસ હીસ્ટરીની સાથે મ્હેં વાંચવા પસંદ કરેલું પુસ્તક ‘ Social life in Greece ’. આ ઉત્તરથી તેઓ કંઇક આનંદ પામ્યા ને હર્ષાશ્રુથી સ્મિત વદને વધા કે Well, Ramaniya, I wished you fail—પુત્ર પણ આશ્ચર્યચકિત થયો ને પૂછ્યું: મ્હોટા કાકા! પુત્રની નિષ્ફળતાથ તેને તથા તેના વડીલને સામાન્ય રીતે ગ્લાનિ થાય ત્યારે તમે આનંદ પામો છો તેનું શું કારણ? ઉત્તર મળ્યો કે ‘ for, now you shall learn how great were the Greeks. There you shall learn the spirit of true patriotism’ પ્રીવીઅસની પરીક્ષામાં એક વરસે રોમનો ને એક વરસે ગ્રીસનો ઇતિહાસ શીખવાય છે. ગ્રીસનાં પાત્રોમાં જે ઉત્કૃષ્ટ ચારિત્ર્યનો રંગ દીપી રહ્યો છે તેવો અન્યત્ર નથી. રમણીયરામે પહેલી પરીક્ષા રોમન હીસ્ટરીની આપી હતી. જો તેમાં તે પાસ થઇને આગળ વધ્યા હોત તો તેને ગ્રીસનો ઇતિહાસ વાંચવાની ફરજ ન પડત. અને

ગ્રીસના ઇતિહાસનો સહવાસ આમ તેને ઓછો થાય તો તેટલે અંશે તેના પર પ્રબળ પવિત્ર તેજસ્વી પાત્રોની છાયા પડે નહિ. આ જ કારણથી રમણીયની નાપાસ થવાની બાબતમાં પોતાને આનંદ થયો. આ પ્રમાણે ચારિત્ર્યબંધારણ પર અસર કરી શકે માટે ઇતિહાસના અભ્યાસ પર પોતાને જેટલો પ્રેમ હતો તેવો જ ફક્ત નામ ગોખાવી મારનારી પદ્ધતિ પર પોતાને કંટાળો હતો. નવલરામભાઈનું જીવનચરિત્ર લખતાં પોતે આ સંબંધે લખે છે કે—"આજ પાઠશાળાઓમાંથી પણ ગણિત દુનિયાદારીમાંથી નિરૂપયોગી ગણી કહાડી નખાવવાના પ્રયત્નો થાય છે. પાઠશાળામાં ઘણા વિષયો હોવાથી કિયો વિષય કહાડી નાખવો એ પ્રશ્નને અંગે આ પ્રયત્ન યોગ્ય હોય. પરંતુ દુનિયાદારીમાં તેમ ઇતર વિદ્યાઓના અભ્યાસમાં સ્પષ્ટ એકાગ્ર શક્તિવાળા આગ્રહી ને સૂક્ષ્મ મગજનો ખપ હોય તો ન્હાનાં બાળકોને કેળવણીના ઉમર ઉપર ચ્હડતાં જ ભૂગોળનાં અર્થહીન નામો, ઇતિહાસની તારીખોના આંકડાઓ વગેરે ગોખાવી કાયર ને નિઃસત્ત્વ કરી દેનામાં કાળક્ષેપ થાય છે અને શિક્ષણ લેવા લાયક (વિષય) શિક્ષકો શીખવી શકતા નથી તેને ઠેકાણે તે પ્રસંગે વધારે ગણિતનો સ્વાદ આપવામાં આવે તો ઉપયોગી થાય."

ઉદ્દેશ લક્ષ્ય બહાર જવાથી શિક્ષણની ઉપર કહ્યા પ્રમાણે સ્થિતિ છે. શબ્દપર્યાયમાં સાહિત્ય, પરીક્ષાના મનોયત્નો બતાવેલા રસ્તા પ્રમાણે સમજ્યે કે વગર સમજ્યે છોડવામાં શાસ્ત્ર, અર્થહીન નામાવલી ગોખવામાં ભૂગોળ, ને સાલવારી પાઠે કરવામાં ઇતિહાસ સમાઈ ગયો છે. સાધનોના અભાવે તથા શિક્ષણશૈલીના અજ્ઞાને આ સ્થિતિ દૂર થઈ નથી, ને તેથી વિષયયોજનાનો હેતુ ઉંધો વળે છે. પરિણામે આમંત્રિત અતિથિનું આતિથ્ય માબાપ કરાવી શકતાં નથી કે શિક્ષકો કરી શકતા નથી. ઉપલા ઉદ્દેશો પાર પાડવાને માટે તો રૂપયોજનામાં ભારે ફેરફાર થવાની જરૂર છે. શાસ્ત્રને બદલે સાહિત્યને શ્રેષ્ઠ સ્થાન મળવું જોઇએ. હાલ બાળકોના હાથમાં સાહિત્યને નામે જે નીરસ ને બુદ્ધિ સાથે સંબંધ રાખતી બાબતો મૂકવામાં આવે છે તેને બદલે હૃદયના આવિર્ભાવ–ઉત્કૃષ્ટ આવિર્ભાવનુ મૂર્તિમંત સ્વરૂપ મૂકવાની જરૂર છે. શાસ્ત્રની પરિપાટી બાળકની મનઃશક્તિને અનુરૂપ તે પ્રકૃતિના પ્રત્યક્ષ અભ્યાસ પર ગોઠવાવી જોઇએ. કુદરતના સૌંદર્યના નમુના રૂપે ભૂગોળના પુસ્તકો થઈ આશ્ચર્યકારક વસ્તુઓ, ચિત્રો, ને નમુનાઓથી નિશાળના ઓરડાઓ ઉભરાઈ જવા જોઇએ. તેમ ચેતનની ચેષ્ટા રૂપ જ ઇતિહાસ જણાવો જોઇએ. ઇતિહાસનાં પાત્રો બાળકની સામે જ રંગભૂમિ પર પોતાનો વેષ ભજવતાં હોય એમ થવું જોઇએ. શિક્ષકો બહુશ્રુત, રસિક, ઉદાત્ત ને પ્રેમી હોવા જોઇએ. જો વસ્તુસ્થિતિ આવા સ્વરૂપમાં બદલાઈ જાય તો જ રૂપયોજના પોતાનો ઉદ્દેશ પાર પાડી શકે.

(અપૂર્ણ.)

જીવાભાઇ અમીચંદ પટેલ.

---

# આત્મલક્ષી અને પરલક્ષી કાવ્યો

કાવ્યનુ લક્ષણ શુ છે, કાવ્યની ઉત્પત્તિ કેવી રીતે થાય છે, કાવ્યવાચનનું ફળ શુ છે, કાવ્યથી મનુષ્યજીવન પર શી અસર થાય છે—એ સઘળા વિષે વિસ્તારથી વિવેચન કરવાની અત્ર આવશ્યકતા નથી અમુક વસ્તુથી કે અમુક વૃત્તાન્તથી કવિહૃદયમા લાગણી ઉત્પન્ન થાય છે, એ લાગણી સામાન્ય માણસોના કરતા એનામા વધારે જોસ્સાવાળી અને વધારે વેગવાળી હોય છે, એ લાગણી છન્દોબદ્ધ વાણીના રૂપમા સ્વાભાવિક રીતે પરિણામ પામે છે, અનુસ્મરણશક્તિ અથવા કલ્પનાશક્તિના સાધન વડે એ વાણીનો પ્રાદુર્ભાવ થાય છે, એ કાવ્યના વાચનથી અલૌકિક આનન્દ મળે છે અને મનુષ્યના જીવનને ઉચ્ચ બનાવવાની અદ્ભુત શક્તિ એ કાવ્યમા રહેલી હોય છે દૃશ્ય વસ્તુના અન્તરમા રહેલા ઉડા તત્ત્વોનું ચિન્તન કરવામા આવે છે તો તે ફીલસુફીની શુષ્ક રીતે કરવામા નથી આવતું, પણ વધારે સિક્ત રીતે કરવામા આવે છે, બોધ આપવામા આવે છે તો તે પાઠશાળાના ગુરુની કરડી દૃષ્ટિથી નહીં, પણ કાન્તાની મોહ ભરી મીઠાસથી હૃદયના ઊંડાણમા સ્હેલાઈથી પેસી શકે એવી રીતે આપવામા આવે છે અને પ્રકૃતિનુ કે મનુજહૃદયનુ અવલોકન કરવામા આવે છે તો તે વિજ્ઞાનની પેઠે પૃથક્કરણ કરવાના હેતુથી નહીં, પણ એ ઉભયમા છૂપાયલા સૌન્દર્યને અને સત્યને પ્રકટ કરવાના હેતુથી અન્તઃકરણની ઊર્મિ વિના કાવ્યના નામને યોગ્ય કૃતિ થવી કેવળ અશક્ય છે

એ અન્તઃકરણની ઊર્મિ આત્મલક્ષી (Subjective) અને પરલક્ષી (Objective) ઉભય પ્રકારના કાવ્યમા જરૂરની છે આત્મલક્ષી કાવ્ય અને પરલક્ષી કાવ્ય ઉભય અન્તર્ભાવપ્રેરિત જ હોય છે, પણ એકમા તે ભાવનુ સ્પષ્ટ દર્શન થાય છે, અને બીજામા તે છૂપાયલો રહે છે એકમા કવિ પોતાના હૃદયના ઉભરા છૂટથી બહાર કહાડે છે, બીજામા કવિ એ ઉભરાઓને જેમ બને તેમ શમાવવામા જ પોતાનુ કૌશલ વાપરે છે એકમા કવિ પોતાના અન્તરના અનુભવનુ સ્પષ્ટ ચિત્ર આલેખે છે, બીજામા પોતાના વિશિષ્ટ અનુભવને પ્રકટ ન કરતા સર્વના અનુભવમા આવી શકે એવી રીતનુ વર્ણન આપે છે, એકમા કવિના સ્વભાવની આબેહૂબ છાપ પડેલી હોય છે, બીજામા તે છાપનુ દર્શન કવિના કૌશલના પ્રમાણમાં વધારે ને વધારે મુશ્કેલ થતુ જાય છે, એકમા કવિનું વ્યક્તિ તરીકેનું ચૈતન્ય સ્વચ્છન્દ રીતે ઘૂમતુ રહે છે, બીજામા એ ચૈતન્યને જેમ બને તેમ દબાવીને પ્રકૃતિને જ—વિશ્વવ્યાપી ચૈતન્યને જ—પ્રવર્તવા દેવામા આવે છે, એકમા સગીતકાવ્યો અથવા રાગધ્વનિ કાવ્યો (lyrics) નો સમાવેશ થાય છે, બીજામા વર્ણનો, વાર્તાઓ, વીરરસ કાવ્યો અને નાટકોની ગણત્રી કરવામા આવે છે સદ્‌ગત સાક્ષર શ્રી નવલરામ ભાઈના શબ્દો વાપરીયે તો, એક "સ્વાનુભવરસિક" છે, બીજું "સર્વાનુભવરસિક" છે, એકમા વર્ડ્ઝવર્થ અને શેલી જેવાનાં પ્રકૃતિવિષયક સુન્દર કાવ્યો, શેક્સપિયરના ધ્વનિતો (sonnets), કાલિદાસનું મેઘદૂત, ગ. ન સિંહરાવ ભોળાનાથના અનેક કાવ્યો આપણું ધ્યાન ખેંચે છે, બીજામા કાલિદાસનું ઋતુસંહાર, વાલ્મીકિનું રામાયણ વ્યાસજીનું મહાભારત, હોમરનુ ઇલિયડ, શેક્સપિયરનાં નાટકો, કાલિદાસના શકુન્તલા તથા વિક્રમોર્વશીય, પ્રાચીન ગુજરાતી કવિ પ્રેમાનન્દની કવિતાઓ, અને અર્વાચીન કાળનું "કાન્તા" નાટક પોતાનો હક્ક સાબીત કરવા મથે છે અને માણસની મ-

ગદ્દર નથી કે તે સ્ત્રીઓને હક્ક આપવામા પુરુષ વર્ગ જેવી રીતની આનાકાની કરે છે તેવી આનાકાની એ કાવ્યોના હક્ક વિષે કરી શકે, અથવા કરે તેમા સફળ થાય

આત્મલક્ષી તથા પરલક્ષી એ ઉભય પ્રકારના કાવ્યોના અનેક પેટા વિભાગ છે આત્મલક્ષી કાવ્યમા સગીતકાવ્ય અથવા નાદધ્વનિ કાવ્ય ઉત્તમ ગણાય છે એમા એક જ બનાવ, એક જ વિચાર, એક જ લાગણીનુ અસરકારક ચિત્ર આપવામા આવ્યુ હોય છે ઇગ્રેજી સાહિત્યમા એવા કાવ્યોનો સગ્રહ પાલગ્રેવની ગોલ્ડન ટ્રેઝરીમા થયલો છે. પરલક્ષી કાવ્યમા નાટકને પ્રધાન પદ આપવામા આવે છે. એ કાવ્યો વધારે વિસ્તારવાળા હોવાથી એક ગ્રન્થમા એનો સગ્રહ થવો અશક્ય છે, તો પણ સુન્દર નાટકોની ગ્રન્થાવલિ ઇગ્રેજી ભાષામા પ્રસિદ્ધ થયલી છે, અને પાશ્ચાત્ય વિદ્વાનોનો તે તરફ પણ ઘણો મોહ છે એ જાણીતુ છે

એ બેમા વધારે ઉચ્ચા પદને યોગ્ય કીયુ ?—એ પ્રશ્ન હૃદયનુ મથન કરનારો છે આત્મલક્ષી કવિતા શ્રેષ્ઠ કે પરલક્ષી એ પ્રશ્ન પૂછતા હુ સ્વાભાવિક રીતે રા નરસિંહરાવના વધારે ગભીર પ્રસગના "અનુત્તર પ્રશ્ન" ને યાદ આણીને ગણગણે છે કે

" આ હૃદયમથન પ્રશ્નનો ન કો ઉત્તર વાળે —
હા ! કોણ એહનો આહિ સશય મુજ ટાળે ? "

હૃદયની એ સ્થિતિમા કોઈ પણ રીતનો ઉત્તર મળે તો તેથી એક પ્રકારનો આનન્દ અને ઉલ્લાસ અનુભવાય છે. રા રમણભાઈ મહીપતરામના "કવિતા અને સાહિત્ય" મા એનો ઉત્તર મળી આવે છે "સર્વથી ઉત્તમ કવિ તેને સ્વાનુભવરસિક સ્વાનુભવરસિક તેને કવિ એનો કવિ, સર્વાનુભવ રસિ તે લોકનો કવિ" સ્વાનુભવ રસિક કવિતા કવિહૃદયના ઉંડાણમાથી અસ્ખલિત રીતે નીકળી આવે છે અને તેથી વાચકના હૃદયમા ત્વરાથી પ્રવેશ પામે છે અને ત્યા આગળ ન ભૂસાય તેવી છાપ પાડે છે એ કવિતાની ઉત્પત્તિ કવિના આત્માથી જ છે એથી ઉલટુ, સર્વાનુભવરસિક કવિતામા કવિ પોતાના સાકડા ચૈતન્યને વિશ્વવ્યાપી ચૈતન્યમા શમાવી દે છે, પોતાની વ્યક્તિ તરીકેની બુદ્ધિને સમષ્ટિની બુદ્ધિમા ડુબાવી દે છે. કવિની વૃત્તિ જે વસ્તુનુ વર્ણન આપવાનુ હોય, જે પ્રસગ ચીતરવાનો હોય, જે જનસ્વભાવનું રહસ્ય સમજાવવાનુ હોય તેની સાથે તદાકાર થઈ જાય છે અને પોતાના અંગત વિચારો અને લાગણીઓને કોરે મૂકીને કુદરતના અને મનુષ્યહૃદયના છૂપા ભેદો ખોળવામા, વસ્તુનું આબેહુબ વર્ણન આપવામા, વિશ્વના સુન્દર સત્યો નિહાળવામા અને પ્રકટ કરવામા કવિ પોતાની દિવ્ય શક્તિ વાપરે છે કાલિદાસ અને શેક્સપિયરના નાટકોમા એ શક્તિનો અદ્ભુત પ્રભાવ આપણને માલૂમ પડે છે શેક્સપિયરના નાટકોના અનેક ભાષાઓમા તરજુમા થયા છે, અનેક સહૃદય વાચકોએ એના ઉપર વિસ્તારથી વિવેચન કર્યા છે, ઇતિહાસનુ જ્ઞાન મેળવવાને માટે પણ એનાં ઐતિહાસિક નાટકો વાચવામા આવ્યા છે, અને મનુષ્ય . સ્વભાવના જૂદા જૂદા પણ આબેહુબ ચિત્રો જે એણે આપેલા છે તે ઉપર અનેક ગ્રન્થો લખાયા છે કાલિદાસના નાટકો પણ એવા જ ઉત્તમ છે "काव्येषु नाटकं रम्यं तत्रापि च शाकुन्तला" એ સૂત્રનુ સત્ય અનેક સહૃદય વાચકોએ સ્વીકાર્યું છે એ બેઉ કવિઓના આત્મલક્ષી કાવ્યો પણ ઘણાં સુન્દર છે, શેક્સપિયરના ધ્વનિત અને કાલિદાસનું મેઘદૂત હૃદયના ઉપર મજબુત અસર

કરે છે, છતા પણ આત્મલક્ષી કાવ્યો પરલક્ષી કાવ્યો કરતા વધારે સરસ એમ કહેવામા કાલિદાસ અને શેક્સપિયર જેવાના નાટકોમા અને હોમર અથવા વાલ્મીકિની વીગરસ કથા ઓમા જે અનેક સાક્ષરોને અજબ આકર્ષણ લાગ્યું છે તેઓનુ અપમાન કરવા જેવુ થશે

"લોક" કોને કહેવા અને "કવિ" કોને કહેવા એ નક્કી કરવુ, સાધારણ મનુષ્ય અને સહૃદય વાચકની વચ્ચેનુ અન્તર માપવુ,–એ કામ અતિ કઠિન છે દરેક મનુષ્યમા કવિતાના ભાવ છૂપા પણ રહેલા હોય છે, કવિહૃદયમાથી ધ્વનિ નીકળતા તેને અનુકૂલ પ્રતિધ્વનિ વાચક હૃદયમાથી નીકળે છે,–એ જો સત્ય હોય તો 'લોક" અને "સહૃદય વાચક" નો ભેદ સમજવામા આપણી મુશ્કેલી વધે છે વર્ડ્ઝવર્થ અને શેલીના આત્મલક્ષી કાવ્યોમા શેક્સ પિયરના પરલક્ષી નાટકો કરતા જેને વધારે આનન્દ મળે તે સહૃદય એમ જો માનવામા આવે તો એ કસોટીમાથી પસાર થનાર કોઈક જ ની ગશે વર્ડ્ઝવર્થના પૂજકો પણ એ કવિના ચૂટી કાઢેલા કાવ્યો તરફ જ દૃષ્ટિ રાખવા છતા તે કાવ્યોને શેક્સપિયરના પરલક્ષી કાવ્યો કરતા ચઢીયાતુ પદ આપવા માગતા નથી, અને શેલી વિષે તો સાક્ષર મડળમા ઘણો જ મતભેદ છે શેલીના એક કાવ્યના આપણા સાહિત્યમા ઘણા અનુકરણ થયા છે, શેલીના વિ ચારોએ આપણા કવિઓ ઉપર ઉંડી અસર કરી છે, છતા પાશ્ચાત્ય વિદ્વાનોમા કેટલાક તો એ ટલે સુધી કહે છે કે એની કલ્પના કવિતાના વિષયપર વધારે પ્રકાશ નાખવાને બદલે તેને ઝાખો કરી નાખે છે, સત્યને પ્રજ્વલિત કરવાને બદલે સત્યથી વિમુખ રહે છે, વસ્તુના અન્ત રમા ઉતરવાને બદલે વસ્તુથી દૂરના પ્રદેશમા ભટકે છે સ્વિનબર્ન જેવો શેલીનો પૂજક પણ શેક્સપિયરે પરલક્ષી કાવ્યમા જે પદ મેળવ્યું છે તેવુ શેલીને આત્મલક્ષી કાવ્યમા ઘટે છે એટલુ જ કહીને અટકે છે, પણ શેલીનુ આત્મલક્ષી કાવ્ય શેક્સપિયરના પરલક્ષી કાવ્ય કરતા વધારે ઉંચા પદને યોગ્ય છે એમ કહેવાનુ સાહસ એણે ઉઠાવ્યુ નથી

કવિની કઈ કૃતિમા વધારે કૌશલ્ય માલૂમ પડે છે ?–એ દૃષ્ટિથી આપણે ઉભય પ્રકા રના કાવ્યોને તપાસીયે તો તેમા પણ આત્મલક્ષી કાવ્ય કરતા પરલક્ષી કાવ્ય કોઈ પણ રીતે ઉતરતુ નથી પણ ઉલટુ તેને ટપી જાય તેમ છે એવુ આપણને સ્પષ્ટ જણાય છે વ્યક્તિ તરીકેના પોતાના વિચારો અને લાગણીઓને છૂપાવીને પ્રકૃતિને જ પ્રવર્તવા દેવી, તેનુ જ યથાસ્થિત પ્રતિબિબ પાડવુ એ કામ કેટલુ અઘરૂ છે તે સ્હેલાઈથી સમજી શકાશે એ કામમા નિષ્ફળ થયનાઓની સખ્યા ઘણી મ્હોટી છે, ત્યારે સફળ કૃતિ રચવાની દિવ્ય શક્તિવાળા કવિ તો શેક્સપિયર જેવા વિરલા જ છે અનેક સાક્ષરોનો અનુભવ છે કે જે કવિતાની સાધન સામગ્રી મ્હોટી હોય, જે કવિતા મનુષ્ય જાતિના વિચારો, લાગણીઓ પ્રવૃત્તિઓ અને સુખ દુ ખાદિ અનુભવોનો સપૂર્ણ ખ્યાલ રાખતી હોય તે કવિતા સૌથી વધારે મજબુત ટકાઉ હોવાનો સભવ છે પરલક્ષી કાવ્યોમા અને તેમા પણ ખાસ કરીને નાટકોમા ઉપર જણાવેલા લક્ષણો આપણા દીઠામા આવે છે, અને તેથી જ આપણા સાહિત્યકારોએ સઘળા કાવ્યોમા નાટકને વધારે ઉચ્ચુ ગણ્યુ છે, અને આત્મલક્ષી તથા પરલક્ષી ઉભય પ્રકા રની કાવ્ય રચનામા કુશળ કવિ કાલિદાસના શકુન્તલા નાટકને એની સઘળી કૃતિઓમા પ્રથમ પદ આપ્યુ છે પાશ્ચાત્ય વિદ્વાનો પણ એમ જ માને છે કે પ્રજાની માનસિક પ્રવૃત્તિ અને પરાક્રમનુ ઉંચામા ઉંચુ શિખર તે તેના નાટકો છે

રામાયણ, મહાભારત, ઇલિયડ વગેરે વીરરસ કાવ્યના કરતાં આત્મલક્ષી કાવ્યને વધારે ઉંચું પદ ઘટે છે કે નહીં એ વિષય પણ એટલો જ સંશયગ્રસ્ત છે રામાયણ, મહાભારત જેવા રત્નભંડારમાંથી અમૂલ્ય રત્નો લઇને અનેક સુન્દર કાવ્યો આપણા સાહિત્યમાં રચાયાં છે એ જાણીતી વાત છે સામળ ભટ્ટની વાર્તાઓ બાદ કરીયે તો ગુજરાતી આખ્યાનોનો વિષય બધા પ્રાચીન કવિઓએ એ જ ગ્રન્થોમાંથી લીધેલો છે. વર્તમાન સાહિત્ય તરફ વળીયે તો રા. મણિશંકર રતનજી ભટ્ટનું "વસન્ત વિજય," રા. નરસિંહરાવનું "ઉત્તરા અને અભિમન્યુ," સ્વ. કલાપીનું "ભારત," રા. ખબરદારનું "દશરથ અને શ્રવણવધ"—એ કાવ્યો કોને અજાણ્યા હશે ?

પ્રેમાનન્દનું સર્વાનુભવરસિકત્વ વિશાળ કલ્પના કે વિવિધ જનસ્વભાવની પરીક્ષાથી અંકિત હોય કે ન હોય, તો પણ તેના કાવ્યોએ આપણા સાહિત્ય ઉપર જ નહીં, પણ આપણા સામાજીક જીવન ઉપર ઉંડી અસર કીધેલી છે આપણા સ્ત્રી વર્ગમાં પણ એની કૃતિઓ તરફ ઘણી અભિરૂચિ દીઠામાં આવે છે અને અમુક પ્રસંગે એના નિયમિત કાવ્યોનું વાચન ઐહિક તેમ જ આમુષ્મિક કલ્યાણ સાધનારૂ છે એવી માન્યતા છે એ માન્યતા સાધારણ લોકની હોવાથી અવગણનાને પાત્ર લેખવામાં આવે, તો પણ સહૃદય વાચકોની લાગણી પણ એના તરફ કેવી છે તે અનેક પ્રસિદ્ધિ પામેલા લેખોથી માલૂમ પડી આવે છે બીજી સાહિત્ય પરિષદમાં પ્રમુખે કરેલો "ક્યાં છે એના લાખ લાખ મુલના નણુ કાવ્યો ?" એ પ્રશ્ન અને તેની વાચક હૃદયમાં પડેલી ઉંડી છાપ હજી પણ ભૂસાઈ છે શું ?

પ્રાચીન સાહિત્યને કોરે મૂકીને વર્તમાન સાહિત્ય તરફ વળીયે તો તેમાં "કુસુમમાળા" અને "કાન્તા" એ આત્મલક્ષી અને પરલક્ષી કાવ્યો આપણી નજર ખેંચે છે એ ઉભય કૃતિઓના ગુણદોષની પરીક્ષા કરવાની આ પ્રસંગે જરૂર નથી મેથ્યુ આર્નોલ્ડ કહે છે કે કોઇ પણ કવિતા વિષેની તુલના બે કારણોથી દૂષિત થવાનો સંભવ છે ઐતિહાસિક દૃષ્ટિ અને સ્વાનુભવ દૃષ્ટિ પ્રેમાનન્દ કે નર્મદ જેવાના કાવ્ય વિષે વિચાર કરતાં સાહિત્ય કે સમાજની તે તે વખતની જરૂરીયાતો પૂરી પાડવાને માટે એ કવિઓએ શું કીધું એ વિચારથી આપણે અમુક દિશા તરફ દોરવાઈ જઇએ છીયે, અને એના ગૌણ પ્રશ્નોને બાજૂએ મૂકીને સ્વતંત્ર ધોરણથી કાવ્ય તરીકેની તેની કીમત આંકવાનું કર્તવ્ય આપણે યોગ્ય રીતે બજાવી શકતા નથી. પ્રાચીન કવિઓને માટે આ પ્રકારની હરકત નડે છે, ત્યારે વર્તમાન કવિઓને માટે એથી જૂદા જ પ્રકારની હરકત આપણને ભોગવવી પડે છે કેટલાક ખાસ સંજોગોને લીધે બંધાયલા આપણા અંગત વિચારો, લાગણીઓ, અને અનુભવોથી અમુક કવિતા આપણા ઉપર અનુકૂળ કે પ્રતિકૂળ અસર વિશિષ્ટ રીતે કરે છે, જેથી આપણે તેની તરફેણ કે વિરૂદ્ધમાં ખોટો મત બાંધીએ છીયે. વળી, વર્તમાન કવિનું કવિ તરીકેનું જ નહીં, પણ મનુષ્ય તરીકેનું જીવન આપણા ઉપર જોઇએ તે કરતાં વધારે પ્રભાવ નાખે છે. અને એ પ્રકાશથી અંજાયલી બુદ્ધિ તેના કાવ્યની જોઇએ તેવી અને તેટલી જ કદર કરી શકતી નથી કોઈ પણ કાવ્ય જો અંતરની લાગણીથી લખાયું હોય, અને કવિતાના સત્ય સૌન્દર્યના નિયમોનું યથાર્થ પાલન કરીને પ્રકૃતિના કે મનુષ્યના અંતસ્વરૂપનું આબેહૂબ ચિત્ર આપતું હોય તો તે ઉત્તમ કાવ્ય ગણાવાને યોગ્ય છે, પછી તે આત્મલક્ષી હોય કે પરલક્ષી હોય

પ્રકૃતિનાં દર્શનથી સાધારણ મનુષ્યનું હૃદય પણ આહ્લાદ પામે છે. હૃદયમાં છુપાયલા એ ભાવને કવિ પોતાની મધુર વાણીથી જાગૃત કરે તે સમયે કોને આનન્દ ન થાય? કુદરતની લીલાથી પોતાના હૃદયમાં થયલા સરળ અકૃત્રિમ આનન્દના ઉભરા કવિ બહાર કાઢતો હોય કે વર્ણન કરેલા માનવ વૃત્તાન્તને યોગ્ય પશ્ચાદ્‌ભૂમિ તરીકે પ્રકૃતિના બનાવેલું ચિત્ર આલેખતો હોય, પ્રકૃતિએ જોયલા ભૂતકાળનું એને ઐતિહાસિક દર્શન થતું હોય કે પ્રકૃતિને એ પોતાના હૃદયના રંગથી રંગતો હોય કે પ્રકૃતિની અનન્તતા વિષે,–મનુષ્યહૃદયના ક્ષણિક સુખ દુઃખની પરવા ન રાખતાં સનાતન ગાન ગાવાના એના સ્વભાવ વિષે,–એને વિચાર આવતા હોય, પ્રકૃતિનું વિસ્તારથી વર્ણન આપતો હોય કે તેના અંતઃસ્વરૂપમાં ઉંડા ઉતરીને એક બે પંક્તિમાં તેનું રહસ્ય પ્રકટ કરતો હોય કે તેના વ્યાપારમાં એને દિવ્ય ભૂમિની ઝાંખી થતી હોય,—એ સઘળા પ્રસંગમાં વાંચકનું હૃદય એના તરફ સહાનુભૂતિ રાખી શકે છે અને એની કવિતાના રસનું આસ્વાદન કરી શકે છે. કવિને દેખાતા "અલૈકિક સત્ત્વ" નું દર્શન વાંચકને પણ એ કરાવી શકે છે, માત્ર જે પદાર્થથી એ સત્ત્વનું દર્શન થતું હોય તેની સાથે તે દર્શનનો કાર્ય કારણ સમ્બન્ધ ઘણી સૂક્ષ્મ દૃષ્ટિથી પણ જોઈ ન શકાય અથવા એ દર્શન કવિને પોતાને જ સ્પષ્ટ થયું હોય એમ ન હોવું જોઇએ.

રા. નરસિંહરાવ ભોળાનાથનું "સન્ધ્યા" એ નામનું કાવ્ય આત્મલક્ષી કવિતાનો સુન્દર નમુનો છે. પળપળમાં સાળુ બદલતી રંગબેરંગી વસ્ત્ર પહેરતી સન્ધ્યાસુન્દરી, અને મારું રૂપેરી દુકૂલ પહેરતી શીળી ચન્દા એ બેમાં કઈ મીઠી એ પ્રશ્ન કવિહૃદયમાં ઉઠે છે, બેઉની કદર કરવાનો પ્રયત્ન કવિ કરે છે, પણ બેઉ એક સરખી જ લાગે છે, કઈ મ્હોટી અને કઈ ન્હાની તે પારખી શકાતું નથી અને આખરે કવિ બેઉનો દૃઢ ભક્ત બની રહે છે. એ કાવ્યની છેલ્લી પંક્તિઓ નીચે પ્રમાણે છે:—

સાખી. ચંચલ સન્ધ્યા સુન્દરી ભભક ગણે પ્રિય જેહ,
કે શીળી ચન્દા રુડી એકરૂપ જે દેહ,–
કી ધારું હૃદયની માંહિં ? બંને મીઠી રે,
નમ્ર કાન્તિની ચંદાશી અન્ય મ્હેં નવ દીઠી રે.
તેમ સન્ધ્યાદેવી રૂપ ભવ્ય ધરતી રે,
ક્ષણ ભૂલાવી દે ભાન મોહ કરતી રે;
દિવ્ય સખિયો બંને એહ એક જ સરખી રે,
કોઈ મ્હોટી ન્હાની કોઈ તે નવ પરખી રે,
હું તો ઉભયતણો દૃઢભક્ત બનીને રહુંછું રે;
સુન્દ હૃદય ઉભયસૌન્દર્યનું બિમ્બ લહુંછું રે.

આત્મલક્ષી અને પરલક્ષી કવિતા વિષે વિચાર કરતાં, કઈ વધારે સુન્દર છે એ તપાસવાના હેતુથી બેઉની કદર કરવાનો નિષ્ફળ પ્રયત્ન કરીને અન્તે હું પણ કંઈક એવી જ લાગણી અનુભવતો બેઉનો દૃઢ ભક્ત બની રહુંછું.

મોહનલાલ પાર્વતીશંકર દવે.

---

# લિપિ.

ગયા જ્યેષ્ઠ માસના 'વસન્ત'માં લિપિ સંબંધે રા. કરીમ મહમદે ચર્ચા કરી છે. એ સંબંધે મ્હારે પણ કંઇક કહેવાનું છે.

રા. કરીમ મહમદ જણાવે છે, કે:–"એક જ લિપિમાં લખેલી સઘળી ભાષાઓ માત્ર એટલાથી જ સમજી શકાશે? ઇંગ્રેજીની લિપિ છે તેજ ફ્રેંન્ચ, જર્મન, લૅટિન ઇત્યાદિ યુરોપિયન ભાષાઓની છે, એમ છતાં આપણા ઇંગ્રેજી જાણનારાઓમાંથી કેટલા તે ભાષાનાં પુસ્તકો વાંચે છે?—માત્ર વાંચે છે, સમજવાનું પછી." આપણે ન વાંચીએ, ન સમજીએ પણ અંગ્રેજો તે વાંચે ને કંઇક સમજે એમ હું માની શકું છું. કંઇક પરિચયથી ત્હેમને એ ભાષાઓ સમજવી સરળ થઈ પડે છે. આપણને હિન્દી, મરાઠી ને બંગાળી બોલનારના પરિચયથી દેવનાગરી લિપિમાં લખેલી તે ભાષાઓ તેવી જ રીતે વાંચવી સમજવી સરલ છે. અનુભવથી હું જાણું છું કે બંગાલી ભાષા જો દેવનાગરીમાં છપાતી હોય તો આપણા ઘણા યુવકો ઓછે પ્રયાસે તે વાંચી સમજી શકે. અનેક વિઘ્નોમાંથી લિપિનુ વિઘ્ન ઉડાવી લેવાય તો તે પણ ઓછું નથી.

ખરૂં છે કે રાજકીય કારણોને લીધે ઉર્દૂ ભાષા દેશ ભાષા થઈ શકી હતી. પણ ઉર્દૂ ભાષા તે કોની ભાષા? રાજ કરનારની? ના. દીલ્હીના બાદશાહના અનેક ભાષા બોલનાર લશ્કરીઓની ને દરબારીઓની વિવિધ ભાષાનો શંભુમેળો થયો ને ત્હેમાંથી એક ભાષા ઉદ્દ્ભવી ને 'ઉર્દૂ ભાષા'નુ નામ પામી. આ જ પણ દેશની અનેક ભાષાઓનો શંભુમેળો થઈ શકે ને તેવી એક દેશ ભાષા થઈ શકે. પણ લિપિનું વિઘ્ન મ્હોટું છે, તે દૂર થાય તો શંભુમેળો બનવા માટે. દેશને એક કરવાને એ તો જરૂરનુ જ છે કે તેઓ પરસ્પરના વિચાર સમજી શકે ને ત્હેને માટે એ પણ જરૂરનું છે કે દેશભાષા એક થાય. અંગ્રેજી ભાષા તો થોડા અંગ્રેજી જાણનારની સામાન્ય ભાષા છે પણ બૈરાં છોકરાંનો પણ વિચાર કરવો જોઇએ; મ્હોટો ભાગ તે ભાષા નથી જાણતો.

"દેવનાગરી લિપિ ગુજરાતી લિપિ કરતાં વાચવામા વધારે વખત લે છે. કદાચ અક્ષરો ઉપર લીટીઓ વાંચતાં આંખને પોતાની શક્તિનો ઉપયોગ કરવો પડતો હશે." ના, ન; એમ તો નહિ, પણ એ વાંચવાનો આપણને અભ્યાસ નથી માટે જ એમ બને છે. "લખવામાં તો વિશેષ કાળ વ્યય થય છે એમ દરેકને સ્વીકાર્યા વિના છુટકો નથી." લખવાનો પ્રશ્ન જ નથી. છાપવામાં દેવનાગરી વપરાય, તો જ ઘણું છે. બાકી લખવામાં તો મોડી, ગુજરાતી વગેરે વપરાય તો વાંધો પણ ક્યાં છે? અંગ્રેજીમાં પણ તેમ જ છે.

મુંબાઈમાં ટ્રામનાં, Tobe letનાં, Terms cashનાં, No admission without Permissionનાં, સ્મૉલ કૉઝ કોર્ટનાં અને વકીલોનાં, શ્રી રણછોડરાયજી ઠાકોરના સ્ટેશનનાં અને એવાં અનેક સ્થળનાં પાટીઆંમાં જનસમાજના વલણને અનુસરીને ગુજરાતી લિપિ હોય છે. જનસમાજનું વલણ તો અત્યારે એ તરફ છે એ કબુલ જ છે; અને દેવનાગરી તરફ વાળવાનો એટલા જ માટે પ્રયત્ન છે.

રા. કરીમ મહમદ એટલા પરથી સવાલ કરે છે કે "સરલ લિપિ કઈ? જનસમાજ આપોઆપ સમજે તે કે આપણે માથાકુટ કરી સમજાવીએ તે?" આપોઆપ સમજે તે લિપિ, સરળ. પણ ત્યારે શું આ બધો પ્રયત્ન સરળ લિપિને માટે છે કે ઇષ્ટ લિપિને માટે? બજારમાં અંગ્રેજી માલ કદાચ સસ્તો મળે, પણ આપણે સસ્તો માલ લેવાનો છે કે જે માલ અંતે દેશને લાભ કરે તે? રા. કરીમ મહમદ માસ્તરને હિસાબે તો દેશી કારીગરીને ઉત્તેજન આપવું નિરર્થક છે આપણે લાંબી દૃષ્ટિથી કામ લેવાનું છે, તુરતના લાભને ધાવાનું નથી, એ આપણે ભુલી જવું જોઇતું નથી

પ્રજાહકના સંબંધમાં વિચારીએ હું માનું છું કે દેશમાં છાપખાના ન્હોતા આવ્યા ત્યાં સુધી પુસ્તકો લખવામાં દેવનાગરી લિપિ લખાતી, ગુજરાતી ભાગ્યે જ લખાતી પણ પ્રથમ પારસી છાપું 'મુંબાઈ સમાચાર' નિકળ્યું તે ગુજરાતી લિપિમાં નિકળ્યું, ને ત્હેણે ને બીજાં છાપાંએ પ્રજાહક મુકાવી લોકો દેવનાગરી ભુલ્યા ને ગુજરાતી વાચતા થયા આજ પણ સર્વ મળીને પ્રયત્ન કરીએ તો તે પ્રયત્ન, હું નથી માનતો કે, નિષ્ફળ થાય

હવે છેવટે એક પવિત્ર ને ગંભીર પ્રશ્ન આવે છે દેવનાગરી લિપિ કરવામાં પારસી અને મુસલમાન ભાઈઓની લાગણી જોવાની છે અને અનુમતિ પણ લેવાની છે. તેઓ હિંદુઓના બંધુઓ છે 'આપણે ત્હેમના વિના ચલાવીશું' એમ કહેનાર સ્વદેશાભિમાની ન્હોય જ, એ તો દેશદ્રોહી છે માતાના અંગ છેદ્યાથી માતૃપૂજા થતી જ નથી તો પણ એ બંધુઓને અમારી નમ્ર પ્રાર્થના તો છે જ કે આ પ્રશ્ન પર ઇષ્ટતા ને શક્યતાનો વિચાર કરવો. રા. કરીમ મહમદ માસ્તર ગુજરાતીમાં સૌથી સારૂં લખી શકે છે એમ તો નથી જ, તો પણ ત્હેમના લેખો જોઈ હમેશાં આનંદ થાય છે પારસીઓ સારૂં ગુજરાતી લખતા થયા છે, પણ મુસલમાન ગૃહસ્થોમાં આના દૃષ્ટાન્તો વીરલ છે 'બુદ્ધિપ્રકાશ'માં 'જીવનમંત્ર,' 'વીરાત્મા,' 'પરલોક' આદિ રા. કરીમ મહમદના કાવ્યો વાચી કોને આનંદ ન થાય? બંગાલના મુસલમાન લેખકો હિંદુ લેખકોમાં ભળી ગયા છે. આમ ભાષાના ઇષ્ટ અને શક્ય વલણને તે બંધુઓએ માન આપ્યું છે તો લિપિના વલણને માન નહિ આવે? દેવનાગરી શક્ય છે માટે તે ઇષ્ટ છે. ઉર્દૂ શક્ય હોત તો તેને ગ્રહણ કરવી એ હિંદુઓનું હું કર્તવ્ય માનત. બંધુઓ, આ હકનો પ્રશ્ન નથી, માત્ર કર્તવ્યનો છે એ બંધુઓ પણ માની શકશે કે ઉર્દૂ તો અત્યારે દેશલિપિ થવી અશક્ય છે. હમણાંજ કલકત્તામાં 'એક લિપિ વિસ્તાર પરિષદ્' એક સભા થઈ હતી ને ત્હેને પ્રમુખસ્થાને જસ્ટિસ મી. શારદુદીન હતા. ત્હેમણે જણાવ્યું હતું કે દેશમાં એક લિપિની આવશ્યકતા છે જે તે લિપિ દેવનાગરી શક્ય છે પારસી અને મુસલમાન બંધુઓને પ્રાર્થના કરૂં છું કે આ પ્રશ્ન પર હિંદુઓની સાથે તેઓ પણ ગંભીર વિચાર કરે

નરસિંહભાઈ ઈશ્વરભાઇ પટેલ.

---

# ઉદ્દેશ્ય અને વિધેય.

( વાક્યપૃથક્કરણ. )

સપ્ટેમ્બર ૧૯૦૯ ના શાળાપત્રમાં Analysis વા વાક્યપૃથક્કરણના વિષયમાં subject ને માટે 'ઉદ્દેશ્ય' અને predicate ને માટે ' વિધેય' એ શબ્દો યોજેલા બતાવ્યા છે તે જોઇને આનન્દ થાય છે ' કર્તૃપક્ષ ' અને ' વિધાનપક્ષ ' એમ નામો મરહૂમ માધવલાલ હરિલાલ દેસાઈના વખતમાં શાળાપત્રમાં પ્રયોગમાં આવેલાં જોઈ તે વિશે ઈ. સ. ૧૮૮૮ ના એપ્રિલના 'સુદર્શન' માં મ્હેં નીચે પ્રમાણે ચર્ચા કરી સૂચના મૂકી હતી. *

" વાક્યરચના—( શાળાપત્ર પુ ૩૬ અ ૧ લો પૃ. ૨૭ )—આ વિષયમાં subject અને predicate એ બે અર્થ દર્શાવવા માટે ' કર્તૃપક્ષ ' અને ' વિધાનપક્ષ ' એમ નામ પાડેલાં શાળાપત્ર મૂકે છે. પણ subject માટે ' ઉદ્દેશ્ય ' અને predicate ને માટે 'વિધેય ' એ નામો જૂના સંસ્કૃત કાળથી પરિભાષામાં સ્વીકારાયેલાં છે જ, તે દાખલ કર્યાં હોય તો વધારે સારૂં એમ મ્હારી નમ્ર સૂચના છે જેને ઉદ્દેશીને—અર્થાત્ જેને વિશે—કાંઈ પણ વિધિ કરવાનો છે, કહેવાનું છે, તે 'ઉદ્દેશ્ય' , અને જે વિધિ કરવાનો છે, જે કહેવાનું છે તે 'વિધેય' આમ અર્થ સ્પષ્ટ અને સુઘટિત હોઈ, ઉદ્દેશ્ય વિધેય' એ શબ્દો પણ ટૂંકા, સરલ અને સુશ્લિષ્ટ છે * * * * * * * * *

આ પ્રથમથી જ સ્વીકારાયેલા પારિભાષિક શબ્દો વેળાસર દાખલ કરવાને હજી પણ વખત છે, કાંઈ મોડું થઈ ગયું નથી, માટે વિદ્યાર્થીઓના મનમાં કૃત્રિમ પારિભાષિક શબ્દો પરિચિત થઈ જતા પ્હેલાં જ આ શબ્દો પ્રવેશ પામે એ ઇષ્ટ છે"

આમ આજ નવ વર્ષે પણ આ સૂચનાનો સ્વીકાર, જાણ્યે અથવા અજાણ્યે, થયેલો જોઈ તે કાર્યસિદ્ધિજનિત સંતોષ થાય છે. સંભવ વધારે એ જ છે કે મ્હારી સૂચનાથી નિરપેક્ષ આ સ્વીકાર થયો હશે કેમકે એ સૂચના જોડે સંબન્ધ કાંઈ પણ હોત તો સાહિત્યસેવક વર્ગની સુજનતાના સર્વમાન્ય નિયમનો આદર થઈ એ પૂર્વગત વાતને અનુલક્ષણ થયું જ હોત અને આમ સ્વતન્ત્ર રીતે એક જ નિર્ણય ઉપર બે જણ આવ્યાથી એ નિર્ણયના વિષયની કીમત અને સ્વીકાર્યતા ઉલટી વધે છે

આટલું કહી એક બે પ્રાસંગિક વાતો વિશે બે બોલ કહેવાનું પ્રાપ્ત થાય છે શાળાપત્રમાં આ વિષય લખનાર ' ઉદ્દેશ્ય ' નો અર્થ ' વિચારવા યોગ્ય,' ' જેને વિશે કાંઈ કહેવું હોય તે'—એમ કરે છે પરન્તુ ' ઉદ્દેશ્ય ' નો સરળ અને અહીં બરાબર રીતે અનુકૂળ થતો અર્થ મૂકી દઈને આ અત્યાર સૂધી ના જાણેલો અર્થ દર્શાવવાનું પ્રયોજન જણાતું નથી સરલ અર્થ આટલો જ છે—

ઉદ્દેશ્ય—જે પદાર્થ તરફ ઉદ્દેશ, નિર્દેશ, બતાવવાની ક્રિયા, થાય છે તે, અર્થાત્—લક્ષ્ય, આપ્ટેના કોશમાં ' ઉદ્દેશ્ય ' નો અર્થ—to be intended, or aimed at; that to which one refers, or which one has in view, જે તરફ લક્ષ છે તે પદાર્થ; અર્થાત્—વાક્યમાં જેને લક્ષીને ક્રિયામાં સમાયેલા અર્થનું વિધાન થાય છે તે.

શાળાપત્રના આ લેખક કહે છે —"વાક્યમાં પ્રાધાન્ય ક્રિયાને છે, કર્તાને નથી. ક્રિયાપદ વગર વાક્ય બની શકે જ નહિં. કર્તાનો અધ્યાહાર હોઈ શકે, ક્રિયાનો નહિં."

* એ અંકના પૃષ્ઠ ૧૬૩–૧૬૪.

વાક્યમાં પ્રાધાન્ય કર્તાને કે ક્રિયાને—એ પ્રશ્નને વિશે બે પક્ષ છે. કર્તાને પ્રધાન ગણુનાર નૈયાયિક સિદ્ધાન્ત અને ક્રિયાને પ્રધાન ગણુનાર મીમાંસકોનો સિદ્ધાન્ત—એ બન્નેની તુલના કરવાનો અહિં પ્રસંગ નથી. એ બે સિદ્ધાન્તોમાં દૃષ્ટિબિન્દુના ભેદને પરિણામે મતભેદની ઉત્પત્તિ છે. **कुम्भकारो घटं करोति** એ વાક્યનો અર્થ **घटकर्मकक्रियावान् कुम्भकारः** એમ કર્તાને પ્રાધાન્ય આપનાર કહે છે, તો **कुम्भकारकर्तृको घटकर्मको व्यापारः** એમ ક્રિયાને પ્રાધાન્ય આપનાર માને છે.

તેમ વળી, 'અધ્યાહાર કર્તાનો હોઈ શકે ક્રિયાનો નહિં'—એ વચન પણ જરાક સંકોચથી સ્વીકારાશે. અધ્યાહારનો અને અનુક્તતાનો અહિં જરાક ભ્રમ થઈ ગયો જણાય છે. પૂર્વોક્તની પુનઃ અનુક્તિ હોય ત્હાં અધ્યાહારનો પ્રસંગ છે, નિતાન્ત અનુક્તિમાં અધ્યાહારના તત્ત્વને પ્રવેશ આપ્યો છે તે વાજબી નથી. ઉદાહરણથી સ્પષ્ટતા થશે:—

પ્ર૦—" મ્હારી જોડે અમદાવાદ કોણ કોણ આવશે ? "

ઉ૦—' નરોતમ, જગજીવન, અને વનમાળી, "

અહિં ઉત્તર વાક્યમાં 'આવશે' એ ક્રિયાનો અધ્યાહાર છે. પૂર્વોક્ત હોવાથી પછીથી કહેલા વાક્યમાં તે ખેંચીને આણાય છે—હે હેતુ અધ્યાહરણ થાય છે—માટે અધ્યાહાર—ઉત્તર વાક્યમાં કર્તાના શબ્દો ત્રણ છે, પણ ક્રિયાપદ શું છે તે આકાઙ્ક્ષા રહે છે,—કારણકે વિનતની બુદ્ધિ થાય છે,—એ આકાઙ્ક્ષાનો વિષય બને છે, તે બતાવનાર શબ્દનું અનુસંધાન પૂર્વોક્ત 'આવશે' એ ક્રિયાપદ સાથે થાય છે માટે અહિં ક્રિયાપદનો અધ્યાહાર સ્પષ્ટ થયો છે. અધ્યાહારનું લક્ષણ—**साकाङ्क्षाविषयपदानुसंधानम्** એમ છે, તે આ રીતે પ્રવર્તે છે. અનુસંધાન પૂર્વોક્તનું જ હોય, નિતાન્ત અનુક્તનું ના હોય.

આમ ક્રિયાપદનો પણ અધ્યાહાર સ્પષ્ટ રીતે બને છે. શાસ્ત્રીજીનો ઉદ્દેશ અધ્યાહારનો નહિં પણ અનુક્તતા—નિતાન્ત અનુક્તતાનો છે. કર્તા અનુક્ત રહી શકે, ક્રિયાપદ અનુક્ત ના રહી શકે—એમ મતલબ જણાય છે. ઉદા૦—" રામ લખે છે." એ વાક્ય લ્યો. હેને બદલે 'રામ' એટલું કહી ના શકાય પણ 'લખે છે' એટલું કહી શકાય, અર્થાત્ ક્રિયા અનુક્ત ના રખાય, કર્તા અનુક્ત રખાય પરંતુ ખરૂં જોતાં 'લખે છે' હેમાં કર્તા અનુક્ત નથી. પ્રત્યયમાં કર્તૃત્વનો અર્થ આવી જ જાય છે, અને કર્તૃવાચક શબ્દ 'રામ' તે કર્તૃત્વ ઉક્ત હોવાથી માત્ર પ્રાતિપદિકાર્થમાં જ પ્રથમામાં આવે છે,—એમ વ્યાકરણ શાસ્ત્રનો સૂક્ષ્મ સિદ્ધાન્ત વાજબી છે.

પણ ખરૂં જોતાં વાક્યપૃથક્કરણના પ્રકરણમાં 'ઉદ્દેશ્ય' અને 'વિધેય' એ વિભાગને પ્રસંગે કર્તા અથવા ક્રિયાની પ્રધાનતા અને ગૌણતાના પ્રશ્નનો પ્રસંગ જ આવતો નથી. એ પ્રશ્નનો સ્પર્શ કર્યા વિના તટસ્થ રૂપે જ, કર્તા અને ક્રિયા એ બન્નેને સમતોલ રાખીને—કોને ઉદ્દેશીને શો વિધિ થયો છે—એમ બન્ને પક્ષને સરખી દૃષ્ટિથી જ જોવામાં આવે છે. ઈ. સ. ૧૮૮૯ ના એપ્રિલના સુદર્શનમાં મ્હેં કરેલી સૂચનામાં કાંઈક આ હેતુથી જ નીચેનું વાક્ય મૂક્યું હતુ:—

" વાક્યરચના ( analysis ) માં 'કર્તા' ક્રિયા—એમ કર્તૃત્વ જોવાનું નથી, પરંતુ કોઈ વસ્તુ વિષે શું કહેવામાં આવ્યું છે તે જોવાનું છે તેથી જ 'ઉદ્દેશ્ય' અને 'વિધેય' એ શબ્દો યોગ્ય છે."

રત્નાગિરિ
તા. ૧૫-૯-૦૮

નરસિંહરાવ ભોળાનાથ.

# संगीतकी महत्ता अने स्त्रीयोने संगीत शिक्षणनी आवश्यकता.

( અનુસન્ધાન પૃષ્ઠ ૨૮૮ થી. )

કીડી, મકોડા અને મધમાખી કે ભમરા જેવા પ્રાણિઓમાં આવી શક્તિ થોડીક હોય છે એમ જણાઈ આવ્યું છે. એ શક્તિથી તેઓ ભક્ષ મેળવે છે અને જીવન નિર્વાહ ચલાવે છે. જે પત્થરો મહાન વજ્રમય ટાંકણીયોથી નથી ટકાતા તેવા પત્થરોને એક પ્રકારની સાદી કીડીઓ કોરી નાખી પોતાને રહેવા માટે દર બનાવે છે એ પત્થરના પરમાણુઓ જેટલી શક્તિથી પરસ્પર સંઘટ્ટ થઈ ગએલા હોય છે તે શક્તિના કરતા જરા વધારે શક્તિ પોતામાંથી અમુક ઝીણો—તીણો નાદ ઉત્પન્ન કરી તેમાંથી પ્રાપ્ત કરે છે. જેથી એ નાદથી એટલા જોરથી આંદોલનો—ઉષ્ણતા—વિજળી વગેરે થાય છે કે પેલા પરમાણુનો ભાંગીને ભુકો પોતાની મેળે થઈ જાય છે. એમ એક પછી એક પરમાણુઓ કહાડી, એ વજ્ર જેવી શીલા કોચીને, અંદર પોતાને રહેવાનું દર બનાવે છે. મધમાખી જે ગણગણાટ કરે છે તે જાણવામાં છે જ. એ ગણગણાટ ઘણી વખતે આપણા કાનને અસહ્ય થઈ પડે છે. મધમાખી એક પુષ્પ ઉપરથી બીજા ઉપર ને બીજા ઉપરથી ત્રીજા ઉપર ગણગણાટ કરતી ઉડી ઉડીને બેસે છે તે કાંઈ વ્યર્થ પરિશ્રમ કરે છે એમ સમજવું નહિ, પરંતુ જે ફુલમાંથી તેને મધ ખેંચી લેવાની મરજી હોય છે તે ફુલની કળીઓની આસપાસ ગણગણાટ કરી અનેક ફેરા મારે છે, ને પછી એ ગણગણાટ એટલે કે નાદથી, કળીઓની આસપાસમાં હવાના જે રજકણો હોય છે તેમાં આંદોલન ( મોજાં ) ઉત્પન્ન થાય છે, એ મોજાંથી ઉષ્ણતા ઉત્પન્ન થવાથી, એટલી ઉષ્ણતાથી ફુલની કળીઓ ખીલી ઉઠે છે, ને પછી મધમાખી અંદરથી મધ ચૂસી × લે છે ફુલની એવી કળીઓની આસપાસ, કોનસર્ટીના વાજામાં મધમાખીના ગણગણાટ જેવા સુર મુકી તેને બજાવવાથી કૃત્રિમ રીતે કળીઓ ખીલવવાના પ્રયોગો પાશ્ચાત્ય દેશોમાં અજમાવી જોવામાં આવ્યા છે

નાદની અસર અને શક્તિ આ રીતે જોતા ઘણી મહાન છે આ ભૂગોળ ઉપરના ગતિમાન વાયુઓ, સમુદ્રના મોજાં, વૃક્ષપલ્લવોમાંથી થતા શબ્દો, કોયલ, બુલબુલ. મોર, ચાતક, વગેરે પક્ષિઓના સુસ્વર અવાજો. વાઘ, સિંહ હાથી, ઘોડા વગેરે પ્રાણીઓના ગંભીર અવાજો, મનુષ્યો, તેની ભાષા, તેમણે બનાવેલાં વાજિંત્રો એ બધુ નાદમય છે નાદથી જ સર્વ વ્યવહાર ચાલે છે, ને તેની જ સત્તા જડ અને ચેતન જગત ઉપર પ્રવર્તિ રહી છે નાદમા જે શક્તિ છે તે જ શક્તિ સંગીતમાં છે. કેમકે, નાદની વિવિધ મૂર્ત્તિઓને બનાવી, અનેક પ્રકારની ભાવનાઓ–રસો ઉપજાવવા એ સંગીતનું કામ છે. માત્ર સાદા સાદા નાદથી આંદોલનો અને તેને પરીણામે વિજળી ઉત્પન્ન થઈ રૂધિરમાં ગતિ ઉત્પન્ન કરી શકાશે, એ જો કે ખરૂ છે પરંતુ ઉત્તમ સુસ્વરિત સંગીતથી હૃદય–અંતઃકરણ–બુદ્ધિ–વૃત્તિઓની જે વિશુદ્ધિ થાય છે, અને તે ઉપરનો મેલ, જે સરસ રીતે નીકળી જાય છે તથા તે ઉપરાંત અંતઃકરણ આત્મા-

× विकसित सहकारभार हारि–परिमल पुंजित गुंजित द्विरेफ. । (सुभाषित)

કાર થવાને જે લાયક થાય છે તે તરફ જોતાં સંગીતની એ શક્તિ મહાન છે. કેમકે અંતઃકરણાદિ દ્રવ્યો ઇથરથી પણ સૂક્ષ્મ છે. સંગીતની આવી અસરથી બુદ્ધિવાન કે સંસ્કારી મનુષ્યો વશીભૂત થઈ જાય એ તો સ્પષ્ટ જ છે, પરંતુ બીચારાં અજ્ઞાન પશુપક્ષિઓનાં મન ઉપર, અથવા તેમના માનસિક ભાવો ઉપર જાદુઈ અસર કેવી થઈ શકે છે એ વિષેના થોડાક ચમત્કારિક દાખલાઓ આપીશું.

જંગલી બીચારાં હરણો સંગીતનાં કેટલાં બધાં પ્રિય છે તે સર્વ પ્રસિદ્ધ જ છે. મીયાં તાનસેન જ્યારે પ્રથમ દિલ્હીમાં બાદશાહને મળવા ગયો હતો ત્યારે એ શેહેરમાં ગોપાળનાયક નામે વિખ્યાત ગવૈયો હતો. તાનસેને તેની પરીક્ષા લેવા સારૂ પ્રથમ એમ કર્યું કે ગામની બહાર પોતે રાગરાગણિઓવાળું સંગીત કરી જંગલમાંનાં હરણાં બોલાવ્યાં ત્યારે તાનસેને તે હરણોના ગળામાં પોતાની માળા પહેરાવી અને સંગીત બંધ કર્યું. આથી તે હરણો ભાનમાં આવ્યાં પછી જંગલમાં નાસી ગયાં. પછી એ વિષેની ફરીયાદ બાદશાહને કરી કે અમુક અમુક રીતે મારી માળા હરણો લેઈ ગયાં છે તે મંગાવી આપો. પછી બાદશાહે ગોપાળનાયક પાસે સંગીત કરાવી જંગલનાં હરણો બોલાવી, તેમાંથી જે હરણના ગળામાં તાનસેનની માળા હતી તે માળા લઇને તાનસેનને આપી દીધા વિષેની આખ્યાયિકા પ્રસિદ્ધ છે. આજે પણ જંગલમાં શિકારીઓ જાય છે ત્યારે સાથે સારંગી, તબલાં, સરણાઈ વગેરે વાજીંત્રો સાથે લઈ જઈ જંગલમાં વગાડે છે અને પછી તે સાંભળી આસપાસનાં હરણોનાં ટોળાં આવે છે કે તુરત તેમને તીર, બંદુક, ભાલાથી મારી નાખવામાં આવે* છે. બકરાં, ઘેટાંને પણ સંગીત પ્રિય થઈ પડે છે. નવાબ સિરાજ ઉદ્દૌલાને પોતાના બગીચામાં એવો અનુભવ થયો હતો. બુલબુલ પક્ષીને પણ સંગીત અતિશય પ્રિય થઈ પડેલાનો અનુભવ મીરઝાં મહમદ નામના વાંસળી વગાડનારને થયો હતો. ઉંદર, કરોળીયા, જેવા પ્રાણીયો સંગીતની અભિરૂચિ રાખનારાં જણાયાં છે. એ વિષે એમ કહેવાય છે કે ફ્રેંચના એક પ્રખ્યાત વઝીર લ્યુવેયને કોઈ કારણસર કેદમાં નાખ્યો હતો ત્યારે તે કેદમાં પોતાનો તમ્બુરો બજાવતો. તે તંબુરો જ્યારે જ્યારે વગાડતો ત્યારે ત્યારે તેની આસપાસ ઉંદરો, કરોળીયાઓ વગેરે ૧૦૦ સુધી પ્રાણીઓ સાંભળવા આવતા. મહાન્ વિષારી પ્રાણી જે સાપ તે નાદમાં કેવી રીતે તલ્લીન થઈ જાય છે તે પણ સર્વના જાણવામાં છે. મોર ઉપર સંગીતની જાદુઈ અસર થએલી મેં પોતે અનુભવેલી છે અને ખીજાઓને ખાત્રી કરી આપેલી છે. હું સને ૧૮૯૯ ના જુલાઈમાસમાં કચ્છ દેશમાં ગયો હતો. ત્યારે ત્યાંના રાજનગર ભૂજ શેહેરથી ૫ માઈલ ઉપર રૂપકેશ્વર માતાનું એક સ્થાન છે ત્યાં ગામના કેટલાક સારા સારા ગ્રહસ્થો સાથે ઉજાણીને માટે ગયો હતો. એ માતાના મંદિરની આસપાસ પર્વતનો કોટ મહાન કિલ્લા પ્રમાણે ગોઠવાઈ ગયો છે. ત્યાં બુમ પાડવાથી તેનો પડઘો બધે સંભળાય છે. માતાના મંદિર ઉપર વડનુ વિશાલ ઝાડ આવી રહેલુ છે. ત્યાં તે વખતે મોરની વસ્તી ઠીક હતી, સાંજ પડતી ત્યારે પર્વત ઉપરના બધા મોરો વડ ઉપર ચઢી આશ્રય લેતા. અમારૂં સંગીત હારમોનિયમ સાથે માતાની સન્મુખ ચાલ્યું. એક જ ગા-

* જુઓ કલાપીનું "વીણાનો મૃગ" એ કાવ્ય—આ લેખ વાંચનાર રસિકોને તે એક વાર વાંચવાની ભલામણ છે. (કાવ્ય માધુર્ય.)

યન ગાઇને બંધ રાખ્યું. પરિણામ એ આવ્યું કે, અમારા માથા ઉપરની વડની ડાળીઓ ઉપર ચડેલા બધા મોર "મીયાઓ મીયાઓ" કરીને જાણે વન્સમૉર, વન્સમૉર કહેતા હોય એવો અમને ભાસ થયો. વળી બીજું ગાયન ગાયું, બંધ રાખ્યું. પુનઃ બધા મોરલા બોલવા લાગ્યા. એમ લગભગ ૮–૧૦ ગાયનો ગાયાં. એ અરસામાં પર્વતની ઉપર જે બાકી રહેલા મોર હતા. તે પણ સાંભળવા દોડી આવ્યા. પછી તો દરેક ગાયનને આરંભે તથા અંતે મોરના શબ્દો થવા લાગ્યા. કેટલાક મોર તો વડ ઉપરથી નીચે ઉતરી અમારી પાસે આવવા લાગ્યા. આ બધું કેવળ સત્ય રીતે અનુભવી બીજાની ખાત્રી કરી આપી છે. એ દિવસે ભૂજના અમાત્ય અને પ્રસિદ્ધ ગુર્જર લેખક સાક્ષર શ્રી રણછોડભાઈ ઉદયરામ પણ હતા!! કુતરાં વગેરે પ્રાણીઓ ઉપર પણ અસર થાય છે. ઘણી વખતે ઘંટના રણકારાથી, ગધેડાના ભુંકવાથી, વાંસળીનો નાદ સાંભળવાથી કુતરાઓ ઉપર જે અસર થાય છે તે આપણા સર્વેના જાણવામાં છે જ.

મીસ્તર કૉરનિશ નામના સંગીત શાસ્ત્રીએ ઈંગ્લાંડની અંદરના પ્રાણી સંગ્રહસ્થાનમાં જઈ ત્યાંના જુદાં જુદાં પ્રાણીઓના પીંજરા આગળ સંગીતના અને વાદ્યના જે પ્રયોગો કર્યા તે બહુ નવાઈ ઉપજાવે તેવા હતા. પીકોલો નામના વાદ્યથી કોઇને પણ આનંદ થયો નહિ, પણ ક્રોધ જ થયો. ફ્લ્યુટ (બંસી–સરણાઈ) થી ઘણાંને મોહ થયો. અને ફિડલ–તંતુવાદ્યની અસર સર્વેને સરખી અને ચમત્કારિક થઈ. હરણ, ગાય, ભેંશો, જંગલી ડુક્કર, રીંછ, જંગલી બીલાડીઓ વગેરે પ્રાણીઓ પોતાના ઘાસવાળા બીછાના ઉપરથી ઉઠી, પાંજરાના સળીયા પાસે આવી, કાન ઊંચા કરી ઊભાં રહ્યાં. કેટલાંક પોતાના પાછલા પગ ઉપર ઊભાં થઈ પોતાના પાંજરાના કઠેરા ઉપર આગલા પગે ટેકો દઈ પાછલા પગે ટટાર ઊભાં રહી સંગીત સાંભળતાં હતાં. ઉત્તર ધ્રુવ તરફનું ધોળું રીંછ ઊભું થઈ આગલા પંજા પહોળા કરી પીંજરાના સળીયાની વચ્ચેથી પોતાનું નાક બહાર કાઢતું. બીજાં પ્રાણીઓ બહુ જ આવેશથી આમતેમ ચાલવા લાગ્યાં. ઓરાંગઉટાંગ વાંદરાનું બચ્ચું પગની એડીઓ માથા ઉપર મૂકી જમીન ઉપર બેસી, ઘાસની મૂઠીઓ ભરી હવામાં ઉછાળવા લાગ્યું અને જ્યાં સુધી સંગીત ચાલ્યું ત્યાં સુધી આનંદ અને અનુમોદનથી હસતું હતું. જંગલી ગધેડાં ફ્લ્યુટની અસરથી આવેશમાં આવી લાતો ઉછાળવા લાગ્યાં. એક ક્રૂર વાઘ વાયોલીનથી તદ્દન મોહિત થયો; પિકોલો નામનું વાદ્ય સાંભળવાથી આવેશમાં આવ્યો, અને ફ્લ્યૂટથી પાછો શાંત થયો. સામાન્ય રીતે મૃદુ અને ધીમું ગાયન તથા કોમલ સ્વરનાં ગાયનોથી વાઘને વિશેષ આનંદ થતો હતો. તીવ્ર અને કઠોર સ્વરનાં ગાયનથી ઘણાં ખરાં પ્રાણીઓ સ્પષ્ટ રીતે ચીડાઈ જતાં હતાં. બેસુરા ગાયનથી જાણે તેમને આંચકો લાગ્યો હોય તેવી રીતે ચમકીને તેઓ એકદમ પાછાં હઠી જતાં. સાપ, ગરોળીઓ અને વીંછી ઉપર પણ તેવી જ જાદુઈ અસર થએલી જોવામાં આવી!!

મનુષ્યો ઉપર સંગીત જે અસર કરે છે તે તો સર્વના જાણવામાં છે જ. પાષાણ જેવી કઠણ છાતીના, ક્રૂર, નીચ, દુષ્ટ મનુષ્યો સંગીતથી કેટલા બધા નરમ બની જાય છે તેના અનેક દાખલાઓ ઇતિહાસોમાં નોંધાયા છે. મહાન દુર્ગુણી રાજા હેનરી કે જેણે અનેક સ્ત્રીયોને મારી નાખીને તથા નસાડી મુકીને પોતાનો દુરાચાર પાર પાડ્યો હતો એવા વજ્ર

જેવા જંગલી પામર મનુષ્યને પીગળાવવાની ફતેહ સંગીતે જ કરી હતી. અલેક્ઝાંડર જેવા મહાન પુરૂષનો મિજાજ **ટીમોથ્યસ** નામનો બંસી વગાડનાર વારંવાર પોતાની બન્સી વગાડીને પોતાના હાથમાં રાખતો; ઘડીકમાં તેને તામસી સિંહ બનાવતો ત્યારે ઘડીકમાં તેને નરમ બકરી જેવો બનાવી દેતો. કોઈ એક મનુષ્યપશુ પોતાના પિતાનું ખુન કરવાના ઈરાદાથી હાથમાં તલવાર લઈ પિતાના શરીર ઉપર ચઢી બેઠો હતો. તે ખુન કરવાની અણી ઉપર હતો એવામાં **પીથાગોરસનો** શિષ્ય **એમ્પીડોકલ્સ** ત્યાં જઈ પહોંચ્યો અને સારંગીના હુન્નરથી તેને એટલો નરમ ઘેંસ જેવો બનાવી દીધો કે, તે ખુન કરવાનું ભૂલી ગયો. ઉમરે તંતુવાદ્યથી જંગલી અને છાકટા જવાન પુરૂષોને વશ કરી લીધા હતા. એવા એવા અનેક બનાવો ઇતિહાસોમાંથી મળી આવે છે.

સંગીત એ ઔષધની ગરજ સારે છે તે પણ જાણીતું જ છે. એને માટે બહુ ઉત્તમ શોધો થયા છે. દરદીઓને તો તે એક વિશ્રાંતિનું સ્થાન થઈ પડે છે અને દરદીઓ પોતાના દુઃખની વેદના ભુલી જાય છે. ગાંડાપણું કે ઘેલછા ઉપર તો સર્વોત્તમ ઉપાય સંગીત જ છે. કૂતરાઓનાં કરડવા ઉપર, સર્પદંશ, તાવ, બેહેરાશ અને પ્લેગનાં દરદો સંગીતથી મટી ગયાનાં અનેક ઉદાહરણો ઇતિહાસોમાંથી મળી આવશે. ચરક, સુશ્રુતાદિ વૈદકના ગ્રંથોમાં માનસિક રોગો સંગીતથી દૂર કરવા વિષે સ્પષ્ટ રીતે ભલામણ આપેલી છે. **પ્લેટો** કહે છે કે, સ્વચ્છ હવાથી જેમ શરીર શીતળ થાય છે તેમ સંગીત સાંભળવાથી મન સુશીલ થાય છે. અતિશય મહેનતથી મન ઉપર દબાણ થાય છે અને તેથી ક્લેશ થાય છે, એ દબાણ અને ક્લેશ સંગીતથી જ દૂર થઈ શકે છે. મરણ પથારીએ પડેલા મનુષ્યો ઉપર સંગીત રૂપી દવાનો પ્રયોગ કરવામાં આવતાં તેઓ મરણ પામતા બચી ગયાનાં પણ ઘણાંક ઉદાહરણો નોંધાયાં છે. ઈ. સ. ૧૭૦૭ માં **પારીસની** એક દવાશાળામાં કોઈ સારો ગવૈયો માંદો થઈને આવ્યો હતો. પ્રથમ તેને તાવ આવતો. પછીથી એ તાવ દિનપરદિન વધવા માંડ્યો. પછી તેને આંકડીઓ આવવા માંડી ને આખરે લકવાની અસર થઈને બેશુદ્ધ થઈ ગયો. ત્રીજે દિવસે બેશુદ્ધ હાલતમાંથી તેણે કોઈનો ગાવાનો સ્વર સાંભળ્યો. એથી તેને બહુ ખુશાલી ઉપજી, અને તેને સંગીત સાંભળવાની ઇચ્છા થવાથી ત્યાંના ડૉકટરે સંગીત સંભળાવવાની ગોઠવણ કરી. તેની અસર એ થઈ કે, તેની આંખો ઉઘડી ગઈ, ને ધીમે ધીમે સાજો થતો ગયો. પણ જ્યાં સંગીત બંધ કર્યું કે તુરત જ અસલ હાલતમાં આવી જઈ બેશુદ્ધ થઈ ગયો. આવા પ્રસંગ ઉપરથી જણાયું કે તેની મુખ્ય દવા સંગીત જ છે. જેથી ગત દિવસ અખંડ રીતે તેને સંગીત સંભળાવવાનું ચાલુ રાખ્યું. તે એટલે સુધી કે ત્યાં રહેલી મીડ વાઈફ કોઈવાર નજીવાં સંગીતો ગાતી તો તેથી પણ તેને અતિશય આરામ થતો. આ પ્રકારે અખંડ ૧૦ દિવસ સુધી સંગીત ચાલુ રાખવાથી તે તદન સાજો થઈ ગયો. આવા બનાવો આપણા દેશમાં ઘણા બન્યા છે. ભાવનગરમાં એક પ્રસંગે (સંવત ૧૯૫૭ માં) મ્હારૂં સંગીતવિદ્યા ઉપર મંગળ મેહેલમાં ભાષણ હતું. તે ભાષણ સાંભળવા આવનારાઓમાંથી એક પારસી ગ્રહસ્થ શેઠ દોરાબજીએ ભાષણ પૂરૂં થયા પછી તેમણે એક વાત આ પ્રમાણે કહી હતીઃ—મુંબાઈ ગાયનસમાજના પૂર્વના સેક્રેટરી **મી. મંચેરશાહ નારીએળવાળા** નામે એક ગ્રહસ્થ ગાયનના પૂર્ણ શોખીન હતા. તેઓ એક પ્રસંગે સખત માંદગી ભોગવતા મરણ પથારીએ પડ્યા હતા.

તેમને એવી ભયંકર સ્થિતિમાં સંગીત સંભળાવવાનું શરૂ કીધુ. આથી સંગીતની મૃત્યુંજય માત્રાની પેઠે જાદુઈ અસર થઈ. તેઓ એ ભયંકર માંદગીમાંથી સંગીતના પ્રતાપથી સારા થયા અને પછી ૧૫ વર્ષ જીવ્યા. એ ગૃહસ્થ પોતાની ૬૫ વર્ષની ઉમ્મરે શીક પડ્યા હતા કે જે વખતે ઉપલો પ્રયોગ અજમાવવામાં આવ્યો હતો.

મનુષ્યના શરીર અને માનસિક વ્યાધિઓ ઉપર સંગીતની જે સર્વોત્તમ અમર થાય છે તેની ઉપપત્તિ (થીઅરી, ખુલાસો) સત્ય છે સ્ફેગ્મોગ્રાફ યંત્ર જ્યારથી શોધાયું ત્યારથી તો એ વાત બહુ જ સ્પષ્ટ રીતે સમજી શકાઈ છે. એ યંત્ર માણસના હાથની નાડીને લગાડતા, નાડીમાં ફરતા લોહીના ધબકારાથી જે ફેરફાર થાય છે તે સ્પષ્ટ જણાઈ આવે છે, તે ઉપરથી સિદ્ધ થયું છે કે, બળવાન મનોવિકારોથી હૃદયના ધબકારા વધે છે, અથવા ઘટે છે અને તેથી લોહીના ફરવા ઉપર અસર થાય છે ભયને લીધે કુમળા બાળકોની નાડી એકદમ ધીમી પડી જાય છે તથા વખતે કેવળ બંધ થઈ જાય છે જે મનોવિકાર મનુષ્યના મુખ ઉપર જોતા જાણી શકાતા નથી તે મનોવિકાર આ યંત્ર ઉપરથી જાણી શકાય છે. એ ઉપરથી એમ સમજાયું છે કે, સંગીતથી હૃદયના ધબકારા વધે છે, ને તેથી રુધિરાભિસરણનો વેગ વધે છે, તેથી મગજમાંના તથા શરીર ઉપર ફેલાયેલા જ્ઞાનતંતુઓ ઉપર અસર થવાથી તે ઉત્તેજિત થઈ જાગ્રત થાય છે વાજીંત્રમાંથી ઉત્પન્ન થતા સંગીતથી કે જે સંગીતમાં શબ્દાર્થનો કશો સંબંધ હોતો નથી એવા સંગીતના કરતા કવિતા રૂપ અર્થ-જ્ઞાન પ્રધાન ગાયનોથી લોહીના ફરવાનો વેગ અતિ વધે છે આનંદજનક ગાયને કરતા કરુણરસ પ્રધાન ગાયનોથી લોહીની ગતિ ધીમી પડી જાય છે. જુદા જુદા મનોવિકારને અથવા રસોને ઉત્પન્ન કરનાર સંગીતોથી રૂધિરાભિસરણ ઉપર જે અસર થાય છે તેના કરતા તો તે એક જ પ્રકારના મનોવિકાર અથવા રસને જ વિશેષ ઉત્પન્ન કરનાર સંગીતથી અતિશય અસર થાય છે આ ઉપરથી એક ઇન્દ્રિય વિજ્ઞાનશાસ્ત્રી તો એટલે સુધી કહે છે કે, દર મહિને દરેક મનુષ્યે ત્રણ વખત સંગીત અવશ્ય સાંભળવું જ જોઈએ લંડનની મહોટી મહોટી દવાશાળાઓમાં સંગીતના પ્રયોગો અનેક દરદીઓ ઉપર અજમાવી જોઈ સારા ગયો લખાયા છે. હટર નામના ડાકટરે અપંગ, દુખાળા, વગેરે વગેરે રોગીઓને માટે પીયાનો નાખી સંભળાવવાની ગોઠવણ કરી તથા સ્ત્રીઓના કંઠથી સંગીત કરાવી ઘણા દરદીઓ સાજા કર્યા છે. આ બધા પ્રસંગોમાં રોગી પોતાની જાતનું ભાન ભૂલી જઈ, હૃદયને સ્વરોના અદ્વિતીય આનંદથી આનંદ સમાધિ પ્રાપ્ત થતા રોગી નિદ્રાવશ થાય છે, કે જે સ્થિતિમાં તેને દુઃખનું અભાન અને આનંદમય શાંતિનું ભાન જ થવાનો સંભવ રહે છે આ સ્થિતિ ઘણા વખત સુધી રહે એટલે રોગીના શરીરમાં ઓજસ-આદેલનો, તેથી ઉષ્ણતા, અને તેથી વિજળી જેવી શક્તિઓ પ્રકટ થઈ તેના ખીજને તથા મનના મેલને બહાર કહાડી નાખે છે.

અવાજથી હવાના રજકણોમાં ધ્રુજારીઓ ઉત્પન્ન થાય છે તે તરફ લક્ષ આપતા, આપણા લોકોમાં જાહેર મેળાવડાઓ કે સાર્વજનિક પ્રસંગો વખતે તથા જનોઈ, લગ્ન, વગેરે પ્રસંગે જે વાજાં વગાડવામાં આવે છે તેનો કેટલો બધો ઉપયોગ છે તે સમજી શકાશે એવા પ્રસંગોમાં માણસોની ગીરદી અતિશય હોય છે, ને તેમાં વળી જો ગરમીની રૂતુ હોય છે ત્યારે

સંગીતની અસર આ પ્રમાણે અસાધારણ છે. મન અથવા ચિત્તની એકાગ્રતા માટે તેનો મહાન ઉપયોગ છે. ચિત્તને મારવું બહુ અઘરૂં છે, અને તેને મારવા માટે અનેક ઉપાયો છે. હઠયોગ પ્રદીપિકા જેવા ગ્રંથોમાં કહ્યું છે કે, ચિત્તની એકાગ્રતા થવા માટે શ્રી આદિનાથે સવા ક્રોડ ઉપાયો બતાવ્યા, પરન્તુ એ બધામાં **નાદાનુસંધાન** એ ઉપાય જ શ્રેષ્ઠ છે

श्री आदिनाथेन सपादकोटिलय प्रकाराः कथिता जयति
नादानुसंधानकमेकमेवमन्यामहे मुख्यतम लयानाम् ॥ ६६ ॥

આજ ઉપાય શ્રેષ્ઠ શા માટે તે વિષે આમ કહ્યું છે—

इन्द्रियाणां मनो नाथो मनोनाथस्तु मारुत ।
मारुतस्य लयो नाथः स लयो नादमाश्रित ॥ २९ ॥

એટલે કે, બધી ઇન્દ્રિયોનો નાથ (પ્રવર્તક) મન છે. મનનો પ્રવર્તક પ્રાણ છે અને પ્રાણનો પ્રવર્તક તે મનનો **લય** છે. એ લય નાદને આશ્રિત છે. અર્થાત્ નાદમાં મનનો લય થતો હોવાથી, મનની તમામ વૃત્તિઓને રોકી નાખવા માટે નાદાનુસંધાન એ ઉપાય યોગી મહાત્માઓએ બહુ જ સહેલો ગણેલો છે આ ઉપરથી જ ગાયનની તારીફ કરતા એક શાસ્ત્રે લખ્યું છે કે—

जपात्कोटि गुण ध्यानं ध्यानात् कोटि गुण लयः ।
लयः कोटि गुण गानं गानात् परतर न हि ॥

**જપ** કરવા કરતા, જેનો જપ કરવાનો હોય તેનું **ધ્યાન** કરવું એ કરોડ ગણું સારૂં છે, એ ધ્યાનના કરતા મનની વૃત્તિઓનો **લય** કરવો એ વિશેષ સારૂં છે, એ લયના કરતા વળી **ગાયન** વિશેષ ગુણવાળું સમજવું. કેમકે, ગાયનથી મનનો લય તુરત થઈ જાય છે, તેથી ગાયનથી વિશેષ કશું નથી

(અપૂર્ણ)

ગણપતરાવ ગોપાળરાવ

## *INDIA'S SALVATION.*

We are now in a period of transition Our ruling powers have still an equivocal character, they are not in real harmony with industrial life, are in all respects imperfectly imbued with the modern spirit Besides, the conditions of the new order are not yet sufficiently understood The institutions of the future must be founded on sentiments and habits, and there must be the slow growth of thought and experience The solution, indeed must be at all times largely a moral one; it is the spiritual rather than the temporal power that is the natural agency for redressing or mitigating most of the evils associated with industrial life.

An economic reorganisation of society implies a universal renovation, intellectual and moral no less than material The industrial reformation for which (Western Europe) groans and travails and the advent of which is indicated by so many symptoms—though it will come only as the fruit of faithful and sustained effort—will be no isolated fact, but will form part of an applied art of life, modifying our whole environment, affecting our whole culture, and regulating our whole conduct—in a word, directing all our resources to the one great end of the conservation and development of Humanity

—*Ingram's History of Political Economy.*

# લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતીશાળાનો માસ્તરો, (૬) તળાટીઓ તથા (૭) માસિક રૂા. ૨૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂા. ૨-૦-૦ (પોસ્ટેજ સાથે)

**ઉછરતી લાઈબ્રેરીઓને ખાસ બક્ષીસ:** નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરનો) રાજ્યના આશ્રય વિનાની લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે. માત્ર પોસ્ટેજ વગેરે ખર્ચના રૂા ૦-૬-૦ મોકલવા કૃપા કરવી. બીજા વર્ષમાં, રૂા ૦-૧૨-૦; ત્રીજામાં રૂ. ૧-૪-૦.

| | |
|---|---|
| અન્ય સર્વ માટે વર્ષ એકના | રૂ. ૨-૮-૦ (પોસ્ટેજ સાથે) |
| છૂટક નકલ ન્હાના અંકના | રૂ ૦-૪-૦ „ |
| „ મ્હોટા અંકના | રૂ. ૦-૬-૦ „ |

---

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે.

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૪ કોઈ પણ લેખનું અસલ લખાણ-એ લેખ "વસન્ત"માં દાખલ કરવાનો મા કર્યો, હોય કે ન હોય-પણ એ લેખકને પાછું મોકલવાને અમો બંધાતા નથી.

---

## ગ્રાહકોને વિનંતિ.

વર્ષ આખર સુધી લવાજમ ભરી દેવાનું મુલતવી ન રાખતાં, તુરત તે ભરી દેવાની અમારા ગ્રાહકોને વિનંતિ છે. કારણ કે સર્વ પત્રોનો રિવાજ અગાઉથીજ લવાજમ લેવાનો હોય છે—અને એ રિવાજથી પરિણામે ગ્રાહકોનેજ લાભ થાય છે કેમકે પ્રેસ વગેરેનાં બિલ વહેલાં ચૂકવાય તો ખર્ચ ઓછું આવે છે, અને ઓછું ખર્ચ એ ગ્રાહકોનેજ ફાયદાકારક છે

વ્યવસ્થાપક

---

## "પ્રકાશિકા."

પ્રગટ કરનારાઓ મેસર્સ ટી. ડી. અંકલેશ્વરીઆ સન્સ. ફોર્ટ પ્રીંટીંગ પ્રેસ, મુબાઈ, અને સઘળા જાણીતા પુસ્તકો વેચનારાઓ મારફતે મળશે. કીમત રૂ. ૧-૪-૦. ટપાલ ખર્ચ આનો ૦)-ના વધુ.

એજ કવિનાં આગલાં પુસ્તકો કાવ્યરશ્મિકા (ઘટાડેલી કીમત રૂ. ૧-૮-૦) અને વિલાસિકા (કીમત રૂ. ૧-૮-૦) ની માત્ર થોડીજ નકલો બાકી છે, જે પણ ઉપલા ઠેકાણાઓએ મળશે (૧—૩)

---

# वसन्त.

इद सत्य सर्वेषा भूताना मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमय पुरुषो यश्चायमध्यात्म सात्यस्तेजोमयोऽमृतमय
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिद ब्रह्मेद सर्वम् । उपनिषद्

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् ।
भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्या न प्रमदितव्यम् । उपनिषद्

વર્ષ ૭, અક ૮. [ માસિક. ] ભાદ્રપદ, સવત્ ૧૯૬૪.

## આર્ત્તસન્દેશ

૧.

આજ ચકોર તણિ નિરખુ ચન્દા સલુણિ
ચન્દા તુજ મનમા નહીં પેખે મળિયા અગુણિ

૨.

વતિ ચાતક ચિત્ત ચિન્તવુ વાદળિ વરસે બુંદ—
પણ નમેઘ ચાલિ ગઈ વિખરાઈ જેમ ન સધ

૩.

વન વન નાચુ હુ મોરલો ઘણા માણ્યા મન,
પણ દરસન દુર્લભ થયુ મેહુનિ નહિ પગમન

૪.

તુજ રસ કારણ ભ્રમર આ ભ્રમણ કરે સર્વત્ર
રમણી–કુસુમ છુપાય ના દેવા દુ ખ શુ અત્ર ?

૫.

મીઠલડા ટહુકા કરી, કોયલડી દિલ ડંખિ,
કાં ઉડિ ઉડિ આછતી થતી, ફટ ભુંડી અલિ પંખિ.

૬.

દૃષ્ટિકિરણ થકી ફુટે હૃદયતંતુ અંકુર,
કોમળને કુંથાળ એ, એ પણ જીવન દૂર.

૭.

હજુ અમિ પુરિ પીધી નથી, અધર ખેંચિ કાં લીધ ?
વિના વાંકે વિધુવદનિ કાં, આમ છેહ અલિ દીધ.

૮.

હોય ભલે સાયુજ્ય નહિ, નહિ સામીપ્ય ઘડીક।
સમાન રૂપ આલોકવા, ક્ષણ દરસન તો ઠીક.

૯.

તુજ કારણ તુજ સખિ થકી હૃદય અર્દ્ધ લઈ દીધ,
ખંડે ખંડ થતાં ઉભય, હવાં સુનાં કાં કીધ ?

૧૦.

રેમણી સ્વતંત્રતા તું–મા, થયો હું યોગી લીન;
કઈ કંઈ તત્ર પ્રપચ ગમિ બદલ્યો સરણ પ્રવીણ.

૧૧.

હાવાં કાં મધુરી કુસુમ ચોકિ ચોકિ દેખાડ,
પરવશતા પ્રિય કાં કહે કાં પ્રિયતમુથિ ન લાડ ?

૧૨.

નથી છુટાવાતું હવે, બાંધ્યા જકડી બંધ,
તુટે તોડતાં, ખેંચતાં ખેંચાયે સૌ સંધ.

તા. ૨૨–૭–૯૫. હરિલાલ હર્ષદરાય ધ્રુવ.

# પ્રિય-પરાજય.

## પદ.

હું તો હાર્યો હાર્યો—રસીલી હું તો હાર્યો હાર્યો
હાર્યો, હાર્યો, હાર્યો, હાર્યો, હાર્યો, તેં છત્યો તેં હાર્યો ! હું૦

અધીરી અધીરતાથી, મધુરી મધુરતાથી
રસે, રૂપે, ગુણે સમુજ્વળે તુંથી રમણી સર્વાંશે હાર્યો !
હું તો૦ ૧

ભલે, દંડ, દયિતે દેની ! બન્ધન બાંધી ચાલ તે કે'ની !
હવે, આ હૃદય નયન, સુઝન, રિઝન ! શું કહું ? હાર્યો, હાર્યો !
હું તો૦ ૨

મારું મન માન્યુ માનિનિ વ્યોમ ઝળકાવ દામિનિ
હરિ હરિ છોડ ન દિલ તલમાવ ! રહો અન્યે હુજમા
હાર્યો !! હું તો૦ ૩

કાં કે' મન બીજુ માને, હું તુ અલી એક છતા તે—
અહહ માયા મોહિની પ્રકૃતિ હગ્નિી લીન હું-મા !
પ્રેયસીએ હાર્યો !! હું તો૦ ૪

ચરિત્ર તું-માટ મલૂણી ! અવતાર એ સારું કહેની
તું તું મમ રાધા, હરિ હું, કુમુદા તું મુજ ચંદ્ર ગગને રઝણું
હાર્યો ! હું તો૦ ૫

તા. ૧૭-૨-૯૫. હરિલાલ હર્ષદરાય ધ્રુવ.

## સ્વપ્ન.

( ખંડ હરિગીત. )

તિમિર સૌ સ્થળ રાત્રિએ
વિશ્વમાં પ્રસરાવિયુ
વિશ્વ સૂતું શાંતિએ
ઉલૂક કિંતુ જાગતું.

આતપે તપી તરૂ સૂતા
ચળકતા ઉડુ વ્યોમમાં
બાંગવા તમ ઇચ્છતા
કૂદે વીચિથી નદીનીરમાં. ૨

શાંત વ્હે જલ સરિતમાં
ફૂંકતો હિમ સમીરણ—
ગાયના ખગ વૃક્ષમાં
ત્હેનુ જણાય ન કારણ. ૩

કૈં ઊંડા વિચારમાં
હું ડૂબ્યો નદીતટ પરે;
એ ઊંડા અંધારમાં
કૈં રૂદનરવ હું સાંભળું. ૪

( ખંડ શિખરિણી )

ઘન તિમિર ચોપાસ દીસતું
નિરખું નહિ ત્યાં કોઈ રડતું કે
રૂદન શ્રવણે હોય પડતું

( ખંડ હરિગીત. )

નદી તીર વિચરનો પરે. ૫
અનિલથી હિમ ધ્રૂજતી
નયનથી જલ સારતી

( હરિગીત. )

બેઠી કો નદીને તીર
દેખાય નારી પતિહીન. ૬

( માલિની )

શિરસિજ વિખ રેલા
માતરિશ્વાથિ ત્હેના

( કઘોર )

ઘઘેર નાદે ગાજે ગભીર
ચપળ સરિત જળમાં મીન ૭

સૂતેલું ઉછંગે બાળ
જાણતું તાતનો ના કાળ
હસતું ત્હેનું મુખ જણાય
માતાનું હૃદય બળી જાય ૮

બાજે વિરહાગ્નિની જ્વાળ
જાણે ક્યાંથી પણ એ બાળ!
એરો નહીતર ત્યાંથી દૂર
સુણું ફરી એ રૂદનનો સૂર

( ખંડ હરિગીત )

"ક્યાં ગયો પ્રિય નાથ તું?
મૂકી તુજ પ્રિય દારને—
વિરહવન્હિથી બળી જતું
આ હૃદય કેમ ન તું જુએ? ૧૦

"તુજ અધીન શરીર આ
વિરહથી ક્યમ જીવશે?
પ્રેમપાનથી મૃદુ લતા
ઉછેરી તે સૂકી થશે ૧૧

"રડતું મૂકી કુમુદને
પ્રિય નિશાપતિ ક્યાં ગયો?
દુભવવા તુજ દારને
સંતાઈ મેઘે ક્યમ રહ્યો? ૧૨

"વિષમય ભૂષણ થયાં
દુઃખમય જીવન થયું
તું જતાં સુખ સૌ ગયાં
રહી દુઃખમાં રહું છું ૧૩

"વિદાય થઈ ક્યમ ખીજવે ?
રે સમીરણ ! ચંડ તું !
કૈં અનિષ્ટ ન તુજ કર્યું
વૈરી થયો મુજ કેમ તું ? ૧૪

"ઉડુ ગણો ! મુજ નાથને
વિનવી કહેજો સર્વ આ
'દીન પ્રિયા પર રોષને
કરવો ઘટે ન ત્હને જરા' ૧૫

"દૈવ ! શું દીધું દુઃખ આ !
ત્હેં અનાથ કરી મ્હને,
હૃદયથી ક્યમ તજી દયા
ઝડપી લીધો મુજ નાથને ? ૧૬

"શ્યામ મુજ જીવન થયું,
ગતિ આ પણ શ્યામ છે,
નદીસલિલ છે શ્યામ શું—
કરૂ એકઠા તે સર્વને ૧૭

"અંકમાં હું તુજ નદી !
સોંપું છું મુજ જાતને
પોષજે રક્ષણ કરી
આશ્રિત જે છે તુજને ૧૮

"ગુપ્ત મુજને રાખજે
તાહરા ઊંડા જલે
પતિમાર્ગ ત્યાં દેખાડજે
હવે હસે લોકો ભલે" ૧૯

(અનુષ્ટુપ્)

નદીમાં તે પડી કૂદી ઊંડા જલે ગઈ ડૂબી,
ઊપાડી બાળને લેતા—ત્યમ એ જાય છે ઊંડી. ૨૦

હિમ્મતલાલ જગન્નાથ પચોળી.

## અન્વેષણસિદ્ધિ.

ચન્ડો મીઠો પવન સુરભિ આવતો આંખ ઘેરે,,
ઝીણું ગાતું ઝરણું સરતું શાન્તિની છાંય પાડે;
કો કોકિલા મધુરવ ભર્યા કણ્ઠથી “ કૂ ” કહેતી,
આછા નીલા ઘનપટ મહિ કંઈક ચિત્રો જણાય.

એ મધ્યાન્હે સરિત તટ છે કો પથિક શ્રમિત
અંગ્યાં કાન્તિ શરીરફુરતી વિદ્વતાથી ભરેલી
કિન્તુ ચિન્તા મુખ પર દિસે, ચિત્ત ઊંડુ રડન્તું
ને સાહિત્યો કંઈ નહિ મળે કબલા એક લોટો.

“ શું અર્થે આ પથિક ભટકે શી દશા આ થઈ છે ?
શું આપત્તિ તવ પર પડી શુ વિધિના પ્રહાર ?
આ એકાન્તે ભ્રમણ કરતાં સાધવું શુ અરે છે !
આને વેશે ભટકી ભટકી અન્તમા સાર શો છે ?

“ સોધે શું તુ ચપલ અબલા વિષ્ણુની જેહ નારી ?
કે તું શોધે સહુ ઉગરથી મિત્ર તારો વિયોગી ?
શોધે વા તુ પ્રિયતમ પ્રિયા કોઈ છોડી ગઈ જે ?
કે શોધે શું કઈક અહિંયા હસ્તથી જે ગયું છે ?

“ શાને પન્થી તવ હૃદયને આમ સંતાપતો તું
શા સારૂ તું ભટકી ભટકી દેહને કષ્ટ આપે
આ જુવાની તવ ફરી કદી ના' વશે રે પથીક
શાને છોડી જગત ભ્રમણા બ્રહ્મધ્યાને ન લીન !

“ રે રે વ્હાલા શ્રમિત બહુ તું પર્ણકૂટી અમારી
આવી તેમાં વિરમ ઘડી તો શાન્તિને પામશે તું

જો કંઈ થોડા ફુલસમૂહ તે ખાઇને તૃપ્ત થા તું
ને આનન્દે દિવસ સઘળો જ્ઞાનગોષ્ઠે જશેરે."

•

ધીમે ધીમે ચરણ ઉપડ્યા પર્ણકૂટી ભણીએ,
બન્ને બેઠા કઈક વદવા જાય છે એ યુવાન;
કણ્ઠાશ્લેષ દૃઢતર થયું કામિનીનુ અરે ત્યાં
મૂકે ના એ ડસ ડસ રૂવે અશ્રુથી છાતી ભીંજી.

"વ્હાલા મારા દિન બહુ ગયા જાપ તાગે જપન્તા
સર્વે યુક્તિ અફળ બનતા આ દશા હા થઈ છે,
લીધો ત્યારે શરીર દમવા ભીમ સંન્યાસને આ
ને યોજ્યુ મેં મલિન મન આ બ્રહ્મધ્યાન સમેત."

"હા હા વ્હાલી ગુરુ થઈ હવે આજથી માહરી તુ,
क्षन्तव्योऽहं दयितप्रणये શીર્ષ પાદે ધરું છું.
આ કુટીમા વસિશુ સખિ હો ઈશનુ ગાન ગાતા.
ને આત્માને, ભજન કરતા યોજશુ ઈષ્ટ માર્ગે."

નાઇરોબી, બ્રિટિશ ઇસ્ટ આફ્રિકા }
તા. ૧-૯-૦૮

"વિનાયક."

---

## અમારો અભિલાષ.

### (વૃત્ત—મિશ્ર શિખરિણી.)

૧.

પરભૃતે! છાની, શરીર તવ છે શ્યામલ છતાં
મધુરા મન્ત્રો આ, પિયૂષઝરણાં માત્વિક થતા

અમી દીધું ચન્દ્રે ?
હરી સત્વે દેવે ?

પરંતુ ઓ દેવી!, જગ, કદરહીનુ નવ ઘટે
ત્હમારો મોઘેરો, ગીતરવ કદિ વિફલ થશે.

૨.

અનેરૂં વ્હાલેરૂં, કલરવ થતાં કોમલ સુરે
હમારૂં તો હૈયું, ગજગજ વિલાસે ઉછળી રહે

અવનવી ભરી મોહિની હશે
જગ સમજવા એ શિશુ દીસે

નિકુંજો ને ભાનૂ, ઘન, પવન ને, સાગર થકિ
ઝીલાયેલા મન્ત્રો, નવ નવલ રૂપાંતર ધરિ.

૩.

કરે રક્ષા વિશ્વે
વિના પ્રત્યાદાને

તથાપિ કલ્યાણી! હૃદય ધર ઇચ્છા ઝુગરની
શિખ્યાં સાધુ વાણી, શું કંઈ તમને ઇલ્મ જડી

૪.

બતાવો એ બુદ્દી
બીજી તૃષ્ણા મુકી

મુજ ગુરૂ ત્હમે બ્હાલપરૂડા
ચરિત રૂચિર સદ્દગુણ ભર્યાં'

દિપાવો આપો એ, હૃદયપુનિતે ! છાપ જ છતી
ગુરૂ મન્ત્રો ધ્યાને, શરમ વિણ ભિક્ષા મન ધરી

૫.

ગુરૂ! સાન્નિધ્ય' દેવી! હૃદય મમ છે પુનિત બન્યું
ઉંડો ઉંચે ચાલ્યો, તમશું અમને આશ્રય મળ્યું
ચીરું સ્નેહાળુ, નવ જગ રૂડું ઉન્નત ઉંડું
અને મર્મ ધોરો, જગ પર શિખીને ઠવવોંશું.

"વિજ્ઞાનભિક્ષુ."

# પ્રેમાનંદનું સુદામાચરિત્રનું વાંચન અને વિવેચન.

તા. ૧૯,મીની સાંજરે પ્રેમાભાઈ હૉલમાં સાડાપાંચ વાગે—રા. રા. કવિ ન્હાનાલાલ દલપતરામે કવિવર પ્રેમાનંદ વિરચિત સુદામાચરિત્ર વાંચ્યું હતું તે પ્રસંગે વિદ્વદ્વર્ય સાક્ષર શ્રીયુત કેશવલાલ હર્ષદરાય ધ્રુવ બી. એ. પ્રમુખ સ્થાને—બીરાજેલા હતા. તેમના ભાષણનો ટુંકામાં સાર નીચે પ્રમાણે છે.

શરૂઆતમાં પ્રમુખે કહ્યું હતું કે આજે આપણે અમદાવાદના લોકોએ આનંદ પામવો જોઈએ કારણ કે આપણને રા. નવલરામભાઇએ શામળના છપ્પામાં આનંદ માનનારા કહ્યા હતા તેમાંથી આપણે હવે પ્રેમાનંદના અનુરાગી થયા છીયે.

વળી બીજું કારણ એ છે કે જે વખતે શામળની કવિતા સારી કે પ્રેમાનંદની તે વિષયની ચર્ચા ઉત્પન્ન થઈ હતી તે પ્રસંગે અમદાવાદમાં કવિ દલપતરામભાઇએ આપણને અહીંઆં કવિ શામળના છપ્પા વાંચી સંભળાવ્યા હતા. અને આજે તે જ સોસાઇટિના મકાનમાં આપણને તેમના જ ચિરંજીવી પ્રેમાનંદની કવિતા સંભળાવશે. વળી તેમણે કહ્યું હતું કે આવાં વાંચન આ પ્રથમ પ્રસંગે જ નથી કારણ કે આપણને વિદિત છે કે પ્રેમાનંદ તથા દયારામ ભાઈના શિષ્યો તેમનાં કાવ્યો ઘણા લોકોને એકત્ર કરીને ગાતા હતા.

આટલું કહ્યા પછી પ્રમુખે રા. ન્હાનાલાલને સુદામાચરિત્ર વાચવાનુ સૂચવ્યા પછી, તથા કવિનું વાંચવાનું કાર્ય પૂર્ણ થઈ રહ્યા પછી ગ. ગ. કેશવલાલભાઇએ નીચે પ્રમાણે તેમનું પ્રમુખ તરિકેનું ભાષણ સમાપ્ત કર્યું હતું.

શરૂઆતમાં હેમણે નરસિંહ મહેતાનું અને પ્રેમાનદનું ×સુદામાચરિત્રની મરખામણી કરી હતી. નરસિંહ મહેતા ભક્ત હોવાથી તેમણે તેમના કાવ્યમાં સુદામાજીને ફક્ત ભક્તની દૃષ્ટિથી જ જોયા છે અને તે કાવ્ય ભક્તિરસનો જ જમાવટ કરે છે, જ્યારે પ્રેમાનંદ બહુધા વ્યાવહારિક કવિ હોવાથી તેણે તેના કાવ્યમાં સુદામાજીને તેવી રીતની પાત્રતામાં આલેખ્યા છે. હવે આ કેમ કીધું છે તે આપણે આગળ જોઈશુ. કાવ્યમાં હમેશાં ૧ વસ્તુ, ૨ રસ, અને ૩ પાત્ર આ ત્રણ બાબત ઉપર લક્ષ આપવામાં આવે છે.

૧. પ્રેમાનંદે વસ્તુ તો બહુધા ભાગવતમાંથી જ લીધી છે. પરંતુ તેમાં પણ ઘટતો ફેરફાર કીધો છે.

૨. રસની જમાવટ વિષે સમય ન હોવાથી એટલું જ કહેવું બસ થશે કે દરેક તેનો વાચક તરત જ તેમાં રસની જમાવટ કેવી થાય છે તે જાણી શકશે.

---

× તેમણે જણાવ્યું હતું કે બીજાં સુદામાચરિત્ર પણ છે પરંતુ આ બે જ પ્રસિદ્ધિમાં આવેલાં છે.

૩. હવે આપણે પાત્ર તરફ દૃષ્ટિ કરીએ.

આ કાવ્યમાં મુખ્ય ત્રણ પાત્રો છે. સુદામો, કૃષ્ણ, સુદામાની સ્ત્રી. સુદામાએ છે. તેની બાલ્યાવસ્થામાં કવિ તેને બાળક તથા કૃષ્ણ ઉપર સખા, સમપણાના જણાવે છે. પણ ગોરાણીની હોણી લાવવા વગેરે અલૌકિક—કાર્ય જોવાથી કૃષ્ણ તેનો ભાવ ઈશ્વર તરીકેનો થતો જાય છે. યુવાનીમાં પણ તેમનામાં કૃષ્ણના રહે છે અને ગૃહસ્થાશ્રમમાં પણ તેમનું મન સન્યાસી રહી શકે છે. પછી કૃષ્ણને છે, ત્યાંથી કૃષ્ણની કૃપા થાય છે. પણ હજુપણ તેમનામાં પૂર્ણ ભક્તપણું—આવ્યું તેથી કૃષ્ણમાં તેઓ સોબતીપણું જુએ છે. પણ જ્યારે ઈશ્વરકૃપા પૂર્ણ થાય છે ત ગયા પછી ભક્તિપૂર્ણ જોસમાં પ્રકટે છે.

બીજું પાત્ર શ્રી કૃષ્ણનું છે. તેઓમાં ઈશ્વરી ભાવ કવિ કેવી ખૂબીથી પ્ર ઉભારે છે તે જોઈએ. બાળક અવસ્થામાં પોતાનો ચમત્કાર બતાવે છે અને પોતાની પાસે આવે છે, ત્યારે પણ તેને લોભ, મોહ ઈત્યાદિકથી દૂર રાખશે; આગ્રહ ત્યાગ કરતા નથી, પણ પોતે જ્યારે ભક્ત—સુદામાની તૃષ્ણા મટી જ પોતાનો પૂર્ણ ઈશ્વરકૃપા રૂપી પ્રસાદ તેને મુઠી તાંદુલને બદલે આપે છે.

આ પછી ત્રીજું પાત્ર સુદામાની સ્ત્રીનું છે. એ સ્ત્રી પતિને ઈશ્વર રૂપ ગ ઓ છે માટે માયાને ઈચ્છે છે, અને જ્યારે કૃષ્ણકૃપાથી માયા મળે આનંદથી ઈશ્વરરૂપ જ માને છે.

# "હૃદય ત્રિપુટી"—એક પ્રશંસા.

"કલાપીનો કેકારવ," "એટલે સંસ્થાન લાઠીના સ્વર્ગવાસી ઠાકોરસાહેબ સુરસિંહની કવિતાનો સંગ્રહ" જેણે વાંચ્યો હશે તેની દૃષ્ટિનું ભાગ્યે જ "હૃદય ત્રિપુટી" એ આકર્ષણ નહિ કર્યું હોય. રસથી રેલાતી, પદલાલિત્યથી લાવણ્યમયી, હૃદયની ઊર્મિઓથી ઓપતી, અને સરલતાથી ખાસ શોભતી એ "હૃદય ત્રિપુટી" કોને વાંચીને આનંદ આપનારી નહિ નીવડી હોય? ન્યૂન દોષાભાસથી વિચારને અનેક રીતે ઉત્તેજન કરતી એ કોને ફરી ફરીને વાંચવી નહિ ગમી હોય! એની સ્તુતિ કરતાં પેહેલાં એનો સાર આપી એનું ઓળખાણ કરાવવું અસ્થાને નહિ ગણાય.

"ના છે રાત્રિ દિવસ નથી વા સૂર્ય વા ચન્દ્રમાના,
કિન્તુ તેના ઝળઝળ થતા તેજમાં વિશ્વ ન્હાતુ"—

તેવે, "કુળી સંધ્યા" ને સમયે એક નિર્દોષ બાલા પોતાના દુઃખનું રૂદન કરતી હતી. તે વખતે સખીમંડળમાં અગીઆર વર્ષની એક કન્યા "ચમ્પકની ખીલેલ કલી શી નામે રમા એકલી" ત્યાં આવે છે, ને કોઈ બાલા રડે છે એમ સમજે છે. તેથી પીગળે છે; તેનું હૃદય વલોવાય છે. પેલી બાલાને મદદ આપવા કહે છે કે

"ઇચ્છે તું તુજ તે બનું, સખી બનુ, માતા, ભગિની બનું,
રોવું ના! પણ કોઈ જો દિલ મળે તો ત્યાં વિરામી જવું."

જિજ્ઞાસુ રમાને તે બાલા પોતાના દુઃખની બધી વાત કહે છે. શું કહે છે? કહે છે કે "મૃત્યુ શું તે હું ન્હોતી જાણતી ત્યારે મારા પિતા મરણ પામ્યા. માને પૂછું, ક્યાં છે મારા પિતા? તો તે સમજાવતી, ગામ ગયા છે. મા, આ કહેતાં રડતી: શાથી, તે હું સમજતી નહિ: તે બીચારી ગળી ગઈ. ગળી, અને છેવટે ગઈ. મારી પડોશમાં રહેતી ડોશી ત્યાર પછી મને પાળતી હતી. મારા પ્રશ્નોના જવાબમાં તે પણ મને સમજાવતી કે મારા પિતા જે ગામ ગયા છે તે જ ગામ મારી મા પણ ગઈ છે, અને છેવટે તેને પણ જવાનો વખત આવ્યો ત્યારે તેણે ભેદ ખોલ્યો. હું નિરાધાર બની." આ સાંભળી સખી મંડળને દયા ઉપજે છે. રમા આ બાલકીને—શોભનાને—પોતાને ઘેર લઈ જાય છે. રહેતાં રહેતાં એ વર્ષ વ્યતીત થાય છે. રમા મોટી થઈ સાસરે જવાનો વખત થાય છે. રમાની મા તેને શીખામણ દે છે, ને બાલક શોભનાને પણ પોતાની સાથે પિયુ ઘેર લઈ જવા કહે છે. તે તેમ કરે છે. રમાની સાથે હમેશ રહેનાર શોભના તરફ રમાનો પતિ પ્રથમ નિર્દોષ પ્રણયીભાવ રાખે છે. વધતાં વધતાં તે ભાવ વધારે ફાલે છે. છેવટે તેને પ્રણય ને ફરજની વચમાં મોટી ગુંચવણ થાય છે. "શું 'શરણે આવે તેની તરફ પ્રણય નાખવો? કેમ બને? ફરજ ના કહે છે.' પણ શું પ્રણય વિભાગથી ન્યૂન બને છે?" આવા અનેક વિચારો યુવાનના મનને ક્ષોભમાં નાંખે છે. રમાના હમેશ સંગમાં રહેનારી શોભના તે યુવાનના સહવાસમાં અનેક રીતે

આવે એ સ્વાભાવિક છે. ચલિત મંનના તે યુવાનને સાધારણ બનાવો પણ પાપ તરફ ખેંચવા માંડે છે. તેનું ઉદાહરણ નીચે પ્રમાણે છે.

શોભના તેને પુષ્પ આપવા જાય છે ને કહે છે કે

" પ્રીતિ ધરી રમા જે ઉછેરતી
પ્રથમ પુષ્પ આ તે ગુલાબનાં
કરતી સ્નાન એ તેથી મોકલી
પ્રિય સખે! મને આપવા તને.

લાંબો કરી કર જરી નમી પુષ્પ આપે,
ત્યાં એ જરા લથડતી લપસી પડે છે;
પુષ્પો પડ્યા, કર ગ્રહ્યો કરમાં ધ્રૂજન્તો,
ખેંચ્યો નહીં મૂકી દીધો નહિ વા યુવાને

ત્યાં કૈં થયું મગજમા, કરમાં થયું કૈં,
કાંઈ નવું નયન ને દિલમા થયું કૈં;
જે ખાળતાં હૃદય તે નિકળી પડ્યું કૈં,
જેનો હતો ડર દિલે થઈ એ ગયું કૈં.

ઉધાડી બારીએથી ત્યા દેખે છે કોઈ આ બધુ,
યુવાને ઓળખી વ્હાલી, ખેંચી હસ્ત લીધો ઝટ."

" નકી બનું પાપી જ આ વિચારથી
ન રામ મ્હારો કદિ હોય અન્યનો "—

• આવા વિચારોથી તે સંતુષ્ટ થાય છે.

યુવાનને એક દહાડો સ્વપ્ન આવે છે તેમાં " **નીતિ દેવી** " એની નજર આગળ આવી " કેદી તું મુજ છે બન્યો " એમ કહી એને ગુનેહગાર બનાવે છે. " **પ્રીતિ દેવી** " આવી તેનો ને શોભનાનો હાથ ઝાલી તે મેળવી દે છે ને કહે છે કે

" સુપ્રેમી!
બનો હવે એક રૂપે સુખેથી!
રમા વળી આવતી આ ઉડીને!
ત્રણે દિશો એક જ આજ થાશે!
સદા રહેજો મમ રાજ્ય માંહીં!
સુખી થશો! આશિષ મ્હારી! બચ્ચાં!"

આ કેવી રીતે સંભવિત છે તે અહીં જોવાનુ નથી. દુર્ગુણ તરફ દોરાનાર માણસના મનમાં કાંઈ આવા જ ભણકા વાગતા હોવા જોઇએ. પણ જો આમ હોય તો દેવીને યુવાન પૂછે છે,

" હું ના અન્ય તણો બનુ કદી સખિ"—' એ મ્હારૂં વેણ તૂટી ન જાય ? " દેવી ઉત્તર આપે છે " જા ચોર તું, " ને જતી રહે છે. સ્વપ્ન જતું રહે છે અને મનનો અપવિત્ર યુવક આને પરિણામે વધારે અપવિત્ર બને છે. અપરિપક્વ વિચારના મનુષ્યપર કાંઈક માઠી અસર કરે એવું હવે પછીનુ વર્ણન પણ તે પાપી મનુષ્યના વિચારો અને આચારનુ ચિત્ર સ્પષ્ટ રીતે આપે છે. આ દૂષિત નરે માત્ર

" સમય ન મળ્યો તેથી પીધુ ઝેર હજી નથી. "

છેવટે

" પ્રીતિ તણો નય થયો! નત્ર નીતિ રાખી!
આ પ્રેમ ના! પણ નકી નબળાઈ આવી!
તું ચેત, ચેત, નહિ તો નકી 'ચોર' ભાઈ!
પ્રીતિ નીતિ ઉભય ભ્રષ્ટ રહી ગુમાવી! "

'ચોર,' ખરે 'ચોર' જ! રમા ચકિત થાય છે પણ પાછી શાન્ત થાય છે. શોભના પોતાની ભૂલ સમજે છે, સુધરી શકતી નથી, તો પણ રમાની ક્ષમા માગે છે. રમા કાંઈ ક્રોધ સાથે તે આપે છે.

" હવેથી તું તેને મુખ તુજ બતાવીશ કદિ ના,
અને ત્હારે તેનું મુખ કદિ હવે જોવું જ નહીં ! "

શોભના ત્યાંથી ચાલી જાય છે

" જોવું નહીં રે ! મુખ એ પિયુનું !
જોઈ શકાયે નવ મ્હોં સખીનું "—એ એની સ્થિતિ થાય છે. યુવ-

કની સ્થિતિ પણ એવી જ થાય છે. તેનું મન ક્ષોભિત થાય છે તેનું વર્ણન નીચેની ચાર લીટી આપશે.

" ઘડી ન જોતો હસતું રમા મુખ,
ઘડી ન જોતો પ્રિય શોભના મુખ;
દુખી થતો ને ગભરાઈ એ જતો,
સ્થિતિ મહીં આ ક્યમ જીવી એ શકે ? "

ત્યારે બાકી રહેલી

" રમા બિચારી કરી ના શકે કશું,
રમાય ધીમે ગળતી જતી હતી,
હમાય ત્યાંથી રડવું બન્યું હતું ?
હમાય ક્યાંથી દિલ ખોલી બોલતું ? "

અન્તે શોભના આત્મઘાત કરવાનો રસ્તો શોધે છે. પણ આમાં તે નિષ્ફળ થાય છે. રમાનો પતિ મંદવાડમાં પડે છે. શોભના મૃત્યુ પામે છે, અને આ જ "તોફાન" નો અન્ત આણે છે. ટુંકમાં, આ વૃત્તાન્ત, તે એક ચલિત યુવકના મનપર અનીતિનું બળ ધીમે ધીમે કેવી રીતે જામે છે, તે પ્રથમ તેને શરણે ન થતાં કવો મુંઝવાય છે, પણ નબળા મનનો હોવાથી નીતિ ને પવિત્રતાની દોરી કેવી રીતે છૂટી મૂકી દે છે તેનો આબેહૂબ ચિતાર આપે છે.

હવે "હૃદય ત્રિપુટી" ના એક કાવ્ય તરીકે વખાણ કરતા પહેલાં, ઉપલો વૃત્તાન્ત વાંચીને, કોઈ તરત જ અટકાવે તેમ છે. અહીં એક પ્રશ્ન, એક શકા ઉત્પન્ન થાય છે, તેનો ઉત્તર સંતોષકારક રીતે અપાય તો જ "કલાપી" ની આ લેખમાં કવિ તરીકેની શક્તિને ચઢાવી શકાય. કાયદામાં આને આદ્ય પ્રશ્ન કહે છે. અંગ્રેજીમાં આને preliminary point કહે છે. પ્રથમથી જ જો અહીં સતેહ ન મળે તો પછી દલીલ આગળ કરી શકાય જ નહિ. કાયદામાં દાવો ઘણોએ સરસ હોય, બીજી બધી રીતે તેમાં જય મેળવવાને વાંધો આવે તેમ ન હોય તો પણ જો તેને મુદતનો બાધ આવતો હોય તો પછી ન્યાયાધીશ વાદીના વકીલની વધારે દલીલો સાંભળશે જ નહિ, પ્રતિવાદીના વકીલની માત્ર એ સવાલ પરની દલીલ દાવો રદ જશે. આ ઉદાહરણાનુસાર "હૃદય ત્રિપુટી" ને વિષે શરૂઆતમાં કેટલ
તે છે એનો ઉત્તર આપ્યા વગર વખાણ કરવાં નકામાં છે. એ પ્રશ્નો ત્રણ છે પતિમાં દોષ

(૧) કવિનો ઉદ્દેશ પોતાના કાવ્યમાં શું નીતિનું શિક્ષણ આપવાનો હોવો જોઇએ? આનો ઉત્તર નકારમાં આવે તો બીજો પ્રશ્ન એ છે કે

(૨) અનીતિનું સ્પષ્ટ રીતે ચિતાર આપતું કાવ્ય શું સરસ કહી શકાય? આનો ઉત્તર 'ના' આવે તો ત્રીજો પ્રશ્ન એ થાય છે કે

(૩) શું 'હૃદય ત્રિપુટી' અનીતિ શીખવતું નથી?

(૧) **કવિ તે સુધારક નથી.** કવિનો ઉદ્દેશ કાંઈ દેશસુધારક કે તત્ત્વવેત્તાના ઉદ્દેશને મળતો આવતો નથી જેઓ બેનો ઉદ્દેશ, તેમાં પણ ખાસ કરીને દેશસુધારકનો ઉદ્દેશ દુષ્ટ જનોના દુર્ગુણોને લીધે તેમની દુર્દશા દર્શાવી તેનાથી દૂર દોડવા અને સદ્‌ગુણોના શણગારથી સજ્જ થવા પ્રેરવાનો છે સુધારક આ પ્રમાણે ન કરે તો આ કર્તવ્ય કોણ બજાવશે? તત્ત્વવેત્તાનો ધર્મ ઘણે અંશે પૃથક્કરણ કરવાનો છે ખાસ શીખામણ દેવામાં એના કર્તવ્યનો સમાવેશ થતો નથી કવિનું કામ જૂદું જ છે કવિતા શિલ્પકળા, ચિત્રકળા, સંગીતકળા એ બધી રસિક કળાઓ (fine arts) છે આ રસિક કળાઓ આપણને કી રીતે ઉપયોગી થઈ પડે છે? ઘણે ભાગે તેઓ આપણને માત્ર આનંદ આપવામાં જ ઉપયોગી થઈ પડે છે કવિતા પણ એ જ વર્ગમાં છે તો એનો પણ એ જ ઉપયોગ છે સુધારાનો અને નીતિનો ઉપદેશ કરવા કવિતા ચ્હાતી નથી કારણ કે, તે કવિતાની મદદ વગર વધારે સચોટ રીતે થઈ શકે છે પછી કવિતામાં પણ નીતિ વધારે તેવા દેશવાત્સલ્ય વધારે તેવા વિચારો મૂકી તે તે પ્રયોજનો સાધવા પ્રયાસ કર્યો હોય તો તે નિષ્ફલ નીવડશે નહિ માત્ર અહીં કવિ સુધારકનું કામ આડકતરી રીતે કરશે બાકી જો કવિનું મુખ્ય કામ સુધારક અથવા નીતિનો ઉપદેશ આપનાર તરીકનું ગણીએ તો પછી સાગમાં સા। કવિઓનું શું થશે તેના વિચારમાં ગભગમપ્ર થઈ જશે શું કુદરતની સુંદરતા પર કવિતા લખાય તેને કવિતા નહિ કહીએ? તે ઉત્તમ હશે તો શું તેને ઉત્તમ કવિતા નહિ કહીએ? તેમાં નીતિ કે સુધારાના વિચારોનો અભાવ હોય છે, છતાં તે વખાણવામાં આપણે આચ। ખાતા નથી કુદરત પરની કવિતા માત્ર આનંદ જ આપે છે એ વાચ્યાથી કાંઈ નીતિનું જ્ઞાન મળતું નથી ત્યારે એટલું તો સ્પષ્ટ થાય છે કે કવિનો ઉદ્દેશ સુધારકનો નથી એટલે કે કવિતામાં સુનીતિના જ વિચારો મૂકવા જોઇએ એવું કાંઈ નથી

(૨) કબૂલ પણ શું અનીતિનો સ્પષ્ટ રીતે ચિતાર આપતું કાવ્ય સરસ કહી શકીશું? નહિ જ કોણ હા કહી શકે તેમ છે? કવિ, દુર્ગુણ દેખાય એવી કવિતા લખે તો એને વખાણી નહિ જ શકાય

(૩) ત્યારે કોઈ પૂછશે કે શું 'હૃદય ત્રિપુટી" માં અનીતિ શીખવાતી નથી? આનો 'ના' આવે તો કાંઈ કહેવાનું રહેતું જ નથી પણ આવું કાંઈ છે નહિ ખરી વાત છે 'ચોર,બ્ય મન, વચન, ને કર્મમાં ધીમે ધીમે કેવી રીતે બગડવા માંડે છે, બગડતા પોતાની ભ્રષ્ટ તે કેવો નિર્લજ્જ બને છે તેનો બરાબર ચિતાર "હૃદય ત્રિપુટી" આપે છે પણ તે

એ જ છે કે પ્રથમથી જ ચેતો. નહિ તો પછી મોત જ શોભનાના મૃત્યુની પેઠેમ પાપમાંથ છૂટકારો આપશે. માટે " હૃદય ત્રિપુટી ;" નીતિની તરફેણમાં જ છે. દુષ્ટ પાત્રો નાટકોમાં પણ આવે છે, તેથી શું તે નાટકો અનીતિનો પ્રચાર કરવાને લખાયાં કહેવાશે ? ખરૂં જોતાં, નાટકોમાં દુર્ગુણનું ચિત્ર આપી નઠારા માણસોનો બરાબર ખ્યાલ આપવાથી તેથી ઉલટી જેટલી સારી અસર થવાનો સંભવ રહે છે તેટલો સંભવ તે દુર્ગુણી મનુષ્યો કાંઈ ચમત્કારથી અથવા દૈવી પ્રેરણાથી ( Deus ex machina ) સદ્‌ગુણી બને છે એમ કહેવાથી નહિ થાય. કેટલીક વખત દુષ્ટ મનુષ્યો વધારે બગડવાનો સંભવ પણ રહે છે. પણ તેમાં ઉપાય નથી. તેઓને તો સારામાં સારી શીખામણ બહુ જ સીધી રીતે આપી હશે તેથી પણ તેઓ સુધરવાના નથી. " હૃદય ત્રિપુટી " ના ચિત્રથી માઠી અસર થશે એમ માનવાને સબળ કારણો નથી. આડકતરી રીતે અસર સારી જ થવાનો સંભવ રહે છે. પછી તો જેને કમળો થયો હોય તે બધું પીળું જ દેખે તે ન્યાયથી આવા ચિત્રનો દુરૂપયોગ થાય તો તે કેવી રીતે રોકી શકાય ?

હવે ઉત્તમ કવિતા કોને કેવી ? ઉત્તમતાનો ગુણ " હૃદય ત્રિપુટી " માં છે કે નહિ ? એ પ્રશ્નો ઉઠે છે. કવિતાનું લક્ષણ આપવાનો પ્રયાસ કરવાનો અત્ર અવકાશ નથી. માત્ર કેવી કવિતા શ્રેષ્ઠ તે જોવાને જ અહીં સહજ મનન કરીશું. જેમ માત્ર છંદમાં મૂકાયલા વિચાર સારી કવિતાના કે કવિતાના પણ નામને પાત્ર નથી તેમ ઉચ્ચ ભાવનાઓ અને ઉચ્ચ વિચારો બરાબર પૃથક્કરણની રીતે સમજાવઈ છંદમાં મૂકાય તો તેને પણ સારી કવિતા કહેતું આંચકો આવશે. " સારી ચોપડીઓ શોભાય હૈયું તે દેખી હરખાય " ઈત્યાદિ છંદમાં [illegible]સ્તુત્ય નથી. અંગ્રેજીમાં પણ

" An Austrian army awfully arrayed
Boldly by battery besieged Belgrade"—

કેટલ
છે: પતિમાં દોષ

એવી કવિતાની કનિષ્ઠતાને વિષે એ અભિપ્રાય થાય તેમ નથી. હવે અંગ્રેજ કવિ **પોપ**નાં પદોમાં વિચાર અને ભાવનાઓ ઘણાંએ સરસ છે છતાં એની કવિતા વખણાતી નથી તેનું કારણ એ છે કે એ પૃથક્કરણ કરે છે. ઉચ્ચ વિચારો અને ઉચ્ચ ભાવનાઓ **સૂચવવાને** બદલે તે કહી દેવામાં આવે તો તેજ વખતે કવિતાનો ઉત્તમ અંશ નાશ પામે છે, કવિતા જ નાશ પામે છે એમ કહીએ તો પણ કાંઈ અતિશયોક્તિ થતી નથી. કવિએ આ બધી બાબતોમાં **માર્ગ-સૂચક** થવું જોઇએ, **માર્ગ-દર્શક** થયો કે તરત જ તે પોતાનું ઉત્કૃષ્ટ પદ ખોય છે. વસ્તુઓના ટુકડા કરી તે વિષે વિચાર કરવા એટલે કે વસ્તુઓના ગુણોનું પૃથક્કરણ કરવું એ સાધારણ મનુષ્યોનું કામ છે, અથવા ઉત્તમ રીતે તે કામ કરાય તો એ તત્ત્વચિંતકોનું કામ છે. કવિ 'મુખચન્દ્ર' અથવા 'ચન્દ્રના જેવું મોં' એમ કહે છે તેનું કારણ હવે સ્પષ્ટ થશે. મુખ ને ચન્દ્ર, બન્નેની સફેદાઈ, ગોળપણું, સ્વચ્છતા, આહ્લાદકત્વ વગેરે ગુણો છૂટા પાડયા વગર એટલે કે પૃથક્કરણ કર્યા વગર "મુખચન્દ્ર" એમ કહેવામાં જ કવિતા રહેલી છે. જ્યાં ગુણો છૂટા પાડીને સરખામણી કરી કે તરત જ કવિતા જતી રહે છે ને વિચાર શુષ્ક બની જાય છે. ટુંકામાં એક બાળકની વાણી પ્રિય લાગવાનું જે કારણ છે તેજ કારણ સરસ કવિતા ગમવામાં પણ અપાય તેમ છે,—બન્ને **અવ્યક્ત મધુર** છેઃ અવ્યક્ત, એટલે સ્પષ્ટ સમજાય તેવી નહિ છતા બધુ સમજવામાં સહક માટે જ મધુર. "હૃદય ત્રિપુટી" માં ઠેકાણે ઠેકાણે આ ગુણ જોવામાં આવે છે અને તેના ઉદાહરણ નીચે અપાય તેમ છે.

' ડર હતો દિવે, મેં સુણ્યું હતું,
" મરણને છતાં જાણતી નહીં !
" રૂદન મેં દીઠું, દેખી બ્હીતી'તી !
" રૂદન મેં કદી ના કર્યું હતું !
" પૂછતી માતને, "મૃત્યુ શું ? કહે! "
" રડી રહેતી એ ! ના કહ્યું કદી !
' 'કયમ રડે ? કહે !' બોલતી નહીં !
" રૂદન મૃત્યુ હું જાણતી નહીં !
" કરતી કાં રડ્યા જોઈ મા મને,
" સમજું હું હવે, ના સુણ્યુ કદી !
" મમ પિતા ગયા ગામ જ્યારથી
" રડતી મા સદા જોઇ સુજને ! "
" રડતી મા સદા," બોલતાં રડી,
ગરીબ શોભના બોલતી વળીઃ—
" 'તુજ પિતા ગયા ગામ છે,' કહ્યું !
" ક્યમ જાૂ હું ગણું વેણ માતનું ?
" પણ કદી ફર્યા ગામથી નહીં,
" નયનમાં ગ્યાં અશ્રુ [illegible]ને !

પ્રથમ મનુષ્યનું મન દુર્ગુણ તરફ દોરવાય તોપણ તેને પશ્ચાત્તાપ થાય છે. તેને પોતાના મનની વાંછના તૃપ્ત કરવાની લાલસા વિશેષ હોય તો તે શાસ્ત્રને કુદરતના નિયમો પણ પોતાની તરફેણમાં જ સમજે છે. દારૂ પીનાર કહેશે કે દારૂ નિષિદ્ધ હોય તો દારૂ એવી વસ્તુ જ સૃષ્ટિમાં શા સારૂ છે? દરેક વસ્તુ મનુષ્યને જ અર્થે હોય છે. તેમ જ શાસ્ત્ર પણ માણસને માટે બનાવવામાં આવ્યાં છે, નહિ કે માણસ શાસ્ત્રને માટે. આવી જ દલીલ "હૃદય ત્રિપુટી" નો યુવક કરે છે. ભ્રમરાના વર્તનપર એના વિચાર આવી જ રીતે દોડે છે, માનસશાસ્ત્રનો અભ્યાસ કરનાર કોઈ માણસ પણ દુર્જનોના મનના તરંગો બીજી કેવી રીતે સમજાવી શકે તેમ છે? શરૂઆતમાં આવા તરંગો દબાવી શકાય છે, પણ પાપ કરતાં માણસ જ્યારે રીઢો થાય છે ત્યારે તે છચોક અનાચાર કરે છે. પહેલી ને છેલ્લી દશાની વચમાં કેટલો અંતર! તે ધીમે ધીમે કેમ નષ્ટ થાય છે, "નીતિ દેવી" ને "પ્રીતિ દેવી" નું યુદ્ધ કેવી રીતે થાય છે, અન્તે કાચા મનનો માણસ "પ્રીતિ દેવી" નો દાસ કેવી રીતે થાય છે તે બધું "હૃદય ત્રિપુટી" માં બરાબર આલેખાયું છે. આમાંથી સાર શું નીકળે છે? એ જ કે નાની વસ્તુની મોટી કેવી રીતે થાય છે, તે જોઈ રજનું ગજ ન થાય એ બરાબર સંભાળવું. એકવાર દુર્ગુણનાં બીજ રોપાયાં તો તેનાં મોટાં ઝાડ થતાં અટકતાં નથી. "હૃદય ત્રિપુટી" ની છૂપી સૂચના એ જ છે કે પ્રથમથી જ ચેતો. નહિ તો પછી મોત જ શોભનાના મૃત્યુની પેઠેમ પાપમાંથી છૂટકારો આપશે. માટે "હૃદય ત્રિપુટી" નીતિની તરફેણમાં જ છે. દુષ્ટ પાત્રો નાટકોમાં પણ આવે છે, તેથી શું તે નાટકો અનીતિનો પ્રચાર કરવાને લખાયાં કહેવાશે? ખરૂં જોતાં, નાટકોમાં દુર્ગુણનું ચિત્ર આપી નઠારા માણસોનો બરાબર ખ્યાલ આપવાથી તેથી ઉલટી જેટલી સારી અસર થવાનો સંભવ રહે છે તેટલો સભવ તે દુર્ગુણી મનુષ્યો કાંઈ ચમત્કારથી અથવા દૈવી પ્રેરણાથી (Deus ex machina) સદ્ગુણી બને છે એમ કહેવાથી નહિ થાય. કેટલીક વખત દુષ્ટ મનુષ્યો વધારે બગડવાનો સંભવ પણ રહે છે. પણ તેમાં ઉપાય નથી. તેઓને તો સારામાં સારી શીખામણ બહુ જ સીધી રીતે આપી હશે તેથી પણ તેઓ સુધરવાના નથી. "હૃદય ત્રિપુટી" ના ચિત્રથી માઠી અસર થશે એમ માનવાને સબળ કારણો નથી. આડકતરી રીતે અસર સારી જ થવાનો સંભવ રહે છે. પછી તો જેને કમળો થયો હોય તે બધું પીળું જ દેખે તે ન્યાયથી આવા ચિત્રનો દુરૂપયોગ થાય તો તે કેવી રીતે રોકી શકાય?

હવે ઉત્તમ કવિતા કોને કેવી? ઉત્તમતાનો ગુણ "હૃદય ત્રિપુટી" માં છે કે નહિ? એ પ્રશ્નો ઉઠે છે. કવિતાનું લક્ષણ આપવાનો પ્રયાસ કરવાનો અત્ર અવકાશ નથી. માત્ર કેવી કવિતા શ્રેષ્ઠ તે જોવાને જ અહીં સહજ મનન કરીશું. જેમ માત્ર છંદમાં મૂકાયલા વિચાર સારી કવિતાના કે કવિતાના પણ નામને પાત્ર નથી તેમ ઉચ્ચ ભાવનાઓ અને ઉચ્ચ વિચારો બરાબર પૃથક્કરણની રીતે સમજનાઈ છંદમાં મૂકાય તો તેને પણ સારી કવિતા કહેતાં આચકો આવશે. "સારી ચોપડીઓ શોભાય દેવું તે દેખી હરખાય" ઈત્યાદિ છંદમાં મર્મા સ્રાસ નથી. અંગ્રેજીમાં પણ

"An Austrian army awfully arrayed
Boldly by battery besieged Belgrade"—

કૃતિમાં રોપ

એવી કવિતાની કનિષ્ઠતાને વિષે બે અભિપ્રાય થાય તેમ નથી. હવે અંગ્રેજ કવિ **પોપ**નાં પદોમાં વિચાર અને ભાવનાઓ ઘણાંએ સરસ છે છતાં એની કવિતા વખણાતી નથી તેનું કારણ એ છે કે એ પૃથક્કરણ કરે છે. ઉચ્ચ વિચારો અને ઉચ્ચ ભાવનાઓ **સૂચવવાને** બદલે તે કહી દેવામાં આવે તો તેજ વખતે કવિતાનો ઉત્તમ અંશ નાશ પામે છે; કવિતા જ નાશ પામે છે એમ કહીએ તો પણ કાંઈ અતિશયોક્તિ થતી નથી. કવિએ આ બધી બાબતોમાં **માર્ગ-સૂચક** થવું જોઇએ, **માર્ગ-દર્શક** થયો કે તરત જ તે પોતાનું ઉત્કૃષ્ટ પદ ખોય છે. વસ્તુઓના ટુકડા કરી તે વિષે વિચાર કરવા એટલે કે વસ્તુઓના ગુણોનું પૃથક્કરણ કરવું એ સાધારણ મનુષ્યોનું કામ છે, અથવા ઉત્તમ રીતે તે કામ કરાય તો એ તત્ત્વચિંતકોનું કામ છે. કવિ 'મુખચન્દ્ર' અથવા 'ચન્દ્રના જેવું મોં' એમ કહે છે તેનું કારણ હવે સ્પષ્ટ થશે. મુખ ને ચન્દ્ર, બન્નેની સફેદાઈ, ગોળપણું, સ્વચ્છતા, આહ્લાદકત્વ વગેરે ગુણો છૂટા પાડ્યા વગર એટલે કે પૃથક્કરણ કર્યા વગર "મુખચન્દ્ર" એમ કહેવામાં જ કવિતા રહેલી છે. જ્યાં ગુણો છૂટા પાડીને સરખામણી કરી કે તરત જ કવિતા જતી રહે છે ને વિચાર શુષ્ક બની જાય છે. ટુંકામાં એક બાળકની વાણી પ્રિય લાગવાનું જે કારણ છે તેજ કારણ સરસ કવિતા ગમવામાં પણ અપાય તેમ છે,—બન્ને **અવ્યક્ત મધુર** છે: અવ્યક્ત, એટલે સ્પષ્ટ સમજાય તેવી નહિ છતાં બધુ સમજવામાં સૂચક માટે જ મધુર. "હૃદય ત્રિપુટી" માં ઠેકાણે ઠેકાણે આ ગુણ જોવામાં આવે છે અને તેના ઉદાહરણ નીચે અપાય તેમ છે.

' ડર હતો દિલે, મેં સુણ્યું હતું,
" મરણને છતાં જાણતી નહીં !
" રૂદન મેં દીઠું, દેખી બ્હીતી'તી !
" રૂદન મેં કદી ના કર્યું હતું !
" પૂછતી માતને, "મૃત્યુ શું ? કહે ! "
" રડી રહેતી એ ! ના કહ્યું કદી !
" 'ક્યમ રડે ? કહે !' બોલતી નહીં !
" રૂદન મૃત્યુ હું જાણતી નહીં !
" કરતી કાં ગયા જોઈ મા મને,
" સમજું હું હવે, ના સુણ્યું કદી !
" મમ પિતા ગયા ગામ જ્યારથી
" રડતી મા સદા જોઇ મુજને ! "
" રડતી મા સદા," બોલતાં રડી,
ગરીબ શોભના બોલતી વળી:—
" 'તુજ પિતા ગયા ગામ છે,' કહ્યું !
" ક્યમ જૂઠું ગણું વેણ માતનું ?
" પણ કદી ફર્યા ગામથી નહીં,
" નયનમાં રહ્યાં અશ્રુ · ·ને !

હૃદયની ઊર્મિથી ઉદ્ભવવા જોઇએ. આમ નહિ હોય તો રસ ઉત્પન્ન થવો કઠિન છે અને કવિતા રસ વગરની હોય તો પછી તેનું પ્રયોજન શું છે? ઉચ્ચ વિચારો અને જ્ઞાન મેળવવાના બીજા ઘણાએ રસ્તાઓ ઉઘાડા છે. જે કવિતામાં તરત સમજણ ન પડે, અને જે તરત વાંચતાં રસ ન પડે તે કવિતાનું પુસ્તક ઉંચું જ મુકવાનું મન થાય છે. તેની પાછળ વ્યર્થ કાલ ગુમાવવો કોઇને ગમતો નથી. અનેક જાતનાં વ્યવસાય અને અનેક ઉપાધિવાળા આધુનિક કાલમાં ભગજને વાંચતાં તસ્દી આપવી હોય તો શાસ્ત્ર, વિજ્ઞાન, ને તત્ત્વજ્ઞાનનાં ઘણાં જ ઉપયોગી પુસ્તકોની ક્યાં ખોટ છે? પરંતુ ભાષા સરલ હોય તો વાક્યનો અન્વય કાંઈ વિચિત્ર હોય, અથવા વાક્યનો અન્વય સ્વાભાવિક હોય તો ભાષા કઠોર હોય અને કોઈ પણ જાતની શબ્દચમત્કૃતિ ન હોય, અથવા તે હોય તો કવિતા માત્ર કવિતા રચવા ખાતર લખાયલી હોય અને તેમાં હૃદયની ઊર્મિનો જોસ્સો ન હોય, તો તેવી કવિતાનાં પુસ્તકોને તો માત્ર સાષ્ટાંગ પ્રણામ જ કરવાનું મન થાય. નીચેની લીટીઓમાં ઉપમા, સરલતા, સુંદરતા, ને રસદાયિત્વના ગુણો શોધવા પડે તેમ નથી.

" કુદરત વહે તેનું ભાન ના દુઃખી દિલને,
દુઃખીના દુઃખમાં કિન્તુ દુઃખે તારા શશી રવિ!"

× × × ×

" દયા છે ઈશ્વરી માયા આ સંસાર કટુ મહીં:
દયામાં બ્રહ્મપ્રીતિનું કાંઈ ભાન જનો કરે."

શેક્સપીઅરે પણ 'મરચંટ ઑવ વેનીસ' ના ચોથા અંકમાં સાદી ને સરલ ભાષામાં દયા "The attribute to God Himself" કહેલી છે ને કોઇને પણ યાદ આવે તેવું છે.

× × × ×

" રમાના પ્રેમનો સ્તમ્ભ આ પિયુ પતિ કે પ્રભુ,
રમાના પ્રેમના તારો કમ્પાવી કમ્પનાર આ."

સુંદર વિચાર, સરલમાં સરલ ભાષામાં! પ્રખ્યાત કવિ કાલિદાસ પોતાના "रघुवंश" ના આઠમા સર્ગમાં આવો જ વિચાર કેવી રીતે દર્શાવે છે! એની લીટીઓ નીચે પ્રમાણે છે.

गृहिणी सचिवः सखी मिथः प्रियशिष्या ललिते कलाविधौ ।
करुणाविमुखेन मृत्युना हरता त्वां वद किं न मे हृतम् ॥

આ બેમાં સહજ ફેર છે તો તે બીજા ફેરને લીધે છે. "હૃદયત્રિપુટી"ની લીટીઓ પુરુષના સંબંધમાં છે, "रघुवंश" ની સ્ત્રીના સંબંધમાં છે. ખુબી બન્નેમાં સરખી જ છે.

× × × ×

" હૃદયની દયા એ જ છે બધું,
" બની શકે નહીં કૈં જ જો વધુ;
" શરણ આપવું એટલે, સખિ !
" હૃદય આપવું એ જ છે નકી.

" હૃદયની મળે કાંઈ જો દયા,
" શરણ જે પડ્યું તે દુઃખી ન તો;
" સુખી દુઃખી કરી વિશ્વમાં શકે,
" હૃદય એકલું ! ના બીજું કશું !

" હૃદય જો મળ્યું તો બધું મળ્યું !
" હૃદય જો નહીં તો નહીં કશું !"

નદીનો પ્રવાહ જેમ રોકવો મુશ્કેલ છે તેમ આ લીટીઓ વાંચતાં એમાં મૂકેલા વિચારો મનમાં પ્રવેશ કરતા અને ત્યાં છાપ પાડતા ભાગ્યે જ ખાળી શકાશે.

× × × ×

"અહો ! કેવાં પુષ્પો ભ્રમર પર પ્રેમે ઝૂકી રહે" ઇત્યાદિ લીટીઓ (કલાપીનો કેકારવ પૃ. ૧૩૧ થી ૧૩૩) ભાગ્યે જ રસ ઉત્પન્ન કર્યા વગર રહેશે. એ લીટીઓ વાંચતાં અંગ્રેજ કવિ શેલીની Love's Philosophy દરેક અંગ્રેજી સાહિત્યના અભ્યાસ કરનારને યાદ આવશે.

કલાપીનો કેકારવ તે આવી આવી અનેક સારી લીટીઓનો ભંડાર છે. " હૃદયત્રિપુટી " માંની સારી લીટીઓ કેટલીક ઉપર બતાવી છે. તે બતાવતી વખતે એક જાતનો ખેદ ઉત્પન્ન થયા વગર રહેતો નથી. તે એ છે કે આવી સારી કવિતાના નમૂના વર્તમાન ગુર્જર કવિઓના મોટા ભાગની કવિતાઓમાં ભાગ્યે જ જોવામાં આવે છે. હાલમાં ઘણે ભાગે ક્લિષ્ટને નીરસ કવિતા લખાતી જોવામાં આવે છે. તે છતાં દીલગીરીની વાત એ છે કે એવી કવિતાઓનાં પણ સ્તવન થતાં જોવામાં આવે છે. પરંતુ સાધારણ મનુષ્યોને, જનસમાજના મોટા ભાગને તે પ્રિય નથી જ લાગતી. ભલે અન્યોન્યોત્તેજક મંડળીઓમાં તે વિષે સ્તુતિના બોલો બોલાય. પણ કવિતા સમજવાનો અને તે વાંચી સારી છે કે નરસી છે તેનો અભિપ્રાય બાંધવાનો હક સમાજના સામાન્ય વર્ગને પણ છે. તો પછી તે વર્ગની ટીકા ધ્યાનમાં ન લઈ સ્વતઃસંતુષ્ટ રહેવું એ અયોગ્ય છે. વળી ઘણી વાર એવું પણ જોવામાં આવે છે કે કાઈ વિદ્વાન્ લેખકની કવિતા સમજાતી નથી કે તેમાં રસ પડતો નથી એમ કહેતાં ભણેલા લોકોમાંના મોટા ભાગને શરમ લાગે છે. આ તદ્દન ભૂલ ભરેલું છે કારણ કે વિદ્વત્તાને અને કવિત્વશક્તિને કાંઈ સંબંધ નથી. દોષની સ્તુતિથી તે કદાપિ ગુણ થવાનો નથી. પરંતુ એક રીતનો દોષ હોય તે બીજી રીતે ધન્યવાદને લાયક હોય. માઠી વસ્તુઓમાં પણ કાંઈ સારાપણાનો અંશ

સ્થાશ્રમ રાખવો એ આપનો બીજો કુળાચાર માતાજી આપને જણાવે છે. × × મહારાજ, હલકી વર્ણમાં હલકાં દોહદ હલકા સહવાસથી થાય છે. આપના કુળમાં ઊંચાં દોહદ ઉત્પન્ન કરવાના માર્ગ લેવાય છે. સુન્દરગિરિ ઉપરના મહાત્માઓનાં દર્શન ગર્ભવતીને વારંવાર કરાવવાથી ગર્ભનો આત્મા શુદ્ધ થાય છે. સુરગ્રામનાં રમણીય દેવસ્થાનોનાં દર્શન ગર્ભવતી કરે તેથી ગર્ભની બુદ્ધિ પવિત્ર સુંદરતાની સંસ્કારી થાય છે. મહારાજ, ગર્ભવતી સુંદરગિરિનાં શિખર ભણી દૃષ્ટિ કરે ત્યારે ગર્ભની બુદ્ધિ અભિલાષ ઊંચા કરતાં શીખે છે. ગર્ભવતી શીતળ પવનવાળા રત્નાકર પાસે ઊભી ઊભી આનંદ પામે અને સામેના આકાશ ભણી જુએ તેમ તેમ ગર્ભની બુદ્ધિમાં શાન્તિ અને ગંભીરતા સ્ફુરે છે, અને દૂર દૃષ્ટિની સ્થાપના થાય છે. આપના અરણ્યની શોભા ગર્ભવતીના નેત્રમાં જાય ને પુષ્પોનો સુવાસ તેના નાકમાં જાય તેમ તેમ ગર્ભનું પ્રફુલ્લ આનંદશરીર બંધાય છે. ત્યાંના સિંહ ને વાઘની ગર્જનાઓ શૂર હૃદયની ક્ષત્રિયાણી સાંભળે તેમ તેમ ક્ષત્રિય પુરુષોનાં જીવન જેવાં શૌર્ય અને ધૈર્ય ગર્ભની નસોમાં માતાના રુધિર દ્વારા રેડાય છે. મહારાજ, ગર્ભવતીને આ સર્વ સંસ્કારોનો સંપૂર્ણ સહવાસ થાય અને તેને અતિશ્રમ ન પડે એવી વ્યવસ્થા આપે જાતે કરવી ને અવકાશે રાણીજી એ અર્થે યાત્રાઓ કરે ત્યાં આપે એમનું મન પ્રફુલ્લ રાખવા બને તેટલી વાર જવું. × × × મ્હારા જેવી બે ચાર વાર્તા વિનોદ કરનારી ને બે ગાનારી દાસીઓ, શાસ્ત્રી મહારાજનાં વૃદ્ધ પત્ની, સામતસિંહનાં અનુભવી ઠકરાણાં, બે ચાર ભાયાતોની યુવાન સ્ત્રીયો અને તે ઉપરાંત સેવા અર્થે કેટલુંક દાસી મંડળ, એટલી મંડળી રાણીજીના સહવાસ અર્થે સહુને અવકાશે માતાજી નીમવા ધારે છે. અને માતાજી પોતે તો છે જ. પણ તે આપના મ્હોટા ભાઈ સિવાય બીજા પુરુષની કથા કરતાં નથી, પણ અભિમન્યુ ઉદરમાં હતા ત્યારે સુભદ્રા પાસે શ્રીકૃષ્ણે પ્રસવ પહેલાં વીરકથા કહી હતી તેમ આપના જ્યેષ્ઠ બંધુનાં સર્વ પરાક્રમોનાં કથાકીર્તન માતાજી રાણીજી પાસે વારંવાર કરવા ધારે છે. મહારાજ, પ્રહ્લાદજી ગર્ભમાં હતા ત્યારે તેમની માતા પાસે ઇંદ્રને ઘેર નારદ મુનિએ પણ આમ જ પ્રભુની વાર્તાઓ કરી હતી. મહારાજ, ગર્ભવતીની પાસે કરેલી વાર્તાઓથી ગર્ભનો આત્મા બંધાય છે.'

આ પવિત્ર ને ઉન્નત વિચારોના આચાર તરફ આપણું તદ્દન દુર્લક્ષ્ય છે એમ સૌ કોઇને જણાશે. રાજબાળકમાં ક્ષાત્ર તેજની પ્રૌઢ ભાવનાઓ જગવવાને મધુરાજનાં માતાજીએ જે યોજના કરવા ધારી છે તેવી જ યોજના આપણાં બાળકોને જેવી આત્મભાવના આપણે આપવા ધારતા હોઇએ તેને અનુકૂળ કરવાની જરૂર છે. ગર્ભના સંસ્કાર એ જેમ પહેલા છે તેમ તેની અસર છેવટ સુધી રહે છે એ ભૂલવાનું નથી. તેનું શરીરબંધારણ ગર્ભમાં જેવું સુદૃઢ થશે તેવું આમરણ રહેશે. તેના બુદ્ધિ–ઓજસનું જેવું સ્વરૂપ ગર્ભમાં બંધાશે તેવું તે સંસ્કૃત થઈ મરણ પર્યંત દીપશે. ગર્ભવતીનાં કુલક્ષણોથી ગર્ભને થયેલાં નુકસાન આપણે ઘણીવાર અનુભવીએ છીએ. છતાં હજી પણ ગર્ભવતીની સંભાવનામાં આપણે તદ્દન બેદરકાર રહીએ છીએ.

હવે આપણે જન્મ પછીની સંસ્કૃતિ તરફ વળીએ. મધુરાજનાં રાણીને અવતરેલા બાળક પુત્ર મણિરાજે જ્યારે સ્તનપાન છોડ્યું ત્યારે તેને લઇને મધુમક્ષિકા મધુરાજ પાસે આવે છે. ને તેની સોંપણી કરતાં માતાજીએ તેના સંસ્કારમાં કઈ કઈ બાબતો પર ખાસ ધ્યાન

આપેલું છે તે સૂચવે છે. આ વિચારોમા આપણા બાલશિક્ષણનાં જુદા જુદા મૂળ તત્ત્વોનુ રહસ્ય સમાયલું છે.

"મહારાજ, માતાજીએ આ રાજ્યરક્ષની સ્તનંધય અવસ્થાના તેના કોમળ દેહનુ પોષણ કેવી રીતે કરેલું છે તે આપને જણાવવા ઇચ્છે છે કે તે જ ન્યાયે હવેની બાલ્યાવસ્થામા તેનો વૃદ્ધિઆહ કરવામા આવે. આ સિંહશાવકને સિંહણ માતાનુ જ સ્તન્ય પાવામાં આવેલુ છે અને ઇતર વર્ણના હલકા દેહના ક્ષીરનો ન્વાદ આપી તેના તેજને ભ્રષ્ટ કર્યુ નથી મહારાજ સિંહણનુ એક વાર ઉદર તજ્યું તેમ હવે સ્તન્ય તજી આપની પાસે બાળક આવે છે સિંહના પૌરુષ તેજનુ બીજ આ બાળકમા છે, તેને વધારી, પોષી, આપના તેજથી અધિક તેજનું ધામ બનાવી દેવુ એ હવે આપનું કર્તવ્ય છે તેમા કોઈ રીતે ન્યૂનતા ન નાખવી એવી માતાજી આપને વિજ્ઞાપના કરે છે."

માતાના સ્તન્યની જે કિંમત ગોવર્દ્ધનરામ ભાઈ જાણે છે ને બતાવે છે તેવી કિંમત આપણી પ્રાચીન ક્ષત્રિય માતાઓ તેની આકતી અને કદી પણ બાળકના ક્ષાત્ર તેજને ગોલીઓના ભ્રષ્ટ ક્ષીરથી નિર્માલ્ય કરવાનો વિચાર સુદ્ધા આણતી નહિ. આપણી રાજમાતાઓની આ સબધે કેવી તીવ્ર લાગણી હતી તે એક જ દૃષ્ટાંતથી સ્પષ્ટ થશે

જ્યારે ઔરંગઝેબે જોધપુરના રાજા જશવતસિંહની પાસેથી તેની ભત્રીજીને પોતાની સાથે પરણાવવાનુ બળાત્કારે વચન લીધુ ત્યારે તે બાળાએ ઉદેપુરના રાણા રાજસિંહને એના હાથમાથી પોતાને છોડાવવાને વિજ્ઞપ્તિ કરી આ પત્ર રાણાની રાજસભામા વચાયો અને તે ક્ષત્રિય બાળાને છોડાવવા જતા શહેનશાહત સાથે કેવી અથડામણ થાય તે તથા તેને કેમ બચાવવી, ઔરંગઝેબના લશ્કરને ક્યા રોકવુ ઇત્યાદિ બાબતો ચર્ચાવા માડી એવામા રાણવાસમાથી કંઈ અગત્યના કામને માટે માતાજીની દાસી રાણા રાજસિંહને બોલાવવા આવી રાણે પ્રત્યુત્તર વાળ્યો કે અતિ અગત્યના રાજકાર્યમા—ધર્મ કાર્યમા રોકાયલો હોવાથી થોડી વાર પછી આવીશ. કેટલીક વારે માતાજીએ દાસીને ફરીવાર મોકલી ત્યારે પણ તેનો જ પ્રત્યુત્તર મળ્યો આથી માતાજીને નવાઈ લાગી કે આટલું બધુ તે શુ અગત્યનું રાજકાર્ય હશે ? કેટલીક વારે રાણો માતાજીને મહેલે આવ્યો. ત્યારે 'રાજસભામા એવી તે શી અગત્યની કાર્યપ્રવૃત્તિ હતી !' એમ માતાજીએ પ્રશ્ન કર્યો ઉત્તરમા પુત્રે તેમને અનાથ બાળાને કેમ રક્ષવી તેની યોજના હુ કરતો હતો એમ વિસ્તાર પૂર્વક જણાવ્યુ એ સાભળતા જ માતાજી ગર્જના કરી ઊઠયા ને પુત્રની નિર્બળતાનો તિરસ્કાર કરી કહ્યુ કે અફસોસ ! એક અનાથ બાળાને રક્ષણ આપવાને ક્ષત્રિય પુત્રને આટલા આટલા વિચાર કરવા બેસી રહેવું પડે છે ! ખરું ક્ષાત્ર તેજ તો તેજ કે આવું સાભળતા જ ભભુકી ઊઠે ને વ્હારે ધસી નીકળે. પણ બેટા, તેમા ત્હારો વાક નથી. મ્હારો જ છે. તુ છેક બાળક હતો ત્યારે હું એક વખત ન્હાવા બેઠી હતી, તેવામાં તુ રડવા માડયો. મ્હે દાસીને હીંચોળવાને ત્હારી પાસે મોકલી ત્હને હીંચોળીને છાનો રાખવાને બદલે તે દાસી ત્હને ખોળામા લઈ ધવરાવવા બેઠી હુ ન્હાઈને આવી ને જ્યારે ત્હને દાસીનું સ્તન્ય પીતા જોયો કે તરત જ મ્હે તને ઊંધો પકડી નાખી દાસીનુ ધાવેલુ ધાવણ ઓકાવી નાખ્યું ને દાસીને ધમકાવી દૂર કરી આટલું કર્યા છતા પણ દાસીના

ભ્રષ્ટ સ્તન્યની અસર ત્હારા હૃદયમાં પડી રહી તે રહી જ. એ નિર્માલ્ય ક્ષીર જ ત્હારી પાસે દીક્ષ કરાવવાની નબળાઈ બતાવે છે. જા અને જ્યાં સુધી તે બાળાને સુરક્ષિત આ મ્હેલમાં લાવે નહિ ત્યાં સુધી ત્હારું ભીરૂ મ્હોં મ્હને બતાવતો નહિ. ઇતિહાસના અભ્યાસીઓને ખબર જ હશે કે આ વચનોથી ઉશ્કેરાયલા રાજસિંહે ઔરંગઝેબની મહાન્ સેનાને પરાસ્ત કરીને તે ક્ષત્રિય બાળાને બચાવી હતી.

માતાના સ્તન્યની આવી ઉત્કૃષ્ટ ભાવના ને તીવ્ર લાગણી હાલનાં આપણાં મ્હોટાં કહેવાતાં ને સુધરેલામાં ખપવા જતાં માતા પિતાઓમાં શિથિલ છે અને તે કંઈ ઓછું ખેદપ્રદ કે હાનિકારક નથી. રૂસોના નીચલા પરિમિત શબ્દોમાં પરમ સત્ય રહેલું છે. "પણ માતાઓ પોતાનાં બાળકોને માત્ર પય પાન કરાવે એવી યોજના કરો, અને ત્હમે જોશો કે આપણી બધી રીત ભાત સુધરશે; અને બધાં હૃદયોમાં સ્વાભાવિક વૃત્તિયો પુનરૂજ્જીવિત થશે."

હવે બાળક એ આનંદસૃષ્ટિમાં નિરંકુશ કલ્લોલ કરતું પક્ષી છે અને તેને આનંદની મીઠી છાયા સિવાય બીજી કોઈ પણ છાયામાં પેસવા નહિ દેવો એ બતાવતાં શ્રીયુત કહેવડાવે છે કે—

" મહારાજ, સંસારમાં પડેલા માનવીને માથે હર્ષ શોકના અનેક પ્રસંગો લખેલા જ હોય છે. તેમાં શોકચક્ર અનિવાર્ય છે. અને તેની સાથે પ્રબળ યુદ્ધ કરવામાં યુવાવસ્થાનો ઉત્કર્ષ છે. મહારાજ, કાલના દિવસે ઉદ્યોગનો ઉત્કર્ષ અનુભવવાના ઉત્સાહીને આજની રાત્રિએ અસ્વપ્ન નિદ્રા લેવા પ્રયત્ન કરવો જોઇએ. તેમ યૌવનમાં શોકચક્રની સાથે સફલ યુદ્ધ કરવા જેને તત્પર કરવાનું આપ ધારો છો તે બાલરત્નને બાલ્યાવસ્થામાં આનંદ વિના બીજા કોઈ મનોવિકારનું દર્શન કરાવશો માં. મહારાજ, આ બાલકના ક્ષત્રિય નેત્રમાં અશ્રુનું બિંદુ સરખું આવે નહિ અને તેના મંદિરમાં અમ સ્ત્રી જાતિની પેઠે તે રોવાનો પરિચિત થાય નહિ તે વિષે માતાજીએ આજ સુધી અહોનિશ ચિંતા રાખી છે અને રાણીજીની તથા ધાત્રીમંડળની પાસે પણ એ જ ચિન્તા રખાવી છે. મહારાજ, એથી અધિક ચિન્તા રાખી રખાવી એ બાલવૃક્ષના મુખપલ્લવને કરમાવા દેશો નહિ. મહારાજ ચિંતાના સ્વપ્ન વગરનો આનંદ એ બાલકનું ચક્રવર્તી રાજ્ય છે. તે રાજ્યની આણ તોડશો નહિ. "

જાદુઈ લાકડીની પેઠે સોટીના છેડાના નૃત્ય પ્રમાણે બાળકોને નચવતા, સોટીમાં જ શિક્ષણની સફલતા માનતા, 'સોટી વાગે ચમ ચમ વિદ્યા આવે રમઝમ' એ રૂઢ કિંવદન્તીને શિક્ષણ ક્રિયાનું અમોલું સૂત્ર માનતા ને બાળકની દૃષ્ટિમાં ભયંકર કાળની દાઢ સમાન લાગતા આપણા ચૌદમા રત્નની પૂજાવિધિમાં અતિ કુશળ થયેલા શિક્ષકોને ઉપલા વિચારોને શાંત ચિત્તે મનન કરવા જેવા છે. ગયો સમય જેમ પાછો આવતો નથી તેમ ગઈ બાલ્યાવસ્થા ને તેનો નિર્દોષ આનંદ જીંદગીની કોઈ પણ પળોમાં પાછો દેખાતો નથી. જે વસ્તુ ફરી મળવાની નથી તે વસ્તુ બાળકના હાથમાંથી ઝુંટવી લેવામાં આપણને શું હાંસલ છે? જે દિવ્ય આનંદની ઇચ્છા સમર્થ યોગીઓને પણ રહ્યાં કરે છે તે નિર્દોષ આનંદ વિનાકારણે ઝુંટવી લેવામાં ને બાળકને કલેશના નરકમાં નાખવામાં આપણે શું ઇશ્વરાજ્ઞાનું ઉલંઘન કરતા નથી? 'આનંદ

એ બાલકનું ચક્રવર્તી રાજ્ય છે.' એ સૂત્ર શિક્ષણમાં પ્રતિપળે આપણે લક્ષ્યમાં રાખવાનું છે. આનંદથી બાળકની બુદ્ધિમાં જે ચંચલતા આવે છે તે સોટી ને ત્રાસથી આવતી નથી. અને આનંદ જેટલો ફલદાયી નીવડે છે તેટલો બીજો કોઈ પણ શક્તિપ્રયોગ ફલદાયી નીવડતો નથી. માટે આપણી ગયેલી બાલ્યાવસ્થા સંભારીને બાળકને તેની બાલ્યાવસ્થાનો સંપૂર્ણ ઉપભોગ કરવા દેવામાં માતાપિતાએ તથા શિક્ષકે ભાગ રાખવાનો છે. અતિથિકૃત્યનો આ આવશ્યક વિધિ છે.

આ સ્થળે રૂસોનાં આ સંબંધેનાં અવતરણો અપ્રાસંગિક નહિ ગણાય. "મનુષ્યો, દયાળુ થાઓ. દયા ત્હમારો પરમ ધર્મ છે. મનુષ્યની બધી સ્થિતિયો તરફ, બધી વય તરફ, મનુષ્ય જાતિથી જે કંઈ ભિન્ન નથી તે સર્વ તરફ દયાળુ થાઓ. દયાથી ઉચ્ચતર ડહાપણ કયું છે? બાલ્યાવસ્થા તરફ સ્નેહથી જુઓ. તેનાં સુખોને, તેની ક્રીડાઓને, તેની પ્રીતિપાત્ર પ્રેરણાઓને ઉત્તેજન આપો. જે અવસ્થામાં આપણાં મુખ પર વારંવાર સ્મિતપ્રભા તરી આવતી, અને આત્મા સ્વસ્થ રહેતો, તેનું સ્મરણ કરતાં કોને ખેદ નથી થતો? એ સુકુમાર નિર્દોષ બચ્ચાંઓનો ઉત્સવ કાળ એટલો ટુંકો અને ક્ષણભંગુર તથા તેમનો આનંદ એટલો અમૂલ્ય અને દૂષણરહિત છે, ત્યારે તે ઝુંટવી લેવાની કોને ઇચ્છા થાય? જે વીતી ગયેલાં વર્ષો ત્હમારી પાસે ફરી આવવાનાં નથી, તે તેમને પણ ફરી મળવાનાં નથી; ત્યારે શા માટે નાહક તેમાં દુઃખ ને ચિંતા નાખો છો? અરે પિતાઓ, ત્હમને માલુમ છે કે ત્હમારાં બાળકોને મૃત્યુ કઈ ઘડીએ ઝડપશે? તો કુદરતે તેમને જે થોડી ઘણી ક્ષણો આપી તે ઝુંટવી લઇને તમારા પોતાને માટે પશ્ચાત્તાપ સંગ્રહતા નહિ. જીંદગીનો આનંદ તેઓ અનુભવી શકે તેવડાં થાય કે તેમને તે અનુભવવા દેજો. પરમેશ્વર ગમે તે ક્ષણે તેમને બોલાવી લે, તો જીવનનો કશો સ્વાદ જોયા વગર તેમને ચાલ્યાં જવું પડે તેમ કરતા નહિ."

તીવ્ર લાગણીથી ઉછળતા રૂસોના આ વિચારોની અને શાંત ને મંદ ગતિથી વહેતા શ્રીયુતના વિચારોની દિશા એક જ છે એ સ્પષ્ટ છે. આપણે પાછા મધુમક્ષિકાના વિચારોનું શ્રવણ કરીએ.

"મહારાજ, આ બાલક-ઉદ્યાનના માળીનો સુંદર અધિકાર માતાજીએ પોતાના અને રાણીજીના હાથમાં આજ સુધી રાખ્યો હતો. અનેક માળીઓના હાથમાં રહેલો ઉદ્યાન બગડે છે, અને અનેક મનુષ્યોની આજ્ઞાનું ધારણ કરનાર બાળક કોઈની આજ્ઞા ધારી શકતું નથી. અને તેનું હૃદય છિન્ન ભિન્ન થાય છે. મહારાજ, આપ પિતા છો અને આપની ઇચ્છાને અનુસરનાર કોઈ પ્રવીણ વત્સલ પુરુષ શોધી કહાડશો. અને તે ઉભય મળી આ બાળકના માળી થજો. મહારાજ, પારકી મા જ કાન વીંધે માટે એ કામ ઉપર આવા અપર પુરૂષને રાખજો અને તેનો અધિકાર પૂર્ણ નથી એવી કલ્પના પણ બાળકને થવા દેશો નહિ. પરંતુ માર્જાર વર્ગમાં દેખીએ છીએ કે માતા જ બાળકને દાંત વચ્ચે રાખી શકે છે તેમ અન્યથી થવાનું નથી. માટે ગુરૂની મુખ-વિદ્યામાં મુકેલા કોમળ બાળક ઉપર ભૂલ્યે ચૂક્યે ગુરૂના દાંત બીડાઈ જાય અથવા બેશી જાય નહિ એટલી વાત જાળવજો. તે ઇંડું સેવવા બેઠેલી પક્ષિણી માતાના જેવા જાગૃત રહી જાળવજો. રાજબાળકને ગુરૂથી પણ ભય છે."

બાળશિક્ષણમાં અનેક શિક્ષકોની યોજના કરવી ઇષ્ટ છે કે નહિ—ન્હાનાં બાળકોના વર્ગમાં અનેક શિક્ષકોની આવ જા લાભદાયક છે કે નહિ એ સંબંધે વિચાર કરવાનું ઉપલાં વાક્યોથી પ્રાપ્ત થાય છે. અનેક માળીના હાથમાં રહેલા ઉદ્યાન બગડે છે એ સિદ્ધ છે પણ બાળકના સંબંધમાં તેમ બનતું હશે? બાલ્યાવસ્થામાં બાળકના વૃત્તિબંધારણનો પ્રબળ પ્રવાહ તેની અનુકરણશક્તિને લીધે જ વહે છે. અને અનેક શિક્ષકોના થોડા થોડા સહવાસમાં આવેલા બાળકને અનુકરણ કરવાનાં ખાસ લક્ષ્ય મળતાં નથી. પણ વિવિધ ગુણવૃત્તિનાં માણસોની ચેષ્ટા તેની પાસે થોડીક થોડીક વાર–તેની ગ્રહણ ધારણ શક્તિ તેમાંથી કાંઈ ગ્રહી શકે તેટલી વાર પણ નહિ–થાય છે ને જતી રહે છે. જો એક જ શિક્ષકના સહવાસમાં બાળક વધારે વખત આવે તો તેને તેના ગુણસ્વભાવનો વધારે પરિચય થાય ને તેમાંથી અનુકરણીય ખોરાક તેની અનુકારક વૃત્તિને મળે. સામાન્ય રીતે તો આપણી આંહીની નિશાળ-વ્યવસ્થા જોતાં બાળકોને તેના એક શિક્ષકના ગુણનો પણ ગાઢ પરિચય થવા પામતો નથી. કેમકે ફક્ત પાંચ છ કલાક બાળક શિક્ષકના સહવાસમાં આવે છે અને તે પ્રસંગે શિક્ષક પોતાની ફરજ પર ઉભેલો હોવાથી તેનું વર્તન કૃત્રિમ રીતે સભ્ય બનેલું હોય છે. સામાજીક નિયમોને અનુસરીને તેને પોતાનાં સ્વાભાવિક લક્ષણોને જાણી જોઇને છૂપાવવાં પણ પડે છે. અને તેથી બાળકની ઇંદ્રિયો ત્યાંથી નિર્મુખ વળે છે. આપણી પ્રાચીન શિક્ષણ પ્રથા આથી જૂદી હતી. તેમાં તો શિષ્યને રાત્રિ દિવસ ગુરૂના સહવાસમાં રહેવું પડતું. અને વાનપ્રસ્થ થયેલા કે સંન્યાસી નિઃસ્વાર્થી ગુરૂઓને સામાજીક વિનયનાં કૃત્રિમ બંધનોમાં બંધાવાનું નહતું. તેથી તેના ગુણની છાયા બાળક પર સચોટ પડતી. હાલ આવી કોઈ પણ વ્યવસ્થા થઈ શકે કે કેમ તે સવાલનો નિર્ણય મુશ્કેલીના ગુંચવારામાં જ સમાઈ જાય છે.

હવે આપણે બાળકની પરિચયસૃષ્ટિ કેવી ઉભી કરવી તે સંબંધે શ્રીયુતના વિચાર મધુમક્ષિકાને મ્હોડે સાંભળીએ. "મહારાજ, આપના બાળકને સાધારણ પુરૂષો કે કિંકરોનો સહવાસી ન કરશો. અમે કર્યો નથી અને આપ પણ ન કરશો. પતિસુખની લુબ્ધ સ્ત્રીઓ બાળકને વહેલું વીસારે છે. અને બાળકને પોતાના હાથમાંથી દાસીઓના હાથમાં ફેંકી દે છે અને એ દાસીઓની પાસે બાળક અનેક ગુપ્ત કુચેષ્ટાઓ શીખે છે. આ બાળકને માતાજી અથવા રાણીજીને મૂકી ત્રીજા મનુષ્યની પાસે સુવાડેલું નથી અને આપના વિશ્વાસનુ પાત્ર હું વગર બીજા જોડે રાખેલું નથી કે બ્હાર મોકલેલું નથી. × × × (આપ) પણ જે ગુરૂના હાથમાં આ બાળકને મૂકો તે એ બાળકને ત્રીજાના હાથમાં જવા દે એવું કરશો નહિ. મહારાજ, ઇંદ્રના બાળકને બૃહસ્પતિની સતત છાયામાં રાખજો. × × ×

રસોઇમા જોડાવુ પડે છે. ને તેમાથી નવરાશ પામવાનો વખત મળે તે પહેલાં બાળક ઊંઘી જાય છે. આથી બાળકને નથી મળતો માબાપનો સહવાસ કે નથી મળતો નિશાળમાંના શિક્ષકના કૃત્રિમ, સંયમ નિયમને લીધે ઉન્નત આચાર વિચારોનો સહવાસ સામાન્ય વર્ગની આવી સ્થિતિ છે, જ્યારે પૈસાપાત્ર વર્ગમા કે જ્યા માતાપિતા બાળકના સહવાસમા આવી શકે તેવી સ્થિતિ છે ત્યા નીચ વર્ણના ચાકરોના હાથમા બાળકોની સુપ્રત થાય છે અને તેથી વસ્તુસ્થિતિ કવિના કહેવા પ્રમાણે આવી રહે છે—કે સાધારણ વર્ગના બાળકો રસ્તા પરના કુતરાં ને બિલાડાના સહવાસમા ગેલ કરી ઉછરે છે અને શ્રીમન્તોના છોકરા નીચ ગુલામોના હાથમાં ઉછરે છે પરિણામે એમ ગુલામમાથી બીજો ગુલામ પેદા થાય છે અને પશુના સહવાસીઓ પાશવ વૃત્તિના થાય છે શિક્ષણમા સર્વથી જબરી અસર સસર્ગની જ છે અને તેથી બાળકો જે પોતાના સમવયસ્કોના મડળમા ફરે તેમા ખૂણે ખોચરે પણ દુષ્ટતાની ગધ રહેવા ન દેવી એ ચતુર શિક્ષકનું કામ છે કેમકે માતાપિતા અને શિક્ષકનો સસર્ગ ઉપર કહ્યા પ્રમાણે બાળકને મળતો નથી, તે વખતે તેના સમવયસ્કોનો જ સસર્ગ તેને પૂર્ણપણે મળી શકે છે અને તેથી તે સસર્ગસૃષ્ટિને અતિ નિર્મળ રાખવાની જરૂર છે તેની નિર્દોષતા સસારના મલિન પ્રપચોથી ન્હાય નહિ એ ખાસ જોવાનુ છે ઉચ્ચ - નીચ સહવાસે બધાયેલુ ચારિત્ર્ય મરણ પર્યંત ટકવાનુ જ છે અને પડેલા ટાળા ઉત્તરાવસ્થામા મહાપ્રયત્ને પણ ભૂસાવાના નથી એ ભૂલવાનું નથી 'પડી ટેવ તે તો ટળે કેમ ટાળી' એ દલપતરામભાઇનુ વાક્ય આપણા તો હૃદયમા ને કઠમા રમી રહેલુ જ છે

હવે બાળક પાસેથી કેમ કામ લેવુ? તેને કેવી આજ્ઞાઓ કરવી? તેને કેમ રમવા દેવા? તેના પગ અંકુશ ક્યારે અને કેવો નાખવો તથા તેની ક્રીડામા કેમ સમભાગી થવુ તે બાબતના ઉત્કૃષ્ટ વિચારસલિલમા અવગાહન કરવા તૈયાર થઇએ

મહારાજ, આજ્ઞા ઉપાડવી એ વયમા વધેલા ને બુદ્ધિમા પહોંચેલા પુરુષોથી પણ બરાબર બનતુ નથી, તો તે ગહન સેવાધર્મ પુષ્પ જેવા બાળ થી બનશે એવી દુષ્ટ આશા આપતો નહિ જ રાખો. પણ બાળકનો ગુરુ કે બીજુ કોઈ પણ એ આશા સ્વપ્નામા પણ રાખે તો એવી મૂર્ખતાનો પ્રતિકાર સત્વર કરજો મહારાજ, સાકર મા સ્વાદ મેળવી ઔષધ પાવાનો માર્ગ સહુને શીખવજો બાળકને તો ઉત્સાહમા રાખી જ કામ કઢાવી લેવુ "

આપણી આજ્ઞાઓના કારણો જાણ્યા વિના પણ બાળકોએ તેને વશ થવુ જ જોઇએ એવુ હાલના લગભગ સર્વ શિક્ષકો માને છે અને તે વિચારના અનુવર્તનમા જ પોતાનો રુવાબ—કરપ સમાયેલો સમજે છે પરતુ તેને ખબર નથી કે આજ્ઞાની બેડીમા બાળકોને બલાત્કારે નાખી દેવાથી તેની બુદ્ધિઓ જડ ને ગુલામ જેવી થઈ જાય છે આ સબધે ગોવર્દ્ધનરામભાઈ વિદ્યાચતુરને મ્હોડે કહેવરાવે છે કે—" મન ઉપર બલાત્કાર થતો નથી અને બાળકોના મનને વાળ્યા વગર તેમની ક્રિયાશક્તિ ઉપર બલાત્કાર કરનાર માતાપિતા બાળકને દાસત્વના બધનમા નાખવાનું પાપ કર્મ કરે છે' જ્યાર બલાત્કારે પણ આજ્ઞાપાલન જ જોવુ એ ધર્મ નથી પણ અધર્મ છે ત્યારે માબાપ ને શિક્ષકનુ કર્તવ્ય શુ? તે પણ

તેઓ બતાવે છે: " ગુણીયલ, નવી પરણેલી મુગ્ધા સ્ત્રીને જેમ દક્ષ નાયક બળથી નહિ પણ કળાથી વશ કરી લે અને એ મુગ્ધાનો રસ વધારે તેમ જ બાળકની બુદ્ધિને પણ કેળવવાની છે. જો આપણાં બાળક આપણા કરતાં વધારે બુદ્ધિવાળાં થાય એમ આપણી ઇચ્છા હોય તો તેમની બુદ્ધિને આપણી બુદ્ધિની બેડીઓમાં કેદ ન કરવી. કારણ માબાપની બુદ્ધિની માત્ર આજ્ઞાકર થવા શીખેલી બુદ્ધિ સ્વતંત્ર રીતે ઉડવાનો અભ્યાસ પામતી નથી. બાળકની બુદ્ધિને પગે માબાપે ઘડેલી બેડીઓ નાખવી નહિ. પણ એ બુદ્ધિ જાતે ચાલે; પડે અને ઊઠે અને શક્તિ હોય તો દોડે તેમાં માબાપે વિઘ્ન ન નાખવું. એ બુદ્ધિ પોતાની કળાથી નૃત્ય કરે તો-કરવા દેવું. તેને વિદ્યા એ અન્ન છે. વિચાર એ વ્યાયામ (કસરત) છે. સ્વતંત્રતા એ તેના પ્રાણનું પોષણ કરનાર પવન છે. ઉત્સાહ એ તેની ક્રીડાભૂમિ છે. અને સંસારનું અવલોકન એ એને જીવન આપનાર પાણી છે. માતા પિતાનો ધર્મ એ છે કે એ પાણી નિર્મળ રાખવું. એ પવનને અપ્રતિરુદ્ધ રાખવો. એ ક્રીડાભૂમિમાં અધમ સંગતિ જવા દેવી નહિ. અને એ વ્યાયામમાં ન્યૂનતા કે અતિશયતા થાય નહિ અને વ્યાયામને અંતે ફરવા માંડેલા લોહીથી ભરેલી નસોમાં અયોગ્ય પદાર્થને સ્થાને પોષક અન્ન જાય. માતા પિતા ભણીના અંકુશની સમાપ્તિ આટલામા થાય છે. બાલ્યાવસ્થામાં આટલા અંકુશમાં રહી બાલકની બુદ્ધિ મરજી પડે તેવું નૃત્ય કરે તે કરવા દેવુ. એ અવસ્થા જેમ જેમ પૂરી થતી જાય તેમ તેમ એ બુદ્ધિના અન્ન સાથે બાળકના ભવિષ્ય પ્રયાણને યોગ્ય ભાથુ ભરવું અને તેની ક્રીડાભૂમિમાં સુખ દુઃખોથી ભરેલા સસારનાં ચિત્ર મૂકવા. દુષ્ટ પવન નિવારનાર, તેમ પવનને સુગન્ધ વાહક કરનારા રસ એના ભવનના સર્વ ભાગમાં મૂકવા એટલું સરતમાં રાખવું. યુવાવસ્થા–આદિ પ્રવાહો સ્વતત્રતાને વધારનારા છે, તે કાળે આવા રસથી જે કામ થશે તે શુષ્ક શિક્ષાપાઠથી , નહિ થાય. માટે એના વિચાર રૂપ વ્યાયામને વધવાનાં સાધન ઊભાં કરવાં. પણ તે એવાં હલકાં ન કરવાં કે પ્રમાદ થાય અને એવાં ભારે ન કરવાં કે અતિ શ્રમ થાય. અને અંતે એના અવલોકન રૂપ જીવનનો પ્રવાહ ગગા જેવો રાખવો.—અર્થાત્ સર્વ કાળે શુદ્ધ ને જગતને પાવન કરનારો કરવો, અને સર્વગ્રાહી આકાશના પ્રતિબિંબનું સર્વાંગે પ્રતિબિંબ સંગ્રહનારો કરવો. પ્રાણી માત્રની તૃષા ભાગનાર, જીવન અર્પનાર, ચારે પાસની વનસ્પતિનો પોષક અને હિમાચલ જેવા ઉચ્ચ સ્થાનમાંથી સદા પ્રભવ પામતો એ પ્રવાહને કરવો. સમુદ્ર જેવા વિશાળ અને પ્રાણપોષક પ્રયાણમાર્ગ રૂપ ઇષ્ટાપત્તિનો—અને ગુપ્ત પણ સતત નીતિઓથી—સાધક ગંગાપ્રવાહ જેવો બાલક બુદ્ધિના આ અવલોકનના પ્રવાહને કરવો. ગુણીયલ, શુદ્ધ વિદ્યાદાનનો માર્ગ અને પરિણામ આવો છે. અને પુત્રીનું સ્ત્રીત્વ અને પુત્રનું પુરુષત્વ લક્ષ્યમાં રાખી આ માર્ગ સેવાય તો તેના નિયમ ઉભયને સામાન્ય છે અને એ માર્ગ પુત્ર માત્ર અને પુત્રી માત્રનાં જાતકર્મ આદિ સંસ્કારોમાંનો એક આવશ્યક સંસ્કાર છે. એ સંસ્કાર ન આપે તે માતા અથવા પિતા પોતાના ધર્મથી ભ્રષ્ટ થાય છે."

ગૃહસ્થો, શિક્ષણના જે અતિ ઉન્નત વિચારો આપણને શિક્ષાપદ્ધતિનાં સૂકાં વ્યાખ્યાનોમાંથી નથી મળ્યા કે કેળવણીના શાસ્ત્રીય ગ્રંથોનાં નિરસ લખાણોમાંથી નથી પ્રાપ્ત થયા કે પાઠશાળાના અધ્યાપકોનાં શિક્ષણકલાનાં પિષ્ટપેષણાત્મક ભાષણોમાંથી નથી સંભળાયા તે આપણને આમ રસિકતાના સુગંધી પ્રવાહમાં તરબોળ થયેલા મળે છે. અને પવિત્ર ધર્મ-

ભાવના—કર્તવ્યભાવનાનું આપણને ભાન કરાવી હૃદયમાં ઊંડે ઉતરી જાય છે. એ પવિત્ર વિચારોનો અન્ય શબ્દોમાં અનુવાદ કરી કાળક્ષેપ કરવા કરતાં ફરી ફરી વાર તેનું મનન કરવાનું સૂચવવું વધારે શ્રેયસ્કર છે. આપણી પ્રાથમિક શિક્ષણપદ્ધતિનાં આ સનાતન બીજસૂત્રો છે. અને તેમાંથી જ આપણા શિક્ષણ વૃક્ષનું સંવર્ધન કરવાનું છે.

આપણી હાલની નવીન શિક્ષણપદ્ધતિ 'સ્વ–પ્રવૃત્તિ' અને 'નિયંત્રણ–મોક્ષ' એ બે પાયા પર ઉભી રહેલી છે. અને બાલકોને કેમ સ્વપ્રવૃત્તિમાં યોજવાં તથા કેટલો નિયંત્રણમોક્ષ તેને આપવો તેના વિચાર ને આચાર પાછળ જ પાશ્ચાત્ સમર્થ મહાત્માઓ—પૅસ્ટેલૉસી ને ફ્રબલે પોતાનાં જીવન ગાળ્યાં છે. સ્વપ્રવૃત્તિ એ જ્ઞાનનું મૂળ છે, અને નિયંત્રણમોક્ષ એ આનંદનું મૂળ તથા બાળબુદ્ધિના વિકાસનું ક્ષેત્ર છે; એમ આપણને તે મહાત્માઓના વિચારો ને તેની યોજનાઓ પરથી જણાય છે. શ્રીયુતના ઉપલા વિચારોનો આત્મા પણ આ બે જ લક્ષ્યમાં રહેલો છે. તેઓ આપણા પ્રયત્નથી ચવાયલો ખોરાક બાળકને ખવડાવવાની હિમાયત કરતા નથી પણ જાતિ અનુભવથી બાળક પડવા, ઉઠવા, ને દોડવાનું શીખે તેમ કરવાની ભલામણ કરે છે. અને તે વખતે બાળકને તેની ક્રીડાશક્તિ નિરંકુશ જ છે એવું ભાન માતાપિતા પામે કરાવા દે છે. સૌંદર્યસૃષ્ટિમાંનો બાળકનો જે નિર્દોષ, નિરંકુશ વિહાર તે જ નિયંત્રણમોક્ષ, તે જ બુદ્ધિચાંચલ્યનું બીજ,ને તે જ આનંદનો આત્મા. આપણી શાળાઓમાં આ બંને બાબતોનો લગભગ અભાવ છે. શાળામાં દાખલ થયલા વિદ્યાર્થીને છ કલાક સખત નિયંત્રણમાં રહેવું પડે છે. તેનાથી નથી યથેચ્છ બોલાતું, નથી યથેચ્છ હરાતું ફરાતું કે નથી ક્રીડા કરાતી. જતરડાના કાણામાંથી જેમ વાળાને પાંસરાદોર થઈને પસાર થવું પડે છે તેમ આપણા નિશાળ રૂપી જતરડાના છ કલાકના કાણામાંથી બાળકને ચૂંચાં કર્યા વગર પસાર થવું પડે છે. અને આનું પરિણામ આપણને તરત જ જોવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે તે ચંચલ બાલકો થોડી જ મુદ્દતમાં એવાં તો સુસ્ત ને મુડદાલ થઈ જાય છે કે પોતાના નાક પર બેઠેલી માખીને પણ બિચારાં ઉડાડી શકતાં નથી. આપણુ નિયંત્રણ શક્તિહીનતામાં ફરી જઈ આપણા સામું આવીને ઊભું રહે છે. અને આપણને નિર્માલ્ય દેહધારી—અશક્ત આત્મા ઉત્પન્ન કરનાર તરીકે ઓળખાવે છે.

જેવું નિયંત્રણ મોક્ષના સંબંધમાં છે તેવું જ સ્વપ્રવૃત્તિના સંબંધમાં છે, હાલતો જે શિક્ષક ઘણું બોલે તે ઘણી મહેનત કરે છે ને સારૂં શીખવે છે એમ કહેવાય છે. શિક્ષકે બોલવું ને બાળકે સાંભળવું, શિક્ષકે કરવું ને બાળકે જોવું, શિક્ષકે પૂછવું ને બાળકે પ્રત્યુત્તર આપવો એ આપણી હાલની પદ્ધતિ છે. બાળક પાસે જ કામ કરાવવું જોઈએ એ સત્ર ફક્ત શબ્દોમાં જ રહ્યું છે. જેથી આધુનિક શિક્ષણમાં સ્વપ્રવૃત્તિને કશો અવકાશ નથી. પદાર્થવિજ્ઞાનના પાઠો કે જેને ઇંદ્રિયો ને પ્રકૃતિ સાથે સીધો સંબંધ છે તે પાઠો પણ ફક્ત વાંચીને જ ગોખાવવામાં આવે. એવી જ્યાં વસ્તુ સ્થિતિ હોય ત્યાં સ્વપ્રવૃત્તિ વિષે લખવાનું કે બોલવાનું પ શું રહે? વળી આ પ્રશ્ન ખરૂં છે કે જુદે જુદે સમયે દાખલ થયેલાં, જુદી જુદી વયનાં ને જુદા જુદા સ્વભાવનાં બાળકોને બધું સ્વપ્રવૃત્તિથી જ શીખવા દેવું એ આકાશ કુસુમવત્ છે. અને તે ઇચ્છા દુર્લભ લાલસા જ છે. અને હાલતો બાળકો સ્વપ્રવૃત્તિથી જ ઉત્તીર્ણ

મ્હોટાં થાય ને શિક્ષકો તો માત્ર તેના સહચારી જ બને એવાં ચિત્રો આપણા શિક્ષણની રંગભૂમિ પર દેખાવાને હજુ ઘણી વાર છે એમ કહેવામાં કંઈ ખોટું નથી.

હવે આપણે શક્તિ વિચારના બીજા અંગ પર નજર કરીએ. એ વિચારનું બીજું અંગ શિક્ષક છે. શિક્ષકનું ચારિત્ર્ય, તેનું જ્ઞાન, તેની ક્રિયા શક્તિ ને તેની રસિકતા વગેરેનો વિચાર આ અંગ પરત્વે પ્રાપ્ત થાય. ગોવર્દ્ધનભાઈ નવલગ્રંથાવળીની પ્રસ્તાવનામાં કહે છે કે "બાલકનું ચિત્ત સમજવા, બાલકની રમતો સમજવા, બાલકનું મગજ પારદર્શક કરવા—જોનાર બાળક દશાનો રસિક હોવો જોઇએ." અર્થાત્ વયોવૃદ્ધ તથા જ્ઞાનવૃદ્ધ હોવા છતાં જે બાળકમાં બાળક થઈ તેની સાથે ખેલે, તેના વિચારો જાણે, ને તેનો નેતા થઈ તેની ક્રીડાઓને પોતાના યથેચ્છ રસ્તાપર ખેલાવે તે જ ખરો શિક્ષક. તેની પાસે જ બાળકનાં ચિત્ત પારદર્શક છે, અને તે જ તેના હૃદયમાં સાથીઆ પૂરી શકે છે. જેને બાલ સ્વભાવનું જ્ઞાન નથી, જેને બાલકોની રમતમાં રસ પડતો નથી, જેને બાલકો પર પ્રેમ નથી કે જેને બાલકની ગ્રહણ ધારણ શક્તિના બળનો ખ્યાલ નથી, તે બાળકનો શિક્ષક થવાને યોગ્ય નથી. બાળકના માળી થવાને અગાધ જ્ઞાનની જરૂર નથી, પણ ઉત્કૃષ્ટ શૈલીની ને પૂર્ણ પ્રેમભાવથી વીંટલાયલી કોમલ વૃત્તિની જરૂર છે. કુસુમ-કોષ બળથી ઉઘાડી કે ખીલાવી શકાતા નથી. પણ કળાથી તેનું સેવન કરવામાં આવે તો જ તે ખીલે છે. તેમ બાલકોના હૃદય—કોષ પણ પ્રેમભાવનાએ પરિપૂર્ણ સેવનથી જ ખીલવી શકાય છે. કઠોર નિયંત્રણથી કે જ્ઞાનના હથોડાથી નહિ.

વસ્તુગતિ આવી છે તેથી આપણા હાલના શિક્ષક મંડળ પર નજર કરતાં આપણને અગાધ નિરાશા પ્રાપ્ત થાય છે. આપણા મંડળમા ઉપરની બધી માળી-કળાનો લગભગ અભાવ છે એમ સહજ જણાઈ આવશે. આપણામાં જ્ઞાન ગમે તેટલું હો પણ રસિકતા કે પ્રેમ તો નથી જ. આપણી દ્રવ્યોપાર્જન શક્તિ ગમે તેવી પ્રબલ હોય પણ શિક્ષણ-શક્તિ તો કુદરતની સહચારિણી નથી જ. આપણે ગમે તેવા આનંદી ને રમતીયાળ હોઇએ પણ તે બાળકના ટોળામાં તો નહિ જ. આપણી સૃષ્ટિ જ જુદી છે. આપણને બાળકની સૃષ્ટિમાં પેસવા જતાં શરમ આવે છે. આપણી વૃત્તિયો અત્યન્ત અસંતુષ્ટ છે. આપણું જીવન ક્લેશમય છે. અને આપણી નસોમાં રસનો છાંટો પણ નથી. તો ક્યાંથી આપણી શાળાઓ રસવાટિકા બને, ક્યાંથી આપણી શાળાઓ તે ખરેખરી શાળાઓ થાય અને ક્યાંથી આપણે શિક્ષકના નામને ખરેખરા યોગ્ય થઇએ. દેશ કરતાં મુબઈનુ જીવન તો વળી અત્યંત અસંતુષ્ટ છે-અત્યંત ક્લેશકારક છે અને તેથી દેશના શિક્ષકો કરતાં પણ આપણું શિક્ષક મંડળ વધારે અસંતુષ્ટ, ક્લેશી, ચંચલ ને તુચ્છ છે. આમ હું કહું છું તેથી કદાચ આપણને ખોટું તો લાગશે પણ તે ખરૂં છે. અને ગોવર્દ્ધનભાઇએ પણ આપણી આવી જ પરીક્ષા કરી છે. તેઓ પરીક્ષામાં આપણને પાસ-નાપાસ કરીને કે-કહીને જ બેઠી રહ્યા નથી પણ સાથે લાગો પ્રસંગને અનુસરતો એક ઉપાય પણ તેમણે બતાવ્યો છે. અલબત્ત તેઓનો નીચેનો વિચાર અન્ય પ્રસંગોની વચ્ચે અપાયેલો છે ને તેથી તે સંપૂર્ણ નથી. આપણી કે શિક્ષણની સ્થિતિનો વિષય લઇ તેઓએ તે વિચાર દર્શાવ્યો નથી. પણ નવલગ્રંથાવળીની પ્રસ્તાવના લખતાં તેના ત્રીજા ભાગની કિંમત આંકવાનો પ્રસંગ પ્રાપ્ત થયો અને તે પ્રસંગે તેઓ લખી ગયા છે કે: "બાળકોના ઉપાધિ-વ્યાધિયોની ચિકિત્સા ને ઔષધોપચાર એ નવલગ્રંથાવ-

ળીના ત્રીજા ભાગનો વિષય છે. અને જેને પોતાનાં બાળકોની ચિંતા છે તેણે આ ભાગ અવશ્ય વાંચવો ઘટે છે. × × તેમાંનાં અનેક સૂત્રો × × × ને તેનાં ભાષ્ય વાંચીને શિક્ષકને લાભ થશે તેમાં તો કાંઈ નવાઈ નથી, પણ સાધારણ વાંચનાર પણ ખુશી થશે. અનુભવી માબાપને અનેક વિચારો સૂઝશે, ઘણાંક માબાપને બોધ મળશે અને અણસમજથી અતિ લાડ કરનારાં તેમ અજાણ્યે ક્રૂર થનારાં માબાપના હાથમાં પડેલાં સનાથ છતાં અનાથ જેવાં બાળકોનો દુઃખોદ્ધાર કરવામાં સહાયભૂત થશે. ગુજરાતનાં ટ્રેનિંગ કૉલેજો છે તેવી મુંબાઇમાં નથી એ નવાઈ છે. જીલ્લામાં જેને દશ રૂપિયા પણ ન મળે એવા માણસો મુંબઈ આવી એથી બમણા ત્રમણા પગારમાં દાખલ થઈ ગયા છે, અને શિક્ષણ પદ્ધતિના નામથી પણ અજાણ્યા છે અને તેમના હાથમાં આ ધાડી વસ્તીનાં બાળકો વર્ષોનાં વર્ષો સુધી ઘસડાય છે. તેવા મહેતાજી થયેલાઓની પાસે તો નવલ ગ્રંથાવળીના ત્રીજા ભાગના વિષયોમાં પરીક્ષા અપાવવી જોઇએ. આ વિષયોનો એકત્ર થયેલો સમુદાય તેમને અવશ્ય ઉપયોગી થવો જોઇએ."

જો આ વિચારોનો અમલ ખાતા તરફથી કરવામાં આવે તો અવશ્ય ફાયદો થાય. કંઈ નહિ તોય શિક્ષકો દૈહિક શિક્ષણ શૈલીનું પુસ્તકીઆ જ્ઞાન તો પ્રાપ્ત કરે જ. અને તેટલું પણ કંઈ ઓછું નથી. જો કે આથી આપણું મંડળ ભારે કોલાહલ કરી મૂકે. પરંતુ આપણને વેલા જ વખતમાં માલુમ પડી આવે કે આથી આપણે પ્રભુની વધારે પાસે જઇએ છીએ. કેમકે આપણામાં કર્તવ્ય ભાવના જાગૃત થાય ને તે આચારમાં રીતસર પરિણામ પામે તો આગળ કહ્યા પ્રમાણે પરમ પુરૂષના પરમ યજ્ઞમાં સામેલ થવાનો ઉત્તમ વિધિ આપણે પાળીએ છીએ એમ ગણાય.' અને એ કર્તવ્ય પરાયણતાથી આપણે તે પરમ પુરૂષનું અનુકરણ કરીને અંતે તેની સમીપે જઈ શકીએ તેમાં કંઈ શક નહિ.

બસ. અહીં શ્રીયુતના પ્રાથમિક શિક્ષણ વિષેના વિચારો–અત્યાર સુધી બહાર પડેલાં તેમનાં લખાણોમાંના–સમાપ્ત થાય છે. ગોવર્દ્ધનરામભાઈ શિક્ષણશાસ્ત્રી ન હતા. શિક્ષણ એ તેમનો ખાસ વિષય ન હતો, કે એમની જીવન–નૌકાનું એ લક્ષ્ય ન હતું. તેઓ તો સાહિત્યકાર હતા, કવિ હતા, નવલ કથાકાર હતા. અને કવિમાં જે સ્વાનુભવ રસિકત્વ તથા સર્વાનુભવ રસિકત્વ જોઇએ તે ઘણી સારી રીતે તેમનામાં હતું તથા પરિપાક દશાને પામ્યું હતું. તેથી જ આપણે પિતૃધર્મના આતિથેય-વિધિ વિષે એટલે શિક્ષણ વિષે અતિ ઉન્નત વિચારો વારસામાં મેળવી શક્યા છીએ. આ વારસાને લાયક થવામાં જ આપણો શિક્ષક ધર્મ સમાયેલો છે.

પશ્ચિમમાંથી હાલ્ જે વિચારોનો પવન વાય છે તે કરતાં આ વિચારો જુદા પડતા નથી. પરંતુ પશ્ચિમના વિચારો પશ્ચિમના જીવનમાંથી ઉત્પન્ન થયા છે. અને તેથી તે આપણા જીવન સાથે કદી કદી બંધ બેસતા આવતા નથી. પરંતુ આ વિચારો તો આપણી જ જીવન વિધિમાંથી તારવી કાઢેલા છે અને તેથી સર્વાંગે તે આપણા જીવનને સાનુકૂળ છે. જે પવિત્ર ધર્મ ભાવના આપણને તેઓએ આપી છે તેવી ઉન્નત ભાવના હજી સુધી આપણને વારસામાં મળી નથી. પુત્ર એ આપણો આમંત્રિત અતિથિ છે, તેનું આતિથેય કરવું એ આપણો ધર્મ છે અને તે આતિથેય પરમ પ્રભુના પરમ યજ્ઞની વિધિ પ્રમાણે જ કરવું જોઇએ એ એવી

તો ઉત્કૃષ્ટ રીતે આપણને સમજાવવામાં આવ્યું છે કે તેવો સ્પષ્ટ, સુંદર ને અસરકારક ઉપદેશ આપણે બીજેથી મેળવી શકીશું નહિ. તેમ જ આતિથેયનો વિધિ જે હેતુ, રૂપ ને શક્તિ વિચારમાં આપણે જોયો તે પણ અન્ય સ્થાને મળવો દુર્લભ છે. હવે આપણું કર્તવ્ય તો એ વિધિને આચારમાં મૂકવામાં જ રહેલું છે માટે આપણે ટુંકમાં ઉપલા વિસ્તૃત વિવેચન પર નજર ફેરવી જઇએ.

૧. બાલક એ આપણો આમંત્રિત અતિથિ છે.

૨. આપણે આમંત્રણ કરેલું હોવાથી તેનું આતિથેય કરવું એ આપણો ધર્મ છે, આપણે કંઈ તેમાં ઉપકાર કરતા નથી.

૩. બાલકને યજ્ઞ સામર્થ્ય આપવાનો આપણો મુખ્ય ઉદ્દેશ હોવો જોઇએ.

૪. દૈવી સંપત્તિ ને જ્ઞાનથી પશુ–બાલકનો આત્મા સંસિદ્ધ થાય છે, શારીરિક સંપત્તિથી તેની વેદી એટલે શરીર સંસિદ્ધ થાય છે અને રસ, ભક્તિ, પ્રીતિ, સુંદરતા ઇત્યાદિથી તેની યજ્ઞ સામગ્રી સંભૃત થાય છે. આ સર્વ સંપૂર્ણ કરવું તે માતાપિતાનું ને શિક્ષકનું કર્તવ્ય છે.

૫. આપણો ઉદ્દેશ એ પણ હોવો જોઇએ કે બાલક વ્યવહારજ્ઞ પણ બને.

૬. બાલક પિતાના આત્માની પ્રતિકૃતિ છે. માટે તેને આત્મવત્ ગણી આત્મસાત્ કરવાને શિક્ષણ આપવું.

૭. એ ઉદ્દેશ પાર પાડવા માટે વિષયોની અમુક કારણસર જ યોજના કરવી. હૃદયની સંસ્કૃતિ માટે સાહિત્ય, બુદ્ધિની વિશાળતા માટે શાસ્ત્ર, ચારિત્ર્ય બંધારણ માટે ઇતિહાસ અને પ્રવાસની ગરજ સારી ભણેલાને ગણેલા બનાવવાને માટે ભૂગોળ શીખવવી જોઇએ એ નિરંતર લક્ષમાં રાખવું.

૮. ગર્ભવતીની સંભાવના એ બાલકના શિક્ષણની શરૂઆત છે.

૯. માતાનું જ સ્તન્ય બાલકને પાવું, પરાયું નહિ.

૧૦. આનંદ એ બાલકનું ચક્રવર્તી રાજ્ય છે.

૧૧. અનુકારક શક્તિને ખોરાક મળે માટે બાળકને એક જ ગુરૂના સહવાસમાં રાખવો.

૧૨. બાલકની પરિચય સૃષ્ટિ સદંતર નિર્દોષ રાખવી. સંસારના મલિન પવનનો સ્પર્શ સુદ્ધાં તેને થવા દેવો નહિ.

૧૩. સ્વપ્રવૃત્તિ એ જ જ્ઞાન પ્રાપ્તિની નીસરણી છે.

૧૪. નિયંત્રણ મોક્ષ અને બાલકની ક્રીડાનું સહચારીત્વ એ જ શિક્ષણ-શૈલીનો ઉત્તમ વિધિ છે.

૧૫. શિક્ષક બાલ દશાનો રસિક હોવો જોઇએ.

૧૬. હાલના અશિક્ષિત શિક્ષકોને કેળવવાને નવલગ્રંથાવળી કે એના જેવા જ શિક્ષણને લગતા ગ્રંથોની પરીક્ષા લેવાની યોજના અમલમાં મૂકવી જોઇએ.

મિત્રો, પવિત્ર આર્ય ધર્મ ભાવનાના મંદિરમાં સ્થાપેલાં આ સોળ પરમ મત મૂર્તિનાં આજે આપણે દર્શન કર્યાં. સંસારમાં મહાત્માઓની અનેક પ્રકારે પૂજા થાય છે. શ્રાદ્ધ સગવવાં, જયંતીઓ ઉજવવી, સ્મારકો સ્થાપવાં, ચૈત્યો ને કીર્તિસ્તંભો ઊભા કરવા, ગુણાનુવાદ ગાવા ને શ્રવણ કરવા કે શાંત રીતે એકાંતમાં તેમના વિચારોનું મનન કરવું. આ સર્વ મહાત્માઓના પૂજા વિધિ છે. આપણો આજનો સમારંભ પણ આ રીતે આપણા તીર્થ સ્વરૂપ ગોવર્દ્ધનભાઈની પૂજા કરવાનો જ છે. ગૃહસ્થો, દેવ મંદિરમાં જઇએ, ખાલી ઘંટા વગાડીએ, માથું નમાવી દેવમૂર્તિ સામે નમસ્કાર કર્યા જેવું કરીએ અને હૃદયને કંઈપણ ઉન્નત કે પવિત્ર કર્યા વિના પાછા ફરીએ તો તે પૂજાવિધિ જેમ લગભગ નિષ્ફળ છે તેમ ચેતન તીર્થ સ્વરૂપોના આવા પૂજા સમારંભમાં સામેલ થઇએ, કાન ઉઘાડા રાખી પૂજાવિધિના વટારવ સાંભળીએ, પણ હૃદયના આગળા બંધ કરી તે ઘટારવનો પ્રતિધ્વનિ અંતઃકરણમાં થવા ન દઇએ અને એમને એમ ઘર તરફ પાછા વળીએ તો એ પૂજાવિધિ પણ નિષ્ફળ જ છે, આપણી આજની આ તીર્થયાત્રા નિષ્ફળ થશે એવી તુચ્છ આશા હું રાખતો નથી. કંઈ ને કંઈ-એકાદ સત્ય પણ આપણે હૃદયમાં ઉતારીને પાછા ફરીશું તો આજનો પૂજાવિધિ સફળ થશે. છેવટે આટલું જ પરમ સત્ય તીર્થ પ્રસાદી રૂપે લઇને આપણે ઊઠીશું તો પણ ઘણું છે —"કોઈ જીવ આપણે પેટે બાળક રૂપે જન્મ્યો માટે તેને આપણી ઈચ્છા પ્રમાણે બંધનમાં નાખીએ એવો અધિકાર માતાપિતાએ ધારવાનો નથી." આ શબ્દોને સ્હેજ ફેરવી નાખીએ તો 'કોઇ જીવ આપણને શિષ્ય રૂપે પ્રાપ્ત થયો માટે તેને આપણી ઈચ્છા પ્રમાણે બંધનમાં નાંખીએ એવો અધિકાર શિક્ષકે ધારવાનો નથી.' અર્થાત્ આપણું શિક્ષક જીવન આપણી ઈચ્છાઓનો નિર્વાહ કરવા માટે નથી પણ બાળકમાં ઉત્કૃષ્ટ જીવનનો આવિર્ભાવ કરવા માટે જ છે.

મુંબઈ
તા. ૩૦-૭-૦૮

જીવાભાઇ અમીચંદ પટેલ.

# संगीतनी महत्ता अने स्त्रीयोने संगीत शिक्षणनी आवश्यकता.

( અનુસન્ધાન પૃષ્ઠ ૩૩૬ થી. )

સંગીતવિદ્યાકળાની પ્રશંસા કરતાં કરતાં ઘણું કહેવાઈ ગયું, એ ઉપરથી તે શીખવાની કેટલી બધી જરૂર છે તેનો ખ્યાલ સહેજ આવી શકશે. સંગીતથી વૃત્તિઓને, તથા દુષ્ટ વિકારોને મારી નાખવાની ટેવ પડતી જાય છે, ને પછી તેનું પરિણામ એ આવે છે કે, સંસારવ્યવહારના નજીવા કજીયાઓથી, નજીવી કંજુસાઈથી, હલકાઈ, તોછડાઈ વગેરે હલકી જાતની વૃત્તિઓથી આત્મામાં જે સંકોચ અને વિક્ષેપ ઉપજે છે તે સંગીતના અનુરાગી જીવનમાં જતાં રહે છે. માણસ જાતની જીંદગીને ઉન્નતિ આપનાર, મનુષ્યના હૃદયને સહૃદય, દયાળુ અને પ્રેમી બનાવનાર, મનુષ્યના આચાર વિચારને વિશાળ અને ઉદાર બનાવનાર અને માણસ જાતમાં નરમાશ, દયા, ભાવિકપણું, શ્રદ્ધા, ઉદારતા વગેરે ઉચ્ચ સદ્‌ગુણોનું બીજ રોપનાર સંગીત જેવી બીજી કોઈ પણ કળા નથી એમ સર્વેએ સ્વીકારેલું છે. એટલા માટે એને દિવ્ય કળા ગણી છે. આપણા શાસ્ત્રોમાં સકલ બ્રહ્માંડની ઉત્પત્તિ નાદથી જ કહી છે. યોગાભ્યાસીઓને માટે નાદાનુસંધાન, માન્ત્રિકોને માટે મન્ત્રશક્તિ, ભક્તોને માટે જપસિદ્ધિ માત્ર નાદથી જ મળે છે. આ પ્રકારે સંગીતની મહત્તા યોગ્ય રીતે સમજાય તો એ મહાન સૂક્ષ્મ રહસ્યમય વિદ્યા છે. સંગીત ભૂલવાથી જ આર્યાવર્તે પોતાની ઘણી ઉચ્ચતા ગુમાવી નાખી છે અને આપણે આપણા જીવનનું તથા આખા સંસારનું ગાન ગુમાવી કજીયા કંકાસના શુષ્ક ચુથણામાં જ પોતાની વડાઈ માની બેઠા છીએ. સંગીતના વિશુદ્ધ આનંદમાં લીન થતાં દરેક મનુષ્યો પોતાના નજીવા તેમ મ્હોટા કલહોને, લાંબી ટૂંકી આશાઓ અને ઈચ્છાઓને, નિરાશા, દુઃખ અને રાગ દ્વેષવાળા હલકા મનોવિકારોને પૂર્ણ રીતે ભૂલી જાય છે અને પોતે કોઈ મહાન્, સ્વતંત્ર સંપૂર્ણ, આનંદમય પદાર્થ છે, અનંત જીવનમાંનું એક બિન્દુ છે એવો સાક્ષાત્ અનુભવ કરી શકે છે. સંગીતની આવી હૃદય વિસ્તારનારી, સંસારની પારનો અનુભવ કરાવનારી, અને માણસ જાતને સંસારવ્યવહારની કુટિલતા–અધમતામાંથી મુક્ત કરી આનંદના અનુભવનો માર્ગ બતાવનારી અસર ન હોત તો તેનો આશ્રય વિદ્વાનોએ કર્યો જ ન્હોત. જગતમાંના ઉત્તમ ધર્મો સંગીતની સહાયતા વિના પ્રવર્ત્યા કે ટકયા નથી એ પણ બહુ ખ્યાલમાં રાખવા જેવી બાબત છે. સુધરેલા દેશોમાં સંગીત એ કોઈ પણ શિક્ષણ પદ્ધતિનું ઘણું જ જરૂરીઆતનું અને મુખ્ય અંગ ગણાય છે. મનુષ્યના જીવન ઉપર સંગીતની આવી દિવ્ય અસર છે તો એ પણ સ્પષ્ટ જ છે કે, તે જાણવાની દરેક મનુષ્યને કેટલી બધી જરૂર છે. પરંતુ સ્ત્રી વર્ગને માટે સંગીત શીખવાની ખાસ ભલામણ વિદ્વાનો તરફથી થતી અનેક વાર જોવામાં આવે છે તેનું કારણ પણ એ જ છે કે, આ અધમ વ્યવહારની પારના અગાધ શાંતિમય વિસ્તારવાળા પ્રદેશનો અનુભવ સંગીત કરાવે છે, તે અનુભવનો એક 'મૃદુતા રૂપ મહાન્ ભંડાર સ્ત્રીયોના હૃદયમાં ભરેલો હોય છે, સંગીતે જ્યારે એ મહાન્ ભંડારમાંથી જન્મી બહાર નીકળે છે ત્યારે તો આ અધમ વ્યવહારની પારનો વિશાળ શાંતિ–આનંદનો વિસ્તાર અનુભવાવા ઉપ-

રાત, માણસને પોતાપણાનું પણ ભાન ભૂલાવી તેને પર જીવનમાં વિલીન કરી ઓગાળી નાખે છે. આથી જ સાહિત્યના અને તત્વજ્ઞાનના વિચારકોએ સ્ત્રી જાતિને સંગીત એક ખાસ ભૂષણ રૂપ હોવા વિષેનું એક્કે અવાજે સ્વીકાર્યું છે. આ પ્રકારે સંગીતનું જેટલું માહાત્મ્ય વર્ણવીએ તેટલું થોડુ છે. સંગીતનુ માહાત્મ્ય વર્ણવતાં સંગીતરત્નાકરના કર્ત્તા શાર્ઙ્ગદેવ જે કહે છે તેથી વિશેષ આપણે શું કહી શકીશું ? તે કહે છે કે—

तस्य गीतस्य माहात्म्यं के प्रशंसितुमीशते ।
धर्मार्थकाममोक्षाणामिदमेवैकसाधनम् ॥ ३० ॥

( સંગીત રત્નાકર, સ્વરાધ્યાય. ૧–૧ )

જે સંગીત ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થના સાધન રૂપ છે તેના માહાત્મ્યને વર્ણવવાને કોણ શક્તિમાન છે ?

## પ્રકરણ ૨ જું.

સંગીત જ્યારે એટલું બધુ દૈવી અને ઉચ્ચ છે ત્યારે તેને ગ્રહણ કરવાનો અધિકાર કોને વિશેષ હોઈ શકે? સ્ત્રીને કે પુરૂષને ? હુ ધારૂ છુ કે, બન્નેને સરખી રીતે હોવો જોઇએ; પરંતુ સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરતાં તો પુરુષના કરતાં સ્ત્રીને જ એનો વિશેષ અધિકાર છે. કેમકે, સંગીત એ જે અર્થે સૂક્ષ્મ, નાજુક કે લલિત કલા છે તે અર્થે તેને પ્રકટ થવાનું સ્થાન પણ તેવું જ જોઇએ. પુરૂષના કરતાં સ્ત્રીનો કંઠ કુદરતે જ મધુર, તીણો, અને સંગીતપ્રિય બનાવ્યો છે, તેમ તે કંઠમાંથી નીકળતુ સંગીત જે હૃદયમાંથી મૂળ ઉત્પન્ન થાય છે તે સ્ત્રી હૃદય કેટલું બધું મધુર, સહૃદય અને પ્રેમામૃતથી સતત દ્રવતું હોય છે ? સંગીતને માટે જો કોઈ ઉત્તમ માનસક્ષેત્ર પરમાત્માએ નિર્માણ કર્યું હશે તો તે સ્ત્રીહૃદય જ છે. પુરૂષના કઠોર, વજ્ર જેવા નિષ્ઠુર હૃદયમાંથી સંગીત નિર્માણ થાય તે ન થયા સરખું જ છે. વજ્રના આઘાતમાં અને પુષ્પના પ્રહારમાં જેટલો તફાવત છે તેટલો તફાવત "પુરૂષ હૃદય" અને "સ્ત્રી હૃદય" માંથી ઉત્પન્ન થતા સંગીતમાં સ્વભાવત. જ છે. તથાપિ બધાએ પુરૂષો કંઈ નિષ્ઠુર, શુષ્ક હૃદયના હોતા નથી; ને જો તેવા હોય તો તેઓને સંગીતની પિછાન સ્વપ્ને પણ થતી જ નથી; પરંતુ જે પુરૂષો સહૃદય હોય છે, સૂક્ષ્મ કલાના ભોગી હોય છે, અને મધપુડામાં સંગ્રહાયલા મધની પેઠે જેમનાં હૃદયો દરેક ક્ષણે સૂક્ષ્મ પુષ્પાઘાતથી દ્રવી ઉઠે છે તેમના અને સ્ત્રીયોના હૃદયમાં કશો ફેર હોતો નથી; તો પણ પરમાત્માએ એવા સહૃદય સ્ત્રી પુરૂષોમાંથી, પુરૂષના કરતાં સ્ત્રીનો કંઠ–સ્વર અતિશય સંગીતાનુકૂળ બનાવ્યો છે, અને હૃદય પણ સતત સંગીતપ્રિય–મય બ[illegible]લું હોય છે તે તરફ વિચાર કરતાં સ્ત્રીને જ સંગીતકલાનો ચમત્કાર બતાવવાનો અ[illegible] વિશેષ મળી શકે તેમ છે. સ્ત્રીયો એ પવિત્ર અધિકાર ભોગવે અને સૂજ્ઞ પુરૂષોના [illegible] થઈ પડે તેમાં જ સ્ત્રી જાતિની શ્રેષ્ટતા છે, તે ઉપરાંત આ જગતમાં જે કરોડો "પશુરૂ[illegible] [illegible] છે તેમને "દેવ પુરૂષો" બનાવવાની સત્તા સ્ત્રીયોના હાથમાં રહે તેવા હેતુથી–જ, [illegible] રચના કરવાના હેતુથી–સ્ત્રીયોને પરમાત્માએ સંગીતાનુકૂળ

શરીર, મન, વાણી આપ્યાં છે તેનો યથાવિધિ ઉપયોગ કરવાથી સ્ત્રીની મહત્તા નિરવકાશ છે એમાં શક નથી.

સંગીતની ઉત્પત્તિનો ઇતિહાસ જોઇશું તો પણ તેથી ઉપરની જ બાબત સિદ્ધ થઈ શકે છે. સંગીતનો પ્રસાર કરવા માટે પુરૂષ જાતિએ જેમ શ્રમ લીધો છે તેમ સ્ત્રીયોએ પણ લીધો છે. આર્ય સંગીતશાસ્ત્રની ઉત્પત્તિના સંબંધમાં જે કથાઓ આર્યોના પ્રાચીન ગ્રંથોમાં છે તેમાં એમ કહ્યું છે કે, સંગીતના મૂળ જ્ઞાતા **મહાદેવ** અને **પાર્વતી** હતાં. ત્યાર પછી બ્રહ્મદેવ, ભરતમુનિ વગેરે થયા છે. બ્રહ્મદેવે ભરતને નાટ્યશાસ્ત્ર શીખવ્યું. તે ભરતે ગંધર્વ અને અપ્સરાઓને શીખવ્યું. પછી ભરતે ગંધર્વ અને અપ્સરાઓને લઇને નાટક, નાચ અને નૃત્ત એ ત્રણે મહાદેવજી આગળ ભજવી બતાવ્યાં. મહાદેવજી તાંડવનૃત્ય ( મર્દાની નાચ ) જાણતા હતા, તેમ પાર્વતીજી લાસ્યનૃત્ય ( જનાની નાચ ) જાણતાં હતાં. એ પાર્વતીજીએ લાસ્ય સંગીત ભરતને શીખવ્યું અને તે ઉપરાંત બાણાસુરની પુત્રી જે ઉષા—ઓખા તેને પણ શીખવ્યું. એ ઉષાએ દ્વારકાંની ગોપીઓને શીખવ્યું. ગોપીઓએ સૌરાષ્ટ્ર દેશની સ્ત્રીયોને શીખવ્યું, અને તેઓએ જુદા જુદા દેશની સ્ત્રીયોને શીખવ્યું. આ રીતે નૃત્ય-સંગીત કળા પરંપરાથી આ લોકમાં ઉતરી આવ્યા વિષે **સંગીતરત્નાકર**માં સ્પષ્ટ કહ્યું છે.* આજે પણ સંગીત જીવતુ અથવા જાગતુ જોત રાખવાનુ ખરૂ માન સ્ત્રીયોને જ ઘટે છે. લગ્ન, જનોઈ, ખોળો ભરવો વગેરે માંગલિક પ્રસગોમાં સ્ત્રીયો જ માગલિક ગીતો ગાઈ મંગલ પ્રસંગને મંગલ બનાવી દે છે. તેમજ અમાંગલિક પ્રસગોએ રાજીયા વગેરે ગાઇને સ્ત્રીયો જ સંગીતદ્વારા દુઃખિને દિલાસો આપે છે એટલું જ નહિ પણ, આ જગત પંખીમેળો છે, નાશવંત છે, આખર મૃત્યુ છે અને પરજીવનમા ન્યાય છે છતાં આત્મા અમર છે. શોક કરવો નકામો છે એ વગેરેનો આભાસ પરજીયા જેવા ગીતોથી સ્ત્રીયોજ આપે છે. આપણો સંસાર કેળવાયલો નથી એ ખરૂં છે. પણ એ નહિ કેળવાયલો છતાં નહાની બાળકીથી તે એક ઘરડી ડોસી સુધી દરેક સ્ત્રીયો સાંસારિક ગીતો આપસ આપસમાંથી જ શીખી લઈ, એક બીજાને ગુરૂશિષ્ય કરી લઈ, વગર શિક્ષણ આપે ગીતો ગાતાં શીખે છે. તેમને આપણે કોઈ પણ વખતે ખાસ શિક્ષક રાખી શિક્ષણ આપેલું હોય છે? ના, નહિ જ. તેમનો એવો સ્વભાવ છે ત્યારે જ આજ આપણે થોડું ઘણું સગીત સાંભળી શકવાને ભાગ્યશાળી થઈ શક્યા છીએ.

---

* लास्यमस्याग्रतः प्रीत्या पार्वत्या समदीदिशत् ।
बुद्ध्वाऽथ ताण्डवंतण्डोर्मर्त्येभ्यो मुनयोऽवदन् ॥ ६ ॥
पार्वती त्वनुशास्ति स्म लास्यं बाणात्मजामुषाम् ।
तया द्वारवती गोप्य स्ताभिः सौराष्ट्रयोषितः ॥ ७ ॥
ताभिस्तु शिक्षिता नार्यो नानाजनपदास्पदाः ॥
एवं परम्पराप्राप्तमेतल्लोके प्रतिष्ठितम् ॥

સંગીતરત્નાકર

સંગીતનો દ્વિર નર્તના ધ્યાયઃ

પાર્વતીજી પછીથી, પણ ઘણીક સ્ત્રીઓએ સંગીતના સારા સારા ગ્રંથો રચ્યા હતા એમ જૂના ગ્રંથો ઉપરથી જણાય છે. સંગીતરત્નાકરના કર્તાએ પોતાની પહેલાં થઈ ગએલા ગ્રંથ કર્તાઓનાં નામો ગણાવેલાં છે તેમાં **દુર્ગા, શક્તિ** અને **રંભા** એ ત્રણેનાં નામ આવે છે. એ ત્રણેએ ગ્રંથો રચ્યા હતા અને તેમના ગ્રંથો ઉપરથી તથા બીજા અનેક ગ્રંથ કર્તાઓના ગ્રંથો ઉપરથી સંગીતરત્નાકર રચ્યો એમ કર્તા પોતે જ જણાવે છે. તમામ વિદ્યાઓની મૂળમાતા જે સરસ્વતી તે તો સદા સંગીતમાં જ તલ્લીન થઈ ગએલી વર્ણવેલી છે. જેમકે—

> संगीतनिरता नित्य वाद्यानन्दस्वरूपिणी ॥
> तथा सरस्वती वीणावादने निरताऽभवत् ॥ ९ ॥

સંગીતપારિજાત.

તેમજ—

> नादाब्धेस्तु परं पारं न जानाति सरस्वती॥
> अद्यापि मज्जनभयात्तुंबी वहति वक्षसि॥

(પ્રકીર્ણ.)

એટલે, વાદ્યના આનંદમાં એકસ્વરૂપ થઈ ગએલી જે સરસ્વતી દેવી તે નિત્ય વીણા વગાડવામાં નિમગ્ન થઈ ગએલી છે, એ સંગીત નિરતા એવી જે સરસ્વતી તે આ નાદ રૂપી સમુદ્રનો પાર પામવા માટે વીણાનાં તુંબડાં છાતી સાથે રાખી નાદમહાસાગરમાં તરવા પડેલી છે, તે પ્રત્યક્ષ દેવી પણ તેનો પાર પામી શકતી નથી, જેથી ડુબી જવાની બ્હીકથી હજી પણ તુંબડાં વહે છે. આ કલ્પનાથી સ્ત્રીનો સંગીત પ્રત્યેનો અધિકાર પૂર્ણ રીતે સૂચવવામાં આવ્યો છે.

પ્રાચીન કાળમાં આપણા દેશમાં સ્ત્રીઓને શિક્ષણ બહુ જ છૂટથી અપાતું હતું એમાં તો કશો શક જ નથી. એ શિક્ષણ રાજા રાણાઓની પુત્રીઓથી તે સારા ગૃહસ્થની પુત્રીઓ સુધી અપાતું હતું. રાજપુત્રોને જેમ બધી ૧૪ વિદ્યાઓ અને ૬૪ કળાઓ શીખવવામાં આવતી તેમ રાજકુમારીઓને પણ સંગીતનું શિક્ષણ આપવામાં આવતું હતું. એને માટે ઇતિહાસમાં અનેક પુરાવા છે. એક પુરાવો તો ઉપરની કથામાં આવી જ ગયો છે. બીજો પુરાવો મહાભારતના **વિરાટ પર્વમાં** છે. **વિરાટ રાજાની** પુત્રી **ઉત્તરાને** સંગીત, નૃત્યાદિ કળાઓ આવડતી હતી એ પ્રસિદ્ધ જ છે. પ્રસંગ એવો હતો કે, દુર્યોધનની સાથે જુગાર રમતાં હારી બેઠેલા પાંડવોને **૧૨** વર્ષ સુધી વનવાસ ભોગવવો પડયો હતો અને **૧૩** મું વર્ષ ગુપ્ત રીતે ગાળવાનું હતું. એ તેરમા વર્ષે પાંચે પાંડવો અને દ્રૌપદી જુદે જુદે વેશે વિરાટ રાજાની પાસે નોકર તરીકે રહ્યા હતા. તેમાં અર્જુન સ્ત્રીનો વેશ લઈ-ફાતડો બની વિરાટ રાજા પાસે આવ્યો. વિરાટ રાજા તેને જોઈ આશ્ચર્ય પામ્યો. પછી રાજાએ પુછવાથી અર્જુને કહ્યું કે, મારૂં નામ બૃહન્નલા છે, હું નાચવાની વિદ્યામાં, ગાયનવિદ્યામાં અને વાદનકળામાં પ્રવીણ છું. આમ કહેવાથી રાજાએ તેને પોતાની પુત્રી ઉત્તરાને ભણાવવા માટે રાખ્યો. એ અર્જુને

ઉત્તરાને, તેની અનેક સખીઓને, તથા તેની સર્વ દાસ દાસીઓને ગાયન, નર્તન, વાદન શીખવ્યું હતુ. એને માટે જુદી ખાસ **નૃત્યશાળા** બંધાવી હતી, અને ત્યા જ ખાસ શિક્ષણ **અર્જુન** આપતો આ ઉપરથી જણાય છે કે, સંગીત વિદ્યાકળાનુ શિક્ષણ ન્હાનપણમા બીજી બધી વિદ્યાઓ સાથે જ અપાતુ હતુ એમા કશો શક નથી રામાયણ કાળમા પણ સંગીતનુ શિક્ષણ ન્હાનપણમા અપાતુ હતુ રામચન્દ્રજીના પુત્ર **લવ** અને **કુશ** એ બને કુમારોને સંગીત શીખવ્યુ હતુ તે તો પ્રસિદ્ધ જ છે, માત્ર પુત્રીઓને તે શિક્ષણ અપાતું કે કેમ તે વિષે સ્પષ્ટ ક્યાય પણ લખેલુ નથી કેમકે તેવો પ્રસગ રામાયણમાં જોવામા નથી આવતો, પરંતુ મહાભારતમા કહ્યુ છે કે રાવણની માતાઓ સગીત ઉત્તમ જાણતી હતી એ પરિપાટી રાજપુત્રીઓના સબધમા હોવી જોઇએ કેમકે રામાયણ કાળની પૂર્વે થઈ ગયેલા અનેક રાજાઓના વર્ણનમા એવુ વાચવામા આવે છે કે, રાજપુત્રીઓ પોતાની સખીઓ અને દાસદાસીઓ જોડે, વન ઉપવનમા સગીતો ગાતી, હાલ જેમ ગરબા ગાવાનો રિવાજ છે તેમ ગરબા જગાવતી અને છૂટથી સગીતનો ઉપયોગ કરતી એ રિવાજ બુદ્ધના સમય સુધી તો હતો જ રાજપુત્રો અને રાજપુત્રીઓને ન્હાનપણમા અનેક વિદ્યાકળાઓનુ શિક્ષણ અપાતું હતું, એને માટે **આર્ય લલિતવિસ્તર** નામના અતિ પ્રાચીન ગ્રથમા કહ્યુ છે એ ગ્રથમા જે જે વિદ્યાઓ ગણાવી છે તેની યાદીમા પ્રથમથી જ સગીત, નૃત્ય, નાટ્ય, ચિત્ર, એ વિદ્યાઓ આપવામા આવેલી છે

એ અતિ પ્રાચીન કાળ ઓળગી આવતા ઈ સ ના લગભગ આવીએ તો ત્યા પણ કઇંક પૂરાવા મળે છે ખરા પ્રખ્યાત કવિરાજ **કાલિદાસે માલવિકાગ્નિમિત્ર** નાટક લખ્યુ છે તેમા **માલવિકા** જેવી ઉચ્ચ કુળની રાજકુમારીને ગાયન તથા નૃત્ય શીખવવા માટે **ગણદાસને** નાખ્યો હતો એમ બતાવેલુ છે જ. ત્યાર બાદ ઈ સ ના ૫-૬ મા સૈકામા જે નાટકો લખાયા તેમા બાણભટ્ટની **કાદબરી** સર્વ પ્રસિદ્ધ છે. તેમા કાદબરી પોતે સગીતમા, વીણાદિ વાદનમા ઘ્વી પ્રવીણ નીવડેલી તે જાણીતી વાત છે આ કાળ પછી સગીતનો અતિશય વધારો થયો હતો ૮ મા સૈકામા રચાયલા **શૂદ્રક** કવિ કૃત **મૃચ્છકટિક** નાટક વાચવાથી જણાય છે કે, **ચારુદત્ત** જેવા દરિદ્રીના ઘરમા પણ વીણા વગેરે વાદ્યો હતા, તો પછી સારા ગૃહસ્થના ઘરમા કેમ ન હોય? ઈ સ ૧૨ મા સૈકામા સંગીત સપૂર્ણ અવસ્થામા આવેલુ હતુ તે વખતે સંગીતના અનેક ગ્રથો લખાયા તેમા કેટલીક સ્ત્રીયોએ પણ સગીત ઉપર ગ્રથો રચી રાખ્યાનું અનુમાન થઈ શકે છે. સંગીતરત્નાકરની રચના પણ ત્યારે જ થઈ હતી બારમા જ સૈકામા **સોમરાજા** નામનો કોઈ રાજા થઈ ગયો તેની રાણી **સવલદેવી** સગીતમા તો અતિશય જ પ્રવીણ હતી એ રાણીએ ભર સભામા પોતાના પતિની સામે બેસી, અસંત કુશળતાથી ઉત્તમ સુમધુર સંગીત કર્યું હતું એ કાળમા આમ કરવુ એ ઘણ માનવતું ગણાતું હતું અહા!! પ્રાચીન કાળ ગયો! ગયો તે સાથે સર્વ વિદ્યાકળા પણ લેતો ગયો સ્ત્રીયો કેવી સગીતકુશળ હતી! તેઓ પોતાના પતિને પોતાની સંગીત ચાતુરીથી, મૃદુ મૃદુ સ્વરોથી, પોતાના કિન્નરકંઠથી કેટલી બધી આનદ આપતી હશે? અસ્તુ! એ સુવર્ણ કાળ, એ આબાદાનીનો કાળ, એ વિદ્યાકાળ નાશ પામ્યો, અને ઘણી પરંપરાઓ ભુસાઈ ગઈ. બાપ ગયા ને લીસોટા રહ્યા. એ લીસોટાઓને જોઇને જ આનદ પામવાનું રહ્યું!!

અકબર બાદશાહના વખતમાં સંગીતનો સૂર્ય હિંદમાં પૂર્ણ રીતે તપતો હતો. તેની પાસે **તાનસેન**, બૈજુ બહાવરો, ગોપાળ નાયક વગેરે ઉત્તમ ઉત્તમ ગવૈયાઓ, સંગીત શાસ્ત્રીઓ હતા. આપણામાં જેમ ભોજ વિક્રમના નામ વિદ્યાની વૃદ્ધિને માટે અમર થઈ ગયાં છે તેમ અકબરનું નામ સંગીત વિદ્યા ઉપર તેણે બતાવેલા અપૂર્વ પ્રેમ અને શોખને માટે સદા અમર રહેશે. તાનસેનને એક વખતે બાદશાહે **દીપક** રાગ ગાવાની ફરમાયશ કરી, અને તે તેણે ગાઈ બતાવ્યો. એથી તાનસેનના શરીરમાં તીવ્ર અગ્નિદાહ થઈ ઉઠયો. તેની શાંતિ કોઈ પ્રકારે નહી થઈ ત્યારે તે યોગ્ય ઔષધ મેળવી થએલુ દર્દ મટાડવાની ખાતર ઔષધને માટે હિંદુસ્થાનની મુસાફરી કરી ફરતા ફરતા તે વડનગર આવ્યો. ત્યા તેને હિંદુ નાગર સ્ત્રીયોએ ઔષધ કર્યું—તે એવી રીતે કે, મેઘમલ્હાર ગાઈ પ્રત્યક્ષ વરસાદ વરસાવી તેના પાણી અને પવનની ઠંડી લહેરથી તાનસેનને સારો કર્યો એ વિષેની કથા તો સર્વના જાણવામા છે જ. એ કથા આ પ્રમાણે છે—દીપકથી દાઝેલો તાનસેન ફરતો ફરતો વડનગર શહેરની ભાગોળે એક ઝાડ નીચે પણ પનિહારીઓના પનઘટ પાસે આવીને ઉતર્યો ત્યા તેણે એવો ચમત્કાર જોયો કે, કેટલીક સ્ત્રીયો કુવામાંનુ પાણી કહાડવા માટે સાથે દોરડાં લાવતી, ને કેટલીક તો સાથે દોરડુ પણ નહિ લાવતા માત્ર અવાજ—નાદની સત્તાથી કુવામાનુ પાણી ખેંચી લેઈ બેડા ભરી જતી ! ! એ ભરી જવાની રીત તેણે આ પ્રમાણે જોઈ—જે સ્ત્રીયો દોરડા લીધા વિના આવતી તે સ્ત્રીયો પોતાના તાંબા પિત્તળના બેડા કુવાના કિનારે મૂકી, આંગળીથી ઘડાના કિનારા ઉપર આઘાત કરી તેમાંથી જે સ્વર નીકળતો તે સ્વરમા સંગીતનો કોઈ એવો રાગ કહાડતી કે તે રાગની શક્તિથી પાણીનુ આકર્ષણ થતા કુવામાનું પાણી ઊંચુ ચઢતુ, ને એ રીતે ઉપર ચઢેલુ પાણી બેડામા લેઈ બેડા ભરીને સ્ત્રીયો ગામમા જતી. આ બનાવ જોઈ તાનસેન છક થઈ ગયો. તેને આશા મળી કે, મને અહિંથી ઔષધ ખાસ મળી શકશે જ. તાનસેન ખુશી ખુશી થઈ ગયો એવો બનાવ તે રોજ જોયા કરતો. એક દિવસે સાયંકાળ થયો હતો, પનઘટ ઉપર કોઈ પણ પનિહારી નહોતી એવા સમયમા એક સ્ત્રીને જરા વાર લાગવાથી એકલી પાણી ભરવા આવી. તે આવી, બેડા કુવાના કિનારે મુકી, સ્વર કહાડી રાગ ગાયો, રાગ ન જ જામ્યો જેટલા પ્રમાણમા રાગ જામે તેટલા પ્રમાણમા પાણી સેહેજ ઊંચુ ચઢતુ ને પછી નીચે બેસી જઈ શમી જતું આનુ કારણ સ્પષ્ટ હતું સાયંકાળ, પોતે એકલી, કોઈ સાહેલીનો સંગાથ પણ નહોતો, અંતઃકરણ ભયભીત હતુ, ચિત્તવૃત્તિ ઠેકાણે નહોતી તેથી સંગીતનો યોગ બરાબર સધાતો નહોતો, અને તેથી ધારેલા કાર્યમા નિષ્ફળ નીવડી. તાનસેન બધો ચમત્કાર જોતો ઊભો હતો. વારંવાર પાણી ઊંચુ ચઢી આવે ખરુ, પરંતુ હાથ દોઢ હાથ નીચુ રહી જતુ. એથી તે સ્ત્રીનો હાથ પહોચી શકતો નહોતો એ ગભરાયલી સ્ત્રીની દયા આવવાથી ઝટ તાનસેને તેના રાગમા પોતાનો રાગ પૂર્યો પછી શુ પુછવું ! ! પાણી એકદમ ઉછાળો મારી કુવાની બહાર વહેવા માંડયુ એ સ્ત્રી એથી ખુશી થઈ, પાણી ભરીને ગામમા ચાલી ગઈ.

વડનગર પ્રાચીન કાળથી અતિ પ્રખ્યાત છે. એ નગરીની જાહોજલાલી એક કાળે અતિ હતી. ત્યાં ઉત્તમોત્તમ સન્નારીઓ અનેક શાસ્ત્રકળામા પ્રવીણ હતી ત્યાના કોઈ મહા ધનાઢ્યને ત્યા બે પુત્રીઓ હતી તેઓ સંગીતકળામા મહા સમર્થ અને નિપુણ હતી એમને માટે એમ કહેવાય છે કે, તાનસેન અને એ પુત્રીઓને એક જ ગુરુ તરફથી શિક્ષણ મળ્યુ હતું.

એ પુત્રીઓનું નામ "તાના" અને "નારી" એવું સંગીત સૂચક નામ પાડવામાં આવેલું હતું. તેમાં તાના મહા કુશળ હતી. તેણે પોતાનો હુન્નર અતિશય વધાર્યો હતો. તેની પાસે ૩૬ કુશળ દાસીઓ હતી ને તે દરેકને તેણે સંગીતમાં કુશળ બનાવી હતી. તાના પોતે સ્વર ઓળખવામાં એટલી બધી પ્રવીણ હતી કે, પોતાની દાસીઓ દોરડાં વિના કુવાનાં પાણી ભરી આવતી ત્યારે તેમાંનું પાણી સુવર્ણની વાટકીમાં લઈ તેમાં ચંદનના લાકડાનો કટકો નાખી, તેનો અમુક છેડો ઉત્તરમાં કે દક્ષિણમા રહેતો તે ઉપરથી આ, પાણીમાં સ્ત્રીનો અવાજ છે કે પુરૂષનો અવાજ છે તે પારખી કહાડતી!! જે દિવસે તાનસેને પોતાનો સુર પૂરાવીને પાણી ઉપર આણ્યુ હતુ તે દિવસે એ પાણીની પરીક્ષા કરી જોતા તેમાં પુરૂષના અવાજનું મિશ્રણ જોવામાં આવ્યું આથી તેને વહેમ પડતાં દાસીને પૂછવામાં આવ્યુ. દાસીએ બનેલી બીના કહી દીધી. આ ઉપરથી તે જ વખતે તાનસેનને પોતાની સંગીતશાળામાં બોલાવી લીધો, અને પરસ્પર ગુણીજનો ભેટયાં અને બહુ આનંદ થયો. પછી તુરત જ બને નાગર પુત્રીઓએ પોતાની બધી (૩૬) દાસીઓને બોલાવી લીધી અને સૌને પોતે પોતાનાં વાજીંત્રો મેળવીને તૈયાર કરવાનુ કહ્યું. આ પ્રમાણે પોતાની શેઠાણીનું ફરમાન થતા સર્વેએ તમામ વાદ્યો મેળવી તૈયાર કર્યા. પછી ત્યા સવાલ એ ઉભો થયો કે, શરૂઆતમાં ગાવું કોણે! તાનસેને ગાવુ કે તાનાએ ગાવુ? તાનાએ દીપક રાગ કદી પણ ગાયો નહોતો તથા સાંભળ્યો પણ નહોતો. અવખત ક્યાથી ગાય? એવા તીન રાગને માટે એ નાજુક લતાઓ શું યોગ્ય હતી? નહિ, નહિ. એ તો પુરૂષોથી જ થઈ શકે તેમ હતું. તાનાએ તાનસેનને દીપક રાગ સંભળાવવાની ફરમાયશ કરી. તાનસેન ખિન્ન થયો. તેણે નમ્રતાથી કહ્યુ કે, બાદશાહના દરબારમા એથી જ મારી આવી અવદશા થઈ ગઈ છે, ને આપ વળી એ જ ફરમાયશ કરો છો? તાનાએ કહ્યુ, ફિકર નહિ, અમો તેનું ઔષધ કરીશુ. સાયકાળ વીતી ગઈ હતી દીવા પ્રકટાઈ ગયા હતા, પરંતુ તે પુન ઓલવી નાખ્યા. આછા આછા સંધ્યાના અંધકારમાં જ દીપક રાગ શરૂ કર્યો. રાગની આલાપ સંપૂર્ણ અંશે જામી. જે ઓરડામાં આ પ્રયોગ ચાલતો હતો તે ઓરડાના વાતાવરણના રાગના આલાપ, તાન, પલટાની ફુવારીઓ ઉત્પન્ન થવા લાગી. આંદોલનોન્તરંગો પોતાનુ કાર્ય કરવા લાગ્યાં. ઓરડાના વાતાવરણમાં વાયુના અનેક તત્વોના રજકણો હતા જ, તેમાંથી ગંધક, ફોસ્ફરસ, ઑક્સીજન વગેરે જ્વાળાગ્રાહી તત્વોનાં પરમાણુઓ છુટાં પડી નૃત્ય કરવા લાગ્યા એ નૃત્યમાથી તરંગો ઉપર તરંગો ઉત્પન્ન થતા દીવાઓની બુઝાઈ ગએલી બત્તીઓ ઉપર એ તરંગો અફળાવા માંડ્યા. ઉષ્ણતા થઈ અને પછી પ્રકાશ ઉદ્ભવ્યો. રસાયનિક ફેરફારો થતા દીવા પ્રકટ્યા. દીવા ખરેજ પ્રકટ્યા, પરંતુ અથી તાનસેનની શક્તિનો વિનિપાત થયો. તે બેશુદ્ધ થઈ બળું બળું થઈ ગયો. મૂર્ચ્છાવશ થઈ ગયો!! આવું પરિણામ જોઈ સાંભળનારીને અતિ આનંદ થયો. તેમને મન તો અપૂર્વ યોગ થવાથી સોનાનો સૂરજ ઉગ્યો એમ થયું. હવે પછી એક ક્ષણનો પણ વિલંબ થવા નહિ દેતાં તે કુશળ દેવીઓએ ઓરડાનાં સર્વ બારણાં ખુલ્લાં કરી દીધાં. ઠંડુ ગુલાબ જળ અને ઉત્તમોત્તમ, અત્તરોનો સર્વ સ્થળે છટકાવ કરી દીધો પૂર્વના વાતાવરણમાં કૃત્રિમ રીતે આ પ્રમાણે ફેરફાર કર્યો અને તુરત જ મલારી રાગણી (જેને હાલમાં મેઘમલ્હાર કહે છે તે) ગાવી શરૂ કરી દીધી બંને કુશળ દેવીઓ પોતાની સર્વ કુશળતા અજમાવી કિન્નર કંઠમાથી મધુર કોકિલા સમ સ્વરો કહાડ્યા. તેનો આલાપ, પ્રતિધ્વનિ અને સ્વરોનો બધો

આકાર છત્રીસ વાજાંમાંથી બધી દાસીઓએ પોતપોતાનાં વાદ્યોમાંથી કહાડવા માંડયો. તાનસેને જ્યારે માત્ર ઓરડામાંનું જ વાતાવરણ ફેરવ્યું હતુ ત્યારે આ દેવીઓએ તો પોતાના ઘરની બહારનું આસપાસનું વાતાવરણ ફેરવી નાખ્યું. એ વાતાવરણ ફરવાને માટે જેટલાં પ્રબલ આંદોલનો ઉત્પન્ન થવાની જરૂર હતી તેટલી પ્રબળતાથી છત્રીસે વાજાંમાંથી તથા કિન્નરકંઠી કોકિલાઓના સુસ્વરથી ઉત્પન્ન થવા લાગ્યાં. લગભગ એક ઘટિકા થતાં ચારે તરફ શ્યામ વાદળાં છવાઈ ગયાં. વાતાવરણમાં પાણીનાં સત્વો એકઠાં થઈ શીતલતાથી બિન્દુરૂપ બની જઈ ચારે તરફ પાણીનો છંટકાવ થઈ ગયો. એ છંટકાવથી વાતાવરણ ઠંડુ થઈ ગયું, ઘણા દિવસની સૂકી માટી આમ ભીની થતાં મીઠો સુગંધ સર્વત્ર ફેલાઈ ગયો. આમ શીત વાયુની લહરીઓ, મૃત્તિકાનો મિષ્ટ સુગંધ અને શીતલ વારિવર્ષણથી તાનસેનના મસ્તિષ્કમાં શીતલતા પ્રસરવા લાગી ને થોડીક વારમાં તાનસેન શુદ્ધિમાં આવી ગયો, આળસ મરડી બેઠો અને શાંતિ સુખનો અનુભવ લેવા લાગ્યો ! !

આ આખ્યાયિકામાં અતિશયોક્તિનો અંશ ઘણો હશે એ જો કે ખરૂં છે તથાપિ તે ઉપરથી એટલું તો સ્પષ્ટ રીતે માની શકાય છે કે, સંગીતવિદ્યાકળા આપણા ગુજરાત દેશમાં પૂર્ણતાએ એકવાર પહોંચી હતી. અને તેનો અભ્યાસ સ્ત્રી વર્ગમાં વિના સંકોચથી થતો હતો એમાં શંક રહેતો નથી. આપણા સંસારમાં અને ધર્મબંધનોમાં મુસલમાન રાજ્ય કર્ત્તાઓએ ઘણો વિક્ષેપ કર્યો છે. તેને પરિણામે સંગીત ઉપર એટલું તો પરિણામ થયું છે કે, સ્ત્રી વર્ગ તેનો ઉપયોગ જે જાહેર રીતે કરતી હતી તેમાં સંકોચ થતાં આખરે એ રિવાજ ઘસાતો ગયો. જે ગુજરાતમાં સંગીત, પુરૂષ અને સ્ત્રી વર્ગમાં અતિશય પ્રસર્યું હતું ત્યાં આજે બેસૂરૂં ગીત જ્યાં ત્યાં સંભળાય છે. પરંતુ હવે આ સુધારાના કાળમાં પુનઃ ઉન્નતિ થવાની આશા જણાય છે ખરી, કન્યાશાળાઓમાં "બાળ ગરબાવળી" થી પણ જેવું તેવું સંગીત શીખવવાનું શરૂ થઈ ચુક્યું છે; નવરાત્રિના પ્રસંગોમાં દરેક ગામે જાહેર મેળાવડાઓમાં સ્ત્રીયો ગરબીઓ જગાવે છે તે સાથે આજે સુધરેલા વર્ગની સ્ત્રીયોમાં અમદાવાદ જેવા નગરમાં શરદુત્સવોની શરૂઆત થઈ ચુકી છે. એથી ત્યાંનું અનુકરણ આગળ ઉપર મ્હોટાં શેહેરોમાં ભવિષ્યમાં કદાચ થશે; આજકાલ નાટકોની સંખ્યા પણ આપણા દેશમાં વધતી ચાલી છે તેના પરિણામે દરેક નાટકોમાં વપરાતા સારા રાગ ગસડા, ગરબા વગેરે સ્ત્રીયોપયોગી ગીતોની રૂચિ પોતાની મેળે સ્ત્રી વર્ગમાં પ્રસરવા લાગી છે; પ્રાચીન કવિઓનાં કાવ્યોનો આપણા વિદ્વાન વર્ગ તરફથી જે શોધ થતો જાય છે તેના પરિણામે પણ ઉત્તમ કાવ્ય કલ્પનાવાળાં સ્ત્રી ગીતો ગુજરાતમાં વધતાં જાય છે એમ સર્વત્ર ભવિષ્ય સંતોષકારક નીવડવાનું સમજાય છે. આપણા વિદ્વાન વર્ગમાં પણ હવે સ્ત્રીયોને સંગીત કલા શીખવવા વિષે અને તેમનાં અંતઃકરણમાં સૂક્ષ્મતાનો સંભાર ભરવા વિષે ખ્યાલ બંધાઈ ચુક્યો છે. સ્ત્રીયોને–પુત્રીઓને સંગીત, સાહિત્ય, કલાનું શિક્ષણ આપવા વિષેની ખાસ અગત્ય સ્વર્ગવાસી પ્રસિદ્ધ ગોવર્ધનરામે કેટલી બધી ગણી હતી તે તેમના ગ્રંથોઉપરથી જણાય છે જ. મી. ગોવર્ધનરામ **લીલાવતી સતી** જીવન વૃત્તાંતમાં પોતાની પુત્રીના સંબંધમાં લખે છે કે, "**સાહિત્યસંગીત કલાવિહીનઃ સાક્ષાત્પશુઃ પુચ્છવિષાણહીનઃ**—સાહિત્ય, સંગીત, અને કલાથી વિહીન મનુષ્ય પુચ્છ અને શૃંગ વગરનું પશુ જ છે—એ નીતિ શતકનું વાક્ય લીલાવતીના અભ્યાસના આરંભકાળે જ

એને શીખવ્યુ હતુ તેનુ રહસ્ય એને વય વધતા સમજાયુ હતુ દેશકાળના પ્રમાણમા પેટ-લાદમા નાગર બ્રાહ્મણની સ્ત્રીઓમા ગાવાની કળા ઠીક છે તે કળાથી પોતે હીન હોય તો ત્યા પોતાની પ્રતિષ્ઠા બધાવામા ન્યૂનતા આવતી કાઈક તેને ભાસતી હતી એ પ્રતિષ્ઠા વધે × × × તો એના સ્વામીના સતોષમા કઈક અધિકતા થાય એવુ એની માતા પણ એને કહેતી. માતાની ઇચ્છા સ્વામીને અધિક સતુષ્ટ કરવાનો સભવ, અને પોતે પરિચિત કરેલી વિદ્યાનું ઉક્ત વચન એ સર્વના સગમ સ્થાન ગણીને આ બે પોતાની ન્યૂનતાઓ પૂરવા ઉપર લીલાવતીએ દૃષ્ટિ કરી હતી. એની પ્રિય ન્હાની ફોઈમા આ ન્યૂનતા નહતી—એ ફોઈ અક્ષર સારા લખતા અને સારૂં ગાતાં. એ ફોઈનુ અનુકરણ કરવામા લીલાવતીને મન શિષ્ટાચાર હતો" (જુઓ લીલાવતી જીવન કળા પૃ ૮૦–૮૧)

વર્તમાન સમયના તમામ સુધરેલા દેશોમા સ્ત્રીયોને સગીતનું શિક્ષણ આપવામા આવે છે યૂરોપ અમેરિકામા તો સગીતને સ્ત્રીયોના ખાસ અલકાર તરીકે સ્વીકારવામા આવ્યુ છે નૃત્ય કળાનું તથા વાદ્ય કળાનુ તેમ જ ગાવાનુ જ્ઞાન કુળવતી સ્ત્રીયોમા હોવુ જ જોઇએ એમ ઠરી ચુક્યુ છે જાહેર ખાણાઓ, મેળાવડાઓ પ્રસગે સ્ત્રી પુરૂષો એકત્ર મળી ગીત વાદન, નૃત્યથી એક બીજાને આનદ આપે છે અને લે છે બૉલ (નાચ) ની કળા એ દેશોની શ્રીમત સુવ' અને પ્રતિષ્ઠિત સ્ત્રીયોને આવડવી જ જોઇએ એવુ ઠરી ચુક્યુ છે, અને તે જેને ન આવડે તેનુ ભૂષણ ઓછુ સમજવામા આવે છે અથવા સ્ત્રીત્વમા કે તેના અલગ રમા મ્હોટી ખામી માનવામા આવે છે આજકાલનુ સુધરેલુ જાપાન કે જેણે પોતાની ઉન્નતિ લગભગ ૪૦ વર્ષમા કરી તેણે પણ સ્ત્રીયોને સગીત સાહિત્યાદિ સૂક્ષ્મ કલાઓના શિક્ષણની શરૂઆત ક્યારનીએ કરી દીધી છે હુ પોતે આજથી ૧૧ વર્ષ ઉપર જાપાન ગયો હતો ત્યાની સ્ત્રીયોમા સગીતાદિ કલાઓનો શાખ અને તેથી તેમના આચરણ ઉપર શી અસર થઈ છે તેનુ મ્હે સૂક્ષ્મ રીતે નિરીક્ષણ કર્યું હતુ ત્યાની ઉત્તમોત્તમ ગાનારીઓ જોડે મ્હારે સહવાસ થયો હતો એ ઉપરથી જાપાનીઓના સબધમા એમ કહી શકુ છુ કે તેમની સ્ત્રીયો હૃદયના શિક્ષણમા આપણી વર્તમાન સ્ત્રીયો કરતા બહુ આગળ ગએલી છે તેઓ ગુણની ચાહ બહુ સારી કરી જાણે છે સગીત તો તેમની છોકરીઓને નિશાળમા શરૂઆતથી જ શીખવવામા આવે છે ને ૬–૭ મા ધોરણ સુધી તો સગીતનો સારો અભ્યાસ થાય છે દરેક છોકરો એટલા ધોરણ સુધી સ્વરજ્ઞાન નોટેશન દેશી—જાપાનીસ અને વિદેશી—યૂરોપિયન ગીતો નૃત્ય કળા એટલુ શીખી તૈયાર થાય છે સગીતને એ દેશમા બહુ પવિત્ર સ્થાન આપવામા આવ્યુ છે આપણા દેશમા વેશ્યા વર્ગ હોય છે ત્યા સગીતનુ કાયમ રહેઠાણ થઈ' સગીત નામને જે લાછન લાગ્યુ છે તેવુ જાપાનમા નથી ત્યાની વેશ્યાઓના બે વર્ગ છે તેમા ૧ લો વર્ગ તો તદન વેશ્યાઓનો ધધો કરનારીઓનો હોય છે આ વર્ગમા સગીતનું જ્ઞાન હોય છે પરતુ તે સગીત કરીને તેમાથી જીવન ચલાવી શકે તેને માટે બિલકુલ છૂટ આપી નથી બીજો વર્ગ છે તે માત્ર સગીતકળા જાણનારીઓનો જ છે આ વર્ગની સ્ત્રીઓ માત્ર સગીત કળામા બહુ પ્રવીણ હોય છે ને તેઓ સખ્ત રીતે સાધ્વી—પતિવ્રતાનુ વ્રત પાળી માત્ર સગીત ઉપર જ પોતાનો નિર્વાહ ચલાવે છે તેઓ નિન્દ્ય કર્મ કદિ પણ નહિ જ કરવાની આ વર્ગને આપણે આપણા દેશમાં કયા વર્ગ સાથે સરખાવી શકીશુ? આવો એક વર્ગ આપણા દેશમા

આપણી ગૃહિણીઓના આનંદની ખાતર જોઇએ છે. હાલ જે સ્ત્રીઓ ઉત્તમ સંગીત જાણે છે અને જેઓ એક એક ગત્રિના પાંચ પાંચસે ઉપરાંત રૂપિયા લેઈ મીજલસને દીપાવે છે તે તો કેવળ વેશ્યાઓ જ છે, પરંતુ તે કર્મ નહિ કરતા, માત્ર સંગીતવિદ્યાકળા જાણી તેનો વિશુદ્ધ આનંદ ફક્ત સ્ત્રી વર્ગમાં આપી શકે એવો નૂતન વર્ગ જોઇએ છે આવી સ્ત્રીયોનું જાપાનમાં બહુ માન ગણાય છે એવી સ્ત્રીયોની પ્રતિષ્ઠા હદ ઉપરાંત માનવામાં આવે છે, ને તેવી સ્ત્રીયોને પરણવા માટે જાપાનિસો બહુ મ્હોટી રકમ ધરાવી શકતા હોય તો જ તેમનાથી પરણી શકાય છે આવા જોડાનું ત્યાં બહુ માન સમજવામાં આવે છે સંગીતમાં પરમ વિદુષી તરીકે જાપાનમાં જેની પ્રતિષ્ઠા સિદ્ધ થઈ હતી એવી એક સદ્‌ગૃહસ્થના કુટુંબની ૮૦ વર્ષની વૃદ્ધ સ્ત્રીનો મારે મેળાપ થયો હતો એ ડોશી જાપાનીસ સંગીતમાં એટલી બધી કુશળ હતી કે, ગવૈયો જેવા રાજનગરમાંના સારા સારા ઉસ્તાદોને ટ્યુશન આપતી હતી એ સ્ત્રી એક પ્રસંગે ઓસામા નામના પોતાના ગામે આવી ત્યારે હું તેને મળ્યો હતો. તેની સંગીત કળા અપૂર્વ કુશળતાથી તેણે મને ઘણી જ નમ્રતાથી બતાવી અને વિશુદ્ધ અંતઃકરણથી એવો ઉત્તમ વિવેક કર્યો કે તે બધું જોઈ હું છક થઈ ગયો મે પણ તેને આપણી આર્યસંગીત કળા બતાવી આખા જાપાન દેશમાં દરેક સ્ત્રી સંગીત જાણે છે તેઓ પોતાના પતિને એ કળાની સહાયતાથી હમેશા રીઝવી ખુશીમાં રાખે છે ને તે શું પણ ત્યાં તમે જાઓ ને કોઈ જાપાનીસ સ્ત્રીને નોકર તરીકે તમારી પાસે રાખો તો તે પણ તમને પોતાની થોડી ઘણી ગાયન કળાથી પ્રસંગે પ્રસંગે રીઝવશે મતલબ કે જાપાનમાં સંગીતનો પ્રચાર અતિશય થયો છે, અને એવી ઉત્તમ કલાઓના બીજારોપણ તેમના હૃદયોમાં થવાથી જાપાનીસ સ્ત્રીયોમાં હલકટપણું, નીચ પથે લઈ જનારી વૃત્તિઓ, સંકુચિત મન, નજીવી બાબતોમાં હર્ષ શોક કે ઓછપ માની બેસી આપણી સ્ત્રીયો જેમ મનમાં ને મનમાં નાહક દુઃખી થાય છે એ બધું સંકુચિતપણું જતું રહ્યું છે, અને તેમના અંતઃકરણ પ્રેમળ, દયાર્દ્ર, સ્વચ્છ અને ઉદાર બન્યા છે આવી ઉત્તમ કલાઓનું શિક્ષણ આપણી સ્ત્રીયોમાં અપાશે ત્યારે જ તેઓ સંસ્કારી થશે, ને હાલ જેમ કહેવત પડી ગઈ છે કે, "૧૦૦ પુરૂષો ભેગા રહી શકશે, પણ ૨ સ્ત્રીયો ભેગી નહી રહી શકે," સ્ત્રીયોના અંતઃકરણ કેટલા બધા સંકુચિત, અનુદાર, અપ્રેમી અને શુષ્ક થઈ ગએલાનું સુચનાય છે તે બધુ જતુ રહેશે

સ્ત્રીયોને સંગીતનુ શિક્ષણ આપવાના સબંધમાં જૂના પક્ષના લોકોના વિચારો વિચિત્ર છે તેઓ પોતાના પુત્રોને જ જ્યારે સંગીત શીખવવાની વિરૂદ્ધમાં હોય છે ત્યારે તો પુત્રીઓને તે શીખવવાની બાબતમાં વિરૂદ્ધ હોય જ તેમની તેમ મારા પરિચયમાં જે સારા સારા વિચારના ગૃહસ્થો આવેલા છે તેમાંથી ઘણાઓની એવી જ ધારણા બંધાઈ ગએલી છે કે, સંગીતની લતમાં પડવાથી છોકરાઓ અભ્યાસ નહિ કરે, મોજશોખમાં પડશે, વહી જશે વઠી જશે વગેરે પરંતુ તેમણે પોતાના પુત્રોને કોઈ વાર ઉત્તમ શિક્ષણ આપી ખાત્રી કરી જોઈ છે? કદિ જ નહિ તેમનો એ ભ્રમ કેવળ ખોટો છે પરંતુ ઉલટ અને મારા અનુભવમાં તો એમ જ જોવામાં આવ્યું છે કે, જે વિદ્યાર્થીઓ નિશાળના અભ્યાસ ઉપરાંત સંગીતનું ખાસ શિક્ષણ લે છે તેઓ વધારે સંસ્કારી, સૂક્ષ્મબુદ્ધિના, પ્રેમાળ અને ચકોર નીવડે છે તેઓની સૂક્ષ્મતા તેમના શાળાના અભ્યાસમાં ચળકી નીકળે છે. વડોદરામાં ગાય-

કન્યાઓ સરકારે પહેલ વહેલી ગાયનશાળાઓ ઉઘાડી તેને આજે ૨૨ વર્ષ થયાં. એટલી મુદતમાં સેંકડો વિદ્યાર્થીઓ પોતાનો નિશાળનો અભ્યાસ સંભાળી સંગીતની તાલીમ લેતા; એમાંથી કોઈ પણ વિદ્યાર્થી વહિ ગયો કે વંઠી ગયો નથી. આપણા લોકોનો સહજ સ્વભાવ પડી ગયો છે કે, જુના રીવાજમાં ફેરફાર કરી કંઈક નવું રૂપ આપી તેનો પ્રસાર કરવામા આવે કે તેને માટે વગર વિચારે હા હો કરી મુકે છે. મને હજી બરાબર યાદ છે કે, વડોદરામાં કન્યાશાળાઓમાં જ્યારે પહેલ વહેલુ સંગીતનું શિક્ષણ દાખલ કરવામાં આવ્યું ત્યારે બધી તરફથી એવી વાતો ચાલતી હતી કે, "એ—હવે તો સુધારો થયો, છોકરીઓને ગાયન શીખવવાની નિશાળો ઉઘાડી, હવે તો છોકરીઓને નાટકમાં નાચવા માટે મોકલવાની છે કે શું?" વગેરે પરંતુ એજ શાળાના શિક્ષણ પામેલી છોકરીઓ જ્યારે રાગ તાલ, સ્વર અને રાગ સાથે ગીતો ગાતા શીખી ને માતાપિતા તથા પતિના મનને આનંદ આપવા લાગી ત્યારે લોકોનો ઉભરો શમી ગયો!!

આપણા પ્રાચીન પૂર્વજોની દીર્ઘદૃષ્ટિને બલીહારી ઘટે છે. સંગીતની મહત્તા ખ્યાલમાં આણી આપણો સંસાર સંગીતમય બનાવી, આનંદ રૂપ બનાવી દીધો છે. તેમાં પણ ખુબી એ કરેલી છે કે, સંગીતનો ઉપયોગ સ્ત્રીઓ તરફથી સતત થતો રહે ને તેનો લાભ સ્વગૃહમાં તેમ જ સાર્વજનિક રીતે મળતો રહે માટે સ્ત્રીયોને માટે અનેક પ્રકારનાં ગીતો બનાવી તેનો ઉપયોગ સર્વતોમુખે કરી દીધો છે. ન્હાની બાળાઓને માટે જુદી તરેહનાં ગીતો, મ્હોટી ગૃહિણીઓને માટે જુદાં ગીતો, તેમ જ ભજન, ધોળ, પ્રભાતિયાં, પદ, રાસડા, ગરબા, પરજીયા વગેરે જુદા જુદા પ્રસંગને અંગે જુદાં જુદા ગીતોની યોજના કરી આપણી આસપાસનું વાતાવરણ સંગીતથી ભરચક ભરી દીધું છે. આપણી જુની પદ્ધતિ તરફ જોતાં આપણી દિનચર્યા જે પ્રકારે મુકરર થઈ ગએલી છે તે પણ કેટલી બધી સંગીતમિશ્ર છે! સવારે ઉઠી મુખમાર્જનાદિ કરી પ્રભુસ્તુતિ માટે પ્રભાતિયા ગાવાં. તે થયા પછી ન્હાઈ ધોઈ દેવ પૂજા કરી પૂજનની સમાપ્તિ વખતે આરાત્રિક સંગીત ગાવું, ત્યાર બાદ ગામમાં દેવ દર્શન જતાં મંદિરોમા વેદોચ્ચાર, મંત્ર ઘોષણ, ઈશ્વરનામસંકીર્તન વગેરે સાંભળવાં મંદિરોમાં પેસતાં જ નોબત શરણાઈ વગેરે ટકોર ખાનાની કરેલી ગોઠવણ; ઘેર આવી રસોઈ પાણી કરી જમીને વિશ્રાંતિ લીધા પછી ત્રીજા પહોરે પુરાણ કથા શ્રવણ પુનઃ સાયંકાળે દેવમંદિરોમાં જઈ ભજન પૂજન દર્શનાદિ કરવાનો રિવાજ! રાત્રે નિદ્રા કરવાની પૂર્વે પણ ઈશ્વરસ્તુતિ, ભજન, કીર્તન કરી નિદ્રા કરવાનો રિવાજ અથવા પ્રસંગ મળે. ક્યાંક બે કલાક હરિકીર્તન થતું હોય તો તે સાંભળવા જવાની પદ્ધતિ વગેરે એ બધું દિનચર્યાવાળું જીવન પૂર્વજોએ નક્કી કરેલુ તે શું સંગીતમય નથી?

(અપૂર્ણ.)

ગણપતરાવ ગોપાળરાવ બર્વે.

---



---

ક્યાર સન્મગે પહેલ વહેલી ગાયનશાળાઓ ઉઘાડી તેને આજે ૨૨ વર્ષ થયા એટલી મુદ્દતમા સેંકડો વિદ્યાર્થીઓ પોતાનો નિશાળનો અભ્યાસ સભાળી સગીતની તાલીમ લેતા, એમાથી કોઈ પણ વિદ્યાર્થી વહિ ગયો કે વરી ગયો નથી આપણા લોકોનો સહજ સ્વભાવ પડી ગયો છે કે, જુના રીવાજમા ફેરફાર કરી કંઈક નવુ રૂપ આપી તેનો પ્રસાર કરવામા આવે કે તેને માટે વગર વિચારે હા હો કરી મુકે છે મને હજી બરાબર યાદ છે કે, વડોદરામા કન્યાશાળાઓમા જ્યારે પહેલ વહેલુ સગીતનુ શિક્ષણ દાખલ કરવામાં આવ્યુ ત્યારે બધી તરફથી એવી વાતો ચાલતી હતી કે, ' એ–હવે તો સુધારો થયો, છોકરીઓને ગાયન શીખવવાની નિશાળો ઉઘાડી હવે તો છોકરીઓને નાટકમા નાચવા માટે મોકલવાની છે કે શુ ? વગેરે પરતુ એજ શાળામા શિક્ષણ પામેલી છોકરીઓ જ્યારે રાગ તાન, સ્વર અને તાલ સાથે ગીતો ગાતા શીખી ને માતાપિતા તથા પતિના મનને આનદ આપવા લાગી ત્યારે લોકોનો ઉભરો શમી ગયો ! !

આપણા પ્રાચીન પૂર્વજોની દીર્ઘદૃષ્ટિને બલીહારી ઘટે છે સગીતની મહત્તા ખ્યાલમા આણી આપણો સસાર સગીતમય બનાવી ,આનદરૂપ બનાવી દીધો છે તેમા પણ ખુબી એ કેવી છે કે સગીતનો ઉપયોગ સ્ત્રીયો તરફથી સતત થતો રહે ને તેનો લાભ સ્વગૃહમા તેમ જ આનંદજનક રીતે મળતો રહે માટે સ્ત્રીયોને માટે અનેક પ્રસગના ગીતો બનાવી તેનો ઉપયોગ સર્વતોમુખે કરી દીધો છે ન્હાની બાળાઓને માટે જુદી તરેહનાં ગીતો મ્હોટી ગૃહિણીઓને માટે જુદા ગીતો તેમ જ ભજન ધોળ, પ્રભાતિયા પદ, નમણ ગરબા, પરજીયા વગેરે જુદા જુદા પ્રસગો અંગે જુદા જુદા ગીતોની યોજના કરી આપણી આસપાસનુ વાતાવરણ સંગીતથી ભરચક ભરી દીધુ છે આપણી જુની પદ્ધતિ તરફ જોતા આપણી દિનચર્યા જે પ્રકારે સુન્દર થઈ ગએલી છે તે પણ કેટલી બધી સગીતમિશ્ર છે ! સવારે ઉઠી મુખમાર્જનાદિ કરી પ્રભુસ્તુતિ માટે પ્રભાતિયા ગાવા તે થયા પછી ન્હાઈ ધોઈ દેવપૂજા કરી પૂજાની સમાપ્તિ વખતે આરતિ સગીત ગાવુ, ત્યાર બાદ ગામમા દેવ દર્શન જતા મદિરોમા વેદોચ્ચાર મત્ર ઘોષણ ઈશ્વરનામસંકીર્તન વગેર સાભળવા મદિરોમા પેસતા જ નોબત શરણાઈ વગેરે ટકોર ખાનાની કરેલી ગોઠવણ ઘેર આવી રસોઈ પાણી કરી જમીને વિશ્રાંતિ લીધા પછી ત્રીજા પહોરે પુરાણ કથા શ્રવણ પુન સાયકાળે દેવમદિરોમાં જઈ ભજન પૂજન દર્શનાદિ કરવાનો રિવાજ, રાત્રે નિદ્રા કરવાની પૂર્વે પણ ઈશ્વરસ્તુતિ, ભજન, કીર્તન કરી નિદ્રા કરવાનો રિવાજ અથવા પ્રસગ મળે ક્યાર એ સ્થલે હરિકીર્તન થતુ હોય તો તે સાભળવા જવાની પદ્ધતિ વગેરે એ બધુ દિનચર્યાવાળુ જીવન પૂર્વજોએ નક્કી કરેલુ તે શુ સગીતમય નથી ?

( અપૂર્ણ )

ગણપતરાવ ગોપાળરાવ બર્વે.

## *'THE MONK IN THE KITCHEN'*

"There is no small work unto God
Each act that He would have us do
Is haloed round with strangest beauty
Whoever makes a thing more bright,
He is an angel of all light
When I cleanse this earthen floor
My spirit leaps to see
Bright garments trailing over it
Wonderful lustres cover it,
A cleanness made by me
Purger of all men's thoughts and ways,
With labour do I sound Thy praise,
My work is done for thee
*Whoever makes a thing more bright*
*He is an angel of all light*
Therefore let me spread abroad
The beautiful cleanness of my God

—*by Anna Hempstead Branch*

ધી યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડ.—અમદાવાદ

# લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતીશાળાના માસ્તરો, (૬) તલાટીઓ તથા (૭) માસિક રૂા. ૨૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂા: ૨-૦-૦ (પોસ્ટેજ સાથે.)

ઉછરતી લાઇબ્રેરીઓને ખાસ બક્ષીસ: નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) રાજ્યના આશ્રય વિનાની લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે. માત્ર પોસ્ટેજ વગેરે ખર્ચના રૂા.૦-૬-૦ મોકલવા કૃપા કરવી. બીજા વર્ષમાં,રૂા ૦-૧૨-૦; ત્રીજામાં રૂ. ૧-૪-૦.

| | | |
|---|---|---|
| અન્ય સર્વ માટે વર્ષ એકના | રૂ. ૨-૮-૦ | (પોસ્ટેજ સાથે) |
| છુટક નકલ ન્હાના અંકના | રૂ. ૦-૪-૦ | ” |
| ” મ્હોટા અંકના | રૂ. ૦-૬-૦ | ” |

---

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ “વસન્ત-ઑફિસ”-ની સહીના લેખો માટે “વસન્ત-ઑફિસ” અને વ્યવસ્થાપક જવાબદાર છે. અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૩ કોઈ પણ લેખનું અસલ લખાણ-એ લેખ “વસન્ત”માં દાખલ કરવાનો ઠરાવ કર્યો હોય કે ન હોય-પણ એ લેખકને પાછું મોકલવાને અમો બંધાતા નથી.

---

## માતા ફરજ યાને બાલકોપયોગી ઔષધ.

આ લઘુ પણ અતિ બાળહિતવર્ધક પુસ્તકને સુપરિન્ટેન્ડેન્ટ આર્યન મેડીકલ સ્કુલ (મુંબઇ); હાઉસ સર્જન જ્યુબિલિ હૉસ્પીટલ (જામનગર); આસિસ્ટન્ટ સર્જન (રામપુર સ્ટેટ-રોહિલખંડ); મેડીકલ ઓફીસર (માણાવદર-સ્ટેટ) વગેરેએ અતિ ઉચ્ચ અભિપ્રાય આપેલા છે. પ્રથમ ભાગમાં માતાની પોતાનાં બાળક પ્રત્યેની ફરજ લખવામાં આવી છે, દ્વિતીય ભાગમાં બાળકોના સામટા રોગોની પિછાન સાથે અનેક આર્ય ઔષધો તથા વિશેષ માહિતી લખવામાં આવી છે. બન્ને ભાગ સાથે. કિંમત આના આઠ પોષ્ટેજ જુદું.

માણાવદર (કાઠીયાવાડ) } એન કે વૈષ્ણવ, ટાઇપિસ્ટ.
(હજુર ઑફીસ.)

---

## “પ્રકાશિકા.”

પ્રગટ કરનારાઓ મેસર્સ ટી. ડી. અંકલેશ્વરીઆ સન્સ. ફોર્ટ પ્રીટીંગ પ્રેસ, મુંબાઇ, અને સઘળા જાણીતા પુસ્તકો વેચનારાઓ મારફતે મળશે. કીમત રૂ. ૧-૪-૦. ટપાલ ખર્ચ આનો ૦)ના વધુ.

એજ કવિનાં આગલાં પુસ્તકો કાવ્યરસિકા (ઘટાડેલી કીમત રૂ. ૧-૮-૦) અને વિલાસિકા (કીમત રૂ. ૧-૮-૦) ની માત્ર થોડીજ નકલો બાકી છે, જે પણ ઉપલાં ઠેકાણાંઓએ મળશે
(૧-૩)

---

# વસન્ત.

इद सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् । उपनिषद्

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् ।
भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् । उपनिषद्

વર્ષ ૭, અંક ૯. [ માસિક. ] આશ્વિન, સંવત્ ૧૯૫૪.

## આમ્સ્ટરડામથી એન્ટવર્પ.

### વૃત્ત : માલિની.

શિરની ઉપર સિન્ધૂ ગડગડે, ઘોર નાદે
ધરતિ ધૃતિ ન ધારે, રેતી એમ પ્રમાદે,
જળ સરણિ બિનાશે, ભૂમિને ભાગોં નાખે,
તદપિ કૃતિ રમિલી ના પ્રજા તેથી થાકે ! 1

અતુલ વિપુલ ઉંચી, આડ મર્યાદ બાંધી
ઉદધિ અટકિ રે'વા, શત્રુ લેવા શું રૂંધી ?
સતત વિતત વાંધી, સ્તમ્ભ નાખી આવાસ
રચિ સુદૃઢ શું નિર્મી આ પુરી રમ્ય-હાસ ! ૨

જળ પણ સહુ સારે, ભારવાહી મદર્થે,
પવન પણ ફરે છે, ચક્રિથી કામ તુર્તે,
ફળ, ફૂલ, ધન, ધાન્યે ભૂમિ ખેડુ ભરે છે,
નવ નિધિ સુખ સિદ્ધિ, ઉદ્યમે સૌ મળે છે ૩

જનપદ અતિ ન્હાનો, શત્રુ ચોપાસ વિંટ્યા !
હૃદય દૃઢ કપાટો બાહુ છે ભરત સેના !
પ્રથમ બળિ બધુ ત્હાં હાન સ્વાતન્ત્ર્ય પીવે,
×અતિદુર પમરેલું દ્વીપનું રાજ્ય કાં ના ? ૪

આમ્સ્ટરડામથી એન્ટવર્પ જતાં,
હોલેન્ડ, યુરોપ,
તા ૮-૧૦-૯૮

હરિલાલ હર્ષદરાય ધ્રુવ.

× મૂળપાઠ [illegible] સુમનગુ હરિલાલ ધ્રુવ

# વર્ષાજનિત ઉદાસી.

( શાર્દૂલ. )

વ્યાપ્યું છે નભમાં બધે જળદથી અંધારૂં ગાઢું અહા!
ઝાંખો છે રવિનો પ્રકાશ સઘળે, વાદળ છાયાં વળી વાદળાં;
વાયુ મન્દ વહે—નથી ગતિ કંઈ, પત્રો ન* હાલે જરા,
તૂટી મેઘ પડે અતૂલ બળથી જાણે ડુબે પૃથ્વી આ!

આહા! એકપળે કલોલ સજીને માળે લપ્યાં પક્ષી સૌ,
જ્યાંત્યાં રેલમરેલ છે જળતણી જાણે જળે સૌ ભર્યું:
કોઈ ના નજરે પડે પથમહીં જાતું અને આવતું,
વ્હેતા જોસભર્યાં મલિન જળના વ્હેળા વિના ના કશું.

હુયે આમ લપાઇને ઘરમહીં બેઠો વિચારૂં કંઈ,
આવે ના મનમાં વિચાર—મગજે હા! બ્હેર મારી ગઇ!
ગોઠે ના દિલમાં કંઈ, હૃદયમાં વ્યાપી ઉદાસી દિસે,
—જેવી છે ફરી શૂન્યતા જગતમાં તેવી અરે! અન્તરે.

ના ખૂટે દિન દીર્ઘ, કોઈ કૃતિમાં વૃત્તિ ન પેસે જરા,
આવીયે કવિતાથી કાળ ઠગવા મિથ્યા મથું હું અહા!
તર્કે ના ઉઠતો કંઈ દિલમહીં, આત્મા ન ઉંચે ઉડે,
એ અંધાર ઉદાસીના પ્રબળથી ખેંચાઈ નીચે પડે.

રોતી આ સઘળી દિસે કુદરતે—રોતું દિસે વિશ્વ આ,
ઇચ્છા કૈં મનમા થતી રૂદનની આંસુ ન આવે જરા;
લેશે ભાર કમી ન કાવ્ય લખતાં થાતો દિસે ઉરનો,
—ઉદાસી બસ! માત્ર હા! ફરી વળી કાવ્યે—દિસે વિશ્વમાં!

રતનલાલ ગોવર્ધનદાસ ઠારવાળા.

# વિજ્ઞાનને માપે નવરાત્રીનો મહિમા.

લૌકિક દૈત-કથામાં કહેવાતી નવરાત્રી, મહારાત્રી, મોહરાત્રી કાળરાત્રી વિગેરે જે અમુક રાત્રીનો વિખ્યાત મહિમા સ્થાપિત થયેલ છે, તેને ધર્મ તેમજ જનસમુદાય—બનેના બંધારણો સાથે સંબંધ છે, એ વાત સિદ્ધ પ્રાય મનાય તો કાંઈ અસ્થાને નથી. હવે એ બધી રાત્રીઓ સંબંધે કાંઈ વર્ણન આપવાના આશયથી આ પ્રયત્ન થતો નથી, તો માત્ર નવરાત્રીને સંબંધે ટુંકામાં ધારેલા બે બોલો લખવા ઉચિત મનાયાથી તેને જ વળગી રહી આગળ વધીએ. જન-સંસ્થા સંબંધે જોઇશું તો સહજ જણાશે કે બ્રાહ્મણોને માટે ખાસ સ્વ-કર્મ-મહોત્સવ બળેવ, વૈસ્યો માટે સ્વ-કર્મોચિત-મહોત્સવ દીપોત્સવી, શૂદ્રોને માટે સ્વકર્મ-નિમિત્તે ઉત્સવ હોલિકા એ વિભાગથી કદાપિ લેખાય તો દશરાનો ઉત્સવ પરિશેષથી દૃઢ રીતે ક્ષત્રિયોને માટે લેખી શકાય; પરતુ આ માન્યતામાં અમુક અપવાદોથી બાધ રહે તો—દૃષ્ટાંત તરીકે "રત્નાવલી" સંસ્કૃત નાટિકામાં હોલિકાના ઉત્સવમાં માત્ર શૂદ્રો જ ભાગ લે છે એમ નથી; શમીપૂજન ક્રિયામાં માત્ર ક્ષત્રિયો જ સમાયા હોય છે એવો નિયમ નથી; વિગેરે; તોપણ પ્રાધાન્ય એ એ વર્ણનું એ એ ઉત્સવમાં માની લેવાય નહિં તો-એટલેથી જ એ વાતનો અંત લાવી અધિક કહેવાનું કે.—નવરાત્રી એ મહોત્સવ તો સમાન રીતે ચારે વર્ણો માટે છે. કૃષિકારોને તો એ આખો અંતરાલ-કાળ પાકનો મોટો ભાગ ઉતરવાથી સ્પષ્ટ રીતે ઉત્સવ છે જ; બ્રાહ્મણોને સ્તવન, હવન ઇત્યાદિ ક્રિયા માટે અર્પણ કરાએલ છે, વૈસ્યોને સંબધે જે જમીનના પાકની વાત જણાવી તે ક્ષત્રિયો માટે પણ ખરી સમજતાં, ઉપરાત તેઓને રાજ્ય-નીતિનુ મૂર્તિમાન્ અનુકરણસત્ર-સ્વરૂપ આ ઉત્સવ થઇ પડે છે: તથા શૂદ્ર વર્ગને માટે પણ આ બધા ગુણોનું આવાહન થાય છે તે ઉપરાંત તે રાત્રીઓનુ મુખ્ય અંગ જે 'ભવાઇ' તે પણ તેઓને બોધદાયક મહોત્સવ થઈ પડે છે. મુખ્ય વાત એ લક્ષમાં રાખવાની કે અગ્નિ-ઔષ્ણ્ય-કે તેજ. પ્રકાશ-એ આ ચાર વર્ષના મુખ્ય ઉત્સવોમાં પ્રકટ થાય છે. હોલિકા તથા દીપોત્સવીમાં તો એ વાત સ્પષ્ટ છે; પરતુ શમી-પૂજનમાં પણ અસ્ત્ર-શસ્ત્રને ઉત્તેજીત કરવા માટે શમી-વૃક્ષનું પૂજન હોય છે, અને શમી-વૃક્ષમાં અગ્નિનું ધામ છે તે સુપ્રસિદ્ધ વાત છે—॥ શ-**મીमिवाभ्यंतरलीनपावकां** ॥ એ કવિસંપ્રદાયથી પણ સુસિદ્ધ જાણવી. બલિરાજા સંબંધી માન્ય રહેલ બળેવ-ઉત્સવમાં હોમની આવસ્યકતા ઉપવીત નવું ધારણ કરતી વખતે જોવાય છે, અને બ્રહ્મવર્ચસ્ હોમાગ્નિમાંથી ગ્રહણ કરી બાર માસ જાળવી રાખવાનો છે, તે અર્થ સર્વ કોઇને વિદિત હોય માટે એ સબંધી માત્ર ટુંકામાં સૂચન કરી સંતોષ રાખ્યો છે.

પ્રસ્તુત વિષય નવરાત્રી-તે સંબંધે અધિક સૂક્ષ્મદષ્ટિથી વિચાર ચલાવતાં લાગશે કે—

પંચભૂતની સૃષ્ટિનો પાકકાળ નવરાત્રી છે;- પૃથ્વીના ધાન્યનો પાકકાળ; ક્ષાત્ર તેજઃ પુંજનો પાકકાળ; બ્રહ્મવર્ચસ્‌નો પાકકાળ વિગેરે નવરાત્રીમાં રહેલો છે, એ અનુમાન વર્ષા ઋતુનો અંતકાળ હોઈ તે સમયે અસ્થાને લાગતું નથી. વળી શાંત-સ્તુતિનુ તેમ હોમ હવનનું બ્રાહ્મણ કૃત્ય; યુદ્ધ-છેદન ઇત્યાદિ વીરરસ કૃત્ય ક્ષત્રિયનુ; કુંભ સ્થાપન જુવારા વિગેરે વાવી ઉગાડવા વિગેરેથી પાકનું આડકતું અનુમાન કરાવી હર્ષ, ભય, વિગેરે ભાવો ઉત્પન્ન કરાય તે કર્મ વૈસ્યનું; અને એ સર્વનું રીતિસર રક્ષણ કરવાનું શૂદ્ર કર્મ.

આ સ્થૂલ દર્શન કદાપિ ગણાય અને તે માત્ર અનુમાન કરેલ એમ ધારી આગળ વધીએ તો લાગશે કે:—રાત્રીના અંધકાર રૂપી તમોગુણનો નાશ કરનાર પ્રથમ પગલે રાગ યુક્ત–રંગ ચઢાવેલ–સુરાપાન જેવો રાતો–પ્રકાશ, તેમાંથી પછી ખીલી નિકળેલ પીત–રક્ત, અતિ રક્ત, અને છેવટે શુદ્ધ સત્ત્વ ગુણ પ્રકાશ; તે દાનવોનો નાશ કરી, અંધકાર રૂપી મહિષાસુર; ધૂમ્રલોચન ઇત્યાદિનો સંહાર કરી, રક્તદંતિકા સ્વરૂપ દેવી—શક્તિનું પ્રકટ થયું; તે પછી તેમાંથી શુદ્ધ સાત્ત્વિક રૂપ સ્વયં પ્રકાશ જ્યોતિ જામી, દેવોની સ્તુતિ સ્વીકારી, એજ સર્વે અંતર્ધાન થયું. આવે કારણે નવરાત્રી નામ ધારણ થયું.

માયાનું ત્રિગુણાત્મક સ્વરૂપ પ્રકટ થાય છે, એ વાત સૂક્ષ્મ ગુંથણીને ગુંચવાળી હોય, તેનો સૃષ્ટિ કે પ્રલય પ્રકાર અતિશય રીતે તેવો જ હોય, તે સ્વાભાવિક વાત છે. આવા સ્વરૂપનું સ્તવન કરતી વખતે શક્તિના ભક્ત કવિ વલ્લભે જે ગીત ગાયું છે તેને જરા વિવેચન–તળે મૂકશું તો આ વિષય ઉપર અધિક પ્રકાશ પડશે ખરૂં.

" તમે પરિબ્રહ્મની પટરાણીરે મા
ચાર વેદ વખાણે તારી વાણીરે મા

" માયે ધરીઉં અલૌકિક રૂપજે મા, અંબાજી ગરબે ઘૂમે છે;

... ... ...

બ્રહ્માંડનો ગરબો કીધો રે મા, અંબાજી ગરબે ઘૂમે છે.
રમવાને શિરપર લીધોરે મા—અંબાજી૦
પટ ઇંદ્રાણી અવની કીધીરે મા—"

... ... ...

દશો દિશથી ગૂંથી જાળીરે મા—" ઇત્યાદિ.

સૃષ્ટિને સમયે જે થાય છે તે પ્રલયને સમયે અમુક અંશમાં સમાન હોય છે. અંગ્રેજી વિજ્ઞાન–શાસ્ત્રીઓની ઉષ્ણ ધૂમ–સંચય–(Nebula) ધૂમવાળી પ્રક્રિયા ધ્યાનમાં લેવી; મીલ્ટનની અણુ–સંભ્રમ ઇત્યાદિ વાદ લક્ષમાં રાખવો; અને તેવા વિષયોનું સ્મરણ કરી આગળ વધતાં સહજ જણાશે કે સૃષ્ટિ સંબંધે એક જ પ્રક્રિયા રચાયેલ સર્વ સ્થળે સર્વમાન્ય એવી કોઈ નથી. ક્યાંક નાદ–બ્રહ્મમાંથી સૃષ્ટિ, તો ક્યાંક પાણીમાંથી રૂપ પ્રથમ સર્જવાનું; તો ક્યાંક અવ્યાકૃતમાંથી વ્યાકૃતિ માત્ર થઈ અને તે પણ ભ્રમ જ કે જે ભ્રમને કારણે; તો વળી ક્યાંક તેજઃપુંજમાંથી અને વૈદ્યુતિક–તેજસ્માંથી સર્વ ભ્રમણ પરિણામે પ્રકટ થયું; એ પ્રમાણે ચિત્ર વિચિત્ર નાટયારંભ થઇ આ સર્વ પ્રકાશિત બન્યું—એ રીતે વાંચવામાં સાંભળવામાં વિગેરે જ્ઞાનના પ્રદેશમાં આવે છે.

કવિ વલ્લભે પોતાની કલ્પના શાસ્ત્રીય રીતે દર્શાવી આ પ્રસ્તુત ગીત રચ્યું હોય એમ ... છે. (૧) ગરબો બ્રહ્માંડનો કર્યો; (૨) ઇંદ્રાણી રૂપે "અવની"—પૃથ્વી—રાખી; (૩)

દશ દિશાની જાળી ગુંથી; (૪) મંગળ રૂપે મહાકાળી પ્રકટ થમાં; (૫) સપ્ત પાતાળનું કોડીઉં કર્યું; (૬) મેરૂ પર્વત વાટ બનાવ્યો; (૭) સાત સમુદ્રનું તેલ કર્યું; (૮) બાર સૂર્ય તે દીવા થયા; વિગેરે.*

હવે જ્યારે સતત ભ્રમણવાળા બ્રહ્માંડને વ્યાકૃત દશામાં મૂકવામાં આવ્યું નહતું અર્થાત્ અવ્યાકૃત હતું ત્યારે આ કાંઈ જ અસ્તિત્વમાં ન હોય એ સ્વાભાવિક છે. જ્યારે આ સતત ભ્રમયુક્ત પિંડ, સંભ્રમ–વિભ્રમાત્મક, વિપ્લવ–પારિપ્લવાત્મક હોય, ત્યારે કાંઈ સૃષ્ટિ–પ્રકાર સંભવે નહિં. ઉષ્ણ–ધૂમ–સંચયમાંથી વૈદ્યુતિક, આકર્ષક, તૈજસિક વિગેરે શક્તિઓને જોરે, રાસાયનિક પદાર્થોના સંયોગ વિભાગ વિગેરે થતી વખતે "દ્વંદ્વ" ભાવ થાય, એ સહજ સમજાય એવું છે. એકમાંથી બે થયા પછી અનેક થતી વખત પહેલાં કાળી–સ્વરૂપી–શક્તિ સમયનો ભાવ થાય, અને તેમાંથી રક્તસ્વરૂપી શક્તિ–સમસ્ત બને; એ પણ વિજ્ઞાનના મતથી વિરૂદ્ધ નહિં મનાય. આ દરમીઆન ભ્રમણ એટલે નૃત્ય–(તાંડવ–લાસ્ય) તો ખરૂં જ, તેના અસ્તિત્વમાંથી જન્મ પામનાર અમુક શક્તિના સંયોગ કે વિયોગે શબ્દ–બ્રહ્મ–નાદ એટલે ગાન, અને એ ઉપરથી તેની પૂર્વે હોનાર દેશ–કાળ. દેશ–કાળ એ જ શબ્દ–સ્વરને જન્મ આપનાર; કારણ કે દેશ હોય ત્યાં જ "શબ્દ" હોય—**शब्दगुणमाकाशं**—અને દેશ–કાળ તો સહજભાવી જ છે, તથા અનાદિ અને વિભુ છે. સ્વર કે ધ્વનિ લૌકિક વ્યવહારમાં પણ દેશ–કાળથી માપિત ગણાય છે; તેમ જ શાસ્ત્રીય રીતે પણ દેશ–કાળને માને સંગીત વર્તે છે, એ સહજ સમજાય તેવી વાત છે.

હવે આ રીતે શક્તિ–સમસ્તના પ્રવર્તનથી હજી માત્ર "ધૂમ્ર લોચન" ને હણનાર 'કાળી" નું સ્વરૂપ પ્રકાશિત થયા પછી; "રક્તબીજ" ને રોળનાર "રક્તદંતિકા" નુ સ્વરૂપ ધારણ કરાયા પછી; તમોધકાર–રૂપી અસુરનો નાશ થયો ત્યારે શ્વેત–સત્વાત્મક શુદ્ધ–પ્રકાશ થતાં પહેલાં દ્વાદશ સૂર્ય જન્મ પામ્યા; અને તે પછી પૂર્ણ પ્રકાશાત્મક દેવી–શક્તિ સમસ્ત પ્રત્યે વેદોના અખંડ ધ્વનિ સ્થૂલાંદોલન ધારણ કરી સર્જાએલ મનુષ્યોને ગ્રહણ કરાય તેમ ઉચ્ચારાવા લાગ્યા. પાર્થિવ, આપ્ય વિગેરે દ્રવ્યો તો અનુક્રમે અસ્તિત્વમા આવ્યાં, પણ એ સર્વેને આલંકારિક ભાષામાં રહસ્યનું સંપૂર્ણ ગોપન થાય તેવા ઢાંકમાં, મૂકવા માટે આવાં સ્તવનો, ગીતો વિગેરે વલ્લભ જેવા કવિના મુખમાંથી *જન્મ પામે, તો તે તે અલંકારોને છૂટા પાડી બને તેટલી સાદી ભાષામાં મૂકવા પ્રયાસ કરતાં તાત્ત્વિક રહસ્યને વાંધો ન આવે તો ઉચિત ગણાય; છતાં સમજવાની પણ એક પ્રકારની શક્તિ છે, માટે તેનો આવિર્ભાવ મન મન પ્રતિભિન્ન હોય તો આશ્ચર્ય જેવું નથી.

"ગરબો"—લૌકિક વ્યવહારમાં પાર્થિવ–કુંભને કહેવામાં આવે છે, અને એ કુંભ એવો જોઇએ કે તેને આરપાર નાનાં નાનાં અનેક કાણાંઓ હોય; કદાપિ આવા કુંભની જ કલ્પના કરનાર શ્રીમત્ શંકરાચાર્યના સમયમાં પણ નીચલા શ્લોક ઉપરથી અનુમિત થતા કુંભને કારણે "ગરબો" સ્થાપન કરવાનો લૌકિક વ્યવહાર પણ કાં ન હોય? તે એ કે.—

नानाच्छिद्रघटोदरस्थितमहादीपप्रभाभास्वरं
ज्ञानं यस्य तु चक्षुरादिकरणद्वारा बहिः स्पन्दते ।
जानामीति तमेव भान्तमनुभात्येतत्समस्तं जगत्
तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥

અસ્તુ. તે વાત એટલેથી રહી. ગરબો એક મહત્ કાર્ય કે મહદ્વસ્તુની માત્ર હ્રસ્વ-સ્વરૂપમાં સંજ્ઞા છે. આવો ગરબો શક્તિ-સમસ્તને ધારણ કરવા યોગ્ય બ્રહ્માંડ-macrocosm-જ હોય; "ગરબો" પોતે જ પિંડ-microcosm-છે; અને તેને અવલંબન તરીકે અર્થાત્ તેનો સુવિખ્યાત ભાગ થવાને યોગ્ય અવની જ હોય, કારણ કે એ ગણત્રી સ્વાર્થને આધીન અમુક અંશે માનવી પડશે. જો બીજું કાંઈ બ્રહ્માંડમાં અવની કરતાં શ્રેષ્ઠ ગણવાને યોગ્યતા ધરાવે, તો પણ વસવા યોગ્ય, સર્વથી અધિક પ્રકટ-સ્વરૂપમાં, સ્થૂલતમભાવમાં રહેલ તો અવની જ છે; અને મુખ્યત્વે કરી આપણે તેની ઉપર રહીએ છઇએ, તથા આ વાત સમજી-સમજાવી શકીએ છઇએ, તેમજ સ્થૂલતમ દ્રવ્યોમાં અગ્રેસર હોઇ, તેનું અવલંબન સર્વ હ્રસ્વ સૂક્ષ્મ વિગેરે દ્રવ્યોને હોય તે પણ અસાપ્રત માન્યતા નહિં ગણાય. આવા ગરબાને જાળી સર્વે દિશાથી ગૂંથી, છિદ્રો બાંધી લઇ, સમાન અંતર સિદ્ધ કરાયા પછી, તેમાં જ્ઞાન-પ્રકાશ-સ્વરૂપ માટે સામગ્રી સંપન્ન થઈ. તેમાં હજી અવ્યાકૃત તમોગુણમય, અંધકારાત્મક પાતાળ તેનું કોડીઉં બન્યું, અને તેમાં વિકાસ પામેલ શુદ્ધ-શ્વેતવર્ણવાળો મેરૂ પર્વત રૂપી વાટ રાખી, સમુદ્ર રૂપી રજોગુણાત્મક તેલ મૂકી, જે જ્યોતિ પ્રકટ થઇ, તે બાર સૂર્ય. ભ્રમણ-ક્રિયામાં વિકાસ પામતાં પ્રથમ સ્થાને બાર સૂર્યો, તેથી ઓછા પ્રકાશવાળાં આપ્યદ્રવ્યો-સમુદ્રો; તેથી ઓછાં પ્રકાશવાળાં પાર્થિવ દ્રવ્યો-મેરૂ; તથા છેક ઓછા પ્રકાશવાળા સપ્ત પાતાળ, કે જે તદ્દન વિકાસ-ક્રમમાં છેલ્લે રહેલ છે.

આ પ્રક્રિયાને અતિ વિસ્તારથી વર્ણન કરવામાં નીરસતા કદાપિ સમાયેલ મનાય તો થોડું અધિક કહી સંતોષ રાખીશું—સૃષ્ટિ વખતે સંયોગ, પ્રલય સમયે અણુ-પરમાણુઓનો વિયોગ, પરંતુ ઘણે અંશે દેખાવ સમાનતાવાળો આવે એ સમજી શકાય એવી વાત છે. ભ્રમણ શક્તિ સ્વયંભૂ કાં તો સતત ગણવી પડશે, મહત્ દ્રવ્યોની ઉત્પત્તિ તથા ક્ષય એક જ રીતે થાય છે તે પણ સ્વાભાવિક છે, જુઓ કે —

मही पादाघाताद्व्रजति सहसा संशयपदं
पदं विष्णोर्भ्राम्यद्भुजपरिघरुग्णग्रहगणं ।
मुहुर्द्यौर्दौस्थ्यं यात्यनिभृतजटाताडिततटा
जगद्रक्षायै त्वं नटसि ननु वामैव विभुता ॥

હવે એ સ્વાભાવિક પ્રકૃતિ-નિયમ જોવાય છે કે રસાયણિક-શક્તિ કે સ્વર-શક્તિ કે ગમે તે પ્રકારની શક્તિ હોય, તો પણ તે ધૂમ્રને ઢંઢોળવા, તથા દૂર ખસેડવા કે નાશ કરવા સમર્થ હોય છે. ભ્રમણ કરતે કરતે એક બીજાને આઘાત, પ્રત્યાઘાત, આકર્ષણ, અપકર્ષણ, પ્રત્યાકર્ષણ જે થાય તે "પાદાઘાત" તરીકે સમજી, આગળ વધીએ તો વિદિત થાય છે કે ગમે તે પ્રકારની શક્તિ હોય તો પણ કાળા ભાગને અંધકારને વિકિરણ કર્મે પહોંચાડવા

સમર્થ છે. અવાજ થાય છે, તે ધૂમ કે એ જાતિનું કોઈ પણ આવરણ હોય ત્યારે પ્રતિબંધથી આપણા વાતાવરણમાં આંદોલન ઉત્પન્ન કરતા જોઇએ છીએ; તો આદ્ય કાર્ય સમયે સર્જન ક્રિયામાં પણ અમુક અંશે જો એમ થાય તો એટલુ તો નક્કી કે વાતાવરણના અભાવે જલદીથી શક્તિની ક્રિયા થવી જોઇએ.—

જુઓઃ—अयि निजहुङ्कृतिमात्रनिराकृतधूम्रविलोचनधूम्रशते ॥

નાદ-બ્રહ્મ-શક્તિના પ્રચારથી જ અંધકાર નષ્ટ થયો, રાગ-રાતો રંગ-રજોગુણ તે પછી જામી રહ્યો; અને તે પણ ભ્રમણ કરતે કરતે છેવટે શુદ્ધ શ્વેતસ્વરૂપ.—સત્ત્વગુણ-પ્રકાશ કરી રહ્યું—

श्वेताम्बरधरे देवी नानालङ्कारभूषिते, ઇત્યાદિ.

આ પ્રમાણે પ્રથમ ત્રણ શક્તિ, તેમાંથી, વિજ્ઞાને ૭ ગણી, નવરાત્રી સંબધે મનાયેલ નવ થઈ, પણ ૬૭ ચોસઠ લેખવી કે ન્યૂનાધિક તેનો વિચાર પ્રત્યેક કરતી વખતે ધ્યાનમાં લેવું આવશ્યક છે કે જો '૭' પરાકાષ્ઠા હોય તો ત્રણમા તેનો વિરામ થયો માની ત્રણ અર્થાત્ ત્રિગુણાત્મક માયાનું સ્વરૂપ ગણવુ યોગ્ય છે કે નહિ? યોગ્ય હોય તો "૭" માનતાં લાઘવરૂપી ગુણ આવી ગૌરવ દોષ કરાશે કે કેમ? ત્રણ એ કઈ કઈ-એ પ્રમાણે પ્રશ્ન થવો સ્વાભાવિક છે, તો તેને માટે એક ઘડીભર સ્વતંત્ર વિચાર ચલાવતાં બાધ નહિ આવે.

વિજ્ઞાન-શાસ્ત્રનો મૂળ સિદ્ધાંત કદાપિ એમ હોય કે કોઈ સ્થળે અટકવાની અગત્ય નથી. જ્ઞાન વૃદ્ધિ પામતું જાય છે, અને અટકવાની કોઈ કાળ કે સ્થળમા જરૂર નથી, તો નીચેની હકીકત ઉપર લક્ષ દોરીએ —

સૂર્ય આખા ગ્રહમડળમાં સર્વથી ઉત્તમ તેજ ધારણ કરનાર હોઈ, તેનુ તેજ બીજા તારા, ગ્રહ, ઈત્યાદિ ગ્રહણ કરે છે. જગતમાં એવુ કાંઈ નથી જે દૃશ્યમાન હોઈ પોતે જ પરાકાષ્ઠા ગણાય. અમુક વિષય તેજના ભંડાર—સંબંધે જોતા અગ્નિથી આરંભી અથવા અગ્નિ ગર્ભિત રીતે જેમાં રહેલ છે તેવા પદાર્થો જેવા કે સુવર્ણ ઈત્યાદિથી આરંભી જોઇએ તો સૂર્યથી જ પરાકાષ્ઠા માની અટકવાનુ આવે. પરન્તુ એ ન બને એવું છે, કારણ કે સુવર્ણ ઈત્યાદિથી નીચે કોટિઓ અનેક અને અનંત છે, એટલે કે પથરા, ઝાડ વિગેરે સર્વ કોઇ પદાર્થોમાં, જલાદિક દ્રવ્યોમાં, વાયવીય દ્રવ્યોમાં પણ તેજનું સ્વરૂપ અમુક અંશે છે, એ અનુમિત વાત પ્રયોગસિદ્ધ વિજ્ઞાન તેમ જ તત્ત્વજ્ઞાને માનેલી છે, એ સર્વને વિદિત છે. તો હવે તે ઉપરની કોટિમાં અવલોકન કરતાં લાગે છે કે સૂર્ય જો કે આપણા ગ્રહમંડળનો અધિષ્ઠાતા છે, તેનાથી અટકવાનુ નથી; કારણ કે દરેક તારો અલગ અલગ ગ્રહમંડળ બનાવે છે, એવો સિદ્ધાંત વિજ્ઞાનનો સર્વવિદિત છે. તો હવે આ તારાઓ અનેક તેમ અનંત છે; અને તેનાથી જ અટકવું એ કાંઇ કારણ નથી. પ્રત્યેક અણુ જો કે સૂક્ષ્મ અને હ્રસ્વ સ્વરૂપી છે ત્યાંથી આરંભીએ તો તે પણ માત્ર તાત્કાલિક ગણત્રીની સરલતા માટે આરભવાનુ સ્થળ માની લેવું; છતાં અણુથી આગળ પણ Electrons વિદ્યુદાત્મક અણુઓ છે તે જેમ આધુનિક શોધમાંથી જ્ઞાન થતાં તે આરંભ સ્થાન માની લીધું છે, તે જ રીતે આ મહત્ સ્વરૂપ સ્થૂલ, દીર્ઘ

नानाछिद्रघटोदरस्थितमहादीपप्रभाभास्वरं
ज्ञानं यस्य तु चक्षुरादिकरणद्वारा बहिः स्पंदते ।
जानामीति तमेव भांतमनुभात्येतत्समस्तं जगत्
तस्मै श्रीगुरुमूर्तये नम इद श्रीदक्षिणामूर्तये ॥

અસ્તુ. તે વાત એટલેથી રહી. ગરબો એક મહત્ કાર્ય કે મહદ્વસ્તુની માત્ર હ્રસ્વ-સ્વરૂપમાં સંજ્ઞા છે. આવો ગરબો શક્તિ-સમસ્તને ધારણ કરવા યોગ્ય બ્રહ્માંડ-macrocosm-જ હોય; "ગરબો" પોતે જ પિંડ-microcosm-છે; અને તેને અવલંબન તરીકે અર્થાત્ તેનો સુવિખ્યાત ભાગ થવાને યોગ્ય અવની જ હોય; કારણ કે એ ગણત્રી સ્વાર્થને આધીન અમુક અંશે માનવી પડશે. જો બીજું કાંઈ બ્રહ્માંડમાં અવની કરતાં શ્રેષ્ઠ ગણવાને યોગ્યતા ધરાવે, તો પણ વસવા યોગ્ય, સર્વથી અધિક પ્રકટ-સ્વરૂપમાં, સ્થૂલતમભાવમાં રહેલ તો અવની જ છે; અને મુખ્યત્વે કરી આપણે તેની ઉપર રહીએ છઇએ, તથા આ વાત સમજી-સમજાવી શકીએ છઇએ, તેમજ સ્થૂલતમ દ્રવ્યોમાં અગ્રેસર હોઇ, તેનું અવલંબન સર્વ હ્રસ્વ સૂક્ષ્મ વિગેરે દ્રવ્યોને હોય તે પણ અસંપ્રિત માન્યતા નહિં ગણાય. આવા ગરબાને જાળી સર્વે દિશામાંથી ગૂંથી, છિદ્રો બાંધી લઇ, સમાન અંતર મિદ્ધ કરાયા પછી, તેમાં જ્ઞાન-પ્રકાશ-સ્વરૂપ માટે સામગ્રી સંપન્ન થઈ. તેમાં હજી અવ્યાકૃત તમોગુણમય, અંધકારાત્મક પાતાળ તેનુ કોડીઉ બન્યું, અને તેમાં વિકાસ પામેલ શુદ્ધ-શ્વેતવર્ણવાળા મેરૂ પર્વત રૂપી વાટ રાખી, સમુદ્ર રૂપી રજોગુણાત્મક તેલ મૂકી, જે જ્યોતિ પ્રકટ થઇ, તે બાર સૂર્ય. ભ્રમણ-ક્રિયામાં વિકાસ પામતાં પ્રથમ સ્થાને બાર સૂર્યો, તેથી ઓછા પ્રકાશવાળાં આપ્યદ્રવ્યો-સમુદ્રો; તેથી ઓછાં પ્રકાશવાળાં પાર્થિવ દ્રવ્યો-મેરૂ; તથા છેક ઓછા પ્રકાશવાળાં સપ્ત પાતાળ, કે જે તદ્દન વિકાસ-ક્રમમાં છેલ્લે રહેલ છે.

આ પ્રક્રિયાને અતિ વિસ્તારથી વર્ણન કરવામાં નીરસતા કદાપિ સમાયેલ મનાય તો થોડું અધિક કહી સંતોષ ગણીશું—સૃષ્ટિ વખતે સંયોગ; પ્રલય સમયે અણુ-પરમાણુઓનો વિયોગ, પરતુ ઘણે અંશે દેખાવ સમાનતાવાળો આવે એ સમજી શકાય એવી વાત છે. ભ્રમણ શક્તિ સ્વયમ્ભૂ કાં તો સતત ગણવી પડશે; મહત્ દ્રવ્યોની ઉત્પત્તિ તથા ક્ષય એક જ રીતે થાય છે તે પણ સ્વાભાવિક છે; જુઓ કે—

मही पादाघातादव्रजति सहसा संशयपदं
पदं विष्णोर्भाम्यद्भुजपरिघरुग्णग्रहगणं ।
मुहुर्द्यौर्दौस्थ्यं यात्यनिभृतजटाताडिततटा
जगद्रक्षायै त्वं नटसि ननु वामैव विभुता ॥

હવે એ સ્વાભાવિક પ્રકૃતિ-નિયમ જોવાય છે કે રસાયણિક-શક્તિ કે સ્વર-શક્તિ કે ગમે તે પ્રકારની શક્તિ હોય, તો પણ તે ધુમ્રને ઢંઢોળવા, તથા દૂર ખસેડવા કે નાશ કરવા સમર્થ હોય છે. ભ્રમણ કરતે કરતે એક બીજાને આઘાત, પ્રત્યાઘાત, આકર્ષણ, અપકર્ષણ, પ્રત્યાકર્ષણ જે થાય તે "પાદાઘાત" તરીકે સમજી, આગળ વધીએ તો વિદિત થાય છે કે ગમે તે પ્રકારની શક્તિ હોય તો પણ કાળા ભાગને અંધકારને વિકિરણ કર્મે પહોંચાડવા

# પુણ્યતીર.*

( A SONNET )

( વસન્તતિલકા. )

આ પુણ્યતીર ! રવિરાજ ગ્સે સુવર્ણે !
ને ચન્દ્ર, તારક અમી તણી રેલ રેલે !
લીલા વિધિની વિલસે, વિકસે મુકુલ
એ તીર્થ ! આત્મ, તુજ શીર્ષ ઘડી નમાવ ! ૪

જો, એ કૃતઘ્ન લહરી, નિજ સગમેથી,
વ્હેતી, પ્રભુ તણી કૃપા, જગને વધાવે !
ને દ્વૈતતાન વિસરી, નિજ ઐક્ય ગાય !
બન્ને કિનાર, જલસેતુ રચી સુહાય ! ૮

આદેશ દિવ્ય, ઉપજ્યા ગુરુ રામદાસે,
ને ધર્મવીર શિવ છત્રપતિ ઉછેર્યો !
"ઝુંડા" ઉડ્યા, જગત જાગ્યુ, વિલાયુ ભાન,
ને મન્ત્રધ્વની નિતની હજુયે ફુકાય ! ૧૨

ગા, એ ઋચા, ઉર પખાળ વિશુદ્ધતાથી !
ને પુણ્યતીર, અમી અંજલિને ઝિલી લે ! ૧૪

[illegible] બન્ડ ગાર્ડન્સ,
[illegible] પૂણા.
તા. ૫૧-૫-૦૬.

'અરવિન્દ.'

---

* પૂણા શહેર મૂળા અને મૂઠા નદીના સંગમ ઉપર નિવસેલું છે, તેથી એ પુણ્ય સ્થળને અહીં ' પુણ્યતીર ' કહ્યુ છે.

**ટોલેમી**ની પ્રાચીન ભૂગોળમાંના બે ' પુન્નાતા ' ના શહેરોમાંનું એક તે આ પૂણા છે. ' પુણ્યતીર ' અને ' પુન્નાતા ' એ નામનો સમ્બન્ધ ઐતિહાસિકોને આશ્ચર્યકર લાગશે.

પુણ્યસંગમના ઐક્યમન્ત્રની ગુંજના પ્હેલ વ્હેલી **ગુરુ રામદાસે** ઝીલી હશે. મહારાષ્ટ્ર વીર શિવાજી મહારાજે મહારાષ્ટ્ર ધર્મની સ્થાપના આદરી હતી તે ગુરુના આદેશથી, એવી સાક્ષ્ય આપણો ઇતિહાસ પૂરે છે.

નવીન ભારતને કોઈ એવો ગુરુ રામદાસ ક્યહારે મળશે ? અને ત્હેના આદેશો પાળી, 'ઝુંડા' ઉડાવનાર ધર્મવૃત્તિ જાગૃત કરનાર, **શિવ છત્રપતિ** જેવો શિષ્ય પણ ક્યહારે મળશે ?

# પૂણા.

મુંબાઈથી લગભગ સો એક માઈલ દૂર, પૂણા એ એક પુરાતન અને પ્રખ્યાત શહેર છે. તે મૂળા અને મૂઠા એ બે નદીના સંગમ ઉપર આવેલું છે. ઈ. સ. ૧૭૫૦ માં, બાલાજી બાજીરાવના અધિપતિપણા નીચે, ત્હાં મરાઠાઓની રાજધાની સ્થાપવામાં આવી હતી. ઈ. સ. ૧૭૬૩ માં. નિઝામઅલીએ ત્હાં લૂંટ ચલાવી, ત્હેને નાશ કર્યું. હતું. પેશ્વા અને સિંધિયા, બન્નેના એકઠા સૈન્યને યશવન્તરાવ હોલકરે અંહિ હરાવ્યું હતું. ઈ. સ. ૧૮૧૭ માં, પૂણા પાસે કિરકી (=ખડકી) ની ઇંગ્રેજો સાથેની લઢાઈમાં, મરાઠા સૂર્ય અસ્ત થયો હતો. એમ કહેવાય છે, કે પાર્વતીમન્દિરની એક બ્હારીમાંથી છેલ્લા પેશ્વા, બાજીરાવ, ખડકીની લઢાઈ જોતા હતા. પોતાના લસ્કરને હાર પામતું દેખી, તે ત્હાંથી પલાયન કરી ગયા હતા. આ મન્દિર, શહેરની દક્ષિણે, એક પર્વત ઉપર રૂ. ૧૫૦૦૦૦૦) પંદર લાખના ખર્ચથી, પેશ્વા બાલાજી બાજીરાવે કરાવ્યું હતુ. શિવરાત્રિ અને દીવાળીના દિવસોમાં અંહિ લોકોની બહુ ઠઠ જામતી, અને જામે છે. બીજા કોઈ દિવસે તો સન્ધ્યાકાલે, કોઈ કોઈ હવા ખાવા, ફરવા હરવા, અથવા દેવદર્શન માટે જાય છે. ઈ. સ. ૧૮૧૮ માં, પૂણા શહેર ઇંગ્રેજોને તાબે થયું. શહેરની પાસે જ ઇંગ્રેજોનું લસ્કર રહે છે, તથા ઇંગ્રેજ નોકરો અને ધનવાન્ લોકોને રહેવા યોગ્ય અનેક બંગલાઓ આવેલા છે. અહિંના હવા પાણી બહુ ઠંડાં, તેમ જ, બહુ ગરમ ન હોવાથી, ઇંગ્રેજોને, તે અત્યન્ત પ્રિય છે. મુંબાઈ પાસેના લસ્કરનો મુખ્ય ભાગ, પૂણાની છાવણીમાં રહે છે., ચોમાસામાં, આશરે ત્રણ મહિના. મુબાઈનાં ગવર્નર અંહિ રહે છે. મુંબાઈના અનેક શ્રીમન્ત લોકો પણ, અંહિ આવી રહે છે. પૂણા શહેર, અને છાવણીમાં મળી લગભગ ૧૫૩૦૦૦ લોક હતા, એમ ઈ. સ. ૧૯૦૧ ના રિપોર્ટ પરથી માલૂમ પડે છે. ઈ. સ. ૧૮૧૮ માં પૂણા ઇંગ્રેજોના હાથ થવાથી દૂરના લોકની અંહિ ફરી નજર થઈ નથી. બાહારના લોકની આંખ્યમાં આનું પ્રાધાન્ય કમી થયું છે. મરાઠા બ્રાહ્મણોનું મુખ્ય સ્થાન છે. ઇંગ્રેજ રાજ્યકર્ત્તા પૂણાવાસી બ્રાહ્મણ વિગેરેને હમેશ સન્દેહ ભરી નજરથી જૂવે છે. પૂણાવાસી ત્હેમનાં લુપ્ત ગૌરવનો દિવસ હજૂ ભૂલી નથી ગયા, અને આજ કારણ, તથા ત્હેમની બુદ્ધિ, અને ચંચલતાને લીધે જ તેઓ તેમ કરે છે.

અંહિ ૐ મહાદેવ ગોવિન્દ રાનડે, શ્રીયુક્ત બાલ ગંગાધર તિલક, અને ગોપાલ કૃષ્ણ ગોખલે વિગેરે પ્રતાપશાલી લોકનો વાસ થયો છે. ફર્ગુસન્ કૉલેજ, સાર્વજનિક સભા, હિન્દુ વિધવા આશ્રમ, ભારત વર્ષીય સેવક સમિતિ, વિગેરે સભાઓનું એ સ્થાન છે. રાજનૈતિક આન્દોલનનું આ એક મુખ્ય સ્થાન છે. **કેસરી** અને Marattha પત્રોનું ઉત્પત્તિ સ્થાન છે. હાલમાં, આધુનિક સ્વદેશપ્રેમી ભારતવાસીઓનું મુખ્ય તીર્થ સ્થાન ગણાય છે. આ તીર્થની મુખ્ય મુખ્ય સમિતિ વિ૦ નું સંક્ષિપ્ત વિવરણ, નીચે કરૂં છું.

---

નવીન ભારતને આવાં પુણ્યતીર્થોના મન્ત્ર સમજવાની જરૂર છે.

અમૃતવાડી; ગિરગામ. }
મુંબઈ. }

નરસિંહરાવ હરિલાલ ધ્રુવ.

## દક્ષિણી શિક્ષા સમિતિ

## અને

## ફર્ગ્યુસન્ કૉલેજ.

શ્રીયુત બાલ ગંગાધર તિલક અને મહાદેવ બલ્લાલ નામજોશીના સાહાય્યથી ઈ. સ. ૧૮૮૦ માં મહાત્મા વિષ્ણુ કૃષ્ણ ચિપ્લુનકરે **નૂતન ઇંગ્રેજી વિદ્યાલય** (New English School) નામની, પૂણા શહેરમાં એક નિશાળ સ્થાપી હતી. સાધારણ લોકના વર્ગને શિક્ષણ સુલભ કરવાના ઉદ્દેશે, તે ઉઘાડવામાં આવી હતી. પરન્તુ, પછી, અનેક સ્વાર્થત્યાગી, પરોપકારી શિક્ષિત લોકો, સ્થાપન કર્તા વિગેરેની સાથે કામ કરવામાં જોડાયા. વિદ્યાર્થીઓની સંખ્યા પણ વધવા માંડી. પ્રયત્ન આમ સફળ થયો જોઈ, તેઓએજ એક પાઠશાલા (college) અને સ્થાને સ્થાને, નિશાળો ખોલી, પોતાના કાર્યનો વિસ્તાર કરવા માંડયો. ઈ. સ. ૧૮૮૪ માં હેને સ્થિર કરવાને, હેનો ભાગ એક સમિતિને સોંપવામાં આવ્યો. એ સમિતિ (society) નું નામ **દક્ષિણી શિક્ષા સમિતિ** (Deccan Education Society) છે. તા. ૨૪ મી ઑક્ટોબરે હેને રજીસ્ટર કરાવવામાં આવી, અને જાન્યુઆરીમાં, તે દ્વારા એક પાઠશાલા પૂણા, શહેરમાં ખોલવામાં આવી. મુંબાઈ ઈલાકાના ભૂતપૂર્વ, લોકપ્રિય ગવર્નર ફર્ગ્યુસન્ સાહેબના નામ ઉપરથી હેનું નામ 'ફર્ગ્યુસન્ કૉલેજ' રાખવામાં આવ્યું દક્ષિણમાં ઉંચા પ્રકારનું શિક્ષણ સુલભ કરવા, તે સ્થાપવામાં આવી છે. તે સમિતિમાં ત્રણ પ્રકારના સભાસદો છે.

૧. આજીવન સભ્ય. (Life Member.)

૨. સાધારણ સભ્ય. (Fellows.)

૩. સભાવક સભ્ય. (Patrons.)

એ સમિતિ સ્થાપિત વિદ્યાલયમાં, જે ઓછામાં ઓછાં, વીશ વર્ષ, શિક્ષક તરિકેના કાર્યમાં રોકાય તે આજીવન સભ્ય. ઓછામાં ઓછા રૂ. ૨૦૦) બસો દાન કરે તે સાધારણ સભ્ય. રૂ. ૧૦૦૦ એક હજાર વા તેથી વિશેષ આપે તે સભાવક સભ્ય કહેવાય છે. આ ત્રણે વિભાગમાંથી ચુંટી કહાડેલા મનુષ્યોની એક મન્ત્રણસભા (Council) રચી છે. સમિતિએ કહાડેલી સર્વ શાલાઓની વ્યવસ્થાનો ભાર હેને શિર છે. આજીવન સભ્ય, ફર્ગ્યુસન્ કૉલેજમાં તથા નૂતન ઇંગ્રેજી વિદ્યાલયમાં, શિક્ષક તરિકેનાં, તેમ જ, અન્યાન્ય કાર્ય કરે છે. મન્ત્રણસભા, મૂલધન તથા ગવર્નમેન્ટ ગ્રાન્ટ (શાસનદાન) તથા બીજા કોઈ સ્થલેથી આવતા ધનનું રક્ષણ કરે છે.

ઈ. સ. ૧૮૯૮ માં, સતારા નગરમાં, હેમણે નૂતન ઇંગ્રેજી વિદ્યાલય કહાડયું છે. પૂણામાં એક પ્રાથમિક શાળા પણ તેઓ ચલાવે છે. દક્ષિણી શિક્ષા સમિતિ, આ સર્વ મળી, એક પ્રથમ પંક્તિની કૉલેજ, પ્રથમ શ્રેણીનું (entrance) વિદ્યાલય અને એક પ્રાથમિક શાલા તથા સતારામાંનું એક entrance વિદ્યાલય ચલાવે છે. ઈ. સ. ૧૯૦૬–૭ ની આખરના

વૈદિક, ૮) આઠ પૌરાણ, ૫) પાંચ ચિકિત્સાના, ૧) એક પૂર્વ મીમાંસા, ૧) એક યોગ. ૧) એક ધર્મશાસ્ત્ર, ૨) બે સ્મૃતિ, ૧) એક વ્યાકરણ, ૧) એક સંગીત, અને ૧) એક જ્યોતિષ સમ્બન્ધિ છે. પુસ્તકનું મૂલ્ય 'રોયલ આઠ પેજી' નો પાનાંનો માત્ર રૂ. ૧) એક રૂપિયો, એ પ્રમાણે છે. સામટાં લેનારને માટે ત્હેનું મૂલ્ય ત્રણ ચતુર્થાંશ છે.

## હિન્દુ વિધવા બાલિકા આશ્રમ.

## Hindu Widows Home.

આશરે તેર વર્ષ ઉપર ફર્ગ્યુસન્ કૉલેજના અધ્યાપક, શ્રીયુત ધોન્ડો કેશવ કર્વેએ, અનાથ હિન્દુ વિધવાઓને માટે એ આશ્રમ સ્થાપ્યો હતો. પ્રથમ, અતિ સામાન્ય ભાવે, એક સામાન્ય ઘરમાં, બે ચાર વિધવાઓને તે તથા ત્હેમનાં સ્ત્રી લાલન પાલન કરતાં હતાં. ક્રમે ક્રમે સાધારણ મનુષ્યોનું સાહાય્ય માગી, પૂના શહેરથી દેઢ બે માઈલ દૂર એક સુબૃહત્ આશ્રમ સ્થાપ્યો.

એ પ્રસ્તરનિર્મિત ચતુષ્કોણ આશ્રમમાં ૮૦) એંશી, ૯૦) નેવું વિધવાઓને રહેવાની યોજના છે. ડૉ. રામકૃષ્ણ ગોપાલ ભાણ્ડારકર, આ આશ્રમ સમિતિના સભાપતિ (President.) છે. શ્રીમતી કાશીબાઈ દેવધર આશ્રમનાં પ્રધાન તત્ત્વાવધારક છે. તદુપરાન્ત ત્રણ સ્ત્રી શિક્ષકો પણ છે અને ચાર પુરુષ શિક્ષક છે. શ્રીયુત કર્વે, શ્રીમતી કાશીબાઈ, એવં અન્યાન્ય શિક્ષક ગણ ત્હેમના વિદ્યાલયના અવકાશ સમયે, વિવિધ સ્થાને જઈ, આવી, સાધારણ લોકની સહાનુભૂતિ, અને અર્થસંગ્રહ સંપાદન કર્યાં કરે છે. આ પ્રાન્તના રક્ષણશીલ હિન્દુગણ, આ આશ્રમને પ્રથમ પ્રથમ સુદૃષ્ટિયે જોતા નહતા. કિન્તુ, કર્વે અને કાશીબાઈના અક્લાન્ત પરિશ્રમ, મહાન્ ચરિત્ર અને સુવ્યવસ્થાના ગુણોને લીધે આશ્રમ હાલ પરિપૂર્ણ થયો છે. એવં સ્થાનાભાવે, કોઈ પ્રવેશાકાંક્ષિણીને ગ્રહણ કરવાને શક્તિમાન્ થઈ નથી શકતા। પ્રથમ ત્રણ વર્ષ, કોઈ આશ્રમવાસિની ન હતી. ચોથે વર્ષે ૪) ચાર, પછી ૧૦) દશ. પછી ૧૯૦૧ માં ૧૪) ચૌદ. ૧૯૦૨ માં ૧૮) અઢાર. ૧૯૦૬ માં ૭૫) પંચોતેર આશ્રમવાસિનીઓ હતી. આ ઉપરથી પ્રતિવર્ષ ત્હેમાં વૃદ્ધિ થતી જાય છે એમ સ્પષ્ટજ જણાઈ આવે છે. મુંબાઈ પ્રદેશના દૂરસ્થ જીલ્લા, મધ્ય પ્રદેશ તેમજ ઇન્દોર, વડોદરા, મહિસુર વિગેરે સ્થાનેથી વિધવાઓ આવી અંહિ વાસ કરે છે. નીચે લખેલા નિયમ ઉપરથી આશ્રમની ઉપકારિતા જાણી શકાશે. જે સકલ ઉચ્ચ વર્ણોમાં, વિધવાવિવાહ પ્રચલિત નથી, તે સકલ વર્ણની બાલિકા, અને યુવતી વિધવાઓને ચિત્તોત્કર્ષક અને જીવિકાનિર્વાહને ઉપયોગી શિક્ષા આપવી એ આ આશ્રમનો ઉદ્દેશ છે. પ્રત્યેક આશ્રમવાસિનીને ગૃહકાર્ય કરવું પડે છે. ખાંડવા કૂટવા (=કચરવા) વિ૦ નું કષ્ટકર કાર્ય દિવસમાં પાથી અર્ધો કલાક સુધી કરવું પડે છે. એકંદર દોઢ કલાક ગૃહકાર્યમાં રોકાવું પડે છે. રાંધવાનું, તેમજ શાક પાંદડા વિ. માટે, બાગમાં ઝાડપાન રોપવાની પણ શિક્ષા અપાય છે। સવારે ૭ વાગે, અને ન્હાની વયનાંઓને સાડા છએ ઉઠવું પડે છે. સાત વાગે, એક પછી એક, એમ સ્નાન કરી, વસ્ત્રાદિ ધોઈ, પૂજા પાઠ કરવાનો હોય છે. પછી દશ વાગતા સુધી, અભ્યાસમાં મગ્ન થવું પડે છે. આહારાદિ લેઈ, પાઠશાલામાં જવાનું. અગિયાર વાગે, પન્દર મિનિટ સુધી ગીતા પાઠ પ્રભૃતિ ધર્મ શિક્ષા। તે પછી, બીજા સર્વ પાઠ આરમ્ભાય. પાંચ વાગે શાલા બન્ધ થાય. કલાકેકના વિશ્રામ પછી, સાડા છએ

વાજી કરે. પછી વાંચવા બેસે. ન્હાની વયનાં આઠ વાગે સૂઈ જાય. બીજા સર્વે, નવ વાગે એકઠાં મળી સાધુ (તુકારામાદિ) નાં પદ ગાય. પછી દશ વાગે શયન થાય. ઉપવાસ તથા વ્રત આદિ, આશ્રમવાસિનીઓ પોતપોતાની પ્રથાનુસાર કરે. સર્વે, એક જ મકાનમાં, કિન્તુ વર્ણાનુયાયી પૃથક્ પંક્તિમાં બેસી, આહાર કરે. આહાર તથા પાન વ્યતિરેકે, અન્યાન્ય વિષયમાં કોઈ તારતમ્ય કરે નહિ. શાલામાં પ્રથમ વર્ષમાં, લખતાં વાંચતાં અને આંક વિ૦ ચતુર્થ શ્રેણીમાં, મરાઠી ચોથી ચોપડી શિખે, તથા વ્યાકરણ. પદ્ય, ઇતિહાસ, ભૂગોળ, અને ઇંગ્રેજી. ઇતિહાસ અને ભૂગોળ આવશ્યક અને ઇંગ્રેજી ઇચ્છાનુસાર. ઇંગ્રેજી, ચતુર્થ શ્રેણી શેષ થયે, ઇંગ્રેજી વિદ્યાલયની પદ્ધતિ અનુસાર શિખવાય. સર્વેને ચાર શ્રેણીમાં વિભક્ત કરવામાં આવે છે.

૧. અભિભાવક જ્હેનું સર્વ ખર્ચ આપે તે.

૨. અભિભાવક જ્હેના ખર્ચનો એકાંશ આપે તે.

૩. શિષ્યવૃત્તિ (Scholarship) મેળવે તે

૪. જ્હેનો સમસ્ત વ્યય આશ્રમ કરે તે.

પ્રથમ શ્રેણીની આશ્રમવાસિનીઓને દૂધ, કાપડ, ચોપડીઓ, સર્વ સમેત રૂપિયા ૭) માસ ખર્ચ પડે છે. આશ્રમની સુવ્યવસ્થા જોઈ, અનેક અવિધવા બાલિકાઓ પણ શિખવા આવે છે. ગુંથણ કલા, ધાત્રી શિક્ષા, રોગચિકિત્સા, રોગી શુશ્રૂષા, શિક્ષયિત્રીનું કાર્ય પણ શિખવવામાં આવે છે. આશ્રમ માટે, ૧૯૦૭ ની આખર સુધીમાં રૂપિયા એક લાખ બાવીશ હજાર ભેગા થયા છે. અને રૂપિયા બેતાલીસ હજાર રોકડ છે.

## ભારતવર્ષીય સેવકસમ્પ્રદાય.

## Servants of India Association.

વીશ વર્ષ સુધી, ફર્ગ્યુસન્ કોલેજમાં અધ્યાપના કરી, શ્રીયુત ગોપાલ કૃષ્ણ ગોખલેએ, ૧૯૦૫ માં, તા. ૧૨ મી જૂને, આ સભા સ્થાપી. જે દેશકાર્યમાં સમસ્ત જીવન ઉત્સર્ગ કરે, હેની શિક્ષા, અને જાતિ ધર્મ નિર્વિશેષે, સમગ્ર ભારતના મંગલાર્થે, વિધિવત્ ઉપાયે, પ્રયત્ન કરવા માટે, આ સમ્પ્રદાય સ્થાપવામાં આવ્યો છે. વસ્તુતઃ દૃષ્ટાન્ત અને ઉપદેશદ્વારા, સ્વદેશ પ્રીતિ અર્થે શિક્ષા, તથા રાજનૈતિક આન્દોલન, અને શિક્ષા, તથા વિવિધ સમ્પ્રદાય મધ્યે સહાનુભૂતિ અને સૌહાર્દની સ્થાપના. સ્ત્રી શિક્ષા, વિજ્ઞાન, એવં શિલ્પશિક્ષા વિ. ઇતર શ્રેણીની ઉન્નતિ કાર્ય, એ એના મુખ્ય ઉદ્દેશ છે.

પૂણા આ સમ્પ્રદાયનું કેન્દ્ર છે. સેવકોને માટે, આશ્રમ અને પુસ્તકાલય છે. પ્રત્યેક સેવકને પાંચ વર્ષ સુધી અભ્યાસ કરવો પડે છે. આની મધ્યે, બધાં મળી ત્રણ વર્ષ પાઠાભ્યાસ અને બે વર્ષ, ભારતવર્ષમાં ફરવું પડે છે. સમ્પ્રદાયમાં ભળતી વખતે, પ્રત્યેક સેવકને નીચે પ્રમાણે વ્રત લેવું પડે છે.

વૈદિક, ૮ ) આઠ પૌરાણુ, ૫ ) પાંચ ચિકિત્સાના, ૧ ) એક પૂર્વ મીમાંસા, ૧ ) એક યોગ, ૧ ) એક ધર્મશાસ્ત્ર, ૨ ) બે સ્મૃતિ, ૧ ) એક વ્યાકરણ, ૧ ) એક સંગીત, અને ૧ ) એક જ્યોતિષ-સમ્બન્ધિ' છે. પુસ્તકનું મૂલ્ય ' રોયલ આઠ પેજી ' સો પાનાંનો માત્ર રૂ. ૧ ) એક રૂપિયો, એ પ્રમાણે છે. સામટાં લેનારને માટે ત્હેનું મૂલ્ય ત્રણ ચતુર્થાંશ છે.

## હિન્દુ વિધવા બાલિકા આશ્રમ.

Hindu Widows Home.

આશરે તેર વર્ષ ઉપર ફર્ગુસન્ કૅાલેજના અધ્યાપક, શ્રીયુત ધોન્ડો કેશવ કર્વેએ, અનાથ હિન્દુ વિધવાઓને માટે એ આશ્રમ સ્થાપ્યો હતો. પ્રથમ, અતિ સામાન્ય ભાવે, એક સામાન્ય ઘરમાં, બે ચાર વિધવાઓને તે તથા ત્હેમનાં સ્ત્રી લાલન પાલન કરતાં હતાં. ક્રમે ક્રમે સાધારણ મનુષ્યોનું સાહાય્ય માગી, પૂણા શહેરથી દેઢ બે માઇલ દૂર એક સુબૃહત્ આશ્રમ સ્થાપ્યો.

એ પ્રસ્તરનિર્મિત ચતુષ્કોણ આશ્રમમાં ૮૦ ) એંશી, ૯૦ ) નેવુ વિધવાઓને રહેવાની યોજના છે. ડૅા. રામકૃષ્ણ ગોપાલ ભાણ્ડારકર, આ આશ્રમ સમિતિના સભાપતિ ( President. ) છે. શ્રીમતી કાશીબાઈ દેવધર આશ્રમનાં પ્રધાન તત્ત્વાવધારક છે. તદુપરાન્ત ત્રણ સ્ત્રી શિક્ષકો પણ છે અને ચાર પુરુષ શિક્ષક છે. શ્રીયુત કર્વે, શ્રીમતી કાશીબાઈ, એવં અન્યાન્ય શિક્ષક ગણ ત્હેમના વિદ્યાલયના અવકાશ સમયે, વિવિધ સ્થાને જઈ, આવી, સાધારણ લોકની સહાનુભૂતિ, અને અર્થસંગ્રહ સંપાદન કર્યાં કરે છે. આ પ્રાન્તના રક્ષણશીલ હિન્દુગણ, આ આશ્રમને પ્રથમ પ્રથમ સુદૃષ્ટિયે જોતા નહતા. કિન્તુ, કર્વે અને કાશીબાઈના અક્લાન્ત પરિશ્રમ, મહાન્ ચરિત્ર અને સુવ્યવસ્થાના ગુણોને લીધે આશ્રમ હાલ પરિપૂર્ણ થયો છે. એવં સ્થાનાભાવે, કોઈ પ્રવેશાકાંક્ષિણીને ગ્રહણ કરવાને શક્તિમાન્ થઈ નથી શકતા ! પ્રથમ ત્રણ વર્ષ, કોઈ આશ્રમવાસિની ન હતી. ચોથે વર્ષે ૪) ચાર, પછી ૧૦) દશ. પછી ૧૯૦૧ માં ૧૪ ) ચૌદ. ૧૯૦૨ માં ૧૮ ) અઢાર. ૧૯૦૬ માં ૭૫ ) પંચોતેર આશ્રમવાસિનીઓ હતી. આ ઉપરથી પ્રતિવર્ષ ત્હેમાં વૃદ્ધિ થતી જાય છે એમ સ્પષ્ટજ જણાઈ આવે છે. મુંબાઈ પ્રદેશના દૂરસ્થ જીલ્લા, મધ્ય પ્રદેશ તેમજ ઇન્દોર, વડોદરા, મહિસુર વિગેરે સ્થાનેથી વિધવાઓ આવી અહિં વાસ કરે છે. નીચે લખેલા નિયમ ઉપરથી આશ્રમની ઉપકારિતા જાણી શકાશે. જે સકલ ઉચ્ચ વર્ણોમાં, વિધવાવિવાહ પ્રચલિત નથી, તે સકલ વર્ણની બાલિકા, અને યુવતી વિધવાઓને ચિત્તોત્કર્ષક અને જીવિકાનિર્વાહને ઉપયોગી શિક્ષા આપવી એ આ આશ્રમનો ઉદ્દેશ છે. પ્રત્યેક આશ્રમવાસિનીને ગૃહકાર્ય કરવું પડે છે. ખાંડવા કૂટવા (=કચરવા) વિ૦ નુ કષ્ટકર કાર્ય, દિવસમાં પાધી અર્ધો કલાક સુધી કરવું પડે છે. એકંદર દોઢ કલાક ગૃહકાર્યમાં રોકાવું પડે છે. રાંધવાનું, તેમજ શાક પાંદડા વિ. માટે, બાગમાં ઝાડપાન રોપવાની પણ શિક્ષા અપાય છે ! સ્હવારે ૭ વાગે, અને ન્હાની વયનાંઓને સાડા છએ ઉઠવું પડે છે. સાત વાગે, એક પછી એક, એમ સ્નાન કરી, વસ્ત્રાદિ ધોઈ, પૂજા પાઠ કરવાનો હોય છે. પછી દશ વાગતા સુધી, અભ્યાસમાં મગ્ન થવું પડે છે. આહારાદિ લેઈ, પાઠશાલામાં જવાનું. અગિયાર વાગે, પન્દર મિનિટ સુધી ગીતા પાઠ પ્રભૃતિ ધર્મ શિક્ષા ! તે પછી, બીજા સર્વ પાઠ આરમ્ભાય. પાંચ વાગે શાલા બન્ધ થાય. ક્લાકેકના વિશ્રામ પછી, સાડા છએ

મુંબાઈમાં મળી હતી. પ્રથમ બેઠક, પૂણામાં જ ભરવાની યોજના થયી હતી, પરન્તુ તે સમયે ત્હાં કૉલેરા હોવાથી સ્થાનાન્તરિત કરવામાં આવી હતી.

૨. શ્રીયુત બાલ ગંગાધર તિલકના મરાઠી ભાષામાં પ્રકટ થતા **केसरी** અને ઇંગ્રેજી 'મરાઠા' Marattha પત્ર પણ અંહિયી જ પ્રસિદ્ધ થાય છે.

૩. દૈનિક મરાઠી પત્ર **ज्ञानप्रकाश** ત્હાં એક જ માત્ર દૈનિક છે. અન્ય એક દૈનિક રાષ્ટ્રમત મુંબાઈમાં પ્રસિદ્ધ થાય છે.

૪. **ચિત્રશાળા પ્રેસ.** આમાંથી શિશુ શિક્ષણાર્થે, નાના પ્રકારની કિન્ડર ગાર્ડન છબિ, માનચિત્ર, વિખ્યાત લોકોની છબીઓ વિ૦ સુલભ મૂલ્યે પ્રકાશિત થાય છે.

૫. ડેક્કન કૉલેજ સરકારી કૉલેજ છે.

૬. સાયન્સ કૉલેજ. જ્હેમાં:વિજ્ઞાન અને ટેકનીકલ વિષયોનું શિક્ષણ અપાય છે.

છેવટે, પૂણા પાસે, પંડિતા રમાબાઇનું અનાથાશ્રમ, સિંહગઢ (મરાઠા વીરત્વની એક પ્રધાન લીલાભૂમિ), અને સાધુ તુકારામનું આશ્રમ સ્થાન દર્શનીય છે.

પૂણા, ત્હેનું લુપ્ત ગૌરવ પુનઃપ્રાપ્ત કરો, ત્હેનો મહિમા વધો, અને અન્ય પ્રાન્તો, ત્હેના કાર્યોનું અનુકરણ કરી, ઉત્કર્ષ પામો ! ! !

અમદાવાદ
૧-૮-૧૪.

સુમનસ્ હરિલાલ ધ્રુવ.

# ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી.

ડાયમણ્ડ–જ્યુબિલી, જેવો મહોત્સવ ઉજવવા, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી ભાગ્યશાળી બની છે તો આવા શુભ અવસરે આપણું પ્રથમ કાર્ય, તેના વ્યવસ્થાપક મંડળને મુબારકબાદી ઇચ્છી, તે સંસ્થાએ દેશોન્નતિ અને સાહિત્ય સેવા અર્થે પ્રયાસો આદરી, પોતાની યથાશક્તિ જે જનસેવા બજાવી જાય છે તે બદલ, પૂર્ણ દિલસોજીથી અંતઃકરણ પૂર્વક આભાર માનવાનું છે.

થોડાજ સમયપર, મુંબઇમાં 'બુદ્ધિપ્રકાશ' ની બેન 'સ્ત્રીબોધ' એ, મોટા ઠાઠ માઠ અને પુર દમામમાં, એક ભવ્ય મિલાવડો કરી, ભારે ધામધુમથી પોતાની 'સુવર્ણ જ્યુબિલી' ઉજવી હતી. 'સ્ત્રી કેળવણી'ને ફતેહ ઇચ્છિવા, આ નિમિત્તે અમદાવાદમાં પણ જાહેર મિટિંગો મળી હતી. પ્રથમ દિવસે આખા શહેરની શાળામાં જતી કન્યાઓને ઇનામ આપવાનો મહાન સમારંભ થયો હતો અને ત્યાર પછીના બે દિવસોમાં રા. રમણભાઈ અને પ્રો. ધ્રુવ એ બે વિદ્વાન ગૃહસ્થોએ, 'સંસાર સુધારાની પદ્ધતિ' અને 'નારી–પ્રતિષ્ઠા' એ સુંદર વિષયોપર ઉત્તમ વ્યાખ્યાન આપ્યાં હતાં.*

આ ઉત્સવનાં સ્મરણો હજી તો તાજાંજ છે, તેની છાપ આપણા મગજ પરથી ભુંસાઈ નથી, તેટલામા, બીજો એવો એક મહાન રૂડો પ્રસંગ પ્રાપ્ત થવાનો છે એ જાણી સાંભળી, ક્યા સાહિત્યપ્રિય જનને આનંદ થશે નહિ? સાહિત્યનો ઉત્કર્ષ જોવા કોણ આતુર નથી? જેમ હાલમાં લૉર્ડ મોરલી, હિન્દુસ્તાનની સરકાર સાથે મસલત કરી, હિન્દુસ્તાનને બક્ષવા જોગ સુધારા અને હક્કોનો ખરડો તૈયાર કરી, તે આગ્રામાં દરબાર ભરી (?) ત્યાં જાહેર કરવા નેમ રાખે છે તેમ તા. ૨૬ મી ડિસેમ્બર ૧૯૦૮ ને રોજ ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ સાઠ વર્ષ પૂરા કર્યાં, તેની ખુશાલીમાં, ડાયમણ્ડ જ્યુબિલી ભરી, નવા જમાનાને અનુસરતા કેટલાક સુધારા વધારા કરવા ઈરાદો ધરાવે છે એમ અમે સાંભળ્યું છે.

આવા માંગલિક પ્રસંગે રાજ્યકર્ત્તાઓ, પોતાની પ્રજાને હક્ક આપી, સારા કાર્યની શરૂઆત કરી, તેમની કીર્તિ અને નામ ઇતિહાસના સફામાં હમેશને સારૂ સોનેરી અક્ષરે અંકાઈ રહે તે સારૂ જનસમાજને ઉપયોગી કેટલીક વિવિધ કૃતિઓ યોજે છે–પ્રજા પણ આનંદમાં ગરકાવ થઈ, અનેક ખુશાલીનાં ચિન્હો દાખવે છે. અને પોતાની ઉપકાર વૃત્તિ દર્શાવવા, એક સુંદર માનપત્ર ઘટિત રીતે એનાયત કરે છે. આમાં રાજ્ય તરફથી મળતા લાભો દર્શાવી, સુખનું વર્ણન આપી, સુલેહ શાંતિ વખાણી, સામાન્ય રીતે, આભારની લાગણી પ્રદર્શિત કરી, છેવટે, પ્રજાની શી શી હાજતો અને ઇચ્છાઓ હોય છે તે જણાવવાનો શીરસ્તો છે. વાસ્તે અમે પણ અત્રે માત્ર ગુજરાતના સાહિત્ય મંડળને નહિ પણ સમગ્ર ગુજરાતને, સોસાઈટીને યોગ્ય માન આપવા પોતાનું કર્તવ્ય કરવા વિનવી અને સોસાઈટી પાસેથી, પશ્ચિમનાં વિદ્યા અને સાહિત્યના સંસ્કારથી મસ્ત, ઉછરતી નવીન પ્રજા કેવા કાર્યની આશા રાખે છે તે સંબન્ધે કેટલીક સૂચનાઓ કરી, તે અમલમાં આણવા અરજ ગુજારીશું.

---

* જુઓ 'જ્ઞાનસુધા' જાન્યુઆરી–૧૯૦૮.

૧. સાહિત્યપ્રવૃત્તિ એકજ સ્થળે સમાઈ ન રહેતાં, ચોગરદમ ફેલાય, અને જુદી-જુદી સંસ્થાઓ, સાહિત્યના અનેક કાર્યો પોતાની અનુકૂળ રીતે ઉપાડી લઈ, કાર્યની વહેંચણી કરે તો, સાહિત્યનો વેગ બહુ સતેજ અને મોટો થાય અને કામકાજમાં **સરલતા, વ્યવસ્થા, સંગીનતા અને સુગમતા આવે.**

સાહિત્ય સભાઓ.

અર્થશાસ્ત્રમાં ' કાર્યની વહેંચણી ' નો નિયમ બહુજ જાણિતો છે એટલે બહુ લાંબા વિવેચનની જરૂર નથી. વાસ્તે જો ગુજરાતનાં મુખ્ય શહેરો, જેવાં કે સુરત, ભરૂચ, નડિયાદ વડોદરા વિગેરેમાં તેમજ ઇલાકાના પાયતખ્ત મુંબઈમાં અને કાઠિઆવાડના રાજકોટમાં જે જે સાહિત્ય ઉન્નતિ અર્થે સસ્થાઓ સ્થપાઈ હોય, તેમની સાથે, સોસાઇટી, નિકટ સબંધમાં આવી, તેમને જોઈતી મદદ આપી, કેટલીક ગોઠવણુ કરે તો બેશક બહુ લાભ થાય એમ અમારૂં માનવું છે. નડિયાદમાં ' યંગમેન યુનીઅન'' છે. વડોદરામાં શ્રેયસાધક વર્ગ અને સુરતમાં નાગર એસોસીએશન અને નર્મદ લાયબ્રેરી, વિગેરે છે-મુંબઈમાં પારસી લેખક મંડળ, હિન્દુ યુનિયન આદિ સસ્થાઓ છે. જેમ યુનિવરસીટીને ભિન્ન ભિન્ન કોલેજ હોય છે તેવી રીતે સોસાઈટી કેન્દ્રમાં રહી, આ સર્વ સભાઓ સાથે પત્રવ્યવહારથી, અને બીજી રીતિઓએ, ધાડો સબધ બાંધી, સાહિત્યપ્રવૃત્તિ વધારવા ઘટતી સૂચનાઓ વખતો વખત કરે તો દરેકને મુસીબતો ઓછી થઈ, કાર્યની સરળતા આવી, વખત, મહેનત અને પૈસાનો બચાવ થાય.

વળી, દરેક પ્રાન્તની સંસ્થાઓ, આખા સાહિત્યના પ્રદેશને ખેડવાને બદલે, ફક્ત પોતાના સ્થળના જાણિતા સાક્ષરોનાં લખાણોનો બારિક અભ્યાસ કરી, ઉંડા ઉતરી, તેનો લાભ અન્ય સર્વને આપે તો તેથી કામમાં વિશેષ સંગીનતા પ્રાપ્ત થશે. છેવટે, સોસાઈટીએ સાહિત્ય પરિષદ પોતે ભરી, તેમાં આ સર્વ મંડળોને આમન્ત્રણ કરી, અરસપરસ સબંધમાં આવી, લેખકો વચ્ચે, મિત્રાચારી અને સ્નેહ સારૂં સાધન કરી આપવાં જોઇએ. માત્ર વલણ અથવા હેતુ દર્શાવવાજ પ્રયત્ન છે. કાર્યની ઝીણી ઝીણી તપસીલો આમ બતાવી શકાય તેમ નથી.

૨. આ શુભ પ્રસંગની યાદગારીમાં એક સ્મારક ગ્રંથ રચાવો જોઇએ; તેમાં ગુજરાતી સાહિત્યના વિવિધ પ્રદેશોમાં શરૂઆતથી, જે જે કાર્ય થયું હોય તેની નોંધ ગુજરાતના, જાણિતા વિદ્વાનો પાસે લખાવવી જોઈએ. મુંબઈની રૉયલ એસીઆટીક સોસાઈટીનો centenary ગ્રંથ, આ સબન્ધે કંઈક વિચાર આપી શકશે. આથી આપણે કેટલો વધારો કરી શક્યા છીયે તે માલુમ પડશે અને ભવિષ્યમાં શું શું કરવાનું બાકી છે તેનો બરોબર ખ્યાલ આવશે.

સ્મારક ગ્રંથ.

યુરોપમાં જેમ ગ્રીક અને લેટીન ભાષાના પુનર્ જીવનના પરિણામે, તે સમયની પ્રજા Middle Ages અધકારના સમયમાંથી દૂર થઈ, નવીન વિચાર અનુભવવા લાગી હતી; તેમ હાલ આપણે પોતાના જુના અને પશ્ચિમના નવીન વાતાવરણના સંગમના કલહથી એક

વિચિત્ર (!) રિથતિ પસાર કરીએ છીએ—આવા પ્રસંગે, ગયા જમાનાનાં સાધનોનો જો યોગ્ય સંગ્રહ થયો હોય તો ભવિષ્યના ઇતિહાસકારને, પાછલા ઇતિહાસમાં, જે વિવિધ શક્તિઓ ગતિમાં હોય, તે નિરખવાનું બહુ સહેલું બને.

ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ.

૩. આજ સુધી આપણા ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ લખાયો નથી તેથી, સોસાઈટીએ આ કાર્ય રા. કેશવલાલભાઈને સોંપવું જોઇએ અથવા તો આ સારૂં રા. રમણભાઈ, પ્રો. ધ્રુવ. રા. કમળાશંકરભાઈ અને રા. કેશવલાલભાઇએ વિદ્વાનોની એક કમિટી નીમી, સાહિત્યના ઇતિહાસના વિભાગ:પાડી, દરેકે અમુક ભાગ ઉપાડી લેવાની બહુ જરૂર છે.

મ્યુઝીઅમ–picture gallery.

૪. ગુજરાતના જાણીતા સાક્ષરો, કવિઓ અને લેખકોની તેમજ વર્નાક્યુલર સોસાઈટીના આજ સુધીના પ્રમુખો અને ઓનરરી સેક્રેટરીની છબીઓ, સોસાઈટીના હૉલમાં ગોઠવાવી જોઈયે. આ સર્વની વચ્ચે સોસાઈટીના સ્થાપક મી. ફૉર્બસનું ઑઇલ–પેઇન્ટીંગ આ ઉપરાંત ગુજરાતના ઇતિહાસમાં ઉપયોગી, મળી આવતી વસ્તુઓનો સંગ્રહ કરી, તેનું રફતે રફતે મ્યુઝીઅમ કરે તો બહુ સારૂં થાય. કેમકે આવી જુની વસ્તુઓ, જેવાં કે, તામ્રપત્ર, શિક્કા, શિલાલેખ, પ્રાચીન પુસ્તકો વિગેરે, વખતના વહેવા સાથે, અથડાઈ, કુટાઈ એવા તો અટવાઈ જશે કે જેનું નામ નિશાન પણ રહેશે નહિ વાસ્તે આ બાબતપર ખાસ લક્ષ આપી, વખતસર સાવચેતીના પગલાં લેવાની બહુ જરૂર છે. આ કાર્ય સારૂં સોસાઈટીના આસિસ્ટન્ટ સેક્રેટરીને વર્ષના અમુક માસ, ગુજરાત અને કાઠિઆવાડમાં મુસાફરીએ મોકલવો જોઇયે. મુંબઈની એલ્ફીનસ્ટન કૉલેજના સંસ્કૃત પ્રોફેસરને અને રાજકોટ વૉટસન મ્યુઝીયમના ક્યુરેટરને આ પ્રકારની, પોતાના કામ ઉપરાંત, વધારાની ફરજ છે. આર્કોલોજીના archology ડીરેકટરની તો આ ફરજ છે. જેઓએ, આ ગ્રહસ્થોના રીપોર્ટ વાંચ્યા હશે, તેઓને ખાત્રીપૂર્વક જણાયું હશે કે હજુ પણ આ દિશામાં કરવાનું બહુ બાકી છે. મુંબઈની ફારબસ સભા અને સોસાઈટી, એ બંને આ કાર્ય ઉપાડે તો તે શું અઘટિત છે? તેની શું જરૂર નથી ?

અમદાવાદનો ઇતિહાસ.

૫. ઈ. સ. ૧૯૧૨–૧૩ માં અમદાવાદ સ્થપાયે, પાંચસેં વર્ષ પૂરાં થશે વાસ્તે આ પાંચ સદીમાં અમદાવાદના ઇતિહાસમાં કેટલો ફેરફાર થઈ, તેનો આધુનિક ઇતિહાસ તુલનાત્મક અભ્યાસ રીતે લખાવો જોઇએ. તે પ્રસંગે યોગ્ય ધામધુમ તો થશે પણ ઇતિહાસની યોજનાનું કાર્ય આજથીજ શરૂ થવું જોઈએ. મુંબઈની એસીઆટીક સોસાઈટીએ ડૉ. કુન્હા પાસે મુંબઈનો ઇતિહાસ લખાવ્યો છે. વળી મી. એસ. એમ. એડવર્ડસે ‘ Rise of Bombay ’ મુંબાઇની ઉન્નતિ એ નામનો ગ્રંથ મુંબઈના વસ્તીપત્રક સારૂં ખાસ લખ્યો છે. સરકારના ગેઝીટીઅર અને મુસલમાન ઇતિહાસો તેમજ પરદેશી મુસાફરો અને શીક્કા અને તામ્રપત્રથી છેલ્લી શોધ ખોળના આધારે, અમદાવાદનો ઇતિહાસ, પ્રજાદૃષ્ટિએ લખાવાની બહુ આવશ્યકતા છે.

૬. વિલાયતમાં જાણીતી સોસાઇટીઓમાં દર વર્ષે, મંડળના પ્રમુખ તરફથી બહુ વિદ્વત્તા ભરેલું ભાષણ અપાય છે. અને વર્ષમાં, પોતાના ખાસ વિષયમાં જે જે વધારા અને ફેરફાર થયા હોય છે તેનું દિગ્દર્શન કરે છે. મહારાષ્ટ્રમાં સોસાઇટી જેવું મોટું કોઈ મંડળ નહિ હોવાથી, ત્યાં 'ગ્રંથ સંગ્રહ' એ નામની સંસ્થા મુંબઈમાં છે તેના વાર્ષિક દિવસે મરાઠી સાહિત્યનો એકાદ વિદ્વાન સુંદર રસિક ભાષણ કરે છે તો આપણે અહીં સોસાઇટીનાં વાર્ષિક મીટિંગના દિવસે, સેક્રેટરી યા પ્રમુખે, વર્ષની સાહિત્ય પ્રવૃત્તિનું નિરીક્ષણ કરવું જોઇએ. મુંબઈમાં મિલ માલેકોની સભાઓ પણ વાર્ષિક ભાષણ વખતે પોતાના બજારનું *Market* સરવાયું તપાસે છે તો શું સોસાઇટીનું આ દિશામાં કર્તવ્ય નથી ?

વાર્ષિક ભાષણ

૭. સોસાઇટીએ જ્ઞાનના ફેલાવવા સારૂં અનેક પ્રયાસો કરવા જોઇએ. પ્રાથમિક કેળવણી આપણી મ્યુનીસીપાલીટીઓ આપે છે પણ જનસમાજ અને સ્ત્રીમંડળ સારૂં વાંચનની અત્યંત જરૂર છે. આ વાસ્તે દરેક સ્થળે ફ્રી લાયબ્રેરી સ્થપાય તેવા પ્રયત્ન સોસાઇટીએ કરવા જોઇએ. પેટલાદના એક ઉત્સાહી અને પરોપકારી ગૃહસ્થે પોતાના આત્મભોગે આ દિશામાં બહુ સારૂં કાર્ય કર્યું છે અને તેમના 'મિત્રમંડળ'ને બહુ સારી ફતેહ મળી છે. તેજ ધોરણે ગાયકવાડી રાજ્યમાં પોતાની ઉદાર રાજ્યનીતિને અનુસરી, નામદાર ગાયકવાડ સરકારે દરેક ગામમાં ફ્રી લાયબ્રેરી સ્થાપી છે. ઇંગ્લાંડમાં રીવ્યુ ઑફ રીવ્યુઝના અધિપતી મી. સ્ટેડની 'ક્રુસેડ' બહુ સુપ્રસિદ્ધ છે. આવાં અનેક કાર્યો સોસાઇટીએ ઉપાડવાં જોઇએ. 'સ્ત્રીવાંચન' સંબંધી હાલમાં બહુ બુમ છે અને તે વાસ્તવિક છે. આ ખામી દૂર કરવા, સોસાઇટીના વ્યવસ્થાપક મંડળે વિચાર કરી, એક યોજના ઘડી કાઢવી જોઇએ.

ફ્રી લાયબ્રેરી અને સ્ત્રી વાચન

૮. હાલ જ્યારે સ્વદેશી ચળવળના પરિણામે લોકમાં દેશી કારિગરીને ઉત્તેજન આપી, જુના હુન્નરો સજીવન કરવા ઝાઝી જીજ્ઞાસા છે ત્યારે સોસાઇટીએ, વેપાર ઉદ્યોગ, હુન્નર, વિદ્યા આદિ વિષયો પર, લેખો તેમજ પુસ્તકો લખાવી, જનસમાજમાં જ્ઞાનની વૃદ્ધિ કરી, દેશની આર્થિક સ્થિતિ સુધારી, સુખનાં સાધનો વધારવા, ખાસ લક્ષ આપવું જોઇએ. 'અસલ નવીન લેખો થવાનો સમય હજી બહુ દૂર છે પણ જો સારાં ભાષાંતરો કરશે તો પણ સાધન ઘણાં છે અને સારો લાભ થશે. નામદાર સરકાર, દરેક પ્રાન્તની વખણાતી, સારી ચીજ પર ખાસ અનુભવી આદમી પાસે લેખ લખાવી તે જુદા પ્રસિદ્ધ કરે છે. (જેમકે સુરતના કિનખાબ, સુખડ કામ, હાથીદાંતની કોતરણી વિગેરે) વળી થોડા સમયથી દરેક પ્રાન્તવાર ત્યાંના હૈયાત તેમજ નાબુદ થયેલા હુન્નરોની એક યાદી તૈયાર થાય છે. સંયુક્ત પ્રાન્તમાં તપાસ થઇ ચુકી છે. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ ગુજરાતમાં 'હાથની શાળો' દાખલ કરવા શા શા ઉપાયો યોજ્યા ?

વિદ્યા, હુન્નર દેશી કારીગરી સંબંધેનું સાહિત્ય

વિશેષ, ખેતિવાડીની બાબતોમાં સોસાઇટીને ઘણું કરવાનું છે. આપણો ગુજરાત પ્રાન્ત ખેતિવાડી અને વેપાર ઉદ્યોગથીજ આબાદ છે અને તે સારૂ મશહુર છે. સર્વ સાધન તૈયાર છે. ફક્ત તેનો, સારી રીતે ઉપયોગ થવાની જરૂર છે. સરકારનું 'પુસા ખેતિવાડી ખાતું'

આ સંબન્ધે પુષ્કળ કામ કરે છે. હિન્દુસ્તાનમાં સારૂં રૂ ઉગાડવા, ઇંગ્લાંડના મિલ માલેકોએ લાખો રૂપિઆ રોકી, એક મોટી કંપની કાઢી છે. વાસ્તે જો સોસાઇટી, આપણી ઔદ્યોગિક કૉન્ફરન્સ, સરકાર તરફથી પ્રસિદ્ધ થયેલા જુદા જુદા હુનરોના ખાસ લેખો (monographs) ખેતિવાડી ખાતા તરફથી છપાતાં રીપોર્ટ, માસિકો અને પુસ્તકો, હિન્દુસ્તાનની કાચી પેદાશ (economic products) સંબન્ધે મિ. વૉટસના ફરીથી તૈયાર થતા નવા અંકો વિગેરેની માહિતી મેળવી કામ કરશે તો પણ ઘણો લાભ થશે. અમદાવાદમાં 'ડેરી'નું કામ ધમધોકાર ચાલે છે ત્યારે તે સબન્ધે સર્વ માહિતીનો સંગ્રહ કરી, યોગ્ય જ્ઞાન, લોકમાં શા સારૂં ફેલાવું ન જોઇએ? ઇંગ્લાંડમાં લૉર્ડ રીપન જેવા (આપણા લોકપ્રિય વૉઇસરાય) ડેરીનો ધંધો કરે છે. સંચાના દુધનો જે વિકટ પ્રશ્ન છે તે પણ તેથી દૂર થશે. વિલાયતમાં, તે ચિઝ, બીસ્કીટ વિગેરેના ખપમાં લેવાય છે. જ્યારે દેશમાં અજ્ઞાનતા છે, જાહેર સંસ્થાઓ બહુ થોડી છે ત્યારે સોસાઇટીએ દેશોન્નતિની દરેક બાબતોપર ખાસ ધ્યાન આપવું જોઇએ એમ અમારૂં માનવુ છે.

સાહિત્યની રેફરન્સ અને ગાઇડ બુક

૯. બુદ્ધિ પ્રકાશમાં બહુ સારા લેખો પ્રસિદ્ધ થયા છે; હમણા જુની ફાઇલો સઘળાને મળી શકે તેમ નથી વાસ્તે, વ્યવસ્થાપક મંડળની એક કમિટી નીમી, તેઓએ, આજસુધી 'બુદ્ધિ પ્રકાશ' માં જે જે સારા ઉપયોગી લેખો આવ્યા હોય તે એક પુસ્તકરૂપે ફરીથી છપાવવા; એમ કદાચ કરવું ન ફાવે તો, 'બુદ્ધિપ્રકાશ' માં આવી ગયેલા વિષયોનું એક માંકળીયું કરી તે પ્રસિદ્ધ કરવુ એવી નમ્ર સૂચના છે. વળી, ઇંગ્લાંડમાં અનેક 'ગાઇડ બુક' અને 'રેફરન્સ'નાં પુસ્તકો પ્રસિદ્ધ થાય છે તેરીતે, દર વર્ષે સોસાઇટીએ સાહિત્યના ઉપયોગી વિષયો તેમજ વર્ષમાં બહાર પડેલા ગ્રંથોની યાદી, તેની કિંમત અને મળવાના સ્થળ સાથે જુદી છપાવવી જોઇએ. આજ સુધી ગુજરાતી સાહિત્યમાં પ્રસિદ્ધ થયેલા સર્વ ગ્રંથોની એક યાદી થાય તો સાહિત્યના ઇતિહાસમાં બહુ લાભ થાય. આ બહુ મહેનતનું કામ નથી. સરકાર તરફથી આજ કેટલાંક વર્ષો થયાં દેશી પુસ્તકોની ત્રૈમાસિક યાદીઓ જુદી છપાય છે. તે પરથી સહેલાઇથી કામ બની શકશે.

સસ્તું સાહિત્ય.

૧૦. આપણી ગરીબાઇને લીધે તેમજ લોકની અજ્ઞાનતાને પરિણામે લેખકોને ઘણીવાર પૈસા સંબધી મુસીબતો ખમવી પડે છે. તેથી જેમ વિલાયતમાં ઑક્સફર્ડ અને કેમબ્રીજ જેવી મહાન પાઠશાળાઓ પોતે પુસ્તકો છપાવી, પ્રસિદ્ધ કરે છે તો સોસાઇટી એક સારૂ પ્રેસ કાઢી, લેખકની તેમજ જનસમાજની સસ્તાં પુસ્તકો છાપી, સેવા કરે તો તે શું અયોગ્ય છે. **ગુજરાતી પ્રેસ** કેવું સારૂં કાર્ય કરે છે એ પ્રત્યક્ષ પુરાવો છે.

પરદેશી મુસાફરોના અહેવાલો.

૧૧. ગુજરાતમાં અનેક વિદેશી મુસાફરો આવી ગયા છે અને (Hakulyat So-ciety) હેકલ્યુત સોસાઇટી તેના 'મુસાફરી' ના ગ્રંથો સારૂ મશહુર છે. જો સોસાઇટી, ગુજરાતને લગતા અહેવાલનું એકાદ પુસ્તક રચાવે તો તે સમયની જનસમાજના રીત રિવાજ અને જીવનનો સારો ખ્યાલ આવે. પ્રાચીન કવિઓના પુસ્તકોપરથી આપણે કેટલાક અ-

નુમાન બાંધી શકીએ પણ જો તેમાં આ પરદેશી મુસાફરોના અહેવાલોની સાક્ષી આવે તો તે વાત ચોક્કસ સાબીત થાય અને લોકના અનેક વહેમ ટળી જાય. વળી–ગુજરાત અને કાઠિઆવાડમાંથી, જે જે શિલાલેખો અને તામ્રપત્ર વિગેરે મળ્યાં હોય તે સર્વ ભાષાંતર કરી પ્રજાની માહિતી સારૂં છપાવવાં જોઇએ. ભાવનગર દરબારે, આવાં એક બે પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે. ઇંગ્રેજ સરકારના Indian Antiquary અને Epigraphia Indica, વિદ્વાનોને એક મહાન સુખરૂપ છે.

૧૨. આ શુભ ખુશાલીના પ્રસંગની યાદગીરીમા ગુજરાતના અનાથાશ્રમ અને કન્યાશાળાઓમાં, જેઓ લાયબ્રેરી સ્થાપે, તે સંસ્થાઓને સોસાઇટીએ છપાવેલા ગ્રંથો બક્ષિસ આપવા.

૧૩. છેવટે રા. બા. લાલશંકરે, સોસાઇટીની ઉત્તમ પ્રકારે સેવા કરી, તેને સારી આબાદ સ્થિતિએ આણી છે તે સારૂ તેમની આ અવસરે સોસાઇટી તરફથી યોગ્ય કદર બુજાવી જોઇએ. તેમની ‘ સ્ત્રી કેળવણી ’ અને ‘સ્ત્રી ઉન્નતિ ’ અર્થેની સેવા મોટી છે. તેમનીજ મદદથી સોસાઇટીએ ‘ સ્ત્રી કેળવણી અને સ્ત્રી પરિક્ષા ’ ની ઉત્તમ કૃતિઓ દાખલ કરી છે. ટુંકાણમાં તેમની સેવા અનેક છે અને સોસાઇટીએ તેમના કાર્યની કદર, આ અવસરે કરવા ચુકવું નહિ.

રા૦ બા૦ લાલશંકરનો [margin note]

અમારા એક મિત્રે સોસાઇટીના કાર્યવ્યવહાર સબંધી એક ફરિઆદ કરી છે તે અમે અત્રે રજુ કરીશું. સાચુ કેટલું અને જુઠું શું તે અમે કહી શકીએ તેમ નથી.

આ વાત શું ખરી છે કે આસિસ્ટંટ સેક્રેટરીની ઇંગ્રેજી જ્ઞાનની અજ્ઞાનતાના પરિણામે સોસાઇટીના વ્યવસ્થાપક મંડળે, સોસાઇટીને સોંપાયલા સર્વે ‘ ટ્રસ્ટ ફંડો ’ મુંબઈ બેંકને આપ્યા છે ? આ ‘ટ્રસ્ટ ફંડ’ માંથી જે એવડી હકસાઈ કપાશે તેનું ખર્ચ શેમાંથી લેવાશે ? અમને નવાઈ લાગે છે ( જો એ વાત ખરી હોય તો ) કે આ વીસમી સદીમાં સોસાઇટી જેવું વિદ્વાનોનું મંડળ, જેને ઇંગ્રેજી જ્ઞાનની ગંધ નહિ એવા પુરૂષને સોંપાય—? ! વખતે તેથીજ ‘ બુદ્ધિ પ્રકાશ ’ માં સારા લેખો આવતા નહિ હોય.

આ લેખ સમાપ્ત કરતાં, ગુજરાતના સાક્ષર મંડળને સોસાઇટીની ડાયમન્ડ જ્યુબિલીની હિલચાલ બરોબર ફત્તેહમંદ ઉતારવા નમ્ર વિનંતી છે. જમાનો બદલાઈ ગયો છે. નવીન વિચારનું વાતાવરણ ગહન છે. ઉછરતી નવીન ( ઉન્માદી ? ) પ્રજા કેવું સ્વરૂપ પકડશે તે કળી શકાય તેમ નથી. સ્થિતિ બહુ બારિક છે. ગભીર વિચારની વાત છે. પણ એટલું તો ચોક્કસ છે, કે જુની રીતિઓ હવે લાંબો કાળ ટકી શકે તેમ નથી. સુરતની કોન્ગ્રેસ શું દર્શાવે છે ?—

તા. ૭ મી–ઑક્ટોબર. ‘ અભ્યાસી. ’

# ત્રિકાલદર્શન.

પવિત્ર બારશની સવારે નવ વાગે હું ભોજન કરતો હતો. મ્હારી સ્ત્રી પ્રસુતિ સમય પાસે આવ્યાથી પીયરને ગામડે ગઈ હતી. હું હાથે રસોઈ કરીને ભોજન કરતો હતો. હું એક સામાન્ય સરકારી ગામનો તલાટી હોવાથી રસોઇયો રાખી સકતો નહોતો માટે હાથે રસોઈ કરવી પડતી. આગલે દિવસે એકાદશી હતી અને તેનો અપવાસ હોવાથી આજ જલદીથી ભોજન કરતો હતો. ભોજન પણ સાદું જ હતું માત્ર લાડુ અને શાક હતું. ચાર લાડુ ખાધા એટલામાં ગામમાં એક મ્હોટો ધડાકો થયો. તે સાંભળી હું ગભરાયો પાંચમો લાડુ એકદમ ખાઈ જઇને ત્વરાથી ખડીયો કલમ લેઇને રીપોર્ટ લખી કાઢીને ખાસ રાવણીયા સાથે મામલતદાર તરફ રવાના કરયો. મુખી ગામમાં નહોતો તેથી મ્હારે માથે જવાબદારી હતી. રીપોર્ટ મોકલ્યો એટલે મ્હારૂં કર્તવ્ય પૂરૂં થયું સમજીને હું જરા વામકુક્ષી કરવા સૂતો. બીજે દિવસે સવારે દસ વાગે મામલતદાર તથા આસિસ્ટંટ કલેકટર આવી પ્હોચ્યા. જે સ્થળે ધડાકો થયો હતો તે સ્થળે તજવીજ ઘણી બારીકાઈથી કરી; આખા ગામના લોકની જુબાની લીધી. જમીન ખોદાવી જોઈ; ઘરમાં જપ્તી લીધી, પરન્તુ જુબાની ઉપરથી સાબીત થયું કે પટેલની ભેંશ વાડામાં બાંધી હતી તેના ઉપર એક મોહોટું વાંદરૂં બેઠું તેથી ભેંશ ભડકી અને વાંદરૂં કુદયું અને તેથી એક ઘંટી હતી તે નીચે માટલાં ઉપર પડી આ કરતાં કાંઈ પણ વિશેષ સાબીત થયું નહિં તેથી મામલતદાર અને આસીસ્ટંટ કલેકટર સાહેબ અડધા ખુશી અને અડધા નિરાશ થયા, તો પણ આખા ગામના લોક ભેગા થયા હતા તેનો લાભ લેઇને સાહેબે એક ઘણું લાંબું ભાષણ કરયું અને ઇંગ્રેજના રાજ્યથી કેટલા લાભ છે, તે રાજ જાય તો કેવાં પરિણામ થાય અને લોકની શી ફરજ છે તે ઘણી અસરકારક રીતે કહ્યું અને મેં આવી ચાલાકીથી ધડાકા વિશે રીપોર્ટ કરયો તેથી મને રૂ. ૨૫ ) રોકડા ઇનામમાં અને દિવાળી પછી પગાર વધારવાનો હુકમ કરયો. સાહેબ તથા મામલતદાર તુરત ચાલ્યા ગયા. પછી પટેલે મને કહ્યું "ભલા માણસ ધડાકા વિશે તજવીજ કરીને પછી રપોટ કરવો તો ના!" મેં કહ્યું કે "મહેતાજીના ઘર પાછળ ધડાકો થયો તેથી મને વહેમ પડયો; કેમકે મહેતાજી ઘણાં ખરા ગુજરાતી વર્તમાનપત્રોના ખબરપત્રી હતા," બીજું ખાનગી કારણ જે મેં પટેલને કહ્યું નહિ તે એ હતું કે મહેતાજી ઘણું ખરૂં મ્હારે ઘેર છાશ લેવા આવતો અને બનતું એવું કે હું ગામમાં ન હોઉં ત્યારે જ આવે. મહેતાજી ઉપર વેર લેવાનો ઠીક લાગ આવ્યો ધારીને જ મેં એકદમ રીપોર્ટ કરયો. તે વૈરવૃત્તિ તૃપ્ત ન થઈ પરન્તુ રૂ. ૨૫ ઇનામના અને પગારમાં વધારો થયો એ લાભ થયા. અને તેને માટે સાંઝરે મહાદેવમાં ઘીનો દીવો કરી આવ્યો.

બે દિવસ પછી શ્રાવણી હતી તેથી હું બીજે જ દિવસે ગામડેથી મ્હારા ઘર તરફ શેહેરમાં ગયો. બે દિવસ સુધી સાહેબના ભાષણ વિશે મગજમાં વિચાર ઘોળાયા કરયા. હું સામાન્ય તલાટી છતાં મેટ્રીકયુલેશન પાશ કરી હતી અને ઇંગ્રેજી ગુજરાતી વર્તમાનપત્રોનો ખાસ અભ્યાસક હતો; પુસ્તકો પણ વાંચતો. દેશમાં ચાલતી સર્વ સંસ્થાઓ જેવી કે કૉંગ્રેસો, કૉન્ફરન્સો, મંડળો, વગેરેની માહીતી રાખતો તેથી સાહેબના ભાષણો ઉપરથી અનેક વિચાર ન ઉપજ્યા. પરન્તુ બીજે દિવસે પ્રાતઃકાળે વહેલો ઉઠી ઉપવીત બદલવાની ખટપટમાં અને

શ્રાવણી નિમિત્ત દક્ષિણા લેવામાં મન રોકાયાથી એ વિચારમાળા તુટી પડી. બપોરે મિષ્ટાન્ન ભોજન કોઈ યજમાને કરાવ્યું ત્યાંથી કેટલાક મિત્રો સાથે મેળામાં ગયો. મિત્રો જાણતા હતા કે મને રૂ. ૨૫) ઈનામના મળ્યા છે તેથી મ્હારી પાસે જ્યાફત માગતા હતા. પરન્તુ સર્વે ગરિષ્ઠાન્ન જમેલા હોવાથી ખાવાની વૃત્તિ ન્હોતી; તો પણ જ્યાફત આપવી પડી. મારા મિત્રો મદિરાસક્ત હતા એટલે તેમને તૃપ્ત કરવા પડ્યા. મને એવી કાંઈ આસક્તિ નહોતી. હું તો માત્ર દિવાળીથી હોળી સુધી ઠંડી પડે તેથી અને નિર્જલા એકાદશીથી ગણેશચતુર્થી સુધી વરસાદની શરદી હોવાથી નિત્ય નિયમસર માત્ર સ્વદેશી મદિરા થોડીક જ પીતો, બાકી ગણેશ ચતુર્થીથી દીવાળી સુધીની ગરમીમાં અને હોળીથી નિર્જલા એકાદશી સુધીની ગરમીમાં માત્ર ભાંગ યાકુતીનો નિયમ રાખ્યો હતો; તે સિવાય હું કદી પણ નિશો કરતો નહિં. મેળામાં મિત્રોને તૃપ્ત કરી મારી પોતાની તૃષાવૃત્તિ શાન્ત કરી ઘેર જઇને વેળાસર પોઢી ગયો; પરન્તુ ગરિષ્ઠાન્ન અને નિયમ કરતાં જરા વધારે મદિરાપાનથી ઉંઘ બરોબર ના આવી સ્વમાં આવવાં લાગ્યાં અને તેમાં આસીસ્ટંટ સાહેબના ભાષણની અસર જણાઈ. એક ઘણું વિચિત્ર સ્વપ્નું આવ્યું તેનુ સવિસ્તર વર્ણન આ સ્થળે આપુ છું—

એક સરકારી જાહેરાત પ્રસિદ્ધ થઈ કે આજથી બરોબર ત્રણ માસ પછી એટલે કાર્તિક શુદી પૂર્ણિમાને દિવસે ઇંગ્રેજ સરકાર હિન્દુસ્થાનનો તમામ રાજકારભાર દેશીઓને સોંપીને સ્વદેશ ચાલ્યા જશે તે પ્રમાણે કાર્તિક શુદી પૂર્ણિમાને દિવસે સર્વ ઇંગ્રેજો પોતપોતાની ઑફિસો, દુકાનો, પેઢીઓ બંધ કરી મુંબાઈ, મદ્રાસ, કલકત્તા અને કરાંચીથી આગબોટોમાં પોતાનો સર્વ સરસામાન, દરદાગીનો, બૈરાં છોકરાં, લેઇને સ્વદેશ જવા ઉપડ્યા. વેપારી લોકોએ વિલાયતી સામાન બધો બે દિવસ પ્હેલેથી જ ચઢાવી દીધો હતો. તેજ સાંજરે બનારસમાં એક ગંજાવર સભા સર્વ દેશીજનોની લગભગ દશ લાખ માણસોની સભા મળી. હવે રાજકારભાર કેવી રીતે ચલવવો તેનો વિચાર કરવા માટે સભા મળી. પ્રથમ તો સભાનું પ્રમુખસ્થાન કોને આપવું તે વિશે વિવાદ ચાલ્યો. કોઈ દરખાસ્ત મૂકે અને બીજો ટેકો આપે અને વધારે મતે દરખાસ્ત મંજૂર કરવી એમ ઘણા બોલતા પણ એટલામાં એક ગૃહસ્થ જેમનું નામ "સ્વદેશભક્ત" હતું તે બોલ્યા કે "હવે એવી ઇંગ્રેજી રીતે કામ કાજ કરવાની જરૂર નથી. વધારે મતે કામ કરવાની રીતિ ઇંગ્રેજી છે તે તેમની સાથે ગઈ ગણવી. તેવી રીતિને વેદમાં અનુમોદન નથી. આપણી અસલ પદ્ધતિ ચીઠીયો નાંખવાની છે માટે ચીઠીયો નાંખી નિશ્ચય કરવો." આ વિચાર સર્વ માન્ય થયો. પરન્તુ પ્રથમ એ નિશ્ચય કરવાનું એક જણે સૂચવ્યું કે કઈ જાતિને પ્રમુખસ્થાન આપવું. હિન્દુ, પારસી, મુસલમાન કે યાહુદી. બીજો "સ્વદેશપ્રેમી" બોલ્યો કે—

"હિન્દુસ્થાનમાં હિન્દુની વસ્તી વધારે છે. પારસીયો માત્ર થોડાક જ છે. જે થોડા આવ્યા હતા તેમાંના કેટલાક આજ જ ઇરાન જતા રહ્યા, કેટલાક ચીન જાપાન જતા રહ્યા બીજા કેટલાક ઇંગ્રેજો સાથે ઇંગ્લાંડ, ફ્રાન્સ, અમેરિકા ચાલ્યા ગયા. હવે માત્ર થોડાક જ રહ્યા છે તેમને કાંઈ આગ્રહ નહિં હોય. મુસલમાનો ઘણા છે એ ખરૂં પરન્તુ એમાં પ્રમુખ થવા લાયક કોઈ નથી. યાહુદીમાંથી પણ કેટલાક જેરૂસલમ જતા રહ્યા છે અને થોડાક જ રહ્યા છે

માટે હિંદુમાંથી જ પ્રમુખ થવો જોઇયે." આ ઉપરથી એક પારસી, મુસલમાન, અને યાહુદી વાગપરતી બોલ્યા. પારસી અને યાહુદીનું કોઇએ સાંભળ્યું નહિં; માત્ર મુસલમાન બોલ્યો કે-

"હમ લોકમેંસે કોઈબી પ્રમુખ હોનેકે લાયક નહિં હૈ ઐસા આપ લોક સમઝતે હો લેકીન યે ગલતી હૈ. હમારા નસીબ ફૂટ ગયા કે હમ આપ લોગકે સાથ રહે ગયે ઔર ઇંગ્રેજ લોક ચલે ગયે. હમને બાત બાત ઉનકું સમઝાયે કે મત જાઓ, હમ તુમારે તાબેદાર હૈ, હમ તુમારે ગુલામ હૈ હમકુ છોડ કે ન જાઓ હમ ઇનિ હિન્દુ કે સાથ રહે કે કયા કરીંગે હમકુ ગોસ્ત નહિં ખાને દેઇંગે, હમારા દીનકું નુકસાન કરેંગે; હમકુ તુમારે સાથ લે જાઓ. હમારી પાસ પૈસે નહિ હૈ ઉસ સબબસે હમ મુલક છોડ કે ન જા સકે. ઔર જાવે કહાં; હમ આરબ હૈ લેકીન હમકુ માલુમ નહિં અરબસ્તાન કહાં હૈ ઔર અરબસ્તાનમેં હમારા કૌન શેહેર ઔર ઉસ શહેરમાં હમારા મકાન કહાં. તો હમ આપ લોગકી સાથે ઠેરે હૈ તો આપકી સાથ મીલકે સબ રાજકારભાર ચલાવીંગે ઉસ લીયે આપ હમારા ઐસા બુરા ના બોલનાજી." એક અમદાવાદી વાણીયો ઉભો થઇને બોલવા જતો હતો તેને સર્વેએ કહ્યું કે ઊભા થઇને બોલવાની રીત ઇંગ્રેજ લોકની છે માટે તે પ્રમાણે ન કરતાં માત્ર ગાદી ઉપર લાંબા પગ નાંખીને પડ્યા પડ્યા જે બોલવુ હોય તે બોલવું; વાણીયાને તે પસંદ પડ્યું કેમકે નોકારશીમાંથી શીરોને વાલ ખાઇને તરત જ આવ્યો હતો અને તેના ઉપર પચવા માટે વિલાયતી દવા પીને આવ્યો હતો એટલે ઉભા રહેવાનું કોણ પરત. તેથી ગાદી ઉપર પડે પડે બોલ્યો કેઃ—

"ભાઈ હુ વાણીયાશાઈ વચલો મારગ બતાવું તે બધાને ઠીક લાગે તો કબુલ કરો. પ્રથમ ચિઠી નંખાવો કે કઈ કોમમાંથી પ્રમુખ કરવો, હિન્દુ માટે નીકળે તો ગુજરાતી, બંગાળી, મરાઠી, પંજાબી માટે બીજી વાર ચિઠી નંખાવો; પછી પ્રાન્ત માટે ચિઠી નંખાવો; પછી ગામ માટે ચિઠી નંખાવો અને પછી નામ માટે ચિઠી નંખાવે, આમ પાંચ વાર ચિઠી નંખાવશો એટલે પચ બોલ્યા જેટલું ગણાશે."

આ સૂચના સર્વેને પસંદ પડી; માત્ર જરા વિલંબ થશે એમ ભય લાગ્યો; તો પણ વચલો મારગ બધાને ઠીક લાગ્યો. ચિઠીયો લખાઈ; કોના આગળ નાંખવી તે વિશે પાછો વિવાદ ચાલ્યો. સામાન્ય રીતે દેવ આગળ મૂકવાનો રીવાજ છે; પરન્તુ પારસી, મુસલમાન, હિન્દુ સર્વેના દેવ જૂદા, હિન્દુમાં પણ અનેક દેવ દેવીયો એટલે શું કરવું તે ગુંચવણ આવી. ઉપર કહેલા વચલા માર્ગના દર્શાવનારા વાણીયાએ વળી સૂચવ્યું કેઃ—

"ભાયો, આપણે સર્વે મલાદ સંપથી ચાલવું છે તો શાસ્ત્રમાં કહ્યું છે કે "સર્વ દેવેભ્યો નમઃ" એ પ્રમાણે, આપણે બધાએ દેવ દેવીની મૂર્તિઓ લાવીને તેમના આગળ ચીઠીયો મુકવી."

આ સૂચનાનો સ્વીકાર થયો કે તુરત જ સભામાં વિષ્ણુ, શાલીગ્રામ, શિવલિંગ, પાર્શ્વનાથ, રાધાકૃષ્ણ, લક્ષ્મીજી, રામ, ઝરથોસ્ત વગેરે મૂર્તિઓ અને કુરાન, ગ્રન્થ સાહેબ, ગીતા,

Old Testament ઝંદાવસ્તા વગેરે પુસ્તકો લાવી રજુ કરયાં; આ ખળભળાટ અને ખડખડાટથી એક અર્ધનિદ્રિત પુરૂષ ઉઘાડે માથે બેઠેલો હતો તે એકદમ બોલી ઉઠયો કે—

" સભાજનો! હું બ્રાહ્મ ધર્મનો અનુયાયી છું અને તેથી મારા અંતર્દીપની આજ્ઞાનુસાર આપને વિનતી કરૂં છું કે આમ ધાતુકાષ્ટ પાષાણની મૂર્તિઓ અને પુસ્તકોની પૂજા કરીને ઇશ્વરનું અપમાન કરવું નહિં. આપણા રાજ્યકારોભારના આરંભ દિવસે જ જો ઇશ્વરને આપણે કુપિત કરીશું તો આપણું કાર્ય સફળ નહિં થાય; માટે આ મૂર્તિઓ અને પુસ્તકોને પાછાં મોકલો અને ચીઠીયો ગુજરાતી લોકની પાઘડીમા એકઠી નાંખી તેમાંથી ઉપડાવો. " આ ઉપરથી એક ધર્મચુસ્ત વૃદ્ધ જન બોલ્યો કેઃ—

" હવે મૂર્તિઓ આવી ચૂકી, ઠરાવ થઈ ચૂકયો, ત્યાં સુધી તમે ક્યાં ઊંઘતા હતા? મૂર્તિઓને હવે પાછી મોકલ્યાથી ઇશ્વરના અપમાન કરતાં પણ વધારે હાનિ થાય તેનું તમને ઉંઘણશી ને ક્યાં ભાન છે? બેશી જાઓ!"

બ્રાહ્મ બોલ્યો કે "હું ઉભો છું ક્યાં કે બેશી જાઉં" ધર્મચુસ્ત બોલ્યો કે જુવો ભાઇઓ! મ્હારા જેવા વૃદ્ધનું આજકાલનો સુધારાવાળો અપમાન કરે છે;" એટલામાં દૂરથી બે ન્હાના પથરા આવ્યા તે એક ધર્મચુસ્તને ખભે અને બીજો બ્રાહ્મના વાંસામાં વાગ્યો. બન્ને ચૂપ થયા. પણ બ્રાહ્મ લાકડી લેઇને ઉઠયો; સભામાં જરા ખળભળાટ થયો; પણ પાસે બેઠેલા કેટલાક ગુજરાતી લોકોએ બન્નેને શાન્ત પાડ્યા અને કામ આગળ ચાલ્યું. ચીઠીઓ લખાઈ, એકઠી થઈ મૂર્તિઓ સમક્ષ મૂકાઈ; હવે તેમાંથી કોણે ઉપાડવી, કેવી રીતે નિર્ણય કરવો એ વિશે પાછો વાદ થયો. એક કોલર નેકટાઈ પ્હેરેલા યુવકે સૂચવ્યું કેઃ—

" એક સબ કમિટી ઠરાવી તે લોકો આ ચીઠીમાંથી વધારે મત કોના આવે છે તે નિશ્ચિત કરે. "

સ્વદેશપ્રેમી બોલી ઉઠયો કે " હજી તમને વધારે મત અને સબ કમિટી વગેરે ઇંગ્રેજી પદ્ધતિનો ત્યાગ કરવો ગમતો નથી? કોલર નેકટાઈ પહેરનારને બોલવાનો અધિકાર નથી." તકરાર વધી જાત પરન્તુ એક બુદ્ધિશાળી વૃદ્ધે સૂચવ્યું કે

" આપણામાં સર્વથી ન્હાનાં છોકરાં પ્રાયે ચીઠીઓ ઉપડાવવાની રીતિ છે અને તે વેદધર્મોક્ત છે માટે તેમ કરવું. " એક વકીલ બોલી ઉઠયો કે

" ન્હાની ઉમરના છોકરાનો મત કાયદા પ્રમાણે ચાલે નહિં. " સ્વદેશપ્રેમીએ ઉત્તર દીધો કે " એ ઇંગ્રેજના કાયદા હતા તે તેમણે પોતાની મેળે બંધ કર્યા છે, હવે આપણી સભાના કાયદા નવા થશે અને તમારે નવી પરીક્ષા, નવી સનદ બધું નવું કરશે માટે તમે બોલતા બંધ રહો. " વકીલે ઉત્તર દીધો કે " પરન્તુ મેં આ અભિપ્રાય આપ્યો તેની ફી કોણ આપશે? " બીજો વકીલ બોલ્યો કે " તમે તમારી મેળે અભિપ્રાય આપ્યો છે એટલે કોઈ ફી આપવાને બંધાયેલું નથી માટે ચૂપ રહો! " છેવટે નિશ્ચય થયો કે ન્હાના

પ્રમુખે આજ્ઞા કરી કે દરેક કોમના આદમીએ આરમ્ભમાં પોતપોતાના ધર્માનુસાર ઈશ્વરસ્તવન કરવું તે ઉપરથી બ્રાહ્મણો ગાયત્રી જપ કરવા લાગ્યા, વૈષ્ણવો માળા ફેરવવા લાગ્યા, જૈનો જિનસ્તોત્રો ગાવા લાગ્યા, બ્રાહ્મ લોકો સંગીત ગાવા લાગ્યા, સિખલોકો ગ્રન્થ સાહેબનાં સ્તવનો બોલવા લાગ્યા, કબીરપંથી કબીર પદ ગાવા લાગ્યા, યાહુદીઓ પોતાની પ્રાર્થના કરવા લાગ્યા, પારસીઓ કસ્તી કરવા મંડ્યા, અને મુસલમાનો નિમાજ પડવા મંડી ગયા. સર્વેની ધર્મક્રિયા પૂરી થયા પછી પ્રમુખે મ્હોટે સ્વરે કહ્યું કે હવે આપણે રાજકારભાર માટે પ્રથમ આખા દેશ માટે એક ભાષાની જરૂર છે; તે કેવી રીતે ઉત્પન્ન કરવી તે વિશે જે કોઈ ભાષાશાસ્ત્રી, વૈયાકરણો સૂચના કરશે તેના વિશે હાલ તુરત સભા વિચાર ચલાવશે.

તે ઉપરથી એક વ્યાકરણશાસ્ત્રીએ સૂચના કરી કે

" આખા દેશમાં સમજાય એવી ભાષા ઉત્પન્ન કરવી અને તે માટે જેમ યુરોપમાં Esperanto ની ઉત્પત્તિ બધી ભાષાના મિશ્રણથી કરી છે તેવી રીતે હિન્દુસ્થાનમાં ચાલતી સર્વ ભાષામાંથી સાર ગ્રહણ કરીને એક નવી ભાષા ઘડી કાઢવી ' આ ઉપરથી એક વિજ્ઞાનશાસ્ત્રી બોલી ઉઠ્યો કે " કોઈ પણ દેશમાં કોઈ પણ કાળે ભાષાઓ બનાવી કાઢી જાણી નથી ભાષા તો માત્ર Evolution થી થાય છે, માટે એ મિથ્યાવ્યય કરવા કરતાં હવેથી નિત્ય સરકાર તરફથી બ્રાહ્મણ ભોજન દરેક સ્થળે થવા વિશે ઠરાવ કરવો કે જેથી આ હિન્દુરાજ્ય છે તેનો પ્રત્યક્ષ પુરાવો મળે." આ ઉપરથી એક શાસ્ત્રી બોલ્યા કે " હજી સુધી આપણે Esperanto અને Evolution વગેરે—અરે!—ઈત્યાદિ પર ભાષાના શબ્દોનો ત્યાગ નથી કરતા તો પછી પર મુલક—અરે!—પરદેશના માલનો ત્યાગ કેમ કરીશું. માટે આપણી રાજભાષા તો સંસ્કૃત રાખવી તે પણ વૈદિક કાળની સંસ્કૃત રાખવી જોઈએ " આ ઉપરથી પારસી, મુસલમાન, યાહુદી તરફથી જબરો વાંધો ઉઠાવ્યો છેવટે પ્રથમ વ્યાકરણ શાસ્ત્રીની સૂચના પ્રમાણે હિન્દુસ્થાનમાં ચાલતી સર્વ બોલી ઉપરથી નવીન ભાષા ઉપજાવી કાઢવી અને તેનું નામ–તેકાતાબમગુપસી–આપવું તે એવી રીતે તે તેલુગુ,–કા–કાનડી અને કાશ્મીરી અને કચ્છી, તા તે તામીલ, બ, તે બંગાળી અને બરમીસ, મ તે મરાઠી અને મારવાડી, ગુ તે ગુજરાતી, પ તે પંજાબી અને અને સી તે સિંધી–આમ સર્વે ભાષામાંથી ગ્રહણ કરવું " પ્રમુખની સૂચનાથી વ્યાકરણશાસ્ત્રીએ ઉદાહરણ રજુ કર્યું —

" અજ્જ અગીયારો બજે બૈઠૂવનાથાવ્યા દેવળમધી એક મોટી સભા હઇએ, સારે સર્વ લોકાનાપેણ્યાચી મોકળીક આઠે " અલબત પારસી, યાહુદી અને મુસલમાન આથી જરા ગભરાયા. પરન્તુ મહેનત કરી અભ્યાસથી સમજવાની કબૂલત આપી. આ સૂચના સર્વમાન્ય થઈ કે બીજા એક ભાષાશાસ્ત્રી બોલ્યા કે

" તમે ભાષાની ઉત્પત્તિ કરશો ખરા પરન્તુ તે છાપશો અને લખશો કંઈ લિપિમાં. તો સંસ્કૃત ન ચાલે પણ લિપિ તો સંસ્કૃત જ સ્વીકારવી પડશે." આના ઉત્તરમાં " દેશદાઝ " બોલ્યા કે

" છાપવાની અને લખવાની વાત કરો છો પણ કેવી રીતે છાપશો અને લખશોજી? સર્વે મુદ્રાયંત્ર ઇંગ્રેજો પોતાના માલ તરીકે લેઈ ગયાં છે; બીબાં સંચા સર્વે વહાણ ભરીને તેઓ લેઈ ગયા છે; તેમજ કાગળો, હોલ્ડરો, સ્ટીલ પેનો, કવુઇલ પેનો, પેન્સીલો સર્વે વિલાયતી હોવાથી તેના ઉપર હમારો કાયદા પ્રમાણે હક છે તેમ કહી ઇંગ્રેજો લેઈ ગયા છે, શાહીનું પણ તેમજ; બરૂ, દેશી શાહી, પોથી, અને દેશી કાગળો થોડાં ઘણાં રહ્યાં તે તેના ભાવ વેપારીયોએ વધારી દીધા છે અને હજી આગળ ઉપર ભાવ વધશે એમ સમજી સર્વે વાણીયા-લોકોએ એકદમ તે સર્વ ખરીદવા માંડયું છે. તો હવે શું કરવું? નવાં બીબાં નવા કાગળ વગેરે તૈયાર થતા સુધી શું કરવું ?"

એક વેદીયો બ્રાહ્મણ બોલી ઉઠયો કે "છાપવું લખવું એ સર્વ આધુનિક વિધિ ઇંગ્રેજના અનુકરણ રૂપે છે. વેદ ક્યારે છપાયા હતા અને તેમ છતાં કેમ તેનું જ્ઞાન હજી સુધી છે તો આપણી નવીન ભાષામાં કરેલા ઠરાવો, કાયદાઓ, ફેસલાઓ સર્વે કર્ણપરંપરા અને મુખપરંપરાથી શા માટે પ્રચલિત ન કરવા અને તેને નવીન શ્રુતિનું નામ ન આપવું?" આ ઉપરથી પ્રમુખે જણાવ્યું કે "નવી ભાષા તૈયાર થશે ત્યાં સુધીમાં મુદ્રાયંત્રો વગેરે તૈયાર થઈ જશે કેમકે નવી ભાષા તૈયાર થતા એકાદ વર્ષ થશે. પરન્તુ ત્યાં સુધી લિપિના પ્રશ્નનો નિર્ણય કરવો જોઇયે." આ ઉપરથી લિપિ માટે દરેક પ્રાન્તના લોકે પોતપોતાની લિપિ માટે કારણ બતાવ્યાં. મરાઠા લોકે કહ્યું કે હમે સંસ્કૃત લિપિ સ્વીકારી છે માટે નવીન ભાષા જેને ટુંકામાં તેકાસી-ભાષા કહેવી તેને માટે પણ સંસ્કૃત લિપિ સ્વીકારવી." એક પારસી લેખક બોલ્યા કે "મહેરબાન પ્રમુખ અને ગૃહસ્થો, મારી નમ્ર વિનંટી છે કે ગંસ્કૃટ અખસરો લેવા નહિ અને નવી ભાસા બનાવનારાઓ જેમ બને તેમ જોડાઅખસરો તેમાં ઓછા આવે તેવું કરવુ. ડીર્ઘ અને રસ્વૈની ટકરાર ચલાવવી નહિ. લાંબી ઈ અને ટૂંકુ ઉ બંદે ડાખલ કરવુ." આવીજ તરેહની સૂચના મુસલમાન અને યાહુદીઓ તરફથી થઈ. બંગાળી, મરાઠી અને ગુજરાતી લોક સંસ્કૃત લિપિ તરફ હતા, પંજાબી અને સિંધી, ઊર્દુ માટે બુમ પાડતા હતા; મદ્રાસી લોક મૌન ધારી રહ્યા હતા. ઝઘડો વધી પડત, એટલામાં પેલો મધ્યમાર્ગદર્શક વાણીયો બોલ્યો કે "ભાઈ હવે લાંબી ટૂંકી જવા દેઇને જેમ બધી ભાષામાંથી શબ્દ લેઈને નવી ભાષા થાય તેમ બધી ભાષામાંથી એકેક અક્ષર લેઈને નવો કકો કેમ ના થાય? હિન્દુસ્થાનમાં જૂદી જૂદી બોલીયો મળી લગભગ ૩૦ બત્રીસ થશે તો ૩૪ અક્ષર દરેકમાંથી એક એક લેઇને નવી લિપિ થાય." આ સૂચના "સંમે શાલકી જે" બોલીને સર્વેએ સ્વીકારી. ભાષા અને લિપિના પ્રશ્નનો નિર્ણય થયો એટલે તુરતજ એક અનેકભાષાભિજ્ઞ બોલ્યા કે "તે ભાષા માટે જોડણીના શા નિયમ રાખવા તે પણ આજ પ્રસંગે નિશ્ચિત કરવું." આ ક્ષણે એક જણ ઊંઘમાંથી જાગીને બોલ્યો કે "ભાઇયો હવે રાત્રિના અગિયાર થયા માટે હવે આવતી કાલ ઉપર રાખો, કેમકે આ જોડણીના પ્રશ્નનો નિર્ણય તો કાંઈ એક કલાકમાં થશે નહિ તેને માટે ગુજરાતમાં ઘણાં વર્ષથી ઝઘડો ચાલે છે તે વળી આપણા આ સ્વદેશી મંડળમાં ક્યાં ઘુસાડો છો?" અનેકભાષાભિજ્ઞ બોલ્યા કે "અનિયંત્રિત જોડણીથી કેટલી હાનિ છે તેનું તમને ક્યાં ભાન છે? બોલવું તેવું લખવું અને લખવું તેવું બોલવું એ વ્યાકરણ સૂત્ર પાળવુંજ જોઇયે." એક શાસ્ત્રી બોલ્યા

કે "બોલવું તેવું ચાલવું અને ચાલવું તેવું બોલવું એવું સૂત્ર હમે જાણ્યું છે પરન્તુ આ તો કોઈ નવીન સૂત્ર ઘેર બનાવેલું સૂત્ર લાગે છે કોઈ પુરાતન ગ્રન્થનું કે વેદનું સૂત્ર નથી." આ ઉપરથી એક કાયસ્થ ગૃહસ્થ બોલ્યા કે

"બોલવું તેવું ચાલવું અને ચાલવું તેવું બોલવું એ સૂત્ર બહુ દુષ્કર છે. આપણે બોલીયે છીયે કે જાતિભેદ તોડવો પરન્તુ આપણાથી તેમ ઉઘાડી રીતે થઈ શકતું નથી. તેમજ આપણે સર્વે છાના જાતિભેદ તોડીયે છીયે પણ ઉઘાડી રીતે તેમ કહી શકાતું નથી. તેથી કરીને એ સૂત્ર કરતાં બોલવું તેવું લખવું અને લખવું તેવું બોલવું એ સૂત્ર સહેલું છે માટે તેનો સ્વીકાર કરવો." આ ઉપરથી એક દેવીભક્ત બોલ્યા કે "આ ગૃહસ્થ કહે છે કે આપણે સર્વે જાતિભેદ છાના તોડીયે છીયે એમ કહી તે સર્વેના ઉપર આરોપ મૂકે છે અને હું તે સર્વેમાં છું માટે હું તે ગૃહસ્થ ઉપર લાયબલ માંડુ છું" એક ગૃહસ્થે ઉત્તર દીધો કે "મહારાજ લાયબલના કાયદા હવે નવી ભાષામાં, નવી લિપિમાં, નવી જોડણીથી, નવા કાગળ ઉપર નવી શાહીથી, નવા મુદ્રાયંત્રમાં છપાય ત્યારે નવી કોરટો સ્થપાય ત્યાં કરજો ત્યાં સુધી છાનામાના જેમ મદિરાપાન કરો છો તેમ નિર્ભય રીતે કરો." દેવીભક્ત વધારે કુપિત થયો અને વાત વધી જાત પરન્તુ પ્રમુખે કહ્યું કે "આ વિષયાન્તર છે માટે એ વાત બંધ પાડી જોડણી વિશે વાત ચલાવો."

અનેકભાષાભિજ્ઞ આ ઉપરથી બોલ્યા કે "જોડણીની પદ્ધતિ નિશ્ચિત કરવા માટે સર્વે ગૃહસ્થોએ તન, મન અને ધનથી મંડી પડવું." એક વાણીયો બોલી ઉઠયો કે "બાપયો! ઢન ક્યાં છે? શું જોડણીને લીપિ લીપી ને ભાષા ભાષા કરી રહ્યા છો? ક્યાં જાણો છો? શું જાણો છો? બધુંએ જોડવું અને બધુંએ લીંપાયુ? ટન, મન, ને ઢન એ તો હવે બોલવામાં રહ્યું,-ટન છે તે પણ જશે એટલે મન પણ જશે કેમ કે ઢન ટો ગયું. આ ઈંગ્રેજ ગયા એટલે જટાં કેડખાનામાંથી કેદીયો છુટા ઠઈ ગયા, અને હમારાં હાટબાટ લુંટાઈ ગયાં, વાણીયા ભીખારી ઠઈ ગયા, કેદીયો અને કોળીનાડી ઢન લઈ ગયા અને ઘરમાં હશે ટે હમને મારીને લેઈ લેશે એટલે ટન અને મન અને ઢન બઢુંએ જશે ટો શું તમે જોડશો? શું લીંપશો-નમાડું ટો બઢુંએ ઢન ગયું તે હું અહિં ટમને કહેવા આવ્યો ટ્યારે અહિં ટો લીંપીને જોડણીનું ચાલે છે; હું કોને કહું માડા કાકાને, માડું ઢન ગયું તે કોણ આપશે તમાડો બાપ? રાજ ચલવવા ઢન જોઇશે તે કોણ આપશે ટમાડો ડાડો?" એકદમ એક કૉલર ટાઈવાળા ગૃહસ્થ ઉંચે સ્વરે બોલ્યા કે "પ્રમુખ સાહેબ! આવી અસભ્ય ભાષા બોલતો આ વાણીયાને અટકાવો!" પ્રમુખે કહ્યું કે

"વાણીયાઓ આ કરતાં પણ વધારે અસભ્ય બોલવાની શક્તિ ધરાવે છે; આ કાંઈ અસભ્ય ન કહેવાય, ભાષાની સભ્યતા કે અસભ્યતા બોલનાર ઉપર આધાર રાખે છે, શ્રોતા ઉપર નહિં અને રાજમાં ધન જોઇયે, વાણીયા ધનવાન હોય છે માટે તેમને ગાળ દેવાની પણ સ્વતંત્રતા છે કારણ કે સર્વે ગુણાઃ કાંચન માશ્રયન્તે." પ્રમુખના અભિપ્રાયથી કૉલર ટાઈવાળા ગૃહસ્થ ચૂપ થઈ ગયા; વાણીયો આગળ બોલવા જતો હતો તેને પ્રમુખે કહ્યું કે

રાજકોશ, રાજભંડાર, વગેરે પ્રશ્ન વિશે વિચાર થશે તે વખતે તમારી સૂચના અને માગણી સ્વીકારીશું." આ ઉપરથી એક હૃષ્ટ પુષ્ટ બ્રાહ્મણ બોલ્યો કે "મહારાજ!, વાણીયાને લુંટાયેલું ધન અપાવવા તૈયાર થયા અને બ્રહ્મભોજન માટે કેમ કાંઈ કરતા નથી વાણીયાને દાન આપવું અશાસ્ત્ર છે." એટલામાં કેટલાક સંન્યાસીઓ શખનાદ કરતા પેઠા અને ભિક્ષાંદેહિનો મોટો પોકાર થયો; આવતી કાલે બ્રાહ્મણ ભોજન આજના આનંદ પ્રસગ નિમિત્તે કરીશું એમ પ્રમુખે કહ્યુ એટલે સર્વે ચૂપ થયા અને જોડણી વિશે પાછી ચર્ચા શરૂ થઈ. અનેકભાષાભિજ્ઞ બોલ્યા કે "આવાં નિરર્થક વિષયાન્તર થવા દેઇને મૂળ વિષય ઉડાવી દેવાની પ્રમુખની ઇચ્છા જણાય છે; પણ જ્યાંસુધી જોડણી નિયમ પ્રમાણે નહિં કરી સકો ત્યાંસુધી બીજું તમારૂં રાજ્યબંધારણ નિયમસર ચાલશે એનો શો ભરૂસો?" આ ઉપરથી એક વણિક ગ્રેજ્યુએટ બોલ્યા કે

"" અનિયમિત જોડણી છતાં પણ આજ સુધી લોક પોતાનું કામ ચલાવે છે. જોડણી ગમે તેવી હોય પણ અર્થ સમજાવવાનો હેતુ માત્ર ભાષાનો છે. તે સમજાવનાર કરતાં સમજનાર ઉપર વધારે આધાર રાખે છે. ગમે તેવુ શુદ્ધ લખ્યુ હોય પણ વાંચનાર મૂઢ હોય તો તે કાંઈ સમઝે નહિં, અને ગમે તેવુ અશુદ્ધ લખેલું હોય અને વાંચનાર બુદ્ધિશાળી હોય તો તુરત સમઝે. વાક્યસંદર્ભે ઉપરથી અર્થ સમઝાય છે. હમારા ગુજરાતી વાણીયાના બોડીયા—કાના માત્ર વગરના અક્ષરો અને શબ્દો આજ સેંકડો વર્ષથી કેવા સમઝાય છે અને તેવા કાગળ ઉપર લાખો અને કરોડો રૂપીયાના વેપાર અને ઉથલપાથલ થાય છે. એ ઉપરથી સિદ્ધ થાય છે કે જોડણીના નિયમ વગર ચાલશે. જેમ સહેલુ લખાય તેમ સારૂ. અર્થ સમઝવાથી મતલબ છે." આ ઉપરથી એક ન્યાયશાસ્ત્રી બોલી ઉઠ્યા કે "આ ગૃહસ્થ સત્ય ભાષે છે. હમારા ન્યાયશાસ્ત્ર પ્રમાણે અર્થનું વધારે પ્રાધાન્ય છે; શબ્દ તે ગૌણ છે. **अस्माकूणां नैयायिकूणां अर्थरितात्पर्यं नतु शब्दरि** ઇતિન્યાયેન" એ સાંભળી એક વ્યાકરણશાસ્ત્રી બોલી ઉઠ્યો કે "**कथं अस्माकूणां, कथ अर्थरि?**" ન્યાયશાસ્ત્રીએ ઉત્તર દીધો કે "**यथा ईक्ष्वाकूणां तथा अस्माकूणां** અને **यथा मातरि, तथा अर्थरि.**"

પ્રમુખે કહ્યું કે "આ કાંઈ શાસ્ત્રીયોની સભા નથી માટે આમ શબ્દ માટે લઢવું નહિં. હજી આપણે ઘણા મહત્વના પ્રશ્નોનો નિર્ણય કરવાનો છે; માટે આમ કાળક્ષેપ કરવો નહિં." છેવટે ઠર્યું કે નવી વાચનમાળા થાય ત્યારે જોડણી વિશે વિચાર કરવો, અને ત્યાંસુધી જેમ ચાલે છે તેમ ચલવવું." આ ઠરાવ હર્ષનાદથી પસાર થયો. જોડાક્ષરના શત્રુ પારસી, મુસલમાનો તેથી ઘણા સતુષ્ટ થયા, અને બોડા અક્ષરના મિત્ર વાણીયાઓ પણ પ્રસન્ન થયા.

આ પ્રશ્નનો નીવેડો આવ્યો એટલે વળી એક બીજો પ્રશ્ન ઉપસ્થિત થયો. છાપવુ અથવા લખવું કેવી રીતે હિન્દુઓ અને પારસીઓ કહે હમારી રીતે અને મુસલમાનો કહે કે જમણે હાથેથી ડાબે હાથે લીટીઓ જવી જોઈયે. એક બ્રાહ્મણ બોલ્યો "હિન્દુસે ઉલટે મુસલમાન" આ ઉપરથી મુસલમાનો ખીજવાયા અને સભામાં ભંગાણ પડવાનો ડોળ જણાયો

પરન્તુ મુસલમાનો પાસે બેઠેલા મારવાડીઓએ તેમને સાચવી રાખ્યા અને કહ્યું કે ભાઇયો હાલ તકરારનો વખત નથી. એક કૉલર નેકટાઈ અને ચસ્મા પ્હેરેલા ગૃહસ્થ બોલ્યા કે “ હું ગુજરાટનેટ્ર છું પણ ન્હાનપણકી મારી મા મને વિલાયટ લેઈ ગઈ હટી ટેહી મને ગુજરાટી નીટપને આવટું નહી હું જપાન ટ્રાવેલ નહી કર્યો. પન મને જપાન માટે બહુ admiration—વખાન છે. હું પ્રોપોઝ કરૂં છું—અને પ્રોપોઝલ મૂકુ છુ કે જપાન પ્રમાણે ઊભી પરપેંડીક્લર-ઉપરથી ડાઉનવર્ડસ લાઇનો આપની ન્યુલૅંગ્વેજમાં રાખવી કેમકે આમ લખવાહી જ જપાન ફેર્ટઈસ્ટર્નમાં એક આગલ પડટી નેશન ઠઈ છે. ” આ ઉપરથી એક ઍનજીનીયરીંગ જાણનાર ગૃહસ્થ બોલ્યા કે “ ઉપરથી નીચે લીટી લખવાથી પ્રજા ઉંચે ચઢે કે નીચે પડે તે આપણા ચસ્માદાર ગૃહસ્થને ખબર નથી. Law of gravitation તે જાણતા નથી. ” દેશભક્ત બોલ્યા કે “ તે લૉ પ્રમાણે હમારે વર્તવું નથી. તે ઇગ્રેજોનો લૉ છે. ” વચલો માર્ગ બતાવનાર વાણીયો બોલ્યો કે “ ભાઇયો ડાબી જમણી કરતાં નીચેથી ઉંચે લીટીયો દોરો એટલે કોઈને ખોટું એ નહિ લાગે, અને નવી ભાષા, નવી લીપી, અને નવી લીટી થશે અને આપણો દેશ નીચેથી ઉંચે ચઢે છે એ પણ જણાશે. ” આ સૂચના સર્વમાન્ય થઈ.

( અપૂર્ણ. )

કૃષ્ણરાવ ભોળાનાથ.

---

## ‘શાળાપત્ર’માં આપેલા ‘ઉદ્દેશ્ય અને વિધેય’ વિષેના લેખ પર રા. રા. નરસિંહરાવે કરેલા આક્ષેપોનું નિરાકરણ.

શ્રાવણ માસના ‘વસન્ત’ ના અંકમાં ( પૃ૦ ૩૨૭–૨૮ ) ‘ઉદ્દેશ્ય’ અને ‘વિધેય’ શબ્દો વિષે નવ વર્ષ પહેલાં એ શબ્દો ઈ. સ. ૧૮૯૯ ના એપ્રિલના ‘સુદર્શન’ માં પોતે સૂચવ્યા હતા એવો ઉપોદ્ઘાત કરી રા. રા. નરસિંહરાવે કેટલાક આક્ષેપો કર્યા છે તે ઉપોદ્ઘાત વિષે થોડુંક કહેવું પ્રાપ્ત થાય છે તેમજ આક્ષેપોનું નિરાકરણ પણ પ્રાપ્ત થાય છે.

પ્રથમ ઉપોદ્ઘાત વિષે—રા. નરસિંહરાવ કહે છે કે ‘ આમ આજ નવ વર્ષે પણ આ સૂચનાનો સ્વીકાર જાણ્યે અથવા અજાણ્યે થયલો જોઈ તે કાર્યસિદ્ધિજનિત સંતોષ થાય છે ’ ઇત્યાદિ.

‘ ઉદ્દેસ્ય ’ અને ‘ વિધેય ’ એ શબ્દો કંઈ નવીન ઘટિત નથી. સંસ્કૃત વ્યાકરણ તેમજ કાવ્યશાસ્ત્ર જાણનારને તે પરિચિત છે જ. વળી ‘ કર્તા ’ અને ‘ ઉદ્દેસ્ય ’ તેમજ ‘ ક્રિયાપદ ’ અને ‘ વિધેય ’ એ શબ્દો સમાનાર્થક નથી એ વાત વાક્યપૃથક્કરણ જાણનારને વિદિત છે. મર્હૂમ રા. નવલરામભાઇયે એજ શબ્દો ઈ. સ. ૧૮૭૭ ના ‘ શાળાપત્ર ’ માં. ( પૃ૦ ૧૧૬ ) વાપર્યા છે. ‘શાળાપત્ર ’ માં ઈ. સ. ૧૯૦૬ ના ૪૫ પુ. માં તેમજ ઈ. સ. ૧૯૦૮ ના અંકમાં

એ શબ્દો મેં વાપર્યા છે તેનું કારણ કે એજ શબ્દો શુદ્ધ છે, 'કર્ત્તા' અને 'ક્રિયાપદ' એ યુક્ત નથી તેમજ પ્રાચીન વ્યાકરણમાં અને કાવ્યશાસ્ત્રમાં એજ શબ્દો વપરાયલા છે. એ બાબતનું સહજ દિગ્દર્શન 'વિધેયાવિમર્શ' દોષનું નિરૂપણ કરી કર્યું છે. મેં રા. નવલરામનો 'શાળાપત્ર' નો લેખ પણ જોયો નથી તેમજ રા. નરસિંહરાવની સૂચના પણ જોઈ નથી. એ શબ્દો જ શુદ્ધ શબ્દો હોવાથી વાપર્યા છે.

હવે આક્ષેપોનું નિરાકરણ નીચે પ્રમાણે છેઃ—

(૧) 'ઉદ્દેશ્ય'નો અર્થ 'વિચારવા યોગ્ય,' 'જેને વિષે કંઈ કહેવું હોય તે' એમ 'શાળાપત્ર'માં કર્યો છે તેને વિષે રા. નરસિંહરાવ લખે છે કે એ અર્થ 'સરળ' અને 'અહીં બરોબર રીતે અનુકૂળ થતો' નથી તેમજ 'અત્યાર સુધી ન જાણેલો' છે. આવા ભારે શબ્દો વાપરતા પહેલાં કંઈ વિચાર થયો હોય એમ લાગતું નથી. પોતે 'સરળ' અર્થ બતાવવા લખે છે કે

'સરળ અર્થ આટલો જ છે —ઉદ્દેશ્ય–જે પદાર્થ તરફ ઉદ્દેશ, નિર્દેશ, બતાવવાની ક્રિયા થાય છે તે; અર્થાત્–લક્ષ્ય' ઇત્યાદિ.

આમ 'શાળાપત્ર'મા 'ઉદ્દેશ્ય'નો જે અર્થ આપ્યો છે તે અને રા. નરસિંહરાવે આપેલો અર્થ એક સ્થળે મૂકવાથી 'વસન્ત'ના વાચકો કયો અર્થ 'સરળ' છે તે સહજ જોઈ શકશે. એ વિષે વિવેચનની જરૂર નથી.

'શાળાપત્ર'ના અર્થને 'અત્યાર સુધી ન જાણેલો' અને 'અહીં બરોબર રીતે અનુકૂળ થતો' નથી એવો કહ્યો છે તેનું નિરાકરણ આ રીતે છે.—

'ઉદ્દેશ્ય' શબ્દનો અર્થ 'જેને ઉદ્દેશીને–જેને મનમાં લાવીને–જેને વિષે કંઈ વિધાન કર્યું હોય તે–કંઈ કહ્યું હોય તે' એમ 'શાળાપત્ર' માં કહ્યું છે (જુઓ પુ૦ ૪૫ પૃ૦ ૧૦૧–૧૧૨ નો એ વિષેનો લેખ). 'ઉદ્દેશ્ય' ની વ્યુત્પત્તિ આપી વિધ્યર્થ य પ્રત્યયના અર્થનું ભાન કરાવવા તેમજ ગુજરાતીમાં પણ 'ઉદ્દેશ' શબ્દ 'મતલબ,' 'વિચાર,' 'અભિપ્રાય' ના અર્થમાં વપરાય છે એમ યાદ દેવડાવી 'જાણીતા પરથી અજાણ્યા પર, લઈ જવાના' શિક્ષણશાસ્ત્રના સૂત્રને અનુસારે તેમજ પાત્રની યોગ્યતાને અનુસારે 'વિચારવા યોગ્ય, જેને વિષે કંઈ કહેવું હોય તે' એમ અર્થ સમજાવ્યો છે તે કોઈ પણ રીતે અયુક્ત કે અશુદ્ધ નથી જ. તેમ છતાં 'અત્યાર સુધી ન જાણેલો' એવું ભારે વિશેષણ વપરાયું છે એની યોગ્યતા ચિન્ત્ય જ છે. 'જેને વિષે કંઈ કહેવું હોય તે ઉદ્દેશ્ય' એવો અર્થ અંગ્રેજી ભાષા જાણનારને વાક્ય પૃથક્કરણના પ્રકરણમાં વિદિત છે જ; કેમકે 'That about which something is said' એવું 'subject' નું 'સરળ' લક્ષણ સર્વ અંગ્રેજી વ્યાકરણોમાં આપેલું છે ને તે શાળામાં શિખવાય છે. સંસ્કૃત 'ઉદ્દેશ્ય' શબ્દ 'subject' નો પર્યાય છે. આવું 'સરળ' સમાધાન પૂરતું ન હોય તો **उद्देश्य** નો અર્થ મહામહોપાધ્યાય ભીમાચાર્ય ઝળકીકર કૃત '**न्यायकोश**' માં આપ્યો છે તે જુઓ. તે અર્થ આ પ્રમાણે છે—'**यमुद्दिश्य विधेय-**

પ્રવૃત્તિસ્તદુદ્દેશ્યમનુવાદ્યમ્ ' ( પૃ૦ ૧૩૬ નું ટિ૦ ૨ )—અર્થાત્, જેને ઉદ્દેશીને-જેને વિષે કંઈ વિધાન કર્યું હોય—કહ્યું હોય તે ઉદ્દેશ્ય. ' જેને વિષે કંઈ કહેવું હોય ' એ શાળાપત્રનો અર્થ યુક્ત છે કે અયુક્ત છે તે હવે વાંચનાર સહજ સમજશે. ' શાળાપત્ર ' નો જ અર્થ ' ન્યાયકોશ ' માં છે, એજ અર્થ રા. નવલરામે આપ્યો છે. (' જે વસ્તુ વિષે બોલવું છે ' તેને ઉદ્દેશ્ય કહે છે). અને એજ અર્થ ' અહીં અનુકૂળ થતો ' છે, બીજો અર્થ વ્યાકરણમાં છે જ નહિ તો અનુકૂળ થવાનો સવાલ જ ક્યાંથી ?

(૨) 'વાક્યમાં પ્રાધાન્ય ક્રિયાને છે, કર્તાને નથી' એ ' શાળાપત્ર 'ના લેખ વિષે રા. નરસિંહરાવ નૈયાયિક અને મીમાંસકોનો શાબ્દબોધ સમજાવવા મથન કરે છે તે અપ્રાસંગિક છે એ દેખીતું જ છે. વ્યાકરણના વિષયમાં વૈયાકરણને જે શાબ્દબોધ ઇષ્ટ હોય તે જ જોવો જોઇએ ને તેજ ' શાળાપત્ર ' માં લખ્યો છે. ન્યાય ને મીમાંસાની અત્ર શી અપેક્ષા છે? "ધાત્વર્થમુખ્યવિશેષ્યકः પર ( શાબ્દબોધ ) ભવતિ " ઇતિ વૈયાકરણા આહુઃ" (ન્યાયકોશ પૃ૦ ૮૦૧ ). અર્થાત્, વૈયાકરણને મતે ધાત્વર્થ-વ્યાપાર, ક્રિયા જેમાં મુખ્ય વિશેષ્ય છે—પ્રધાન છે તે જ શાબ્દ બોધ છે, આમ ક્રિયાને જ પ્રધાન્ય છે, કર્તાને નથી.

વળી ' શાળાપત્ર ' નું એ લખાણ અપ્રાસંગિક છે એવો આક્ષેપ કર્યો છે તે પણ પૂર્વાપર સંબન્ધ જોયા વગર જ કર્યો છે. એક શિક્ષકે ' ઉદ્દેશ્ય ' ની વ્યુત્પત્તિ સમજાવી એવો અર્થ ઉપજાવ્યો કે ' ઊંચે બતાવવા યોગ્ય ' એટલે કર્તા; કેમકે વાક્યમાં ક્રિયાપદ કરતાં કર્તા ઊંચો છે. શિક્ષકની આ ભૂલ સુધારવા જ વૈયાકરણ સિદ્ધાન્ત આપ્યો છે'ને તે સર્વથા પ્રાસંગિકજ છે એમ ઉપલક વાંચનાર પણ જોઈ શકશે (જુઓ ' શાળાપત્ર ' પુ૦ ૪૭ પૃ૦ ૨૫૯).

(૩) ' અધ્યાહાર કર્તાનો હોઈ શકે, ક્રિયાનો નહિ '—એ ' શાળાપત્ર ' ના લેખમાં રા. નરસિંહરાવે 'અધ્યાહાર' શબ્દનો અર્થ દૂષિત ગણ્યો છે. પોતે 'આકાઙ્ક્ષાવિષયાનુસંધાનમ્' એવો ' આપ્ટે' ના કોશમાં આપેલો 'અધ્યાહાર નો અર્થ જણાવી ' શાળાપત્ર ' ના લેખકનો ભ્રમ થયો છે એમ બતાવવા પ્રયાસ કર્યો છે; પરન્તુ નીચે લખેલો ' અધ્યાહાર ' શબ્દનો અર્થ વાંચનાર સહજ સમજશે કે ભ્રમ ક્યાં થયો છે.

'અધ્યાહારઃ-અશ્રુતપદાનુસંધાનમ્ ( ત્રિ૦૪ ) યથા ઘટમાનયેત્યુક્તે ત્વમિતિ પદસ્યાધ્યાહારઃ। અધ્યાહારો દ્વિવિધઃ। શબ્દાધ્યાહારઃ। અર્થાધ્યાહારઃ।' (ન્યાય૦ પૃ૦ ૧૩) વળી શબ્દાધ્યાહારઃ ને ૫૪ ટિપ્પણમાં 'સ ચાકાઙ્ક્ષિતપદાનુસંધાનમ્' એમ સમજાવ્યો છે. ' ઘટમાનય ' એમાં ' ત્વમ્ ' કર્તાનો અધ્યાહાર માન્યો છેજ; માટે જ ' શાળાપત્ર ' નો લેખ ' અધ્યાહાર કર્તાનો હોઈ શકે ક્રિયાનો નહિ ' એ સપ્રમાણ જ છે.

' પૂર્વોક્તની પુનઃ અનુક્તિ હોય ત્હાં અધ્યાહારને પ્રસંગ છે, નિતાન્ત અનુક્તિમાં અધ્યાહારના તત્ત્વને પ્રવેશ આપ્યો છે તે વાજબી નથી'—આ રા. નરસિંહરાવનું લખાણ કેવું પ્રમાણ બાધિત છે તે હવે ' વસન્ત ' ના વાંચનારને સમજાશે. ' ઘટમાનય ' માં ત્વમ્ ની અનુક્તિ

એ 'પૂર્વોક્તની પુનઃ અનુક્તિ.' નથી, છતાં તેનો અધ્યાહાર દિનકરી માં માન્યો છે એમ ઉપલા ન્યાયકોશ ના ઉતારા પરથી જણાશે. વળી સ્વમ્ ની પણ 'નિતાન્ત અનુક્તિ' નથી જ. ત્વમ્ નો અર્થ આનય કર્તરિ હોવાથી તેમાં ઉક્ત છે જ. પરંતુ તેની આકાંક્ષા રહે છે તેથી જ 'अश्रुतपदानुसंधानम्' અને 'आकाङ्क्षितपदानुसंधानम्' એ એક જ છે.

આ પ્રમાણે રા. નરસિંહરાવના આક્ષેપોનું નિરાકરણ કર્યું. અત્ર બે પ્રશ્ન સહજ ઊઠે છે. એક તો એ કે રા. નરસિંહરાવે 'શાળાપત્ર' ના ઉતારા આપ્યા છે તેમાં 'શાળાપત્ર' ના લેખકની જોડણી બદલી નાંખી પોતાને જે જોડણી ઇષ્ટ છે તે વાપરી છે એ કયો ન્યાય કહેવાય? કોઈ ભાષામાં અન્ય ગ્રન્થના ઉલ્લેખનો આવો ઉચ્છેદ થતો જાણવામાં નથી.

બીજો પ્રશ્ન એ ઊઠે છે કે 'શાળાપત્ર' ના લેખની ટીકા 'શાળાપત્ર' માં મોકલી હોય ને તેના વ્યવસ્થાપકે ન છાપી હોય તો જ તે બીજા પત્રમાં મોકલવી તેમજ બીજા પત્રકારે પણ ત્યારે જ છાપવી એ સામાન્ય દૃષ્ટિને તો યુક્ત લાગે છે. પરંતુ બને પ્રશ્નનું સમાધાન અમને તો એવું જ લાગે છે કે વિવેકીઓની દૃષ્ટિ પણ વિવિક્ત જ હોય છે.*

કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી.
'શાળાપત્ર' ના વ્યવસ્થાપક.

---

* જે પત્રમાં મૂળ લેખ છપાયો હોય તેમાં જ એની ટીકા પણ છપાવી જોઇએ એવો સામાન્ય નિયમ ઇંગ્લંડના કે અત્રેનાં પત્રોમાં તન્ત્રીઓ કે લેખકો તરફથી સ્વીકારાએલો અમારા જાણવામાં નથી એવો નિયમ વિશેષે કરી આપણાં ન્હાના કદનાં માસિકો માટે ઇષ્ટ પણ લાગતો નથી. એક જ હોડીમાં સઘળો ખળભળાટ મચાવી બીજા બેસારુઓને અડચણ કરવી તે કરતાં જુદી જુદી હોડીમાંથી પરસ્પર સંભાવના કરવી એ જ વધારે ઠીક છે. આજ સુધીમાં સુદર્શન સમાલોચક જ્ઞાનસુધા ગુજરાતી આદિ પ્રતિષ્ઠિત પત્રોમાં રા. ગોવર્ધનરામ વગેરે પ્રતિષ્ઠિત વિદ્વાનોએ ઘણી વાર વાદવિવાદ કર્યા છે, પણ તેઓની સૂક્ષ્મ દૃષ્ટિએ પણ રા. કમળાશંકરભાઇએ જોયો છે તેવો સૂક્ષ્મ વાંધો કદી પણ ચઢયો નથી. છતાં એ સર્વ વિદ્વાનોથી 'વિવિક્ત' રહી રા. કમળાશંકરભાઈનું એમ જ માનવું હોય કે રા. નરસિંહરાવનો પત્ર છાપવામાં અમે અવિવેક જ કર્યો છે, તો અમે એટલું નમ્રતાથી નિવેદન કરીએ છીએ કે અમે અવિવેક કરવાના હેતુથી તેમ કર્યું નથી, અને ભવિષ્યમાં પણ ફરી આવો પ્રસંગ આવતાં તેમનો માનેલો નિયમ અમે ન અનુસરીએ તો તે કોઈ પણ પ્રકારના અવિવેકીપણાથી નહિ પણ તન્ત્રી તરીકેની નીતિ વિષે અમારો એમની સાથે મતભેદ હોવાના કારણથી જ છે એમ સમજવા કૃપા કરવી.

એમના લેખના છેલ્લા વાક્યમાં થએલો કટાક્ષ રા. કમળાશંકરભાઈ જેવા સુજ્ન પાસેથી અણધાર્યો આવે છે.

તન્ત્રી.

# संगीतनी महत्ता अने स्त्रीयोने संगीत शिक्षणनी आवश्यकता.

( અનુસન્ધાન પૃષ્ઠ ૩૮૪ થી. )

જનોઈ, લગ્ન, ખોળાભરણું, વગેરે માંગલિક પ્રસંગે સ્ત્રીયો જે ગીતો ગાય છે અને મંગલ પ્રસંગને મંગલમય બનાવી દે છે તે પણ શું છે? એ પ્રસંગોમાં જેટલી ક્રિયાઓ હોય છે તે દરેક ક્રિયા વખતે બોલવાનાં ગીતો જુદાં જુદાં હોય છે તે જાણવામાં છે જ. માંડવો રોપવો હોય તો પણ સંગીત, ચોરી ઉપર ફેરા ફરવા હોય તો પણ સંગીત, બડવો દોડાવવો હોય તો પણ સંગીત, એમ દરેક ક્રિયા સંગીતથી કરવામાં આવે છે, અને તે પણ સ્ત્રીયોના કોમલ કંઠથી જ એ પણ ખ્યાલમાં રાખવા જેવું છે. વારૂ, માંગલિક પ્રસંગોને માટે જેમ ધવળ મંગળાદિ ગીતોની યોજના કરી છે તેમ વરઘોડા, ગામની બહાર ઉજાણીઓ કરવા જવું હોય તો તે પ્રસંગે, અથવા સહજ કામ પ્રસંગે સ્ત્રી વર્ગ ટોળે મળીને ગામની બહાર જાય કે ગામમાં આવે ત્યારે પણ સ્ત્રીયો ગીતો ગાતાં ગાતાં આવે છે તે તો સૌ કોઇના જાણવામાં છે જ. એ બધા સાર્વજનિક પ્રસંગો છે અને તેવા પ્રસંગે સ્ત્રી જનસમુદાય પરસ્પર ભેગો મળી સંગીત વાણીથી સપ્રેમ હૃદયોથી હળે મળે છે. બીજી રીતે એક એક સ્ત્રીયોના મુખની મધુર વાણી સર્વેના સાંભળવામાં આવી શકે તે સારૂ પણ રાસડા કે ગરબાની ગોઠવણ નવરાત્રિ વગેરે પ્રસંગે કરવામાં આવી છે તે તો બહુ જ ખુબીદાર છે. તેમાં વળી એ સુધારણાને ધાર્મિક રૂપ જેણે આપ્યું હશે તેની તો વિશેષ ખુબી સમજવી જોઇએ. નવરાત્રિના દશ દિવસ સુધી, સર્વે સ્ત્રીયો મળી, પોતપોતાની આવડ અને શક્તિના પ્રમાણમાં પૃથક્ પૃથક્ સંગીતો બોલે છે, અને બીજી બધી સ્ત્રીયો તેના તાળને અનુસરે છે એ દેખાવ કેટલો બધો સાર્વજનિક હર્ષનો થઈ રહે છે?

એક તરફ 'સ્વગૃહ' અને 'સાર્વજનિક' બાબતો એમ બંને તરફ સ્ત્રીસંગીત હર્ષનો વર્ષાદ વર્ષાવે છે તેમ બીજી તરફ એ બંને બાબતોમાં દુઃખદ પ્રસંગોમાં દુઃખનો વર્ષાદ વર્ષાવવામાં સ્ત્રીસંગીત આખર કરી નાખે છે. મરણના આઘાતો જબરદસ્ત છે. એ આઘાતોની અસર જો સજડ રહી જાય તો મનુષ્ય દુનિયાંદારીમાં સીધો દોર થઈ જાય છે, પરંતુ જો એ આઘાત માત્ર સ્મશાન વૈરાગ્ય જ માત્ર ઉપજાવે તો તો તે માત્ર ક્ષણિક છે. મરણ અને તે પણ પોતાના સ્નેહી, કુટુંબીમાંથી કોઈ સ્વજનનુ હોય તો તે પ્રમાણમાં જુદા જુદા બળથી આઘાત થાય છે. એ આઘાતથી મનુષ્ય વિકળ થતાં સ્થૂલ વ્યવહારનું ભાન ભૂલી જાય છે અને આગલા પાછલા સ્નેહ સંબંધના સંસ્કારો મગજમાં તરવરી આવતાં બેબાકળો બની દુઃખદ વાણીથી દીન વદને પોકાર કરે છે. આવો પ્રસંગ પુરૂષ ઉપર આવી પડે તો તે કુદરતી રીતે સહન કરી શકે, પરંતુ જો તે પ્રસંગ સ્ત્રી ઉપર આવી પડે તો તેની શી દશા થશે? એ કોમલ હૃદયના ઉપર પુષ્પ ઉપર જેવો વજ્રાઘાત થાય છે તેવો વજ્રાઘાત નહિ પડે?

સ્ત્રીનો પોતાનો પ્રાણનાથ, તેના જીવનનો આધાર, અરે તેનું સર્વસ્વ, તેના આધારનો આધાર, તેના પ્રેમની જીવનની દોરી રૂપ એવો જે પતિ તે મરણ પામે તો તેની શી સ્થિતિ થતી હશે? સ્ત્રીનો પતિ મરણ પામતાં જેટલું દુઃખ તેને થાય છે તેવું જ દુઃખ પોતાનું પ્રિય બાલક મરણ પામતાં પણ થાય છે. એ સ્ત્રીહૃદયનું આવા ભયંકર પ્રસંગોમાં શું થતું હશે તે તો સ્ત્રીહૃદય જ જાણે! પુરૂષોને તેની વાસ્તવિક કલ્પના થવી કઠણ છે. દુઃખના આવેશમાં સ્ત્રીહૃદય સર્વની મર્યાદા મૂકી, ચોપાટ હુઠવો મૂકી રૂદન કરે છે અને તેના દુઃખમાં સ્વજાતિની–કુટુંબની સ્ત્રીયો જે ભાગ લે છે તેમાંથી રાજીયા, પરજીયા વગેરેની ઉત્પત્તિ કાળે કરીને થતી હશે એમ અનુમાન બંધાય છે. તમે કોઈ સ્ત્રીને મ્હોં વાળતી કદી દીઠી છે? તમે એવો બનાવ જોશો અને મ્હોં વાળનારીના ઉદ્ગારો સાંભળશો તો તમારૂં અંતઃકરણ નક્કી ગળગળું થશે જ. અસ્તુ! પરજીયા અથવા રાજીયા એ દુઃખદ સંગીત છે. તે મનુષ્યના ઉપર અસાધારણ અસર કરે છે. મ્હેં પોતે કેટલાક રાજીયાઓનો અભ્યાસ કર્યો છે, અને સુકંઠવાળી સ્ત્રીયોના મુખથી તે ગીતો સાંભળ્યાં છે. એ બધા પ્રસંગો મ્હને જ્યારે જ્યારે સ્મરણમાં આવે છે ત્યારે ત્યારે મ્હારાથી રોઈ પડાય છે. રાજીયાઓ જુદી જુદી તરેહના હોય છે, અને તે જુદી જુદી રાહ કે રાગોમા ગાવામાં આવે છે. આપણામાં ભાટ, ચારણ લોકોની જે જાત છે તેમની સ્ત્રીયો ઘણી ખરી રાજીયા ગાવામાં પ્રવીણ હોય છે. પરંતુ સાદી ઢબથી રાજીયા તો સર્વ સ્ત્રીયો ગાઈ શકે છે. રાજારાણાનું મરણ થાય છે ત્યારે એ પ્રસંગ ખાસ ધ્યાન ખેંચનારો થઈ પડે છે. એવે પ્રસંગે દૂર દૂરથી એવી સ્ત્રીયોને ખાસ પૈસા આપીને બોલાવવામાં આવે છે. સાધારણ કોઈ જુવાન પુરૂષ મરી જાય તો તેની પાછળ રાજીયો માંડવાને માટે દરેક ગામમાં એકાદ બે ભાટણો હોય છે તેને ગાવા માટે બોલાવે છે. આ બધા વિષયનો અભ્યાસ બહુ ધ્યાન દઈને વિદ્વાનોએ કરવા લાયક છે. આ વિષય ઉપર હજી આપણા વિદ્વાનોએ દૃષ્ટિ નાખી નથી. અત્યારે આ પ્રસંગને આટલેથી જ અટકાવી આગળ વિચાર ચલાવીશું. નખોદ જાય તો તેનો રાજીયો જુદો, જુવાન પુરૂષ મરણ પામે, જુવાન સ્ત્રી મરણ પામે, ધાવણું બાળક મરણ પામે એમ જુદા જુદા પ્રકારના જુદા જુદા ખાસ રાજીયા સ્ત્રીયો ગાય છે. એ રાજીયામાંથી એકાદ બે રાજીયાની કવિતા નમુનાને માટે સહેજ આપીએ છીએ. સ્ત્રીનો પતિ મરણ પામતાં એટલે કે સ્ત્રી વિધવા થતાં વિધવા થનારને માટે નીચલી રાજવી બોલાય છે.

૧.

હાથી છૂટયા તે અન્તેસારમાં હો, ઘોડા છૂટયા રે મેદાનમાં,
માફા છૂટા તે એને બારણે હો, જમડા ઊભા રે દુવારમાં;
ધણીઆણીને છેડા સાહિને વીનવે રે, આજના રૂઠયા તે કયારે આવશો,
ધણીઆણીને છેલ્લા જુહાર રે, હવે નહિ આવું ત્હારા મ્હેલમાં

હાન્ય રાજવી હાયરે હાન્ય ઇત્યાદિ૦

૨.

આજ એની શેરડીએ, સમુદર સાગર ઉલટયો, હા–ય રાજવી૦
આજ એની શેરડીએ, ડાસીકા આવીને ફેરી ફરી ગયા,
પાઘડીના બ્હેરનાર, રાણાજીના બાગમાં તો, ઓસીંગલ રાણાજી રે
ઘેરે નહીં—હાય રાજવી૦

એવા એવા અનેક પ્રકાર છે. જો કોઈ શ્રીમંતને ત્યાં ધાવણું બાળક મરી જાય તો તેને માટે રાજીયો ગાવામાં આવે તો તેના શબ્દો નીચે પ્રમાણે હોય છે.

૩.

લીલી લીની લીંબડીયોના છાંય રે, બીજળી ચંદરમાને ઝડપીયો—
હાય લાડણા હાય રે હાય—
વગેરે—

રાજીયાના શબ્દો, અને તેના સ્વરોથી સાંભળનારનું હૃદય મૂર્છા ખાઈ જાય છે. ને આ બધા પ્રકારથી જેનો પતિ મરણ પામ્યો હોય તે સ્ત્રીને તેની અસર જીંદગી સુધી રહી જાય છે. હવે રાજીયા ગાવા એ સારૂં કે ખોટું એ સવાલ જુદો છે, પરંતુ સંગીતની પ્રબલ સત્તા, તેનો આ પ્રકારે આપણા સંસારમાં સંબંધ અને આપણી સ્ત્રીયોનું થઈ પડેલું સંગીત એ એક ખાસ અંગ, એ બધી બાબતો ખ્યાલમાં લેતાં અને એ બધામાં સુધારો કરવાની જરૂર જણાતાં સ્ત્રીયોને સંગીતનું શિક્ષણ ઉત્તમ રીતે આપવાની કેટલી બધી જરૂર છે. તે આ ઉપરથી ધ્યાનમાં આવી શકશે.

આ સંસાર સુખમય છે કે દુઃખમય છે એ એક મહા પ્રશ્ન છે. જ્ઞાનિઓને માટે તો દુઃખ એ વસ્તુ જ નથી; કેમકે તેમની દૃષ્ટિએ સુખ દુઃખ એ મનની કલ્પના માત્ર છે છે. સંસારમાં સર્વત્ર અનુકૂળતા આવી મળતી હોય ત્યારે મનની જે સ્થિતિ થાય છે તે સુખ, અને પ્રતિકૂળતાઓ આવી મળવાથી મનની જે સ્થિતિ થાય છે તે દુઃખ છે. પરંતુ એ ઉપદેશ ક્યાં સુધી? પોતા ઉપર આવી પડી ન હોય ત્યાં સુધી. ને એકવાર આવી પડી કે, દુઃખના આઘાતો સપ્ત રીતે અનુભવમાં આવે છે ને જ્ઞાન જ્ઞાનને ઠેકાણે રહી જાય છે. દુઃખના ખરા પ્રસંગમાં જ્ઞાની હોય કે અજ્ઞાની હોય, વિદ્વાન હોય કે અવિદ્વાન હોય, સુધરેલો હોય કે અણસુધરેલો હોય એ દરેક જણને દુઃખની પ્રતીતિ થતાં તેનું જ્ઞાન, વિદ્વત્તા, સુધારો વગેરે બધું કશું કામમાં આવી શકતું નથી. એવે વખતે અંતઃકરણનો સાથી કોણ? પુરૂષોનું તો ઠીક છે પરંતુ સ્ત્રીજનની એવા મહાભારત દુઃખને પ્રસંગે શી દશા થવાની? તેને તમે જેટલો વધારે વધારે દિલાસો આપવા જશો, જેમ જેમ વધારે સમજાવશો, જેમ જેમ આસના

વાસના કરશે તેમ તેમ એ કોમલ હૃદય વધારે વધારે દ્રવતું જશે, અધિકાધિક રૂદન કરશે. આગલા પાછલા સંસ્કારો ઉપરા ચાપરીસ્ફૂરી આવી તે વખતે પ્રવેલ વેગથી દુઃખની વરાળનો ઉભરો નીકળી આવશે; પરંતુ એ જ સ્ત્રી-હૃદય સંગીત, સાહિત્ય અને કલાના સંસ્કારથી સંભૂત થયું હશે તો આપત્તિના ખરા સમયમાં સંગીતાદિનો સંભાર જ ખરા આધાર રૂપ થઈ પડશે. પ્રસિદ્ધ નવલકથા '**સરસ્વતીચંદ્ર**'ના વાંચનારને જણાઈ આવશે જ કે, **કુમુદ અને સરસ્વતીચંદ્રના** આપત્તિકાળે, તેમની હૃદયની વાસનાઓનાં સ્વરૂપો પ્રસંગે પ્રસંગે સંગીતનાં ગાન રૂપે કેવી રીતે દેખાવ દેતાં હતાં?

કુમુદ અને સરસ્વતીચન્દ્ર સુંદરગિરિના શિખર ઉપર ભેગાં મળ્યાં તે પહેલાં એ બંને દુઃખી જીવો દુઃખના હડહડતા પ્રસંગે જ્યારે જ્યારે રૂદન કરતાં ત્યારે તેમનું રૂદન સંગીતમય વાણીથી થતું અને હૃદયની સૂક્ષ્મ વાસનાઓનાં ગાન સંગીતદ્વારા પ્રકટ થઈ બહાર આવતાં એ પણ તે નવલકથાના વાંચનાર રસિક વાચકો સારી રીતે જાણે છે જ. મતલબ કે પુરૂષને તેમ વિશેષે કરીને સ્ત્રીયોને તો દુઃખને પ્રસંગે સંગીતથી ઘણો આધાર મળે છે; ને સંસાર દુઃખમય તો છે જ પરંતુ એ દુઃખાર્ણવમા સંગીત એક ઉત્તમ નૌકા રૂપ થઈ પડે છે, ને તેથી કલેપી હૃદય એ નૌકાની સહાયથી પોતાનો બચાવ કરી શકે છે.

સ્ત્રીયોને કુદરતે પ્રજા ઉત્પન્ન કરવાનુ કાર્ય સોંપેલું છે. પ્રજોત્પત્તિમાં સ્ત્રીની શારીરિક શક્તિ કેટલી બધી ક્ષીણ થાય છે તે સર્વ કોઈ જાણે છે. દરેક પ્રજોત્પત્તિ એ સ્ત્રીનો પુનર્જન્મ છે. એ અવધિમાં સ્ત્રીયોના અંતઃકરણ ઉપર એક પ્રકારનો દાબ હોય છે. એવા નાજુક સમયમાં (દોહદ કાળમાં) અનેક અનેક વાસનાઓ સ્ફુરી આવે છે, ને તે સ્થિતિ પ્રસવ થતાં સુધી કાયમ રહે છે. પ્રસવકાળ મહા ભયંકર છે. એમાંથી અનેક સ્ત્રીયો અપમૃત્યુને વશ થાય છે; ને જો કદાચ સ્ત્રી તંદુરસ્ત હોય ને તેમાંથી ફતેહ મેળવે છે તો પણ પાછીથી સુવાવડના અનેક ગુપ્ત વ્યાધિઓ સ્ત્રીના તનમન ઉપર હુમલો કરે છે, ને આખરે હિસ્ટીરિયા કે ક્ષયની ભોગ થઈ પડે છે. આ સ્ત્રીયોની બારીક અણીયોવાળા પ્રસંગની વાત થઈ. બીજી તરફથી વિચાર કરતા ગર્ભમાં જે બાળક હોય છે તેના ઉપર સુસંસ્કારોની છાપ ગર્ભ કાળે પાડવાની કેટલી બધી જરૂર છે, અને તેવા ખાસ પ્રસંગે લીધેલી સાવચેતી તથા સારા ઉપાયોની અસરથી એ બાળકની ભાવી જીંદગી કેટલી બધી સુધરી જાય છે તેનો પણ ખ્યાલ કરવા જેવો છે. આમ બને રીતે વિચાર કરતા આવે અણીને પ્રસંગે સંગીત એટલુ બધુ ફાયદાકારક થઈ પડે છે કે તેના લાભો ગણાવતાં લેખનો વિસ્તાર ઘણો થઈ જાય. હિસ્ટીરીયા જેવા વ્યાધિઓ ઉપર સંગીત જાદુઈ અસર કરે છે. ગાવાથી છાતી, ફેફસાં અને હૃદયના ભાગોને કસરત મળે છે, તે અપૂર્વ સેવા બજાવે છે ને તેથી ક્ષય જેવા પાપી રોગોનો હુમલો કદિ પણ થતો નથી. સગર્ભાવસ્થાના સમયમાં સ્ત્રીના અંતઃકરણ ઉપર જે એક પ્રકારનું સૂક્ષ્મ દબાણ હોય છે તે દબાણ સંગીતથી એકદમ ખસી જાય છે. આ બધું ખ્યાલમાં આણીને ખોળા ભરવા વિગેરે ક્રિયાઓ મહોટા ખર્ચ અને ધામધુમથી સંગીત મિશ્ર કરવાનો રીવાજ આપણા પૂર્વજોએ ચાલૂ કર્યો છે. સગર્ભા સ્ત્રી પોતે સંગીત જાણતી હોય. અને તે કાળમાં રોજ નિયમિત રીતે હારમોનિયમ પિયાનો કે કોઈ વાજીંત્રની સહાયથી એકાદ કલાક સુધી સંગીત

કરે તો તેથી અવર્ણ્ય લાભ તેના તથા ગર્ભના તનમન ઉપર થશે એમ નક્કી જાણવું. ભક્તિ સાહિત્ય, કલા, વગેરે બીજા સારા સારા વિષયો સંગીતના રસમાં અથવા નાદની ધુનમાં સ્ત્રીયોને શીખવવામાં આવે તો તે અમૃત તુલ્ય છે. આવા સગર્ભાવસ્થાને પ્રસંગે સ્ત્રીને પોતાને તથા ખાસ કરીને ગર્ભને સંગીતથી ઉત્તમ પુષ્ટિ મળશે એટલું જ નહિ, પણ તેમના તનમન ઉપર અસાધારણ રીતે ઉત્તમ પરિણામ કરી શકશે. આવાં આવાં અનેક કારણોથી ખાસ કરીને સ્ત્રીયોને સંગીત શીખવવું જોઈએ. સંસાર સ્વર્ગ સમો કરવો હોય તો સાહિત્ય સંગીત અને કલાઓના સંભાર સ્ત્રીયોના હૃદયમાં ભરવા જોઇએ. વગર કેળવાયલી સ્ત્રીયો પરસ્પર મળે હળે છે ત્યારે તેઓ શી શી વાતો કરે છે તે તરફ ધ્યાન આપશો તો એમ જણાશે કે, તેમની વાતો માલ વિનાની હોય છે. અણસુધરેલી બે સ્ત્રીયો જ્યારે જ્યારે ભેગી મળશે ત્યારે ઘરની રસોઈ, પાણી એંઠવાડ, ધોવા વગેરેની વાતો કહાડશે; અથવા તો તેમને શાં શાં ઘરેણાં છે અને શાં શાં નથી એવી એવી વાતો ચલાવશે; અથવા ફલાણીએ તો આજ એમ કર્યું અને તેમ કર્યું વગેરે નકામી વાર્તાઓ ચલાવશે; એ વાર્તાઓ અને મેળાપથી કોઈની નિંદા કરશે અથવા તો એક બીજાનાં ઊણા—ઓઠાની વાતો કહાડી કકાસનાં બીજ રોપાશે. પરતુ એજ સ્ત્રીયો સારૂં ભણીગણી હશે અને તે સાથે થોડું ઘણુ સંગીત જાણતી હશે તો એવી સ્ત્રીયો જ્યારે જ્યારે મળશે ત્યારે ત્યારે કાંતો સારાં ગાનાં ગીતો એક બીજાને સંભળાવશે, પોતાને જે ગીતો ન આવડતા હોય તે બીજા પાસેથી શીખી લેશે; અથવા બીજી સુવાર્તામાં ભળી જશે. પરંતુ એવે પ્રસંગે બીજા વિષયો ઉપર ચિત્ત નહિ જતાં વિશેષે કરીને સંગીતનો જ વાર્તાલાપ વિશેષ થશે. આમ સંગીતથી પરસ્પરનો આનંદ આપતાં શીખશે, સંકુચિત મનોવૃત્તિઓ નીકળી જશે અને પ્રેમ દૃઢ થતો જશે.

પ્રેમનાં મૂળ સંગીતમાં છે એમ સાહિત્યકારો કહેતા આવ્યા છે તે બેશક સત્ય છે. પતિ અને પત્ની બંનેના પ્રેમનો પ્રવાહ સંગીતથી કેવો સબળપણે વહેશે તે વિષે વિશેષ લખવાની જરૂર નથી. પતિને પ્રસન્ન રાખવા માટે, તેના પ્રેમમાં પોતે ભળી જઈ એકરૂપ થવા માટે સંગીત અતિશય મદદરૂપ થઈ પડશે એ વાત સ્ત્રીયોએ કદિ ભૂલવી નહિ. પતિને વશ કરવાને માટે સંગીત એ કેવળ મોહન મંત્ર છે, કેવળ વશીકરણ વિદ્યા છે અને બંનેના હૃદયનું અદ્વૈત કરનાર પરમ સાધન છે. મધુર વચનોથી, માનથી અને હરકોઈ પ્રકારે પતિ વશ ન થાય ત્યારે સંગીતથી તે વશ થવો જ જોઇએ. અનેક વિલાસોને વિલસાવનાર, અનેક ભોગોને પુષ્ટિ આપનાર, અનેક પ્રેમમયી ઉત્તમ વૃત્તિઓને ઉત્તેજીત કરનાર કેવળ સંગીત છે. સંગીત એ સ્ત્રીયોનો આ પ્રકારે ખરો મદદગાર છે. પોતાના પ્રાણનાથ આખો દિવસ પરિશ્રમ કરી થાક્યા પાક્યા ઉદ્યોગ ઉપરથી સાંજે ઘેર આવે ત્યારે તેમના કંટાળેલા, થાકેલા અને તપ્ત મગજને શાંતિ આપવા સતી સ્ત્રીયોએ સંગીતનો ઉપયોગ કરવો જોઇએ, ને તેના શ્રમમાં પોતે સહભાગી થઈ પતિના મનનો થાક સંગીતથી ઉતારવો જોઇએ. એમ હરેક પ્રકારે વિચાર કરતાં સ્ત્રીયોને સંગીતનુ શિક્ષણ આપવું એ અતિ આવશ્યક જણાય છે.

પ્રભુની ભક્તિ કરવા માટે સંગીતનો કેટલો બધો ઉપયોગ છે? ત્યાં પણ સંગીત. અગણિત સેવા બજાવે છે. સંગીતનો એવો પ્રભાવ જોઈ વિચક્ષણ લોકોએ સંગીનદ્વારા ભક્તિ-

રસને પાઈ દેવાય તો તેથી બોધની અસર ચિરકાળ રહેશે એમ જાણી કીર્તન-હરિદાસ કથા વગેરે યોજનાઓ કરેલી છે તે પ્રસિદ્ધ છે જ. અને તે પ્રમાણે ગુજરાતમાં નરસિંહ મેહેતા, મીરાંબાઈ, પ્રેમાનંદ, અખો, દયારામ વગેરે કવિઓ અને ભક્તોએ સંગીતદ્વારા બોધ આપેલો છે જ. એ ભક્તજનોનાં ભજનો સાત દિવસ આપણી સ્ત્રીયો ગાઈ ભક્તિ જગવે છે તે આપણે જોઇએ છીએ જ. આ માર્ગે વિધવા સ્ત્રીઓને દોરવવાથી તેમને સુખનું અને આનંદનું એક ઉત્તમ સાધન મળશે. અને તે પ્રમાણે આપણી વિધવાઓ ફાવતા વખતમાં ભક્તિમય સંગીતો ગાઈ દુઃખના દિવસો પૂરા કરે છે જ. આ વિષયમાં સુધારો થઈ ઘરમાંની સુવાસિની અને વિધવા સ્ત્રીયો સવારે અને સાંજે અથવા રાત્રે સુવા પહેલાં પોતાનાં બાલકોને સાથે લઈ નિત્ય ઇશ્વરભક્તિનાં બે ચાર સારાં સારાં પદ ગાવાનો નિત્ય પાઠ રાખે તો તે પણ ઉત્તમ છે. પરંતુ ત્યાં પણ સ્ત્રીયોમાં સંગીતનું સારૂં જ્ઞાન હોવાની જરૂર છે. એમ અનેક રીતે આપણો સંસાર સુખી અને સંસ્કારી કરવો હોય તો સ્ત્રીયોને સંગીત આવડવું જ જોઇએ એમાં વધારે કહેવાની જરૂર જ નથી જણાતી.

આમ અનેક પ્રકારે વિચાર કરતાં અને હાલ આપણો સંસાર જે પ્રકારે ચાલૂ છે તેનો પ્રવાહ ખ્યાલમાં આણતાં સ્ત્રી અને પુરૂષ એ બંનેને સંગીતનું શિક્ષણ આપવું ઘટે છે. તેમાં પુરૂષોને કેટલું, કેવું અને ક્યારે શિક્ષણ આપવું એ વિષેનો વિચાર કરવાનું અત્રે પ્રયોજન નથી, પરંતુ સ્ત્રીયોને જો સંગીત શીખવવું જોઇએ એમ જો ઉપલા વિચારોથી દરેક વિચારી પુરૂષોને લાગતું હોય તો તેમને કેટલું અને ક્યારે શિક્ષણ આપવું એ વિષેનો વિચાર પણ કરવો જોઇએ. આપણી સ્ત્રીયોને કાંઈ ગવૈયણો બનાવવી નથી, તેમની પાસેથી મીજલસોમાં ગાયન કરાવવું નથી અથવા અંગ્રેજોમાં જેમ બૉલ કે નાચનો રિવાજ છે તેમ જાહેર મેળાવડાઓમાં તેમને નચાવવી નથી, પરંતુ આપણા સંસારવ્યવહારમાં જેટલું સ્ત્રી સંગીત પ્રચલિત છે તેને જ વ્યવસ્થિત કરી, તેટલા સંગીતને સારા રાગતાલમાં સુસ્વરિત કરી તેનું શિક્ષણ કન્યાશાળાઓમાં ધોરણોના અભ્યાસ પ્રમાણે આપવાની ગોઠવણ કરવી જોઇએ. **પહેલેથી ત્રીજા ધોરણ** સુધીની બાળકીઓ માટે ઢીંગલા ઢીંગલીની રમતોવાળાં ગીત, નહાના નહાના ગરબા, થોડાંક ધવળ મંગળ ગીત અને બીજાં તેમને અનુકૂળ હોઈ શકે એવાં નીતિનાં ભક્તિનાં અને ઇશ્વરસ્તુતિનાં પદ એટલું શિક્ષણ આપવું જોઇએ. પછી **ચોથા અને પાંચમા ધોરણમાં** ભણનારી કન્યાઓને માટે સારા સારા ગરબા, રાસડા, લગ્ન, જનોઈ અને બીજા બધા માંગલિક પ્રસંગોએ બોલાતાં ગીતો વ્યવસ્થિત કરી તેને સારા રાગ તાલમાં ગોઠવી શિક્ષણ આપવું જોઇએ; રાસડો કે ગરબો ઝીલતાં આવડે અને તાળીઓ તથા પગ બરાબર તાલમાં વ્યવસ્થિત રીતે પાડી શકે એટલું જ નહિ પણ તેની અનેક તર્હાઓ આવડે એટલું શીખવવું જોઇએ. તે સાથે સ્વરોનું, તાલનું અને નોટેશન (સંગીતલેખનપદ્ધતિ) નું થોડું જ્ઞાન આપવું જોઇએ. **છઠ્ઠા અને સાતમા ધોરણમાં** શીખનારી ઉપલા કન્યાઓને માટે માટે પ્રાચીન કવિઓનાં સારાં સારાં પદો હાલનાં નાટકોમાંથી ચુંટી કહાડેલાં નીતિનાં ગાયનો, કઠિન કઠિન ગરબા, માંગલિક પ્રસંગો અને વિશેષક્રિયાઓને પ્રસંગે વપરાતાં સંગીતો તેમજ લાવણીઓ, ગજલો તથા બીજાં ઘરખુણીયાં ગીતો સારા રાગતાલથી શીખવવાં જોઇએ. તે ઉપરાંત સ્વર તાલનું ઊંચું જ્ઞાન; તથા સારંગ, બીભાસ, માલકોસ, ભૈરવ, ભૈરવી, કાલગડો,

કાફી, પીલુ, વગેરે જે રાગો સાધારણ રીતે કાનથી સારી રીતે ઓળખી શકાય છે એવા ૧૫-૨૦ રાગોનું જ્ઞાન, તે દરેક રાગની બે બે ત્રણ ત્રણ ચીજો તાલ, સ્વર, નોટેશન સાથે શીખવવી જોઈએ. આમ ત્રણ ટપ્પે સંગીતનું શિક્ષણ હાલ તુર્તને પ્રસંગે કન્યાશાળાઓમાં આપવામાં આવે તો તેથી આપણી બાળાઓ સંગીતની સુસંસ્કારી થશે.

એટલું શિક્ષણ જો કન્યાશાળાઓમાં આપવામાં આવે તો પછી સ્ત્રીયોની ટ્રેનિંગ કૉલેજોમાં કેટલું શિક્ષણ આપવું જોઈએ તે વિષે પણ જણાવવું યોગ્ય છે. તેમાં પ્રથમ તો ઉપર બતાવેલું શિક્ષણ આપવા માટે સંગીત જેટલા જ્ઞાનની જરૂર છે તેટલું શિક્ષણ તો સંગીનપણે મળવું જ જોઈએ. કેમકે આવી કૉલેજોમાંથી પાસ થએલી સ્ત્રીયો જ કન્યાશાળાઓમાં મેહેતીજીઓ થવાની હોય છે. જેથી ઉપર બતાવેલા સંગીતના જ્ઞાન ઉપરાંત સંગીતશાસ્ત્રનું થોડુંક શાસ્ત્રીય જ્ઞાન અને પ્રસિદ્ધ રાગોનું થોડુંક આલાપી જ્ઞાન તથા થોડા ઘણા અપ્રસિદ્ધ રાગોનું ઓળખાણ એટલુ જ્ઞાન ટ્રેનિંગ કૉલેજના ૩ વર્ષના અભ્યાસ ક્રમમાં થવું જ જોઈએ. આટલું જ્ઞાન મેળવી, કૉલેજના ત્રણે વર્ષ પસાર કરનારી સ્ત્રીના અંગમાં એટલી પ્રવીણતા આવવી જોઈએ કે, હારમોનિયમ, સિતાર, દિલરૂબા એ ત્રણમાંથી એકાદ વાદ્ય "સારૂં" આવડવું જોઈએ; તે 'સારૂં" એટલે અંશે કે, પોતે મેહેતીજી થઈ જ્યારે કન્યાશાળામાં શિક્ષકની જગાનુ કામ કરશે ત્યારે, કન્યાશાળાનો સંગીતનો મુકરર કરેલો અભ્યાસ વાદ્યમાં સારી રીતે વગાડતાં આવડી શકે. આટલું શિક્ષણ ઓછુ નથી. એટલુ પણ વધારે છે. કેમકે આટલું શિક્ષણ આપવુ હોય તો તે શીખવનાર શિક્ષકો સારા સંગીતશાસ્ત્રીઓ હોય તો જ બની શકે તેમ છે. વડોદરાની કન્યાગાયનશાળાઓનો અભ્યાસ ક્રમ તદ્દન નકામો છે. એથી સંગીતનું કશું પણ જ્ઞાન થતું નથી એટલું જ નહિ પણ ત્યાં જે શીખવવામાં આવે છે તેનો વ્યવહારમાં કશો ઉપયોગ થતો નથી. સંગીતના જ્ઞાતાઓનો ગુજરાતમાં અતિ અભાવ છે, વિદ્વાન વર્ગમાં સંગીતના જ્ઞાનની ઘણી ઓછપ છે, એ વગેરે કારણોથી એ તરફ કોઈનું લક્ષ પહોંચતુ નથી!!

કન્યાશાળાઓમાં અને ફીમેલ ટ્રેનિંગ કૉલેજોમાં આ પ્રમાણે પદ્ધતિપુરઃસર શિક્ષણ અપાય અને સંગીતનો આનંદ સર્વે કુટુંબોથી લઈ શકાય એ કલ્પના હાલ તો ગંધર્વનગરવત્ છે. કેમકે શિક્ષણ આપવાનું કામ હાલ પરદેશી રાજ્યકર્તાઓ ચલાવે છે. તે કામ આપણા હાથમાં હોત તો આપણે ગમે તેમ કરી મન ધાર્યું શિક્ષણ આપી શકત. પરંતુ, એવી અનુકૂળતા નથી ત્યારે કન્યાશાળાઓમાં ઉપરના ધોરણ પ્રમાણે સંગીતશિક્ષણ આપવાની વાત બાજુ ઉપર મુકવી પડે છે. તો પણ અમુક તરેહનું આવું આવું શિક્ષણ હોવું જોઈએ એવી કલ્પના સૂચવાય તો કોઈક દેશહિતેચ્છુના ખ્યાલમાં એ કલ્પના આવતાં ભવિષ્યમાં કોઈના પણ પ્રયાસથી એ પદ્ધતિ અમલમાં આવે એવી આશા રાખી શકાશે.

ઉપર બતાવેલા સંગીતના અભ્યાસ ઉપરાંત જેને સંગીતવિદ્યા અને કળાનો બહુ જ ઊંચો અભ્યાસ કરવો હોય એવી સ્ત્રીયોને માટે "**સ્ત્રી સંગીત-શિક્ષણશાળા**" ખાસ

દેનાર, અખંડ શાંતિ અને આનંદમય જીવનનો અનુભવ આપી તન મનનો ભાર હલકો કરી નાખનાર એવું જે **સંગીત** તે શું ત્હમારી સ્ત્રીઓને ત્હમે નહિ શીખવો ? તેમના હાથમાં સંગીત રૂપી એક અનુપમ રમણીય હીરો આપીને, તેના તેજસ્વી કિરણો તેમના અંતઃકરણોમાં પાડીને સ્ત્રીયોના હૃદય પ્રકાશિત નહિ કરો ? અવસ્ય કરશો જ એટલું પુનઃ પુનઃ સૂચવી આ વિસ્તાર પામેલો સ્ત્રીયોના હિતનો લેખ સમાપ્ત કરૂં છું, અને સુખી મનુષ્યોના સુખના ભંડાર રૂપ, દુઃખિજનોના પરમ વિનોદ રૂપ, સાંભળતા માત્ર જ હૃદયને હરણ કરનાર, મન્મથના અગ્ર દૂતરૂપ, અતિશય મધુર, સુરમ્ય અને કામિનીઓના વલ્લભરૂપ એવો જે **નાદ** કે જે પૂર્ણ આનંદસ્વરૂપ, અનંત અને ઈશ્વર રૂપ છે તેનો સર્વત્ર જયજયકાર હો એમ કહી વિરામ પામું છું.

सुखिनि सुखनिधानं दुःखितानां विनोदः ।
श्रवणहृदयहारी मन्मथस्याग्रदूतः ॥
अतिमधुर सुरम्यो वल्लभः कामिनीनां ।
जयति जयति नादः पंचमश्चोपवेदः *॥

| | |
|---|---|
| મુ. મહુધા. | ( લી. નાદબ્રહ્મનો ઉપાસક ) |
| ( નડીયાદ તાલુકે ) | **ગણપતરાવ ગોપાળરાવ બર્વે.** |
| તા. ૨૪-૪-૦૭ | ( સંગીતશાસ્ત્રી ) |

---

* પ્રાચીન ઉપરથી—થોડા ફેરફાર સાથે

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् । उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् ।
भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् । उपनिषद्.

વર્ષ ૭, અંક ૧૦. [ માસિક. ] કાર્તિક, સંવત્ ૧૯૬૫.

[ નીચેના ઉતારા ઈ. સ. ૧૮૫૮-૫૯ ના બુદ્ધિવર્ધક ગ્રન્થમાંથી અત્રે આપ્યા છે-એવા ઉદ્દેશથી કે નવા શહેનશાહી જાહેર નામાને પ્રસંગે હાલના અને પચાસ વર્ષ ઉપરના રાજા પ્રજાના સંબન્ધો સરખાવવામાં એ ઉપયોગી થાય. ભૂતકાળનું સ્મરણ અત્યારે રાજા-પ્રજા ઉભયને શ્રેયસ્કર છે: આ દેશની પ્રજા વસ્તુતઃ કેવી ગુણગ્રા છે એ રાજ્યાધિકારીઓએ સમજવાનું છે; અને હાલનું રાજ્ય દેશની કેવી સ્થિતિ ફેરવીને દાખલ થયું છે એનું ભાન પ્રજાએ રાખવાનું છે. પરસ્પર આટલું કર્તવ્ય સમજીને રાજા પ્રજાનો વ્યવહાર ચાલે, તો વર્તમાન રાજકીય વાતાવરણમાં થતા કાટકા અને ગર્જનાઓ સહજ શાન્ત થઈ જાય. ]

તન્ત્રી.

---

## *દેશમેં આનંદ ભયો, જે જે વિકટોરિયા.

તા૦ ૧ નવંબર સન ૧૮૫૮.

### દોહોરા.

ધન્ય જન્મ વિકટોરિયા, ધન્ય ઘડિ પળ વાર.
અન્ય અઢાર ઉગણીસ મે, તારિખ વિસ ને ચાર. ૧

ધન્ય રાણિ પદ પામિ સન, મુનિ વિક્રમ વસુ ચંદ;
ધન્ય જૂનની વીસમી, બેઠી આસન ઈંદ. ૨
ધન્ય મૂહૂર્ત તે લાભનૂં, રાજ્યપદાભીષેક;
ધન્ય વસુ બળિ વસુ ભુમિ, જૂન આઠ વિસ નેક. ૩
ધન્ય ધન્ય વિકટોરિયા, ધન્ય રાજ દિન આજ;
જય જય દેશ સુધારમાં, માંગલીક શુભ કાજ. ૪

---

* બુદ્ધિવર્ધક ગ્રંથ પુસ્તક ૩ નવેમ્બર ૧૮૫૮ અંક ૧૧ પૃષ્ઠ ૩૩૯ થી ૩૪૧.

રાંણી ગુણ બહુ વરણતાં, કવિતા હારી જાય;
માન ઉપમાન મળે નહિં, તે તે તેજ ભણાય. ૫
એમ આટપી નાંખતાં, સંતોખે નહિં મંન;
ઉલટ ઉલટ રસ તો વધ્યો, ઝરણુ ઝિલો સજ્જન. ૬
આજ કાલ પૃથ્વી વિષે, ઇંગ્લીશનૂં રાજ;
વિજય વિજય સહુ દેશમાં, નહિ નબળાનૂં કાજ. ૭
શરદ કમળ જમ શોભતું, સ્વચ્છ નીર સહસાજ;
સુધરેલા સહુ રાજ્યમાં, ઇંગ્લીશનૂં રાજ. ૮
કમળ ગર્ભ સમ રાંણિ છે, જગમાં બહુ વિખ્યાત;
પર દુઃખ ભંજન બુદ્ધિ તે, કરે સૂખ દિન રાત. ૯
દિગવિજયી વિકટોરિયા, તે સમ નહિં કોઈ આજ;
સુખ સંપત વરસાવતી, જગત ઇંદ્રની લાજ. ૧૦
રાજ કાજ વેહવારમાં, નિપુણ દાહિ શુભ વેશ;
સંપથકી તે ફેરવે, આણ રૂડિ બહુ દેશ. ૧૧
બાળપણે વિદ્યા ભણી, સબળ અબળના ધર્મ;
રાજપાટને યોગ્ય તે, સમજે સઘળા મર્મ. ૧૨
પંચતંત્ર નીતી ભણી, ક્ષમા શૌર્ય ઔદાર્ય;
આર્ય કૂળમાં જન્મ પણ, ભણી ગૂણ આચાર્ય. ૧૩
કરે કષ્ટ દેહે ઘણું, વેઠે તડકો ત્હાડ;
સૈન્ય વાધના નાદથી, ધૂજાવે નહિં હાડ. ૧૪
વચન પ્રમાણે ચાલતી, પાપ થકી પસ્તાય;
પ્રજા મિત્ર કુટુંબને, યોગ્ય માન બહુ થાય. ૧૫
અગુણિ ગુણિ રિપુ સ્નેહિને, કરિ પારખ લે પાર;
કદર ગુણીની જાણતી, ફરજ બજાવે સાર. ૧૬
વિદ્યા હુંન્નર કામને, સત્ય વાત અનુકૂળ;
હક સહુનો સંભાળતી, દીપાવે તે કૂળ. ૧૭
વળિ ઘરમાં રૂડી ઘણી, સંપ બહૂ ઘરવેર;
ઘરવહુ પ્રીતિ ધર્મને, સમજી ધરે ન વેર. ૧૮
સંતતિ સારી રાખતી, સંપ મચાવે ઘેર;
કુળધર્મ આંચરને, શીખવતી બહુ પેર. ૧૯
અબળા બળ નહિ ઓછુ કંઈ, કરે સબળ નિર્બળ;
અમળા કમળા કળ બહૂ, વિચારમાં અવિચળ. ૨૦
ધન્ય દેશ ને ધન્ય લોક, ધન્ય રાણિની દેહ;
ધન્ય રાણિના ગૂણને, અચળ રાજ શુભ રેહ. ૨૧

સોરઠા.

પ્રભુ દયાથી આજ, અવસર રૂડો આવિયો;
ઓચ્છવ ઘેરે ઘેર, થયું રાજ શુભ રાણિનૂં. ૨૨

હોય હરીની મેહર, થાય લીલા લેહર સહુ;
થાય રાણીથી બહુ, લાભ લક્ષ આ દેશિને. ૨૩

સર્વ ગૂણ સંપન્ન, પ્રજા પાળતી પ્રીતથી;
પાડે પૂરી આસ, રાણી તે વિકટોરિયા. ૨૪

માલિની છંદ.

બહુ બહુ ઉપમાથી શોભતી રૂડિ રાણી,
હણિ દળદર જોસે દીલથી પ્રેમ આણી;
વળિ ઘટિત ઉપાયે દેશ સુધારવાની,
તજવિજ કરશે તે બોલજો શુભવાણી. ૨૫

જય જય જય થાઓ રાણિ તારા રૂડાઓ,
ભય ભય ભય જાઓ હિંદુના નાસતા ઓ;
ડમ ડમ ડમ વાગો રાણિ ડંકા સવારા,
ઝટ ઝટ ઝટ જાગો દેશના ઓ સુધાર. ૨૬

---

બુદ્ધિવર્ધક સર્વને, વિનતિ કરે આહાર;
રાણી વિકટોરિયા તણો, બોલો જે જે કાર. ૨૭

ઇશ્વર રાણીનું રક્ષણ કરો.

---

## *આ દેશમાં શાંતિ થયાની જાહેર ઇશ્વર પ્રાર્થના.

સન ૧૮૫૭ ના મે મહીનામાં જે મોહોટો રેળ આ દેશમાં ઉઠયો હતો તે હવે શમ્યો. એ સારૂ આપણે ઇશ્વરનો જેટલો પાડ માનીએ તેટલો ઓછો છે, કારણ કે આખરે એમાં રૈયતની ખરાબી નીપજી અને વધારે નીપજત. પણ ઇશ્વરે આ દેશ સામુ જોયું અને આપણને સાનકુળ થઇને આખરે નિરાંત આણી. એ માટે હિંદુસ્થાનના ગવરનર જનરલ ક્રિશ્નન રયતને કરી હતી કે જ્યુનની ૨૮ મી તારીખ ને રવિવારે તમારે ઇશ્વરની ભક્તિ આચા કરવી. એ ઉપરથી આપણા સુજ્ઞ દેશીઓ પણ તે કામમાં આગળ પડયા હતા અને ઉપર કહેલે દિવસે અહીં મમ્બાદેવીમાં, ઠાકોર દ્વારમાં અને દાકટર ભાઉને ઘેર ઇશ્વરપ્રાર્થના કરવામાં આવી હતી. દાકતર ભાઉદાજીને ત્યાંહાં સુધરેલી રીતિ પ્રમાણે કરવામાં આવી હતી તે

* બુદ્ધિવર્ધક ગ્રંથ પુસ્તક ૪ જુલાઈ મને ૧૮૫૮ અંક ૭ પૃષ્ટ ૨૧૨ થી ૨૧૮.

જોઇને સુધારાના હોંસીલા લોકો ઘણા પ્રસન્ન થયા હતા. પ્રાર્થના માત્ર ગુજરાતીમાં જ નોહોતી થઈ પણ મરેઠી તથા સંસ્કૃતમાં. મરેઠી બીકોબાએ રચી હતી અને સંસ્કૃતમાં એક દ્રાવીડ કવિએ બનાવી હતી. આ ઠેકાણે હમે માત્ર ગુજરાતી પ્રાર્થના મુકીએ છીએ.

---

## ઇશ્વર સ્તવન.×

### સોરઠા છંદ.

જય જય જય જગદીશ, વીશ વશા સંપૂર્ણ અહ;
બહુજ પડાવી ચીસ, રીશ તજાવી દુષ્ટની. ૧

જગત નાથ હરિ રામ, નામ સાચૂ તાહરૂં;
જપિયે આઠે જામ, કામ કરિયે પાર સહુ. ૨
નિષ્કલંક સજી ભક્તિ, ગાઈ તે સાંભળી;
કીધા તેં પ્રભુ મુક્ત, બંદખોરના ત્રાસથી. ૩

---

### પદ.

રે જગદેવા, સાહમૂં જોવું. ટેક.
કાજ કરંતો સમરથ વાલી, તુજ સમોવડ નોતો. રે જગ૦ ૧
છવ્યાની આશા મેહલી સહૂયે, કાળતે તાકી જોતો. રે જગ૦ ૨
બાવરાં બનીને ભટકી કેહતા, ઉપાયો કોઇ ગોતો. રે જગ૦ ૩
ગોતતાં ગોત્યૂ ભજનજ જેણે, કાળને કાહાડયો રોતો. રે જગ૦ ૪

---

### લલિત છંદ.

અસુર ત્રાસથી, તૂં મુકાવવા, વિનતિ સાંભલી રંક પાળવા;
જલદી આસરો, રાણિને દિધો, પછિ સુરૈયતે સંપને પિધો. ૧
સકળ કામમાં, ચિત્ત નોહતૂં, રૂધિર શોકતું તો બળી જતૂં;
કલકલાણુ તો, ખૂબ રે થતૂં; ભિતરમાં નહીં બાર દોડતૂં, ૨
ગરિબ સામુ રે જોયું દેવ તેં, મરણથી સહૂ મૂકવ્યાજ તેં;
વણિજ મોંઘવારી હતી અરે, પ્રિયિ સોંઘવારી કરી ખરે. ૩
સરવ કાર્યે જે સુધરાઈનૂં, શિર થયૂં ખરૂં રૂડિ રીતનૂં;
સકાળ વિઘ્ન જે દેશને નડે, હણિ કરી કિધું કોઈ ના લડે. ૪
બહુ બની હતી બાવરી વળી, રૈયત બાપડી સદ્દગુણી ભલી;
(તો પણ) શરિર સાજાતા આપિકોઇયે, ધનતણી ઘણી જેનિ જોઇયે. ૫

---

× રચનાર ભાઈ નર્મદાશંકર લાલશંકર.

વિનતિ તાહરી જે હમે કિધી, બહુ અનાથની ઝીલિ તેં લિધી;
અહરનીશ રે માગતા વર, તરત આપતો તેં કરયો કર. ૬

જય કરયો રૂડો ઈંગ્લિશો તણો, નહિં વળાયરે પાડ તે ઘણો;
ગજવિ હાક તેં રાણિની ખરી, પરિથિ ચો દિશે ધન્ય રે હરી. ૭

## ગીતિ છંદ.

હે પ્રભુ શું ગુણ ગાવા, ઉદાર મનથી ઘણી ગરજ સારી;
રાણીનો જય કીધો, ચોળી નાંખી સહજ અરિ કસારી. ૧

દીન હીન પ્રતિપાળુ, સ્થિરતા સઘળે ફરી થકિ પસારી;
બળતામાં તેં પાઈ. હમને શીતળ સુધા ગળી સારી. ૨

બંડખોર મદમાતા, તાતા જેના સ્વભાવ તો ભારી;
મારિ કરયા ચકચુરા, હમે અનાથો થયા જ આભારી. ૩

માન્ય વિનંતિ કરી તે, ભૂલ્યો નહિં પણુ તુ ગખિ સંભારી;
ઠોકયા કટાક્ષ લઈ, લઠ્ઠા જઠ્ઠા હતા બહુ સંભારી. ૪

થઈ પ્રભુ પ્રસાદ શકતી, રાણીદળબળતણી સુસહચારી,
થકવિ હરાવિ નસાડી, બંડખોરને છુદયા દુરાચારી. ૫

લુણ હરામી બંડો, કીધાથી જે થયા ખરે ખર તે;
સંહાર્યા હરિ દુષ્ટો, કીધી હમપર દયા ખરેખર તેં. ૬

રાણી વિજયી કીધી, સુખસાતા વળિ પ્રજા સરવ જનમાં;
પાડ ન કાં તોલીયે, ભજનમનના ગજાસર વજનમાં. ૭

## ભુજંગી છંદ.

હરે હે હરે હે હરે હે હરે હેં, સહૂ લોક કેતા અનાથો ખરે રે;
પ્રભૂ કેમ થાશે હવે રે અરે રે, હમે શર્ણ છૈયે તુને રે હરે રે. ૧

સુણી પ્રાર્થનાં દાઝ તે જાણિને રે, ઝિતાડી દયાળુ રૂડી રાણિને રે;
કિધાં કાજ તેની સ્તુતિ ગાઈએ રે, પ્રભૂ ઉપકારો ઘણા માનિયે રે. ૨

હિરણ્યાક્ષ શંખાસુરો કંસ માર્યા, હરામી મધુકૈટભોને પછાડયાં;
વળી ચંદમુંડો અને કુભકર્ણુ, શિશુપાળ ચાણુર જે નીચ વર્ણુ. ૩

બહૂ ભક્ત અક્રૂર ને અંબરીષ, ગયો રે તું પ્રલ્હાદ વ્હારેજ ઇશ;
સુદામા અને દ્રૌપદી સામું જોયૂ, પછી દુષ્ટ દુર્યોધને પોત ખોયૂં. ૪

કરે ભક્તના કાર્ય તૂં ઉલટેરે, કૃપાસિંધુ લેશ નહી તૂં લટેરે;
વિના તૂં નહી શત્રુ સંખ્યા ઘટેરે, વિના તૂં નહી દીન દુઃખો મટેરે, ૫.

## દોહોરા છંદ.

જય જય જય પરબ્રહ્મ ઓ, જગના રે વિશ્રામ;
સર્વ સમર્થ સર્વજ્ઞ છે, ભય ભંજન તુજ નામ. ૧

હવે એટલું માગિયે, ખરા ભાવથી જાણ;
નિર્વિઘ્ન રાણી કરે, રાજ રૂડું નિર્વાણ. ૨

યશની આણ ફરે ઘણી, જ્યારે રૈયત રાજી;
તેવી અક્ષય કીર્તિ સહુ, રહે સર્વથા ગાજી. ૩

દેશતણી સંપત વધે, વધે પ્રજામાં નૂર;
ધમ ધમ ઉદ્યમ તો કરે, કરે કર્મ સહુ શૂર. ૪

વિદ્યા હુન્નર તો વધે, વધે નીતિનાં જ્ઞાન;
સતસુખશોધી સહુ કરે, કરે બ્રહ્મનાં ગાન. ૫

## ગીતિ છંદ.

આહા વિશ્વજનક હરિ, અરિને મારયા કરયા જ સરતા તે;
જોવે અનાથ આંખે, કાંકે પણ ના કરી કસર તાતે. ૧

તારું કામજ એ જે, દુષ્ટ મારવા ઉગારવા રંક;
વકાયા વણ કાંઈ, વ્હારે આવ્યો પ્રભૂ તું નિઃશંક. ૨

તત્પર પ્રભૂ નિરંતર, દીન આજવો કરયા અહહ મન્ય,
જ્યારે જાતે આવ્યો, લાભો થાશે હવે અસામાન્ય. ૩

ગજબ થયો જે મોટો, જાનમાલનો ઘણો ઘણો નાશ;
વધતો જાતજ તે રે, અટકાવ્યો તેં ખરેજ અવિનાશ. ૪

રંકભણી તેં જોયું, અનાથજનની લિધી સુસંભાળ;
એ મોટો ઉપકાર, હણ્યો હરીયે ભુંડોજ દુષ્કાળ. ૫

થાતી દેશ ખરાબી, તેથી તેં હરિ ઉગારિ રે લીધા;
ઈંગ્લિશ જય હોવાથી, સ્થિરતાના દિજળ હમે રૂડાં પીધાં. ૬

ખડ દગા છળ દાખી, સંકટકટકને કરવુ સકળ ચૂર;
સુધારાને નડતાં, વિઘ્નો સઘળાં કરયાં વળી દૂર. ૭

એ સઘળાંને સાર, તારો મોટો હમપર ઉપકાર;
વિનતિ હવે છે એ કે, દેશ બઢતિ તે કરવિ જરૂર ધાર. ૮

### ચામર વૃત્ત.



મર્વની વિનંતિ દીન સુણુ ભક્ત વત્સલ,
ભૂલિ રે ગયાજ વાટ દેખતા નથી ફલ,
કામ માથિ લાવિ વેળ સામું જો પ્રભૂ પળ,
દેશમાહિ ફેરવાવ રે સુસંપની હળ
બુદ્ધિ દે તુ રાણિને દયાથી રાજ જે કરે,
જેથિ રૈયતો સહુ સુરાજભક્તિ આદરે;
એકમેકની વધેજ પ્રીતિ તે પરસ્પરે,
ઉદ્યમો વધે અને સ્વદેશકોશને ભરે. ૨

હુનરો હજારના સુચાલ દેશિયો જમે,
દુર્ગુણી કુચાલમાહિ લેશ કોઈ ના ભમે.
સિદ્ધ ને રસાયની પદાર્થ અર્થમા વિષે,
કાવ્યશાસ્ત્રના રસો ઘણીજ હામથી પિયે. ૩

નીતિ ને સ્વધર્મ પક્ષ રોજ રાખિ તે રહે,
પાસ નિર્મથાં અનેક સૂખ સાધનો રહે,
બ્રહ્મ તુજ પાસ એટલોજ માગિયે વર,
આપ તે પ્રસન્નતાથિ ઝાલિ દીનના કર. ૪

### દોહોરા છંદ.

રે બ્રહ્મ જગનાથ તૂં, રિદ્ધિસિદ્ધિના સ્વામી,
દીન ઉપર કરતો દયા, સવળે અંતરજામિ ૧
કીધેલા ઉપકાર તેં, કયમ ભુલિયે જગ બાપ,
પાપ તણી માફી કરી, મનવાંછિત વર આપ ૨
રાણી રાજ્ય કરો બહુ, પસરો અક્ષય કીર્તિ,
રાયરંકની નિત વધો, સુખદ પરસ્પર પ્રીતિ. ૩
દ્વિવેદિ નર્મદસંકરે, કિધુ સ્તવન આકાર,
શ્રોતા મનુજન બ્રહ્મનો, બોલો જયજયકાર. ૪

---

## પ્રાર્થના.*

### દોહરા.

જય જગપાળ કૃપાળ તેં, કરિ કરૂણા આ કાળ.
વિષમ બંડ વિકરાળની, ઝડપિ ઝડપથી ઝાળ. ૧
બહુ જે બળવાખોર ખળ, દુષ્ટ નિર્દય લોક.
પુરા પ્રજાને પીડતા, હામ હામ થૈ પોક. ૨

## હરિગીત છંદ.

થૈ થોક નિર્દય લોક જનને શોક દૈ સંતાપતા,
લૈ લૂટિ ઝૂટી મારી ફૂટી અધિક સંકટ આપતા;
પણ વિકટ સંકટ ઝપટ ઝટપટ કાપ્યું તેં કરૂણા કરી,
જય જય જગત પ્રીતિપાળ દીન:દયાળ દુ:ખ હર હે હરી. ૩
વિસ્તાર વિદ્યાનો થયો જે હાલ હિંદુસ્તાનમાં,
સર્વે ડુબાવા ધાર્યું શંખાસુર સરખે ધ્યાનમાં;
પણ સ્નેહ સહિત સહાયતા તેં ખુબ કીધિ ખરેખરી.જય જય૦ ૪
મળિ થોક લોક યુરોપનેં કાઢ્યુ સુધા સાગર મથી,
નાદાન નર તે પાન કરવા લડ્યા જે લાયક નથી;
જો કરત પાન નિદાન શહુ સમાન ચાલત આચરી. જયજય૦ ૫
વળી કેક જેમ હિરણ્યકશ્યપુ પૃથ્વિ તાક્યા પાપિયો,
તેનેં પ્રભૂ તેં માર દૈ આધાર અમનેઃ આપિયો,
ઉપકાર એજ અપાર તુજ ગણિયે અમે શૂં ઉચરી. જયજય૦ ૬
હરિનો ન હૈડે ડર ધરચો હિરણ્યાક્ષ જેવે હાલમાં,
હરિ ભકત જેવા જન ભલાને કષ્ટ કરયું કળિ કાળમાં,
નરસિંહ રુપ કરયા અનંત અજા સ્વરૂપ કરયા અરી. જયજય૦ ૭
ગજેંદ્રનુ પદ પામવા ઈચ્છા ધરી અભિમાનિયે,
પહોંચાડિયા પાતાળમા તેં ચાપિ પગની પાનિયે;
લૈ કૈંક હાથ હજાર બળ અન્યાય એકા આદરી. જયજય૦ ૮
સતિઓની લજા લોપી એ તો અસુર રાવણ અંશના,
બહુ કીધી હત્યા બાળની ખળ કંસના એ વશના,
ઉતપાત દેખિ અઘાત એ તે તાત લાત રૂદે ધરી. જયજય૦ ૯
ખુબ ખાન પાનનુ દાન લૈ દેતાં દગો ન ધરી દયા,
બળ પામી લુણ હરામી બાણાસુર ભસ્માગદ થયા,
દુ:ખ દેત દુનિયાને અધિક તે દૈત્ય દિલમાં નહિ ડરી. જયજય૦ ૧૦

### દોહરા.

અવસરસર સર્વ એ, કાપ્યો જેમ કલેશ,
એમજ સંકટ અમતણાં હરિવર હરો હમેશ. ૧૫
દેશ સુધારાનાં સદા, કરો હજારો કાજ,
અમ ઉપર અવિચળ રહો, મહારાણીનું રાજ. ૧૬
ત્રવાડિ દલપતરામ એ, સજિ સ્તુતી નમિ શીશ,
શ્રોતા સર્જ્જન સહુ કહો, જયજય શ્રી જગદીશ. ૧

---

* રચનાર ત્રવાડી દલપતરામ ડાહ્યાભાઈ.

# એક દિવ્ય દેશ.

એક દિવસ સાયંકાળને સમયે આ રજોગુણપ્રધાન વ્યાપાર–કળા–કુશળતામય–વાણિજ્ય–ગુણાનકૃત તજ્જન્ય–સ્વાર્થ–પરાયણતામા જ લુબ્ધ નાગરિકોથી ઉભરાતા નગરથી કંટાળી, ઇશ્વિરે સ્વાભાવિક પ્રસગવેલી અરણ્યની સુખમય શાન્તિ મેળવવા અર્થે નગર બહાર જવા મ્હારા મને શરીરને પ્રેર્યુ રસ્તામા અનેક ચિત્ર વિચિત્ર ચિત્રોના દર્શન થવા માડ્યા. ક્યાક આનદ છવાઈ રહ્યો હતો, ક્યાક જીવાત્માઓ શોકના સાગરમા ઉચે નીચે ડુબકા માર્યા કરતા હતા, ક્યાક પ્રેમમય સ્ફુરણાથી ઉદ્દભવતા સુખપ્રદ પ્રસગો આનદ આપતા જણાતા હતા અને ક્યાક દ્વેષના વિષમય ઝરણો વહેવાથી વિવિધ દુ ખોત્પાદક સ્થિતિઓના દર્શન થતા હતા, આવા સસારાબ્ધિના વિચિત્ર ચિત્રો વિલોકતો વિનોદતો અને તે અદશ્ય થતા તેમ નાથી ઉદ્દભવતા વિચારોથી હૃદયમા આવેગ, આવેશ, દયા, ક્રોધ આદિ વિકારો અનુભવતો હુ નગર બહાર એકાત નિર્જન પ્રદેશમા પહોચ્યો

હુ ત્યા પહોચ્યો ત્યારે સૂર્ય ભગવાન ક્રોધથી રક્તવર્ણ ધારણ કરતા હતા અટનથી શરીરમા શૈથિલ્ય આવવાથી તથા તેનો ભાર વહેવાથી વિકલતા પામેલા ચ ણ આ સ્થલ શરીરને અગાડી વહી ન શકવાથી તે એક ઉચ્ચ ભૂમિના સ્થાન ઉપર બેઠ આ સ્થળ આહ્લાદક હતુ નીચે સરિતા ખળખળ વહ્યા કરતી હતી શહેરથી દૂર હોવાથી તથા ભૂમિ રેતાળ હોવાથી જળ નિર્મળ, સ્વચ્છ, અને પવિત્ર જણાતું હતુ, અને તેમાથી પારદર્શક વસ્તુની પેઠે નીચેના ઝીણા મ્હોટા અસખ્ય વિવિધ રગ યુક્ત રેતીના કણો જણાતા હતા જળનું પણ એક પ્રકારના અસ્ખલિત વેગથી વહન થઈ રહ્યુ હતુ અને ક્યાક ક્યાક ગોળાકાર કુડાળા થતા, તથા તેમા છેટેથી જુદી જુદી નહાની વસ્તુઓ તણાઈ આવતી હતી, આમા પુષ્પ તથા પુષ્પની માળાઓ પણ આવતી હતી જેથી જણાતુ હતુ કે સરિતા દેવીનુ શ્રદ્ધાળુ ભક્તો પાસેના કે દૂર પ્રદેશમા પૂજન કરતા હશે વળી સરિતામા નહાના મ્હોટા વિવિધ રગના મચ્છ અને બીજા અસખ્ય ઝીણા જળજતુઓ સ્વેચ્છાથી વિહાર કરી રહ્યા હતા, તથા તેમની આવી સ્વતત્રતા જોઈ મને કાઇક સ્વ સ્થિતિનુ ભાન થતા દિલગીરી પણ થતી હતી. આ આનંદજનક દેખાવ પરથી નજર ખસેડવી ગમતી નહોતી, પણ એટલામા પક્ષિઓના કલરવે ચિત્ત આકર્ષ્યુ અને દષ્ટિ ઉચે ખેંચાઈ ગહન, ઘટ વિશાળ ડાળાયો તથા પત્રોથી આચ્છાદિત વટવૃક્ષ ઉપર અખ્યાબધ પક્ષિઓ, વિશ્વથી શ્રાતિ મેળવવા પોતપોતાના સ્થાન ખોળી સહોદર સાથે એકત્ર થવાની પ્રવૃત્તિમા ઘોઘાટ મચવતા હતા અને સરિમા જ્યા જોઇએ ત્યા દિવસના શ્રમથી વિશ્રાતિ મેળવવા અનેક જીવો ઉત્સુક થઈ રહ્યા હતા અલ્પ સમયમા સૂર્ય ભગવાન ક્ષિતિજમા અસ્ત થયા. આની સાથે પક્ષિઓ પણ શાત થઈ ગયાં અને શાતિ મેળવવામા ઉદ્દભવેલો ઘોઘાટ એક પ્રકારની અવનવી શાતિમા લીન થયો.

થોડીવારમા સરિતાના વહનથી થતા અવાજ શિવાય કોઈ પણ અવાજ સભળાતો નહોતો. ફક્ત વચ્ચે વચ્ચે, થોડે થોડે અતરે શીયાળાયોનો બાળકોને ભય ઉત્પન્ન કરનાર અવાજ સંભળાતો હતો, સાયકાળને બદલે રાત્રીનો સચાર થયો, અને નિર્મળ આકાશમા ચંચલિત તારાઓ એક પછી એક દેખાવા લાગ્યા, અને તેમની મધ્યમા ગોપીયોના મધ્યમા

કાનની પેઠે ચદ્રમા પોતાનું શીતળ, ધવળ પ્રકાશ પ્રસરાવવા લાગ્યો સરિતાની ઉપર એક રૂપેરી રંગનું વસ્ત્ર પ્રસરી રહ્યું અને તેનું પ્રતિબિમ્બ જળમા એક પ્રકારનું ઉજ્વળ શ્વેત સત્ર ઝળકાવી રહ્યુ આ સુદર દેખાવની અસર મારા શ્રાન્ત શરીરને પણ થઈ વિશ્વનું ભાન ભૂલી ગયો, અને જે રાજસી પ્રવૃત્તિથી કટાળી શાતિ શોધવા એકાન્ત અરણ્યમા આવ્યો હતો તે સાત્વિક શાતિનો પ્રસાદ હું અનુભવવા લાગ્યો આથી શરીર * ઢોળાયુ, લબાયુ દૃષ્ટિ ચદ્રમામા સ્થિત થઈ અને આખો મીંચાઈ શરીરની અવસ્થા પલટાઈ જાગ્રતમાથી નિદ્રામા [1] અને નિદ્રામાથી સૂક્ષ્મ શરીર ચચલ થઈ સ્વપ્ન અવસ્થાને પ્રાપ્ત થયુ [2]

આ શરીર ઉંચે ઉંચે આકાશ માર્ગે ઉડ્યુ અને એક દિવ્ય દેશમા જઈ નીચે ઉતર્યું આ દિવ્ય દેશમા એક એકથી ઉચ્ચ ગગન ચુંબિત શુશોભિત શ્રગોથી યુક્ત, તથા જેમના ઉપર અનેક અશ્વત્થ, વટ, આમ્ર, બિલ્વ, માગ, સિમમ, ચદન, અગર, પારિજાતક, અશોક નિબ, મદાર, કલ્પદ્રુમ, જબુ, કદબ, સરલા, સાવડ, તાડ, તમાલ, ચપક આદિ વૃક્ષો આવી રહ્યા છે, એવા પર્વતરાજો શોભી રહ્યા હતા વળી આ પર્વત રાજો ઉપર જામફળ, શ્રીફળ, સિતાફળ, રામફળ, નારગી, પપનસ, અનેનાસ, લીંબુ આદિ મધુર ફળના તરુઓ તથા સોપારી એલચી, જાયફળ, લવીંગ, જાવત્રી, તજ, તમાલપત્ર વગેરે તેજાનાના વૃક્ષો પણ આવી રહેલા હતા, વળી ગુલાબ, મોગરા બોરસળી, જાઈ, જુઈ આદિ સુગધિત અને સુશોભિત પુષ્પોના પણ છોડ, વેલો આદિ આ પર્વતરાજો ઉપર બહેક મારી રહ્યા હતા વળી મનુષ્યના સ્થૂલ દેહને પૌષ્ટિકતા આપી વીર્યને વર્ધન કરનાર તથા વાતપિત્ત કફ આદિ દોષોને પ્રમા

---

* "Pleasant 'tis then heart—overawed to lie
Alone with that clear moonlight and that listening sky'

*Songs to Myrtilla*

૧ तेन तर्ह्येष पुरुषो न शृणोति न पश्यति न जिघ्रति न रसयते न स्पृशते नाभिवदते नादत्ते नानन्दयते न विसृजते नेयायते स्वपितीत्याचक्षते ॥

તેથી ત્યારે આ પુરુષ સાભળતો નથી જોતો નથી, રસનો સ્વાદ લેતો નથી સ્પર્શ કરતો નથી, બોલતો નથી, ગ્રહણ કરતો નથી, આનદ પામતો નથી, ત્યાગ કરતો નથી ને જતો નથી ( તે વેળાએ ) ' ઉંઘે છે " એમ ( લૌકિકો ) કહે છે

પ્રશ્નોપનિષત્

૨ अत्रैष देव स्वप्ने महिमानमनुभवति य दृष्ट दृष्ट मनुपश्यति श्रुतं श्रुत मेवार्थमनुशृणोति देशदिगन्तरैश्च प्रत्यनुभूत पुन पुन प्रत्यनुभवति दृष्ट चा दृष्टं च श्रुत चाश्रुत चानुभूत चाननुभूत च सच्चासच्च सर्वं पश्यति सर्वं पश्यति ॥

અહીંઆ દેવ સ્વપ્નમા મહિમાને અનુભવે છે જે જોયુ હોય તે જુએ છે સાભળ્યુ હોય તે સાભળે છે, અને દેશાતરને દિગતરવડે વારેવારે અનુભવેલાને પુન પુન અનુભવે છે, દૃષ્ટને તથા અદૃષ્ટને, સાભળેલને ને નહી સાભળેલને અનુભવ કરેલને ને અનુભવ ન કરેલને, તથા સતને ને અસતને સર્વને દેખે છે. સર્વ દેખે છે

પ્રશ્નોપનિષત્

ણુમાં રાખનાર તથા વધેલાં હોય તો ઓછાં કરનાર એવી વૈદક વિદ્યામાં ઉપયોગી સંપૂર્ણ વનસ્પતિના છોડો પણ ત્યાં પૂર્ણ ઉન્નત દશામાં ખીલી રહ્યા હતા. મનુષ્ય જીવનને ઉપયોગી અષ્ટ પ્રકારનાં ધાન્ય પણ ત્યાં વણખેડે વણવાવે ઉગેલાં હતાં; અને આ પર્વતરાજો સુવર્ણ તામ્ર આદિ સપ્ત ધાતુઓ; સોમલ આદિ રસાયણો; તથા હીરા, પન્ના, મણિ, માણિક્ય આદિ રત્નથી ગર્ભિત હતા.

વળી આ પર્વતરાજોમાંથી અસંખ્ય પવિત્ર, નિર્મળ, સ્વચ્છ ઝરણો નીકળતાં હતાં જે મહાન સુશોભિત સરોવરો તથા ન્હાની ગહનવેગવાન સરિતાઓમાં વહેતાં હતાં. આ સરિતાઓ અને આ સરોવરોનો દેખાવ શૃંગો ઉપરથી અતિ આકર્ષક લાગતો હતો. આ સરોવરોમાં અનેકરંગી કમલો આવી રહેલાં હતાં. કેટલાંક સાત પાંખડી વાળાં હતાં. કેટલાંક શત પાંખડી વાળાં હતાં અને કેટલાંક તો સહસ્ત્ર પાંખડીવાળાં શોભતાં હતાં; અને તેમના ઉપર મધલોભી અસંખ્ય ભ્રમરો મધુર ગુંજારવ કરી રહ્યા હતા. જળની અંદર પણ ગ્રાહ, કૂર્મ, મચ્છ આદિ અનેક જળચરો સ્વેચ્છાથી ભ્રમણ કરી રહ્યાં હતાં અને જળ ઉપર જળનાં પક્ષિઓ શ્વેત તથા રંગીત પાંખોથી શોભી રહ્યાં હતાં. આજુ બાજુ કિનારા ઉપર વૃક્ષની ઘટાઓ આવી રહેલી હતી; અને આ વૃક્ષો ઉપર મયૂર, કોકિલ, પોપટ, મેના, બુલબુલ, હંસ ચાતક, ચકવા, બપૈયા અને અન્ય અસંખ્ય વિવિધ રંગ યુક્ત પક્ષિઓ નિરંતર કલ્લોલ કરી રહ્યાં હતાં. વળી આ વનમાં વનગજ, મર્કટ, વ્યાઘ્ર, રિછ આદિ શ્વાપદ અને મ્હોટા ગજરાજ હય, ગૌ આદિ બીજાં પશુઓ પણ સ્વચ્છંદે વિહાર કરતાં હતાં. વળી અસંખ્ય સર્પ, પતગ આદિ પણ ત્યાં જણાતાં હતાં; અને આ નિર્વૈર સ્થાનમાં સર્વ પ્રાણીમાં પ્રેમ પ્રસરેલો જણાતો હતો જેથી તેઓ જાતિવૈર વિસારી અન્યોઅન્ય સ્વચ્છદે વિહરતાં હતાં.

આવો અલૌકિક દેશ જોઈ હું ચકિત થઈ ગયો. મ્હેં જાણ્યું કે શું હું આ તે સ્વર્ગમાં આવ્યો છું કે કોઈ આપણા પૌરાણિક, ગંધર્વ, કિન્નર, યક્ષ કે અપ્સરાઓના પ્રદેશમાં આવ્યો છું ? વળી વિચાર આવ્યો કે ગમે તે લોકનો પ્રદેશ હોય પણ જ્યારે પ્રારબ્ધયોગે હું અહીં આવ્યો છું ત્યારે તેનો પૂર્ણ લાભ કેમ ન લઉં ? આવા વિચારથી આ દેશમાં હું વિસ્મયતાથી સ્વચ્છંદે ફરવા લાગ્યો, પરંતુ થોડે અગાડી ગયો ત્યાં વળી એક અતિ ચમત્કારક દેખાવ નજરે પડયો. આકાશમાર્ગેથી એક વિમાન આ પ્રદેશની એક દિશા તરફ જતું હતું અને આ વિમાનમાં એક દેવી બેઠેલી હતી. હું પણ આ વિમાન જતું હતું તે દિશા તરફ વળ્યો અને ત્યાં પહોંચતાં એક દિવ્ય ઉપવન દષ્ટિગોચર થયું. મ્હારા ત્યાં પહોંચતાંમાં તો આ ઉપવનમાં કેટલીક દેવીયો, કોઈ વિમાનદ્વારા આકાશ માર્ગે, કોઈ નૌકાદ્વારા સમુદ્ર માર્ગે અને કોઈ વળી અશ્વિરથદ્વારા જમીન માર્ગે અને એવાં વિવિધ સાધનોથી વિવિધ માર્ગે આવી પહોંચી હતી. અને પોતપોતાને સ્થાનકે બેસી વાર્તાલાપ કરવા લાગી હતી. આ સર્વ દેવીઓના સ્થાનની મધ્યમાં એક ઉચ્ચ ઝળહળતું સ્થાન હતું ત્યાં એક અતિ સુંદર દિવ્ય આસન મુકવામાં આવ્યું હતું.

આ ઉપવન શણગારવામાં કુદરતે પોતાની પૂર્ણ શક્તિ ખર્ચી હોય એમ જણાતું હતું; અને તેમાં સર્વ પ્રકારનું સૌંદર્ય પુરવામાં આવ્યું હતું. સૃષ્ટિની ઉત્પત્તિથી હાલના

સમય સુધીમા મનુષ્યે ભગીરથ પ્રયત્નથી કુદરતની જે મહાન અગ્નિ, વિદ્યુત, ચુંબક, વાયુ, જલ આદિ શક્તિયોના નિયમો જાણી તેમને પોતાના સુખ માટે અનેક નાના પ્રકારના ઉપયોગમા લઈ પોતાનું સુખ વધાર્યું છે. તે સર્વે મનુષ્ય પ્રયત્નો અલ્પ લાગે, અને મનુષ્યની શક્તિ જ ન્યૂન જણાય એવી એવી સામગ્રીથી આ ઉપવન અલંકૃત કરવામા આવ્યુ હતુ

આ દેવીયોમા કેટલીક આધેડ વયની હતી, ત્યારે કેટલીક હજુ ઉછરતી અવસ્થામાં હતી કેટલીક મદમા મસ્ત થયેલી તથા અભિમાનના પાશમા પડેલી હતી અને કેટલીક દુ ખના ભારે ઘા અનેક સમયથી અનુભવેલા હોવાથી સહનશીન શાંત અને પ્રજ્ઞ જણાતી હતી કેટલીક સ્હામસ્હામી કટાક્ષથી જોતી હતી, ત્યારે કેટલીક અન્યની પ્રત્યે આશાભરી દૃષ્ટિથી નિહાળી રહી હતી

થોડા સમયમા ત્યા એક દિવ્ય અવર્ણનીય પુરૂષનુ આગમન થયુ, અને તેમણે નિર્ણીયત થયેલુ આસન લીધુ એક અલૌકિક શાંતિ પ્રસરી રહી અને વરૂણ, ઇંદ્ર, અગ્નિ, સૂર્ય આદિ દેવો આમના પધારવાથી પોતપોતાના કર્તવ્યમા આરૂઢ થયા આ પુરૂષનું પ્રભામય સ્વરૂપ જોઈ હું સ્તબ્ધ થઈ ગયો અને ત્યાથી જાણે ખસુ જ નહીં એવી ઇચ્છા થઈ એક ક્ષણમા કર્ણમા મધુર અવાજ અમૃત પેઠે રેડાવા લાગ્યો અને આ દેવીઓ પેલા દિવ્ય પુરૂષની સ્તુતિનુ ગાન કરવા લાગી તરત જ એક દિ ય શાંતિ પ્રસરી અને થોડી ક્ષણ પછી તે મહાન પુરૂષ સુધારૂપ વચનોથી નીચે પ્રમાણે એક દેવી પ્રત્યે કહેવા લાગ્યા —

"હે બાળે ! તુ કુશળ તો છે? ત્હારા બાલકો આનદમા તો છે? તેમની પ્રવૃત્તિ જાણ વાની મ્હારી ઇચ્છા છે '

પિતાના આવા સ્નેહયુક્ત વચનો સાભળી તે દેવીએ ઉત્તર આપ્યો

"હે મહાન પિતા ! હું આપની કૃપાને પાત્ર છુ એ જાણી મને અતિ આનદ થાય છે મ્હારા સતાનો આપના આશીર્વાદથી નિરતર નિશ્ચિત રહે છે અને પોતાની પ્રજાના પૂર્વાપરના થએલા મહાનપુરૂષોના સ્મરણ પૂજન અને ગુણાનુવાદના કીર્તનદ્વારાએ પોતામાં મહત્તાની ભાવના પોષે છે, અને વર્ધિત કરે છે અને નવી પ્રજા પણ આ ભાવનાથી જ પોષાય છે પરતુ, હે પિતા! આપના તરફથી આપની કૃપાથી સીંચાયલી એક પુરાણ મહાન પ્રજાને ઉચ્ચસ્થિતિએ લાવવાનું મહાન કાર્ય તેમને સોંપવામાં આવ્યું છે. તેમાં તેઓ કેવી રીતે શક્તિમાન થાય છે, તે જોવાનુ છે મને તો ભય રહે છે કે, રખેને તેઓ તે કાર્યને માટે યોગ્ય ન જણાય"

આ શબ્દ પુરા થયા એટલે તે પિતાએ પોતાનું વદન બીજી પુત્રી તરફ ફેરવ્યુ, એટલે તેણે ઉભા થઈ કહેવા માડયુ —

"હે પિતા ! કલ્યાણ હો ! મ્હારાં આર્ય સંતાનોએ, અનાર્ય સતાનોનો વિનાશ કરી દીધો છે, અને તેઓ હવે તેમને નિર્મૂળ કરી સ્વચ્છદે આનંદ ભોગવે છે તેમનામા રાજ-

સિક વૃત્તિ ઉચ્ચ પ્રકારની છે, અને તેને અંગે તેઓ ઉદ્યોગથી કુદરતની શક્તિઓને પોતાની સાંસારિક વિભૂતિ મેળવવાના સાધન તરિકે ઉત્તમ રીતે વાપરે છે, અને તેથી આજે આખી સૃષ્ટિમા ધનવાનપણામા તેમણે કુબેરનુ સ્થાન લીધુ છે પરતુ આની પાછળ તેઓ એટલા બધા મડયા રહે છે કે બીજુ બધુ તેઓ ભૂલી જાય છે અને મને ભય લાગે છે કે તેમની આ પ્રવૃત્તિ તેમનો વિનાશ આણવાનું સાધન થઈ પડે ”

આ પછી તે પિતાએ ત્રીજી દેવી પ્રત્યે જોયુ, એટલે તેણે પણ તે જ પ્રમાણે કહેવા માડયુ —“ હે પિતા! ત્હારા અનુગ્રહથી મ્હારા કેટલાક પુત્રોએ યોગ્ય સમય પહેલા એક પ્રકારનુ વિચારનું એવુ વાતાવરણ મુકી દીધુ કે જેથી આ વિચારોથી આખી સૃષ્ટિમા એક જુદા જ પ્રકારની પ્રવૃત્તિ પ્રવર્તાવી, અને આથી મ્હારા સતાનોમા મહત્તાની ભાવના જન્મ પામી, અને તેથી એક એવો મહાન પુત્ર ઉત્પન્ન થયો કે જેણે પોતાના પરાક્રમથી પોતાનુ તથા મ્હારૂ નામ સૃષ્ટિમા અમર કરી દીધુ પરતુ આ લોભવૃત્તિના પરિણામથી એટલો બધો ભોગ આપવો પડએ કે હાલ મ્હારા સતાનો પોતાની પ્રતિસ્પર્દ્ધિ પ્રજાઓ સાથે પોતાની મહત્તા ખોઈ બેઠા છે હે મહાન પિતા! પાછી જ્યારે ત્હારી કૃપા થશે ત્યારે મ્હારા સતાનો તેમની પૂર્વની મહત્તા પ્રાપ્ત કરી શકશે.’

આ પછી એક બીજી દેવી ઉભી થઈ કહેવા લાગી ‘ હે મહાન પિતા! મ્હારા સતાનોએ હમણા જ યોગ્ય સમયથી મહત્તા પ્રાપ્ત કરી છે, અને તે મહત્તા જાળવવા તથા તેને વધારવાના પ્રયત્નમા તેઓ મડયા રહે છે, તેથી આપ તેમને વાસ્તે નિશ્ચિંત રહો.”

આ શબ્દો પૂર્ણ થતા તે મહાન પુરૂષે પોતાની નવીન યુવાનીમા આવતી પુત્રી તરફ દૃષ્ટિ ફેરવી અને પૂછ્યુ —‘ હે બાલિકે! ત્હારી સ્થિતિ કેવી છે? ત્હારા બાળકો શી ભાવનામા મગ્તાન રહે છે?”

આનદથી ઉભરાતી તથા ઉન્નતિના શિખર પર વિરાજવાને ઇચ્છતી આ નવયૌવના, ઉગતા સૂર્યનુ ચિહ્ન મુગટમા ધારણ કરેલું છે એવી આનદથી પ્રણામ કરી કહેવા લાગી —“ હે! પિતા! મ્હારા ઉપર તમારો અનુગ્રહ સદા હો! તમારી કૃપાથી મ્હારા પુત્રો હમણા જ મહાન વિજય પામ્યા છે, અને તેથી મ્હારા સતાનોમા મહત્વાકાક્ષા જન્મ પામી છે તેમની પ્રવૃત્તિ આ મહાન પદ સ્થિત કરી તેને વૃદ્ધિગત કરવા તરફ વળી છે, અને મને જણાય છે કે તમારી દૃષ્ટિ તેમના ઉપર પડવાથી તેઓ પ્રાપ્ત કરેલી મહત્તા વધારી શકશે પરતુ આ પ્રવૃત્તિ લોભવૃત્તિનું રૂપ ધારણ કરતી જોઈ કોઈક વખતે મને તેમના ભવિષ્ય સબધે ભય ઉપજે છે ’

આ શબ્દો પુરા થયા એટલે તે તેજોમય પુરૂષે પોતાનુ વદન પોતાની શ્રેષ્ઠ જ્યેષ્ઠ પુત્રી તરફ ફેરવ્યુ, અને કહેવા માડયુ —

“ હે પુત્રી! ત્હારી મુખ મુદ્રા કેમ નિસ્તેજ જણાય છે! નિરાશા અને અશ્રદ્ધાથી ત્હારૂ વદન છવાઈ રહેલું છે, ત્હારૂ શરીર શોકાગ્નિથી કૃશ થઈ ગયુ છે અને ત્હારૂ મન પણ નિરૂત્સાહ તથા ઉદ્વેગથી પૂર્ણ જણાય છે. ’

પિતાનાં આવા પ્રેમયુક્ત વચનો સાભળી આ સન્યાસિનીના જેવી વૈધવ્યયુક્ત દેવી ઉભી થઈ, તેણે તે મહાન પિતાને સાષ્ટાગ દંડવત્ પ્રણામ કર્યા, અને ગદ્દગદિત કંઠે કહેવા લાગી —

"હે મહાન કલ્યાણકારી પિતા! હે જગતના નિયામક! હે જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કારણભૂત! હે સમસ્ત દેવતાઓથી સ્તુતિ કરવા યોગ્ય! હે સમસ્ત પ્રજાઓના નેતા! હને હજાર વાર પ્રણામ હો! હને હજાર વાર પ્રણામ હો! હે પિતા! હારાથી કશુ અજાણ્યુ નથી હારી ઈચ્છા વગર એક તરણું પણ હાલી શકતુ નથી તુ ત્રણે કાળનો અને ત્રણે અવસ્થાનો જ્ઞાતા છે! તું ત્રણે સ્થિતિમા સ્વયપ્રકાશ છે! હારાથી શુ અજ્ઞાત છે, કે હશે કે હું હને કહું? તું જાણે છે જ કે સૃષ્ટિના ઉદય અને અસ્ત એવા બે કાળ છે, અને કોઈ પણ પ્રજાનો કે કોઈ પણ વ્યક્તિનો હારા પ્રસાદ વિના કોઈ પણ પ્રકારે ઉત્કર્ષ થતો નથી 'હે પિતા! જ્યારે હારો અનુગ્રહ હતો ત્યારે મ્હારા સંતાનો આખા વિશ્વમા શ્રેષ્ઠ હતા તેઓ **કર્માચારી** હતા ત્યારે સમગ્ર વિશ્વની પ્રજાઓ તેમના ચરણમા નમતી હતી કાળબળે તેઓ પોતાના મહાન ઋષિ મુનિ, આચાર્યોના પથથી ચળ્યા હે પિતા! હારા પોતાના ઉપદેશથી પણ તેઓ ચળ્યા તેઓ પોતાના પથ પર ચાલ્યા નહીં, **વિચાર** અને **આચાર** એક રાખી શક્યા નહીં અને તેથી પડયા અને પડતા પડતા પોતાની અધમમા અધમ દાસત્વની અવનતિએ પહોચ્યા સર્વ વસ્તુઓમા તેઓએ દાસત્વ સ્વીકાર્યું **આત્મશ્રદ્ધા** અને **સ્વાશ્રયનો** તેમણે ત્યાગ કર્યો પોતાના પૂર્વજોની મહાન ભાવના તેમણે છોડી દીધી અને પરાઈ મહત્તામા તેમને ઉત્તમતા જણાઈ અને તે પ્રત્યે ઝાઝવાના નીર પેઠે વળ્યા પોતાના પૂર્વજોની મહત્તાની ભાવનાથી જ પ્રજાઓ મહત્તા મેળવે છે, અને જાળવી શકે છે તે ભાવના તેમણે ખોઈ અને તેથી હે પિતા! હેમની આ અવસ્થાથી તેમના પૂર્વજો જેવી તેમનામા માતૃવત્સલતા ન રહેવાથી તેમના કર્મોથી હુ દુખિત થઈ, અને અત્યારે તેમની હરેક પ્રકારની સ્થિતિ એવી પરિચ્છિન્ન થઈ ગઈ છે કે કોઈ કોઈ પુત્રો તેમનામા મહત્તાની ભાવનાઓ સજીવન કરવા મથે છે, પણ તેમા તેઓ ફાવતા નથી મ્હારા સતાનો પાસે તેમના પૂર્વના મહાન ઋષિ મુનિયોના જ્ઞાનના અપૂર્વ ભડાર પડયા છે, પણ અત્યારે આ ભંડારમાથી ઉપયોગી સત્વો તારવી કાઢી તે પ્રમાણે પોતાનો ભવિષ્યનો માર્ગ બાંધી, તે પ્રમાણે કર્તવ્યમા પરાયણ થવાની શક્તિ હેમનામા ક્યા રહી છે? **જ્ઞાન, ભક્તિ, કર્મ** સર્વ માર્ગના દ્રષ્ટા તેમનામા થયા છે, પણ હાલ તેમને શોધવા કોણ પ્રયાસ કરે છે? તેમનું સર્વ પ્રકારનુ જીવન વિચ્છિન્ન થઈ ગયુ છે, અને તેથી મ્હારા ભવિષ્ય માટે મ્હને તેમનામા શ્રદ્ધા રહી નથી આથી હુ નિરાશાના ઉદધિમા ડુબી ગઈ છુ પણ આ સ્થિતિ આણવામા કારણભૂત હે પિતા! કૌરવ પાડવનું યુદ્ધ તથા યાદવાસ્થળી કરાવનાર તુજ છે, તેથી આમા કાંઈક સકેત હશે એવુ લાગે છે!"

આટલુ બોલી તે ગદ્દગદિત થઈ જવાથી વધારે બોલી શકી નહીં, અને તે કૃપાળુ પિતા *પ્રહસત્ વદનથી કહેવા લાગ્યા —

* "प्रहसन्निव भारत"—भ. गी २ अ.

"હે કલ્યાણિ! શાંત થા, કાર્પણ્ય દૂર કર, ભીરૂતા મૂકી દે, અને સાવધ થા ત્હારા ઉપર મ્હારો પ્રેમ અસ્ખલિત છે, અને ત્હારા સંતાન એ મ્હારા પરમભક્ત છે જો મ્હારી કૃપા ત્હારા ઉપર ન હોત તો બીજી અન્ય પ્રાચીન પ્રજાઓ પેઠે ત્હારા સંતાનો પણ આ સૃષ્ટિમાંથી ક્યારના એ નિર્મૂળ થઈ ગયા હોત પરંતુ હે ભારતિ! હું ત્હારે ત્યાં સ્વયં આવી ત્હારી પ્રજાને ઉન્નત દશામાં મુકું છું માટે તું નિર્ભ્રાંત+ તથા નિશ્ચિંત થા ત્હારા સંતાનો પણ તું ધારે છે એવા કપૂત નથી ત્હેમનામાં મ્હારે વાસ્તે તેમજ ત્હારે માટે અપ્રતિમ સ્નેહ હતો અને ફરીથી તે પૂર્ણ જોસથી પ્રકટયો છે ફક્ત મ્હારાથી નિર્ણયિત પ્રજામાં તેમની શ્રદ્ધા હતી, તે શ્રદ્ધામાં તેઓ ભૂલ્યા અને મૂળથીજ સાત્વિક આનંદ ઇચ્છિતા હોવાથી રાજસ મુકી તેઓ તામસમાં શ્રદ્ધાથી પડયા આ શ્રદ્ધાને પ્રતિધ્વનિ ન મળવાથી તે હવે ઓછી થતી જાય છે, અને આ સર્વ દેવીઓના સંતાનોના કલ્યાણ માટે આવશ્યક છે, તેથી મ્હારા અનુગ્રહથી ત્હારા સંતાનો થોડા સમયમાં તેમની પૂર્વની મહત્તા પ્રાપ્ત કરશે આ કર્તવ્ય વાસ્તેજ મ્હેં કેટલાક મ્હારા વીરભક્તોને ત્હારે ત્યાં મોકલ્યા છે, જેઓ ત્હારા કલ્યાણ માટે ત્હારા સંતાનોને ઉત્તમ માર્ગે દોરી ત્હારા આંસુ લુછવાને સ્વાર્પણ કરી અનેક દુઃસહ દુઃખો ભોગવવા તૈયાર થયા છે અને આ પ્રયાસમાં તેઓ નિર્બળ જણાશે તો હું સ્વયં આવી ત્હારી પૂર્વની સ્થિતિએ ત્હારા સંતાનોને લાવી મુકીશ માટે હે કલ્યાણિ! શાંતિથી તું મ્હારા ધ્યાનમાં રહી શ્રદ્ધાથી ત્હારા સંતાનોનું ઉત્તમ રીતે પાલન કર !!!

આ શબ્દો પૂરા થયા એટલામાં મ્હારી આંખો ઉઘડી ગઇ, અને જોઉં છું તો પક્ષિઓ કલ્લોલ કરી રહેલા અને પ્રભાતના મધુર ગાન મ્હારા કર્ણમાં રેડી રહેલા હતા આખી રાત્રી આવા દિવ્ય દર્શનમાં વ્યતીત થયેલી જોઇ, આનંદ પામતો તેમાંથી મહાન ઉપદેશો લેતો, ભવિષ્યની મહત્તામાં શ્રદ્ધા ધરતો અને પોતાના કર્તવ્યના પથોના વિચાર કરતો હું પાછો વિશ્વનો રાગી બન્યો

**રામશંકર હરજીવન ત્રિપાઠી.**

---

+ यदा यदा हि धर्मस्यग्लानिर्भवति भारत
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम्
परित्राणाय साधूना, विनाशाय च दुष्कृताम्
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे.

भ. गी.

# ×શ્રુતિસ્વરસિદ્ધાન્ત.

રા. ગણેશ ગોપાળ બર્વેનો આ નિબન્ધ હેમની સંગીતશાસ્ત્રની અસાધારણ કુશળતાનુ પ્રમાણ છે. હેમાં કરેલી સમર્થ ચર્ચાનું અવલોકન કરતાં મ્હારા જેવા જિજ્ઞાસુને કાંઇક સંકોચ થાયછે. છતાં કાંઇક પૃચ્છકભાવે શઙ્કાઓ ઉપસ્થિત કરવાની સાથે, કેટલાક પ્રશ્નો સંબન્ધે કાંઇક અન્ય સાધનોના બળે મ્હારા નમ્ર અભિપ્રાયો દર્શાવવામાં સાહસ નહિં ગણાય એમ આશા છે.

નિબન્ધના વિષય વિશે ચર્ચા કરતા પ્હેલાં એક બે પ્રાસંગિક વાતોનો સ્પર્શ કરવાની જરૂર છે. રા. બર્વે પોતાના વિષયમાં પ્રવીણ છે, પરતુ આ નિબન્ધમાં અનેક સ્થળે આત્મશ્લાઘા અને પરનિન્દાનાં વચનો વાપર્યાંછે, તેમ કરવાનો હક કોઇ પણ પ્રવીણ પુરુષને આ જમાનામાં તો શોભાજનક નથી. મધ્યકાળના પડિતો—જગન્નાથ પંડિત વગેરે—જેવો આડમ્બર કરતા હતા ત્હેવા વાક્યો જોઈને કાંઇક ખેદ થાયછે.

બીજી એક ન્હાની સરખી વાત એ છે કે રા. બર્વે-" તંબુરો, સિતાર, દિલરુબા, બીન વગેરે " સર્વ વાદ્યોનો સમાવેશ " વીણા " શબ્દમા કરેછે, અને કહેછે સંગીતના ગ્રન્થોમાં તેમ કહેલું છે. આ વિશે કાંઇક શઙ્કા રહેછે. કિયા પ્રમાણભૂત ગ્રન્થોમાં હાવો વ્યાપક અર્થ 'વીણા' શબ્દનો કર્યોછે તે પૂછવાનું મન થાયછે. જ્યહાં સુધી આ બાબત શ્રદ્ધાજનક ઉત્તર નહિં મળે ત્યહાં સુધી આપણે તો જે વાદ્યને હાલ 'બીન' તરીકે ઓળખિયે છિયે ત્હેના જ વાચક તરીકે 'વીણા' શબ્દને સ્વીકારીશું.

---

× આ અવલોકનમાં રા. બર્વેએ સ્વીકારેલી સંજ્ઞાઓમાંથી કેટલીકનો ઉપયોગ કર્યોછે; તે નીચે પ્રમાણે —

૧. મધ્યસપ્તકના સ્વરો ઉપર ઊભી લીટી મૂકીને તારસપ્તકના સ્વરો બતાવ્યાછે; ઉદા०

स रि ग વગેરે—મધ્યસપ્તકના,

। । ।
स रि ग વગેરે—તારસપ્તકના.

૨. શુદ્ધ સ્વરોના અક્ષરો ચિહ્ન વિનાના—

ઉદા०—स रि ग વગેરે શુદ્ધ.

૩. કોમલ સ્વરોના અક્ષર ઉપર ડાબી બાજૂ અર્ધવર્તુલ;—

ઉદા०— ॅरि ॅग વગેરે કોમલ.

૪. તીવ્ર સ્વરોના અક્ષર ઉપર ઊંધુ અર્ધવર્તુલ; ઉદા—मॆ તીવ્ર.

• (તીવ્રતમ म માટે પણ આ જ સંજ્ઞા રાખીછે,–૨૨ શ્રુતિમાંનો તીવ્રતમ म તે ૧૨ સ્વરમંડળમાં ટૂંકામાં તીવ્ર म કહેવાછે તેથી.)

હવે નિબન્ધના મુખ્ય વિષય ઉપર આવિયે. રા. બર્વેના મુખ્ય સિદ્ધાન્ત નીચે પ્રમાણે જણાયછે.—

(૧) આપણા પ્રાચીન સંગીત શાસ્ત્રમાં સપ્ત સ્વરોની ૨૨ શ્રુતિયો મનાઈ છે તે ઉન-તાવાળી યોજના છે; અને ૨૨ ને બદલે ૨૪ શ્રુતિયો સ્વીકાર્યાથી બહુ સરલતા અને લાઘવ પ્રાપ્ત થાયછે;

(૨) પ્રાચીનકાળના શુદ્ધ ગાન્ધાર તથા નિષાદ તે હાલના વ્યવહારના કોમલ ગાન્ધાર તથા કોમલ નિષાદ છે; અને હાલના શુદ્ધ **ग**-**नि** તે પ્રાચીન અંતર **ग** અને કાકલી **नि** છે;

અને (૩) પ્રાચીન ઋષભ તે હાલના 'નેચરલ' रि કરતા ઘણો ઓછો છે, અને પ્રાચીન **ध** તે નેચરલ **ध** કરતાં કાંઈક વધારે છે.

આ પ્રશ્નો વિશે નાદશાસ્ત્ર અને સંગીતના સંબન્ધમાં આવતા નિયમોની કસોટીથી પરીક્ષા કરી જોતાં મ્હને તો રા. બર્વેના 'સિદ્ધાન્ત' અસ્વીકાર્ય લાગેછે. એ વિશે સવિસ્તર ચર્ચા લખીને મ્હેં તૈયાર કરીછે તે તો એક નિબન્ધ જેટલી થઈ ગઈછે તેથી હેમાંનો ફલિતાર્થ સંક્ષિપ્ત, કારણો સહિત, દર્શાવીને જ હાલ સંતોષ માનવો પડશે.

શ્રુતિ શબ્દનો અર્થ વિચારતાં જ સંશય ઉત્પન્ન થાયછે કે શ્રુતિયોની સંખ્યા યથેચ્છ રીતે વધારાય ઘટાડાય ખરી? શ્રુતિનો સામાન્ય અર્થ—Sound, નાદ, એમ થાય. પરંતુ શાસ્ત્રીય દૃષ્ટિથી જરા વિશિષ્ટ અર્થ એ છે કે શ્રવણગોચર થઈ સકે હેવો અલ્પતમ નાદ. હેના બે પ્રકાર:—

(૧) વર્ણશ્રુતિ. (૨) નાદશ્રુતિ.

વર્ણશ્રુતિ (=Syllable) એટલે એક સ્વર જાતે એકલો, અથવા હેના આધારે રહેલા વ્યંજન અથવા વ્યંજનોથી યુક્ત;—આ ભાષા અને વ્યાકરણનાં શાસ્ત્રમાં ઉપયોગમાં આવેછે.

નાદશ્રુતિ–એટલે સંગીતમાં સ્વીકારેલી અલ્પતમ શ્રવણગોચર મધુરતાયુક્ત નાદપરિમિતિ.

સંગીતની ચર્ચા છે માટે નાદશ્રુતિ વિશે જ વિચાર કરીશુ. શ્રુતિયો તો અનન્ત સંભવે, પરંતુ સંગીતશાસ્ત્રમાં સ્વીકારાય હેવી શ્રુતિમાં મધુરતા, રણનશક્તિ, અને સ્વરની અભિવ્યક્તિ કરવાનુ સામર્થ્ય એ ત્રણ ગુણ આવશ્યક છે, એમ રા. બર્વેએ સારી રીતે બતાવ્યુંછે. ખેદ માત્ર એટલો છે કે એ લક્ષણ હેમની ૨૪ શ્રુતિયોમાં દર્શન દે એમ છે કે કેમ તે વિશે સંશય રૂહેછે. આ વિશે કારણ આગળ ઉપર જણાવાશે.

તો શ્રુતિસંખ્યા સાથે સ્વૈચ્છિક ખેલ કરવો વાજબી નથી એમ લાગેછે. અને પ્રાચીન વ્યવસ્થામાં ૨૨ શ્રુતિયોનું સાર્થક્ય સપ્ત સ્વરોની ઉદાત્તાદિ વ્યવસ્થામાં જડેછે.—

स—म અને प એ ત્રણ સ્વરિત સ્વર છે, रि—ध તે અનુદાત્ત, અને ग—नि તે ઉદાત્ત છે. એમ પ્રાચીન વ્યવસ્થા છે.+ અને આ સમાનવર્ગના સ્વરોની શ્રુતિયો સરખી સંખ્યાની હોય એ ન્યાય્ય લાગેછે; તેથી स-म-प ને ચાર ચાર શ્રુતિ, रि-ध ને ત્રણ ત્રણ, અને ग—नि ને બે બે શ્રુતિયો આપી ૨૨ શ્રુતિયોની વ્હેંચણી કરીછે. આ ગોઠવણને પરિણામે

| स | रि | ग | म |
|---|---|---|---|
| ૪ | ૩ | ૨ | ૪ |

| प | ध | नि | सं |
|---|---|---|---|
| ૪ | ૩ | ૨ | ૪ |

આમ સ્થિતિ આવેછે હેમાં કાંઇક ઊંડું તત્ત્વ સમાયું જણાયછે. તે એ કે स रि ग म ને બદલે प ध नि सं એમ જ प થી શરૂ કરીશું તો હેમાં स रि ग म એ સ્વરોનું પ્રતિબિમ્બ જ પડશે. રા. બર્વેએ જે स-प ભાવ સંબન્ધ કહ્યોછે તે આ स અને प, रि અને ध, ग અને नि, અને म અને सं વચ્ચે પ્રવર્તે છે તેથી આ પરિણામ આવે છે. માટે આમ સ્વરોને ઉદાત્તાદિક ધોરણે સમશ્રુતિક બનાવ્યાછે તે ન્યાયયુક્ત લાગેછે.

આ સમશ્રુતિક સ્વરોના સંવાદનું મૂળ નાદશાસ્ત્રમાંથી પ્રાપ્ત થતા સ્વરનાં આન્દોલનોનાં પ્રમાણમાં જડેછે. તો એ ધોરણે પરીક્ષા કરિયે. નાદશાસ્ત્ર પ્રમાણે સપ્ત સ્વરોનાં પ્રમાણ નીચે પ્રમાણે છે:—

| स | रि | ग | म | प | ध | नि | सं |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | $\frac{૯}{૮}$ | $\frac{૫}{૪}$ | $\frac{૪}{૩}$ | $\frac{૩}{૨}$ | $\frac{૫}{૩}$ | $\frac{૧૫}{૮}$ | ૨ |

આ major triad માં પ્રમાણો છે; હેમાં—

स ग प<br>
प नि रि<br>
म ध सं } એ ત્રણ સ્વરત્રિકોનાં પ્રમાણો વચ્ચે— ૪ : ૫ . ૬ એમ

( ratio ) આન્દોલનપ્રમાણ આવેછે. આ મહાત્રિક થયાં. અને minor triad ( લઘુ ત્રિક ) માં ग = $\frac{૬}{૫}$ ध = $\frac{૮}{૫}$ અને नि=$\frac{૯}{૫}$ એમ આવી ઉપર કહેલાં ત્રણ ત્રિકોમાં ૧૦ : ૧૨ : ૧૫ એમ પ્રમાણસંબન્ધ આવેછે.

---

+ ઉદાત્તાદિક સંજ્ઞા વ્યાકરણમાંના સ્વરોની છે તે અર્થ અહિં સંભવતો નથી. વ્યાકરણમાં accent (સ્વર ઉપર ભાર) નું ધોરણ છે; સંગીતમાં તો નાદના પ્રમાણનું તત્ત્વ છે. વૈદિક સંજ્ઞાઓનો સંગીતમાં પ્રકારાન્તરે ઉપયોગ થયો હોય તો કોણ જાણે. શઙ્કા એક એ છે કે પાણિનીય શિક્ષામાં ઉદાત્તાદિના વર્ણનમાં ષડ્જાદિ સ્વરોના ઉદાત્તાદિપણાનું અનુલક્ષણ કર્યુંછે. એ જ કારિકા રા. બર્વેએ નારદીય શિક્ષાની કરીને બતાવી છે (કાંઇક પાઠાન્તરથી). પાણિનીય શિક્ષામાં સંગીતવ્યવસ્થા અસ્થાને આવે; અને પાણિનીય શિક્ષા તે પાણિનિની રચેલી નથી;—એ વગેરે કારણોથી પાણિનીય શિક્ષામાં ષડ્જાદિ સ્વરોનું લક્ષણ બતાવનારી કારિકા પ્રક્ષિપ્ત હોય તો આશ્ચર્ય નથી. અથવા પૂર્વ કાળમાં વૈદિક સ્વરમાં પણ સંગીતનો ભેળ કોઇ અજ્ઞાત રીતે હશે?

આ પ્રમાણો ઉપર નજર નાખ્યાથી જણાશે કે—

$1$ $\frac{9}{8}$ $\frac{5}{4}$ $\frac{4}{3}$
स रि ग म } એ ચાર સ્વર અને

$\frac{3}{2}$ $\frac{5}{3}$ $\frac{15}{8}$ $2$
प ध नि स } એ ચાર વચ્ચે—

યથાક્રમ $\frac{3}{2}$ નો પ્રમાણુસબન્ધ બેસેછે

માત્ર એક અપવાદ रि—ध $\frac{9}{8}$ અને $\frac{5}{3}$ નો છે, કેમકે $\frac{9}{8} \times \frac{3}{2} = \frac{27}{16}$ થાય, જે $\frac{5}{3}$ કરતા $\frac{81}{80}$ જેટલો ચઢતા પ્રમાણુમા આવેછે ( આ $\frac{81}{80}$ નુ અન્તર તે acoustics-મા ( નાદશાસ્ત્રમા ) comma નામથી ઓળખાયછે ) આટલા ઝીણા ફરકની અવગણના કરવી જ ઇષ્ટ છે કેમકે $\frac{5}{3}$ નુ પ્રમાણુ રાખ્યાથી major triad નુ ધોરણ સચવાયછે અને એ major triad ના ધોરણથી સુસ્વરતા સધાયછે, અને $\frac{27}{16}$ નુ પ્રમાણ રાખવા જતા major triad તૂટવા ઉપરાત બીજી કેટલીક વિશેષ ક્ષતિયો ગ્રામાદિક વ્યવસ્થામા ઉત્પન્ન થાયછે

આ $\frac{3}{2}$ નો સબન્ધ—ષડ્જપચમભાવ—નજરે પડેછે તેથી स म, प, એ એક વર્ગના, रि, ध એક વર્ગના અને ग, नि એક વર્ગના—એમ વ્યવસ્થા સુઘટિત બનેછે

હવે આ સ્વરના વિકારો—કોમળ તીવ્ર—ને પ્રવેશ આપતા જે દ્વાદશ સ્વરોનુ મડળ પ્રાપ્ત થાય છે તે જોઇયે ઉપર મહાત્રિક અને લઘુત્રિક વાળા સપ્તકોમા ફરક માત્ર ग, ध અને नि ના પ્રમાણોમા છે એ ત્રણ સ્વરોના પ્રત્યેક બન્ને પ્રકારો વચ્ચે $\frac{25}{24}$ નુ અતર આવેછે—

ग $\frac{5}{4} - \frac{6}{5} = \frac{25}{24}$ }
ध $\frac{5}{3} - \frac{8}{5} = \frac{25}{24}$ } આ રીતે
नि $\frac{15}{8} - \frac{9}{5} = \frac{25}{24}$ }

આ તો major અને minor વચ્ચેનુ અતર આવ્યુ પરંતુ સપ્તસ્વરો વચ્ચે અંતરો $\frac{9}{8}$, $\frac{10}{9}$ અને $\frac{16}{15}$ એમ ત્રણ પ્રકારના છે નીચે પ્રમાણે—

स — रि વચ્ચે $\frac{9}{8} + 1 = \frac{9}{8}$
रि — ग વચ્ચે $\frac{5}{4} + \frac{9}{8} = \frac{10}{9}$
ग — म વચ્ચે $\frac{4}{3} + \frac{5}{4} = \frac{16}{15}$
म — प વચ્ચે $\frac{3}{2} - \frac{4}{3} = \frac{9}{8}$
प — ध વચ્ચે $\frac{5}{3} + \frac{3}{2} = \frac{10}{9}$
ध — नि વચ્ચે $\frac{15}{8} - \frac{5}{3} = \frac{9}{8}$
नि — स વચ્ચે $2 - \frac{15}{8} = \frac{16}{15}$

આ ત્રણ અતરોમા $\frac{16}{15}$ તે અલ્પતમ અવકાશ છે તેથી એ અવકાશમા એક પણ

પેટા સ્વર ના મૂકતા ૯/૮ અને ૧૦/૯ વચ્ચે અકેકો પેટા સ્વર મૂકવાથી નીચે પ્રમાણે ૧૨ સ્વરોનું મંડળ સિદ્ધ થાય છે —




આ પેટાસ્વરોના પ્રમાણો શા સ્થાપવા? ૮૧/૮૦ તે સપ્ત સ્વરોમા અલ્પતમ છે પણ ग major અને ग minor ( તેમજ ध તથા नि major ને minor ) વચ્ચે તો ૨૫/૨૪ નો અવકાશ, તે એથી પણ અલ્પ છે અને ઉપરના ૧૨ સ્વરોમા ॅग — ग, ॅध — ध અને ॅनि — नि ત્હેમા કોમળ તે minor ના પ્રમાણના લેઇયે તો કોમળ અને શુદ્ધ વચ્ચે ૨૫/૨૪ નુ અન્તર સધાશે ત્હારે બીજા વિકૃત અને શુદ્ધ સ્વરો વચ્ચે પણ ૨૫/૨૪ નું અન્તર રાખીશુ તો સમાન ધોરણ સચવાશે આ કારણથી ૧૨ સ્વરોના પ્રમાણો નીચે પ્રમાણે આવશે —

| स | ॅरि | रि | ॅग | ग | म | मँ | प | ॅध | ध | ॅनि | नि |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨૭/૨૫ | ૯/૮ | ૬/૫ | ૫/૪ | ૪/૩ | ૩૬/૨૫ | ૩/૨ | ૮/૫ | ૫/૩ | ૯/૫ | ૧૫/૮ |

અહિ मँ માત્ર તીવ્ર છે, બાકીના વિકૃત સ્વરો કોમળ જ છે આ તીવ્ર मँ નુ પ્રમાણ હેની પછીના प ના પ્રમાણથી ૨૫/૨૪ ઊતરતું એટલે ૩૬/૨૫ રાખ્યુંછે, म ના પ્રમાણથી ૨૫/૨૪-ગણુ નથી મૂક્યુ કેમકે બીજા વિકૃત સ્વરોના પ્રમાણ તે સ્વરથી ચઢતા પડોશના સ્વરથી ૨૫/૨૪ ઊતરતા ગણીને મૂક્યાછે—તે ધોરણ આ म માટે પણ રાખ્યુંછે અને આગળ ઉપર બતાવાશે તે પ્રમાણે આ म તીવ્ર નહિ, તીવ્રતર નહિં, પણ તીવ્રતમ છે, અર્થાત્ મૃદુ प જ છે, એટલે प નો ૨૪/૨૫ થાય તેજ પ્રમાણ બરોબર છે

રા બર્વે ૧૨ સ્વરોનું આધુનિક નૅચરલ સ્કેલ નીચે પ્રમાણે આપેછે —

| ૧ | ૧૬/૧૫ | ૯/૮ | ૬/૫ | ૫/૪ | ૪/૩ | ૪૫/૩૨ | ૩/૨ | ૮/૫ | ૫/૩ | ૯/૫ | ૧૫/૮ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| स | ॅरि | रि | ॅग | ग | म | मँ | प | ॅध | ध | ॅनि | नि |

અહિં ૧૬/૧૫ અને ૪૫/૩૨ એ બે પ્રમાણો મ્હેં ઉપર બતાવેલા ૨૭/૨૫ અને ૩૬/૨૫ ને ઠેકાણે આણ્યાછે પરંતુ હેમા સારસ્ય નથી એક તો પ્રથમ એ જ કે ૨૫/૨૪ ના પ્રમાણનું ધોરણ તોડીને આ પ્રમાણો આણ્યાછે અને હેનો હેતુ કશો સમજાતો નથી તેમ જ ૪૫/૩૨ તે ૩૬/૨૫—૧૨૮/૧૨૫ છે અર્થાત્ ૧૨૮/૧૨૫ જેટલા અલ્પતમ અન્તરને અકારણ પ્રવેશ આપી ધોરણની એકતામા ભંગ થાયછે આ ઉપરાંત બીજાં પણ કારણો આ સ્વરપ્રમાણોની અનિષ્ટતા બતાવનારા છે વિસ્તારના ભયથી લખ્યા નથી

પરંતુ આથી પણ વિશેષ આશ્ચર્યજનક તો રા. બર્વેએ સ્થાપેલું પ્રાચીન ૧૨ સ્વરોનું સ્કેલ છે સંગીતપારિજાતમાં સ્વરોના સ્થાન વીણામાં ક્યાં હોય તે બતાવેલાછે તે શ્લોકો-નો અર્થ રા. બર્વેએ કાંઈ અપૂર્વ રીતે કરી નીચે પ્રમાણે એ સ્કેલ સાધ્યું જણાયછે —

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩૬ ઇંચની વીણામાં ઘોડીથી કેટલે ઇંચ છે? | ૩૬ | ૩૪ | ૩૩ | ૩૦ | ૨૮ ૧/૨ | ૨૭ | ૨૫ | ૨૪ | ૨૨ | ૨૧ | ૨૦ | ૧૯ |
| સ્વર — | સ | ॅरि | रि | ग | ग | म | म | प | ॅध | ध | नि | नि |
| | | | | | तीव्र | | तीव्रतर | | | | | तीव्र |
| આન્દોલન-પ્રમાણ | ૧ | ૧૮/૧૭ | ૧૨/૧૧ | ૬/૫ | ૨૪/૧૯ | ૪/૩ | ૩૬/૨૫ | ૩/૨ | ૧૮/૧૧ | ૧૨/૭ | ૯/૫ | ૩૬/૧૯ |
| | | * | * | | * | | | | * | * | | * |

અહિં * નિશાનીવાળા ૭ સ્વરોના સ્થાન પ્રમાણો નાદશાસ્ત્રથી સધાતા પ્રમાણોથી ભિન્ન આવેછે આ દૂષણ જ લાગેછે અને એમ ભિન્ન આવવાને કશું પણ કારણ નથી સંગીતપારિજાતની એ જ કારિકાઓનો યથાન્યાય અને ખરા અર્થગ્રહણના યોગે અર્થ કરીને ઉપર કહેલા સ્વરપ્રમાણો મ્હારી અલ્પ મતિ પ્રમાણે સ્થાપી શકાયછે તે સ્થાનો તથા પ્રમાણો નીચે બતાવુંછું —

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઇંચ | ૩૬ | ૩૩ ૧/૩ | ૩૨ | ૩૦ | ૨૮ ૪/૫ | ૨૭ | ૨૫ | ૨૪ | ૨૨ ૧/૨ | ૨૧ ૧/૩ | ૨૦ | ૧૯ ૧/૫ |
| પ્રમાણ | ૧ | ૨૭/૨૫ | ૯/૮ | ૬/૫ | ૫/૪ | ૪/૩ | ૩૬/૨૫ | ૩/૨ | ૮/૫ | ૨૭/૧૬ | ૯/૫ | ૧૫/૮ |

એ સ્વરસ્થાપન પ્રકરણનો અર્થ કરવામાં શી શી ક્ષતિઓ થઈછે તે સવિસ્તર બતાવતાં બહુ વિસ્તાર થાય એમ છે તેથી ઉપર ફલિતાર્થ જ મૂક્યોછે

( અપૂર્ણ )

નરસિંહરાવ ભોળાનાથ.

—

## રા. રા. ન્હાનાલાલ દલપતરામ કવિના "વસન્તોત્સવ" નું અવલોકન.

રા. રા. ન્હાનાલાલ દલપતરામ કવિ તરફથી "વસન્તોત્સવ" નામનું એક ન્હાનું કાવ્ય પ્રસિદ્ધ થયું છે. તે કાવ્યની રચના એવી છે કે ઘણા મનુષ્યો તે વાંચતા કંટાળી મૂકી દે છે, અને અડધું અથવા જરા પણ વાંચતા નથી. માત્ર કોઈકજ કાવ્યરસિક પુરૂષ હશે કે જે આવાં ગુર્જર કાવ્ય પ્રેમથી વાંચતો હશે–કાવ્ય ઉપર સામાન્ય રસિકતા નથી આવતી તેનું કારણ તો પ્રથમ એ જ કે તે માંહેના અત્યુત્તમ ભાવની કલ્પના પણ સામાન્ય વર્ગથી થઈ શકતી નથી, તેથી રસિક ભાવો પુષ્પ સમાન ખીલી ખરી પડે છે, અને અવગણનાને પ્રાપ્ત થાય છે. પરન્તુ કોઈ પુરૂષ તેના સૌરભનું યથાર્થ વર્ણન કરી સમજાવે તો અરસિક મનુષ્યોની આંખ ઉઘડે અને શું રસિક અને શું અરસિક છે તે જાણવાની વિવેકબુદ્ધિ પ્રાપ્ત થાય–તેથી એવાં એવાં કાવ્યો ઉપર જ્યાં સુધી પૂર્ણ અવલોકન નથી થયાં ત્યાં સુધી ખરી ખુબીનું ભાન લોકોમાં થતું નથી, તેથી અનિષ્ટ પરિણામો જોવામાં આવે છે, અને કાવ્ય સાહિત્ય ઉત્તેજન ન પામવાથી ઉત્કૃષ્ટતાને પ્રાપ્ત થતાં નથી. રા. ન્હાનાલાલનાં કાવ્યો કોઈ જુદા જ માર્ગમાં વહન કરે છે, કોઈ નિરાળો માર્ગ ગ્રહણ કરી વાચકને અસ્ખલિત પથમાં નાંખી દઈ મોહ કરી દે છે–હજુ આવા શબ્દોનું સ્વરૂપ લોકો જાણે તેવો સમય દૂર છે–કારણ કે નહીં ગદ્ય તેમ નહીં પદ્ય; એ બેમાંથી 'તૃતિયમ્' સંકર સ્વરૂપ શોધી કાઢી, નૂતન મૂર્તિઓ ખડી કરી છે—

રચના વિશે વિવેચન કરવાની જરૂર નથી, કારણ કે **भिन्नप्रकृति र्हि लोकः** માત્ર હૃદયના ભાવ અને રસિકતાનું અવલોકન કરવાનુ કાર્ય અત્ર ઉપસ્થિત છે. પ્રથમ મુખપૃષ્ઠ પર ચાર શ્લોક મંગળ રૂપે મુકેલા છે.

> નયન ઉઘડ્યું પેલું ઓજસ્વી નવલ પ્રભાતનું,
> જગત ભરતુ વ્હાલા ! જો તેજ ઉતરે તાતનું;
> નવવસન્તાનિલના પમરે પરાગ અલૈકિક,
> વિરલ વિભૂતિ વર્ષે સુરનાથ આધિદૈવિક.

પેલા જાજ્વલ્યમાન નવીન પ્રભાતનું નેત્ર ઉઘડ્યું, આવા ઝળઝળતા તેજોમય પ્રભાતનું ભાન,–પ્રભાતનું નેત્ર–ઉઘડ્યું એટલે પ્રભાત ઝળક્યું–પ્રકાશ્યું–પ્રભાતને ઓજસ્વી કહેવાનું કારણ બીજી લીટીમાં સ્પષ્ટ કર્યું છે–હે વ્હાલા મિત્ર ! તાત એટલે પરમાત્માનું તેજ જગત ભરતું એટલે જગતમાં વ્યાપી રહેતું તે તેજ ઉતરે છે તે તું જો !

પરબ્રહ્મનું તેજ જગતમાં પ્રભાતમાં ઉતરતું હોય એ કલ્પના અતિ ઉત્તમ છે. અક્ષરશઃ એવો ભાવ નિકળે છે કે સૂર્ય નારાયણનું તેજ જગતમાં પ્રસરતું ઉતરે છે. (આ પ્રભાતના ઉદય પામતા સ્વરૂપનું વર્ણન છે.) અને વ્યંગ ભાવે જોતાં આવી કલ્પના શ્રી પરમાત્માના તેજોમય અંશોનું ભાન માનવ પ્રકૃતિને આ સમયે બહુ સરલતાથી થાય છે માટે હે બન્ધુ! તું પણ તેવું ભાન ગ્રહણ કર–છેલ્લા બે ચરણમાં પ્રભાત સમયના બનાવો વર્ણવ્યા છે–નવા

વસન્ત ઋતુના પવનના અલૈકિક સૌરભો પ્રસરે છે અને સુરનાથ-સૂર્યનારાયણ-સ્વર્ગીય વિરલ વિભૂતિ-તેજ-નો વર્ષાદ વર્ષાવે છે

નથી અજાણ્યુ ત્હાર, વિરમે છ કાળી યામિની,
મઉ સુગમ છે તુજને સામગ્રી પ્રાણપ્રમશિની
નિરાજ તુજને લાધ્યો ત્હેં જોયુ ત્હેના કિરણમા,
કલ્યાણસાગર ભાળ્યો, કીધ સ્નાન ત્હેના ઝરણમા.

આ બીજા શ્લોકમા કવિ કહે છે કે હે બન્ધુ! તને ખબર તો છે કે દુ ખનો નાશ થયો છે, કાળી રાત્રિનો લોપ થઈ ગયો છે આ અલૈકિક આનન્દ પ્રાપ્ત થયો છે. પ્રાણુ પ્રકાશીની એટલે આત્માને-હૃદયને-આનન્દ આનન્દ આપતી પ્રફુલ્લિત કરતી એવી સામગ્રીઓ તને સાધ્ય છે એટલે સામગ્રીઓવાળો આ પ્રભાતનો સુખ રૂપ સમય તને પ્રાપ્ત થયો છે

સૂર્ય ભગવાનના દર્શન થયા, તેના કિરણમા જોયુ એટલે તેમા લીન થઈ સ્તુતિ કરી. સૂર્ય ભગવાનને કલ્યાણસાગર માન્યા આ અત્યુત્તમ ભાવ છે આર્યશાસ્ત્રોમા પ્રાત સમયે મધ્યાવદન આદિ કર્મો કરવાનુ કહ્યું છે, તેમા પણ સૂર્ય નારાયણનીજ સ્તુતિ કરેલી છે. તેથી કવિનો આ આશય ઘણો ઉચો માનુ છુ મગળા ચ ણ રૂપે કે પ્રભાતના વર્ણન રૂપે કે ઇષ્ટ દેવની સ્તુતિ રૂપે આ શ્લોક લખાયા હોય પરન્તુ સૂર્યનારાયણ કલ્યાણ કરનારા છે. કલ્યાણના સમુદ્ર છે અને તેના ઝરણમા સ્નાન કરતો વર્ણવી કૃતકૃત્ય કહ્યો છે. એ ભાવ ઘણો જ પૂજ્ય છે પ્રથમ બે ચરણથી સૂર્યની પૂજાના ફળની અવધિ બતાવી આપી છે

કનક કરજે વ્હાલા મણિ! પુણ્યપારસસ્પર્શથી,
લોહ કેન હઇડાના મૂલ્ય અમ મોઘા નથી,
મધુરી દુકજે વ્હાલા! અમ દેશમા તુજ ચેતના,
પેલી શિખવજે મ્હેતા મીઠી ઊર્ધ્વગામિની વેદના.

પુણ્યમય પારસના સ્પર્શથી હે બન્ધુ! હે વ્હાલા મણિ! તારા હૈડા લોહના છે તે કનકના કરી લેજે આ સમયે તે પારસમણિ તને પ્રાપ્ત છે તેથી મોઘો નથી

સૂર્ય ભગવાનનુ પૂજન અમોઘ ફળ આપનાર છે એવો ભાવ આ બે ચરણમાથી હુ ગ્રહણ કરૂ છુ

છેલ્લા બે ચરણમા કહ્યુ છે કે હે બન્ધુ! તારા સ્વદેશબન્ધુઓને તારા સામી ચેતના જાગૃતિ થાય અને તારા જેવુ વર્તન કરે તેવુ મધુર સચન તુ કરજે-વળી આ સચન કર્યા પૂર્વે તુ કાળી યામિની-કાળી રાત્રી ( ઉર્ધ્વગામીની વેદના ) સહન કરતા શિખવજે, કારણ કે વેદના સહન કર્યા પછી ( રાત્રી વિત્યા પછી ) પ્રભાતમા ઉપર કહ્યા તેવો લ્હાવો પ્રાપ્ત થઈ શકે છે.

## રા. રા. ન્હાનાલાલ દલપતરામ કવિના "વસન્તોત્સવ" નું અવલોકન.

રા. રા. ન્હાનાલાલ દલપતરામ કવિ તરફથી "વસન્તોત્સવ" નામનું એક ન્હાનું કાવ્ય પ્રસિદ્ધ થયું છે. તે કાવ્યની રચના એવી છે કે ઘણા મનુષ્યો તે વાંચતા કંટાળી મૂકી દે છે, અને અડધુ અથવા જરા પણ વાંચતા નથી. માત્ર કોઈકજ કાવ્યરસિક પુરૂષ હશે કે જે આવાં ગુર્જર કાવ્ય પ્રેમથી વાંચતો હશે-કાવ્ય ઉપર સામાન્ય રસિકતા નથી આવતી તેનું કારણ તો પ્રથમ એ જ કે તે માંહેના અત્યુત્તમ ભાવની કલ્પના પણ સામાન્ય વર્ગથી થઈ શકતી નથી, તેથી રસિક ભાવો પુષ્પ સમાન ખીલી ખરી પડે છે, અને અવગણનાને પ્રાપ્ત થાય છે. પરન્તુ કોઈ પુરૂષ તેના સૌરભનું યથાર્થ વર્ણન કરી સમજાવે તો અરસિક મનુષ્યોની આંખ ઉઘડે અને શું રસિક અને શું અરસિક છે તે જાણવાની વિવેકબુદ્ધિ પ્રાપ્ત થાય-તેથી એવાં એવાં કાવ્યો ઉપર જ્યાં સુધી પૂર્ણ અવલોકન નથી થયાં ત્યાં સુધી ખરી ખુબીનું ભાન લોકોમાં થતુ નથી, તેથી અનિષ્ટ પરિણામો જોવામાં આવે છે, અને કાવ્ય સાહિત્ય ઉત્તેજન ન પામવાથી ઉત્કૃષ્ટતાને પ્રાપ્ત થતાં નથી. ગ. ન્હાનાલાલનાં કાવ્યો કોઈ જુદા જ માર્ગમા વહન કરે છે, કોઈ નિરાળો માર્ગ ગ્રહણ કરી વાચકને અકલિત પથમાં નાંખી દઈ મોહ કરી દે છે-હજુ આવા શબ્દોનુ સ્વરૂપ લોકો જાણે તેવો સમય દૂર છે-કારણ કે નહી ગદ્ય તેમ નહીં પદ્ય; એ બેમાથી 'ત્રતિયમ્' સંકર સ્વરૂપ શોધી કાઢી, નતન મૂર્તિઓ ખડી કરી છે—

રચના વિશે વિવેચન કરવાની જરૂર નથી, કારણ કે **भिन्नप्रकृति र्हि लोकः** માત્ર હૃદયના ભાવ અને રસિકતાનું અવલોકન કરવાનુ કાર્ય અત્ર ઉપસ્થિત છે. પ્રથમ મુખપૃષ્ઠ પર ચાર શ્લોક મંગળ રૂપે મુકેલા છે.

નયન ઉઘડ્યું પેલું ઓજસ્વી નવલ પ્રભાતનું,
જગત ભરતુ વ્હાલા! જો તેજ ઉતરે તાતનુ;
નવવસન્તાનિલના પમરે પરાગ અલૌકિક,
વિરલ વિભૂતિ વર્ષે સુરનાથ આધિદૈવિક.

પેલા જાજ્વલ્યમાન નવીન પ્રભાતનું નેત્ર ઉઘડ્યું, આવા ઝળઝળતા તેજોમય પ્રભાતનું ભાન,-પ્રભાતનું નેત્ર-ઉઘડ્યું એટલે પ્રભાત ઝળક્યું-પ્રકાશ્યું-પ્રભાતને ઓજસ્વી કહેવાનું કારણ બીજી લીટીમાં સ્પષ્ટ કર્યુ છે-હે વ્હાલા મિત્ર! તાત એટલે પરમાત્માનું તેજ જગત ભરતું એટલે જગતમાં વ્યાપી રહેતું તે તેજ ઉતરે છે તે તું જો!

પરમાત્માનું તેજ જગતમાં પ્રભાતમાં ઉતરતુ હોય એ કલ્પના અતિ ઉત્તમ છે. અક્ષરશઃ એવો ભાવ નિકળે છે કે સૂર્ય નારાયણનું તેજ જગતમાં પ્રસરતું ઉતરે છે. (આ પ્રભાતના ઉદય પામતા સ્વરૂપનું વર્ણન છે.) અને વ્યંગ ભાવે જોતાં આવી કલ્પના શ્રી પરમાત્માના તેજોમય શરીરનું ભાન માનવ પ્રકૃતિને આ સમયે બહુ સરલતાથી થાય છે માટે હે બન્ધુ! તું પણ તેવું ભાન ગ્રહણ કર-છેલ્લા બે ચરણમાં પ્રભાત સમયના બનાવો વર્ણવ્યા છે-નવા

વસન્ત ઋતુના પવનના અલૌકિક સૌરભો પ્રસરે છે અને સુરનાથ-સૂર્યનારાયણ-સ્વર્ગીય વિરલ વિભૂતિ-તેજ-નો વર્ણન વર્ષાવે છે

નથી આ નષ્ટયુ ત્હારૂ વિરમે છ કાળી યામિની,
મહુ સુગમ છે તુજને સામગ્રી પ્રાણપ્રમશિની
વિરાજ તુજને લાધ્યો તહેં જોયુ ત્હેના કિરણમા
કલ્યાણસાગર ભાળ્યો, કીધ સ્નાન ત્હેના ઝરણમાં

આ બીજા શ્લોકમા કવિ કહે છે કે હે બન્ધુ! તને ખબર તો છે કે દુખનો નાશ થયો છે, કાળી રાત્રિનો લોપ થઈ ગયો છે આ અલૌકિક આનન્દ પ્રાપ્ત થયો છે પ્રાણુ પ્રમનીની એટલે આત્માને-હૃદયને-આનન્દ આનન્દ આપતી પ્રફુલ્લિત કરતી એવી સામગ્રીઓ તને સાધ્ય છે એટલે સામગ્રીઓવાળો આ પ્રભાતનો સુખ રૂપ સમય તને પ્રાપ્ત થયો છે

સૂર્ય ભગવાનના દર્શન થયા તેના કિરણમા જોયુ એટલે તેમા લીન થઈ સ્તુતિ કરી સૂર્ય ભગવાનને કલ્યાણસાગર માન્યા આ અત્યુત્તમ ભાવ છે આર્યશાસ્ત્રોમા પ્રાત સમયે સંધ્યાવદન આદિ કર્મો કરવાનુ કહ્યુ છે તેમા પણ સૂર્ય નારાયણુનીજ સ્તુતિ કરેલી છે તેથી કવિનો આ આશય ઘણો ઉચો માનુ છુ મગળા ચ ણ રૂપે કે પ્રભાતના વર્ણન રૂપે કે ઇષ્ટ દેવની સ્તુતિ રૂપે આ શ્લોક લખાયા હોય પરન્તુ સૂર્યનારાયણુ કલ્યાણુ કરનારા છે કલ્યાણુના સમુદ્ર છે અને તેના ઝરણમા સ્નાન કરતો વર્ણવી કૃતકૃત્ય કહ્યો છે એ ભાવ ઘણો જ પૂજ્ય છે પ્રથમ બે ચરણુથી સૂર્યની પૂજાના ફળની અવધિ બતાવી આપી છે

કનક કરજે વ્હાલા મણિ! પુણ્યપા સમ્પર્શથી
લોહ કા હૃદયના મત્ય આમ મોઘા નથી
મધુરી કુકજે વ્હાલા! આમ દેશમા તુજ ચેતના,
પેલી શિખવજે રહેતા મીઠી ઊર્ધ્વગામિની વેદના

પુણ્યમય પારસના સ્પર્શથી હે બન્ધુ! હે વ્હાલા મણિ! તારો હૈ! લોહના છે તે કનકના કરી લેજે આ સમયે તે પારસમણિ તને પ્રાપ્ત છે તેથી મોઘો નથી

સૂર્ય ભગવાનનું પૂજન અમોઘ ફળ આપનારૂ છે એવો ભાવ આ બે ચરણુમાથી હુ ગ્રહણુ કરૂં છુ

છેલ્લા બે ચરણુમા કહ્યુ છે કે હે બન્ધુ! તારા સ્વદેશબન્ધુઓને તારા સામી ચેતના જાગૃતિ થાય અને તારા જેવુ વર્તન કરે તેવુ મધુર સૂચન તું કરજે-વળી આ સૂચન કર્યા પૂર્વે તું કાળી યામિની-કાળી રાત્રી (ઉર્ધ્વગામીની વેદના) સહન કરતા શિખવજે, કારણુ કે વેદના સહન કર્યા પછી (રાત્રી વિત્યા પછી) પ્રભાતમા ઉપર કહ્યા તેવો લ્હાવો પ્રાપ્ત થઈ શકે છે

અજબ લહરી આવી પ્રારબ્ધિ ! પરમ સુભાગની,
અનૂપ ગીતે ગાતી આમન્ત્રણા પ્રણુરાગની;
પીચ્છ નવ તુજ બીડજે, સત્કારજે શુચિ ચન્દ્રિકા,
ઉડ્ય ઉડય સખા ! વેરાશે તુજ પાંખ્યમાંથી વસન્તિકા.

છેલ્લા શ્લોકમાં કવિ બહુ યુક્તિથી કાવ્ય સમાપ્ત કરે છે. હે બન્ધુ ! પરમ સૌભાગ્યની લહરી પ્રારબ્ધ યોગે તને મળી છે અને તે સૌભાગ્ય પરમાત્માના પ્રેમનું આમન્ત્રણ તને કરે છે. એટલે પરમાત્માનો પ્રેમ તારા પર આવે છે. આવે સમયે શુચિચન્દ્રિકા—પવિત્ર ચન્દ્ર પ્રકાશનો પ્રેમથી સત્કાર કરજે. તારી પાંખ્ય બીડીશ નહીં કારણ રાત્રી આવી છે તેથી બ્હીને.

વળી કવિ કહે છે હે સખા ! તારી પાંખમાં વસન્ત ઋતુ ભરાઈ બેઠી છે તેથી તે વેરાઈ વીંખાઈ નાશ પામશે માટે તેમ ન થવા દેવા તું ઝટપટ ઉડી જા ને વસન્તને કાળી યામિનીથી બચાવી લે એટલે તું રાત્રી સમીપ ન જા અને અપૂર્વ પ્રભાતના તેજમાંજ મળી જા.

## કાવ્યારંભ.

કાવ્યમાં એવી વસ્તુસંકલના ગોઠવી છે કે વિલસુ અને રમણલાલ બે બેન તથા ભાઈ છે.

સુભગા અને સૌભાગ્યચન્દ્ર બેન ભાઈ છે. વિલસુ ને સૌભાગ્યચન્દ્ર પ્રેમી છે. રમણલાલ ને સુભગા પ્રેમી છે. કુસુમ્બી ને નયન પ્રેમી થાય છે. વસન્ત ઋતુમાં કેટલીક કુમારિકાઓ વસન્ત પૂજવા વનમાં આવી છે ત્યાં કેટલાક બાળકો પણ રમવા આવ્યા છે. ત્યાં ઘણી રસિકતાથી કવિએ રમત ગમતની વાત ચીતો પ્રેમમય અલંકારોથી ચીતરી છે. પાત્રો ઘણાં રસિક છે અને મધુર અને શુદ્ધ શબ્દોથી જે વર્ણન લખાયું છે તેથી શૃંગાર રસ ઉદ્દીપન થાય છે અને વનશોભા તથા વસન્ત ઋતુ વિહાર આદિ વર્ણનો બહુ અચ્છિ રીતે કર્યા છે, જે બારીકાઇથી વાંચતાં રસજ્ઞ વાચક જોઈ શકશે. છેવટે ગુહના ન્હાના બગીચાની રમત ગમત વર્ણવી પાત્રોને અન્યોઅન્ય પ્રેમી કર્યા છે તેથી શૃંગારનો અવધિ આણી પુસ્તક પૂર્ણ કર્યું છે.

ગુલછડી સમોવડી
એક સુન્દર બાલિકા હતી.

એક સુન્દર બાળિકાને ગુલાબના છોડ જેવી ઉપમા આપી છે. આ બાળિકા ઝાડની ઘટાઓમાંથી, બરેલા ખેતરોની પગથીઓ એટલે કેડાઓમાં, સરોવરના કિનારાના વગડાના પુષ્પમાં પુષ્પ વાળી પલ્લવની કુંજેમાં ગીતો ગાતી ગાતી આનન્દ પામે છે,

સ્હવારની ઉજળી વિમલતામાં
... ... ... ...

પ્રભાતની પ્રકાશમય સ્વચ્છતામાં, સાયંકાળે મીઠી શીતળતામાં તે બાળા પાંખ્ય પ્રસારી ઉડતી એટલે અહીં તહીં જતી આવતી તેથી પક્ષી જેવી ઉપમા આપી છે.

'ઉગતા પાકને આશીષ દેતી'

પાક ઉગે ને કાંઈ વિઘ્ન ન આવે એવું અંતઃકરણથી ઇચ્છતી અને તેથી પાકને જાણે વનદેવતાઓ તરફથી આશીષ મળતી હોય એવી અહીં કલ્પના છે.

એક વેળા વસન્તનું સ્હવાર,
જગત ઉપર તડકાછાંયા ઢાળતુ;
ગુલાબ ઉઘડ્યાં ઉઘડતાં હતાં,
ઉપરનાં ભીનાં ઝાકળકણ.
પ્રિયતમનની કીકીઓ જેવા
કાન્ત ચમકાર ચમકતા.

આ વર્ણનથી વનમાં પ્રભાતનું સ્મરણ થાય છે. પ્રભાત સમયે ગુલાબ ઉપર ઝાકળના બિન્દુએ રસિક સ્ત્રી-પુરૂષોના નયનમાં જેમ કીકીઓ ચમકે તેમ ચળકતા દેખાય છે. પ્રિય નયન કહ્યું કારણ કે ઝાકળના કણ જોવા તે પણ નયનને બહુ પ્રિય લાગે છે અને રસિક સ્ત્રી પુરૂષો એક બીજાના નયન દેખે અથવા એક બીજાને દેખે તે પણ ઘણું પ્રિય લાગે છે.

સરોવરોની નિર્મળી ભૂરાશમા
પ્રાણમાં મહાપ્રાણ સમાસે તેમ
વાદળ વિરામતું હતું—

ભૂરાશ શબ્દ એ વન સરોવરની નિર્મળતા અને કાદવનો મિશ્ર સંબંધ બતાવે છે. તેવા સરોવરમાં વાદળ વિરમતું હતું. છેટેથી જોનારને વાદળ સરોવર ઉપર લચી પડતું હોય તેવો ભાસ થાય છે; અથવા તો સરોવર તેજ વાદળ છે એવો પણ ઘણી વખત દૂરથી ભાસ થાય છે. અને ત્યારે જ પ્રાણમાં મહા પ્રાણનો એટલે જીવમાં પરમ જીવ (બ્રહ્મ) નો સમાવેશ જેમ સ્વભાવીક છે તેમ સમાવેશ કલ્પાય છે—

વૃક્ષોમાં વૃક્ષરાજ શાં વિરાજતાં
સૂર્ય સુવર્ણે રસેલાં ગામનાં છાપરાં
હેમની પલ્લવ જાળીઓમાંથી
ક્ય્હાંક ક્ય્હાંક દેખાતાં—

વડનાં ઝાડ વૃક્ષરાજ છે તે કહીને તેના પાંદડાની ઘટ્ટતા બતાવે છે. પાંદડામાંથી કયાંહીક કયાંહીક માર્ગ માત્ર રહ્યો હોય તેમાંથી દૂરથી દેખાતાં ગામનાં ગૃહોનાં છાપરા સૂર્યના આછા સુનેરીવર્ણા તડકા પડવાથી ચળકતાં દેખાય છે. આ પણ પ્રભાતવર્ણનમાં પુષ્ટિ આપતું ચિત્ર છે.

નિર્મલ વ્યોમ, શાન્ત સરોવર,

... ... ... ..

વસન્ત વિભૂતિનો અનેરો સોહાગ
વેલીના ફુલહિન્ડોલે હીંચતો હીંચતો

વસન્ત ઋતુનું સૌંદર્ય તે નિર્મલ વ્યોમ, શાન્ત સરોવર ગમ્ભીર લીલમડી દૃષ્ટિમર્યાદાની લીંટી જે સુવર્ણની પાખ્યોના વેરાતા પીંછા જેવી દીસે છે, અને પુષ્પોમા રમતી કિરણકલા એટલે ખીલતા પુષ્પોની શોભા ઈત્યાદિ છે. વેલીની ડાળો પવનથી આમ તેમ હીંચતી તેથી આ સૌન્દર્ય જાણે પુષ્પ રૂપી હીંડોલા ઉપર હીંચતો હોય એવી કલ્પના છે.

વનના એક છોડ જેવો જ
એક તરૂણ નિરખતો હતો

એકાએક એક યુવાન પુરૂષ પ્રવેશે છે અને તે વનના છોડ જેવો છે તે ઉપમા સ્થાનનું સ્મરણ કરાવે છે તેટલુ જ નહીં પરન્તુ કોમળ અંગવાળો અને વનના છોડ જેમ સ્વતન્ત્ર છે તેવો સ્વતન્ત્ર યુવક છે.

વસન્ત વધાવવા જતી
સહિયરોનો નવરંગ સાથ
હસતો, નમતો, હલેતો
કલ્લોલતો આવતો હતો

યુવાન બાળાઓનુ રોનુ ગીત ગાવા આવતુ, અથવા દેવદર્શને જતું, અથવા કોઈ પૂજાર્થે દેવમન્દિરે જતું, અથવા આમ વસન્તને વધાવવા વનમા જતું, કેવા આનન્દથી, કેવા ઉમંગથી કલ્લોલતુ હર્ષભેર ચાલ્યું જાય છે તેનુ અચ્છુ ચિત્ર આ ચાર ચરણુમા આવી જાય છે.

" કુસુમ્બી! ગુલાબ લેજે હ!
" તારા! તુ ચંપો વીણજે"
" મ્હારી મેનાને તો ને
ડમરાની કલગી ધરાવીશ
લીલો ને જાંબુડીઓ ભેળા
બહુ ખીલશે ને ખલશે

શણગારનું એ શાસ્ત્ર નથી? સુભગા! ત્હારા પોપટને તો બ્હેન ગુલાબકળીઓની માળા બહુ દીપાવશે—

" ના, ના, વિલસુ!
મ્હેં તો કેસુડા ગૂંથ્યા છે,
કિરીટ વેલીઝૂલાનો કરીશ."

નિર્દોષ બાળાઓનો આ વાર્તાલાપ કેટલો મધુર છે અને મહા કવિ શ્રી કાલિદાસની પુષ્પ શણગારની અથાગ પ્રીતી તેના પુસ્તકોમાં ક્ષણે ક્ષણે ઝળકી નીકળે છે તેમ આ પુષ્પ શણગાર એ શરૂ છે અને તે માટે ગુંથાએલી બાળાઓની આ વાતચીત કવિએ ટુંકામાં મૂકી છે અને ઘણે સ્થળે આવા વર્ણનો આ પુસ્તકમાં આપ્યા છે તે કાલિદાસની ખુબીને યાદ કરાવે છે—

સુભગાને શેરડા પડ્યા,
સુખીસમાજ તારામંડળ જેવો
સ્તબ્ધ એકનયન ઉભો.
વિલસુ માત્ર આગળ આવી.

સખિવૃન્દ આમ ફુલવેલીમાં ફુલ વીણતું હતું ત્યાં રમણ નામના એક યુવકને હીંચતો દેખી સુભગા ને શેરડા પડ્યા—શેરડા એ પ્રેમબીના હૃદયનું અભિનય છે—સખિમંડળ તારામંડળ જેવું સ્તબ્ધ અને એકનયન ઉભું રહ્યું—જેમ તારાનો ઝળક ઝળક ઝબકે છે તેમ સખિમંડળની પ્રત્યેક સૌન્દર્યમય મૂર્તિઓ ચળક ચળક પ્રકાશી રહી હતી—તારાઓ જેમ સ્તબ્ધ તથા એકીટશે જોતાં સ્થિર દેખાય છે તેવી આ સખિઓ બની ગઈ તેથી સંપૂર્ણ ધર્મવાદી આ ઉપમા છે.

કોઈ વર્ષાના સન્ધ્યા સમયે
નિસ્તેજ બાલચન્દ્ર ઉપર
મેઘધનુષના રંગ
આવી આવી ઉડી જાય છે.
વિલસુને ઝાંખે મુખડે
એવી લજ્જારેખા બેઠી
ને બેસતાં જ ઉડી ગઈ.
ત્હેના સ્વર ધ્રૂજતા—ધીરા હતા.

ભાઈ પાસે ભગિની ઉભી હોય અને ભગિની પોતાના ભાઈની પ્રિયતમા સંબંધી કંઈ વાત કહેતી જેમ શરમાઈ જાય છે તેવું જ ચિત્ર વિલસુ બ્હેન પોતાના ભાઈ રમણને કહે છે કે "સુભગાના ખોળામાં આપ્ય, પોપટની કલગી કરશે" આ વાક્ય બોલતાં સુભગા જેના ઉપર પોતાના ભાઈ રમણલાલનો અથાગ પ્રેમ છે તે જાણતી બાળા વિલસુની સ્થિતિ લજ્જાથી કેવી થેરાય છે તે બતાવ્યું છે—વર્ષા ઋતુમાં સન્ધ્યા સમયે ઉદય પામતા ચન્દ્રરાજ ઉપર સન્ધ્યાના મેઘધનુષ્યના રંગીત પટથી આચ્છાદિત થઈ જાય છે અને આ રંગ થોડીવારમાં લય પામી જાય છે—તેમ વિલસુના મુખ ઉપર લજ્જા દેવીનું આવરણ થયું અને શમી ગયું—શમી જતાં જતાં એટલી એટલી તો અસર રહી કે "ત્હેના સ્વર ધ્રૂજતા ધીરા હતા."

'વિલસુની આંખ્યો હસવા લાગી,
રમણની આંખ્યો ઉત્સાહિની હતી;
સુભગાની આંખ્યો સ્નેહાંજની હતી.

રમણભાઈ પુષ્પ વીણી વીણી પોતાના સ્નેહને નિવાસ આપનાર પ્રિયતમા સુભગાને આપે છે ને વિલસુ બ્હેન પાસે ઉભી ઉભી સ્મિત કરી આનન્દે છે એ ચિત્ર છે- વિલસુનું, હાસ્ય, રમણનો ઉત્સાહ અને સુભગાનો સ્નેહાંકુર એક સમયે શોભી રહે છે

રમણ સુભગાએ નયનનયનમા
નિજ મૂર્તિઓ નિહાળી—

આમ થવુ તે પણ અન્યોન્ય પ્રેમનુ કાર્ય છે અને આ અલકારથી નવીન યુવકો પ્રથમ પ્રેમબન્ધથી બધાય છે

પરિમિત પાનવ સુભગાએ ધર્યો
રમણે ત્હેને સત્કાર્યો–વધાવ્યો,
ત્હેમા વસન્તની સમૃદ્ધિ વેરી,
સાથે હૃદય પણ સમર્પ્યું

પ્રેમી પુરૂષ પોતાની પ્રિયતમાને કવો આધીન થઈ પડે છે પોતાનુ સર્વસ્વ સમર્પી દે છે! અને વસન્ત ઋતુમા વસ ત પૂજનાર્થે મળેલી રમણીઓ માહેની સુભગાને વસન્તની સમૃદ્ધિ જે આંબાનો મોર તે તેના ખોળામા આપે છે તે પ્રસગે જાણે તે પોતાનું હૃદય સમર્પણ કરી દેતો હોય તેવુ જ તેને ભાન થાય છે–આ પણ એક પ્રેમની ઉત્કૃષ્ટ ભાવના છે

રમણના હૃદયસાગરે
કંઈ કંઈ દોલહિન્ડોલ ડોલી રહ્યા
દર્શનપાનની તૃષાર્ત સુભગા
રમણમુખડેજ નયન પાથરી રહી

આ સમયે જ્યારે રમણને સુભગાને તેના પાનવમા પુષ્પો અને આંબામોર આપ્યા ત્યારે જે પ્રેમતન્ત્ર વાગી રહ્યું હતુ તેથી રમણના હૃદયમા અનેક સકલ્પ વિકલ્પો થઈ રહ્યા આવા તર્કો થવા તે હૃદયનો કુદરતી સ્વભાવ છે કારણ કે મન હૃદયને ભીવરાવે છે અને આ ઉછરતી પ્રેમચેષ્ટાઓ છે તેથી જો કિંચિત્ ન્યૂનતા હોય તો મન કુતર્કોથી પ્રેમપથમાથી પ્રેમી હૃદયને ખસેડે છે પરન્તુ જેનુ હૃદય પ્રેમબધથી પૂર્ણ બધાયુ છે તે તો અદૃઢ છે–અને તેથી જ દર્શન પાનની તૃષાર્ત એટલે દર્શન કરવા રૂપી પાનની તૃષાથી દુ ખી (આતુર) સુભગા રમણના મુખ ઉપર જ પોતાના નયનો પાથરી રહી–એક જ નજરે જોઈ રહી આ પ્રેમચેષ્ટાઓમાની એક છે–અને તેથી જ તેને

બાળુડી વસન્ત કંઈ ગુંજે,
તેજની પૂતળી વાણી ભાખે "

એમ તે સુભગાના મધુર શબ્દો મુખમાથી જ્યારે નીકળતા હતા ત્યારે લાગ્યુ—

શ્વેત મ્હોરના ઝૂમખે ઝૂમખા
વસન્તવૈભવીઓને ચમ્મર ઢાળતા

રમણ હેનું દર્શને ન લેતો.
સુભગાના માધુર્યે રમણ રમતો,
અન્ય માધુર્યની પરવા ન કરતો.
સુભગાના સ્વર સાંભળતો,
હેને પ્રેમગીત માનતો.
સુભગાના સાળુની ઝૂલ્યોમાં
પ્રાણ હેનો ઉજાતો,
સુવાસિત તનુદેશને આલિંગતો,
ચુમ્બનોથી અભિષેકતો,
ઉંડા ભાવે આરત રચતો.

વનમાં રમણ પણ બાળાઓ સાથે વસન્તપૂજનાર્થે રમત રમવા આવ્યો હતો-પોતાની સ્નેહવાહિની સુભગાના પ્રેમમાં કવિએ તેનું ઉપરની લીટીઓમાં અદ્ભુત ચિત્ર આપ્યું છે-પ્રેમરસભીના શુદ્ધ હૃદયોનું સ્વરૂપ કેવું છે તે પ્રત્યક્ષ બતાવ્યું છે-અન્ય વનના માધુર્ય પ્રતિ જરા પણ લક્ષ નથી પણ સુભગા એ જ તેનું અનન્ય માધુર્ય છે-તેના સુસ્વર એ જ તેનું પ્રેમગીત છે-અને સુભગાની સાડીની ઝુલ્યમાં તેનો પ્રાણ જાણે સ્નાન કરતો હોય, સુભગાના શરીર ઉપર આલિંગતો હવો ચુંબતો હોય અને સુભગાની સ્તુતિ કરતો હોય એવી કાલ્પનિક ભાવનાઓ રમણને થતી વર્ણવી છે તે પ્રેમીઓનું કુદરતી સ્વરૂપ જ છે.

મનુદેહી દેવાંગનાઓ શી
વિલસુ અને સખિરમિકાઓ
ક્યારાતીરે આવી ઉભી.

શબ્દનું માધુર્ય કાવ્યમાં ઘણે વખતે અલંકારનું સ્થાન પામે છે અને તેથી ઘણા ઉચ્ચ ભાવો અને ચિત્રો થઈ જાય છે—

મેઘછટા નીચેથી શશિરાજ
તારલીઓના વિહાર નિરખે,
આઘે એક આંબલિઆછાયે રહી
રમણ તેમ રમણીઓની રમણા જોતો.

અહીં રૂપકાલંકાર છે. જેમ ચન્દ્ર મેઘ ઘટા નીચે રહીને તારાઓની રમત ગમત જોય છે તેમ રમણલાલ એક આંબાની ઘટા નીચે ઉભો ઉભો આ બાળીકાઓનાં નિર્દોષ ક્રીડનો જોયા કરે છે—

ગહન ગુહામાંથી યોગેન્દ્ર ગાય,
હેના મહામન્ત્ર જગતમાં સંચરે,
ભૂત ઉપરથી તરી આવી,
વર્તમાન મહાસંગીતે ભરે,

આ સમયે સુભગાના રોમે રોમમાં પ્રેમ વ્યાપી રહ્યો. એકાન્ત મળ્યો. પ્રિયતમકને મળવા બહુ અચ્છો લાગ મળ્યો તેથી પ્રેમ તેના શરીરમાં ન સમાતાં શરીરમાંથી ટપકવા લાગ્યો એટલે અત્યંત પ્રેમ પ્રેમ તેના ઉરમાં વ્યાપી રહ્યો.

અહીં બન્ને પ્રેમીનું ઘણું સ્નેહ પ્રેમ ભર્યું સુભાપણ કવિએ મુકયું છે, જે સરળ છે.

" પછી સુભગાને સુખડે
નયન પાથર્યું "

આવું વર્ણન ઘણી વખત આવે છે—

"ત્હમારી મંજરિયાળી ઝૂલ્યમાં
મુજ પ્રાણતનુ ઝોલાં ખાશે,
ત્હારે વસન્તના બાલક
તમને લક્ષ્ય માની પૂજશે,
મનુપૂજા હજી દુનિયામાં છે, હો!
ત્હમને ક્ય્હાંથી સ્મરણ હશે ?—

આ છ લીંટીમાં કવિએ ધાર્મિક તત્ત્વ બહુ ગૂઢ ભાવથી બતાવ્યું છે. રા. રા. મણિલાલ નભુભાઇએ ઘણી વખત લખ્યું છે કે પ્રેમ તે પરમ મોક્ષ છે, પરમ મુક્તિ આપનાર છે. ભલે ઇશ્વિરને ન પૂજો, અને એક પશુને પૂજો કોઈ પુરૂષને પૂજો અથવા કોઈ સ્ત્રિને પૂજો, ભજો અને જો આ પ્રેમ પરિપૂર્ણ રીતે અભેદ અને એકાગ્ર હોય તો આ પ્રેમ પણ સ્વર્ગીય પદથી વિશેષ મોક્ષ આપે છે, પરબ્રહ્મમાં લય કરાવે છે. અભેદભાવ થવો તે બહુ જ વિકટ કામ છે. પરન્તુ જો તન્મયતા અભેદતા થાય તો જેમ રમણલાલ સુભગાને કહે છે કે તમારી મંજરીઓ વાળી ઝૂલ્યમા મારા પ્રાણ ઝોલ ખાશે ત્યારે તમારી વસન્તપૂજા તમને ફળીભૂત થશે. એટલે દૈવિક પૂજા પણ પ્રેમ વડે જ ફળે છે. કોઈ પુરૂષ કોઈ સ્ત્રીમાં અત્યંત આસક્ત હોય અને કોઈ દિવસ ધાર્મિક વર્તન કરતો ન હોય તો સ્ત્રી-આસક્તિ પણ જો અત્યન્ત અભેદ અને તલ્લીન હશે તો તેને તેથી પણ મોક્ષ મળે છે જો કે આવા દૃષ્ટાન્ત બહુ જ થોડા થાય છે. કારણ કે ઘણા વિઘ્નો આવે છે. આ ભકિતને માનવપૂજા એવું નામ આપ્યું છે એમ લાગે છે.

અપૂર્ણ.

ભાઇશંકર કુબેરજી શુકલ.

---

# ઉદ્દેશ્ય અને વિધેય.

## ચર્ચાપત્ર.

વસન્તના શ્રાવણના અંકમાં રા. નરસિંહરાવે શાળાપત્ર પુ૦ ૪૭ ના ૮ મા અંકમાં આવેલા 'વાક્યપૃથક્કરણ'ના વિષયમાંના કેટલાક વિચારો ઉપર ટીકા કીધી છે. એ સબંધે મારા તરફથી કેટલાક વિચારો નમ્રતા પૂર્વક રજુ કરૂં છું.

(૧) રા. નરસિંહરાવ પ્રથમ ઉપોદ્‍ઘાતમાં 'ઉદ્દેશ્ય અને વિધેય' એ શબ્દો વાપરવા સબંધી સૂચના નવ વરસ પહેલાં 'સુદર્શન'મા પોતે કરી હતી એમ જણાવે છે. તે જ સૂચનાનો સ્વીકાર 'જાણ્યે અજાણ્યે' થયાથી પોતે સંતોષ પામે છે. છેવટે પોતે 'અજાણ્યે જ' એ સૂચનાનો સ્વીકાર થવાનો સંભવ વધારે છે એમ લખી પોતાના લખાણનું વલણ બદલે છે. અત્રે કહેવું અયુક્ત નથી કે એમનો મૂળ આશય તો એવો જ જણાય છે કે શાળાપત્રે એમની જ સૂચનનો સ્વીકાર કર્યો છે. એ શબ્દો દાખલ કરવાની બીના નવી જ ચર્ચા કરી નથી. હવે શાળાપત્રમાં એ વિષયની ચર્ચા કઈ રીતે દાખલ થઈ છે તેનો ઇતિહાસ હું સ્વાનુભવથી આપું છું.

સને ૧૮૦૬ મા હું ટ્રેનિંગ કાલેજના સીનીઅર ક્લાસમાં અભ્યાસ કરતો હતો. એક દિવસ શિક્ષણશાસ્ત્રમાં—જુદા જુદા વિષયો બાળકોને કઈ રીતે શિખવવા—એ વિષયમાં—વાચનનો વિષય ચાલતો હતો. સ્વાભાવિક છે કે વાચનના વિષયમાં પદચ્છેદના પ્રશ્ન પણ થાય. રાવસાહેબ કમળાશંકરભાઈ તરફથી અમુક સ્કાલરને પદચ્છેદનો પ્રશ્ન પૂછવામાં આવ્યો. તે તેને ન આવડ્યો. એટલે જે વાક્યમાં તે શબ્દ આવેલો હતો તે વાક્યનું પૃથક્કરણ કરવાનું કહેવામાં આવ્યું. તેણે 'કર્તૃપક્ષ' અને 'વિધાનપક્ષ' એવા શબ્દો વાપરી પૃથક્કરણ કરવા માંડ્યું. વાક્ય કયું હતું તે મને ચોક્કસ યાદ નથી. પણ તે વાક્યમાં કર્તાના ખાનામાં મૂકવાનો શબ્દ તે કર્તા નહોતો એટલું તો ચોક્કસ યાદ છે. આથી પ્રશ્ન ઉત્પન્ન થયો કે એ શબ્દ કર્તા નથી તો એને કર્તાના ખાનામાં કેમ મૂકાય? આ જ વખતે રાવ. કમળાશંકરભાઈ તરફથી અમે અચાનક 'ઉદ્દેશ્ય અને વિધેય' એવા શબ્દો સાંભળ્યા. એમણે તે જ વખતે કહ્યું હતું કે જુઓ 'કર્તૃપક્ષ' એ શબ્દો કેવા ખોટા છે! અને તેમને કેવા ભાષામાં ઘુસાડી દીધા છે. સંસ્કૃતમાં તો ઉદ્દેશ્ય અને વિધેય એવા જ શબ્દો છે. અને તે જ વધારે યોગ્ય છે. આટલી વાત થઈ એટલે વખત પૂરો થયો. અને પોતે બીજી વખત એ સબંધે વધારે વિવેચન કરીશું એવું કહી ક્લાસ છોડ્યો. ત્યાર પછી બીજે વખતે એ સબંધી સંપૂર્ણ વિવેચન કર્યું. અને તે જ માસના શાળાપત્રમાં (એટલે એપ્રિલ ૧૮૦૬ ના) પણ એ વિષય સવિસ્તર મૂક્યો. આ વખત પહેલાં કોલેજમાં 'કર્તૃપક્ષ' અને 'વિધાનપક્ષ' એવા શબ્દો જ વપરાતા હતા. તે આમ ફરી ગયા. અને 'ઉદ્દેશ્ય અને વિધેય' શુદ્ધ શબ્દો દાખલ થયા. તાત્પર્ય એ કે પોતાની જ સૂચનાને લીધે એ શબ્દો દાખલ કરવાનું રાવ. કમળાશંકરભાઈને સૂઝેલું એમ ગર્ભિત રીતે રા. નરસિંહરાવ જણાવે છે તે કેવળ ભ્રમ જ છે.

(૨) રા. નરસિંહરાવ શાળાપત્રના સૂક્ષ્મ વાચક છે, એ એમના શાળાપત્રના લેખો ઉપર

ઉપરા છાપરી પ્રસિદ્ધ થતા ચર્ચાપત્રોથી સહજ કહી શકાય. વાક્યપૃથક્કરણનો વિષય શાળાપત્ર ૧૯૦૬ ના એપ્રિલના અંકમાં પ્રથમ આવી ગયો છે. સપ્ટેંબર ૧૯૦૮ માં તો તે બીજી વારનો આવે છે, તે એટલા જ માટે કે પ્રથમના લેખથી શિક્ષકો બીનસમજને લીધે કેટલીક ભૂલો કરે છે, તેમ હવેથી ન થાય. હવે ૧૯૦૮ ના શાળાપત્રનો વાક્યપૃથક્કરણનો લેખ એ ૧૯૦૬ ના શાળાપત્રના લેખની પુનરાવૃત્તિ જ છે. જે વિચારો ૧૯૦૬ માં જણાવેલા છે તે જ વિચારો ૧૯૦૮ મા ફરી જણાવેલા છે. પ્રશ્ન એ ઉઠે છે કે રા. નરસિંહરાવ જેવા શાળાપત્રના સૂક્ષ્મ અભ્યાસકને ૧૯૦૬ ના લેખ વખતે એ દોષો કેમ નહિ જણાયા હોય ?

હવે શાળાપત્રના લેખ ઉપર રા. નરસિંહરાવે કરેલા આક્ષેપો ઉપરથી મને ઉપજતા કેટલાક વિચારો નોધુ છુ

(૧) રા. નરસિંહરાવ સપ્ટેબર ૧૯૦૮ ના શાળાપત્રના લેખમા ઉદ્દેશ્યનો અર્થ 'વિચારવા યોગ્ય' 'જેને વિષે કાંઈ કહેવુ હોય તે' એવો કરેલો છે તેના સંબધમાં લખે છે કે "પરન્તુ 'ઉદ્દેશ્ય'નો સરળ અને અહીં બરોબર રીતે અનુકૂળ થતો અર્થ મુકી દઈને અત્યાર સુધી ના જાણેલો અર્થ દર્શાવવાનુ પ્રયોજન જણાતુ નથી." અર્થાત્ ઉપરનો અર્થ એમને ક્લિષ્ટ, બરોબર બધબેસ્તો નહિ એવો અને અત્યાર સુધી ના જાણેલો લાગે છે. હવે એમણે પોતે સુદર્શન ૧૮૯૯ ની સૂચનામા 'ઉદ્દેશ્ય'નો મૂકેલો અર્થ આ છે—'જેને ઉદ્દેશીને અર્થાત્ જેને વિષે-કાંઈ પણ વિધિ કરવો છે, કહેવાનું છે, તે ઉદ્દેશ્ય." ઉપરના શાળાપત્રના અને એમના આ અર્થમા શુ ફેર છે ? શાળાપત્રે 'ઉદ્દેશ્ય'નો અર્થ એ અંકમાં ઘણો ટૂંકો આપેલો છે, કારણ કે સંપૂર્ણ અર્થ તો તેણે પોતાના ૧૯૦૬ ના એપ્રિલના અંકમા—"જે વિષયને ઉદ્દેશીને—મનમા લાવીને—આપણે કાંઈક કહીએ છીએ તે ઉદ્દેશ્ય." આપેલો જ છે. જે રા. નરસિંહરાવના સુદર્શનના અર્થ સાથે તદ્દન મળતો છે, છતા શાળાપત્રના અર્થ ઉપર ઉપરના આક્ષેપો એઓ કરે છે તે, જે ડાળ પર બેઠા હોઈએ તે જ ડાળ કાપવા જેવું નથી થતું !

(૨) મને લાગે છે કે એ બારે વિશેષણો રા. નરસિંહરાવે 'ઉદ્દેશ્ય'નો 'વિચારવા યોગ્ય' એવો અર્થ શાળાપત્રે કરેલો છે તેને લીધે જ વાપર્યા હશે. પણ ઉદ્દેશ્યનો 'વિચારવા યોગ્ય' એવો અર્થ કાંઈ કપોળકલ્પિત નથી. એપ્રિલ ૧૯૦૬ ના શાળાપત્રના અંકમા એ વિષે સ્પષ્ટ જ લખવામા આવ્યુ છે, (પૃ ૧૦૨ લીટી ૧૭–૨૧.) અને તે સંપૂર્ણ ખરૂં જ છે, ત્યારે એમ માનવુ પડે છે કે એ બારે વિશેષણો રા. નરસિંહરાવે ખાસ વાપરવાની ખાતર જ વાપર્યા હશે !

(૩) અત્રે એક બીજી શંકા ઉદ્ભવે છે. રા નરસિંહરાવને શાળાપત્ર ૧૯૦૬–૮ મા લખેલો ઉદ્દેશ્યનો અર્થ જો એમના સુદર્શનના અર્થના જેવો જ છે બલ્કે વધારે સરળ છે તે અત્યાર સુધી 'જાણવામા ના આવેલો' લાગે છે અસ્તુ ! ! અત્યાર સુધી વખતે એ અર્થ એમના જાણવામા નહિ હોય ! ! પણ જો એ અર્થ અત્યાર સુધી એમના જાણવામાં ન જ હોય તો એઓ એ અર્થ સુદર્શન ૧૮૯૯ માં લખી શકે કેમ કરીને ? ! શંકાનું નિવારણ એક જ રીતે થઈ શકે છે તે એ કે, એમણે રા. નવલરામભાઈના ૧૮૭૭ ના શાળાપત્રના લેખમાંથી એ અર્થ લખી લઈ–જોઈ–લઈ સુદર્શનમાં આપવાની સૂચના તૈયાર કરી હશે. ! કારણ

તે અર્થ પણ એમના સુદર્શનના અને હાલના શાળાપત્રના અર્થને મળતો જ છે તો પછી ઉપરનું અનુમાન શુ ખોટુ છે? સચના લખે વર્ષે પણ થયા અને તેમાંનો 'ઉદ્દેશ્ય'નો અર્થ લખવાનો સ્વપ્રયામ પણ નહિ એટલે 'ઉદ્દેશ્ય'ના–પોતાને મળતા જ–અર્થ ઉપર 'અત્યાર સુધી જાણવામા ના આવેલો' એવો આક્ષેપ થઈ ગયો હશે।

(૪) "અધ્યાહાર કર્તાનો હોઈ શકે ક્રિયાનો નહિ" એ શાળાપત્રના વિચારને પણ એઓ દૂષિત માને છે પોતે ક્રિયા પણ અધ્યાહાર રહે છે એમ નીચેના દૃષ્ટાંતથી સિદ્ધ કરે છે

પ્ર૦ "મ્હારી જોડે અમદાવાદ કોણ કોણ આવશે?"

જ૦ "નરોત્તમ, જગજીવન, અને વનમાળી,

ઉત્તર વાક્યમા 'આવશે' એ ક્રિયાપદનો એઓ અધ્યાહાર માને છે. અધ્યાહારનું લક્ષણ એઓ । आकाङ्क्षाविषयपदानुसन्धानम् । એવુ આપે છે, અને એ જ પ્રમાણે 'આવશે' ને અધ્યાહાર સિદ્ધ કરે છે તાત્પર્ય એ છે કે જે શબ્દને આપણે વાક્યમા અધ્યાહાર માનીએ તે શબ્દની વાક્યમા આકાઙ્ક્ષા હોવી જ જોઇએ,—એમના લક્ષણ ઉપ થીજ એ સમજાય છે–જો તે શબ્દની વાક્યમા આકાઙ્ક્ષા ન હોય તો તે શબ્દ 'અધ્યાહાર છે' એમ કહી શકાય નહિ આ પ્રમાણે ઉપરના ઉત્તરવાક્યમા 'આવશે' ક્રિયાપદની આકાક્ષા છે એમ માની રા નરસિંહરાવ તેને અધ્યાહાર ઠરાવે છે પ્રશ્ન એ છે કે એ ઉત્ત વાક્યમા 'આવશે' ક્રિયાપદની આકાક્ષા છે ખરી? પ્રશ્ન કર્તાને પોતાની સાથે કોણ કોણ આવશે તેમના નામ જાણવાની જ ઈચ્છા છે નામ જાણ્યા એટલે બસ તે સમજી જ લેવાનો કે એ લોકો મારી સાથે આવનાર છે તાત્પર્ય એ કે એમના એ ઉત્તર વાક્યમા 'આવશે' ક્રિયાપદની આકાક્ષા રજ પણ નથી કારણ પ્રશ્નનો ઉત્તર પૂર્ણ થઈ જાય છે એ સિવાય એવા બીજા ઘણા દાખલા લઈ શકાય "કોણ જાય છે?" 'એ તો હુ મગન.' એમા પણ એવુ જ છે પ્રશ્નકર્તાને જનારના નામની જ આકાક્ષા છે, નહિ કે શુ ક્રિયા કરે છે તેની, માટે એમા પણ 'જાઉં છુ' ક્રિયાપદની આકાક્ષા નથી જ. એ જ પ્રમાણે રા નરસિંહરાવના ઉત્તરવાક્યમા પણ 'આવશે' ક્રિયાપદની આકાક્ષા નથી જ હવે જ્યારે આકાક્ષા નથી ત્યારે 'આવશે' ને અધ્યાહાર કહેવુ એ એમના પોતાના જ લક્ષણ પ્રમાણે સર્વથા ખોટુ ઠરે છે અર્થાત્ 'આવશે એ અધ્યાહાર નથી જ પ્રશ્ન ઉઠે છે કે ત્યારે આ ઠેકાણે આવશે ક્રિયાપદને શુ માનવુ? જવાબ એ જ કે એ ઠેકાણે 'આવશે' એ અધ્યાહાર નથી પણ અનુક્ત છે

(૫) આથી રા૦ નરસિંહરાવના "ક્રિયા અનુક્ત ના રખાય, કર્તા અનુક્ત રખાય" એ વિચારમાંનો પહેલો ભાગ આપોઆપ ખોટો થઈ પડે છે, અને 'ક્રિયા અધ્યાહાર ન રખાય અનુક્ત રખાય' એ વિચાર દૃઢ થાય છે એની સાથે જ શાળાપત્રનો 'વાક્યમા કર્તાનો અધ્યાહાર હોઈ શકે ક્રિયાનો નહિ' એ વિચારનો પાછલો ભાગ પણ સુદૃઢ બને છે

(૬) રા૦ નરસિંહરાવ "રામ લખે છે" એ વાક્યમા 'રામ' એકલુ ન કહી શકાય પણ 'લખે છે' એકલુ કહી શકાય એમ સાબિત કરી "કર્તા અનુક્ત રખાય, ક્રિયા અનુક્ત ના રખાય" એવો સિદ્ધાંત બાંધે છે એ સિદ્ધાંતનો બીજો ભાગ ક્રિયા અનુક્ત ના રખાય' એ ઉપરની રીતે ખોટો ઠરે છે–અપૂર્ણ ઠરે છે કારણ કોઈ વખતે ક્રિયા પણ અનુક્ત રાખી

શકાય છે. પહેલો ભાગ 'કર્ત્તા અનુક્ત રખાય' એ તો એઓ એમની મેળેજ ખોટા પાડે છે કારણ કે તેઓ લખે છે — "પણ ખરૂં જોતાં લખે છે હેમા કર્ત્તા અનુક્ત નથી." પ્રશ્ન એ ઉઠે છે કે ઉપર તેઓ કહે છે કે 'કર્તા અનુક્ત રખાય' અને તેનો દાખલો આપી સ્પષ્ટ કરે છે અને પછી તરતજ આવો વિરોધી વિચાર જણાવે છે ત્યારે ખરૂં શું? ખરૂં એ જ કે જેમ 'ઘડો લાવ' એમાં 'તું' અધ્યાહાર છે તેમજ આમાં પણ 'ગમ' કર્તા અધ્યાહાર છે અનુક્ત નથી જ, કારણ કર્ત્તા તો*ક્રિયાપદ કર્ત્તરિ હોવાથી તેમા ઉક્ત જ છે સવાલ ઉત્પન્ન થશે કે કર્ત્તા ઉક્ત હોય તો તે અધ્યાહાર કેમ હોઈ શકે? ઉત્તર એટલો જ કે કર્ત્તા તો ક્રિયાપદનુ રૂપ કર્તરિ હોય તો ઉક્ત જ હોય પણ તેનુ 'નામ' અધ્યાહાર હોય

(૭) ત્યારે હવે અધ્યાહાર અને અનુક્તના અર્થમા ભ્રમ કોનો થયો છે તે સમજાવવુ પડશે?

(૮) વળી રા૦ નરસિંહરાવ લખે છે કે "પણ ખરૂં જોતાં વાક્યપૃથક્કરણના પ્રકરણમા 'ઉદ્દેશ્ય અને વિધેય' એ વિષયવિભાગને પ્રસગે કર્ત્તા અને ક્રિયાની પ્રધાનતા અને ગૌણતાના પ્રશ્નનો પ્રસગ જ આવતો નથી." આમ લખી એઓ શાળાપત્રના "વાક્યમા પ્રાધાન્ય ક્રિયાને છે કર્ત્તાને નહી એ વાક્યને નકામુ લખેલુ ઠરાવે છે, પણ મારો નમ્ર અભિપ્રાય છે કે કોઈ પણ રીતે એ વાક્ય અસ્થાને છે જ નહિ, વાક્યપૃથક્કરણના વિષયમા વાક્યના ભાગ પાડવાના છે, માટે વાક્ય સબધી સપૂર્ણ માહિતી આવસ્યક છે એ માહિતીનો "વાક્યમા પ્રાધાન્ય કોને અપાય" એ વિષય એક ભાગ છે, માટે તેની પણ જરૂર છે જ. જરૂરને લીધે જ એ વિચાર એમા યોજાયો છે. અસ્થાને યોજાયો નથી જ

હવે રા૦ નરસિંહરાવના લખાણ ઉપરથી એકાદ બે ઉપજતા વિચારો ટાકુ છુ —

(૧) એઓશ્રી 'અને' થી વાક્ય શરૂ કરે છે. શાળાપત્ર બૂમો પાડી 'અને' થી વાક્ય શરૂ કરવાની ના પાડે છે તો એ એમા ખરૂ શુ?!

(૨) એમના લખાણમા વાક્ય પૂરૂ થાય છે ત્યાં આગળ અલ્પવિરામ મૂકેલાં છે-મૂકેલુ છે પૂર્ણ વાક્યને અતે અલ્પવિરામ મૂકાય ખરૂ?

(૩) એમના લખાણમાના "પણ ક્રિયાપદ શુ છે તે આકાડક્ષા રહે છે" એ વાક્ય માનો તે કોની સાથે જતો હશે? દર્શક વિશેષણ તરીકે આકાક્ષા સાથે તો નહિ જતો હોય! મારા ધારવા પ્રમાણે તે આકાડક્ષાને' બદલે 'તેની આકાંક્ષા' હોય તો વધારે સારૂ. નહિ વારૂ?

આ લેખની અદર જે વિચારો દર્શાવવામા આવ્યા છે તે કોઇના પર હુમલો કરવાના હેતુથી નહિ, પણ સત્ય શુ છે તે બતાવવાના હેતુથી તથા શકાઓનુ નિરાકરણ કરાવવાના હેતુથી જ દર્શાવવામાં આવ્યા છે, સબબ કોઇને માઠુ લાગે તો મારા ઉદ્દેશ તરફ ધ્યાન આપી એઓ મને માફી આપશે એવી નમ્ર પ્રાર્થના છે

મ્યુ૦ સ્કુ૦ નબર ૧.
સુરત
આસિ૦ માસ્તર.
માણેકલાલ કાલિદાસ ભટ.

# ઉદ્દેશ્ય અને વિધેય.

## ચર્ચાપત્ર.

"વસન્ત" ના તન્ત્રી

સાહેબ,

આશ્વિન સં ૧૯૬૪ ના 'વસન્ત' ના અંકમાં 'ઉદ્દેશ્ય' અને 'વિધેય' સમ્બન્ધે રા. કમળાશંકરનો લેખ આવ્યો છે, ત્હેમાંની મુખ્ય બાબતો વિશે મ્હારા વિચાર અને ખુલાસા પછીથી અપાશે હાલ તો એ લેખના છેલ્લા બે પેરેગ્રાફમાં બે પ્રાસંગિક પ્રશ્નો ઉપજાવ્યા છે તે વિશે વગર ઢીલે ખુલાસો કરવાની જરૂર છે કેમકે મુખ્ય પ્રશ્નોને અંગે, બહુ તો, જ્ઞાનની ખામીનો દોષ મ્હારા ઉપર મૂકાશે, પણ આ ગૌણ પ્રશ્નોને વિશે તો વિવેકની ઊનતા જેવો નૈતિક દોષ આરોપાયો છે, અને એ દોષને હું વધારે ભારે ગણું છું

એ બે પ્રશ્નો નીચે પ્રમાણે છે —

(૧) શાળાપત્રમાંથી ઉતારા આપતાં ત્હેમાંના લેખકની જોડણી ફેરવીને મ્હારે ઇષ્ટ જોડણી વાપરી છે,

અને (૨) શાળાપત્રમાંના લેખ ઉપરની ટીકા શાળાપત્રને ના મોકલતાં અન્ય પત્ર-વસન્ત-ને મ્હેં મોકલી,

અને આ બે કૃતિઓમાં મ્હેં વિવેકનો ત્યાગ કર્યો એમ કટાક્ષ છે. (આપે એ ટીકા દાખલ કરવામાં તન્ત્રી તરીકે વિવેકનો ત્યાગ કર્યો—એ દોષનો ઉત્તર તો આપ સમાધાનકારક આપી ચૂક્યા છે અને નહિં તો પણ એ ઝઘડામાં મ્હારાથી પડાય પણ નહિં.)

હવે પ્રથમના આક્ષેપ વિશે એટલું જ કહેવું બસ થશે કે આમ જોડણી બદલવાની કૃતિમાં કોઈ પણ રીતે અવિવેકનો કે અપમાનનો હેતુ છે જ નહિં એમ જોડણી બદલ્યાથી હેવું બતાવવું નથી કે મ્હારી જોડણી અન્ય લેખકને ઇષ્ટ છે, મ્હારી ઇષ્ટ જોડણી તે ગુજરાતીમાં યથાર્થ છે એ આગ્રહ (અથવા બીજાને મતે દુરાગ્રહ)નું આ પરિણામ છે એથી વધારે ભારે આરોપ સ્વીકારવાને હું તૈયાર નથી અન્ય લેખકો પણ મ્હારી જોડણી વાપરતા હતા એમ ભવિષ્યની પ્રજાને ભ્રમ થવાનો ભય પણ નથી, કેમકે જો તે પ્રજા આગળ મ્હારા લખાણો હાજર હોવાનો સંભવ છે, તો તેટલો જ અથવા તેથી વધારે સંભવ રા. કમળાશંકર જેવા સમર્થ લેખકોના લેખ તે પ્રજા સમક્ષ ઉપસ્થિત થવાનો છે, તેમ જ મ્હારી જોડણીની

વિરુદ્ધ અન્ય લેખકોના પ્રયાસ થયા છે તે પણ ભાવિમાં લુપ્ત થવાનો ભય અસ્થાને છે; ખાસ એટલા માટે કે એ પ્રયાસોના ઉલ્લેખ પ્રધાન રીતે મ્હારી ચર્ચાઓમાં કરેલા છે:

" કોઈ ભાષામાં અન્ય ગ્રન્થના ઉલ્લેખનો હાવો ઉચ્છેદ થતો જાણવામાં નથી."—આમ રા. કમળાશંકર કહે છે. પરંતુ હેનું કારણ ઉઘાડું જ છે. અન્ય ભાષાઓમાં ગુજરાતી ભાષામાં હાલ જોડણી સંબન્ધે જે મતભેદ ચાલે છે ત્હેવો પ્રસંગ જ નથી. માટે અન્ય ભાષામાંથી આ વિષય માટે વિવેકનિયમો કાઢવા અશક્યવત્ છે.

આશ્વિનના 'વસન્ત' માં મરહૂમ હ. હ. ધ્રુવનું કાવ્ય પ્રથમ પૃષ્ઠે છાપેલું છે; ત્હેમાં છેલ્લા શ્લોકના ત્રીજા ચરણમાં "ત્હાં" એમ જોડણી દાખલ કરેલી છે. હ. હ. ધ્રુવની જોડણી એ હતી નહિં; છતાં હેમના પુત્રે આ કાવ્ય પ્રસિદ્ધ કરતે આમ જોડણી ફેરવી છે તે પિતૃદ્રોહથી, હું નથી ધારતો કે હ. હ. ધ્રુવનો આત્મા—રા. કમળાશંકરની પેઠે—ક્ષુબ્ધ થશે.

આથી વિપરીત દૃષ્ટાન્ત લઇયે. જે પ્રાર્થનામાળા ભાગ ૨ જામાં કેટલાક પદ્યો તથા ગદ્ય છેલ્લા ત્રણ અંકમાં આવેલા મ્હારી રચના છે. છતાં હેમાંની જોડણી એકંદર પ્રાર્થના માળાની જોડણી જોડે સમાન રાખવાના હેતુથી મ્હેં મ્હારી જોડણીને ત્હાં પ્રવેશ આપ્યો નથી. આ ઉપરથી મ્હારી હાલની ચર્ચાવિષય કૃતિના હેતુની નિર્દોષતા સમઝાઈ આવશે. એટલું જ ઉમેરવું બસ છે કે મ્હારા લખાણના ઉતારા આપતાં અન્ય લેખકો મ્હારી જોડણીમાં તે ના મૂકે તો તે બાબત કાંઇ અવિવેકનો આરોપ તે લેખકો ઉપર મૂકવાને હું તો તત્પર નહિં થાઉં; તેમ મ્હારા લેખને અન્ય મતની જોડણીથી મલિનતા લાગી ગઈ એમ પણ નહિં માનું. આ કારણોથી અન્ય લેખકોના લેખને મ્હારી જોડણીના સંસ્કાર સાથે ઉતારવામાં મ્હારો હેતુ કેવળ નિર્વિકાર છે એમ જણાશે.

આ અતિગૌણ પ્રશ્ન વિશે વધારે કાળ અને શબ્દોનો વ્યર્થ વ્યય કરવાની જરૂર નથી,

બીજો આરોપ વધારે મહત્ત્વનો છે. પ્રથમ દર્શને હું અપરાધી જણાઉં એમ ભય રહે છે. પરંતુ—રા. કમળાશંકરે કલ્પેલો વિવેકનો નિયમ સર્વથા સ્વીકાર્ય ગણતાં પણ—આ બાબતમાં વસ્તુસ્થિતિ શી છે, ઇતિહાસ શો છે, તે હું બતાવીશ તો આ પ્રશ્નનું સ્વરૂપ તદ્દન બદલાઈ જશે એમ ધારૂં છું. હકીકત આ પ્રમાણે છે. રા. કમળાશંકર વિવેકનો જે પ્રશ્ન કાઢે છે તે કારણથી નહિં, પણ જે પત્રમાં લેખ આવ્યો હોય તે ઉપરની ટીકા તે જ પત્રમાં આવે તો તે પત્રના વાંચનાર વર્ગને તે પ્હોચી સકે એ એક હેતુથી, હું બહુધા એ જ નિયમ પાળું છું કે જે પત્રના લેખ ઉપર ટીકા હોય તે પત્રને જ મોકલવી. આ નિયમ પ્રમાણે શાળાપત્રને મ્હેં અનેકવાર મ્હારી ટીકાના લેખ મોકલ્યા છે. અને આજ સુધી એ પત્રે તે સ્વીકાર્યા પણ છે. પરંતુ નોવ્હેમ્બર ૧૯૦૭ ના શાળાપત્રમાં "વરસગાંઠ" શબ્દની વિચિત્ર ઉત્પત્તિ "વાંચનમાળાના કેટલાક ખુલાસા" ના લેખમાં દર્શાવાયલી તે વિશે ટીકાનો લેખ મ્હેં

# ત્રિકાલદર્શન.

( અનુસન્ધાન પૃષ્ઠ ૪૧૭ થી. )

હવે પ્રશ્ન નીકળ્યો પહેરવેશનો. સ્વદેશપ્રેમીએ સૂચવ્યું કે:—

"હવે આપણે સર્વ એકજ પ્રજા છીયે તે દર્શાવવા આખા ભરતખંડના લોકે એકજ જાતનો પહેરવેશ પહેરવો; અને તેમાં પ્રથમ ફેરફાર કરવાનો એ છે કે પાટલૂન, કોટ, કૉલર, ટાઇ, શર્ટ વગેરે સર્વનો ત્યાગ કરવો, તેમજ હાથમાં લાકડી રાખવાનો રીવાજ પણ અંગ્રેજનું અનુકરણ છે માટે પચાસ વર્ષની વય થયા વગર કોઇએ લાકડી રાખવી નહિ. સર્વને અનુકૂળ પડતો પહેરવેશ માત્ર ધોતી, બંડી, અંગરખું, પાઘડી, અને ખેસ રાખવો." આ ઉપરથી પારસી, મુસલમાન, યાહુદીઓએ વાંધો ઉઠાવ્યો કે "હમે કૉલર ટાઈ ફેંકી દઇએ પણ પાટલૂન કે પાયજામો કેમ કાઢી નંખાય, હમને ધોતીયાં બંડી કેમ ફાવે? સ્વદેશપ્રેમીએ ઉત્તર દીધો કે "ત્યારે તમારી દેશભક્તિ ખોટી છે; તમે ઢોંગી છો." પ્રમુખે તેને ચૂપ રાખ્યો, એક બીજા દેશભક્તે પ્રશ્ન કર્યો કે હિંદુસ્થાનમાં દરેક કોમની જૂદી પાઘડી છે એટલુંજ નહિ પણ દરેક પ્રજાની, દરેક ગામની પાઘડી જૂદી છે તેમાંથી કઈ પાઘડી સ્વીકારવી?" આ ઉપરથી શાસ્ત્રી વિશ્વનિયમાનુસારી બોલ્યા કે "ભાઇયો! આ વાદ મિથ્યા છે; ખરૂં જોતાં આપણા દેશમાં પહેરવેશની જરૂરજ નથી. ગરમ મુલકમાં વિશ્વનિયમ પ્રમાણે જન્મને દિવસે જે વસ્ત્ર પહેરવાં હોય તેજ આપણા દેશને અનુકૂળ છે. તો પણ કાંઈ પણ વસ્ત્રની જરૂર સર્વને લાગતી હોય તો આપણું આર્યત્વ સિદ્ધ કરવા માટે આપણે વલ્કલ ધારણ કરવાં જોઇએ. વલ્કલ હાલ દુર્લભ છે માટે અને બહાર જતાં નિર્વસ્ત્ર ન રહેવાય માટે સર્વ જણાએ લંગોટીઓ વાળીને ફરવું. ઘરમાં કાંઇ પહેરવાની જરૂર હું જોતો નથી. હું પેલા સુધારાવાળા જેઓને બોલવું કાંઇ અને કરવું કાંઈ એવો નથી. હું આજથી જ દૃષ્ટાન્ત બેસાડવાને લંગોટીવાળીને ફરીશ" એમ કહી તે વસ્ત્ર કાઢી નાંખવા તૈયાર થયો; પરન્તુ પાસે બેઠેલાએ તેને રોક્યો; તુરત જ એક લોકલજ્જારક્ષક બોલ્યો કે "આવી નિર્લજ્જ સૂચના કરનારને અને તે પ્રમાણે આ સભામાં નિર્વસ્ત્ર ઉભા રહેવા ઉદ્યુક્ત થયેલા પુરૂષને સભા બહાર કાઢવો જોઇએ. ગૃહસ્થો! આ સૂચના કેવી મૂર્ખ છે! એ સૂચના કરનારને ક્યાં ભાન છે કે પ્રજાવર્ગમાં અર્ધો ભાગ સ્ત્રીયોનો છે; વળી આમ નિર્વસ્ત્ર અને અર્ધ નગ્ન ફરનાર કાયદા પ્રમાણે શિક્ષા પાત્ર થાય કે નહિ?" આ પ્રશ્નોના ઉત્તર દેવા એક દેશાભિમાની બોલ્યો કે "ભાઇ લજ્જારક્ષક! તમે જાણતા નથી કે મુંબાઈમાં માછી લોક, ઘાટીઓ વગેરે માત્ર લંગોટી વાળીને ફરે છે તે સભ્ય સ્ત્રીયો આગળ જાય છે છતાં તે સ્ત્રીયો બીલકુલ વાંધો લેતી નથી; તેમજ ત્રાવણકોરમાં સ્ત્રીયો વક્ષઃસ્થલ ખુલ્લાં રાખીને ફરે છે. જે કાયદા પ્રમાણે નિર્વસ્ત્ર ફરનારને શિક્ષા થાય તે કાયદો હવે ક્યાં છે? તે કાયદાના કરનાર ગયા; હવે આપણે નવો કાયદો કરીશું અતિ વસ્ત્ર પહેરનારને સજા ઠરાવીશું." મધ્યમાર્ગ દર્શક વાણીયો બોલ્યો કે "ભાઇયો! તે કાંઈ ફરાય? આપણા બાપદાદા કાંઈ નાગા ફરતા? ધોતીયું તો પહેરવું. પાઘડી માટે

ભાજખડ છે જેમ ભાષા અને લિપિ માટે બધેથી માગ લીધો તેમ દરેક પ્રાન્તની પાઘડીના ઘાટનુ એક મિશ્રણ કરી નવો ઘાટ બનાવવો અને તેને સ્વદેશી પાઘડી કહેવી” બગાળી અને મદ્રાસી તરફથી સૂચના થઈ કે “આ બાબતમા ખરેખર મધ્ય માર્ગ એ જ છે કે ધોતીયુ બડી પહેરવી અને માથા ખુલ્લા રાખવા, અનબત વસ્ત્ર પહેરવાની ઘણા વર્ષોથી ટેવ છે એટલે નિર્વસ્ત્ર રહેવામા લજ્જાલોપ ગણાય છે બાકી ઈશ્વરે કાંઈ વસ્ત્ર પહેરાવી જન્મ આપ્યો નથી તો પણ હાલ જ્યા સુધી ફરી આપણે એવી સમાન દૃષ્ટિથી જોતા શીખ્યા નથી ત્યા સુધી ધોતીયુ અને બડી પહેરવા અને પછી જેમ જેમ જ્ઞાનવૃદ્ધિ થતી જશે તેમ એક પછી એક વસ્ત્ર ઓછા કરવા’ આ સૂચના પસાર થવાની તૈયારી હતી એટલામા એક દાક્તર બોલ્યા કે “તમે વસ્ત્ર ઓછા કરવાનું કહો છો, પણ નિર્વસ્ત્ર રહેવાથી ન્યુમોનીયા થશે, ઉઘાડે માથે ફરવાથી સનસ્ટ્રોક થશે, તે સર્વની જવાબદારી મારે માથે નહિ અને તેવુ થશે તો પછી તમારે મારી ફી પૂરેપૂરી આપવી પડશે અમારા દેશ ગરીબ થઈ ગયો છે માટે જ્યાથી ફ્રી આપીયે એમ કહેશો તે નહિ ચાલે, હુ દાવા કરી હુકમનામા કરાવીશ’ એક વૈદરાજ બોલ્યો કે “દાક્તર સાહેબ, હવે એ રોગ સર્વે ચાલ્યા ગયા, હવે એવા રોગ થવાના નથી અને હવે તમારો કોઈ ભાવ પૂછવાના નથી. [illegible] છે કે તમે શી માટે દાવા કરશો અને હુકમનામા બજાવશો કોણ? હવે તો ચોરાશી પ્રકારના વાયુ સર્વેને થવાના અને **विषस्य विषमौषधं** એ મહાસૂત્ર પ્રમાણે વાયુનો નાશ વાયુથી એટલે એક ફૂક મારવાથી જ થશે અને એક ફુકનુ હમે પ્રાચીન વયો જે માગીશુ તે મળશે’ ક્રોધનો ભરચો એક વાણીયો બોલ્યો કે ‘શુ [illegible] મળશે? ક્યાથી મળશે? પાઘડી અને ટોપીયા અને બડીના પૈસા [illegible] છે? અને વૈદ ડાક્ટરોને શી ક્યાથી આપીશુ? વેપાર રોજગાર બદ થયા, વીલાયતી માલ, ટોપીયા, મલમલ, જગન્નાથી બધુ જડ નથુ હોય ટોએ હમારે લેવુ નથી, દેશી માલ દરો નથી મીલો બદ થઈ નાણાવટીઓ ભાગ્યા, હવાલો પડી મારૂ વ્યાજ આપે છે” એમ ધારી મીલોમા નાણા ગયા ટે મીલો ભાગી, સરકાર માબાપ તો કાંઈ ભાગવાના નથી એમ ધારી પરમેશરી નોટો લીધી તો સરકાર પણ ચાલ્યા ગયા અને નોટોના ભવ બેશી ગયા હવે શુ કરવુ ટે સૂઝતુ નથી પૈસા ગયા મ્હારાં મ્હારા બાપ! મને ટો મારો ધંધો ઉભો કરી આપો, ભાઈ આમ ભાષા, અને લીપી, અને લાબી લીટી તે ઉભી લીટી શુ કરો છો? શુ પહેરવુ અને નાગા ફરવુ એવુ પીંજણ કાંઈ ચાલવાનુ નથી પ્હેલો વેપાર વધારા, દુકાનો ઉઘડાવો લુટારાઓની લુટફાટ બધ કરાવો, મીલો નાશ છે તેને પગભર કરાવો અને વેપાર રોજગાર શરુ કરાવો, ટો રાજ કારભાર હાથ ભાસા ને જોડણી જોવાથી શુ વળવાનુ છે?” પ્રમુખ બોલવા જતા હતા એટલામા સ્ત્રીવત્સલ બોલ્યા કે ‘આપણા દેશી જનો હમેશ માત્ર પોતાનો વિચાર કરે છે અને પોતાના અર્ધાંગનો વિચાર કરતા જ નથી સ્ત્રીયોની અવગણના કરવાથી આ પણી અધમ દશા થઈ છે તેમ છતા સ્ત્રીયોનો વિચાર થતો નથી ધોતીયુ અને બડી પહેરવી એમ કહો છો પણ સ્ત્રીયોએ શુ પહેરવુ તેનુ કાંઈ ધાર્યું?’ મમદર્શી ગૃહસ્થ બોલ્યા કે “ભાઈ સ્ત્રીવત્સલ! સ્ત્રીયોના પહેરવેશમા કાંઈ ફેરફાર કરવા જેવુ નથી પરન્તુ કેટલીક સ્ત્રીયો જમણી બાજુએથી લુગડુ પહેરે છે અને કેટલીક સ્ત્રીયો ડાબી બાજુએથી પહેરે છે તેમા સમાનતા થવી જોઈયે ખરી ‘ઇઝરી’ જેવો પોશાક પહેરનાર પારસી સ્ત્રીયોએ તેવી

પદ્ધતિ કાલે જ છોડી દીધી અને જેમને તે પદ્ધતિનો ત્યાગ ન પસંદ પડયો તે સર્વે ઇંગ્લાંડ ચાલી ગઈ, માટે એ વિશે કાંઈ મુશ્કેલી નહિં નડે" છેવટે પ્રમુખે જાહેર કર્યું કે "હવેથી સર્વે પુરૂષોએ ધોતીયુ અને બંડી પહેરવા અને માથુ ખુલ્લુ રાખવું, અને સર્વે સ્ત્રીયોએ જમણી બાજુએથી લુગડુ પ્હેરવુ ગુજરાતી અને મારવાડી શિવાય સર્વે પ્રાન્તની સ્ત્રીયો એમ પહેરે છે માટે ગુજરાતી મારવાડીએ પણ તેમ કરવુ સ્ત્રીઓએ ઉઘાડા પગ્દા રાખીને ફરવુ નહિ, ઘૂમટા કાઢવા, તેમજ સ્ત્રીઓએ જોડા પ્હેરવા નહિ, છત્રી રાખવી નહિં, અલબત્ત સ્ત્રીયો નાજૂક છે એ વાત ખરી છે, પરન્તુ સ્ત્રીઓએ ઘરમા જ રહેવાનુ છે, માત્ર દેવદર્શન, યાત્રા, અથવા લગન વરઘોડા કે રોવા કુટવા માટે જ બહાર જવાનુ છે દેવદર્શન યાત્રામા ધર્મ ઉપર દૃઢ શ્રદ્ધાથી જાય એટલે તેને કાંઈ ગરમી શરદી કે ભેજ અસર કરે નહિં, અને લગન વરઘોડે આનંદથી જાય અને રોવા કૂટવા શોકથી જાય એટલે જેના હૃદયમા આનંદ કે શોક હોય તેને બહારની હવાની અસર થતી નથી વળી સ્ત્રીયોના પગમા ભારે કડ્ડા હોય હાથમા પણ અલંકાર હોય એટલે તે ઉપ રાંત જોડા અને છત્રીઓનો ભાર તેઓ સહન કરી શકે નહિં કારણ કે સ્ત્રીયો સ્વભાવથી જ નાજૂક અને કોમળ છે. વસ્ત્રની બાબતમા એક અપવાદ કરવામા આવે છે કે "Old age is second childhood" એ ઉક્તિ પ્રમાણે પૂર્વોક્ત નિયમનો અપવાદ ગણવો આ સૂચના હર્ષનાદથી અને 'ગોવર્ધનનાનકી જે'ના ધ્વનિથી પસાર થઈ એ સાભળી "સ્ત્રીવત્સલ બોલ્યા કે "હજી સ્ત્રીની અવગણના કરો છો! સ્ત્રીને ગુલામગીરી આટલી બધી! શાંત પાપ!" દેશભક્તે તેને બેસાડી દીધો એક કાયદાબાજ સભાસદ બોલી ઉઠયો કે "કોઈની પણ સૂચના કે ટેકા વગર પ્રમુખે આ ઠરાવ જાહેર કર્યો તે uncons-titutional કહેવાય' સ્વદેશ પ્રેમીએ ઉત્તર દીધો કે "હવે નવા કાયદા પ્રમાણે પ્રમુખને સર્વ સત્તા છે પ્રમુખનુ વાક્ય તેજ કાયદો છે" તકરાર એટલેથી જ પતી અને પ્રમુખે કહ્યુ "હવે આપણે સ્વદેશી આહાર વિશે ચર્ચા ચલવીશુ

સ્વદેશવત્સલે સૂચના કરી કે "આપણે આખા દેશનો એકજ આહાર રાખવો અને ત્યારે જ આપણે એક પ્રજા ગણાઈશુ" મધ્યમાર્ગદર્શક વાણીયો બોલ્યો કે, 'જેમ' ભાષા લીપી પહેરવેશમા કર્યું તેમ આહારમા પણ સર્વગ્રાહી થવુ દક્ષિણીની આમટી, બંગાળીની મીઠાઈ, ગુજરાતીની રોટલી પૂરી, પંજાબની કચોરી, મદ્રાસનો ભાત, વગેરે જૂદા જૂદા પ્રાન્તની વાનીયોનો સંગ્રહ કરી સ્વદેશી પાકશાસ્ત્ર રચવું અને તેમા લખ્યા પ્રમાણે વર્તવુ" "એક બ્રા હ્મણે કહ્યું કે "રાજની સ્થાપનાને દિવસે તદનુસાર બ્રાહ્મણભોજન કરવુ" એક મુસલમાન બોલ્યો કે "હમારા પુલાવબી બહોત લેહેજતદાર હોતા હૈ" પારસીએ કહ્યુ કે "હમારો માચ્છલીનો પાટીઓ પણ તમારે દાખલ કરવો પડશે" બંગાળી અને સિંધી તથા પંજાબી અને કાસ્મીરી લોકે મુસલમાનને પારસીની વાનીયોના સ્વીકાર તરફ મત દર્શાવ્યો તે ઉપરથી સભામાના ગુજરાતીયો, દક્ષણીયો અને જૈનો એકદમ ઉભા થઈ ચાલ્યા જવા લાગ્યા, પરન્તુ એક જૈન યતિએ કહ્યુ ચાલ્યા જશો તો આ સૂચનાનો સ્વીકાર થઈ જશે માટે તમે બેસો, હું તેના વિરૂદ્ધ એક જુસ્સાદાર ભાષણ કરૂં છુ" અને તે પછી સર્વે બેઠા અને યતિમહા રાજ બોલ્યા કે "ભાઇયો! આપ માસાહારને અનુમોદન આપશો તો આ સભામા બે મોટાં

તડ પડશે અને તમારા ઐક્યમાં ભંગ થશે. ઐક્ય રાખવું હોય તો માંસાહાર બંધ કરો. પારસી મુસલમાનોને પણ માંસાહારનો ત્યાગ કરવો. માંસાહારની જરૂર નથી. તેથી નુકસાન છે; તામસી અને ક્રૂર વૃત્તિ થાય છે નિર્દયતા એ અમાનુષી ગુણ છે. સર્વ ધર્મનું મૂળ દયા છે. વિલાયતના લોક પણ માંસત્યાગી થયાં છે. માટે આહાર માટે હત્યા ન કરવી જોઇયે એટલું જ નહિં પણ કાંઈ પણ કાર્ય માટે હત્યા ન થવી જોઇયે જાનવરના મરણનો કાંઈ પણ લાભ લેવો નહિં. ચામડાના જોડા, પૂંઠા, હાથીદાતના ચૂડા, રમકડા, પીછાં, વાળ વગેરે કાંઈ પણ વાપરવું ન જોઇયે,' એક દેવીભક્ત બ્રાહ્મણે કહ્યુ કે "માંસાહારથી શુ નુકસાન છે તે કાંઈ યતિ મહારાજ શબ્દપ્રમાણ બતાવી સિદ્ધ કરી સક્યા નથી શાસ્ત્ર પ્રમાણે માંસાહાર નિષિદ્ધ નથી. આહારમીમાંસામા તેની આજ્ઞા છે, ચરક સુશ્રુત નામના વૈદ્યક ગ્રન્થમાં જૂદા જૂદા માંસના ગુણ વર્ણવ્યા છે. પૃથ્વી ઉપરનો મોટો ભાગ માંસાહારી છે નજકારબાર માટે યુદ્ધ કરવા પડશે, યુદ્ધ માટે માંસાહારની આવશ્યકતા છે વેદમાં પણ માંસાહાર જોઇયે છીયે. આપણા દેશમા કેટલીક નાત્યોમાથી તે પ્રચાર લુપ્ત છે, પરન્તુ તેનો ઉપયોગ ગુપ્તપણે ઘણો થાય છે જૈનો પણ ખાનગી રીતે માંસાહારી છે" જૈનોને ઘણો ક્રોધ ચઢયો, પણ બોલવાનુ બળ નહિં અને બાહુબળ નહિં અને આ બ્રાહ્મણના કહેવામા કાંઈક તથ્યાંશ પણ ખરો એમ જાણી મૌન ધારણ કરી રહ્યા. એક દારૂની દુકાન વાળો બ્રાહ્મણ બોલ્યો કે "જેટલી માંસાહારની અગત્ય છે તેટલી જ મદિરાની છે મદિરા વગર માંસનુ પાચન નહિ થાય" તેને દેવીભક્તે ટેકો આપ્યો કે "એ વાત હુ વીસરી જ ગયો હતો, આહાર મીમાંસામાં તૃપ્તાતૃપ્તિના અધ્યાયમાં મદિરાના ગુણનું વર્ણન છે, પરન્તુ તે ઉત્તમ સ્વચ્છ જળની મદિરા, આ પીઠાવાળા બ્રાહ્મણની જો મદિરા પીશો તો મારા જેવી વલે થશે હુ દેવી-ઉપાસક છુ તેથી એક રવિવારે પ્રસાદી લેવા ગયો વિનાયતી માલને બૉયકોટ કરવાનો ઉત્સાહ તાજો હતો તેથી આ બ્રાહ્મણના પીઠામા ગયો. પારસીના પીઠામા જવાથી વટાલ ધારીને બ્રાહ્મણના પીઠામાં ગયો, પરન્તુ તેનુ પરિણામ બહુ વિપરીત થયુ સામાન્ય રીતે હુ નિસ્પૃહ અને નિર્લેપ છુ, પરન્તુ આ પીણાના પાનથી મને સ્પૃહા ઘણી થઈ, પ્રમાદીની હદ રહી નહિં અને તેથી હું નિર્વસ્ત્ર ત્યાંથી દોડ્યો અને પાસેની ગટરમા પડ્યો, છેક મધ્ય રાત્રે મને કોઈ મિત્રે મલવિલિપ્ત દશામા ઉઠાડયો ત્યાર પછી હું બૉયકોટની વિરૂદ્ધ છુ આ આત્મજીવનથી સર્વે દૃષ્ટાંત લેજો કોઈ પણ આ બ્રાહ્મણના પીઠામાં જશો નહિં!" બ્રાહ્મણ ઉઠીને તેને મારવા જતો હતો પરન્તુ બીજા સર્વેએ તેને રોકયો. નિશ્ચય થયો કે "આહાર માટે કાંઈ નિયન્ત્રણ નથી માંસમદિરાના ત્યાગ માટે પોત પોતાની ન્યાતના નિયમને અનુસરવુ, અને ન્યાતના અગ્રેસરોએ નિયમ બાંધવા, તે નિયમ પળાવવા અને તેમાં હાલમા ચાલતી શિથિલતા દૂર કરવી સોડા વૉટરને બદલે ભાંગ પીવી. બીડી હુક્કો કે અફીણનો ઉપયોગ કરવાને હરકત નથી.

એક કર્મકાંડી બ્રાહ્મણે સૂચના કરી કેઆહારના પ્રશ્નના નિર્ણય સાથે શિખા સૂત્ર સંધ્યા અને તિલકનો પણ નિર્ણય થવો જોઇયે સર્વ પ્રજા માત્ર-શું હિંદુ કે શુ મુસલમાન સર્વેએ શિખા રાખવી દ્વિજ જાતિએ ઉપવીત પહેરવું સર્વેએ સંધ્યા કરવી અને સર્વ ધર્મના તિલકનું મિશ્રણ કરી એક નવું તિલક સર્વેએ કરવુ જેથી આપણે એક જ પ્રજા છીયે તે કપાળ ઉપરથી જ સૂચિત થાય" આ

પદ્ધતિ કાલે જ છોડી દીધી અને જેમને તે પદ્ધતિનો લાગ ન પસંદ પડયો તે સર્વે ઇગ્લાંડ ચાલી ગઈ, માટે એ વિશે કાંઈ મુશ્કેલી નહિં નડે" છેવટે પ્રમુખે જાહેર કર્યું કે "હવેથી સર્વે પુરૂષોએ ધોતીયું અને બંડી પહેરવા અને માથુ ખુલ્લુ રાખવું, અને સર્વે સ્ત્રીયોએ જમણી બાજુએથી લુગડુ પ્હેરવુ ગુજરાતી અને મારવાડી શિવાય સર્વે પ્રાન્તની સ્ત્રીયો એમ પહેરે છે માટે ગુજરાતી મારવાડીએ પણ તેમ કરવુ. સ્ત્રીઓએ ઉઘાડા પડદા રાખીને ફરવુ નહિ, ઘૂમટા કાઢવા, તેમજ સ્ત્રીઓએ જોડા પ્હેરવા નહિં, છત્રી રાખવી નહિં, અલબત સ્ત્રીયો નાજૂક છે એ વાત ખરી છે, પરન્તુ સ્ત્રીઓએ ઘરમા જ રહેવાનું છે, માત્ર દેવદર્શન, યાત્રા, અથવા લગન વરઘોડા કે રોવા કુટવા માટે જ બહાર જવાનુ છે. દેવદર્શન યાત્રામા ધર્મ ઉપર દૃઢ શ્રદ્ધાથી જાય એટલે તેને કાંઈ ગરમી શરદી કે ભેજ અસર કરે નહિં, અને લગન વરઘોડે આનંદથી જાય અને રોવા કૂટવા શોકથી જાય એટલે જેના હૃદયમા આનંદ કે શોક હોય તેને બહારની હવાની અસર થતી નથી વળી સ્ત્રીયોના પગમા ભારે કડા હોય હાથમા પણ અલકાર હોય એટલે તે ઉપ ગત જોડા અને છત્રીઓનો ભાર તેઓ સહન કરી શકે નહિં કારણ કે સ્ત્રીયો સ્વભાવથી જ નાજૂક અને કોમળ છે. વસ્ત્રની બાબદમા એક અપવાદ કરવામા આવે છે કે "Old age is second childhood" એ ઉક્તિ પ્રમાણે પૂર્વોક્ત નિયમનો અપવાદ કરવો આ સૂચના હર્ષનાદથી અને 'ગોવર્ધનલાલકી જે'ના ધ્વનિથી પસાર થઈ એ સાભળી "સ્ત્રીવત્સલ બોલ્યા કે "હજી સ્ત્રીની અવગણના કરો છો! સ્ત્રીને ગુલામગીરી આટલી બધી! શાંત પાપ!" દેશભક્તે તેને બેસાડી દીધો એક કાયદાબાજ સભાસદ બોલી ઉઠયો કે "કોઈની પણ સૂચના કે ટેકા વગર પ્રમુખે આ ઠરાવ જાહેર કર્યો તે unconstitutional કહેવાય." સ્વદેશ પ્રેમીએ ઉત્તર દીધો કે "હવે નવા કાયદા પ્રમાણે પ્રમુખને સર્વ સત્તા છે પ્રમુખનુ વાક્ય તેજ કાયદો છે." તકરાર એટલેથી જ પતી અને પ્રમુખે કહ્યુ કે હવે આપણે સ્વદેશી આહાર વિશે ચર્ચા ચલવીશુ

સ્વદેશવત્સલે સૂચના કરી કે "આપણે આખા દેશનો એકજ આહાર રાખવો અને ત્યારે જ આપણે એક પ્રજા ગણાઈશુ" મધ્યમમાર્ગદર્શક વાણીયો બોલ્યો કે, જેમ "ભાષા, લીપી પહેરવેશમા કર્યું તેમ આહારમા પણ સર્વગ્રાહી થવુ દક્ષિણીની આમટી, બંગાળીની મીઠાઈ, ગુજરાતીની રોટલી પૂરી, પંજાબની કચોરી, મદ્રાસનો ભાત, વગેરે જૂદા જૂદા પ્રાન્તની વાનીયોનો સંગ્રહ કરી સ્વદેશી પાકશાસ્ત્ર રચવું અને તેમા લખ્યા પ્રમાણે વર્તવું" "એક બ્રાહ્મણે કહ્યુ કે "રાજની સ્થાપનાને દિવસે તદનુસાર બ્રાહ્મણભોજન કરવુ" એક મુસલમાન બોલ્યો કે "હમારા પુલાવકી બહોત લેહેજતદાર હોતા હૈ" પારસીએ કહ્યુ કે "હમારો માછલીનો પાટીઓ પણ તમારે દાખલ કરવો પડશે" બંગાળી અને સિંધી તથા પંજાબી અને કાશ્મીરી લોકે મુસલમાનને પારસીની વાનીયોના સ્વીકાર તરફ મત દર્શાવ્યો તે ઉપરથી સભામાના ગુજરાતીયો, દક્ષણીયો અને જૈનો એકદમ ઊભા થઈ ચાલ્યા જવા લાગ્યા, પરન્તુ એક જૈન યતિએ કહ્યુ ચાલ્યા જશો તો આ સૂચનાનો સ્વીકાર થઈ જશે માટે તમે બેસો, હું તેના વિરુદ્ધ એક જુસ્સાદાર ભાષણ કરૂં છુ" અને તે પછી સર્વે બેઠા અને યતિમહારાજ બોલ્યા કે "ભાઈયો! આપ માસાહારને અનુમોદન આપશો તો આ સભામા બે મોટા

તડ પડશે અને તમારા ઐક્યમા ભગ થશે ઐક્ય રાખવુ હોય તો માસાહાર બધ કરો પારસી મુસલમીને પણ માસાહારનો ત્યાગ કરવો. માસાહારની જરૂર નથી તેથી નુકસાન છે, તામસી અને ક્રૂર વૃત્તિ થાય છે નિર્દયતા એ અમાનુષી ગુણ છે સર્વ ધર્મનુ મૂળ દયા છે વિનાયતના લોક પણ માસત્યાગી થયા છે માટે આહાર માટે હત્યા ન કરવી જોઇયે એટલુ જ નહિ પણ કાઈ પણ કાર્ય માટે હત્યા ન થવી જોઇયે જાનવરના મરણનો કાઈ પણ લાભ લેવો નહિ ચામડાના જોડા, પૂઠા, હાથીદાતના ચૂડા, રમક્ડા, પીછા, વાળ વગેરે કાઈ પણ વાપરવું ન જોઇયે,' એક દેવીભક્ત બ્રાહ્મણે કહ્યું કે "માસાહારથી શુ નુકસાન છે તે કાઈ યતિ મહારાજ શબ્દપ્રમાણ બતાવી સિદ્ધ કરી શક્યા નથી શાસ્ત્ર પ્રમાણે માસાહાર નિષિદ્ધ નથી આહારમીમાસામા તેની આજ્ઞા છે, ચરક સુશ્રુત નામના વૈદ્યક ગ્રન્થમા જૂદા જૂદા માસના ગુણ વર્ણવ્યા છે પૃથ્વી ઉપરનો મોટો ભાગ માસાહારી છે રાજ્ય બાર માટે યુદ્ધ કરવા પડશે, યુદ્ધ માટે માસાહારની આવશ્યકતા છે વેદમા પણ માસાહાર જોઇયે છીયે આપણા દેશમા કેટલીક નાત્યોમાથી તે પ્રચાર લુપ્ત છે પરન્તુ તેનો ઉપયોગ ગુપ્તપણે ઘણો થાય છે જૈનો પણ ખાનગી રીતે માસાહારી છે" જૈનોને ઘણો ક્રોધ ચઢયો પણ બોનવાનુ બળ નહિ અને બાહુબળ નહિ અને આ બ્રાહ્મણના કહેવામા કાઈક તથ્યાશ પણ ખરો એમ જાણી મૌન ધારણ કરી રહ્યા. એક દારૂની દુકાન વાળો બ્રાહ્મણ બોલ્યો કે ' જેટલી માસાહારની અગત્ય છે તેટલી જ મદિરાની છે મદિરા વગર માસનું પાચન નહિ થાય" તેને દેવીભક્તે ટેકો આપ્યો કે "એ વાત હુ વીસરી જ ગયો હતો આહાર મીમાસામા તૃપાતૃપ્તિના અધ્યાયમા મદિરાના ગુણનું વર્ણન છે, પરન્તુ તે ઉત્તમ સ્વચ્છ જળની મદિરા આ પીઠવાળા બ્રાહ્મણની જો મદિરા પીશો તો મારા જેવી વલે થશે હુ દેવી-ઉપાસક છુ તેથી એક રવિવારે પ્રસાદી લેવા ગયો વિનાયતી માલને બૉયકૉટ કરવાનો ઉત્સાહ તાજો હતો તેથી આ બ્રાહ્મણના પીઠામા ગયો પારસીના પીઠામા જવાથી વટાલ ધારીને બ્રાહ્મણના પીઠામા ગયો પરન્તુ તેનું પરિણામ બહુ વિપરીત થયુ સામાન્ય રીતે હું નિસ્પૃહ અને નિર્લેપ છુ પરન્તુ આ પીઠના પાનથી મને સ્પૃહા ઘણી થઈ પ્રમાદીની હદ રહી નહિ અને તેથી હુ નિર્વસ્ત્ર ત્યાથી દોડ્યો અને પાસેની ગટરમા પડયો છેક મધ્ય રાત્રે મને કોઈ મિત્રે મનવિલિપ્ત દશામા ઉપાડયો ત્યાર પછી હું બોયકૉટની વિરૂદ્ધ છુ આ આત્મજીવનથી મદ્યે દૃષ્ટાત લેજો કોઈ પણ આ બ્રાહ્મણના પીઠામા જશો નહિ ! ' બ્રાહ્મણ ઉઠીને તેને મારવા જતો હતો. પરન્તુ બીજા સર્વેએ તેને રોકયો નિશ્ચય થયો કે "આહાર માટે કાઈ નિયન્ત્રણ નથી માસમદિરાના ત્યાગ માટે પોત પોતાની ન્યાતના નિયમને અનુસરવુ, અને ન્યાતના અગ્રેસરોએ નિયમ બાધવા, તે નિયમ પળાવવા અને તેમાં હાલમા ચાલતી શિથિલતા દૂર કરવી સોડા વૉટરને બદલે ભાંગ પીવી. બીડી હુક્કો કે અફીણનો ઉપયોગ કરવાને હરકત નથી

એક કર્મકાડી બ્રાહ્મણે સૂચના કરી કે આહારના પ્રશ્નના નિર્ણય સાથે શિખા સૂત્ર સધ્યા અને તિલકનો પણ નિર્ણય થવો જોઇયે સર્વ પ્રજા માત્ર—શુ હિદુ કે શુ મુસલમાન સર્વેએ શિખા રાખવી દ્વિજ જાતિએ ઉપવીત પહેરવુ સર્વેએ સધ્યા કરવી અને સર્વ ધર્મના તિલકનું મિશ્રણ કરી એક નવુ તિલક સર્વેએ કરવુ જેથી આપણે એક જ પ્રજા છીયે તે કપાળ ઉપરથી જ સૂચિત થાય' આ સૂચનાને કોઇએ અનુમોદન આપ્યુ નહિ, પરન્તુ પારસી યાહુદી મુસલમાન, જૈન બ્રાહ્મ, શિખ,

# લિપિ

ગયા જ્યેષ્ઠ અને શ્રાવણ માસના ‘વસન્ત’ માં ઉક્ત વિષય સબધે રા કરીમ મહમદે તેમજ રા. નરસિંહભાઈ પટેલે પોતાના વિચારો દર્શાવેલા છે, તે જ બતાવી આપે છે કે એ વિષય જેમ જેમ વધારે ચર્ચાય તેમ તેમ વિશેષ લાભ થવાની આશા વ્યર્થ નથી

રા. કરીમ મહમદ પોતાના અમૂક કારણો દર્શાવી એવા અનુમાન ઉપર આવે છે કે ‘ગુજરાતી લિપિ સરળ છે માટે શક્ય છે,’ ત્યારે રા પટેલ તે જ કારણોનુ ખડન કરી એમ બતાવે છે કે ‘આપણો પ્રયત્ન સરલ લિપિને માટે નથી, પણ ઈષ્ટ લિપિને માટે છે’ અને એવા અનુમાન ઉપર આવે છે કે ‘રા. કરીમ મહમદ માસ્તરને હિસાબે તો દેશી કારીગરીને ઉત્તેજન આપવુ નિરર્થક છે’

પ્રથમ સવાલ તો એટલો જ છે કે ગુજરાતી તેમજ દેવનાગરી લિપિમા સ્વદેશી માલ કોને કહેવો અને વિદેશી માલ કોને કહેવો? બન્ને લિપિ સ્વદેશી તો છે જ, ત્યારે સવાલ એટલો જ રહે છે કે બન્ને સ્વદેશી લિપિમા ઈષ્ટ કયી છે? તેના જવાબમા નિચેનો એક દાખલો આપણને કાંઈ પણ અનુમાન ઉપર આવવામા મદદ કર્ત્તા થઈ પડશે.

ધારો કે પૃથ્વીની નીચે એક ગુફા જેવા આશ્રમમા માણસો વસે છે, અને તે ગુફામા એક તરફથી એટલે પાછળથી કાંઈ અજવાળુ આવે છે, પણ ત્યા વસતા માણસોના પગે એક જાતની જન્મથી એવી સજ્જડ બેડી પડેલી છે કે તેઓથી હાલી ચાલી શકાતુ નથી, તેઓની પછવાડે ઘણે જ દૂર પૃથ્વી ઉપર દેવતા બળે છે, ત્યાથી એ ગુફામા કઈક અજવાળુ પડે છે એ અજવાળાના લીધે ગુફાની અદરના બધીવાનો પૃથ્વી ઉપર ચાલતા માણસોના, ગુફાની સામી બાજુ ઉપર પેલા દેવતાને લીધે, જે જે ઓળા પડે છે તે સિવાય પોતાના તેમજ પારકા વિષે કાંઈ જાણી શકતા નથી, તેમજ જાણી શકવાના પણ નહીં, હવે ધારો કે કોઈ પણ બધીવાન કર્મના અમૂક સયોગે છૂટો થયો, અને જે તરફથી અજવાળુ આવે છે તે તરફ જોવા ગયો, ત્યારે જે વસ્તુસ્થિતિના અગે પ્રથમ છાયા જ જોતો હતો તેને પ્રત્યક્ષ જોવાથી શુ એની આખ ઝખવાઈ નહીં જાય? અને તેજ બધીવાનને જો એમ કહેવામા આવે કે પ્રથમ તુ જે જોતો હતો, તેતો છાયા જ હતી અને આ હવે જે તને દેખાય છે તે સત્ય વસ્તુ છે તો શુ એ મૂર્ત્ત બધીવાન ગભરાટમા નહીં પડે? પરતુ પછી કેટલોએક વખત વીત્યાબાદ ધીમા ધીમા મહાવરા અને અભ્યાસથી પૃથ્વી ઉપરના માણસોની માફક જોતા અને તેની સ્પષ્ટ મઝા લેતાં શીખશે, અને ત્યારે જ તેને માલુમ પડશે કે ખરૂં જ્ઞાન તો અહિંયાં જ છે, અને આજ સુધી તો હું કેવળ અધકારમા કુટાતો હતો એવા સમયે જો કોઈ તેના પૂર્વ આશ્રમનું સ્મરણ કરાવે તો પોતાના અસલ સાથીઓની સ્થિતિ ઉપર ફરી દયાની લાગણીથી તે જોશે અને જે માણસો જૂઠાને સાચુ માની બેઠા છે તેના ઉપર તેને કેટલો ક્રોધ આવશે? એવા માણસોને પરમેશ્વરજ્યારે અસત્ય છાયાના ઓળામાથી છોડાવે ત્યારે જ છૂટવાને શક્તિવાન થાય છે, અને અસત્યને સત્ય માની બેઠેલાની સ્થિતિનું

જ આ સ્વાભાવિક પરિણામ છે તેટલા જ માટે સાક્ષરો અને વિદ્વાનોએ અજ્ઞાન માણસોના જ્ઞાન રૂપ માનેલા અજ્ઞાન તરફ વિવેક દૃષ્ટિથી જોઇને તેમના અજ્ઞાન ટાળવા પ્રયાસ કરવો આવશ્યક છે •

લિપિ સબધે પણ ઘણુ કરીને ઉપર પ્રમાણે જ છે જે લિપિ આપણે જન્મથી વા ચવા લખવામા વાપરીયે છઇએ તેના ગુણ દોષ આપણને માલૂમ પડે તો તે ગુણ દોષ છૂટા પાડી દોષનો ત્યાગ કરવો એ આપણુ કર્ત્તવ્ય છે ગુજરાતી લિપિ કરતા દેવનાગરી લિપિ સરળ તો નથી, તેમજ વાચવામા આપને વધારે મહેનત આપે છે એ વાત તો ખરી, પરતુ અભ્યાસ અને અનુભવથી માલૂમ પડશે કે આ વિઘ્નો તો કલ્પિત છે, કારણ કે આપણે ગુજરાતી લિપિ જેટલી સરળતાથી વાચી શકીએ છીએ તેટલી જ સરળતાથી સસ્કૃત ભણેલાઓ તેમજ મરાઠી વાચનારાઓ દેવનાગરી લિપિ વાચી શકે છે અને તે વાચવામા આપને કઈ વધારે મહેનત પડતી નથી મરાઠી માસિક અને દૈનિક વર્ત્તમાનપત્રો દેવનાગરી લિપિમા જ છપાય છે, તોપણ લિપિ સરલ નથી એમ ધારીને તેમનો વાચક વર્ગ ઓછો થતો નથી પણ તેથી ઉલટુ દેવનાગરી લિપિથી પરિચિત ગુજરાતી વર્ગ પણ તે વર્ત્તમાન પત્રો વાચતા માલૂમ પડે છે જ્યારે મરાઠી વર્ગમાથી તો ઘણા જ થોડા માણસો ગુજરાતી પત્રો વાચતા હશે એમ ધારી શકાય તે જ બતાવી આપે છે કે જો ગુજરાતી અને મરાઠીની લિપિ બીજી ભાષાઓ જેવાય તો વધારે ફળ થાય—સામાન્ય હોત તો આપણા તેમજ તેમના વિચારો પરસ્પર અદલ બદલ થાય એ વધારે સભવિત છે, અને તે વાસ્તવિક પણ છે

સ્વદેશાભિમાન વધે કે ઘટે એ સવાલ બાજુ ઉપર રાખીએ તો પણ વિચારનો વિનિમય એ કઈ ઓછો ફળદાયક નથી, વધારે ઓળખાણ કરવાથી પણ વધારે શીખવાનુ મળે છે તો ભાષાની લિપિ એક જ હોય તો વધારે જાણી શકીએ અને નુક્શાન તો કઈ દેખીતુ નથી

રા કરીમ મહમદના કહેવા પ્રમાણે કોઈ સુદરીને ગુજરાતી અગર મરાઠી સાડી પહેરાવી એ તો તેનુ સૌંદર્ય ઘટશે નહીં પણ જો એક જ જાતની સાડી બન્ને જાતની સુન્દરીઓને પહેરાવી હોય તો બન્ને સુદરીઓ પોતાના હાવ ભાવથી પોતાની જાતી બતાવી આપશે એમા તો શક લાવવા જેવુ જ નથી બન્નેની સરખામણી પણ ત્યારે જ થઈ શકશે, અને બન્નેમા વધારે સુદરતા કોનામા છે તે તરત જ પરખાઈ આવશે આપણુ સાહિત્ય હજુ બચપણમા છે એવો તો સાક્ષરોનો પણ મત છે અને તેવા સાહિત્યને જન્મથીજ સૌહિક ઔષધો અને ઉપચારો કરવામા આવે તો તેના દિવસો સુખમા ગુજરશે એ તો ખાતરીથી કોઈ પણ કહી શકશે

ઉક્ત હેતુ સિદ્ધ કરવા સ્થાનિક મડળો દ્વારા અને જન જનની ચર્ચાદ્વારા અનેક પ્રયત્નો થવા જોઇએ દરેક ભાષાના અગ્રગણ્ય લેખકો દ્વારા આ વિષય ખુલ્લે ખુલી રીતે ચર્ચાવો જોઇએ પોતાના સાહિત્યને અગ્રસ્થિતિમા લાવવાનો આ એક જ સરલ રસ્તો છે આપણા સાહિત્યકારોએ આજ સુધી એ બાબત યોગ્ય ધ્યાન આપ્યુ નથી પણ હવે જ જ્યારે તેઓ ધ્યાન આપતા થયા છે ત્યારે તેમા શો સાર છે અગર શો ફાયદો છે તે શોધી કાઢી • જે

માતૃ લિપિમાથી ગુજરાતી લિપિ પ્રચલિત થઈ છે તે દેવનાગરી લિપિ દાખલ કરવા તેઓએ પ્રયત્ન કરવો આવશ્યક છે

હવે જો મરાઠી સાહિત્ય મોડી લિપિમા છપાતુ હોત તો આપણામાના કેટલા માણસો તે વાચવાનો લાભ લઈ શકત ? અન્ય સાહિત્ય વાચવાથી ફાયદો નથી એમ મારૂ માનવુ તો નથી જ્યારે આપણો કોશ બહુ ટુકો છે અને આપણને સસ્કૃત પર્શિયન ભાષાઓમાથી અઘરા લાબા અને કાનને પણ અપ્રિય લાગે એવા શબ્દો ઉપજાવી કાઢવા પડે છે, તો તેવા શબ્દો શુ આપણે બગાળી, મરાઠી, હિન્દી અગર બીજી કોઈ પણ હિન્દુસ્તાનની વ્યવહારિક પ્રચલિત ભાષામાથી લઈ ન શકીએ ? અને મૃત ભાષાઓ ( Dead Languages ) માથી એ શબ્દો ઉપજાવી કાઢવા કરતા પ્રચલિત ભાષાઓમાથી ગ્રહણ કરવામા આવે તો આપણને શુ વધારે લાભ નથી ? હુ તો એમ માનુ છુ કે આપણા સાહિત્ય કરતા બગાળી, મરાઠી સાહિત્યો ઘણા ખેડાયેલા છે, અને તેનો પ્રચાર આપણા સાહિત્ય કરતા વધારે છે, અને જબરાની મિત્રતા નબળાને હમેશા બળવાન બનાવી લાભ આપે છે માટે છેવટે તો લાભ આપણને જ છે, અને આપણા સમર્ગથી તે સાહિત્યને પણ કઈ લાભ થશે તો તે પણ ઉચિત છે

છેવટે એ તો સ્પષ્ટ છે કે ગુજરાતી બોલતા પારસી, મેમણ, ખોજા અને બીજા મુસલમાન વર્ગોની અનુમતિની પણ જરૂર છે તેઓ જ્યારે ગુજરાતી ભાષા બોલે છે એટલે ગુજરાતીઓ તો છે જ, ત્યારે તેમની અનુમતિ સબધે રાહ લાવવી ગેરવ્યાજબી જ છે કોઈ પણ માણસ એમ નહીં કહી શકે કે આપણે તેમના વિના ચલાવીશુ અગર તે પણ એમ નહીં કહી શકે કે આપણે ગુજરાતીઓ સિવાય ચલાવીશુ ભાષા અઘરી થતી જાય છે તેનુ કારણ તો એટલુ જ કે ભાષાના નવા સસ્કૃત અને પર્શિયન શબ્દો ઉત્પન્ન કરવામા આવે છે, તેને બદલે પ્રચલિત ભાષાઓમાથી એવા શબ્દો ગ્રહણ કરવામા આવે તો મારા ધારવા પ્રમાણે કોઈને પણ કાઈ વાધો રહે નહીં જો આપણુ સાહિત્ય બીજી ભાષાઓ વાળા વાચે એવુ બનાવવુ હોય તો તેને દેવનાગરી લિપિમા છપાવવુ જોઇએ, અને આપણે પણ તેમનુ સાહિત્ય દેવનાગરી લિપિમા હોય તો કાઈ પણ લાભ મેળવી શકીએ

એટલુ તો કહેવુ જોઇએ કે અમૃત જળની મેઘ વૃષ્ટિ થવાની હોય છે તે પહેલા વાવાઝોડાનુ તોફાન તથા ગાજવીજ થાય છે જ

એલ્ફીન્સ્ટન હાઇસ્કુલ
મુંબાઈ—૧૭ મી નવેમ્બર ૧૯૦૮ } ચુનીલાલ ગોવર્ધનદાસ શાહ. બી. એ.

—

## ન્હાનાલાલ દલપતરામ કવિનાં

## છપાયેલાં પુસ્તકો.

૧ કેટલાંક કાવ્યો.

૨. વસન્તોત્સવ.

૩ કેટલાંક કાવ્યો ભાગ ૨ જો.

દરેકની કીંમત આઠ આના.

થોડા વખતમાં છપાશે.

૧. ઇન્દુ કુમાર નાટકનો પહેલો અંક.

૨. શ્રીમદ્ ભગવદ્ ગીતાનું સમશ્લોકી ભાષાન્તર મૂલ સાથે.

મળવાનું ઠેકાણું.

છવનલાલ અમરશી મ્હેતા,

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી.

અમદાવાદ

---

## " જ્ઞાન સુધા "

તંત્રી—રમણભાઈ મહીપતરામ નીલકંઠ, બી૦ એ૦ એલ્ એલ્૦ બી૦

આ માસિક પત્ર કેટલીક મુદત થયાં અનિયમિત થયેલું હતું, પણ હવેથી તેને નિયમિત રીતે પ્રસિદ્ધ કરવાની યોજના કરવામાં આવી છે ચાલુ વર્ષના છ અંકો પ્રસિદ્ધ થઇ ગયા છે, ત્રણ અંક લગભગ તૈયાર થઇ આવ્યા છે, અને ત્યાર પછી દરમાસે અંક પ્રસિદ્ધ થશે.

વાર્ષિક લવાજમ એક રૂપિયો. પોસ્ટેજ ત્રણ આના.

નમુનાનો અંક મફત, ગ્રાહક થવા ઇચ્છનારે નીચેના સરનામે લખવું—

રમણ ભાઇ મહીપતરામ નીલકંઠ,

તંત્રી—" જ્ઞાનસુધા "—અમદાવાદ.

---

I now came to the plea of a United Congress I cannot help saying that there is a great deal of mawkish sentimentality in the passionate appeals for union at all cost For my part, I think it is most desirable that each set of distinct convictions should have their separate Congresses To jumble them up in one body confuses the real understanding of the extent to which opinion really tends in one direction or another, and it is not possible to make out what are the dimensions of the cleavage and difference of opinion existing on any particular question It is therefore desirable that persons holding nearly the same opinions and principles should organize themselves into bodies where they can expound them and lay them before the public in a clear and consistent form The public could then have the issues clearly before them, and their deliberate judgment can declare itself by the growing favour they would accord to any particular association For God's sake let us have done with all inane and slobbery whine about unity where there is really none Let each consistent body of views and principles have its own Congress in an honest and straightforward way, and let God that is truth and wisdom judge between us all—

*Sir Pherozeshah M Mehta*

ધી યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડ—અમદાવાદ.

# લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતીશાળાના માસ્તરો, (૬) તલાટીઓ તથા (૭) માસિક રૂા. ૧૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂા. ૨-૦-૦ (પોસ્ટેજ સાથે)

ઉછરતી લાઇબ્રેરીઓને ખાસ બક્ષીસ. નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) રાજ્યના આશ્રય વિનાની લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે. માત્ર પોસ્ટેજ વગેરે ખર્ચના રૂા ૦-૬-૦ મોકલવા કૃપા કરવી. બીજા વર્ષમાં, રૂા ૦-૧૨-૦, ત્રીજામા રૂ. ૧-૪-૦.

| | |
|---|---|
| અન્ય સર્વ માટે વર્ષ એકના | રૂ ૨-૯-૦ (પોસ્ટેજ સાથે) |
| છૂટક નકલ એક અંકના | રૂ ૦-૬-૦ „ |

---

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે. અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૩ કોઈ પણ લેખનુ અસલ લખાણ—એ લેખ "વસન્ત"માં દાખલ કરવાનો ના કર્યો, હોય કે ન હોય—પણ એ લેખકને પાછુ મોકલવાને અમો બંધાતા નથી.

વ્યવસ્થાપક.

---

# આવતો અંક વી. પી.

જે ગ્રાહકોનું ચાલુ વર્ષનું લવાજમ નહીં મળ્યું હોય તેને પોષનો અંક વી. પી. દ્વારા મોકલવામાં આવશે તે સ્વીકારવાની વિનતિ છે.

---

# ગ્રન્થકારો માટે ખાસ સગવડ.

વસન્ત-પત્રનો સાહિત્યપ્રેમી જનોમાં બહોળો પ્રચાર છે. પરન્તુ અત્યાર સુધી પૂંઠામાં જગા ન હોવાથી છૂટથી પુસ્તકોની જાહેર ખબરો લઈ શકાતી નહોતી. પોસ્ટલ દરમાં ફેરફાર થવાથી હવે આ પત્રના વજનમાં વધારો કરી શકાયો છે. અને તેથી બે નવાં પૃષ્ઠ ઉમેરી જાહેર ખબરો દાખલ કરવાનું અમે સ્વીકાર્યું છે. આ અનુકૂળતાનો લાભ લેતા ગ્રન્થકારો ચૂકશે નહિ એમ આશા છે.

વ્યવસ્થાપક.

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्। उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्।
भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्। उपनिषद्.

વર્ષ ૭, અંક ૧૨. [ માસિક. ] માર્ગશીર્ષ, સંવત્ ૧૯૬૫.


## કુમુદા-ચંદ્ર.

### રેખતા.

ભલે ગેડો, દહો, બાળો! ગમે તેમ દેહ આ ખાળો!
ભલે છાયા, અંધારૂં મીણુ! તલપતું રે'શે હૃદય આ દીન!! ભલે૦

ભલે વર્ષો હિમ કે અંગાર, ભલે વા વાઓ લાખ હજાર,
ઉજાડી નાંખો મુજ વસ્તાર, ઉપાડી નાખો મૂળ આધાર! ભલે૦

ભલે જૂદાં થવું, ન મળવું! ભલે દિનરાત હો રડવું!
ભલે કલ્પાંત માહે અંત, ગમે તેમ ભાવિ કોઈ દિમત!! ભલે૦

દિધું દિલ એકવાર દિધું, હૃદય જ્યા ત્યા જઈને દિધું,
પછી શું એ કરે આ-માટ? બળે, ત્રાસે? ન. નાએ ઘાટ!! ભલે૦

હૃદયનું શલ્ય શલ્યેથી, ન નિકળે કાઢ્યું ઉંડું જશે!
જખમ ના રીતે એ રૂઝશે, નિકળતાં એ બાણ પ્રાણ જશે! ભલે૦

ત્યારે ફાંફાં થા ફાંસું હશે! રિબાવવું અર્થનું શું હશે?
ન એથી અન્યને શાંતિ! ભલે ના હુંને વિશ્રાંતિ!. ભલે૦

કુમુદ તો છે સરજ્યું ખમવા! ગમે તેમ દો એને દમવા!
કશી નહિ કાળજી રાખો! દયા ના એને કંઈ દાખો! ભલે૦

બિચારૂં મૂગું માર ખમી, જેવું તેવું કાળજે કુમળું રમી-
હરિ હરિ ચંદ્ર તે તારૂં ખરૂં-સુધાના પ્રાણ એ તુજમાં ઠર્યું!! ભલે૦

હરિલાલ હર્ષદરાય ધ્રુવ.*

---

* સંપાદક—રા. રા. સુમનસ્ હરિલાલ ધ્રુવ.

## સત્યવાન અને સાવિત્રી.

ચઢયો છે ભાનુ મધ્યાહ્નને, થયું તમ તપોવન;
સત્યવાન થઈ સજ્જ, જાવાને નિકળ્યો વન.

ઓઢીને નિજ વસ્ત્ર, શસ્ત્ર લઇને ચાલ્યો મહા ધીર એ,
ચિન્તા કાંઈ દીસે નહીં મન વિષે, છે શાન્ત ને સ્થિર એ;
સેવા તે કરતી હતી સતી પ્રિયા જ્યાં માતને તાતની,
શૈબ્યા દ્યુમતસેનની કુલવધૂ સાવિત્રી જે મહાસતી.

"રે પ્રિયે! વિચરૂં છું હું વન વિષે કંઈ બંધનો આપની,
પત્રો કાષ્ટ સમિધ ને ફલ ફુલો બાધું હું શાણે વતી?
ચાલી પર્ણકુટી ભણી ચતુર એ કંઈ ખોળવાને મિષે,
આનન્દી, ભયહીન, મુગ્ધ નિરખી, નિ:શ્વાસ છાના મુકે.

દુખિત વૃત્તિ ધરી ફરતી દીસે,
નથી જ હર્ષ જરા મુખને વિષે;
સ્મરણુ માહિં હતો દિન આજનો,
અરર! કાલ કરાલ જ નાથનો.

રહી જ ખિન્ન ને દિન નિર્ગમે,
અધિક શોકથી અર્થ શું સરે?
નિરમ્યું જે હશે તે થશે નક્કી,
ડરતી'તી નહીં દૈવથી સતી.

કરીશ યત્ન જો ધર્મનિષ્ઠ થૈ,
શકીશ ઠેલી હું પાપ પુણ્યથી:
કદી ખુશી કદી વ્યગ્રતા ધરે,
વ્યતીત કંઈ દિનો એ રીતે કરે.

સમીપ આવતું ભાવી જ્યાં દીઠું,
વટત્રિરાત્રિનું વ્રત ત્યાં લીધું;
શયન ના કીધું દિન રાત્રિમાં,
હતી જ આજ તો ધૈર્યની સીમા.

"જાઓ છો શું પ્રિય તજી મુજને અહીં રે ?
હું આવું છું વનમહીં સહુ આ ગ્રહીને;
શું હું છતાં શ્રમ બધો પ્રિય આ ધરે કે !
ચાલો પ્રયાણુ કરશું નમતે રવિએ.

કંઈ વર્ષ એક મુજને અહીંઆ ગયું વહી,
તો એ ન મેં નિરખી આ તરૂ, કુંજ, કે કંઈ;
માતા પિતા તણી રજા જઈ ઝટ લ્યોને,
છે આ પ્રસંગ અનુકૂલ પતિ ચલોને."

"નહિ, નહિ, નહિ, રાણી ! આજ એ તો બને ના,
તુજ શરીર નિહાળી ગાત્ર મારાં ફરે હા !
વ્રત નિયમ થકી જે દિવ્ય આ અંગ તારાં,
થઈ જઈ ક્ષીણુ સહુ, ને જો બન્યાં ગ્લાનિવાળાં.

હજી સુધી નથી લીધું અન્ન કે કંદ મૂળ,
કયમ કરી સહેવાશે વાટનાં તાપ ધૂળ ?
અવર સમય બન્ને સાથ જૈશું ફરીને,
શ્રમિત તુજ તનુ છે આજ વિશ્રાંતિ લેને."

"રે સાથે પ્રિય છો છતાં શ્રમ મને કિંચિત શું લાગશે ?
આજે આતુર છું સમીપ વસવા, આ સહુ મને ના રૂચે."
ચાલી સત્વર જ્યાં હતાં વિરહથી વ્યાકુલ બે દંપતી,
"જાઉં છું વનને વિષે વડીલ શ્રી દ્યો આપની સંમતિ."

સુણી, આશ્ચર્ય પામ્યાં સૌ, વાણી નિશ્ચયની સુણી,
સદા જે નમ્રતાવાળી, આજે શી અધીરી બની ?
મનોવેગ શમાવીને મુખે ના કદીં બોલતી,
સહસા આજ શા માટે, જવા ઉત્સુક એ બની ?

વીસા દિનો અહિં એના પ્હેલી આ યાચના કરી,
સ્થિતિ એની વિચારીને આપે ના મન સંમતિ;
હશે શું બાલબુદ્ધિ કે હશે શું ભાવી પ્રેરણા ?"
પડયાં વીમાસવા બન્ને તર્કો કંઈ ન કરી શક્યાં,

પુત્ર પેઠે કહ્યું સૌએ, "દીસો છો અતિ દુર્બલા,
પ્રથમે આવું શું માગ્યું, કફોડી સ્થિતિમાં મુકયાં;
પડીશું એકલાં હાવાં, કરીશું અંધ શું શકી?
પરિચિત વર્ષેથી છૈએ વિયોગે ઝુરશું નકી."

સ્નેહની લાગણી થાતાં મુઝાયું મનડું અતિ,
અતિ ઉત્કંઠ જાણીને ન નિરાશ કીધી સતી;
વધાં વાત્સલ્ય ભાવેથી રાજા રાણી અને ઋષી.
"સત્વેરે આવજો વ્હેલાં," સૌએ આશિષ એ દીધી.

ચાલી જ એ પતિ સહે વનમાંહી બાલા,
હા! અંતરે સળગતી હતી ઉગ્ર જ્વાલા;
શોકાર્ત ચિત્ત પતિને જરી ના જણાવી,
આનન્દ કૃત્રિમ થકી વન માહિં આવી.

થૈ શાન્ત પક્ષી સહુને તરૂ ડાળ બોલે,
આવે મૃગો જલ પીને થઈ મસ્ત ડોલે;
તાપે તપેલ હતું જે સહુ શાન્ત થાય,
આમોદ લઈ સમીર સહુ વન માંહિ વાય.

"કૃશાંગી! ઓ વ્હાલી! નિરખ રચના આ વન તણી,
અહા! ખીલ્યાં પુષ્પો સુરભ અનિલ લેતો વળી વળી;
વિહગો કલ્લોલે સરિત જલ ઉમંગે ઉડવતાં,
સુરંગી પ્રાચીને સલિલ અભિષેકે ખીલવતાં.

નિહાળી આ શોભા પ્રતિકુલ સ્થિતિ ના ખરખરે,
પ્રભુ-લીલા આવી અનુકુલ સ્થિતિમાં નવ મળે;
પ્રભુ-ઇચ્છા થૈ તો નૃપતિ પદવી કાલ મળશે,
અને કલ્પેલી ત્યાં અવનવી ચીજો દીલ હરશે.

પરંતુ તે સર્વે જનમથનથી સો બની શકે,
ન તે આની તુલ્યે રસિક ઉર તેથી નવ ખીલે;
ખરે સંતોષાઉ તુજ સરલ વૃત્તિ નિરખતાં,
ખરાં સુખો આમાં મૃગજલ સમાં રાજ્ય કરતાં.

સહુ આ નિહાળી તુજ હૃદયને શું શ્રમ પડે ?"
અબોલા ના બોલે; સ્મિત કરી પ્રિયાનો કર ગ્રહે;
"અતિ તાપે મારૂં શિર કંઈ વ્યથા આજ ધરતુ,
લઉં નિદ્રા થોડી, ઉપવન મહીં પ્રાણ! ફરતું."

પતિવેણો આવાં સુણી મન મહીં એ થરથરી,
"અહો કર્તા! શું તે નિરમિત ઘડી આવી જ રહી ?"
વિરામ્યાં બન્ને ત્યાં કુદરતલીલાને નિરખતાં,
ગ્રહ્યું ખોળા માંહિ પતિશિર અને શાન્ત વદી ત્યાં.

"જય જય મૃત્યું જય ઈશ, પ્રણમું હું આપને,
ટગે અવિચલ સ્વામી દેહ, ટાળો મા ન તાપને;
મુજ કર્મપ્રભાવે આજ પતિ–આયુ ખુટીયું,
પાળ્યા વ્રત નિયમો અપાર તોએ દીસે તુટીયુ.

નથી અવનિ વિષે બીજી આશ વિના પ્રાણનાથ રે,
નથી કામ કે મોહનો લોભ ઈચ્છું હું સૌભાગ્યને;
મુકો અબ્ધિમાં વ્હેતાં ઈશ દઈ જન્મ મનુષ્યને,
કરે માગં કે નરતાં કામ તેવાં ફળ ઘો તમે.

મુજ નાથ શિશુવય માહિં ઉદધિ નિરખ્યો નથી,
પૂજ્યાં માત ને તાતના ચર્ણ મંસાર જોયો નથી,
ગ્રહો મુજ દુર્ભાગી હસ્ત કરી સહચારિણી,
હજી મુકયો વેળુમાં પાય ગતી ત્યાં આ શી કરી ?

મુજ વિમલ હૃદયના નાથ શિક્ષા તે શી આપશે ?
મુકી નિર્દોષ પક્તિમાંહીં સ્મરણ નહીં લાવશો;
રચ્યો સૃષ્ટિ નિયમ જેહ આચર્યું તેવાં કરો,
મુકી વિકટ સિંધુમાં નાથ કસોટી તેની કરો.

તુજ કરૂણાસિંધુ ધર્યું નામ કરૂણા મુજ પર કરો,
જો સતીત્વ સાચવ્યું શુદ્ધ પતિ મારો ઉગરો."
સુષુપ્તિમાં પડયો કાન્ત મસ્તકે કર ફેરવ્યા,
દૃષ્ટિ ઉંચી કરી જોતાં સહસા ધર્મ ત્યાં દીઠા.

દિવ્ય કાન્તિ ગભીરી શી પાશો છે નિજ હસ્તમા,
વદ્યા ગંભીર વાણીથી "સતી તુ મુકી દે હવા"
સફાળી ચોકીને જોયું આશાતાર તુટી ગયા,
(દૈવ તું આખરે રૂઠયુ યત્નો નિષ્ફલ સૌ થયા.)

દિવ્ય કાન્તિ નિહાળીને પામી વિસ્મય સુન્દરી,
કર્તવ્ય આ દુતોનું છે, શાને ધર્મે કૃપા કરી?
કંપતા ગાત્ર સૌ તોએ છેલ્લી એ તક ના ચુકી,
મુકીને શિર ત્યાં નીચે હસ્ત જોડી ઉભી રહી.

*    *    *    *    *    *

*    *    *    *    *    *

છતી છતી ખાત્ર એ દુઃખજ્ઞાની,
ચાતુર્યેથી પામી એ પાછી સ્વામી,
ગાર્ગી જેવી તર્કશાસ્ત્રે પ્રવીણ,
બાધ્યા બોલે ધર્મ જેવા સુધીર

માગ્યા માગ્યા ચક્ષુ માતા પિતાના,
માગ્યા માગ્યા રાજ્યસુખો મદાના,
માગ્યા પુત્રો ભ્રાત ને સુખવૃષ્ટિ,
સાથે પામી સ્વામી આયુષ્યવૃદ્ધિ

ભર્યું છે હૈયુ હર્ષેથી નેત્રોમા પૂર અશ્રુનુ,
વિજય શુ સત્ય પામી? કે હશે શુ ભાન સ્વપ્નનુ,
પ્રેમની ઊર્મિઓ દાબી સંશયથી નિરખ્યો પતિ,
આભારે ઉંચુ ત્યા જોયુ, "કર્તા! આ તુજ શી કૃતિ?"

વડોદરા
તા. ૧૪ નવેમ્બર ૧૯૦૮. } ઉષા

---

# સત્યનિષ્ઠા.

" એક કુટુંબી આપણે, એક પિતા પરિવાર "

—ક. દ. ડા.

આપણા ધર્મગુરુઓએ અને કવિઓએ સમજાવ્યુ છે, કે સૃષ્ટિનો સર્જનહાર, આપણો સર્વનો પિતા અને માતા છે, અને આપણે સર્વ ત્હેના બાળકો છૈયે : માટે આપણે ભાઈભાંડુઓએ માંહો માંહે " विद्वष मा करवौ " એવી વેદની આજ્ઞા છે

આપણા નીતિ બોધનારાઓએ નિયમ સ્થાપ્યો છે, કે " ખરો પુત્ર તો તેહ જે કરે બાપથી સવાઈ " માટે આપણે પિતાને અનુરૂપ થવુ જોઇએ એ વાત નિર્વિવાદ છે

પરમ પિતા અતિ મહાન્ છે ત્હેની બરોબરી કોઈ સૃષ્ટ વસ્તુથી થઈ શકે એ સંભવિત નથી, પણ આપણી નસોમાય ત્હેના રુધિર વહે છે, આપણી દૃષ્ટિમા ત્હેના જ તેજ તરવરે છે, આપણા અન્તર્મા ત્હેનાજ આદેશ ઉગે છે, ત્યારે આપણે સરસાઈની વાત બાજૂ પર મૂકી પિતાને પગલે, પિતાને પડકારે કેમ ન ચાલીયે ?

પિતા, એ આપણો, સર્વગોચર પ્રભૂ છે એના આદેશ વિરુદ્ધ આપણે કર્મ આદરી શકીયે, અને આપણા નિકટ અવાન્તરમા વસનાર માણસોનો ડર રાખી અસત્ય ને અનુસરીયે એ કેવુ ? પિતા કરતા, પામરનો વધારે ડર ?

માવતરની આજ્ઞા ઉલ્લંઘનાર પુત્ર અધમ મનાય છે-માવતરના માવતર સમાન પરમ શુદ્ધ મહાન્ ' પિતાની આંખમા ધૂળી " નાખવા તૈયાર થઇએ ત્યારે આપણે તેથીયે અધમ કુલાંગાર અને પ્રભુના પવિત્ર નામને કલંકિત કરનાર નથી થતા શુ ? અને તેવે વખતે ન્યાયી પિતા આપણને ' अन्धतमसावृत ' નરકના અધિકારી કરે તો ત્હેમા પણ શુ ત્હેમની પરમ દયામયતા નથી ભાસતી ?

ઇસ્લામી જહાન્નમમા જહાંગીરી અમલનો દોર ચાલતો હોય તો યાતના કેવી વેઠવી પડે ? ! સત્યના ઉચ્છેદકને એથીયે વધારે ભારે સજા ઘટે !

ત્યારે માનવ બાલોના વર્તન અવશ્ય પિતાના આદેશાનુયાયી, સત્યાનુસારી હોવા જોઇયે. એથીજ પ્રભુ રાજી રહે છે, અને સત્યમાંહે સ્વર્ગ રચી આપે છે

" સ્વર્ગ નરકના મોઘા મન્ત્રો
નયને તેજ વિરમ્યા સ્વપ્નો ઉડ્યા

યત્નો વ્યર્થ ઉકેલ્યાં:

નશ્વર મંડપ મનુનાં! ”

પરન્તુ સ્વર્ગસમ્પ્રાપ્તિના પથ સુલભ નથી;

તે માટે અનેક કસોટીમાંથી પાર ઉતરવું પડે છે. એક સત્યનિષ્ઠનું જ બળ હોય તો કશાની દરકાર રહેતી નથી; બધું સરળ થઈ પડે છે,

“ સ્વપ્ને સન્ત સોહન્ત વિકાસે
સુમધુર સદનો સુરનાં! ”

એવી એ પરમ કરુણાલુની અસીમ કરુણા છે.

દુનિયામા અવતરતાં, દરેક મનુષ્યો, પ્રભુતા લઇને જ, અવતરે છે; પછીથી પાપના વાયુ ત્હેના વિશુદ્ધ દેહને સંસ્પર્શે છે. અને પછીની તે ઉદ્ધત ઉચ્છૃંખલ અવસ્થામાં જ વધારે સાવધ રહેવાનું છે: કેમકે તે વખતના વાયરા પ્રબલ વેગથી વાય છે, અને સુકુમાર ભાવના બળને હઠાવે છે. કાચી ધાતુને તાવી, કસાવીને, સો ટચની, શુદ્ધ કરવાની હોય છે, ત્યારે ત્હેને અગ્નિપરીક્ષામા ઉતરવું પડે છે. સીતાજીની અગ્નિપરીક્ષા કોણ વિસરી શક્યું હશે? તેવી જ રીતે માનવ જીવનને શુદ્ધ અને પ્રભુપર રાખવા માટે અને સંકટોનાં અગ્નિમાંથી પાર ઉતરવુ પડે છે, અને તે પઠી જ શાશ્વત સુખના સ્વર્ગની સલૂણી ભૂમિના અધિકારી થવાય છે. એમ. સત્ય તેમજ, સુન્દર, શિવ, અને શાશ્વત સુખરૂપ છે.

આમ 'વિકટ છે પથ' પ્રભુના દરબારના, સત્યના સનાતન ધામના; પણ તેટલા માટે ત્હેના અનુશીલનથી ડગવુ યા પાછા હઠવું એ તો કાયરતા કહેવાય,

यद्यपि शुद्धं लोकाविरुद्धं
नाचरणीय नाकरणीयम् ॥

એ ઉક્તિ સત્યવીરના મુખમાં નજ છાજે. સત્યાનુયાયીઓને સંકટો અવશ્ય ખમવા પડે છે, અને તે સંકટો પ્રભુના પાઠવ્યા હોય છે. સંકટોની કસોટી ન હોય, તો સર્વ સત્યશીલ કેમ ન કહેવાય? પછી સત્યનિષ્ઠને અસત્યાનુગામીમાં ફેર શો રહે? માટે દરેક સત્યનિષ્ઠે સંકટો શાન્તિથી સહવાના છે, પ્રભુનાં પાઠવ્યાં ત્હેને સમજીને 'शिरसा वन्द्य' ગણવાં જોઇએ.

દુનિયાની રજકણના થર દિવસાનુદિવસ ગાઢ, અને ગાઢતર થતા જાય છે, તે પણ પ્રભુનાજ આદેશથી બાળકનું બળ કસવાને। 'ઇશ્વરી અને આસુરી' બન્ને સંપત્તિ ઇશ્વરની જ નિર્મેલી છે. એક પણ અવગણવાની નથી; પણ બન્ને તરફનું આપણું વર્તન જૂદા પ્રકારનું રાખવાનું છે.

' નિરુપયોગી કશુયે નથી
જનસુખ સારુ સર્વ "

એવી માયા છે, એ મગલમય મહારાજની, અને ત્હેને ઉચ્છેદવી યા ત્હેના દાસ થઈ જવુ એ બન્નેમા ભીરુતા છે

પ્રભુએ માનુપાત્મામા એક પ્રદીપક અંશ મૂકેલો છે એ સ્વતન્ત્રતા, માની ગળથુથીથી જ ગળાઈ છે. દુનિયા તે પાછળ અનેક માર્ગે તરફડે છે એ સત્યાશ હત નહિ, તો માને ગળેથી વિખૂટો કરી, બીજી પવિત્ર સહચરી દૈવાશી દેવના દ્વાર દર્શાવનારી પ્રભુના ચરણમા અનેક આશ્રમો ઓળગાવીને પહોચાડનારી માયા તે શુ કરવા સ્રજત ? એમ, સ્વતન્ત્રતાના અંશો આપણામા સ્વાભાવિક રીતે રહેલા જ હોય છે ત્હેને અંકુરિત કરવામા આપણા જીવનની સાર્થકતા છે. જૂની રજ:કણોના થર વિદારવામા જ વિહિતતા છે પ્રભુ તે સર્વમા આપણી હુફે હોય છે જ, જો કે આપણે ત્હેને પ્રત્યક્ષ જોઈ નથી શકતા

એ અજ્ઞાનથી આપણે ભીરુ થઇએ છીએ, તથા રૂઢિના ગૂલામ બનીયે છીએ એ જ એ પ્રભુની અવગણનાના પ્રભાવ ! બળ બધુ કેનુ લોપ પામે છે ? પરમ પિતાને વિસરી જવાથી જ આપણે ક્ષણજીવી પરિચિત સમાગથી શરમાઇએ છીએ અને સનાતન, શુદ્ધ, સાત્વિક, સત્યને અવગણીયે છીએ !

સમાર ખરો, કારણ, કે તે મગલમય પ્રભુનો નિર્મેલો છે પણ સત્ય તેથી વધારે સાચુ, કેમકે તે તે સર્જનહારનું જ અપરિમેય સ્વરૂપ છે.

સસારના મૂળ પાયા પણ સાધુ જનોએ સત્ય ઉપર જ માંડેલા પણ પેલી સસારસાગર પરની આશ્વાસક લહરી સગે, કિનારાની વાલુકાની રજકણો, તે સાથે ઉડતી, અને સસારને લપેટાતી કાલાન્તરે, સત્યના મૂળ પાયા ત્હેણે ઢંકાઈ ગયા, અને અદૃશ્ય થયા તેથી નવીન સસારને, સત્ય વેગળુ ને અછતુ રહ્યુ પરિણામે, ઉપરની રજના લપેટા, ડગમગતી રજકણના જ પાયા સત્યમૂલક ભાસવા લાગ્યા. પણ સમજવું, કે એ ભાસ જ છે સત્ય નથી, કેવલ મિથ્યા જ છે.

ઉપરનુ સત્ય સમજવાને ઇતિહાસ આપણી બ્હારે આવે છે, પણ દૃષ્ટિ તીવ્ર ભેદી, ઉંડી અને વિશાળ જોઇશે આજના સસારને પાયે પેલી મિથ્યા રજકણ જ છે ઉંડા ઉતરી, તપાસીયે તો ખરા મૂળ જડે

" શોધે છે તે, તે પામે છે "

પણ બધાને એવી દૃષ્ટિ ક્યાથી હોય ? પણ ત્યાએ પરમ કૃપાનુ પિતાની કૃપા આવી ઉભી રહે છે અખિલ વિશ્વની ચિન્તા કરનાર વિભુ "યુગે યુગે" કોઈ સસ્કારી અવતાર "સભાવે છે", પરન્તુ, પહેલા તો કઈ કાળનો અન્ધ થઈ રહેલો યુગ આખોના પડળ એ સવનારને, આખો ફોડનાર કે વિપ આજનાર સમજે છે, અને તે માટે ત્હેને અવગણે છે,

પણ પડળ ખસ્યાં પછી તો, ત્હેને પૂજનીય ગણે છે. અવતારી પુરુષો પોતાની હયાતીના કાળમાં, કેટલીક વખત પૂજનીય નથી થઈ શકયા હોતા, એનું કારણ, આ સત્યને આધારે જ હશે. આપણો બ્રાહ્મણ ધર્મ પણ વિરોધી 'બુદ્ધ'ને અવતાર, અને વલ્લભાચાર્યને પૂજનીય માની ચૂકયો છે.

આમ સત્યાનુયાયીને અવમાનની અવહેલના ખમવી પડે છે; પણ પછીથી ત્હેને ઘટતી પૂજા મળ્યા વિના નથી રહેતી.

દુનિયાના સત્યવીરોને કેવું કેવું ખમવું પડયું છે? તિમિર–તેજનાં યુદ્ધ, કેવાં નિશદિન ચાલતાં હોય છે. દેવાસુરના સંગ્રામ સ્વર્ગદ્વારે પણ સતત ચાલૂ હોય છે; અને ત્હેમાં સનાતનતાના અધિકારી સત્ય તેજ દેવને ખમવું જ પડે છે.

સુલેહના પેગામ લાવનાર રાજદૂતોને તામસી સિપાહો પહેલ વહેલા કેવા કનડતા? પણ સત્યવીરોની સહનશીલતાથી, પ્રભુપરની શ્રદ્ધા એ જ ત્હેમનું સર્વ સામર્થ્ય હોવાથી, જે સત્ય શુદ્ધતાનું આદર્શ આજ જગત્ આગળ પ્રકાશમાન છે, જેના ભર્ગે આપણાં આજનાં જીવન સહેજ પણ પ્રકાશિત છે, તે તે ન હત તો કદી હત ખરાં કે? કદી નહિ! સત્યનિષ્ઠા અને કષ્ટાપત્તિ, સાથે જ થોડો કાળ રહે છે; પણ સત્ય સનાતનતા ભણી વહે છે અને કષ્ટો અંહીજ ખરી પડે છે.

માટે સાચના દોસ્તો, હરિના લાલો, તમ્હારી સત્ય શુદ્ધતા કસવા માટે આવતા દુઃખોને અવગણતા નહિ, સંકડામણોથી શોષાતા નહિ, પરમ ન્યાયવાન્‌ની ન્યાયકારિતાને નિન્દતા નહિ! અન્તરૂના ખરા ભાવથી ત્હેમને સત્કારજો, માથે ચ્હડાવજો! સ્હામે જ સનાતન સ્વર્ગ છે! એ સંકષ્ટોમાં પણ ઉંડા ભેદો હશે જ: એ પ્રભુની સૃષ્ટિ છે અને અવગણનાને પાત્ર નથી, તેમ અર્થશૂન્ય નથી. દુઃખથી ડરતા નહિ. દુઃખને જ બોલાવજો ને સત્યને સંઘરજો! આવો દુઃખડાં, આવો, આવો! દુભાયલ દિલના દાધ રૂઝાવો! આવો! કેમકે મહીપતિના મોકલ્યા મહેમાન છો! અમારે આંગણે આપ સમા અતિથિ કયાંથી? હમારે તમ્હેજ પ્રભુનાં પગલાં! તમ્હને સત્કાર્યા પછી જ હમને પરમ શાન્તિ રહેશે! અસ્તુ.

હે સચ્ચિદાનન્દ સ્વરૂપ! સર્વેશ્વર! ત્હારા સત્યાંશોનાં ગ્રહણમાં અને ત્હેના અનુશીલનમાં દુઃખના ડુંગરો હમારા ઉપર વરસે; તથાપિ તે સહન કરવાનુ હમને, હમારા બન્ધુ જનોને સામર્થ્ય આપ!

"असतो मां सद्गमय।"

'અરવિન્દ.'

---

*સમ્પાદક: સુમનસ્ હરિલાલ ધ્રુવ.

# રા. રા. ન્હાનાલાલ દલપતરામ કવિના "વસન્તોત્સવ" નું અવલોકન.

(અનુસન્ધાન પૃષ્ઠ ४६४ થી.)

ધાર્મિક વિરોધ દૂર રાખી અત્રે એટલું તો કહેવું જોઇએ કે આ માનવ પૂજા તથા અભેદ માનવ પ્રેમ વિરલજનને જ પ્રાપ્ત થાય છે. અને જ્યારે પ્રાપ્ત થાય છે ત્યારે તેને સ્વર્ગથી પણ અધિક સુખ મળે છે. અને શિશુ સમયના અન્યોન્ય અભેદ સ્નેહ પણ આવા મનુપુજાનું સ્વરૂપ દષ્ટાંતથી કવિએ બન્ને સુભગા તથા રમણલાલની બાળ ચેષ્ટાઓ વર્ણવી બતાવ્યું છે—

કેમકે—

" તેવાં નિષ્કલંક સાત્વિક
સરલ ભાવનાં એ ચુમ્બન હતાં.
ત્દભાગ્ય બાલ નયને
મ્હને બાલ સ્વર્ગ દેખાતું:

પછી આ સમયે રમણલાલ તેવા સ્નેહ દાનની ભિક્ષા માગે છે. અને હવે તો લજ્જાનો ત્યાગ જ થવો જોઇએ એમ કહે છે.

મણિકિરણ શા હાથ
સુભગાએ ઉંચા કીધા,
રમણે તે ઝીલી લીધા.
ચન્દ્રોદયના તેજપાલવ શી,
ક્ષિતિજ ઉપરથી ઉડતી
અમૃત ભરી ન્હાની વાદળી સમી,
સર્યનાથના મદઅ કિરણ સુહાગી
ઉષાની તરતી મૂર્તિ જેવી,
બાલા ધરતી ઉપરથી ઉપડી,
ઘટામાં દંડાવા લાગી.

આ ચિત્ર કોઈ કુશળ ચિતારા પાસે કઢાવવાં મુક્યું હોય તો ખરેખર આકર્ષક થાય. જ્યાં રસજ્ઞને તો આ વર્ણન વધારે આકર્ષક થાય એમ હું માનું છું.

સ્થળે સ્થળે ઉપમા આપી કાવ્યની ખુબીમાં વધારો કર્યો છે-પ્રથમ મણિ કિરણ જેવા હાથ ઉંચા કર્યા કે તરત જ રમણલાલે સુભગાને ઉચકી લીધી ને જેમ ઉચે ચડતી હોય તેવી ઝાડમાં ચડવા લાગી, ત્યારે ચન્દ્રોદયના તેજ પાલવ જેવી ક્ષિતિજ (દષ્ટિ મર્યાદા) ઉપરથી ઉડતી અમૃતથી ભરેલી નાની વાદળી હોય તેવી વળી પુન. ઉપમા આપે છે કે પ્રભાત દેવીની ચળકતી મૂર્તિ હોય તેવી તે ઉપડી ને ઘટામાં દંડાવા લાગી. અને ઘટામાં ઝુલતી ઝુલતી ચડે છે ત્યારે વળી વર્ણન કરે છે કે—

ઝઝૂમતા મેઘમડલમાથી
લટકતી સ્વર્ગસરિત શી
સ્નેહસરિતા સુભગા
ઘટા નીચે ઝુલવા લાગી—

મેઘમંડળમાથી નીકળીને લટકતી સ્વર્ગગગા હોય તેવી સ્નેહનદીમય સુભગા ઝાડની ઘટામા ઝૂલતી હોય એમ લાગે છે પછી સુભગાની માડીનો છેડો છૂટી જાય છે અને તેની મુખકાન્તિ મજરીઓમા બહુ દીપે છે

સુહૃદયની અર્પેલી વૈજયન્તી માલા
કો કુમારી સકેલી લઈ
હૃદય વસનમા સચે,
સુભગાનો સુન્દર તનુહાર
રમણે તેમ હૃદયે સ્થાપ્યો

જેમ કોઈ સ્નેહી પ્રેમ મિત્રે આપેલી વિજય અર્પે તેવી ચમત્કારક માલા સખિ પોતાના હૃદયમા પ્રેમથી જ ધારણ કરી લે તેવી રીતે રમણલાલે સુભગાનો શરીર રૂપી હાર હૃદયે સ્થાપ્યો પ્હેરી લીધો એટલે સુભગાને હૃદય સરસી દાબી,

ત્હેના મુખનુ સુધાપાન પીધુ'-ઇત્યાદીથી વસન્તદાન દેવાયુ—

ફુલની પુતળી શી સુભગા
રમણને રમાડવા દેતી—

ઘણી ઘણી સ્ત્રિઓ માનવન્તી થાય છે-અને આ સમય એવો એકાન્તનો છે કે સુભગા યથેચ્છ રીતે રમણલાલને વર્તવા દેતી, પોતાના શરીર ઉપર અનેક ક્રીડનો કરવા દેતી-આ શાન્ત, સપૂર્ણ પ્રેમથી સ્ત્રી-પુરૂષો પૂર્ણ આનન્દમા હોય છે ત્યારે જ અનુભવે છે-તેથી જ કહ્યુ છે કે લાડકડી ફુલવેલીને પવન જેમ સ્પર્શે તેમ રમણલાલ સુભગાને અડપલા કરતો—

પછી તેમના પ્રેમાલીંગન સમયનો વાર્તાલાપ ઘણો ઉત્તમ છે અને તે વાર્તાલાપ તેમનો પ્રેમ પૂર્ણ છે એ સિદ્ધ કરે છે—

" સખે ! આમને આમ
એકબીજાની કરલતામા
સ્વર્ગે સંચરીએ તો કેવુ ? "

રા નરસિહરાવ ભોળાનાથે કુસુમમાલામા આવો આશય એક સ્થળે બતાવ્યો છે-સ્ત્રિ-પુરૂષો પ્રેમમા મગ્ન હોય છે ત્યારે આવી ઇચ્છા થાય કે આમને આમ અનન્ત વર્ષો સુધી રહીએ તો કેવુ સારૂ-સવાર ન પડે તો કેવુ સારૂ નહીંતર, કર્તવ્યો જે મનુજશિર પડયા છે તે વિઘ્ન રૂપ થશે અને આ પ્રેમમાથી જુદા પડવુ પડશે—રા નરસિહરાવે તો "કર્તવ્ય અને વિનાસ' નામના કાવ્યમા લખ્યુ છે કે ભલે આનન્દમગ્ન હોઇએ પણ કર્તવ્યો જે જડ્યા

છે તે તજી જાય તેમ નથી તેથી કર્તવ્ય તો કરવા જ પડશે પરન્તુ એક વખત એવો આવશે કે આ કર્તવ્યો લુપ્ત થશે અને અનન્ત સુખમા વહન કરશુ—આ ભાવને લંબાવીને કવિ કહે છે કે "સ્વર્ગ ને સ્નેહ શુ જૂજવા છે? તમે સ્નેહ માગશો કે સ્વર્ગ?" આ પ્રશ્નોનો ઉત્તર "સ્નેહ" જ આપે છે ખરેખર પ્રેમી પુરૂષ સ્વર્ગની પણ દરકાર કરતો નથી

ત્યાર પછી એક સખીઓનો અવાજ આવવાથી રમણલાલ મોરલી બજાવવા જતો તે અટકી પડે છે ને સુભગાને નીચે ઉતારી સ્હોર આપે છે—ને તે સખીઓ પાસે જતી રહે છે-

સૌભાગ્યચન્દ્ર મોરલી વગાડતો આવે છે સખિમડળ તેને વધાવે છે-કદમ્બના ફુલ તેની પાસેથી લે છે—

મન્દ મન્દ પગલા ભરતી સુભગા,
રમણની મોરલી લેવા ચાલી
તરુએ પરાગભારવતી
અનિલની લહરી જતી હોય!

આ ઉપમા બહુ ઉત્તમ છે—સુગધમય પવનની લહરી જેમ જતી હોય તેવી સુભગા જાય છે—

હવે વિલસુ અને સૈભાગ્યચન્દ્રના મધુર સભાષણ થાય છે

સસારના સુખ દુખ
દેહના સ્પર્શાસ્પર્શના નથી
પ્રાણના સ્પર્શાસ્પર્શના છે

વિલસુ અને સૌભાગ્યચન્દ્રના દેહ ભાન જુદા હતા પણ પ્રાણ તો એક જ તન્મય થઈ રહ્યા હતા. દેહના સ્પર્શથી વિષયાદિ સુખ ભોગવતા ખરો પ્રેમ જામતો નથી પરન્તુ જો બન્નેના હૃદય એક જ હોય અડોઅડ સ્પર્શ્યા હોય તો જ તે ખરો પ્રેમ છે અને ત્યારે જ સચ્ચિદાનન્દની ઝડી વરસે છે

ઉંડાં ઉંડા કો તત્ત્વના
દેવમન્દિરે કંઈ દર્શન લેતો હોય,
સૌભાગ્યચન્દ્ર એવો એકટશી હતો

વિલસુ નમી પડી અને નાથ! એ શબ્દો બોલી ત્યારે સૌભાગ્યચન્દ્ર પોતાને કૃતકૃત્ય માની કહે છે કે આજે મારૂં સૌભાગ્ય છે કે આપ મારા પર નયન પાથરી હસો છો. ત્યારે વિલસુ કહે છે કે માનમા એવું તે આપે શું દીઠુ છે કહેશો. આ શબ્દો સાભળતા સૌભાગ્યચન્દ્ર જાણે કોઈ દેવમન્દીરી દર્શન કરવા ગયો હોય અને એક ટશે જોઈ દર્શન કરતો હોય તેવુ જ વિલસુ ભણી જોઈ રહ્યો. આ ઉપમાથી વિલસુ પ્રતિ મનુપુજાનો વિધિ યાદ કરાવી કવિ સૌભાગ્યચન્દ્રને ખરેખરો પ્રેમી બતાવે છે. ત્યાર પછી સૌભાગ્યચન્દ્ર ઉત્તર આપે છે "કે મેં તમારા નેત્રમા

કરૂણાભર્યાં કૃપાકટાક્ષ
નિર્મળા વિલાસવૈભવ
સ્નિગ્ધ કોમળું હૃદય
સ્વર્ગગીત ગુંજતો આત્મ,
અનન્ત વિશ્વનો માગ,
મધુર પ્રેમ પ્રભુતા·

આટલા વાના દીઠા અને આ ભાવ જોવા અને જાણુંવા તે પણ પરમ ભાગ્યશાળી હોય તેને જ પ્રાપ્ત છે. પ્રેમી હૃદયના આવા ચિત્રો હોય છે.

એ પ્રેમયુગલનાં દર્શન કાજે
વનનયન શાં કુસુમો
રોપાઓ ઉપરથી ડોકીઆં કરતાં,
રહવાર આથમતું હતુ,
શીતળી છાયાઓ સંકેલાતી,
પ્રભાકિરણો ઉષ્ણ થતા
દિશાઓએ ખાધેલા અનિલ
સ્થંભી જતા હતા.

અહીં ભાવારોપણ અલંકાર છે. વનની ચીજોમા ભાવનું આરોપણ કરી સમય સૂચવ્યો છે અને જેવી સ્થીતી નાયક નાયીકાની છે તેવી જ વન માંહીના પદાર્થોની થઈ છે. પરાણે થઈ પણ તેમ થવાનો ન્યાય છે અને તે ઉક્ત ભાવને લાગુ પડે છે તેથી આ અલંકાર સીદ્ધ થાય છે. પછી સૌભાગ્યચન્દ્ર વિલસુ પાસે પ્રેમ યાચના કરે છે. અને આત્મદાન તે જ બન્નેના લગ્ન થઈ ચુકયા છે એમ કહે છે અને અબળા વિલસુ કહે છે અમ અબળાનું શું બળ તમારો પ્રેમ કેમ અમે જીરવી શકીએ. સૌભાગ્યચન્દ્ર વિલસુને દૈવીક ભાવો માત્ર સ્ત્રિઓમાં જ રહે છે એમ કહી શાન્ત કરે છે ને વખાણે છે. એવામાં કુમારી વિલસુને વાર્તાલાપ કરતાં પ્રશ્ન થાય છે કે સ્વર્ગમાં વૈધવ્ય હોય ? વિધવા વિવાહનો સ્વાદ. આવી રીતે અપીવાહીત

પ્રેમલગ્નની વિધવાને
પુનર્લગ્ન સમુ પાપ નથી,
દેહલગ્નની વિધવાને
પ્રેમલગ્ન સમી મુક્તિ નથી.

દંપતિના હૃદય પ્રેમના લગ્નથી જોડાયા હોય તો તેમને પુનર્લગ્નની જરૂર નથી. જેમનું હૃદય એક જ છે અને અભેદ સ્વરૂપ બની એક બીજામાં તન્મય થઈ જાય તો પછી આવા હૃદય વાળી વિધવા થાય તો તેને પુનર્લગ્ન એક મહા પાપ રૂપ છે. પરન્તુ જે દંપતી માત્ર દેહના લગ્નથી જોડાયા છે એટલે અન્યોન્ય પ્રેમભાવ ઉત્પન્ન થયો નથી તેવી જે વિધવા થાય તો તેને પ્રેમલગ્ન એ મુક્તિ સમાન છે એટલે પ્રેમલગ્નથી પુનર્લગ્નની અનાવશ્યકતા સીદ્ધ કરી છે તેથી દેહલગ્ની વિધવાને પણ પુનર્લગ્નની અનાવશ્યકતાવાળા પ્રેમલગ્નની જરૂર છે.

આ ઉપરથી પુનર્લગ્નની વાત ઉડી જતી લાગે છે પરન્તુ તાત્પર્ય એ નીકળે છે કે દેહ-લગ્નની વિધવાને પ્રેમલગ્ન પ્રાપ્ત કરવા માટે કોઈ પણ રીતે લગ્ન કરવાની જરૂર છે તેથી તેવી વિધવા પુનર્લગ્નથી જ્યારે પ્રેમ લગ્નવાળી થાય છે ત્યાર પછી પુનર્લગ્ન આપોઆપ લય પામી જાય છે.

કવિનો આવો આશય છે. પ્રેમ લગ્નવાળી સ્ત્રિ વિધવા થાય ને તેને તેની ઈચ્છા વિરૂદ્ધ અને કેટલાક સંયોગોથી તેના પૂર્વના પ્રેમલગ્નના ભાવો વિસરી જઈ અન્ય ઈચ્છા ઉત્પન્ન કરાવાય છે અને તેથી પુનર્લગ્ન થાય છે. આ રીતી પ્રેમ લગ્નની વિધવાને ત્યાજ્ય છે એ ભાવ ઉત્તમ છે.

વિલસુનુ મસ્તક કમલ
સૌભાગ્યચન્દ્રના ઉષા શા હઈડે
શુક્રમુખ શું વિરાજતું હતું.

આ રૂપક અલંકાર છે–સૌભાગ્યચન્દ્રની છાતી પ્રભાતનો સમય કહી. તે સમયે શુક્રના તારાનું ચળકતું મુખ હોય તેવું વિલસુ જે ખોળામાં બેઠી છે તેનું મુખ કમળ ઝળકતું હતું.

નવલ રસ નીંગળતાં ઉર લઈ
પ્રીતમપ્રિય વિખુટાં થયાં.

આવા ભાવો ક્ષણે ક્ષણે જોવામાં આવે છે. પ્રેમી દંપતી જ્યારે જુદાં પડે છે ત્યારે જે અલૌકિક રસ તેમના પ્રેમી હૃદયમાંથી દ્રવે છે તે પાછો હૃદયમાં ભરીને પ્રેમી સ્ત્રી પુરૂષો જુદાં થાય છે.

સંગીતાસ્રો તને મધુરે આરે
હરિણના વૃંદ વૃન્દ ઉભરાય,

હે રમણુનાના! તારા ઉપર તારા માતા પિતાની બહુ મમતા છે અને વિલસુ તો તેમની આંખોની કીકી છે પણ સંસારમા બીજા કેટલાક માતા પિતાઓ છે તે પોતાના હૃદયમા મેલ સાચવી રાખે છે આમ શા માટે સાચવી રાખતા હશે? માબાપો પોતાના સન્તાનો ઉપર કેમ શુદ્ધ પ્રેમ નહીં રાખતા હોય? કોઈ બાળક વધારે વહાલુ, કોઈ પુત્ર તરફ બહુ જ અપ્રીતિ જે પુત્ર કમાઈ આપતો હોય તે બહુ જ વ્હાલો થાય છે અને બીજો પુત્ર દુર્બળ હોય છે તો તેના તરફ માબાપની ઘણી ઓછી પ્રીતિ થાય છે અને વળી કેટલાક માબાપો તો પુત્રનો જરા વાંક હોય છે તે પણ હૃદયમા ધારી જ રાખે છે આવા આવા ઘણા માત પિતાઓ દુનીઆમા હોય છે તે ઘણુ ખેદજનક છે એવો ભાવ છે

બાળક પોતાના જીવનનુ દર્શન એટલે પોતાનુ જીવન કેવુ છે તે જોવાનુ પોતાના માતા પિતાના નિર્મળ હૃદયરૂપી દર્પણમા જ કરે છે જેવુ માતા પિતાનુ હૃદય નિર્મળ તેવુ પોતાનુ જીવન થાય છે, જુવે છે

ખરેખર બાળકોનુ દેવમન્દિર પોતાના માતાપિતાનુ મુખ છે અને જેવુ માત પિતાનુ મુખ નિર્મળ ઉત્સાહ અને પ્રેમભર્યું હોય છે તેવુ જ બાળક ઉત્સાહી તથા પ્રેમી થાય છે

સ્નેહ-જ્યોતિ બાળકોમા કેમ પ્રગટતો નથી તેનુ કારણ માતા પિતાના હૃદયની નિર્મળતા ઓછી હોય છે તે જ છે

પછી સહુ પોતાને ઘેર ગયા મધ્યાહ્નને સૂતા સાયકાળ થયો ત્યારે વિલસુ ઉઠી રમણુ સૂતો હતો તેને જગાડવા તેનો નાનો ભાઈ નયન ચીમટી ભરી જગાડે છે રમણુ જાગીને તેને પકડી ચુમ્બે છે નયન નાસી ગયો વિલસુ પોતાના ગૃહ બગીચામા ફુલ વીણતી હતી તે બારીમાથી જોઈ રમણુ બાગમા ગયો પછી સુગબા સુરમ્બીને સૌભાગ્યચન્દ્ર આવ્યા આ સમયે રમણુ તથા વિલસુની માતાએ આવના ને બહુ અચ્છી રીતે આવકાર દીધે

આથમતા સૂર્યનુ તેજ અને ઉગતા ચન્દ્રની ફુટતી રેખાઓનુ તેજ એક બીજામા મળીને સન્ધ્યાના તેજમા વૃદ્ધિ કરતા હતા.

મન્ત રસમય, અખંડ,
વસન્તના સુખ કમન શો
વિરામની રેખાઓ ભરેરો
પૂર્ણિમાનો શશીરાજ
પિતૃની પુરાણુ વાડીઓમા
અમીપગલે પધારતો હતો

આવી રીતે ચન્દ્રોદય વર્ણન ઘણા રસિક ભાવોથી કર્યું છે ચન્દ્રનુ પૂજન બધી બાળાઓ પછી કરે છે પુષ્પથી વધાવે છે, ઓવારણા લે છે વિલસુએ સૌભાગ્યચન્દ્રને ફૂલ હાર પેરાવ્યો તેમ રમણે સુબગાને ચુમ્બન લીધુ

કુસુમ્બી સાથે નયન પણ પ્રેમવાતો કરે છે. ત્રણે જોડલા ઉપર ચન્દ્ર નિજ કળશ ઢોળતો એટલે યોગ્ય સંયોગ થયો છે એ ભાવ છે. સહુ પ્રેમમાં ઘરભણી પાછા વળ્યા. દેવોએ પુષ્પ-વૃષ્ટિ કીધી:—

મનુજ વિના સકલ જગતે
તેમનાં લગ્ન સ્વીકાર્યાં હતાં.
પ્રાણકલા નિરખવાનાં નયન
મનુબાલને ક્યહાં પ્રભુએ ધીર્યાં છે હજી ?

આ ત્રણે દંપતી અન્યોન્ય પ્રેમમાં લીન થયાં છે સર્વ જગતે કબુલ કર્યું છે પણ આ દુનીઆના માણસોએ સ્વીકાર્યાં નથી. કારણ કે હજી લોકો એટલા બધા પછાત છે અને અજ્ઞાન છે કે હૃદયનો પ્રેમ-પ્રાણકલા જોવાને તેમનામાં નેત્ર હજુ પ્રભુએ આપ્યાં નથી તેથી હજુ લોકો તો આવા સહૃદય પ્રેમ જાણવા સમર્થ થયા નથી. ગ્રીષ્મ સમયે પ્રેમી હૃદયો ભેગાં મળતાં ને જુદાં થતાં. વર્ષા સમયે જ્યારે બાળા વાડીએ જતી તેના પિતા હળ હાંકતા ને તે વનદેવી જેવી ઉગતા મોલને આશીષ દેતી—આ બાળા જેનુ આ કાવ્યની પ્રથમ પંક્તિયોમાં વર્ણન છે તેની સાથે અત્રે સંબંધ કરી દાધો છે. તે સુભગા મેઘ જ્યારે સૃષ્ટિમાં પોતાનું સ્વરૂપ પ્રકાશી રહેલો છે ત્યારે વાડીમાં જતી અટકી પડી ઉભી બતાવી છે. આ સમયે પણ તે રમણલાલની મોરલી સાંભળીને તેની સોડયમાં ભરાઈ ગઈ.

રમણલાલ તેને હૃદય સરસી ચાંપી પૂછે છે કે હે બાળા દશ બાર દિવસમાં તમારા ને વિલસુના પ્રભુમન્દિરે બાળુ આવશે એટલે બાળક અવતરશે. ત્યારે સુભગા પૂછે છે પ્રાણનાથ ! તમારા લગ્ન કયારે થશે તે મારે જોવું છે. આ શબ્દો બોલતી સુભગાને ચુમ્બ-નથી રમણલાલ અટકાવે છે. અને પ્રેમલગ્ની દંપતી પ્રેમમાં લીન થઈ જાય છે. તે પછી બાર માસ વીતી જાય છે ને પુન વસન્ત આવે છે–અને આ વસન્ત સમયમાં

રસ, જ્ઞાન, આનન્દ,
પ્રેમ, પૂજા વિગેરેમાં
જગત ન્હાવા લાગ્યું.

ભાઇશંકર કુબેરજી શુકલ.

---

# ત્રિકાલદર્શન.

( અનુસન્ધાન પૃષ્ઠ ૪૭૭ થી. )

પ્રમુખ પછી બોલ્યા કે "હવે માત્ર રાજધાનીનું ધામ, અને રાજાની નીમણુક બાકી છે તેટલુ જ કાર્ય હવે ત્વરાથી આટોપવુ જોઇશે માટે મારી ફરીથી સભાને વિનતી છે કે કોઈ ભૂગોળશાસ્ત્રી રાજધાનીનુ ધામ નિશ્ચિત કરે" એક બ્રાહ્મણે જાહેર કર્યું કે "એ કામ ભૂગોળશાસ્ત્રીનું નથી પરન્તુ વૈદિક બ્રાહ્મણનું છે આપણામા જે મોટા મોટા તીર્થના ધામ છે તેમાથી જ એકાદ પસદ કરવુ અને તેથી જ દેવલોક પ્રસન્ન થશે." એક ભૂગોળ વેત્તા બોલ્યા કે "તીર્થના ધામ ઉત્તમ છે ખરા પરન્તુ તે ચારે મુખ્ય ધામ દેશની ચારે દિશાને છેડે છે તેથી લોકને ઘણી અગવડ પડશે, વખત લાગશે, ખર્ચ થશે, કેમકે હવે કાંઇ રેલ્વે નથી, અને આપણે તે કરવી પણ નથી માટે મારી નમ્ર અતિ નમ્ર સૂચના છે કે નકશાના અક્ષાંશ રેખાંશ ગણીને બરોબર મધ્યબિન્દુએ જે ગામ કે નગર આવતું હોય તેમા રાજધાની કરવી ગામ નગર ન હોય તો નવુ વસાવવુ નવા રાજ્યને નવી ભાષા, નવી લિપિ, નવી જોડણી, નવી લેખનપદ્ધતિ, નવો પહેરવેશ અને નવો આહાર કરશો તેને અનુસરી નવી રાજધાની એ સુયુક્ત ગણાશે, લેખાશે અને દેખાશે"

એક એન્જિનીયર બોલી ઉઠ્યા કે "નવી રાજધાની સ્થાપવા કરતા કલકત્તા, મુબઈ, મદ્રાસ, કરાચી એ ચાર ધામમાથી એક ધામ પ્રસન્ન કરવુ વાજબી છે, કેમકે ત્યા સર્વ મકાનો તૈયાર છે નવી રાજધાનીમા નવા મકાન બાધવા પડશે તેને વખત અને ખર્ચ લાગશે" એક ધર્માભિમાની ગૃહસ્થે ઉત્તર દીધો કે "આ ઇજિનેર સાહેબે કલકત્તા, મેંદ્રાસ, મુબાઈ ને કરાચી તે ચાર ધામ કહ્યા તે ઘણુ ધર્મભ્રષ્ટ કામ કર્યુ એ ઇગ્રેજોએ સ્થાપેલા સ્થળને ધામ કેમ કહેવાય? ચાર ધામ તો માત્ર હરદ્વાર, જગન્નાથપુરી, દ્વારિકા, અને સેતુબધ રામેશ્વર—ક્યા એ ધામની પવિત્રતા અને ક્યા આ ચાર સ્થળની મલિનતા, વળી એ મકાનોમા કેટલા માસમદિરાના ઉપયોગ થયા હશે અને એ નગરોમા પણ કેટલી માસમદિરાની દુકાનો, તેનો પ્રચાર વગેરે ધ્યાનમા લેઈ નવી જ રાજધાની જોઇયે પરન્તુ અક્ષાશ રેખાશ તો ઇગ્રેજોએ નક્કી કર્યા તે આપણે કેમ કબુલ રાખીશુ? આપણે તો શકુ સાંકળવડે એક છેડેથી બીજે છેડે પૂર્વ પશ્ચિમ ઉત્તર દક્ષિણ એમ ગણીને મધ્ય સ્થળ નિશ્ચિત કરવુ, અને મકાનો બાધવાની જરૂર નથી કેમકે આપણો દેશ ગરમ છે તેમા સર્વ કાર્ય ખુલ્લી હવામા કરવુ અને તેથી ક્ષય રોગનો પણ નાશ થશે એમ હાલમા નિશ્ચિત થયુ છે" પ્રમુખે કહ્યુ "અક્ષાશ રેખાશ તો આપણી અસલ ભૂગોળ ખગોળ ઇત્યાદિ વિદ્યાઓ જાણનારાએ નિશ્ચિત કર્યા છે, તેમ જ તે લીટીઓ માત્ર કલ્પિત છે, એટલે કાંઈ આપણને સ્પર્શદોષ લાગશે નહિં વળી તે લીટીઓનું મૂળ ઉત્તર ધ્રુવથી લીધુ છે, અને વેદ સમયનું આપણું વાસસ્થાન ઉત્તર ધ્રુવમા હતું એમ આપણા પડિતોએ નિશ્ચિત કર્યુ છે માટે અક્ષાશ રેખાશ પ્રમાણે નવી રાજધાની સ્થાપવા કોઈ પણ જાતનો દોષ નથી." સૂચના પસાર થઈ કે પ્રમુખે કહ્યુ કે હવે સર્વથી મહત્ત્વનુ કામ એક સાર્વભૌમ રાજાની નીમણુક અને રાજ્યાભિષેકનુ રહ્યુ તે આદરીશુ"

એક રજપૂત જેવા ગૃહસ્થ બોલ્યા કે "અક્ષાંશ રેખાંશ, અથવા શંકુ સાકળ પ્રમાણે ગણતા મેવાડનો પ્રદેશ મધ્ય સ્થળમા આવશે એમ જણાય છે મેવાડમા રાજધાની થાય એટલે રજપૂતમાથી જ રાજાની પસદગી થવી જોઇએ" એક મરાઠો બોલ્યો કે "ખરૂ જોતા મરાઠા લોકમાથી જ રાજા થવો જોઇયે કેમકે રજપૂતો અફીણીયા થઈ ગયા છે, અને મરાઠામા શૌર્ય ઘણુ છે" બગાળી ગૃહસ્થે કહ્યુ કે "રજપૂત અને મરાઠામાથી જ્યારે રાજા થશે તો શુ હમે બગાળી લોકો આટલી બધી મહેનત, જોખમ, કરીને રાજખટપટ મચાવી તેનુ હમને શુ આ ફળ મળશે? હમે તો ધારતા હતા કે બગાળી લોકનો રાજગાદી માટે પ્રથમ હક છે કેમકે વાઇસરોય કલકત્તામા રહેતો હતો" પંજાબી લોકમાથી એક ઉઠીને બોલવા લાગ્યો કે 'રાજગાદી માટે પજાબીમાથી કોઈ પસદ થવો જોઇયે કેમકે પજાબી જેવા કદાવર, જોરાવર, અને ખુબસૂરત લોક આખા હિન્દુસ્થાનના નથી" મુસલમાનમાથી એક લાબી દાઢીવાળો કાજી ઉભો થઇને બોલ્યો કે 'આખા હિદુસ્થાન ઉપર સર્વથી છેલ્લુ રાજ મોગલનુ હતુ અને હમે મોગલ વશના કોઇ હયાત ઢૂઢીયે તો તેમાથી કોઈ બાદશાહ સલામતને ગાદીનશીન કરવો એવી આ ગુલામની અરજ છે" પારસી, સિધી, અને ગુજરાતી લોક મૌન રાખી રહ્યા હતા પરન્તુ એટલામા એક ગુજરાતી મહેતાજી ખભે ખેસ ધારણ કરેલા બોલી ઉઠ્યા કે 'પ્રમુખ સાહેબ, અને ગૃહસ્થો! હુ એક મહેતાજી છુ. નિશાળમા ઇતિહાસ શીખવુ છુ ઇતિહાસનુ સારૂ જ્ઞાન ધરાવુ છુ ને પ્રમુખ સાહેબ જાણે છે, રાજધાની માટે ભૂગોળનુ જ્ઞાન જોઇયે તેમ રાજગાદી માટે યોગ્ય જનની પસદગી કરવા માટે ઇતિહાસનુ જ્ઞાન જોઇયે તે જ્ઞાન મારી પાસે છે, પ્રમુખ મને આજ્ઞા કરશે એમ હુ ધારતો હતો તેથી અત્યાર સુધી બોલ્યો નહિ પણ જ્યારે મને જણાયુ કે કોઈ બોલતુ નથી વાત વધી પડે છે ઝઘડો થઈ પડશે તો હુ બોલવાની રજા લઉં છુ કે જો આપણે આપણું આર્યત્વ સિદ્ધ કરવુ હોય તો આપણે હાલની કોઇ પણ પ્રજાના હક્કનો વિચાર મૂકી વાળવો કેમકે રજપૂતો અફીણીઆ છે, મરાઠા પણ દ્વેષી છે, બગાળી બાયલા છે સિખ નમાલા છે મુસલમાનમાથી શૌર્ય ગયુ છે—હાલની કોઈ પણ પ્રજા લાયક નથી તેમના ઇતિહાસ તપાસીશુ તો સર્વ પ્રજા । પૂર્વ ઘણી બલિષ્ઠ અને સર્વ વાતે યોગ્ય હતી પરન્તુ આપણે તો હાલની તેમની સ્થિતિ ઉપર લક્ષ રાખવાનું છે વળી એ પણ જોવાનુ છે કે આપણે રાજા પસદ કરવો તે શુ આપણું કર્તવ્ય છે? રાજા તો જન્મવા જોઇયે લોકોના બનાવ્યા રાજા કેમ થાય? હાલ આપણે જેને રાજા બનાવીશુ તેને કેવા હક આપવા તે પણ નિશ્ચિત કરવુ, જો રાજા જન્મવા જોઇયે એ સિદ્ધાત ખરો છે અને આપણે આર્યત્વ સિદ્ધ કરવુ છે તો રામચદ્રજીના વશમાથી હાલ જે હયાત હોય તેને રાજગાદી આપવી મહેતાજીને બીજા એક મહેતાજીએ અનુમોદન આપીને કહ્યુ કે 'પ્રથમ તો આપણું રાજબધારણ કેવુ કરવુ છે તે નિશ્ચય કરો constitutional monarchy, absolute monarchy, republic, કે કયા રૂપનું રાજબધારણ કરવુ, અને તે પ્રમાણે બધા ગુણ પાળવાને જે કમૂન થાય તેને રાજગાદી મળે વળી તે વશપરપરા ગણવી કે કેમ આ બધારણનો ખરો અભ્યાસ કરવાને આપણામાથી દરેક પ્રાન્તના બે ગૃહસ્થોને પસદ કરીને યુરોપ અમેરિકા, જપાન વગેરે સ્થળોએ મોકલવા, તેઓ એક વર્ષને અતે પૃથ્વીપ્રદક્ષિણા કરીને આવે ત્યારે તેમની પરીક્ષા લેવી તેમાથી જે પહેલો આવે તેને રાજા, બીજાને પ્રધાન, ત્રીજાને સેનાધિપતિ એમ નીમણૂક કરવી.' આ ઉપરથી ધર્મરક્ષક આચાર્ય બોલી

ઉઠયા કે "હજી પણ તમને વિદેશગમન ઉપર મોહ છે ! યુરોપ અમેરિકા જઈ ધર્મભ્રષ્ટ થવુ; તેવા ધર્મભ્રષ્ટને રાજા નીમવો, એટલે શુ ? યથા રાજા તથા પ્રજા, સર્વ પ્રજાને ધર્મ ભ્રષ્ટ કરવી છે, એટલે સર્વ પ્રજાને જ્ઞાતિબહિષ્કાર કરવી પડશે ! આવા ધર્મભ્રષ્ટ મહેતાજીને શા માટે બોલવા દો છો !" બ્રાહ્મણોમાથી ઘોઘાટ થયો, તેમજ રજપૂત, મરાઠા, મુસલમાન, સિખ સર્વમા ઘણો ખળભળાટ થયો. રજપૂતે કહ્યુ કે "હમને અફીણીયા કેમ કહ્યા, મરાઠાને ઠેથી કેમ કહ્યા, બગાળીને બાયલા, શીખને નમાલા, અને મુસલમાનને શૂરત્વહીન કેમ કહ્યા, સર્વ તરફથી જો એક એક દડો પડે તો પણ આ તમા । ગુજરાતી પંતોજીનું આવી બને' એકદમ આ પ્રજાઓના લોક આ મહેતાજી તરફ ધસવા લાગ્યા તે જોઈ ગુજરાતી લોક નાસવા લાગ્યા પરન્તુ નાસવુ અશક્ય હોવાથી જે થાય તે સહન કરવુ એમ ધારીને બેશી રહ્યા તુરત જ એક પારસી ગૃહસ્થ બોલ્યા કે "હુ આજની સભાના કામમા હાલ સુધી મૂગો બેઠો હતો પણ જોયુ કે હવે બોલવા વગર છુટકો નથી આપણે સર્વે અદર અદર આમ લઢી મરીશુ તો આગળ કેમ કામ ચાલશે દરેક બાબતમાં આપણી પ્રજા ટૂકી નજર કરે છે. દરેકમા પ્રાન્ત, જાત કે નાતનુ અભિમાન તમે બતાવો છો તો પછી એક પ્રજા કેમ ગણાઈશુ અને રાજ કેમ ચલાવશો ? એ બધી વાત બાજુ ઉપર મૂકો અને મહેતાજીના કહ્યા મુજબ કોઈ સૂર્યવશી ખોળી કાઢો" પ્રમુખે જ ઠેર પૂછ્યું કે "આટલામા જે સૂર્યવંશી હોય તે ઊભો થાય" બે ચાર જણા જરા ઊભા થઈ પાછા બેશી ગયા. એકે પ્રશ્ન કર્યો કે સૂર્યવંશી એટલે શુ ? તેનો ઉત્તર દેવા મહેતાજી બોલ્યા કે "બાપ મરાઠો અને મા રજપૂત, અથવા બાપ રજપૂત અને મા મરાઠી તે સૂર્યવંશી, અને બાપ રજપૂત ને મા મુસલમાન અથવા મા રજપૂત ને બાપ મુસલમાન તે ચદ્રવંશી' આ વ્યાખ્યા પ્રમાણે કોઈ પણ રાજગાદી માટે ઉભો થયો નહિં. અને અનેક તરફથી વાધો લેવાયો કે એવા વર્ણસંકરને ગાદી આપ્યાથી આખી પ્રજા વર્ણસંકર થશે કેમકે યથા રાજા તથા પ્રજા. યોગીક વાતમા એક શોધખોળ કરનાર ગૃહસ્થે એક ન્હાના પાચ વર્ષના બાળકને સભા સમક્ષ મૂક્યો અને કહ્યુ કે 'હુ પ્રાચીન શોધખોળ માટે અયોધ્યામા ફરતો હતો ત્યારે અયોધ્યા નગરીમા સરયૂ કિનારે આ બાળક અને તેની મા બેઠા હતા મા નિર્ધન હતી, યુવાન હતી, પિતાનો પત્તો નહોતો તેથી બાળકને વેચવા કાઢયું હતુ, એટલામા તેને પોલીસવાળા પકડી ગયા તેને સજા થઈ. હુ કોર્ટમા ગયો, દયાથી તે બાળકનું રક્ષણ મે માથે લીધુ, જેલમા જતા તેની માએ કહ્યુ કે આ બાળક ભાગ્યશાળી છે અને અયોધ્યા નગરીમા અમુક સ્થળે ખબર કાઢશો તો એની વશાવળી મળશે, મેં ત્યા જઈ તપાસ કરી તો એક તામ્રલેખ મળ્યો, તેને સ્વચ્છ કરી તેમાનો લેખ ઉકેલતા જણાયુ કે આ બાળક સીધી લીટીમાં આજથી દશ હજારમી પેઢીએ રામચદ્રજીના વશનો છે, તેનું વશવૃક્ષ સ્પષ્ટ હતુ. તેમ જ આ બાળકમા માનસશાસ્ત્ર પ્રમાણે તપાસતા રામચદ્રજીના અનેક ગુણ જણાય છે, માટે તેને રાજગાદી આપવી." પારસી ગૃહસ્થ એકદમ ખુશ થઇને બોલ્યા કે "જૂઓ, આપણુને વગર મહેનતે રામચદ્રજીના વશના જ ગાદી વારસ મળ્યાથી તમે બધા રાજી થશો, હવે છેવટની મારી સર્વને વિનંતી છે કે" પ્રમુખે તેમને મૂંગા રહેવા નિશાની કરી જાહેર કર્યું કે—

"હવે આ અયોધ્યાવાસી જેમનુ નામ હવે પછી પાડીશુ તેમને રાજા ઠરાવ્યા; જે

શોધખોળ કરનાર ગૃહસ્થે આપણને આ રાજાની બક્ષીસ કરી તેમને તેના પ્રાઇવેટ સેક્રટરી નીમ્યા, પારસી ગૃહસ્થમાંથી હમણા જ જે ઉભા થઇને બેશી ગયા તેમને દીવાન, મરાઠામાંથી એક નાયબ દિવાન, રજપૂતને સેનાપતિ, સિખને નૌકાધિપતિ, મુસલમાનને નાયબ સેનાપતિ, બગાલીને વિદ્યાધિકારી, ગુજરાતીને રાજકોશરક્ષક, મારવાડીને નાયબ રાજકોશરક્ષક, કચ્છીને રાજકવિ, કાઠીયાવાડીને રાજજોશી, સિંધીને અશ્વપાલ, મદ્રાસીને રાજગોર અને યાહુદીને રાજવૈદ્ય નીમવામા આવે છે" આ વ્યવસ્થાથી સર્વે પ્રસન્ન થયા, અને હર્ષનાદ શમ્યા પછી પ્રમુખે કહ્યુ કે હવે રાજજોશીને વિનતી છે કે "નવી રાજધાનીનુ ખાતમુહૂર્ત અને રાજાને અભિષેકનુ મુહૂર્ત નિશ્ચિત કરવુ" ઓધડજી નામના રાજજોશી આવ્યા, માથામાથી ટીપણું કાઢયુ, આગળીએ વેઢા ગણ્યા, અને બોલ્યા કે—

"રાજાધિરાજ! પ્રમુખ મહારાજ! અને સભાજનો! શ્રોતાજનો! દ્રષ્ટાજનો! ઇત્યાદિ બન્ધુઓ! જોશી તરીકે મારૂ કર્તવ્ય છે કે હાલમા કાર્ય બધ રાખવાની આજ્ઞા અને વિનતી કરવી કારણ કે સિંહસ્થના વર્ષમા કાંઈ પણ શુભ કાર્ય થાય નહિ, માત્ર બાળકોના જન્મ થાય તે શિવાય બીજુ કાંઈ શુભ કાર્ય થાય નહિં માટે હવે માત્ર આવતા શ્રાવણ સુધી થોભીશુ તો ઠીક છે, અને જો ત્વરા હોય તો આપત્કાલના ધર્મ પ્રમાણે આવતી અમાવાસ્યાનું મુહૂર્ત ઉત્તમ છે. હાલમા આપણે અધાધુધીમા છીયે, એ આપત્તિ ગણાય અને આપત્કાલમાં મુહૂર્ત જોવાની જરૂર નથી. જેમ કન્યાકાળ થઈ ગયા પછી મુહૂર્ત જોયા વગર જ કન્યાનું લગ્ન થાય છે તેમ આપત્કાલમા મુહૂર્ત જોયા વગર ખાત મુહૂર્ત, રાજ્યાભિષેક કરવાને હરકત નથી વળી, રાજધાનીની સ્થાપના અને રાજ્યાભિષેક એ કાંઈ સામાન્ય કાર્ય નથી અસાધારણ કાર્ય માટે મુહૂર્તની જરૂર નથી એવુ પણ શાસ્ત્રવચન છે માટે આજથી પદર દિવસે અમાવાસ્યાની મધ્ય રાત્રિએ રાજધાનીનુ ખાત મુહૂર્ત અને તે પછી ચાર ઘટિકા પછી રાજ્યાભિષેક કરવો" આ સૂચના પસાર થઈ કે તુરત જ આકાશમા એક મોટો વીજળીનો ચમકારો થયો ગર્જના થઈ થોડોક વરસાદ થયો રાજકવિ તુરત ઉઠી બોલ્યા કે "જ્યોતિષ શાસ્ત્ર પ્રમાણે મુહૂર્તનો વાંધો છે, સિંહસ્થમા શુભ કાર્ય ના થાય આવું મહાકાર્ય ચોખ્ખા મુહૂર્ત વગર કરવું ઠીક નથી પરન્તુ ઇશ્વરેચ્છા શી છે તે જુવો! આ વીજળીના ચમકારા તે રાજાને અભિષેક માટે રોશની થઈ, ગર્જના તે દુદુભી વાગી, અને વર્ષાદ તે અભિષેક થયો. આ સર્વ રચનાને ખાત મુહૂર્ત અને રાજ્યાભિષેક માનીને જ્યોતિષ શાસ્ત્રની અવજ્ઞા થતી અટકાવવી અને કાલથી જ નવા રાજ્યનો આરભ ગણવો."

પ્રમુખે જાહેર કર્યું "રાજકવિનુ કહેલુ સર્વમાન્ય છે! બોલો શ્રી સાર્વભૌમ મહારાજકી જે! ગોવર્ધનનાથકી જે, અંબેમાતકી જે, બહુચરમાતકી જે, હર હર મહાદેવ! આ મહા ધ્વનિ વચ્ચે સર્વે વેરાતા હતા એટલામા સભામડપના શિખર ઉપર એક મહા તેજોમય સ્વરૂપ પ્રગટ થયુ તેનો પ્રકાશ ચારે તરફ ફરી વળ્યો, પ્રકાશ એટલો જબરો હતો કે તેનાથી સર્વે અજાઈ ગયા, આગળ ચાલી શક્યા નહિં, સર્વે સ્તબ્ધ થઈ ઉંચે જોવા લાગ્યા, ક્ષણેકમા જ એક મહા મધુર ગંભીર આકાશ વાણી થઈ સર્વે હાથ જોડી ઉંચે જોઈ ધ્યાન પૂર્વક સાભળવા લાગ્યા, એક તેજોમય સ્વરૂપે ગભીર સ્વરે કહ્યુ કે—

"રે રે! ભારતવાસી પાર્થિવ જનો! હજી તમે મોહનિદ્રામાં સુતા છો! હજી તમે સત્ય માર્ગ છોડી, ઈશ્વર ઉપર શ્રદ્ધા ન રાખતા, જ્યોતિષી વગેરે વિમાર્ગદર્શક લોકથી દોરાઓ છો! હજી તમે અંદર અંદરના કલહ, ક્લેશ, દ્વેષ, ઈર્ષ્યા, વગેરે દુર્ગુણથી ભરપૂર છો! તમારા પૂર્વજોના પરાક્રમો ઉપર મિથ્યાભિમાની થઈ સ્વસંતુષ્ટ બેઠા છો! ભાષા, જોડણી, લિપિ, લીટી, આહાર, પહેરવેશ, વગેરે નિર્જીવ વાતોમા કાળક્ષેપ કરો છો, તેમા એકમત થઈ કાર્ય કરતા નથી! દેશ પરદેશ ફરી વિદ્યાકળા શીખનારનો તિરસ્કાર કરી પરિત્યાગ કરો છો! સ્ત્રીયોને ઉન્નત કરતા નથી! શાળાશિક્ષણનો લાભ કેટલા યોગ્ય પુરૂષો લે છે! તો વળી સ્ત્રીયોની તો વાત જ શી! તમારી લગ્નપદ્ધતિ કેવી હાસ્યજનક છે! કેટકેટલા અયોગ્ય જોડાઓ, અયોગ્ય વયે વર્ષો વર્ષ જોડાય છે! કેટકેટલી બાળ વિધવાઓ દુખગ્રસ્ત રહે છે! કેવા કેવા મોટા વિધુરો ન્હાની ન્હાની બાળકીઓ સાથે પરણે છે, અને કેટકેટલી નિર્દોષ વયની બાળ વિધવાઓ આખું આયુષ્ય દુખાવસ્થામા ગાળે છે! કેટકેટલા ભેદ છે, કેટલા પ્રાન્ત ભેદ છે! કેટલી નાતયો છે! કેટલા તડ છે! કેટલા પક્ષ છે! એક્તા ક્યાં છે! કુટુંબ સ્નેહ ક્યાં છે! આવી દશામા, આવા અંધકારમા, આવા અજ્ઞાનમા તમે સ્વરાજ્ય કે સ્વતંત્ર રાજ્ય કેમ ચલાવશો! પ્રમુખ કોણ થાય, રાજા કોણ થાય ઈત્યાદિ મહત્વના વિષયોમા બુદ્ધિથી વિચાર કરતા નથી! સંકુચિત સ્વાર્થ, જાત્યાભિમાન, અને ટૂંકી નજરથી દોરાઓ છો! બુદ્ધિશાળી અનુભવી વૃદ્ધોની આજ્ઞા યુવકો માનતા નથી! યુવકોમા બુદ્ધિ, ધૈર્ય, દૂરદર્શિત્વ ઈત્યાદિ સદ્‌ભાવોનો અભાવ છે આવી પ્રજાને સ્વતંત્ર રાજ્યની યોગ્યતા આવી કેમ ગણાશે?

પૃથ્વીનો ઈતિહાસ જૂઓ! કોઈ પ્રજા તમારા જેવી સ્થિતિમા કોઈ સ્વતંત્ર રાજ્ય ચલાવી શકી છે! તમારા જેવા જાતિભેદ તમારા જેવા હાનિકારક રિવાજ મિથ્યા કૃત્રિમ બન્ધનો અને નિયંત્રણો આખી પૃથ્વીમા કોઈ પણ દેશમા નથી, તમારી સ્થિતિ જોઈ બીજી પ્રજાઓ તમને હસે છે, તમારો તિરસ્કાર કરે છે! જે ઈંગ્રેજી પ્રજા તમારી સાથે ઈશ્વરેચ્છાથી જોડાઈ છે તે તમારી દશા જોઈ તમારી સાથે સમભાવ દર્શાવી દુખી થાય છે, તમને ઉન્નત કરવાને ઉત્સુક થઈ પ્રયત્ન કરે છે, તેમા અધૈર્યથી ઉતાવળા થઈ તેને વિઘ્નકારી થાઓ છો! હુ પણ તમારા જેવો જ પાર્થિવ હતો, આજ કેટલાક વર્ષથી ઈશ્વરાજ્ઞા માની દિવ્ય ધામમા આવ્યો છુ, ત્યાથી તમારી દશા જોઈ તમારા મિથ્યા દુરાગ્રહ વિગ્રહ જોઈ શોકાર્ત થયો છુ, ક્રોધિત થયો છુ! હમણા જ તમે જે વીજળીનો ચમકારો જોયો તે તમારી રાજધાનીના ખાતમુહૂર્ત માટે રોશની નહોતી પરન્તુ મ્હારા ક્રોધાગ્નિની જ્વાળા હતી, જે ગર્જના સાંભળી તે રાજાની નિમણૂક માટે દુંદુભી નાદ ન્હોતો પરન્તુ તમને શિક્ષા રૂપે વજ્રપાત હતો, અને જે વર્ષાદને તમે રાજ્યાભિષેક માન્યો તે મ્હારા હૃદય શોકને લીધે અશ્રુપાત હતો, એ અશ્રુજને તમને વજ્રપાત અને ક્રોધાગ્નિથી બચાવ્યા છે! તમે ઈર્ષ્યા, ક્લેશ, કલહ છોડી દ્યો, જાતિભેદ તોડી નાખો! કૃત્રિમ બન્ધનોમાથી મુક્ત થાઓ! મિથ્યાભિમાનનો ત્યાગ કરો, સ્ત્રીયોને ઉન્નત કરો! બાળ વિધવાઓને નિરર્થક નિયંત્રણમાથી મુક્ત કરો! દૂરદર્શી થાઓ! સમાનદર્શી થાઓ! સ્નેહવૃદ્ધિ કરો! ધર્મવૃદ્ધિ કરો, કર્તવ્યપરાયણ થાઓ, દેશ પરદેશની વિદ્યાકળા શીખો! દેશ પરદેશના માનનુ વેપારનુ અનુકરણ કરો, તેમની કાર્યપદ્ધતિ શીખો! નિર્જીવ બાહ્ય અનુકરણો ન કરતા સત્ય સદ્‌ગુણોનુ અનુકરણ કરો! સ્વસંતુષ્ટ ન રહેતા સર્વગ્રાહી થાઓ અને ત્યારે જ તમારી યોગ્યતા સિદ્ધ થશે અને તમને હક અનાયાસે મળશે. જે ઈંગ્રેજો

તમને છોડીને જતા રહ્યા છે તે તમે ધારો છો તેમ કાંઈ દૂર ગયા નથી તમારી સભાનો કોલાહલ એટલો બધો થયો છે કે તે તેઓએ સાંભળ્યો છે, દૂરદર્શક યન્ત્રથી તેમણે તમારી સભાની ચર્ચા જોઈ છે, તમારા નિર્થક વાદ વિવાદ તેમણે Wireless Telegraphy મારફતે સાંભળ્યા છે, તેઓએ તેમના વ્હાણુ પાછાં વાળ્યાં છે, ક્ષણેકમાં તેઓ પાછા આવી પ્હોંચશે માટે સર્વ દુરાગ્રહ, નિર્જીવ વિગ્રહ, નિરર્થક વિરોધનો ત્યાગ કરો, વિમાર્ગ દર્શક ઉપાયોથી દૂર રહો! સત્ય માર્ગે ચાલો, મિથ્યા માનુષી ઉપાયોનું અવલંબન ન કરતાં સર્વ શક્તિમાન ઈશ્વરેચ્છાને શરણ થાઓ! કર્તવ્યનિષ્ઠ થાઓ, ધર્મનિષ્ઠ થાઓ, બ્રહ્મનિષ્ઠ થાઓ!"

સર્વ જણા આ ગંભીર વાણીનું ધ્યાનપૂરત થઈ શ્રવણ કરતા હતા, વાણીબંધ થઈ, પ્રકાશ લુપ્ત થયો તેજોમય સ્વરૂપ અંતર્ધાન થયું તુરત જ એક મ્હોટી ગર્જના થઈ અને સર્વ સભાજનો એકદમ વેરાઈ ગયા, પોત પોતાને ધામે જઈ શાન્ત ચિત્તથી કામે વળગ્યા"

એ ગર્જના સાંભળી હું તુરત જાગી ઊઠ્યો, આસપાસ દૃષ્ટિ કરી તો હું તો પથારીમાં જ હતો, ને માત્ર સ્વપ્નું દીઠું હતું, બ્હાર નજર કરતાં જરા પ્રકાશ થયો હતો, વરસાદના છાંટા આવતા હતા, હું ઊઠ્યો જરા વિચાર કર્યો, ચારે તરફ નજર ફેરથી જોયું તો જણાયું કે સર્વ કાર્ય નિત્ય નિયમ પ્રમાણે શાન્તિથી સમાધાનીથી ચાલ્યું જાય છે

કૃષ્ણરાવ ભોળાનાથ.

---

# *મજ્જા-જ્ઞાન તંતુ-તંત્ર

( Nervous System )

વિશ્વ રચનાનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવાને અને તેના ગુન્હવણવાળા મહાન્ પ્રશ્નોનો નિર્ણય કરવાને મનુષ્યને બુદ્ધિનું ઉત્તમ સાધન પ્રાપ્ત થયેલું છે બુદ્ધિ એ મનુષ્યની મોટામા મોટી શક્તિ છે અને તેને લઇને જ મનુષ્ય અને અન્ય પ્રાણીઓ વચ્ચે મહાન્ ભેદ ઉત્પન્ન થાય છે આ શક્તિ વિશ્વ કર્તા પરમેશ્વરે ખાસ મનુષ્યપર મહેરબાની દર્શાવી અર્પી છે એવા પ્રકારની માન્યતા આપણે ઘણે ઠેકાણે પ્રચલિત જોઇએ છીયે અને તેમ માનવાના મનુષ્યની બુદ્ધિ રચનાને અનુસરીને ઘણા કારણો છે પોતાના કાર્યો પ્રત્યે પોતે કર્તા તરીકે હોઈ બુદ્ધિ વિગેરે પોતાની ગૂઢ શક્તિઓ પોતા કરતા કાઈ મહાન્ કર્તાના કાર્યો છે એમ માનવાનુ મનુષ્યને સહજ કારણ મળે છે પરંતુ જેમ જેમ તેનું દૃશ્ય બીજી આસપાસની સ્થીતિઓનુ વિજ્ઞાન દ્વારા નિરીક્ષણ કરવા તે લાગે છે તેમ તેમ આ ગૂઢ શક્તિની ઉત્પત્તિ વિષે આવુ સાદુ સ્પષ્ટીકરણ તેને રૂચિકર થતું નથી

માત્ર ઓગણીસમી સદીમા જ ખરૂં જોતા મનુષ્ય દેહની રચના વિષેનુ આપણુ જ્ઞાન શુદ્ધ સ્વતંત્ર વૈજ્ઞાનીક અવસ્થાએ પહોચેલુ છે આ સમયમા તે જ્ઞાન મનુષ્યજ્ઞાનની ઉંચામા ઉંચી, સૌથી રસિક અને અગત્યની શાખાનુ પદ પામ્યુ હતુ આ શારિરીક શાસ્ત્ર (Physiology) પહેલા વૈદકનુ જો કે ખાસ નહિ પણ એક ઉપયોગી અંગ ગણાતુ હતુ અને તેનો મુખ્ય સબંધ શરીરવ્યવચ્છેદ વિદ્યાની ( Anatomy ) સાથે હતો પણ માત્ર હવણાંજ ધીમે ધીમે તેનો અભ્યાસ ઘણો કઠણુ અને ગૂઢ બનતો ગયો છે

સજીવ અને નિર્જીવ વચ્ચેનો ભેદ ઘણા જુના કાળથી મનુષ્યના તર્કનુ સ્થાન થઈ પડેલો છે સજીવ પદાર્થોમા ગતિ પુનરોત્પત્તિ વિગેરે ખાસ ગુણો પ્રથમ દ્રષ્ટિએ માલુમ પડે છે જે નિર્જીવમાં જોવામા આવતા નથી પ્રથમ, સજીવ ગતિ અને નિર્જીવ ગતિનો ભેદ જાણવો ઘણો મુશ્કેલ હતો અને તેને જ લઇને, વહેતો ઝરો, થરથરતી દીવાની જ્યોત, ઘુઘવતો પવન પડતો પથ્થર વિગેરેમા જીવ આરોપતો હતો. આ ભેદની સપૂર્ણ પરીક્ષા કરવી હાલ પણ એટલી જ મુશ્કેલ છે આ બે પ્રદેશોનો મુખ્ય ભેદ એ કહી શકાય કે સજીવ પદાર્થોમા, એક ચોકસ જાતની, અમુક નિયમાનુસારે થનારી, અને બાહ્ય દ્રષ્ટિએ સ્વયભૂ ગતિ રહેલી છે, જેમાનુ કઈ પણ નિર્જીવ પદાર્થોમાં જોવામા આવતુ નથી એટલે ગતિ એ જીવની વિશિષ્ટ ક્રિયા છે એમ માની શકાય

આધુનીક વૈજ્ઞાનીક અભ્યાસથી માલુમ પડ્યુ છે કે જીવનો આ ખાસ ગુણ ' પ્લાસમ ' કહેવાતા રસાયણિક પદાર્થ સાથે રહેલો છે અને તે પદાર્થ jelly જેવા ઘન-ઘટ-રસ જેવો છે અને આ વિશિષ્ટ ગુણ આ રસ પદાર્થના પરિભ્રમણમા મુખ્યત્વે રહેલો છે વળી આધુ

*આ લેખ સાહિત્ય સભા સમક્ષ તા. ૪ નવેમ્બર ૧૯૦૮ ને રોજ વાચવામા આવ્યો હતો.

નીક વિજ્ઞાનથી એમ પણ જણાય છે કે જેટલો ભેદ સજીવ અને નિર્જીવ વચ્ચે પહેલા દેખાતો હતો તેટલો હાલની દૃષ્ટિએ જણાતો નથી આ બન્ને પ્રદેશો એક બીજા સાથે ગાઢ જોડાએલા છે. જેને આપણે સજીવ એવો શબ્દ આપીએ છીયે, તેના અંગ્રેજી પ્રચલીત શબ્દ organism નો અક્ષરશ અર્થ ઇન્દ્રિયમય એવો થાય છે એટલે જીવનો આધાર ઇન્દ્રિયોપર હોય એવી પાશ્ચાત્ય માન્યતા પહેલા હોવી જોઇએ. પરતુ હવે ત્યાંના વિદ્વાનો આ શબ્દની ભૂલ સમજી શક્યા છે અને સજીવ પદાર્થોનું મૂળ એકમ ( Unit ) ઉપર કહેલા Protoplasm ના કણનુ છે એમ તેઓ સર્વ માન્ય તરીકે લેખે છે. અને આ કણને ખઈ પુછો તો જુદા જુદા અવયવો અને ઇન્દ્રિયો હોતી નથી હવે આવા માત્ર કણની અદર કઈ એવુ ખાસ વિશિષ્ટ રૂપ નથી કે જેથી આપણે તેને નિર્જીવ પદાર્થના કણથી ભિન્ન છે એમ માની શકીએ માત્ર કઈ પણ ખાસ ભેદ હોય તો એટલોજ કે જેને આપણે નિર્જીવ પદાર્થો કહીયે છીયે તેમા જે પરિભ્રમણ થાય છે તેનાથી કાર્બન એકત્ર કરાતો નથી, એટલે પોતાના જેવો જ પ્લાઝ્મ રસ ઉત્પન્ન કરી શકાતો નથી એટલે જો કે જીવ અને નિર્જીવ મૂળપદાર્થોની અતર રચનામા કઈ પણ ખાસ ફેરફાર નથી પરતુ પ્લાસ્મ નામના " સજીવ " કહેવાતા પદાર્થમા એક એવી જાતનુ પરિભ્રમણ થાય છે કે જેથી બાહ્ય સૃષ્ટિમા રહેલા "કારબન' પદાર્થોમાથી પોતા જેવુ જ પ્લાસ્મ ઉત્પન્ન કરી શકે છે. આવી પદાર્થ ઉત્પન્ન કરવાની શક્તિ જો કે બીજા કહેવાતા "નિર્જીવ" પદાર્થોમા પણ રહેલી છે જે સાધારણ રીતે "Catilysis" (જે ક્રિયા કોહી જતા પદાર્થોના Fermantation મા ખાસ જોવામા આવે છે ) તે નામે ઓળખાય છે હવે પ્રોટોપ્લાસ્મને પોતાના જેવા જ યોગ્ય પદાર્થને બાહ્ય સૃષ્ટિમાથી ખેંચી પોતાની પુનરોત્પત્તિ કરવાનો ખાસ ગુણ હોઈ આ અનુકુળ પરિસ્થિતિને લઈ તે " સજીવ " એવી રીતે આપણને જણાયો છે. આટલા ઉપરથી સજીવ નિર્જીવનો ભેદ કેમ મટી જાય છે તે હાલનુ વિજ્ઞાનશાસ્ત્ર કેટલેક અંશે બતાવવા ફળીભૂત થયુ છે.

હવે આપણે સજીવના એકમ ઉપરથી વધતી રકમ તરફ દૃષ્ટિ કરીએ જો ઉપર દર્શાવેલો તફાવત આપની સમજમા બરોબર ઉતર્યો હશે તો આપ કહેશો કે જેટલો ભેદ પ્રોટોપ્લાસ્મના એક કણ અને સાવયવ જીવન્ત પ્રાણી વચ્ચે જોવામા આવે છે તેટલો ભેદ સજીવ અને નિર્જીવ પદાર્થો વચ્ચે જોવામા આવતો નથી ( આ તો માત્ર ઉપરના સિદ્ધાંતની પુષ્ટી માટે કહેલુ છે ) પ્રથમ પ્રોટોપ્લાસ્મ કણમા થતો સુધારો એ છે કે તેમા એક ગર્ભકણ ( Nucleus ) ઉત્પન્ન થાય છે. આ ગર્ભ કણના બે ભાગ થવાથી તેની પુનરોત્પત્તિ થાય છે. આ ગર્ભ કણની આસપાસ રહેલા પ્લાસ્મ રસથી તેની ગતિ, પોષણ, અને સ્થિતિને અનુકુળ રૂપાતર થાય છે આ પ્રમાણે પ્રથમ જીવ સૃષ્ટિના ઇતિહાસમા કામની વહેંચણી થતી આપણે જોઇએ છીયે, જે નિયમ નાનામા નાનાપદાર્થથી તે મોટામા મોટા જન સમાજના જીવનમા સર્વ વ્યાપી છે

પ્રથમ ઉત્પન્ન થયેલા સજીવ પદાર્થોમા માત્ર વનસ્પતિના ગુણ હતા એમ કહીએ તો ચાલે કારણ કે તેઓમા પોતાના અણુ દેહને એક સ્થાનેથી બીજે સ્થાને લઈ જવાની ગતિ હોતી નથી. અને તેમા પ્લાસ્મ-શરીર અને ગર્ભ-શરીર વચ્ચે ખાસ તફાવત હોતો નથી. આ કણો પોતાનામા કાર્બન અને પાણીના મિશ્રણથી ઉપજેલા ઢીલા રસને લઇને ઉદ્‌ભવેલી

સ્વાભાવીક શોષન શક્તિ વડે નિર્જીવ પદાર્થોને ચુસી પોતાના જેવો પ્લાસ્મ બાંધી શકતા હતા. હવે પ્રાણીઓની ઉત્પત્તિ ત્યારે જ થઈ શકે કે જ્યારે તેમની પુષ્ટી કરવાને પુરતી વનસ્પતિ હોય ત્યારે જ. એટલે કાળે કરીને એવુ જ થાય છે કે પુનરોત્પત્તિની શક્તિ એક કણમા એકત્ર થઈ ગર્ભ કણ ઉત્પન્ન થાય છે. હવે આ ગર્ભકણની આસપાસના પ્લાસ્મ રસની આકૃતિ એવી લાંબી પ્હોળી થવી જોઇએ કે જેથી તેને બાહ્ય સૃષ્ટિમાથી વિશેષમા વિશેષ ખોરાક મળી શકે એટલે આથી કરી પહેનવેલી ગતિ ઉત્પન્ન થાય છે, અને તેને લઇને ગતિને માટે ખાસ અવયવ ઉત્પન્ન થાય છે. જેવો પ્રકાર Rhizopods નામના પ્રથમ પ્રાણીમા દેખાય છે.

હવે આવા લોચા પડતા રસ ઉપર બાહ્ય સૃષ્ટિનો એટલો બધો ભાર કે ધક્કો લાગે છે કે સ્વાભાવિક જ તે રસને સાચવનારૂ પડ થવુ જોઇએ અને આ પડમા પેનો દીનો રસ ફેલાવાથી તાત્કાળીક હાથ પગ જે ખોરાક મેળવવા કરવા પડે તેને બદલે કાયમના જ રેસાઓ થાય છે અને આવા રેસાઓ પ્રથમના Infusoria નામના પ્રાણીમા માલુમ પડે છે આ રેસાઓનો ઉપયોગ આ પ્રાણીઓ પાણીમા હલેસાના જેવો કરે છે જેથી તેમને ગતિ મળે છે અને પોતાના ખોરાકનો પ્રદેશ વધારી શકે છે હવે દરમ્યાન એવુ થવા માડે છે કે માત્ર એક કણના જીવો સમૂહમા રહેતા શીખે છે. પ્રત્યેક કણ પોતાનુ જીવન ચલવે છે અને પ્રત્યેક કણ સૃષ્ટિના સબધમા આવવા માગે છે એટલે આ કણોના જથ્થાની વચ્ચોવચ ખરૂ જોતા ખાલી ખાડો થઈ રહે છે ખોરાકથી ભરપૂર પાણીનો પ્રવાહ સમૂહમા લેવાથી એક જગ્યાનો ભાગ ઉપસી જાય છે અને આ પ્રમાણે શરીર રચનાની ગોઠવણમા પ્રાથમીક ઉદર દાખલ થાય છે (આ પ્રમાણે માનવાનું ગર્ભની પરીપકવ થતી સ્થીતિનુ નીરીક્ષણ કરવાથી બની આવે છે.) પાણીની અંદર ગતી કરવાથી શરીરનો આકાર સ્વાભાવિક જ લાંબો થાય છે, જેનો પ્રત્યક્ષ દાખલો ખોટા અને હોડીયો છે. વારવાર પાણીમા ગતિ કરવાથી કીડાના શરીર ઉપર વહેતો ધસારો સહન કરવા પડ ઉપર પડ થતા જાય છે અને એ પડ એટલા વર થતા જાય છે કે પ્રથમ કુમળા હાડકા થઈ છેવટે કઠણ હાડકાનુ રૂપ ધારણ કરે છે આ પ્રમાણે સ્વાભાવિક જ એક કણ ઉપરથી માછલા સુધી કેવી રીતે ઉત્ક્રાન્તિ થાય છે તેનો સહજ ખ્યાલ આવે છે અને આવી જ રીતે અને કઈ પણ હવે વિશેષ મુસ્કેલી શિવાય આપણે આ માછલાંઓ ઉપરથી મોટા પ્રાણીઓની કેવી રીતે ઉત્ક્રાન્તિ થઈ તે કલ્પી શકીયે. આ પ્રમાણે સર્પ જાતિ, પક્ષિ જાતિ, અને સસ્તન પ્રાણીઓના મૂળ વડીલ માછલા છે

આટલે સુધીનું ઉત્ક્રાન્તિનુ તત્વ આધુનીક વૈજ્ઞાનીકો તથા અન્ય વિદ્વાનોમા સર્વ માન્ય છે. પણ તેમના ખાસ વિવાદનો વિષય આજના લેખનો ઉદ્દેશ છે. આ વિવાદનુ મુખ્ય શાસ્ત્ર મન શાસ્ત્ર ( Pscology ) છે. કારણ કે આ મન શાસ્ત્રમા ચૈતન્યમય આત્માના સદ્ગ્ધાર્થનો વિશેષ ઉપયોગ કરવામા આવે છે. જેને આત્મા એ નામે બહુશ આપણે ઓળખીયે છીયે તે આધુનીક જીવન શાસ્ત્રાનુસાર માત્ર એક સ્વાભાવિક ગોચર વસ્તુ છે અને તેટલા માટે મન શાસ્ત્ર જીવ શાસ્ત્રની એક શાખા જ છે, બલ્કે શારીરિક શાસ્ત્રનો એક ભાગ જ છે આથી કઈ એમ સમજવાનું નથી કે ચૈતન્યનો કોઈ પણ યાન્ત્રિક રચના કે યાન્ત્રિક યુક્તિથી ખુલાસો થઈ શકે, પરતુ જે દલીલ આધ્યાત્મિકોથી એવી બતાવાય છે કે ચૈતન્યની જડમાથી ઉત્પત્તિ

"Complete absence of religion, true Atheism, may be the result of an undermining, soul deadening over-culture, but never the effect of crude barbarism This, in its deepest degradation, always retains the craving for religion with a corresponding faculty for religion, however faintly and confusedly this may operate' Quoted in Ratzell's History of Mankind

ભાવાર્થ—[ધર્મનો પૂર્ણાભાવ, ખરૂં નાસ્તિકપણુ, મૂળછેદક અને આત્માને જડ કરી નાખે એવા અતિ અભ્યાસના પરિણામરૂપ હોઈ શકે પણ અપક્વ જંગલીપણાની અસર રૂપ કોઈ દિવસ હોઈ શકે નહિં આ જંગલીપણુ ઉંડામા ઉંડી અધમ અવસ્થામા ધર્મજિજ્ઞાસા તથા ધર્મ માટે અનુકૂળ ઇન્દ્રિય, (જો કે તેથી દોષભરેલી અને ગુચવણભરેલી અસર થાય) સદા રાખે છે "રેટઝેલના મનુષ્ય જાતિનો ઈતિહાસ' નામના પુસ્તકમા આપેલુ અવતરણ]. જંગલીમા જંગલી લોકોમા પણ ધર્મજિજ્ઞાસા હોય છે તે દુનિયાના બધા દેશોના અસલના વતનીઓના વૃત્તાંત વાચ્યાથી માલમ પડે છે. આ ધર્મજિજ્ઞાસા ક્યારે થાય છે એ વીશે ઉપર બતાવેલી મતવિરૂદ્ધતા ખરેખરી છે કે શાબ્દિક છે તેનો નિર્ણય કરવા ધર્મ એટલે શુ? ધર્મ કોને કહેવો? એ સ્ફુટ કરવાની આવશ્યકતા છે સૂત્રમા ધર્મ એટલે કર્તવ્ય, નીતિ નિયમના અર્થમા વપરાયો છે, એટલે મતવિરૂદ્ધતા નથી—ને સૂત્ર સર્વમાન્ય છે. સાધારણ રીતે વ્યવહારમા ધર્મ (Religion) શબ્દ વાપરવામા આવે છે તે અર્થ લઇએ તો આ ધર્મજિજ્ઞાસા દરેક મનુષ્યમા સ્વાભાવિક છે, વેદ અથવા શાસ્ત્રના અધ્યયનની આવશ્યકતા નથી

જૈમિનીય ન્યાયમાલામા ધર્મની વ્યાખ્યા આ પ્રમાણે છે 'ચોદનાલક્ષણોઽર્થો ધર્મ' (પવિત્ર આજ્ઞા જેનુ લક્ષણ છે એવો અર્થ તે ધર્મ)—ઈશ્વરપ્રેરિત

[ધર્મ] વાક્યો તે ધર્મ જુદા જુદા દેશોના પન્થો અથવા મતોના અભિપ્રાયોના અર્થમા ધર્મ શબ્દ સમજવાનો નથી, પણ સર્વમાન્ય અન્ત પ્રેરિત અનિર્વચનીય વીરો સહજ લાગણીથી પૂજ્યભાવને લીધે નિકળતા પ્રાર્થના રૂપી ઉદ્ગારો તથા આ સૃષ્ટિ તથા વ્યવહાર સાથે મનુષ્ય દેહનો તથા આત્મા તથા પરમાત્માનો કેવી તરેહનો સબધ છે વગેરે વિષયોનુ તથા આધ્યાત્મિક તથા નૈતિક શંકાઓનુ, મન તથા બુદ્ધિનુ, સમાધાન થાય એના મત્યો તેજ ખરો ધર્મ છે હર્બર્ટ સ્પેન્સર કહે છે,

'Religion is a great reality and a great truth—nothing less than an essential and indestructible element of human nature"

(ધર્મ મહાન્ વસ્તુ અને સત્ય છે, જનપ્રકૃતિના એક આવશ્યક અને અનાશવત અગ કરતા કઈ ન્યૂન નથી) આ ધર્મની વ્યાખ્યા નથી, પણ ધર્મ એ મનુષ્ય જાતિને અવશ્યનુ અગ છે એ સૂચક છે મેક્સમ્યુલર લખે છે

"The only union which can ensure the happiness of man, the union between one's self and God's self, is broken, or at last obscured, by our birth,

and the highest object of our life is to find this bond again, to remain ever conscious of it and to hold fast to it in life and in death This rediscovery of the eternal union between God and man constitutes true religion among all people —Religion means binding together again"

( મનુષ્ય તથા ઈશ્વરનો સયોગ, જેથી જ ફક્ત મનુષ્યને સુખ થઈ શકે, તે જન્મવાથી તુટે છે અથવા કંઈ નહિં તો આચ્છાદિત થાય છે અને આપણી જીંદગીનો ઉંચ્ચામા ઉંચ્ચો હેતુ એ છે કે આ સબધ પુન શોધી કાઢવો, સદા તેનુ ભાન રાખવું, અને જન્મ તથા મૃત્યુમાં તેનુ દૃઢ અવલમ્બન કરવું. ઈશ્વર તથા મનુષ્ય જાતિ વચ્ચેના અનંત સયોગની પુન શોધ કરવી એજ સર્વ લોકોમા ખરો ધર્મ મનાય છે. ધર્મ એટલે પુન સયોગ ).

પૂર્વમીમાસાના સૂત્રના અનુસધાનરૂપ-ઉત્તર મીમાસાનુ ( વેદાંતનુ ) સૂત્ર 'अथातो ब्रह्मजिज्ञासा' યથાર્થ તથા સર્વમાન્ય છે. બ્રહ્મ એટલે પરમાત્મા અથવા અદૃષ્ટ જાણવાની જિજ્ઞાસા વેદ અથવા અન્ય ઈશ્વરપ્રેરિત (Revealed Religion) ધર્મના ગ્રંથો તથા શાસ્ત્રનુ અધ્યયન કર્યા પછી જ થાય છે. જંગલી તથા અજ્ઞાન માણસોને આ જિજ્ઞાસા થવાનો કોઈ કાળે સભવ નથી. આ સૂત્રની યથાર્થતા વિશે મતવિરૂદ્ધતા છે નહિં.

દુનિઆના મહાન્ ધર્મો બુદ્ધ, ખ્રીસ્તી, મુસલમાન તથા બ્રાહ્મણ અથવા વૈદિક છે, તથા મેકસમ્યુલરની ગણત્રી પ્રમાણે દુનિઆની એકદર વસ્તીનુ [ દુનિયાના મહાન્ ધર્મો પ્રમાણ ગણતાં જુદા જુદા ધર્મો પાળનાર મનુષ્યોની સખ્યા નીચે તથા તેના સિદ્ધાન્તો ] પ્રમાણે છે —

| | અંશ-ટકા |
|---|---|
| બુદ્ધ............. | .૩૨ |
| ખ્રીસ્તી તથા યાહુદી . | ૩૧ |
| મુસલમાન......... | ૧૫ |
| બ્રાહ્મણ અથવા વૈદિક ધર્મ પાળનારા........ | ૧૪ |
| અન્ય ધર્મ પાળનારા. . | ૮ |
| | ૧૦૦ |

આ ગણત્રી પ્રમાણે બુદ્ધ ધર્મ પાળનારા લોકો સૌથી વધારે છે. આ ગણત્રીને આધારે બુદ્ધ તથા ખ્રીસ્તી ધર્મ પાળનારી પ્રજા સરેરાસ રીતે સરખી છે. વૈદિક ધર્મ પાળનારા તથા મુસલમાનોની સખ્યા લગભગ સરખી છે. જરથોસ્તી ધર્મ પાળનારા પારસીઓની સંખ્યા પ્રમાણમાં જુજ છે. અન્ય ધર્મ પાળનારમાં આવી જાય છે.

ઉપર દર્શાવેલા ધર્મોમા પ્રાચીન કયો ધર્મ એ વિશે ઘણી તકરારો ધર્મશાસ્ત્રીઓમા ચાલી હતી ને ચાલે છે, પણ એટલું તો સિદ્ધ થઈ ચુકયુ છે કે વેદધર્મ સૌથી જુનો છે ને તેનો જ સમકાલીન ઝંદ અવસ્તાનો તથા મિસર દેશનો ( ઈજીપ્શીઅન ) ધર્મ છે બુદ્ધ, ખ્રીસ્તી તથા મુસલમાન ધર્મો પાછળથી અસ્તિત્વમા આવ્યા એ પણ નિર્વિવાદ છે

વેદના મત્રોના સગ્રહ, જે બ્રાહ્મણ તથા સહિતાના નામથી ઓળખાય છે તે બધા મત્રો એકી વખત લખાયલા નથી વર્ષોના વર્ષો ચાલ્યા ગયા હશે ત્યારે આટલો સગ્રહ એકઠો થયો હશે ભાષા તથા વિચારપરથી પણ અનુમાન થાય છે કે સર્વ મત્રો એક વખતના નથી જુદા જુદા ઋષિઓના નામોના મત્રો છે ને તે બધા સમકાલીન નહિં હતા એ વખત છાપવાની અથવા લેખનકળાનો જન્મ થયો નહિં હતો ને ગુરૂશિષ્યપરપરાએ મુખપાઠથી મત્રો શિખવવામા આવતા હતા બ્રાહ્મણ કાળથી સૂત્રોના સમય સુધી સૈકડો વર્ષો વીત્યા હશે એમ ભાષાપરથી અટકળ થાય છે મેકસમ્યુલરના અભિપ્રાય પ્રમાણે વેદના મત્રોનો સગ્રહ વહેલામા વેહેલો ઈ મ પૂ ૧૨૦૦ વર્ષ પર થયો હશે આપણા પૌરાણિક તથા શાસ્ત્રીય મત પ્રમાણે તો વેદ ઈશ્વિરોક્ત છે, મનુષ્યકૃત નથી ને અગણિત વર્ષોપર પ્રેરિત થયેલા છે વેદના મત્ર પ્રથમ કયા વર્ષમા રચાયા એ સાબિત કરવુ અશકય છે મેકસમ્યુલરે જે કાળ સૂચવ્યો છે તે બરાબર નહિં પણ હોય એના કરતા હજારો વર્ષ પહેલા રચાયા હશે એટલુ તો સિદ્ધ છે કે મહાભારત તથા રામાયણના કાળ કરતા વેદ જુના છે ઉપનિષદોના કાળ પૂર્વેના વેદો છે એમા પણ શકા નથી વેદનો કાળ નક્કી કરવાનો અહીંઆ પ્રયાસ નથી એ તો વિદ્વાન શોધકોનુ કામ છે હાલ આ લેખ માટે તો એટલુ જ કહેવુ બસ છે કે વેદ ધર્મ દુનિઆના અન્ય ધર્મો કરતા સૌથી પુરાતન છે ઝંદ અવસ્તાનો ધર્મ પણ વેદ ધર્મનો સમકાલીન છે અથવા થોડા વર્ષનો ફેર છે બુદ્ધ ધર્મ ઈ મ પૂર્વે પાચમી સદીમા અસ્તિત્વમા આવ્યો એ ધર્મ બ્રાહ્મણ ધર્મના કેટલાક સિદ્ધાન્તો તથા બ્રાહ્મણોએ પોતાને માટે રાખેલા હકો ( જેવા કે વેદ અથવા ધર્મજ્ઞાનનો અધિકાર બ્રાહ્મણોનો જ છે, વગેરે ) સામે સ્થપાવામા આવ્યો હતો એ વખતમા બ્રાહ્મણ ધર્મ શિથિલ થઈ ગયો હતો ને અસલનો શુદ્ધ ધર્મ નહિં પાળતા બ્રાહ્મણો પોતાના વર્ગ માટે હક્ક કેમ મળે તે યોજવામા રોકાયલા હતા કર્મકાડ તથા મૂર્તિપૂજનમા લીન થઈ ગયા હતા એ શિથિલતાને લીધે ગૌતમ બુદ્ધે વેદ ધર્મને સુધારી નવો બુદ્ધધર્મ સ્થાપ્યો સર્વ વર્ણો ધર્મ જ્ઞાનના અધિકારી છે તથા અહિંસા ઉચ્ચ ધર્મ છે એ સિદ્ધાન્તો સ્થાપિત કર્યા અશોકના વખતમા ( એટલે ઈ સ પૂ ત્રીજી સદીમા ) એ ધર્મ પૂર્ણ જોસમા હતો ઈ સ પૂ ૧૦૦ વર્ષપર શ્રીમત્ શકરાચાર્યે આ વધતા જતા ધર્મ સામે અસલ બ્રાહ્મણ ધર્મના રહસ્યનું પ્રતિપાદન કરી અદ્વૈતમત સ્થાપી બુદ્ધ ધર્મનો પ્રવાહ રોકયો યાહુદી તથા ખ્રીસ્તી ધર્મને બે હજાર વર્ષ ઉપર થઈ ગયા છે મુસલમાન ધર્મને પદરસો વર્ષ થયાં છે ગ્રીક, ઈજીપશીઅન, ફીનોશીઅન તથા જૈન ધર્મ પણ જુના છે સોક્રેટીસ, પ્લેટો, એરીસ્ટોટલ, ઝીનો એપીકયુરસ વગેરે ધર્મચિંતકો ઈ સ પૂ. ચોથા પાચમા સૈકામા થઈ ગયા છે ને તેમણે પોતાના મતો સ્થાપ્યા હતા. આ સર્વ મહાન્ ધર્મો જુના છે એમાં શંકા નથી. એમા સૌથી જુનો ધર્મ કયો એમા વિશેષ મહત્તા નથી

હવે આપણે એ મહાન્ ધર્મોના અગ્રગણ્ય સિદ્ધાન્ત શું છે તે જોઇએ. ઉપર કહ્યું છે તેમ વેદના કાળમાં પ્રથમ સૂર્ય, અગ્નિ, વરૂણ, ઇંદ્ર વગેરે જુદા જુદા દેવો માનવામાં આવ્યા હતા. ઘણા દેવ મંડળની કલ્પના ફાવી નહિં, કારણ કે તેમાં સત્તાવિરોધનો બાધ નડવા લાગ્યો. તેથી અંતે એક ઇશ્વિર સર્વેની અંદર છે એ વિચાર સૂઝયો ને વિરાટ્ સ્વરૂપની કલ્પના થઈ (જુઓ પુરૂષ સૂક્ત–સહસ્રશીર્ષાનો મંત્ર, ઋગ્વેદ) સર્વ સૃષ્ટિનો કર્તા એક ઇશ્વર છે એ કલ્પના વેદના પ્રથમ કાળની નથી. વેદના પાછલા કાળની હશે. વેદ પછીના ઉપનિષદના કાળમાં અનિર્વચનીય બ્રહ્મ, માયા, આત્મા, પરમાત્માની કલ્પના થઈ. ત્યાર પછી સાંખ્ય તથા વેદાન્તના દ્વૈત, અદ્વૈતમતો, પાતંજલ યોગ, નૈયાયિક, તાર્કિક તથા વૈશેષિક મતો થયા.

[ ધર્મના સિદ્ધાન્તો ]

આ સૃષ્ટિનો પેદા કરનાર એક ઇશ્વિર છે ને તે નિરાકાર, નિરંજન, સર્વવ્યાપક, સર્વજ્ઞ તથા સર્વશક્તિમાન છે એ કલ્પના ખ્રીસ્તી, યાહુદી, મુસલમાન, હીંદુ તથા અન્ય પ્રાચીન ધર્મમાં પ્રધાનપણે જોવામાં આવે છે. હીંદુ ધર્મની આ કલ્પના પરમાત્મા અથવા બ્રહ્મની કલ્પના પૂર્વે થઈ. એ કલ્પનાના અનુસંધાન રૂપ કલ્પના એ થઈ કે ઇશ્વિર સૃષ્ટિમાં અવતાર રૂપે પ્રકટ થાય છે ને તેવા અવતારો દરેક ધર્મમાં માનવામાં આવેલા છે.

ઉપર બતાવેલા દુનિઆના મહાન્ મુખ્ય ધર્મોમાંથી અમુક ધર્મના સિદ્ધાન્ત સર્વથી શ્રેષ્ઠ છે, દોષ રહિત છે તથા બુદ્ધિનો સર્વ શંકાઓનું સમાધાન કરે એવા છે એ સિદ્ધ કરવું અશક્ય છે. એ બાબત વર્ષોનાં વર્ષો થયાં ધર્મવેત્તાઓમા વાદ ચાલ્યા કરે છે ને ચાલ્યાં કરશે પણ એનો અંત ભાગ્યે આવશે, કારણ કે મનુષ્યની બુદ્ધિ અનત નથી. ટેનીસન કહે છે. "For all we have power to see is a straight staff bent in a pool" (કારણ આપણી શક્તિ એટલી જ છે કે પાણીના ખાબોચીઆમાં સિદ્ધો દંડ પડ્યો હોય તો પણ વળેલો જોઇએ.) બુદ્ધિ પહોંચી શકે ત્યાં લગણ બુદ્ધિને બેસતું શુ છે તે સમજી શકાય, પણ કેટલીક વાતો મનુષ્યની મર્યાદિત શક્તિને લીધે બુદ્ધિથી પણ નિર્ણય નહિ થાય એવી હોય ત્યાં બુદ્ધિ શું કરી શકે? એવી શકાઓના સમાધાન માટે બુદ્ધિ તથા વિજ્ઞાન શાસ્ત્ર ફક્ત બસ નથી. કંઈ સ્વાનુભવની જરૂર છે, કંઈ આધ્યાત્મિક ખીલવણી (વિકાસ) ની (Spiritual developmentની) જરૂર છે, કંઈ મનોનિગ્રહની જરૂર છે, કંઈ શુદ્ધ આચાર તથા કર્મની જરૂર છે, શ્રદ્ધાની જરૂર છે. જે ભાગ્યશાળી મનુષ્યને યોગબળથી, મનોનિગ્રહથી, ધ્યાનથી અથવા ભક્તિથી અનિર્વચનીય અદૃષ્ટ પરમાત્માના દર્શનનો અનુભવ થયો હોય તેને કંઈ શંકા રહેતી નથી, તેની શંકાઓ એની મેળે નષ્ટ થાય છે. ગીતામાં કહ્યું છે:

"भिद्यते हृदयग्रन्थि छिंद्यन्ते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥"

'नष्टो मोहः स्मृतिर्लब्धा' (મોહ નાશ પામ્યો ને સ્મૃતિ-(જ્ઞાન)-પ્રાપ્ત થઈ.) જેની બુદ્ધિ પરિમિત છે તથા જેણે પુસ્તક પુસ્તકો વાંચીને ધર્મજ્ઞાન પ્રાપ્ત કર્યું છે તેની કેટલી શંકા-

oscillates. He in whom the love of repose predominates will accept the first reed, the first philosophy, the first political party he meets—most likely his father's He gets rest , commodity and reputation, but he shuts' the door of truth ".

( ઈશ્વિર દરેકના મનને સત્ય તથા આરામમાથી ગમે તે પસંદ કરવાની છુટ આપે છે. મરજીમા આવે તે લો. બન્ને તમને કોઈ દિવસ મળી શકે નહિં. બે સ્થિતિ વચ્ચે લોલક પેઠે મનુષ્ય ઝોલા ખાય છે. આરામ પ્રતિ પ્રેમ જે મનુષ્યમા વધારે બળવાન હોય તે પ્રથમ મળેલો પન્થ, તત્વજ્ઞાન, રાજકીય પક્ષ–ઘણું કરી પોતાના પિતાનો, સ્વીકારશે. એવા મનુષ્યને આરામ, સગવડ અને આબરૂ મળે છે પણ એ સત્ય દ્વાર બંધ કરે છે). કેટલાને સ્વધર્મ પોતાની બુદ્ધિ તથા મનને રૂચતો નહિં હોય તોપણુ સ્વધર્મ ત્યજી અન્ય ધર્મ સ્વીકારતા વિચાર પડે છે. કેટલાક એહિક સ્વાર્થ સાધવા, જિજ્ઞાસાથી અથવા ભોળપણુમા સ્વધર્મ ત્યજી અન્ય ધર્મમા દાખલ થાય છે પણ તેમા બુદ્ધિ સમાધાન રૂપ ફલ પ્રાપ્ત થતું નથી. કારણુ સર્વ ધર્મોના મુખ્ય મતો સિદ્ધાન્તો તથા તત્વો તો સામાન્ય છે. કેટલીક બાબતમાં ભિન્નતા હોય તેથી સ્વધર્મ ત્યાગ કરવો એ ગ્રાહ્ય નથી. અમુક ધર્મના મતો સર્વમાન્ય તથા સિદ્ધ છે એમ પણુ નથી તો દરેક ડાહ્યા પુરૂષે પોતાને અનુકૂળ પડે તે તથા પોતાની બુદ્ધિની શંકાઓનું સમાધાન થાય એ ધર્મનો પરિગ્રહ કરવો એ જ ઉચ્ચ પક્ષ છે. ધર્મ બાબતમાં કેટલી હદ પછી જ્ઞાન તથા બુદ્ધિપૂર્વક શ્રદ્ધાનુ પણ સ્થાન છે. તેટલા જ માટે અંગ્રેજ સ્ત્રી નવલકથાકાર જ્યોર્જ ઈલીયટની 'એડમ બીડ' નામની નવલકથામાં જે વાક્યો કહ્યાં છે તે વિચાર કરવા યોગ્ય છે ને સત્ય ભરેલા છે —

"Nay, Seth lad, I'm not for laughing at any man's religion. Let them follow their consciences, at all—only I think it 'ad be better if their consciences 'ad let them stay quiet in the church , there 's a deal to be learnt there "

( નહિં, સેથ, છોકરા, હુ કોઈ પણુ મનુષ્યના ધર્મની હાસી કરવાની તરફેણુમાં નથી. તેમને તેમના અન્તકરણુ પ્રમાણે ચાલવા દો એટલે બસ. ફક્ત હું એટલું માનું છુ કે તેમના અંતકરણ તેમને દેવલમા મૂગા બેસવા દે તો ઘણું સારૂ થશે, ત્યાં ઘણુ શીખવાનું છે.) એ જ પ્રમાણે મહાન્ અંગ્રેજ કવિ ટેનીસન 'અકબરનું સ્વપ્ન' એ નામના કાવ્યમાં કહે છે –

" There is light in all,
And light, with more or less of shade, in all
Man–modes of worship "

ભાવાર્થ–( સર્વ ધર્મમા અજવાળું–( સત્ય )–છે અને મનુષ્યકૃત પૂજાની સર્વ જાતમા થોડા ઘણા અંધકારથી આચ્છાદિત અજવાળું છે. ) એટલે સર્વ ધર્મમાં સત્ય સમાયલું છે એ હાર્દ છે

કોઈ પણ ધર્મની નિંદા કરવી એ ત્યાજ્ય થવુ જોઇએ પોતાના જન્મ ધર્મ અથવા પોતાને પ્રિય અથવા રૂચિકર ધર્મ માટે સ્વાભાવિક લાગણી હોય છે ને પોતાના ધર્મના સિદ્ધાન્તોનુ સૌત્યપણુ પ્રતિપાદન કરવાની એક રીતે દરેક મનુષ્યની ફરજ છે. તે છતા સ્વધર્મનો બચાવ કરતા અન્ય ધર્મના સિદ્ધાન્તો તરફ હાસીથી કે તિરસ્કાર વૃત્તિથી કોઈ દિવસ જોવુ નહિં કહેવત છે કે કોઠે કોઠે બુદ્ધિ છે દરેક ધર્મમા રહસ્ય રહેલુ છે અમુક ધર્મનો અમુક સિદ્ધાન્ત સર્વોપરી તથા સર્વ માન્ય ગણાવવો જોઇએ એ કલ્પના બુદ્ધિની કસોટીમાથી પસાર થાય ત્યારે સત્ય કહી શકાય, નહિંતર તો માત્ર પક્ષપાત કહેવાય–કયા ધર્મના સિદ્ધાન્તો શ્રેષ્ઠ છે એનો નિર્ણય સર્વ ધર્મોના પુસ્તકોનો અભ્યાસ કર્યા શિવાય મહાન વિદ્વાન તત્વવેત્તાથી પણ થઈ શકે એમ નથી, તો સાધારણ બુદ્ધિવાળા મનુષ્યો, કે જે વ્યવહારમા પડેલા છે તથા જેને ધર્મનો અભ્યાસ કરવાનો અવકાશ નથી મળતો તે શી રીતે નિર્ણય કરી શકે? તેમણે તો સ્વધર્મ પ્રમાણે ચાલવુ એ જ યુક્ત છે એ જ પ્રમાણે ગીતામા આખરે શ્રી કૃષ્ણે કહ્યુ છે

"श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥

(પારકો ધર્મ સારી રીતે પાળવા કરતા પોતાનો ધર્મ ગુણ વિનાનો હોય તો પણ ઉત્તમ છે પોતાના ધર્મમા રહી મૃત્યુ પામવુ સારૂ પારકો ધર્મ ભય કરનાર છે) જુઓ મૈત્રાયણ બ્રાહ્મણોપનિષદ–૪ પ્રપાઠક

[ મતાંતર સહિષ્ણુતા ] સ્વધર્મના મતો જ સત્ય છે, અન્ય ધર્મોના મતો અસત્ય છે એમ માનવુ એ ઇશ્વિર અથવા પરમાત્મા શક્તિમા પક્ષપાતનો આરોપ મુકવા જેવુ છે ઇશ્વિરે અમુક જ ધર્મ માનનારા લોકોને ખરૂ સત્ય બતા યુ ને અન્ય લોકોને અંધારામા રાખ્યા એ કલ્પના મૂર્ખાઈ તથા લઘુતા નથી બતાવતી?

તેટલા જ માટે ગીતાનો સિદ્ધાન્ત બ્રહ્મવિદ્યામંડળે ગ્રાહ્ય કર્યો છે આ મંડળમા દરેક સભાસદને પોતાનો ધર્મ અથવા પોતે ગ્રાહ્ય કરેલો ધર્મ પાળવાની પૂર્ણ છુટ છે. આ મંડળના ખાસ મતો અથવા સિદ્ધાન્તો છે નહિં દરેક ધર્મોના સિદ્ધાન્તોના રહસ્ય સમજાવવા તથા દરેક ધર્મમા ઐક્ય છે એ પ્રચલિત કરવું એ ઉદેશ છે એ મંડળમા વિચારની સંપૂર્ણ સ્વતંત્રતા છે. એ મંડળનો અમુક ધર્મ છે એ સમજ ભુલભરેલી છે કોઈ ઝનુની ધર્માંધ થઈ અમુક વિચારો આ મંડળના નામથી પ્રચલિત કરે તેને માટે મંડળ જવાબદાર નથી. મંડળનો હેતુ ભ્રાતૃભાવ ફેલાવવાનો તથા સત્યશોધન છે

ભલો મનુષ્ય ખરી નિષ્ઠાથી ઇશ્વિરનું ધ્યાન તથા પૂજન કરે તો ઇશ્વિરમા લીન થઈ

ઈશ્વર જેવો થાય છે. ફક્ત જ્ઞાન તથા બુદ્ધિથી ઈશ્વર મળી શકતો નથી. કેટલીક વખત અંતરાય રૂપ થઈ પડે છે. ધીરો ભક્ત કહે છે તેમઃ—

નાત જાતનો નિયમ નથી બાઈ;
કોણ દાનવ કોણ દેવારે,
દાસ ધીરા હરિ ધ્યાન ધરે તો,
હરિજન હરજી જેવારે.

(અપૂર્ણ.)

મુંબાઈ, ગીરગામ
તા. ૧૫ નવેંબર
રવિવાર ૧૯૦૮

મનસુખરામ કૃષ્ણમુખરામ મહેતા.

# ચૌદ દિવસનો ધાર્મિક પ્રવાસ.

ડીસેંબર માસમાં નાતાલ આવતાં તાઢ ઘણી સખત પડવા માંડે છે. એવા તાઢના દહાડામાં યાત્રા કરવી, અને તે પણ અમદાવાદ કરતાં શીયાળામાં વધારે ઠંડા રહેતા પ્રદેશમાં, તે ભાગ્યે જ કોઇને અગાઉથી સૂઝે તેવું છે. માણસ કોઈ પણ કામ કરવાનો પહેલેથી વિચાર કરવા બેસે છે ત્યારે ઘણી વખતે તેમાં રહેલા આનંદની સાથે તે ફળીભૂત કરવાની અડચણોનો પણ તેને ખ્યાલ આવે છે, અને મનની અમૂલ્ય વાંછનાઓ તેમ કરવાથી આધી ને આધી જ રહે છે. આવી રીતનો અનુભવ પ્રસ્તુત વિષયના જ ઉદાહરણથી જાહેર કરવામાં વાંધો નથી. આ યાત્રાએ જવાનો વિચાર એકાએક સ્ફુર્યો, અને તેથી જ સખત ટાઢમાં પણ તે અમલમાં મૂકી શકાયો. લાંબો વિચાર કર્યો હોત તો ભાંગી પડત. ૧૮૦૫ ના ડીસેંબરની ૨૮ મી તારીખે અમારૂં અઢાર આદમીનું મંડળ અમદાવાદના આર. એમ. આર. લાઇનવાળા સ્ટેશનના ભાગ તરફ જઈ સાંજની પાંચ વાગતાની ગાડીમાં અજમેર જવા ગોઠવાયું. અહીંથી નીકળતાં પહેલાં માત્ર ત્રણેક દહાડા અગાઉ જ વિચાર કરેલો હોવાથી શું શું જોવું, ક્યારે ક્યારે જોવું વગેરે પ્રશ્નોનું બરાબર તો સમાધાન નહિ જ કરી મૂકેલું, પરંતુ આવી બીજી અમારી અનેક વખતની ઢબ પ્રમાણે જુદે જુદે સ્ટેશને ગાડીઓના આવજાના વખત દર્શાવનાર પુસ્તક લઈ જે કાંઈ થોડી વત્તી વ્યવસ્થા નક્કી કરાઈ તે કરી મૂકતા તે જ રીતે આ વખતે પણ કર્યું હતું. એટલે અમારૂં કામ પ્રથમથી જ ગ્હેલું તો થયું જ હતું. તે વ્યવસ્થા પ્રમાણે, વર્ણવવામાં આવનાર યાત્રાના ૧૫ દહાડા મૂળ ગણેલા, પરંતુ તે ર્‌હેજ ટુંકામાં પત્યું; તો પણ સાધારણ રીતે અમારી યોજનાને અમે ઘણી સાવચેતીથી વળગી રહેતા અને તેથી આનંદ વિશેષ થતો. અમારા મંડળે પહેલી રાત ટ્રેનમાં મઝામાં ને મઝામાં જ ગાળી. રસ્તામાં મધ્ય રાત્રિએ એક બહારના માણસે અમારામાં ભારે ખળભળાટ કરી મૂક્યો. મધ્ય રાત્રિનો વખત હોવાથી બધાં બારી બારણાં ચોક્કસ બંધ કરેલાં હતાં; પરંતુ મનુષ્ય મનુષ્યનું સુખ ઘણી વાર ખમી શકતો નથી તે નિયમાનુસાર હો, અથવા ફરજ બજાવવામાં કાંઈ સખ્ત થઇને પારકાની સગવડ બીલકુલ જોવી જ નહિ એવા કાંઈ નિયમથી કોઇક વિચિત્ર માણસે આવીને ગાડીનાં બારણાં બહારથી એટલાં તો ખખડાવી મૂક્યાં કે પ્રથમ તો જાણે આકાશનો જ ગગડાટ થતો હોય એવી કાઇક ઝાંખી થઈ. જાગતા સુતેલા પણ કાંઇક આલસથી તો કાંઇક રાત્રિનો સમય હોવાથી થાક લેવાની વૃત્તિથી નીરાંતે પડી રહેવાની અમને તો ઘણીએ ઇચ્છા હતી પણ અમારા મેમાન તો કોઈ એવા ધૃષ્ટ આવ્યા હતા કે હવે તો જાણે તે ગાડીનાં બારી ને બારણાં ભાંગી નાંખશે એવો ભય ઉત્પન્ન થાય એટલા જોરથી તે ઠોકવા મંડયા. અમારામાંથી એક જણ ઉઠયું, બારી ઉઘાડી, જોયું, તો આ બધા ભગીરથ પ્રયત્ન એક ટીકીટ તપાસનાર અમલદારના માલૂમ પડયા. તેને જરા દબાવ્યો, તે દબાયો; તેથી, કે સારા માણસોનો સંગ જોયાથી, ગમે તેમ પણ તે શાંત પડયો અને પછી ડાહી ડાહી વાતો કરવા મંડયો. તેના ગયા પછી જોયું તો તે સ્ટેશન તે મારવાડ જંકશનનું હતું, અને ત્યાં બધો દેખાવ રાત્રે ભયંકર લાગતો હતો. સ્ટેશનપર ન નજરે પડે ઝાડ પાન કે ન નજરે પડે કોઈનું પણ સારા માણસનું મોં. ગાડી આગળ ચાલી. થોડીક વખત કાંઇક બેચેની રહ્યા બાદ અમારી શાંતિનો ભંગ પાછો સવારે જ થયો. પણ તે શાંતિનો ભંગ થતાં વાર કાંઈ નવો જ અનુભવ

બધાંને થયો. અમદાવાદ સ્ટેશનપર સાંજરે બેઠેલા ત્યારે નહિ જેવી, મીઠી તાઢ હતી, પણ સવાર થતાં તાઢ લાગવા માંડી અને બીઆવર સ્ટેશન આવતાં તાઢ વધારે ખુલી માલુમ પડી. બીઆવર સ્ટેશન આવતાં પહેલાં નાની નાની ટેકરીઓ આવવા માંડે છે અને ગાડી ઘણી વખત તે ટેકરીઓની વચમાંથી જાય છે. પણ આ ટેકરીઓ દક્ષિણના ઘાટોની માફક લીલોતરી વાળી નથી હોતી; સુકી હોય છે, એટલે આંખને એવી સરસ લાગતી નથી. તો પણ ઠંડકના દહાડા, તેમાં પણ સવારની સુરકીનો સમય, અને સૂર્યનારાયણનો એકાદ મોટી ટેકરીની પાછળથી ડોકીયાં કરવાનો વખત—બધું એકઠું થવાથી આ દેખાવ પણ રમણીય લાગતો હતો. હવે અજમેર આઘું નથી એ વિચારથી બધાં સજ્જ થયાં. અજમેર આવ્યું. અહીં બે મુશ્કેલી હતી. પ્રથમ તો તે વખતે સ્ટેશનપર દાક્તરની પરીક્ષા થતી હતી. બૈરાંઓની પરીક્ષા એક મડમ કરવા આવતી હતી. આમાં કાંઈ હરકત પડી નહિ. બીજી હરકત મુકામ બરાબર મેળવવાની હતી. અમને તેડવા આવેલા એક ગુજરાતી સ્નેહી સ્ટેશનપર આવેલા હોવાથી પાસેની જ ભાટીઆ ધર્મશાળા શોધવામાં અમને કાંઈ વાર લાગી નહિ. ત્યાં ગયા અને એક ઠેકાણે અમે અમારો મુકામ નાંખ્યો. ઝંપીને જરા બેઠા કે કોઈ ચોબા આવવા મંડયા ને કોઈ બ્રાહ્મણો આવવા મંડયા. કોઈ કહેશે અમે પુષ્કરના ગોર છીયે અને કોઈ કહેશે અમે મથુરા અને કાશી સુધી તમને ખુશીમાં લઈ જઈશું. આમાં કોઈ કેવા તો કોઈ કેવા એમ અનેક પ્રકૃતિના માણસો આવતા જણાયા. અમે તો બધાનું કહેવું સાંભળતા, તેમ કર્યા વગર ચાલે તેમ નહોતું, પણ કરવાનું અમને રૂચે તેમ હોવાથી આને ગણકાર્યું નહિ. સવારે આઠ વાગે ત્યાં પહોંચ્યા હતા ને ઠેકાણે પડતાં દશેકનો સુમાર થયો. જમતાં કરતાં બારેક વાગ્યા. ત્યાર પછી તે જ દહાડે શેહેરમાં જોવા લાયક વસ્તુઓ ટુંકમાં જોઈ લેવી એમ વિચાર કરી, ગાડીઓ નક્કી કરી, બધુ મંડળ બહાર નીકળ્યું. પ્રથમ દર્ગા અને અઢઈદીનકી ઝુંપડી તરફ ગાડીઓ વાળી. તે જોવા જતાં કાંઈ શેહેરનો પણ ખ્યાલ આવ્યો. અંદરના ભાગમાં શેહેર ઘણું જ ગંદુ અને નળોકડી જેવું લાગ્યું. ઘરો બધાં ગીચોગીચ જોયાં અને આપણને તો બાંધણી પણ બહુ વિચિત્ર લાગે એવી હતી. ત્યાં આગળ ઘરો મુસલમાની મસજીદોના અનુકરણમાં અને ધાબા જેવાં ઘણાં ખરાં જોયાં. લાકડાંનું કામ ઘણું જ ઓછું જોવામાં આવે છે. ઘરોને નહિ બારી બારણાંની કે નહિ માળ ઝરૂખાની શોભા અને તેથી સુરત, અમદાવાદ, મુંબઈ જેવાં શેહેરોમાં લાકડાં અને તેના ઉપરનાં કોતરણી કામોની ખૂબીની ત્યાં આશા જ ન રાખવી. થોડીક વારમાં દર્ગામાં જઈ પહોચ્યા. મુસલમાન લોકોની મસજીદો સાધારણ રીતે હોય છે તેવી જ પણ તેથી કાંઈ ખાસ શોભાવાળી આ મસજીદ છે. એની વચ્ચે મોટા ઘુમ્મટ છે અને તેના પર સુવર્ણનાં પતરાંથી મઢી દીધેલા કળશો છે. કોતરણી કામ મસીદમાં બહુ જ બારીક જોવામાં આવે છે. સાધારણ રચના તો બીજી મસીદો જેવી જ છે. પાછળ મોટા ચોક છે તેમાં આરસપહાણના પથ્થર જડી દીધેલા છે. બાદશાહ શાહજહાનના વખતનો એ ચોક છે એમ કહે છે પણ હાલ તો ત્યાં નવા નવા પથ્થર બહુ જોવામાં આવે છે. ચોકની બીજી બાજુ થઈ બહાર નીકળતાં બે મોટી દેગો નજરે પડે છે. આઠ ને એકસોને વીસ મણુ અનાજ માય એટલી તે મોટી છે. તેની નજીક એક નાની મસીદ, જેને અઢઈદીનકી ઝુંપડી કહે છે તે ખાસ જોવા લાયક છે. તે સ્થલે પ્રથમ બુદ્ધ મૂર્તિઓ હતી પરંતુ કોઈ મુસલમાન રાજાના આવેશથી તે બધુ સાફ કરાવી તે ઠેકાણે મસીદ

ઉભી કરાવેલી છે આ અઢી દિવસમા કરેલું હોવાથી અઢાઈદીનકી ઝુંપડી એ નામથી ઓળખાય છે મસીદ અંદરથી ઘણી જ સાદી બાંધણી વાળી છે પણ તેને સાત મોટી કમાન છે તેમા કોતરણી કામ કાંઈ જુદુ જુદુ નજરે પડે છે ત્યાથી ટુક વખતમા પરવારી લઈ અમે પાછા ફર્યા ને રસ્તામા સોનેરીમંદિર એવા નામથી ઓળખાતા એક જૈન મંદિર આગળ સંઘ ઉતર્યો અજમેરના જ કોઈ શ્રીમંત મારવાડીએ એ મંદિર બંધાવેલું છે અને નામ તેવા ગુણ પણ કાંઈક તેમા જણાય છે ત્યાંશ પડતા પથ્થરોથી રચેલુ હોવાથી દૂરથી સોનેરી રંગની જ ત્યા ઝાંખી થાય છે શ્રાવકોના સાધારણ દેહેરા જેવુ એ દેહેરૂ છે પણ એમા ખાસ જોવાનું એ છે કે એના ઉપલા ભાગ પર એક મોટા ઓરડામાં મોટુ સમવસ્થાન કરેલુ છે ત્યા અનેક મૂર્ત્તિઓ પહાડો, હાથીઓ, વિમાનો વગેરેનાં રંગ બેરંગી પૂતળાઓનો મોટો જથ્થો એકઠો કરી કથાઓના વૃત્તાંતોનો નિશ્ચિત ખ્યાલ કાંઈક દષ્ટિ આગળ ખડો કરેલો જણાય છે એ ઓરડો ચારે પાસથી બંધ છે પણ તેમા જોવાને કાચ નાખેલા હોવાથી બધુ બરાબર જોઈ શકાય છે. હવે પછી અમારૂ મંડળ ગાડીમા બેસીને ગયુ એટલે શેહેરને વિષે કાંઈ જુદો જ અભિપ્રાય બંધાયો તારાગઢની બહારનો ભાગ બહુ જ સ્વચ્છ રહેતો જણાયો ત્યાના રસ્તાઓ ઘણા જ સાફ જોયા શેહેર બહારની સડકો તો મુબઈ જેવા મોટા શેહેરની સડકોના સારી સડકોને પણ ટક્કર મારે અને કેટલીક વખત તો તેના કરતા ચઢી પણ જાય એવી જણાઈ તરત અમે કેસરબાગ અને આનાસાગર તળાવ આગળ જઈ પહોચ્યા કેસરબાગમા ગોઠવણ બહુ જ સરસ જોવામા આવી હવા ખાવાની વખતે આરામ લેવાની નાની મેડીઓ આ સની નાની નાની દેવડીઓમા રાખવામા આવી છે અને તે દેવડીઓ આનાસાગરની બાજુ તરફ હોવાથી આંખને રમ્ય તથા શીતળ પવનની લેહેરોથી શરીરને સુખદાયી નીવડતી હશે અમારે તો વિપરીત જ દશા ભોગવવી પડી, કારણ કે દહાડા થડીના હતા ખરેખર તે વખતે તો ત્યા ઉભા રહેતા જરા કંટાળો જ આવતો હતો અત્યારે તે ઠેકાણાનો વિચાર પણ સુખદ થઈ પડે છે બાગમાથી બહાર નીકળી શેહેર બહારની સડકથી રેલવે લાઈનની જોડમા જ ચઢને છેવટે પાછા ઓળગીને સીધી સડકે આગળ ને આગળ ડુંગરીઓ તરફ ગયા તો અંદર રહેલી પ્રખ્યાત મેયો કૉલેજના અમને દર્શન થયા મેયો કૉલેજ નજરે પડતા કૉલેજ જનાર મારા જેવાને ગુજરાત કે એલ્ફિન્સ્ટન કૉલેજ સાભરે તો તે સ્વાભાવિક જ છે નિશાળી આને પોતાની નિશાળ શિવાય બીજી પણ નિશાળ જોતા કૉલેજના છોકરાને કાંઈ પણ બીજી કૉલેજનુ મકાન જોતા જે આનદ થાય તે જ મને થયો અને અહીં જોવા લાયક બહુ નીકળશે એવી મનમા આશા ઉત્પન્ન થઈ પરંતુ તે આશા સફળ થવી મારા હાથની વાત નહોતી કૉલેજના કંપાઉંડમા ગાડીઓ ગઈ અને તે વખતે ત્યા રજા હોવાથી સીપાઇઓએ પુરૂષ તેમ જ સ્ત્રી મંડળ સર્વેને કૉલેજનું મકાન ખુશીથી બતાવ્યુ પથ્થર તે ભાગમા ઘણા હોવાથી સરસ પથ્થરો ત્યા હોય તો તેમા કાંઈ આશ્ચર્યજનક નથી પણ મોટી પુરતમનયો મોટા હોલો અને બીજુ જે કાંઈ સાધારણ કૉલેજોમા જોવામા આવે છે તેમાંનું કાંઈ ત્યા જણાયું નહિ કારણ કે એ કૉલેજ તો રાજકુમારોના શિક્ષણને અર્થે છે ત્યા ખુરશી, ટેબલો ઓર્ડો (પાટીઆ) એ બધુ ઉત્તમ જાતનું રાખવામા આવ્યુ હતુ અને મધ્યના હૉલ (ઓરડા) ની છત પણ તે વખતે સારાં સારા ચિત્રોથી રંગી ઠીક સુશોભિત કરવામા આવી હતી આ કાર્ય સમાપ્ત થયુ કે પાછા ઘેર જતા લગભગ સંધ્યાકાળ થયો

થોડા વખતમાં ઘણું જ જોવાનો શ્રમ વિશેષ લાગવાથી અમે ચાહ પી, ખાઈ કરી, સતા ને સવાર કયારે થશે એમ બીલકુલ વિચાર પણ ન રહે એટલામાં તો પ્રાતઃકાલ થઈ ગયલો માલૂમ પડયો. એ દહાડે સવારે નવ વાગે પુષ્કર જવા વિચાર નક્કી કર્યો હતો. અજમેરથી નાહી કરી અમે નવેકને સુમારે ગાડીઓમાં પુષ્કર જવા નીકળ્યા. શીયાળાનો વખત હો તેથી કે વૃક્ષોની રમ્ય ઘટાઓથી, સવારનો વખત હો તેથી કે આસપાસ ડુંગરીઓ હોવાથી, કે બધાથી હો–તો પણ તે વખતનો અનુભવ કાંઈ અતિ રમણીય દેખાવો જોવામાં ઘણો આનંદનો જ થયો. ડુંગરીની ટોચ પરનો થોડોક ભાગ ગાડીમાંથી ઉતરી ચાલવું પડે છે પણ એ ચાલવું તે ચાલવાનો શ્રમ લેવાનું નહિ પણ ચાલવાની લ્હેજત, ચાલવાનો આનંદ લેવાનું હતુ. હરકોઈ સાધારણ મનુષ્યને સૃષ્ટિના સુંદર ભાગોમાં, તે પણ ડુંગર કે પહાડ પરના ઉંચા પ્રદેશમાં અને વળી સવારના વખતમાં ચાલવામાં ધીમે ધીમે બધું જોતાં કાંઈ કાંઈ શુદ્ધ વિચારો ઉદ્ભવે તો તેમાં કાંઈ નવલ વિશેષ નથી. એવે ઠેકાણે શુદ્ધ હૃદયના માણસોને અને જડવાદના અણુપટતા સિદ્ધાન્તોથી ચૈતન્યહીન નહિ થયલા મનુષ્યોને તો ભાગ્યે જ સર્વવ્યાપી, સર્વશ્રેષ્ઠ, સર્વનિયતા, જગતના કર્ત્તા પરમેશ્વરનું ભાન થયા વગર રહેશે. "One ounce of intuition is worth a hundred weight of tuition" એવે સ્થલે એક ક્ષણ, એક મિનિટ પણ મનની ભાવનાઓ શુદ્ધ થઈ, મનપર શાંતિનું સામ્રાજ્ય થયું તો તે મિનિટ, તે ક્ષણ આણવાને લીધેલો શ્રમ સફળ છે. એવી એવી નાની નાની પણ સજ્જડ છાપો મનમાંથી કદી ભૂસી શકાશે નહિ. એ અનુભવસિદ્ધ છે. જરા આગળ જતાં આ ટેકરીની ટોચ પરનો દેખાવ નાશ પામે છે અને માનસિક વૃત્તિઓને અનન્તતા અને ઇશ્વિરના વિચારોમાંથી દૃષ્ટિબિન્દુ પાછું પુષ્કર તરફ ખેંચે છે. ટેકરી ઉતરી સીધા રસ્તા પર પાછી ગાડીઓ ચાલી એટલે ટુંક વખતમાં અમે પુષ્કર, પવિત્ર પુષ્કરની નજીક જઈ પહોંચ્યા.

પ્રિય વાંચનાર. પવિત્ર વગેરે ધાર્મિક ભાવનાઓ વાળા અથવા શ્રદ્ધાસૂચક શબ્દો અને વાકયો હવે પછી આવે તો તે વિષે ઉશ્કેરાઈ ન જતાં, અથવા તો માત્ર સ્વાનુભવસિદ્ધ વાત ન હોવાથી નાસ્તિક ન થતાં, શ્રદ્ધાળુપણા તરફ પ્રેમ રાખવો એ જ તારૂં કર્ત્તવ્ય છે. દુનીઆમાં ઘણી વખતે એવું બને છે કે કાંઈક ભાવનાઓ કોઇને ઉદ્ભવે તો કોઇને ન એ ઉદ્ભવે, એટલું જ નહિ પણ કોઈની ઘણી જ શ્રદ્ધાની વાતો પર બીજાને તિરસ્કાર સુધાં આવે તો પણ સહિષ્ણુતા ગુણ તો હમેશ પોષણ અને વર્ધન કરવા જ લાયક છે. સહિષ્ણુતા તે બે જાતની હોઈ શકે. એક નીરસ છે અને બધી જાતના જડવાદોની સાથે હોય એવી, અને બીજીમાં ધાર્મિકપણાનો અંશ વિશેષ હોય છે. પ્રથમ પ્રમાણે માત્ર કોઈના મત વિષે ખાસ તિરસ્કાર ન બતાવવો એજ સદ્‌ગુણ છેઃ પણ બીજા પ્રમાણે મોટું મન રાખવું, બીજાના મતોમાં પણ કાંઈક સત્ય હશે માટે તેમની સ્થિતિમાં મૂકાઈ તે પ્રમાણે તેમના મતમાં સત્યાંશ છે કે નહિ તે જોવાનો પ્રયાસ કરવો એ. અંગ્રેજી કેળવણીના પરિણામે કહો અથવા તો અલ્પજ્ઞાનના ઉછાળાઓથી કહો ગમે તેમ કહો પણ આપણા જૂના વિચારો, જૂનો ધર્મ, મૂર્ત્તિપૂજા, બ્રાહ્મણ ગોરો, તીર્થ સ્થાનો વગેરે વગેરે પર અલ્પજ્ઞાનસંતુષ્ટ નરોને કાંઈક વિચિત્ર તિરસ્કાર આવી જાય છે. પરંતુ સત્ય તે તો સત્ય જ છે. મૂર્ત્તિપૂજા ગ્રાહ્ય છે કે ત્યાજ્ય છે, તીર્થસ્થલોમાં પવિત્રતા છે કે નહિ વગેરે પ્રશ્નોનું નિરાકરણ અહીં કરવા પ્રયોજન કે અવકાશ નથી.

અહીં તો માત્ર એટલું જ સ્પષ્ટ રીતે લખવાનું છે કે પરદેશની ધાર્મિક સંસ્થાઓ કે સમાજો, અને ધાર્મિક વિચારોના અનુકરણ કરી સ્વદેશના આચાર વિચાર ને ભાવનાઓને હસી કાઢી તેમાં કાંઈ સત્ય છે જ નહિ એમ સાબીત કરવાનો પ્રયત્ન કરવામાં, સર્વદા, કહેવાતા સુધારાનો ધ્વનિ કરવા જતાં અનેક જાતના ખરા સુધારવા લાયક અને ત્યાજ્ય વિચારોનો બમણો પ્રતિધ્વનિ થવાનો સંભવ બહુ જબરો રહે છે. "स्वधर्मे निधनं श्रेयः." એ વાક્ય હિંદુ, મસલમાન, ક્રિશ્ચિયન સર્વ ધર્મોને વિષે લાગુ પડે તેવું છે. તો ગમે તેવા નવા નવા ધર્મમત પંથો ઉભા થવાથી અનેક હાનિકારક વાતો નજરે પડે છે એ અનિષ્ટ જ છે. ધર્મમાં ઘણી વાતો અધિકાર પરત્વે છે અને ધાર્મિક ભાવનાઓમાં પણ ક્રમ છે. પગથીઆં ધીમે ધીમે ચઢવાનાં છે. તેમાં વળી કયું પગથીઉં ઉંચું ને કયું નીચું તે વાત તકરારની હોવાથી ઉત્તમ માર્ગ તો એ જ છે કે શ્રદ્ધાનાં બીજ જેમ બને તેમ રોપાયલાં જ રહેવા દેવાં. અશ્રદ્ધાથી જડમૂળની પાયમાલી છે. શ્રદ્ધા એ જ જીવનનો આધાર છે; અને તે ગમે તે જાતની હોય તો પણ સત્ય હોય એટલે ઢોંગ વગરની હોય તો ઇષ્ટ જ છે. "अज्ञश्चाश्रद्धधानश्च संशयात्मा विनश्यति." માટે તીર્થસ્થાનોમાં રહેલો પવિત્રતાનો અંશ કોઈ વ્યક્તિઓને ન માલુમ પડે તો તે અનુભવ પોતાની પાસે જ રાખવામાં શ્રેય છે એમ જાણવું. કાશી જઈ આવી ગંગાસ્નાન કરી ગંગાને નિંદવી અને કહેવું કે ત્યાં તો ગંદા પાણીથી શરીર ઉલટું અસ્વચ્છ થાય છે એ ઉદ્ધતાઈ નહિ તો બીજું કયું જ નહિ; લોકોનો મોટો ભાગ તો એને ઉદ્ધતાઈ જ ગણશે. ખાસ કરીને યુવકવર્ગે અને માત્ર પાશ્ચાત્ય જ્ઞાનના ચશમાથી બધું નિરીક્ષણ કરનાર મનુષ્યે અભિપ્રાય બહુ જ સાવચેતીથી દર્શાવવાનો છે.

હવે આપણું વર્ણન આગળ ચલાવીશું તો એ પવિત્ર ધામમાં પહોંચ્યાનો વખત આવી પહોંચશે. પુષ્કર ઘણું જ પ્રાચીન સ્થાન છે. તળાવ બહુ મોટું છે. તેમાં જતાં પગથીઆંની મોટી હાર ઉતરવી પડે છે. બ્રાહ્મણોના, મુખ્યત્વે કરીને તીર્થના બ્રાહ્મણોના રીવાજ પ્રમાણે તેઓ ત્યાં દાખલ થતાં જ ચોપડાઓ લાવી નામો પૂછવા માંડે છે. એ પ્રશ્નો એટલે સુધી પૂછે છે કે હરકોઈની સહિષ્ણુતા જતી રહે. અમારા મંડળમાં શરીરે ઘણા સુકા અને વયોવૃદ્ધ એક ગૃહસ્થ હતા તેમનો તો પિત્તો જ ખસી ગયો. સુકા માણસો ચીડકણા વધારે હોય છે એમ ઘણાનું માનવું છે. આ ભાઈ એક બીચારા બ્રાહ્મણ પર એટલા તો કોપી ગયા અને એવા તો ગાજી ઉઠયા કે ત્યાંના માણસો પર તેથી એવી જ કાંઈ અસર થઈ કે 'આ તો યાત્રા કરવા નથી આવ્યા વેશ કરવા આવ્યા છે' એવું તેઓ ગણ ગણવા મંડયા. ગુસ્સે થવાના આવા અનેક પ્રસંગો આવે છે છતાં એટલું તો નક્કી જ છે કે ગોર મહારાજોની મદદથી જોવાનું ને દર્શન કરવાનું કામ ઘણું સરલ થઈ પડે છે. અંગ્રેજ લોકો પણ નવા દેશો, નવા મુલકો, કે નવાં શેહેરો જોવા જાય છે ત્યારે સાથે ભોમીઆઓ રાખે છે પણ તે રીત તો આપણને ઘણી મોંઘી પડે. આપણી જુની રીતમાં સાદાઈ વધારે રહે છે અને બ્રાહ્મણો દર્શન કરાવવા અને બીજું બધું બતાવવા જે શ્રમ લે છે તેના પ્રમાણમાં તેઓને જે કાંઈ દક્ષિણા રૂપે બદલામાં લોકો આપે છે તે બહુ નથી હોતું. આવા આવા વિચારો કરતાં પગથીઆં ઉતરીને પાણી પાસે આવી પહોંચતાં વાર ન લાગી. તે વખત શીયાળાનો હોવાથી પાણીમાં પેસતાં જીવ ચાલે તેમ તો નહોતું તો પણ માણસ ભાવનામય થાય છે ત્યારે આવું દુષ્કરપણું

નાશ પામે છે તે જ પ્રમાણે સર્વ મંડળે સ્નાન કર્યું. પરિણામે સંતોષ જ થયો. પાણીમાં મગર ઘણા હોય છે એમ ત્યાંના લોકો કહેતા હતા અને તેટલા માટે નહાતી વખતે બચાવ કરવા લાકડી લઈ અંદર માણસો ઉભા રહે છે. તેથી કાંઈ હરકત પડી નહિ. તળાવની સામે ઘણા લાંબા પ્રદેશ સુધી ખુલ્લું મેદાન અને પછી ચારે તરફ ડુંગરીઓ હોવાથી દેખાવ ભવ્ય લાગતો હતો. એ ભવ્યતાની સાથે જ ઈશ્વરના મહત્ત્વ વિષે ભાગ્યે જ વિચાર આવ્યા વગર રહે. ત્યાર પછી દર્શન કર્યા બાદ પાછા ફરવાનો વખત થવા આવ્યો. દેહેરાંઓનું વર્ણન આપવામાં લંબાણ નિરૂપયોગી થશે એમ માની તેમાં કાંઈ વિશેષ ધાર્યું નથી. કારણ કે તેમની બાંધણી ઘણી ખરી સરખી જ જોવામાં આવે છે. તો પણ કહેવું જોઇએ કે ત્યાંના બ્રહ્માના દેહેરાનો દેખાવ દૂરથી મસીદને વધારે મળતો આવતો હતો. ત્યાંના લોકોને એવાં મકાનોનો ખાસ પ્રેમ જણાય છે. ત્યાં કાંઈ કાંઈ ઢોંગી ભીખારીઓ માલૂમ પડયા. કેટલાક તો ખાસ દયા ઉત્પન્ન કરાવવા ખાતર પોતાના પેટ પર મોટો પથ્થર મૂકી અથવા બીજી રીતે કાયાને કષ્ટ આપી ભીખ માંગતા. આવા માણસો તરફ તો તિરસ્કાર જ ઉત્પન્ન થાય. તો પણ દયાનો દુરૂપયોગ થાય એ નક્કી હોય છતાં દયાર્દ્ર મનુષ્યોને એટલું તો માલૂમ પડે જ છે કે એવા ભીખારી વસ્તુતઃ દરિદ્ર ખરા જ. ખાવા પીવાનાં તેમનાં સાધનોની તંગી વિષે કોઇને શક રહે તેવું નથી. તેવા લોકો તિરસ્કાર પામે તો પણ દયાના પાત્ર તો હમેશ રહેવાના જ, કારણ કે હિંદુસ્થાનમાં હજી અનાથાશ્રમો અને એવા નિરૂદ્યોગીઓને માટે ઉદ્યોગશાલાઓની મોટી ખામી છે. તે પૂરી પાડવામાં આવે તો પછી ભીખ માંગવી એ એક ગુન્હો ગણી તેને માટે શિક્ષા કરવી કાંઈ યોગ્ય ગણાય અથવા કાયદાથી શિક્ષા ન કરાય તો પણ લોકમતથી તેમને ધિક્કારી તો ખુશીથી કદાચ જ. તીર્થસ્થલોમાં અશ્રદ્ધાનું બીજ રોપાવાનું એક બીજું પણ સબળ કારણ હોય છે અને તે બ્રાહ્મણોનો જુલમ છે. એ તો હાલના વખતમાં સર્વવિદિત છે કે બ્રાહ્મણોનું બ્રહ્મતેજ ને તેમની વિદ્યા નાશ પામી ગયાં છે; સાપ ગયા ને લીસોટા રહ્યા. સંસ્કૃત ભાષાના સાધારણ જ્ઞાન વગર પણ આવા લોકો બીજા જાણે તદ્દન મૂર્ખજ ન હોય તેમ તેમને છેતરી તીર્થ પર જુલમ ગુજારે છે. પ્રાચીન કાલમાં આવું કાંઈક હશે તો ખરૂં જ નહિતર તીર્થધ્વાંક્ષાઃ (તીર્થના કાગડા) એવો શબ્દ સંસ્કૃત ભાષામાં કેમ હોય? અહીં કેટલેક અંશે સહુકોઈ છૂટ મૂકશે. કેળવણી પામેલા મનુષ્યો ઉમદામાં ઉમદા ધંધાઓમાં પણ બહુ હાસ્યજનક રીતે કેટલીક વખતે સ્પર્ધા કરે છે તો આ બ્રાહ્મણો આવા દોષને તાબે થાય એ વિચિત્ર નથી. પણ દીલગીરીની વાત એ છે કે આલસ્ય ને નિદ્રાદેવીના સતત દાસ રહી એવા લોકો વૃથા જીવન ગાળી દેશનું નિકંદન વાળવા માંડે છે. વર્તન જ્યાં આવું જોવામાં આવે ત્યાં માત્ર બ્રાહ્મણોના પર તિરસ્કાર નથી આવતો પણ જે જૂના વિચારો, જે જૂના રીત રીવાજો, જે જૂની ધાર્મિક સંસ્થાઓની જોડે તેઓ જોડાયલા રહે છે તે બધું નિંદાય છે. આ વંદનીય નથી. સ્વાભાવિક કદાચ હશે, પણ હોવું જોઇએ તો નહિ જ. પરંતુ એ તો કાલની જ બલીહારી છે કે પછાત પડતા વર્ગોની ઉન્નતિને માટે જ્યારે બધી રીતે પ્રયાસ થાય છે ત્યારે ઉચ્ચવર્ગોને પતિત જ રાખવામાં ને તેમના પતિતપણાને ધિક્કારી તેમને દબાવવામાં મઝા મનાય છે. પતિતપાવન એટલે માત્ર નીચલા વર્ગોનો જ ઉદ્ધાર, એમ નહિ, પણ મનની ઉચ્ચ ભાવનાઓને ઉચ્ચ આચાર વિચારોમાંથી પતિત હોય તેનું પણ પાવન કરવું, એ પણ તેમાં સમાય છે ને શ્રેય પણ તેમાં જ છે. આમ લખતાં કોઈ પણ રીતે આવા બ્રાહ્મણોનો ખોટો

બચાવ કરવાનો ઉદ્દેશ અત્ર નથી પણ આ વસ્તુસ્થિતિ શોચનીય છે એ ખેદ દર્શાવવાની છૂટ લીધી છે અને તે ખેદ સાથે દેશવત્સલ જનોને દયા જ ઉત્પન્ન થશે, નહિ કે ખોટા તિરસ્કાર અને એટલુ તો નક્કી જ છે કે ઉપર બતાવ્યા પ્રમાણે યાત્રાઓના સ્થાનોમા યાત્રા અથવા પ્રવાસ કરવા જનારને આવા બ્રાહ્મણોની મદદ લીધાથી કામ ઘણુ સ્હેલુ થઈ જાય છે હરકોઇને આમ લાગશે અનુભવની વાત છે અમને કાઈક વિચિત્ર લાગ્યુ પણ તે વિચિત્રપણું બીજુ કાઈ નહિ તો એટલુ તો નક્કી કરી આપે છે કે આ અનુભવ ખરો છે, અને તે એ હતું કે અમારા પુષ્કરના ગોરના ચોપડામાથી સવત્ ૧૯૧૮ ની સાલમા તેમને ત્યા આવેલા એક કહેવાતા સુધારાના હીમાયતી અને જૂના મતને તદન હમી માડનાર જાણીતા ગુર્જરનું નામ નીકળ્યુ હતુ કદાચ તેમના વિચાર પરિપક્વ થયા પહેલા તેમણે આ યાત્રા કરી હશે અને તેથી દંભનો આક્ષેપ તેમના પર લાવી સાબીત કરવો મુશ્કેલ પડશે તો પણ એટલુ તો નક્કી જ છે કે ગોરોની મદદ લેવામા અનુકૂળતા તો એમણે પણ સ્પષ્ટ રીતે જોઈ હશે અસ્તુ। અમારૂ ત્યાનું કામ થઈ રહ્યું એટલે એ નળીઆડી જેવા નાના ગામમાથી અમે બહાર આવી ગાડીમા બેસી અજમેરને રસ્તે ચઢી ગયા

અજમેર બપોરે ત્રણેકને સુમારે પાછા આવી પહોચ્યા. રાત્રે સા। અગીઆરની ગાડીમા ઉદેપુર જવુ હતુ એટલે તૈયારીઓ પાછી નીકળવાની કરવા માડી. હિન્દુમુબઈમા જેને ભખાણા કહે છે—કમળકાકડીની ધાણી—અને જે વૈશ્નવોના મદિરો આગળ મળે છે તે ત્યા સા। આઠ સ્હેલાઈથી મળતા હોવાથી અમારે જોઇએ તેટલા સાથે રાખવા સારૂ લઈ આવ્યા તે ઘીમા તળવાથી ઘણા સ્વાદિષ્ટ લાગે છે અને તેથી જરૂરની વખતે શરીરને નુકસાન ન કરે તેમ જ સાધારણ પોષણ આપે તેવા ખોરાકની ગરજ સારતા હોવાથી તે અમે જોડે રાખી લીધા સાજ પડતા પડતા તો તાવનું જોર એકદમ દેખીતી રીતે વધવા માડ્યુ વધ્યુ તે એટલે સુધી વધ્યુ કે શ્રીમદગામાના એમ૦ એ જણથી તો બહાર જ રાત્રે કેમ નીકળાશે એ ફીકર સાલવા માડી. માડો કે ન માડો રાત્રે જવુ હતુ એ તો નક્કી જ હતું ગત પડી. નવ, દશ, ને અગીઆર તો આવીને ઉભા હતા સ્ટેશન પાસે તો હતુ પણ બહાર નીકળવુ ને બ કૂમા જવુ બ ભાર હતું ગયા કાઈ છૂટકે હતો ? ત્યાના મજૂરોએ પણ મો માગ્યા પૈસા લેવાનો નિશ્ચય કરેલો જણાય છે અને બહારના આદમીઓને અને ખાસ કરી ગુજરાતી ભાઇઓ પૈસા આપી શકશે એમ જાણી પ્રથમ તો તેઓ હાથી થોડા જ બતાવે છે છેવટે પણ બે ત્રણ રૂપીઆથી ઓછે તો નહિ જ પતવાનું બહાર નીકળ્યા પછી તેના પર લક્ષ રાખે ક્યા પાલવે ? સ્ટેશન પર ગયા ટીકીટો કરાવી સામાન જોખાવ્યો—અહીં કહેવાની જરૂર છે કે એ બધે ઠેકાણે રેલવે ખાતામા ચોરી ભેરીનું જોર વિશેષ ચાલે છે અને જેને એ વિષે ખાસ તિરસ્કાર હોય તેવા સજ્જનોએ તો આ સીધો રસ્તો જ લેવો યોગ્ય છે સામાન થોડો હોય તો પણ તેને કાંટે મૂકાવી સીદ લેવાથી જવાને તેમ જ ઉતરવાને સ્ટેશને કામ બહુ જ સરલ થઈ જાય છે પ્લૅટફૉર્મ પર દાખલ થયા ને ગાડી આવી એટલે તો જાણે ધાડ પડી ગૂંદો પેહેરવેશ પેહેરેલા જગલી જણાતા જુગા જેવા મારવાડીના ટોળે ટોળા એકદમ તૂટી પડયા. તો પણ અમને હરકત પડી નહિ કારણ કે અમારી પાસે સેકન્ડ કલાસ બાદ કરતા બીજી બધી ટીકીટો ઈન્ટરની હતી અને ત્યા ઈન્ટરમા પણ સેકન્ડ જેવું

જ હોય છે મારવાડીઓ તેમા એટા નહિ અને તેથી ગાડીમા અમને ડબ્બાનું સામ્રાજ્ય મળ્યુ ચાલવા ક વાની પ્રવૃત્તિ હતી ત્યા સુધી તો તાઢને જાણે અમે વિસરી જ ગયા હતા ગાડીમા ગોઠવાયા એટલે તાઢે પાછા અમને હેરાન કરવાનુ શરૂ કર્યું અધુગમા પૂરૂ બારીનું એક બા ર્ણુ જ દેવાતુ નહોતું તેને અમારામાના એક જણે જોર કરી જ્યા દેવાનો પ્રયાસ કર્યો કે બારણું પડયુ આગળી પર ને તેના કાઢયા બેચા ચાલો તાઢમા વળી આ ઉમેરો. ચાલતી ગાડીએ શુ ઈલાજ થાય ? તો પણ હિંદુ ભાઇઓને, જૂનાને વળગી રહેનારાઓને તો તેમની હમે શની જીંદગીમા વૈદક પણ સાધારણ કામ જેગુ આવડે છે ડાક્તરને બતાવે તો તે ભાઈ સાહેબ ગઈ કાઈ ચિંતા ક ર્વે અને બહુ તો પાટી લગાડવાનું કહે પણ એ લાગવા પર, અમારામાનુ એક જણ તપખીર સુઘતું હતું તેણે સારી પેઠેમ તપખીર દબાવી એટલે જો કે ઘા ઘણો ઉંડો હતો તો પણ લોહી નીકળવુ પા એક કલાકમા બધ થઈ, તેની સાથે તે માણસનુ દુ ખ પણ સહજ કમી થયુ બારી દેવાઈ નહિ તો પણ તેને કપડા બાધી બધ તો કરવી પડી કા ણ ક તે બધ ન થાય તો અમા ામાનુ કોઈ પણ માણસ, જો કે ગોદડા, રગ, શાલો વગેરે ઓઢવા પાથ વાનુ ઘણુંએ હતું તોએ ચિંતો આવતા સુધી તાઢ ઠરી શકે એમ નહોતું મેટીક વખત તો એમ પણ લાગતુ કે રાત ગુજરવાશે જ કેમ આસપાસની ડુગરીઓને લીવે ક ગમે તેમ પણ તાઢને તો સીમા જ નહોતી તેમા વળી આ વાગ્યાનુ નવુ ઉમે યું એટલે એમનુ દુ ખ તે બધાનું દુ ખ તે નિયમ પ્રમાણે પ ાતા પર પાડુ જ પડ્યા જેવુ આખા મ ડળને થયુ સમાચાઇને જતા જરા પણ ગોદ ામા ભરાઈ રહીએ તો જ હી શમાય નહિતર કાઈ ફાવે જ નહિ આવી વખતે અમારા મંડળમા કુટુબની બહારની તેમ જ જ્ઞાતિની પણ બહા ની બે વયોવૃદ્ધ બાઇઓ હતી સ્નેહી હોવાથી અમારી સાથે તેમને તેમના કહેવાથી અમે લઈ ગયલા પણ દુનીઆમા ' મારૂ ' ' તારૂ ' આવી વખતે કાઈ વિચિત્ર રીતે નગટી નીકળે છે સબ સબમ સમાનીઓ, ન્યાયથી તે ડોશીઓ તો છેક જ સ્વાર્થી બની ગઈ અને જાણે અમારી સાથે ગઈ ઓળખાણ જ ન હોય તેમ ખાસી મઝેથી પોતાને ઘેર પણ સુવાનો આનદ ન મળે તેમ લાબી થઇને સુઈ ગઈ અમને શી હરકતો પ તી તે જોવાની તસ્દી પણ એ બાઇઓ લેતી નહિ અસ્તુ ! આવી વાતો પર કયા લક્ષ આપવુ ? આ તો એક પ્રાસગિક અનુભવની વાત છે આ પરથી એટલું જણાઈ આ વશે કે દેવ દેહેરા બહુ જનાર માણસો ઈશ્વર પ્રતિ ભક્તિનો પ્રેમ દર્શાવવામા કાંઈ ઘેલાં થાય છે તો તેઓ કાર્ક વિચિત્ર નિયમથી મનુષ્ય પ્રતિ કાઈ બીનદરમરી બને છે હોય ! જાત જાતની વ્યક્તિઓ હોય છે સવાર થવાની તૈયારી થઈ ને મગસકે ચિતોડ આવીને ઉભુ રહ્યુ

( અપૂર્ણ )

અતિસુખશકર કમળાશંકર ત્રિવેદી.

---

# ' उद्देश्य ' अने ' विधेय. '

## લેખ ૨ જો.

( રા. કમળાશંકરની ચર્ચાનો પ્રત્યુત્તર. )

આશ્વિન સં. ૧૯૬૪ ના ' વસન્ત ' માં રા. કમળાશંકરે કરેલી ચર્ચા અનેક કારણોથી પ્રત્યુત્તર માગી લેછે, તેથી ખુલાસા આપુંછું. નીચેના ચાર મુદ્દા પ્રસ્તુત છે:—

(૧.) ' ઉદ્દેશ્ય ' અને ' વિધેય ' એ નામોની યોજના મ્હારા સૂચવ્યાથી નહિં, પણ રા. કમળાશંકરે પોતાની બુદ્ધિથી જ કરીછે;

(૨.) ' ઉદ્દેશ્ય ' શબ્દનો અર્થ;

(૩). વાક્યમાં પ્રાધાન્ય કર્તાને છે કે ક્રિયાને એ પ્રશ્નનો પ્રસંગ;

અને (૪.) અધ્યાહાર એટલે શું ?

આ મુદ્દા ક્રમવાર લઇયે.

(૧.) રા. કમળાશંકરે સ્વબુદ્ધિથી જ સંસ્કૃત વ્યાકરણ વગેરેમાં સ્વીકારાયલા આ શબ્દો યોજ્યાછે તે માનવાને મ્હને લગાર પણ સંકોચ નથી. આ બાબતમાં અપૂર્વતાનો હેમનો હક છીનવી લેવાનો મ્હારો લગારે હેતુ નહોતો તે મ્હારા મૂળ લખાણમાંથી જણાય એમ છે. રા. કમળાશંકરે જે મ્હારું વચન ઉતાર્યું નથી તે અહિં મૂક્યાથી આ સ્પષ્ટ થશે;—

"સંભવ વધારે એ જ છે કે મ્હારી સૂચનાથી નિરપેક્ષ આ સ્વીકાર થયો હશે.

* * * * * * * * * * *

અને આમ સ્વતન્ત્ર રીતે એક જ નિર્ણય ઉપર બે જણ આવ્યાથી એ નિર્ણયના વિષયની કીમત અને સ્વીકાર્યતા ઉલટી વધેછે."

આમ છતાં રા. કમળાશંકરને લાગણી થઈ આવી જોઈને આશ્ચર્ય લાગેછે.

રા. કમળાશંકરનો હું વિશેષ આભાર માનુંછું કે મરહૂમ નવલરામભાઇયે ઈ. સ.

૧૮૭૭ ના શાળાપત્રમા ( પૃ ૧૧૨ મે ) આ શબ્દો જ વાપર્યાછે એ વાતનુ મ્હને જ્ઞાન આપ્યુ કેમકે મ્હારા પૂર્વગામી નવલરામભાઇયે ઈ સ ૧૮૭૭ મા જે વાત પૂર્વકાળમા સ્વીકારી હતી તે વાત તે પછી ૨૨ વર્ષે મ્હને સૂઝી અને મ્હે સૂચવી, અને તે જ વાત તે પછી પાછી નવ વર્ષે મ્હારા સમકાલીન અને સહાધ્યાયી રા કમળાશંકરને હાથે સ્વતન્ત્ર રીતે તાજી થઈ, તેથી આ અભિપ્રાયની એકતા વિશેષ સતોષ આપનારી છે આમ નવલરામભાઈ અને રા કમળાશકર જેવા બે સમર્થ વિદ્વાનોની તરફથી મ્હને પુષ્ટિ મળેલી જોઈ અધિક આનન્દ થાયછે, અને આ શબ્દોની સ્વીકાર્યતાને સબળતા મળેછે, ખાસ એટલા માટે કે હમે ત્રણે જણે સ્વતન્ત્ર રીતે આ શબ્દો સ્વીકાર્યાછે ×

---

× ઈ સ ૧૮૭૭ ના શાળાપત્રમાના જે લેખ વિશે રા કમળાશકરે અનુલક્ષણ કર્યું છે તે જોતા હેમા, નીચેનું વચન નવલરામભાઇનું નજરે પડે છે —

" ઉદ્દેસ્ય, વિધેય, સ્તુત્સર્થ વગેરે અહિયા જે શબ્દો લીધા છે તે સસ્કૃત ભાષાના શાસ્ત્રગ્રન્થોમા વપરાતા જ છે એ મૂકી નવા શબ્દ શા માટે ઘડવા જોઇયે ? '

આ નવનરામભાઈની દલીનને મ્હ તથા રા કમળાશકરે ફરી જીવતી કરી છે તે ઉપરથી આ વિષયની ચર્ચાની આવશ્યકતા પણ કાઈક સૂચવાય છે

આપણે અહિ આમ શબ્દો કિયા યોજવા તે માટે આટલા વર્ષથી મથન કરિયે છિયે, ત્હારે મહારાષ્ટ્રમા તો ' ઉદ્દેસ્ય ' અને ' વિધેય ' એ શબ્દો વ્યાકરણમા સ્વીકારી પણ ચૂકાયા છે અને ત્રીજાથી છઠ્ઠા ધોરણ સુધીના વિદ્યાર્થીઓ એ નામ જાણે છે આજ જ તપાસ કરી બે વ્યાકરણો પેદા કર્યા, (૧) રા રામચન્દ્ર ભિકાજી જોશી કૃત મરાઠી વ્યાકરણ ભાગ ૧ તથા ૨ ( શાળાખાતામા મજૂર થયેલા ), અને (૨) રા આપાજી કાશીનાથ ખેરે અગ્રેજીમા રચેલું મરાઠી વ્યાકરણ રા જોશી નીચેના શબ્દો આપે છે —

| | |
|---|---|
| ઉદ્દેસ્યાઙ્ગ | ઉદ્દેસ્ય<br>ઉદ્દેસ્ય વિસ્તાર |
| વિધેયાઙ્ગ | વિધેય<br>કર્મ—( હોય તો )<br>વિધેય વિસ્તાર |

રા ખેર ' ઉદ્દેસ્યાઙ્ગ ' ' વિધેયાઙ્ગ ' એ નામ નથી આપતા, તે કર્મને ' વિધેય પૂરણ ' ( Completion of the publicate ) એમ નામ આપે છે, અને ' કર્મ ' તથા 'વિધેય વિસ્તાર ' બે મળીને enlargement of the predicate એમ બતાવે છે

રા આઘરકર કૃત ' વાક્ય મીમાસા ' ( Analysis of sentences ) નું પુસ્તક મળી શક્યુ નથી, ત્હેમાથી વિશેષ પ્રકાશ વખતે મળે

"સારાશ એટનો જ કે અપૂર્વતા માટે આપણે વાદવિવાદ કરવાને બદલે આમ અન્યત્ર પણ આ શબ્દો સ્વીકારાયલા જોઈ સતોષ પામવો એ વધારે સ્તુત્ય છે

(૨.) 'ઉદ્દેશ્ય' શબ્દનો અર્થ—રા. કમળાશંકરે આ આપ્યોછેઃ—"'ઉદ્દેશ્ય'નો અર્થ 'વિચારવા યોગ્ય' હેવો છે. 'ઉદ્દેશ' શબ્દ ગુજરાતીમાં વપરાયછે; અને તેહેનો અર્થ 'મતલબ,' 'હેતુ' હેવો છે. આ પ્રમાણે 'ઉદ્દેશ્ય' એટલે 'વિચારવા યોગ્ય' 'જે'ને વિશે કાંઇ કહેવું હોય તે,' 'વિચારવા યોગ્ય,' 'ઉદ્દેશ્ય' છે."

(શાળાપત્ર સેપ્ટેમ્બર ૧૯૦૮, પૃષ્ઠ ૨૫૯)

આ વિશે મ્હેં કહ્યુંછે કે 'અત્યાર સુધી ના જાણેલો અર્થ' આ છે, તે ખરું જોતાં 'વિચારવા યોગ્ય' એ અદ્દ્ભુત અર્થને ઉદ્દેશીને જ મ્હારો આક્ષેપ હતો. 'જે'ને વિશે કાંઇ કહેવું હોય તે'—એ અર્થ વિશે તો એટલું જ મ્હારે કહેવાનું હતું કે એ અર્થ સુઘટિત નથી. આ મ્હારી કોટિનું સમર્થન કરવાની જરૂર જણાયછે.

'વિચારવા યોગ્ય'—એ અર્થ પ્રથમ લઇયે. ઉપરના ઉતારા ઉપરથી તેમ જ આશ્વિનના લેખમાં રા. કમળાશંકર કહેછેઃ—"ગુજરાતીમાં પણ 'ઉદ્દેશ' શબ્દ 'મતલબ,' 'વિચાર,' 'અભિપ્રાય' ના અર્થમાં વપરાયછે."—તે ઉપરથી પણ, જણાયછે કે 'ઉદ્દેશ્ય' શબ્દમાં 'વિચાર' નો અંશ એ શબ્દના મૂળ સંસ્કૃતમાંના અર્થમાંથી નહિં, પણ 'ઉદ્દેશ' 'વિચાર' એમ ગુજરાતીમાંના રૂઢાર્થ ઉપરથી એઓ પ્રવિષ્ટ કરેછે. મૂળ સંસ્કૃત અને તે પારિભાષિક શબ્દના અર્થમાં હાલની ગુજરાતીના રૂઢાર્થની મદદ લેવી એ વિલક્ષણ જ પ્રકાર કહેવાય.

પરંતુ રા.કમળાશંકરને ન્યાય આપિયે. 'ઉદ્દેશ'=હેતુ, મતલબ,—એમ અર્થ મૂળ સંસ્કૃતમાં પણ છે તે ભૂલીશું નહિં. અને તો પણ 'વિચાર' એમ અર્થ તો નથી જ. એ અર્થ તો 'હેતુ' તે વિચારનો વિષય બની સકે, અને 'મ્હારો હેતુ એમ હતો' એ અર્થમાં 'મ્હારો વિચાર એમ હતો' એમ શિથિલ રીતે ગુજરાતીમાં બોલાયછે, તેટલા ઉપરથી 'ઉદ્દેશ'નો અર્થ 'વિચાર' એમ દૃઢ રૂપે સ્થાપ્યો લાગેછે. પણ તે વાજબી નથી. એટલું જ નહિં પણ રા. કમળાશંકર એથી પણ આગળ વધીને, 'ઉદ્દેશ'='વિચાર' એ પ્રાથમિક અર્થ, અયોગ્ય રીતે જ, સ્થાપીને, પછી વળી તે ઉપરથી 'ઉદ્દેશ્ય' એટલે (ય પ્રત્યય લગાડતાં) 'વિચારવા લાયક' એમ અર્થ કાઢેછે એ વળી વધારે જ અયોગ્ય છે.

ઉદ્દેશ્ય=વિચારવા લાયક,—એમ અર્થ કરી તે ઉપરથી 'જે'ને વિશે કાંઇ કહેવું હોય તે' એમ ક્રમ આણવામાં 'વિચારવા લાયક' એ જાણે પ્રાથમિક અર્થ, યોગાર્થ, હોય એમ ભાસ થાયછે; પ્રાથમિક અર્થ ઉપરથી ફલિતાર્થ બતાવવાનો પ્રયાસ જણાયછે. પરંતુ 'વિચારવા લાયક' એમ પ્રાથમિક અર્થ તો કોઇયે જાણ્યો નથી, એટલું જ નહિં, પણ ઉપર બતાવ્યું તેમ 'વિચાર' એ અર્થ પણ 'અત્યાર સુધી ના જાણેલો' જ છે એમ ફરીથી કહેતે અચકાવાનું કારણ જડતું નથી. રા. કમળાશંકર (આશ્વિન માસના 'વસંત' માંના પોતાના ચર્ચાપત્રમાં પણ) 'વિચાર' એ અર્થ માટે સંસ્કૃત ભાષાનો આધાર બતાવી સક્યા નથી.

"જાણીતા પરથી અજાણ્યા પર લઈ જવું "x" એ શિક્ષણશાસ્ત્રના સૂત્રનો આશ્રય લઈ તે, અને પાત્રની યોગ્યતાને અનુસરીને, 'વિચાર' એ ગુજરાતી રૂઢાર્થને કામમાં લેવાનો ખુલાસો એઓ બતાવેછે. પરંતુ 'વિચાર' એ ગુજરાતી રૂઢાર્થ તે ખરો પાયો જ નથી એ ઉપર બતાવ્યું તેથી, તેમ જ 'ઉદ્દેશ'=દેખાડવું, નિર્દેશ કરવો,—એ અર્થ શાળાના શિક્ષકો જેવાં પાત્રની યોગ્યતાની બ્હાર જાય એમ કશું નથી તેથી, એ બચાવ અસાર બનેછે.*

---

x આ શિક્ષણસૂત્ર સ્વતઃ-સિદ્ધ જેવું જ છે; શબ્દનો અર્થ કોશાદિકમાં બતાવવો અથવા કોઇ શબ્દાર્થનું લક્ષણ આપવું હેમા એ ધોરણથી જ પ્રવૃત્તિ થાયછે, અને થવી જોઇયે. નહિં તો તો कुम्भोदरं नाम निकुम्भमित्रं જેવો પ્રકાર થાય. મ્હારા અર્થદર્શનમાં આ સૂત્રનો અનાદર થયોછે એમ તો કોઇ ભાગ્યે કહી સકશે.

'વિચાર' ઉપરથી અર્થ સમઝાવવામાં ખોટા જાણીતા ઉપરથી અજાણ્યા ઉપર લઈ જવાથી લક્ષ્ય સ્થળે પ્હોંચાતું નથી એટલું મ્હારે બતાવવુંછે.

* નવલરામ ભાઈના ઈ. સ. ૧૮૭૭ ના શાળાપત્રના જે લેખ વિશે રા. કમળાશંકરે કહ્યુંછે તે લેખમાં 'ઉદ્દેસ્ય' નો અર્થ નીચે પ્રમાણે આપ્યો છેઃ—

"જે વસ્તુ વિશે બોલવું છે—જે **વસ્તુ દેખાડવાની** છે—ત્હેને ઉદ્દેસ્ય x x x કહેવાય છે."

**(મ્હોટાં ટાઇપમાં શબ્દ મ્હેં મૂકયા છે).**

અહિં 'દેખાડવાની છે' એ યોગાર્થ પાછળથી બતાવ્યો છે તે દૂષણ નથી; પ્રથમ એકદમ સ્થૂલ ફલિતાર્થ આપ્યો-'બોલવું છે તે,' અને તે શી રીતે આવ્યો ? એમ મનમાં પ્રશ્ન આપો આપ ઉદ્‌ભવતાં, 'દેખાડવાની છે તે' એ યોગાર્થ ઉપસ્થિત કર્યો—આમ અન્તર્વિચારનો ક્રમ જણાય છે. પરંતુ આ ઉપરથી એટલું તો જણાય છે કે નવલરામભાઇને મતે આ યોગાર્થનું પગથિયું સમઝી સકવું તે હેમના વખતના શિક્ષક વર્ગ જેવાં પાત્રની યોગ્યતાની બ્હાર ન્હોતું. સ્વાભાવિક રીતે યોગાર્થ ઉપસ્થિત થવો જ જોઇયે. અને 'દેખાડવું' એ 'ઉદ્દિશ્'-નો યોગાર્થ સરલ અને સીધો છે તે કોઇને પણ સૂઝે.

પાછળ એક ફૂટનોટમાં ઉલ્લેખ કરેલા રા. જોશીના મરાઠી વ્યાકરણના બીજા ભાગમાં નીચે પ્રમાણે લક્ષણ આપ્યાં છેઃ—

"ज्या विषयीं बोलावयाचे त्यास **उद्देशून** आपण बोलतों म्हणून त्यास उद्देश असें म्हणावें; आणि उद्देश्या विषयीं आपण **बोलतों** म्हणजे **विधान** करितों म्हणून त्यास **विधेय** असें म्हणावें."

(અહિં આવેલાં મ્હોટાં ટાઈપ મૂળ પુસ્તકમાં જ છે.)

અહિં 'ઉદ્દેસ્ય' ના યોગાર્થ ઉપર આધાર બતાવીને અર્થ સુઘટિત રીતે કર્યો છે તે ધ્યાન ખેંચશે.

એ જ પુસ્તકમાં 'વિધેય' અને 'ક્રિયાપદ' એ બેનો ભેદ પ્રસંગવશાત્ જરાકમાં સ્પષ્ટ કર્યો છે તે નોંધવા લાયક છેઃ—

"विधेयाचा एक च शब्द असतो ते व्हा तो क्रियापद असतो."

(અર્થાત્ અન્યત્ર ક્રિયાપદ + કર્મ, અવ્યય વગેરે).

આ કારણથી 'વિચારવા લાયક' એ અર્થ 'અત્યાર સુધી ના જાણેલો' એમ કહેવામાં જો "ભારે શબ્દો" વપરાયા ગણાય, અને તે "વાપરતા પ્હેલાં કાંઈ વિચાર થયો નથી" એમ કહેવાય, તો ઉત્તર એટલો જ છે કે ઉપર બતાવ્યા પ્રમાણે પૂર્ણ વિચાર થઈને જ અને આ વચનની જવાબદારીના ભાગના પૂર્ણ જ્ઞાનથી જ એ 'ભારે શબ્દો' મ્હેં વાપર્યા છે

હવે 'ઉદ્દેશ્ય' નો ફલિતાર્થ 'જેને વિશે કાંઈ કહેવું હોય તે' એ આપ્યો છે તે તપાસિયે. આ ફલિતાર્થ શિથિલ રીતે ભલે કામમાં આવે તે વાતની ના નથી પરન્તુ 'ઉદ્દેશ્ય' ના મૂળ અર્થમાંથી આ અર્થ શી રીતે ફલિત થયો, અને વાક્યપૃથક્કરણમાં આમ શી રીતે વપરાયો તે બતાવવા માટે જરાક ઊંડા ઊતરવાની જરૂર છે 'ઉદ્દેશ્ય' શબ્દનો મૂળ અર્થ તો, મ્હેં કહ્યું છે તેમ, 'જે તરફ નિર્દેશ, લક્ષણ, થાય તે, જે દેખાય તે, The thing aimed at pointed at' એમ છે આટલા જ અર્થમાં 'ઉદ્દેશ્ય' શબ્દની શક્તિ નિયન્ત્રિત છે પછી અન્ય શબ્દ અને પ્રસંગને યોગે હેના અર્થમાં તે તે પ્રસંગને અનુકૂળ છાયા પેસે તે વધારાની વાત છે. એટલે વાક્યપૃથક્કરણ વગેરે વિષયમાં 'ઉદ્દેશ્ય' તે વિધિનો લક્ષ્ય બને છે માટે 'વિધેય'ના સંપર્કમાં આવતાં 'જેને વિશે વિધિ કરાય છે,—કાંઈ કહેવાય છે તે'—એમ 'કહેવા'નો 'વિધાન'નો અર્થ પ્રવિષ્ટ થયો પરન્તુ તે અર્થ 'ઉદ્દેશ્ય' નો મૂળ અર્થ જાણ્યાનો અર્થ, નહિં જ એ મર્યાદા ભૂલવાની નથી ના કમળાશંકરે અંગ્રેજી વ્યાકરણ, મહામહોપાધ્યાય ભીમાચાર્યનો ન્યાયકોશ વગેરેમાંથી ઉતારાનો આશ્રય લઈને વધારે કહ્યું નથી બતાવ્યું. કેમકે એ ઉતારા પ્રમાણે 'ઉદ્દેશ્યનો અર્થ નીચે પ્રમાણે બતાવ્યો છે —

(૧) 'That *about which* something is said'—(અંગ્રેજી વ્યાકરણ),

(૨) 'જેને વિશે કાંઈ કહેવું હોય તે',

અને (૩) × यमुद्दिश्य विधेयप्रवृत्तिस्तदुद्देश्यम्.

(ન્યાયકોશ)

આ બધામાં 'ઉદ્દેશ્ય' નો મૂળ અર્થ નહિં, પણ વ્યાકરણાદિકમાં ઉપયોગમાં આવતો સ્થૂલ અર્થ જ બતાવાયો છે 'About which', 'વિશે', અને 'यदुद्दिश्य'—એ શબ્દોમાં જ 'ઉદ્દેશ્ય' નો મૂળ અર્થ પર્યાપ્ત થાય છે, પછી 'કહેવું', 'વિધાન' એ અર્થ ઉમેરાય છે તે 'વિધેય' ના સંસર્ગમાંથી જ પ્રાપ્ત થાય છે, અને તે 'ઉદ્દેશ્ય' નો મૂળ અર્થ નથી. આટલું જ બતાવવાનો મ્હારા મૂળ લેખનો ઉદ્દેશ હતો. મતલબ કે, 'ઉદ્દેશ્ય'=લક્ષ્યવસ્તુ અને વ્યાકરણમાં પછી 'જે લક્ષ્યવસ્તુને માટે વિધાન થાય છે,' 'જેને વિશે કાંઈ કહેવાય છે'—તે (વ્યાકરણાદિકમાં) 'ઉદ્દેશ્ય' એમ બતાવવું જોઈયે એમ મ્હારું કહેવું હતું.

આટલા ખુલાસા ઉપરથી જણાશે કે—જેમ પાણી જે જે રંગના કાચના પાત્રમાં મૂકાય તે

---

× यम् નહિં પણ यद् જોઈયે. પરતુ ભીમાચાર્ય શાસ્ત્રીએ જ यम् લખ્યું છે.

તે રંગનું જણાય તેમ—આ 'ઉદ્દેશ્ય' શબ્દનો મૂળ અર્થ જે જે અન્ય અર્થના પ્રસગમા આવે ત્હેની છાયા લઈને પ્રવૃત્તિ થાયછે એક દૃષ્ટાન્ત લઈયે,—સગીતના સ્વરોને notation થી બતાવવા માટે ચિહ્નો વાપરી, એ ચિહ્ન તે 'ઉદ્દેશક' અને તેથી બતાવાય ના મૂળસ્વર તે 'ઉદ્દેશ્ય'—એમ પરિભાષા સારી રીતે કલ્પી સકાય આ રીતે જુદા જુદા શાસ્ત્રની પરિભાષામા ઉપયોગ થઈ સકે. તો 'ઉદ્દેશ્ય' શબ્દનો મૂળ અર્થ, પોતામા જ પૂરો સમાયલો, અન્યસસર્ગનો ગન્ધ ના પામેલો, પ્રથમ બતાવવો અને પછી પ્રસ્તુત શાસ્ત્રમા અન્યસપર્કની છાયા સાથે બતાવવો—એ વધારે સરલ અને શાસ્ત્રીય રીતિ કે મૂળ અર્થને સ્પર્શ પણ ના કરતા એકદમ તે શાસ્ત્રનો વ્યાવહારિક અર્થ શિથિલ રીતે બતાવવો તે સરલ અને શાસ્ત્રીય? તે સુજ્ઞો સહજ વિચારી સકશે વ્યાકરણમા કે કોઇ પણ શાસ્ત્રમા 'ઉદ્દેશ્ય' શબ્દનો અર્થ હોય તે હેના મૂળ અર્થથી વિરોધમા તો હોય જ નહિં, તો પછી મૂળ અર્થ બતાવ્યો તે ખોટો એટલે સુધી જઈને રા કમળાશકર ('જે'ને વિશે કાંઇ કહેવુ હોય 'એ અર્થને વિશે બોલતા) કહેછે—" એ જ અર્થ અહિં અનુકૂળ છે, **બીજો વ્યાકરણમાં અર્થ છે જ નહિં**, તો અનુકૂળ થવાનો સવાલ જ નથી!", તે વિશે એટલુ જ કહીશુ કે હેમણે આ 'ભારે શબ્દો' નથી વાપર્યા પણ જવાબદારીનો ભાર હલકો કરી દઈને વાપર્યા જણાયછે કોઇ પણ વિષયમા અત્યન્ત દૃઢ સિદ્ધાન્ત કરી નાખનારા વચનો વાપરવામા જોખમછે અને આ બધા મથન પછી જણાશે કે 'ઉદ્દેશ્ય'ના ફલિતાર્થને સબન્ધે મતભેદ હમારા બેમા છે જ નહિ. એ ફલિતાર્થ પ્રાપ્ત કરવાના ક્રમમા જે ઊનતા હતી તે જ મ્હેં બતાવવાની ધૃષ્ટતા કરી એ મ્હાન અપરાધ માટે ક્ષમા માગની, બીજુ શુ?

(૩) કર્તા પ્રધાન કે ક્રિયા? આ પ્રશ્ન વિશે બહુ કહેવાની જરૂર નથી આ પ્રશ્ન રા કમળાશકરે ઉપસ્થિત કર્યો માટે જ હેનો મ્હેં સ્પર્શ કર્યો આ પ્રશ્નને વિશે નૈયાયિક અને મીમાસક મતનો પ્રસગવશાત્ ઉલ્લેખ મ્હે કર્યો તે રા કમળાશકરને અપ્રાસગિક લાગવાનુ કારણ એટલુ જ જણાય છે કે—'વ્યાકરણના વિષયમા વૈયાકરણને જે શાબ્દબોધ ઇષ્ટ હોય તે જ જોવો જોઇયે'—'ન્યાય અને મીમાસાની અત્ર શી અપેક્ષા છે?" આ નિયમ જો પાળીશુ તો કોઇ પણ ચર્ચામા જુદા જુદા પ્રશ્નોનો સબન્ધ ઇતર મતાદિક જોડે હોય તે બતાવવામા અપ્રાસગિકતાનો દોષ આવી જશે! અને પ્રસ્તુત પ્રશ્ન બાબતમા નૈયાયિક અને મીમાસક સિદ્ધાન્તની "તુલના કરવાનો અહિં પ્રસગ નથી"—એમ સ્પષ્ટ રીતે કહી મ્હેં એ વાતને ગૌણતા આપી અને માત્ર એ બે મતના તત્ત્વનો ચાલતે ચાલતે નિર્દેશ કર્યોછે, છતા અપ્રાસગિકતાનો દોષ મ્હારા ઉપર રા કમળાશકર મૂકેછે તે કેટલે અશે વાજબી છે તે સુજ્ઞ જનો જોઈ લેશે

તેમ જ, વૈયાકરણ મતને સબન્ધે આ પ્રશ્નની ચર્ચા કેવળ અપ્રાસગિક નથી ક્રિયાને પ્રધાન ગણવાનો મત વૈયાકરણોએ સ્વીકાર્યોછે તે મીમાસક મતમાથી સ્વીકાર્યોછે, એમ મ્હારા અભ્યાસકાળમા મ્હારા સમાન્ય ગુરુ રાજારામ શાસ્ત્રી બોડસે—આ વ્યાકરણના પ્રશ્નને અગે જ—મ્હને શીખવ્યુ હતુ પછી એ શાસ્ત્રીનું અજ્ઞાન હોય, અથવા મ્હારા સ્મરણમા ખામી હોય, તો કોણ જાણે, સ્મરણમા ખામી નથી એમ મ્હને સપૂર્ણ ખાતરી છે કદાચ મ્હારા સમજવામા ખામી હશે.

આ પ્રશ્નની ચર્ચામા ગ. કમળાશંકર કહેછે — "શાળાપત્રનું એ લખાણ અપ્રાસંગિક છે હેવો આરોપ કર્યોછે તે પણ પૂર્વાપરસંબન્ધ જોયા વગર જ કર્યોછે." આમ કહી, કોઇ મહેતાજીએ 'ઉદ્દેશ્ય' નો અર્થ ખોટો કરી 'ઊંચે બતાવવા યોગ્ય'=કર્તા, કેમકે કર્તા મુખ્ય છે, એમ કહ્યાનો પ્રસંગ બતાવ્યોછે. આ વિશે એટલું જ કહુંછું કે મ્હારો મૂળ લેખ બરોબર તપાસી જોતા જણાશે કે શાળાપત્રના લખાણને અપ્રાસંગિક મ્હેં કહ્યું જ નથી. મ્હેં તો આ કર્તા અને ક્રિયાના પ્રાધાન્યની સ્વતન્ત્ર ચર્ચા કરીને કહ્યું છે કે વાક્યપૃથક્કરણના પ્રકરણમાં આ પ્રશ્નને પ્રસગ જ આવતો નથી, અને હેનું કારણ પણ બતાવ્યુંછે. એ ટીકા મ્હારી પોતાની ચર્ચાને અંગે જ છે, શાળાપત્ર ઉપર આક્ષેપ નથી. આ બતાવવાને મ્હારા લેખમાંથી ઉતારો આપવો પડેછે —

"પણ ખરુ જોતાં વાક્યપૃથક્કરણના પ્રકરણમાં 'ઉદ્દેશ્ય' અને 'વિધેય' એ વિષયવિભાગને પ્રસગે કર્તા અથવા ક્રિયાની પ્રધાનતા અને ગૌણતાના પ્રશ્નનો પ્રસગ જ આવતો નથી. એ પ્રશ્નનો સ્પર્શ કર્યા વિના તટસ્થ રૂપે જ, કર્તા અને ક્રિયા એ બનેને સમતોલ રાખીને– કો'ને ઉદ્દેશીને શો વિધિ થયોછે.—એમ, બને પક્ષને સરખી દૃષ્ટિથી જ જોવામાં આવેછે."

અને–એ કારણથી–એ કર્તાક્રિયાની પ્રધાનગૌણતાના પ્રશ્નને વધારે મ્હારે છેડવાનુ કારણ નથી, એ જ ઉદ્દેશ આ ઉતારામાં સ્પષ્ટ છે; વિશેષે એટલા માટે કે તે કારણથી વાક્યપૃથક્કરણમાં 'કર્તા' નહિં, પણ 'ઉદ્દેશ્ય' એ નામ વાજબી છે એમ પણ મ્હેં 'સુદર્શન'માંના મ્હારા લખાણનું વચન ઉતારીને બતાવ્યુંછે.

આ પ્રસગે કહેવાનું પ્રાપ્ત થાયછે કે આ કારણને લીધે–"આમ ક્રિયાને જ પ્રાધાન્ય છે કર્તાને નથી" એમ રા. કમળાશંકર કહેછે તે સિદ્ધાન્ત વ્યાકરણશાસ્ત્રને જ લાગૂ પડેછે, વાક્યપૃથક્કરણમાં હેને સ્થાન અપાશે નહિં. હેમાં તો કર્તૃત્વના પ્રશ્નની અપેક્ષા રાખ્યા વિના જ–કર્તા કોણ છે તે ક્રિયા શી છે તે જાણવાના ઉદ્દેશ વિના જ–'ઉદ્દેશ્ય' અને 'વિધેય' એ બે સમદૃષ્ટિયે જ જોવાયછે, આ analysis નુ તત્ત્વ ધ્યાનમાં રાખવા જેવુ છે. Analysis–વાક્ય પૃથક્કરણ–એ આપણા સંસ્કૃત વ્યાકરણમાં ચર્ચાયલો વિષય નથી, નવીન જ છે, તેથી સંસ્કૃત વૈયાકરણોનો સિદ્ધાન્ત–કર્તાક્રિયામાં કોણ પ્રધાન તે બાબતનો–વાક્યપૃથક્કરણ તે વ્યાકરણનુ જ અંગ છે એમ કરીને લાવી સકાશે નહિં; ખાસ એટલા માટે કે વૈયાકરણમતે ક્રિયા પ્રધાન છે, અને વાક્યપૃથક્કરણની ચર્ચામાં કર્તા અને ક્રિયા બને સમતોલ જ છે. એ ખરું કે 'ઉદ્દેશ્ય' અને 'વિધેય' એ શબ્દો તો પ્રાચીન જ છે, પરંતુ વાક્યપૃથક્કરણનો શાસ્ત્રવિભાગ તો નવીન જ છે, અને પ્રાચીન શાસ્ત્રમાં 'ઉદ્દેશ્ય' 'વિધેય' સંજ્ઞાનો ઉપયોગ થાયછે ત્યહાં તો કર્તા અને ક્રિયા એ સ્વરૂપ, અવિવક્ષિત હોઈ, લુપ્ત થાયછે, ને તે સાથે પ્રધાન અને ગૌણ એ પ્રશ્ન પણ લુપ્ત થઈ ઉદ્દેશ્ય વિધેય બને સમતોલ જ રહેછે.

(૪.) અધ્યાહાર એટલે શું ?

આ છેવટનો મુદ્દો છે. અહિં અધ્યાહારના સ્વરૂપની પરીક્ષા કરવી પડશે. અધ્યાહાર એટલે "કશામાંથી ખેંચીને આણેલું," "અન્ય સ્થાનમાંથી પ્રસ્તુત વાક્યમાં આણેલુ,"–આમ

સામાન્ય લક્ષણ એ શબ્દના યોગાર્થમાથી ઊપજાવી સમશે એ લક્ષણને ધ્યાનમાં રાખીને, તેમ જ રા. કમળાશંકરે ન્યાયગ્રંથમાથી બતાવેલા સ્વરૂપનિદર્શનને કાંઇક માન આપી હેમાંના ઊનતા-વાળા પ્રકારોનો પણ સગ્રહ થાય એ હેતુ મનમા રાખીને, અધ્યાહારના નીચે પ્રમાણે વિભાગ પાડીશુ —




આ વિશે ખુલાસો ઉદાહરણો સહિત આપિયે —

(क) પ્રસ્તુત વાક્યમા ઉક્ત ના હોવાથી ઊનતા ઉત્પન્ન થતી પૂરવા માટે, પૂર્વગત વાક્યમા ઉક્ત થયેલા પદ એટલે શબ્દનુ અનુસધાન કરાય ત્હારે આ અધ્યાહાર થાયછે ટેને ટૂંકમા उक्तपदानुसधान અથવા उक्ताध्याहार કહીશુ

ઉદાહરણ—

(૧) ‘મ્હેં બે લાડુ ખાધા ત્હમે કેટલા ખાધા?’

અહિ પછીના વાક્યમા ‘કેટલા’ શબ્દ પછી ‘લાડુ’ શબ્દની ઊનતા છે તે પૂર્વના વાક્યમા ઓનાયના ‘લાડુ’ શબ્દની સાથે જોડીને પૂર્તિ થાયછે, તેથી ઉક્તપદાનુસધાન કરનારો અધ્યાહાર થયો પાછના વાક્યમા સભળાયલા શબ્દને ખેંચીને પ્રસ્તુત વાક્યમાં આણ્યો-માટે અધ્યાહાર.
અહિ કર્મ અધ્યાહૃત છે

(૨) પ્રશ્ન—‘ગોપાળ આવેછે?

ઉત્તર— હા આવેછે

અહિ ઉત્તરના વાક્યમા ‘ગોપાળ’ એ અધ્યાહૃત થાયછે આ ઠેકાણે યદ્યપિ ‘આવે છે’ નો કર્તા સામાન્ય રૂપે સભવેછે તથાપિ અહિ વિશેષ કર્તાની આકાંક્ષા રહેછે, તેથી ‘ગોપાળ’ એ પૂર્વોક્ત શબ્દનો અધ્યાહાર થાયછે

આ કર્તાનો અધ્યાહા

( ૩. ) પ્રશ્ન—" મ્હારી જોડે અમદાવાદ કોણ કોણ આવશે " ?

ઉત્તર—" નરોતમ, જગજીવન, અને વનમાળી. "

અહિં ઉપર પ્રમાણે જ ઉત્તરના વાક્યમાં છેવટે ' આવશે ' એ શબ્દનો અધ્યાહાર થાયછે.

આ ક્રિયાપદનો અધ્યાહાર.

આ અધ્યાહારમાં પ્રસ્તુત વાક્યમાં અનુક્ત શબ્દની આકાઙ્ક્ષા, વાક્યની ઊનતાના ભાનને લીધે, થાયછે. માટે आकाङ्क्षितपदानुसंधान એમ નામ આ વિભાગને આપી સકાય.

( ख ) પ્રસ્તુત વાક્યમાં જે'નો અર્થ પ્રત્યયવડે અથવા બીજી રીતે સંગૃહીત હોય, પરંતુ તે શબ્દરૂપે સંભળાયલો નથી, ( પૂર્વ વાક્યનો પ્રસંગ જ ના હોવાથી પૂર્વોક્ત છે જ નહિં ), તે શબ્દને મૂકીને વાક્યની સુપૂર્તિ કરાય, ત્હારે આ અધ્યાહાર થાયછે.

ઉદાહરણ—( રા. કમળાશંકરે ન્યાયકોશમાંથી આપ્યુ છે તે જ લઇશું. ) घटमानय ( ઘડો લાવ્ય ). અહિં त्वम् (= તું ) એ અધ્યાહૃત થયો ગણાય;—કેટલાક ગણેછે.

આ પ્રકારમાં त्वम्નો અર્થ, आनय એ આજ્ઞાર્થ દ્વિતીય પુરુષ એક વચનમાં હોવાથી, પ્રત્યયાર્થમાં જ સંગૃહીત છે, પરંતુ त्वम् એમ શબ્દરૂપે સંભળાયો નથી, પ્રસ્તુત વાક્યમા તો નહિં જ, પણ પૂર્વે વાક્યનો પ્રસંગ ન હોવાથી પૂર્વોક્ત પણ નથી, પરંતુ त्वम् એમ ઉમેરવાથી વાક્ય વિશેષ રીતે પૂર્ણ થાયછે. હાને पूर्वानुक्तपदसंधान ગણાય. કેટલાક હાને અધ્યાહાર ગણેછે. હાને ટૂંકામાં अनुक्तपदसंधान કહીશું.

અહિં त्वम्ની આકાઙ્ક્ષા ( क )માં જે'વી ' લાડુ, ' ' ગોપાળ, ' અને ' આવશે ' ની ઉત્પન્ન થાયછે ત્હેવી થતી નથી; ( क ) જેવી ઊનતા વાક્યમાં લાગતી નથી; તેથી अनाकाङ्क्षितपदसंधान એમ પણ નામ આ પ્રકારને અપાય.

( ग ) અન્ય વાક્યમાંથી અમુક જ શબ્દ એમ નહિં પણ તે અર્થનો કોઇ પણ શબ્દ પ્રસ્તુત વાક્યમાં પૂર્તિ માટે ખેંચી અણાય તે पूर्वोक्तार्थानुसंधान નામનો અધ્યાહાર.

ઉદાહરણ—

" હું તો ખાઇશ; પણ ત્હમે ? "

અહિં ' ત્હમે 'ની પછી શબ્દની ઊનતા લાગેછે; પૂર્વ વાક્યમાં ' ખાઇશ ' એ શબ્દના ભાવમાંથી માત્ર કાંઇ અર્થ અહિં આણીને પૂર્તિ થાયછે; ' ખાશો ' એમ વિશિષ્ટ શબ્દ જ

આવેછે એમ નથી. " ખાશો કે નહિં ? ' અથવા " શુ કરશો ? "—હેવો ભાવ, અર્થ માત્ર, પૂર્તિ માટે અણાયછે

(ઘ) પૂર્વગત વાક્ય મૂળમા જ ના હોઈ, પ્રસ્તુત વાક્યમા ઊન અર્થને રૂઢિને બળે કોઇ અજ્ઞાત પ્રદેશમાથી ખેંચી લાવી ત્હેના વાચક શબ્દથી વાક્યની સુપૂર્તિ થાયછે ત્હારે ખેંચી આણેલો અર્થ પૂર્વે અનુક્ત જ હોવાથી ( પૂર્વવાક્ય નહિં તેથી )-પૂર્વાનુક્તાર્થસધાન નામનો અધ્યાહાર સંભવેછે

ઉદાહરણ—

(૧) " કોણ એ ? "

(૨) " એ તો હુ "

(૩) " નરસિંહરાવે મ્હારા વાક્યો ઊતારતે પોતાને ઇષ્ટ જોડણી વાપરીછે એ તે કિયો ન્યાય ? "

અહિં (૧) મા ' છે અથવા ' હશે, ' અથવા હેવી મતલબનો શબ્દ, અર્થરૂપે જ, ઊન રહેલો અધ્યાહૃત થાયછે,

(૨) મા ' છુ ' અથવા ' આવ્યોછુ ' અથવા હેવો અર્થ અધ્યાહૃત થાયછે,

અને (૩) મા ' કહેવાય ' અથવા ' છે ' અથવા હેવો અધ્યાહાર થાયછે

અહિ પૂર્વગત કોઇ વાક્યમા રહેના શબ્દના પ્રતિધ્વનિ રૂપ કોઇ અર્થ નથી આણવાનો, પૂર્વગત કશુ છે જ નહિં માત્ર રૂઢિબળે એક પ્રકારના શૂન્યકારમાથી જ, અથવા તો રૂઢિયે સગ્રહ કરી રાખેલા એક સામાન્ય અનાકાર ભડારમાથી જ, ઇષ્ટ અર્થવાચક શબ્દવડે વાક્યની સુપૂર્તિ કરાયછે ×

---

× આ પ્રકારના થોડા વધારે ઉદાહરણો વિચાર્યાથી આ રૂઢિનુ બળ સમઝાશે —

(૧) તુ નહિં ને ત્હારો બાપ !

(૨) આખાગોટી મોર કોણ ?—હું ય !

હેનો જમાન કોણ ?—હું ય !

હેનુ ખાસડુ કોણ ?—મોતીલાલ !

(૩) એ મ્હને કહેનાર કોણ ?

(૪) વાડકામા રાઈ, આપણે બે ભાઈ!

અહિ સર્વત્ર યથોચિત ક્રિયાનો અર્થ અનુક્ત હોઈ રૂઢિબળે સંગૃહીત થાયછે.

ઉપરના ( ग ) વિભાગમાં આકાઙ્ક્ષાને સ્થાન મળેછે; ' પણ ત્હમે—? " અહિં ઊનતાનું ભાન થાયછે, તેથી આકાંક્ષા ઉદ્દભુત થાયછે, અને ( घ ) વિભાગમાં આકાઙ્ક્ષા, તેટલી અને ત્હેવી, તો, નથી જ ઉત્પન્ન થતી;-( ख ) કરતાં અલબત વધારે, પણ ( ग ) જેટલી નહિં. ઘટમાનયમાં તો त्वम् ના હોય તો પણ ચાલે, પણ 'એ તો હું' હેમાં 'છું' એ ધ્વનિ આપોઆપ ઉત્પન્ન થાયછે; પરંતુ આપોઆપ માટે જ અનાકાઙ્ક્ષિત પણ છે,-( ग ) કરતાં સારી પેઠે અનાકાઙ્ક્ષિત. માટે ( ग ) ને आकाङ्क्षितार्थानुसंधान અને ( घ ) ને अनाकाङ्क्षितार्थसंधान એમ પણ નામો આપી સકાય.

આમ અધ્યાહારનું સ્વરૂપ તથા વિષયવિભાગ છે. આ શિવાય બીજો એક પ્રકારનો પ્રયોગ છે, જે આ સંબન્ધે વિચારવા લાયક છે.

ઉદાહરણથી સ્પષ્ટતા કરાશેઃ—

" શેઠ—અલી! ત્હારો બાપ મરી ગયો!

શેઠાણી—હાય ! હાય ! "

અહિં ' હાય ! હાય ! ' એ ઉદ્દગારવચન સંપૂર્ણ વાક્ય જેવું છે. છતાં હેમાં કર્તા ક્રિયા વગેરે અંગો નથી. અહિં ' હું દુઃખી છું ' એ રીસનો અર્થ રહેલો ઉદ્દગારવચનમાં સંપૂર્ણ અર્થરૂપે સમાયોછે, તે અર્થ અધ્યાહતતો નહિં જ કહેવાય; તેમ અનુક્ત પણ છેક નથી. આ વ્યંજનાનો વિષય ગણી સકાશે. તે જ રીતે સંબોધનવચન માત્ર ઉચ્ચારાય-જેમકે-" મોતીલાલ ! " અને પછી કહેવાનું તો તેથી જુદું હોય, તો તે સંબોધનમાં પણ ' હું ત્હને બોલાવુંછું ' એ ભાવ અર્થરૂપે સમાયલોછે, તે પણ નથી અધ્યાહાર કે નથી અનુક્ત. કેમકે અનુક્તિમાં તો અર્થબોધ થવામાં જ બાધ આવેછે અથવા ભંગ પડેછે; તેમ અહિં નથી.

તો અનુક્તિનું સ્વરૂપ જોઇયે. ઉપર આપેલાં અધ્યાહારનાં ઉદાહરણોમાં અનુક્તિનો અંશ તો સર્વત્ર છે જ; અનુક્તિ વિના અધ્યાહારનો પ્રસંગ જ ઉત્પન્ન ના થાય. તો તે પ્રકારની અક્તિનુ *બાજૂ ઉપર મૂકતાં નિતાન્ત અનુક્તિ લઇયે. એટલું કહીશું કે ઉપરના વર્ગ ( घ ) નાં ઉદા-* હરણોમાં નિતાન્ત અનુક્તિની છાયા વિશેષ રીતે છે. ' કોણ એ ? ' વગેરેમાં જે શબ્દ અનુક્ત છે તે પૂર્વે શ્રુત નથી, ઘટમાનય માંના त्वम् કરતાં પણ વધારે અનુક્ત છે;-કેમકે હેમાં તો આનયના પ્રત્યયમાં त्वम् નો કાંઇક અંશ ઉક્ત થાયછે. અને અહિં તો ' છે ' અથવા ' હશે ' કહેવો અર્થ કોઇ પણ રીતે ઉક્ત નથી. તેથી આ નિતાન્ત અનુક્તિનો પ્રકાર ગણાય.

પરંતુ એથી પણ જુદો પડતો અને વધારે તીવ્ર પ્રકાર કેવળ નિતાન્ત અનુક્તિનો છે. ' રામ '-એટલું અપૂર્ણ વચન બોલિયે, કાંઇ પણ પૂર્વાપરસંબન્ધ ની કલ્પના પણ ના રાખીને, ત્હાં ' રામ ' ને વિશે જે કાંઇ ક્રિયા વગેરે અપેક્ષિત રખાય ત્હેની કેવળ નિતાન્ત અનુક્તિ ગણાય.

બીજું ઉદાહરણ લઇયેઃ—

" શેઠ—અલ્યા રામા! ઘોડો તૈયાર કરીને લાવ્ય.

રામો—શેઠ! ઘોડો તો—

શેઠ—શું? બોલ્ય ને! અચકાયછે શેનો? ઘોડો તો—શું?"

અહિં 'શેઠ! ઘોડો તો–' એ રામાના વાક્યમાં 'ચોરાઈ ગયો,' 'મરી ગયો,' 'માંદો પડ્યો,' 'છૂટીને નાઠો,'–કે શું કહેવુંછે તે કશું પણ સમઝી સકાતું નથી. હેમાંનું કાંઇ કહે તો જ અર્થબોધ થઈ વાક્ય પૂર્ણ થાય,

તો આ પ્રકારના ઉદાહરણમાં 'ઘોડો તો–' ની પછી આવવાને ઇષ્ટ ક્રિયા વગેરેની કેવળ નિતાન્ત અનુક્તિ છે.

આ સ્વરૂપનિદર્શન પછી અધ્યાહારના ઉપર કહેલા પ્રકારોની સરખામણી, અને રા. કમળાશંકરના મતની તુલના, કરવી સરલ થશે. પ્રથમ એકદમ જ કહીશું કે એ ચાર પ્રકારના અધ્યાહારમાંથી (क) અને (ग) તે જ ખરેખરા અધ્યાહાર છે; (ख) અને (घ) તે અધ્યાહારના આભાસ જ છે. અધ્યાહારના યોગાર્થ અને તે ઉપર સ્થપાતા લક્ષણ ઉપરથી જ હેમાં પૂર્વોક્તનું અનુસંધાન એ અંશ આવશ્યક છે. અન્ય સ્થળેથી ખેંચી લાવવું એ યોગાર્થ છે; તેથી અર્થાત્ જ ફલિત થાયછે કે તે અન્યસ્થાન તે પ્રસ્તુત વાક્યથી ભિન્ન જોઇયે; તેમ જ અનુ ઉપસર્ગ અનુસંધાન માં છે તેથી ફલિત થાયછે કે એ ખેંચી આણવાનો શબ્દ કે અર્થ પ્રસ્તુત વાક્યની પૂર્વે આવી ગયો હોવો જોઇયે; અને પૂર્વે આવી ગયેલો શબ્દ કે અર્થ પૂર્વે અનુક્ત હોવો તો સ્વભાવત અસિદ્ધ છે, માટે પૂર્વોક્ત હોવો જોઇયે તે પણ સ્વરૂપથી જ ફળેછે. પૂર્વે અનુક્તનો અધ્યાહાર એ વચન જ અન્તર્વિરોધવાળું છે.

આ લક્ષણની કસોટીથી (क) અને (ग) તે જ ખરા અધ્યાહાર થાયછે, (ख) અને (घ) તે અધ્યાહારાભાસ જ છે. પ્રસ્તુત વાક્યમાં હાજર ના હોવાને લીધે પૂર્વગત વાક્યમાંથી શબ્દ અથવા અર્થ આણ્યાથી પ્રસ્તુત વાક્યના અર્થબોધની પૂર્તિ થાયછે, તે (क) અને (ग) માં. (ख) અને (घ) માં તેમ નથી; (ख) માં તો ઘટમાનય એ વચનમાં અર્થબોધને માટે પ્રસ્તુત વાક્ય પર્યાપ્ત–પૂરતુ–છે; અને જે त्वम् શબ્દ ઉમેરી સુપૂર્તિ થાયછે (પૂર્તિ નહિં પણ સુપૂર્તિ શબ્દ મ્હેં (ख) તથા (घ) ને પ્રસંગે જાણીને જ વાપર્યાછે, તે સુપૂર્તિ થાયછે) તે વાક્યની બ્હારથી નહિં પણ માંહિંથીને માંહિંથી; અને ઊનતા પૂરવા માટે નહિં, પણ વાક્યની વિશેષ ખિલવણી માટે. તેમ જ (घ) માં પણ નિતાન્ત ઊનતાની પૂર્તિનો પ્રસંગ નથી; વાક્યના અર્થબોધમાં ઊનતા નથી પડતી. એ ખરું કે (ख) માં જેમ વાક્યમાં ને વાક્યમાંથી જ શબ્દની પૂર્તિ થાયછે, તેમ (घ) માં નથી; (घ) માં બ્હારથી અર્થ આણાયછે; પરંતુ બ્હારથી કોઇ અમુક વાક્યમાંથી નહિં પણ કોઇ અવિશિષ્ટ શૂન્યકારમાંથી જ; અને તેથી પૂર્વોક્તનું અનુસંધાન

એ અંશ હેમા પણ નથી આવતો. (ख) અને (घ) ની સરખામણી કરતા જણાય છે કે, (घ) મા સંધાન બ્હારના જોડે છે, તેથી (ख) કરતા (घ) ઓછો આભાસ છે, અને (घ) મા નિતાન્ત અનુક્તનુ સધાન છે તેથી તેટલે અંશે (घ) કરતા (ख) મા ઓછો આભાસ છે

આ કારણથી—"પૂર્વોક્તની પુન અનુક્તિ હોય ત્હા અધ્યાહારનો પ્રસગ છે"—એ મ્હારુ મૂઠ લેખનુ વચન વિશિષ્ટ કરવાને યોગ્ય કારણ હુ જોતો નથી (ख) અને (घ) તે અધ્યાહારાભાસ છતા, ગૌણ રૂપે, અધ્યાહારના વર્ગમા દાખલ કર્યાછે, તો માત્ર તેટલે અશે મ્હારો પૂર્વોક્ત મત વિશિષ્ટ કરવામા હુ ન્હાનમ પણ નથી માનતો. પરતુ એટલુ ધ્યાનમા રાખવાનુ છે કે મ્હારા પૂર્વલેખના વચનમા—"પૂર્વોક્તની પુન અનુક્તિ હોય ત્હા અધ્યાહારનો પ્રસગ છે"—એ વાક્ય સર્વ અન્ય પ્રકારોની વ્યાવૃત્તિ માટે નથી કર્યું, પણ "નિતાન્ત અનુક્તિમા અધ્યાહારના તત્ત્વને પ્રવેશ ના અપાય" એમ નિતાન્ત અનુક્તિની વ્યાવૃત્તિ કરવા તરફ વિશેષ ઝોક હતો

અધ્યાહારના સ્વરૂપની મ્હારી પરીક્ષા માટે બીજુ એક મોટ પ્રમાણ છે Cપ ના વિભાગોમા જ્હા રૂઢિ અથવા વ્યાકરણના વિશેષ સ્વરૂપને બળે અધ્યાહાર મનાયાછે,-(ख) અને (घ) મા–તે ઉદાહરણો અન્ય ભાષામા સર્વથા લાગૂ નથી પડતા (ख) મા ઘચ્છામિ એ ઉદાહરણ છે, તેમ જ गच्छामि, आगच्छति એમ પણ ઉદાહરણ બતાવી સકાય ત્હા 'हू' અને 'તે' એમ યથાક્રમ અધ્યાહાર ગણાય, (આભાસ રૂપે જ) પરતુ એ રીતે અગ્રેજીમા "Go' એમ "I go' ને બદલે, અને "Comes' તે "He comes' ને બદલે નહિં કહેવાય અથવા તો (घ) નુ ઉદાહરણ લઇયે –'કોણ એ ? હેમા છે' અથવા 'હશે' એમ અર્થાધ્યાહાર કલ્પાયછે પરતુ અગ્રેજીમા "Who is it ? ને બદલે "Who ?" એમ નહિ કહેવાય અને બારીકીથી જોઇશુ તો, અધ્યાહાર એ વિષય ગોઇ અમુક ભાષાનો ખાસ નથી, સર્વ ભાષાને સમાન હેવો Psychology (માનસ શાસ્ત્ર) નો વિષય છે તેથી (ख) અને (घ) જેવા પ્રકાર અમુક ભાષાની રૂઢિ અથવા ખાસ વ્યાકરણસ્વરૂપ (જેવા કે ક્રિયાપદના પ્રસગોમા કર્તાના લિङ्ग, વચન, પુરુષ સર્વની ઉક્તિ થવી તે સ્વરૂપ) ને અવલબીને સધાયછે તે ખરા અધ્યાહાર નહિ પણ અધ્યાહારાભાસ છે માટે જ (क) અને (ग) જે સર્વ સામાન્ય રીતે–માનસશાસ્ત્રના તત્ત્વોને ધોરણે–સધાયછે તે જ ખરા અધ્યાહાર ગણાય *

ખરા અધ્યાહારની ઉત્પત્તિનુ સૂક્ષ્મ કારણ વાક્યમા અમુક શબ્દ ઉપર ભાર (emphasis) ની પ્રબલતામા છે પૂર્વોક્ત શબ્દ પ્રસ્તુત વાક્યમા અનુક્ત રાખ્યાથી હેના સપર્કમા આવેલા

---

* (क) ના પ્રકારમાં આવે હેવુ અગ્રેજીમા દૃષ્ટાન્ત મૂક્વાથી સ્પષ્ટતા થશે "Tom, Jones, and Smith are going to London, none else' અહિ none else is going એમ હોઈ is going તે અધ્યાહૃત છે તેમ જ "I walked ten miles, and Jones walked five" ત્હા 'miles' અધ્યાહૃત છે તે જ પ્રમાણે (ग) ને અનુરૂપ દૃષ્ટાન્ત પણ સભવશે "I am going to dine, but you, sir ?"

‘ ઘોડો તો—” વગેરે—તે ગણીશું.

આ ચર્ચામા ઉપસ્થિત કરેલાં ધોરણોના પ્રકાશમાં રા. કમળાશંકરના મતની પરીક્ષા કરિયે.

હેમનો મુખ્ય સિદ્ધાન્ત એ છે કે—

“ કર્તાનો અધ્યાહાર હોઈ સકે, ક્રિયાનો નહિં.”

મ્હારા મૂળ લેખમા ક્રિયાના અધ્યાહારનુ સ્પષ્ટ ઉદાહરણ મ્હેં આપ્યુછે,—‘ મ્હારી જોડે અમદાવાદ કોણ કોણ આવશે ? ” “ નરોતમ, જગજીવન, અને વનમાળી. ” અહિં ઉત્તરના વાક્યમાં ‘ આવશે ’ અધ્યાહૃત છે તે ક્રિયાપદ જ છે. આમ મ્હે બતાવ્યું છે તે વાત તરફ આખ્ય મીંચી દઈને જ રા. કમળાશકર એના એ સૂત્રનો પાઠ કરેછે—કે ક્રિયાનો અધ્યાહાર હોઈ ના સકે—એ કેવળ આશ્ચર્યની વાત છે. બીજુ શું કહેવુ ?

આ હેમના આગ્રહથી સ્વીકારેલા મતના પ્રમાણમાં ન્યાયકોશમાથી અધ્યાહારનુ લક્ષણ તથા દૃષ્ટાન્ત આપી ગ. કમળાશકર કહેછે —

“ઘટમાનય હેમા ત્નમ કર્તાનો અધ્યાહાર માન્યોછે જ, માટે જ ‘ શાળાપત્ર ’ નો લેખ ‘ અધ્યાહાર કર્તાનો હોઈ સકે, ક્રિયાનો નહિં ’ ’ એ સપ્રમાણ જ છે.”

“ કર્તાનો અધ્યાહાર માન્યો છે જ ” એમ ભાર દેવાનું કારણ સમઝાતુ નથી, કેમકે કર્તાનો અધ્યાહાર ના હોય એમ મ્હેં કહ્યુ નથી, એટલુ જ નહિં, પણ મ્હારા મૂળ લેખમા “ક્રિયાપદનો પણ અધ્યાહાર સ્પષ્ટ રીતે બનેછે”—એ મ્હારા વચનમાં ‘ પણ ’ શબ્દથી કર્તાના અધ્યાહારનો સંભવ અનુલક્ષિત થાય છે જ.

પરંતુ વધારે આશ્ચર્યની વાત તો એ છે કે ન્યાયકોશમા કર્તાના અધ્યાહારનુ ઉદાહરણ આપ્યુછે તેટલા ઉપરથી ક્રિયાનો અધ્યાહાર ના જ થઈ સકે એમ રા. કમળાશંકરે ફલિત કર્યુંછે. ન્યાયકોશના એ ઉતારામા સ્પષ્ટ કે ગર્ભિત રીતે લગાર પણ કહ્યું નથી કે ક્રિયાનો અધ્યાહાર ના થાય ‘ કર્તાનો થાય ’—હેવુ વચન પણ નથી, જેથી અન્યવ્યાવૃત્તિનો અર્થ પણ, પરિસખ્યાવચન માનીને, લેવાય. માત્ર ઉદાહરણ તરીકે એક આપ્યુછે હેમાં કર્તા અધ્યાહૃત તરીકે આવી ગયોછે. બાકી रामवद्वर्तितव्य न रावणवत् એમ આપી वर्तितव्यम् ક્રિયાનો અધ્યાહાર બતાવાત. આમ ન્યાયશાસ્ત્રનાં સામાન્ય તત્ત્વોનો અનાદર કરનારુ અનુમાન ગ. કમળાશંકર જેવા એ વિષયમાં પ્રવીણ વિદ્વાનને હાથે થાય એ આશ્ચર્ય જ.

આ અધ્યાહારના વિષયનું ગ. કમળાશંકરે કરેલુ દર્શન દૂષિત થવાનું ખરું કારણ એ છે કે—મ્હેં પ્રથમના લેખમાં કહ્યુછે તેમ—અધ્યાહાર અને અનુક્તતા એ બે વચ્ચે ભ્રમ થઈ ગયોછે; અને કર્તા અનુક્ત રહી સકે ક્રિયા ના રહી સકે—એટલુ જ કહેવાનો રા. કમળાશંકરનો હેતુ છે. આમ ફરીથી કહ્હુ તેથી કારણોથી સમર્થન કરવાની જરૂર છે. તે કારણો—

(૧) મ્હારા મૂળ લેખમા તેમ આ લેખમા બતાવ્યા પ્રમાણે ક્રિયાપદનો પણ અધ્યાહાર સભવે છે જ. ઉદાહરણ હમણા જ ત્રીજી વાર આપી ચૂક્યો - "કોણ કોણ આવશે?—નરોત્તમ વગેરે"

(૨) જેમ ક્રિયાપદના અધ્યાહારનુ ઉદાહરણ હમણા કહ્યુ ત્હેવુ સભવેછે તેમ કર્તાના અધ્યાહાર (ખરેખર અધ્યાહાર) નુ ઉદાહરણ નીચે પ્રમાણે સભવે —

"પ્રશ્ન—રામો આવેછે?

ઉત્તર—આવેછે."

અહિં ઉત્તરમા 'રામો' એ કર્તા અધ્યાહૃત છે મ્હેં કહેલા (क) વિભાગનો શુદ્ધ અધ્યાહાર જ આ છે

હવે કોઇ એમજ "આવેછે" એમ પણ વાક્ય બોલે તો હેમા કર્તા અનુક્તવત્ છતા વાક્ય પૂર્ણ ગ્હેછે, અને ઘમ્માનરાના જેવો આ (ख) વર્ગનો અધ્યાહાર બનેછે પરંતુ હામાના પ્રથમના ઉદાહરણમા અને બીજા ઉદાહરણમા બનેમા કર્તા અનુક્ત રહીઇ અધ્યાહૃત થાયછે એમ ભ્રમ થઈ બને એક જ જાતના અધ્યાહાર છે એમ ભ્રમ સ્થૂલદૃષ્ટિથી જોતા થાયછે. આ સ્થિતિ મનમા ભરાઈ જવાથી, 'આવેછે' એમ એકલુ બોલાય, પણ 'રામો' એમ એકલો કર્તા—ક્રિયાપદ વિના—ના બોલી સકાય તે સત્યવાતમા અનુક્તિને બદ અધ્યાહારનુ નામ આપી દેવાયછે

બાકી વધારે ઊંડા ઊતરતા તો જણાશે કે 'આવેછે' હેમા કર્તા તો અનુક્ત જ છે પ્રત્યયથી જે ઉક્ત છે તે તો માત્ર કર્તૃત્વ. પણ તે કર્તૃત્વનુ અધિષ્ઠાન 'રામો' એ તો વસ્તુત અપેક્ષિત જ છે માટે ક્રિયાપદ અનુક્ત ના રખાય, પણ કર્તા રખાય એ સત્ય સિદ્ધાન્તમા આ દૃષ્ટિએ ન્યૂનતા જ છે એ જ રીતે આખુ વાક્ય પૂર્ણ રીતે ઉક્ત છે કે નહિં તે પણ વાદગ્રસ્ત ગણી સમજશે. પરંતુ આ બાબતમા વધારે ઊતરવાની જરૂર નથી

•

ક્રિયાપદની જેમ નિતાન્ત અનુક્તિનું ઉદાહરણ પાછળ 'ભેર! ઘોડો તો—" એ આપ્યુ, જ રીતે કર્તાની નિતાન્ત અનુક્તિનું ઉદાહરણ નીચે પ્રમાણે સભવે —

"વિદૂષક—મ્હારાજ! ન્હાસો, ન્હાસો!—આવ્યો રે!

રાજા—કોણ આવ્યો? ગભરાયો તું કેમ છે?

વિદૂષક—મહારાજ! વાઘ! વાઘ આવ્યો!"

અહિં પ્રથમના વાક્યમા 'વાઘ' એ કર્તાવિના જ 'આવ્યો' એમ ક્રિયાપદ આવ્યુંછે ત્હા કોઇ પણ પ્રકારના અધ્યાહારનો પ્રસગ નથી, કર્તા શો ઇષ્ટ છે તે કોઇ રીતે સમજાતુ નથી પછીના ઉત્તરમા 'વાઘ' કહ્યોછે તે અધ્યાહૃત બની ના જ સકે, પૂર્વોક્ત નથી

તેથી ભય, ગભરાટ, વગેરે ભાવને લીધે 'વાવ' એ કર્તાનો શબ્દ બિદૂષક પ્રથમ ઉચ્ચારતો જ નથી, આ કેવળ નિતાન્ત અનુક્તિનુ ઉદાહરણ છે

આ બધુ કહેવાનો હેતુ એ કે કર્તા અનુક્ત રહી સકે અને અધ્યાહૃત કર્તા એ બે વચ્ચે ભ્રમ થવાથી અનુક્તિ અને અધ્યાહારના પ્રસગોમા ગોટાળો થઈ જાયછે

(૩) મૂળ મ્હારી ચર્ચા ઉપસ્થિત જેથી થઈ તે સેપ્ટેમ્બરના 'શાળાપત્ર'ના લેખમા રા કમળાશકરનું વચન આ છે—

"**ક્રિયાપદ વગર વાક્ય બની સકે જ નહિં.** કર્તાનો અધ્યાહાર હોઈ સકે ક્રિયાનો નહિં."

અહિં પ્રથમના વાક્યમાથી ભ્રમનુ મૂળ પકડાઈ આવેછે ક્રિયાપદ વગર વાક્ય બને નહિં—હેનો અર્થ એટલો જ કે—ઉક્ત કે અધ્યાહૃત ક્રિયાવિના, નિતાન્ત અનુક્ત ક્રિયાનું વાક્ય બને જ નહિં એટલે કહેવાનુ એટલું જ છે કે કર્તા અનુક્ત રૂહે, પણ ક્રિયા અનુક્ત ના રૂહે (અનુક્ત એટલે 'નિતાન્ત અનુક્ત') અધ્યાહૃત ક્રિયાથી તો વાક્ય થતું આપણે જોયું જ છે અનુક્ત ક્રિયા હોય તો વાકય લગડુ રૂહે—એટલું જ ખરુ છે ક્રિયાનુ પ્રાધાન્ય બતાવવા માટે રા કમળાશંકરનુ પ્રસ્તુત વચન છે તે ખાસ યાદ રાખવાનું છે

આ અતિશય વિસ્તારથી કરેલા સમાધાન પછી 'પૂર્વોક્તની પુન અનુક્તિ હોય ત્હાં અધ્યાહારને પ્રસગ છે, નિતાન્ત અનુક્તિમા અધ્યાહારના તત્ત્વને પ્રવેશ આપ્યો છે તે વાજબી નથી"—એ મ્હારુ વચન 'પ્રમાણબાધિત' છે એ આક્ષેપ નિર્બળ બનશે એમ આશા છે પ્રમાણ એટલે આપ્તવાક્યની અન્ધ પૂજા એમ હોય તો તો ઉપાય નહિં. બાકી આપ્તગ્રન્થોના તત્ત્વો બુદ્ધિના સાધનથી પરીક્ષા કરીને ઉપયોગમા લેવા એ આ ઇસવી સનના વીસમા શતકમા તો ઇષ્ટ જ ગણાશે, અને તે ધોરણે મ્હારી ચર્ચા 'પ્રમાણબાધિત" નથી એમ સુજ્ઞ વર્ગ સ્વીકારશે એ આશા સાથે આ કંટાળાભરેલો લેખ સમાપ્ત કરુ છુ

રત્નાગિરિ જિલ્લો
તા. ૨૮ મી નોવ્હેમ્બર ૧૯૦૮ } **નરસિંહરાવ ભોળાનાથ.**

---

**પૂરવણી:—**

આ લેખ તૈયાર થઈ પ્રેસમા ગયા પછી 'વસન્ત'ના સ ૧૯૬૫ના કાર્તિકના અકમા આ વિષય ઉપર એક ચર્ચાપત્ર આવ્યુછે લખનાર રા કમળાશકરના શિષ્યવર્ગમાથી કોઇ શિક્ષક છે એ ચર્ચાપત્રમા ઉત્પન્ન કરેલા ઘણાએક પ્રશ્નોનુ સમાધાન મ્હારી આ સવિસ્તર ચર્ચાથી થાયછે તથાપિ બે ત્રણ વાતો વિશે જરાક સ્પષ્ટતા કરવી ઇષ્ટ જણાયછે.

શાળાપત્રના ૧૯૦૬ ના એપ્રિલના અકમા "જે વિષયને ઉદ્દેશીને—મનમા લાવીને—આપણે કાઇક કહિયે છિયે તે ઉદ્દેસ્ય" એમ અર્થ આપેલોછે, તો (યદ્યપિ 'મનમા લાવીને' એ અર્થ સર્વાશે સુઘટિત નથી તથાપિ કાઇક ચલવી લઈને) તે ઉપર મ્હારો આક્ષેપ સભવ. તો જ નથી મ્હારા બતાવેલા અર્થને એ અર્થ મળતો છે તો તે ઉપર મ્હારો આક્ષેપ હોવાની કલ્પનામા જ અસભવ છે. પરંતુ, એ ૧૯૦૬ નુ લખાણ મ્હેં જોયુ જ ન્હોતુ તે વાત બાજૂએ મૂકતા, 'મનમા લાવવુ' હેવો અર્થ 'ઉદ્દિશ્' નો નથી 'દેખાડવુ,' 'નિર્દેશ કરવો,' અને 'મનમા લાવવુ' એ બેમા ફેર છે પણ અર્થ એક જ છે એ કલ્પના સ્વી કારતા પણ એ ઉપર રચેલી આ શિક્ષકની આ બધી ટીકાને ઉત્તરની અપેક્ષા જ રહેતી નથી કેમકે મ્હારા જ અર્થને હુ પોતે જ આક્ષેપવિષય કરુ એટલી પ્રમાદપદવીએ હુ હજી ગયો નથી.

તો સહજ રીતે જ સભવનીય કલ્પના એ જ છે કે (આ શિક્ષક ખરો તર્ક કરેછે તેમ) 'વિચારવા યોગ્ય' એ અર્થ ઉપર જ મ્હારો આક્ષેપ છે. આ વિશે એ શિક્ષકનુ સમાધાન કાઇક સ્મિત ઉત્પન્ન કરનારુ છે. 'વિચારવા યોગ્ય' એ અર્થના સમર્થન માટે એ લખેછે—એ "અર્થ કાઇ કપોળકલ્પિત નથી. એપ્રિલ ૧૯૦૬ ના શાળાપત્રના અકમા એ વિશે સ્પષ્ટ જ લખવામા આવ્યુછે. (પૃ. ૧૦૨ લીટી ૧૭–૨૧)" આ ઉપરથી એમ ભાસ થયો કે એ પૂર્વ વચનમા આ અપૂર્વ અર્થ માટે કાઇ પ્રમાણ બતાવ્યુ હશે. એ મેળવવાની આશાથી એ અક સોધી કાઢીને જોતાં એ ઠેકાણે જે સ્પષ્ટ કહેલુ છે તે માત્ર આટલુ છે—

"જે વિષય વિશે વિચાર કરિયે છિયે તે વિચાર કરવા યોગ્ય હોવાથી ઉદ્દેસ્ય કહેવાયછે"

આ સ્પષ્ટ વચનમા 'વિચારવા યોગ્ય' એ અર્થ માટે શુ વિશેષ પ્રમાણ બતાવાયુછે તે જડતુ નથી. એ કરતા તો કાઇક પણ વિશેષ પ્રકાશ નાખવાનો પ્રયત્ન—નિષ્ફળ તથાપિ કાઇક પ્રયત્ન—રા. કમળાશકરના આશ્વિનના 'વસન્ત' માના લેખમા જણાયછે ત્હા 'ઉદ્દેશ'= વિચાર એ પ્રમાણબાધિત અર્થનિષ્પત્તિ કરવાનુ મથન થયુછે હેની અસારતા હુ ઉપરના લેખમાં બતાવી જ ચૂકયોછુ. અસ્તુ પરતુ આ શિક્ષક જે આમ એના એ ખોટા અર્થની પુનરાવૃત્તિમાં પ્રમાણબળનું સ્વરૂપ આરોપવા જાયછે, તેથી હેમની સ્તુત્ય ગુરુભક્તિ ઉપરાત બીજુ કાઇ ફલિત થતુ નથી એ શિક્ષક પોતાના ગુરુના વચનને જ પ્રમાણ ગણે તો તે માટે હેમના ઉપર કાઇ બન્ધન નહિ રખાય, પરતુ બાકીના જગત્‌ને તો કાઇક સતોષમરક પ્રમાણની આનાકાની ન્હે તો તે ક્ષમ્ય ગણાય કેમકે કોઇ કહેશે 'અશ્વ' એટલે 'મેથીની ભાજીનુ શાક,' તો તે અર્થ પુન પુન સોવારકહી બતાવે તો પણ જડ જગત્ એકાએક તે સ્વીકારશે નહિ.

આ શિક્ષક મ્હારા ઉપર અસાધારણ પ્રકારના વિદ્યાવિષયક ચૌર્યનો આરોપ મૂકેછે તે જેટલો સૌજન્યના સર્વમાન્ય નિયમોએ બાધેલી મર્યાદાનું ઉલ્લઘન કરેછે, તેટલો જ તથ્યવિરોધી છે. મ્હારા લખાણોથી પરિચિત સુજ્ઞવર્ગ સમસ્તને વિદિત હશે કે અન્ય લેખક અથવા પુરુષનુ કાઇ પણ વચન, મત વગેરે હુ મ્હારા લખાણમા વાપરુ છુ તો ત્હેનો સ્પષ્ટ સ્વીકાર તે સ્થળે

હમેશા કરુછુ. અને તેથી કરીને એટલુ જ કહેવુ બસ છે કે ઈ. સ ૧૮૮૪ ના 'સુદર્શન'મા 'ઉદ્દેશ્ય વિધેય' વિશે મ્હેં નોધ પ્રસિદ્ધ કરી તે વખતે, બ'કે રા કમળાશકરના ચચ પત્રથી પ્રેરાઈને હાલ મ્હેં શોધ કરી ત્હા સુધી,—ઈ. સ ૧૮૭૭ ના શાળાપત્રમાની નવલરામભાઈની ચર્ચા મ્હારા જોવામા કે જાણવામા જ આવી ન્હોતી તેમજ ઈ સ. ૧૯૦૬ ના શાળાપત્રમા આવેલી ચર્ચા પણ આજ સુધી મ્હારા જાણ્યામા ન્હોતી આ વિશે અન્યાયયુક્ત તર્ક કરી તે ઉપર રચેલી આ શિક્ષકની વિલક્ષણ ટીકા વિશે વધારે બોલવાની જરૂર નથી પરતુ એ તર્ક કરવામા વપરાયલી આડી અવળી ગુલાંટો ખાનારી વિચારશ્રેણી કેવળ અગમ્ય છે 'સુદર્શન'ની મ્હારી નોધનો સ્પષ્ટ ઉલ્લેખ હું કરુછુ તે જ વખતે એ ચોરેલા માલની પણ વિસ્મૃતિ મ્હને થઈ—એ દલીલ બુદ્ધિની શક્તિથી અતીત છે. એટલુ ઉમેરુછુ કે ૧૯૦૬ મા રા. કમળાશકરે 'ઉદ્દેશ્ય વિધેય' શબ્દો સ્વીકાર્યા એ વાત જાણ્યા પછી મ્હારા મૂળ લેખમા 'નવ વર્ષે જાણ્યે અજાણ્યે થયેલા સ્વીકાર' સબન્ધી વચનમા 'નવ'ને બદલે 'સાત વર્ષે' એમ સુધારો કરવાને હુ તૈયાર છુ તેમ જ, જેમ રા કમળાશકર તથા નવલરામભાઈને 'ઉદ્દેશ્ય-વિધેય' શબ્દો સ્વતન્ત્ર રીતે જડ્યા તેમ સસ્કૃત ગ્રન્થોના અવલોકનથી અન્ય જનને પણ જડે તો તે ચમત્કાર નથી

અનુક્તિ અને અધ્યાહાર એ બેના પરસ્પર સબન્ધ વગેરે વિશેની પરીક્ષા મ્હેં ઉપરના લેખમા બતાવીછે ત્હેના પ્રકાશમા આ શિક્ષકે આ પ્રશ્ન વિશે જે લખ્યુછે તે આપોઆપ સ્ખલનયુક્ત જણાઈ આવશે "મ્હારી જોડે ગેણુ કોણ આવશે ?—નરોતમ, જગજીવન, અને વનમાળી"—એ ઉદાહરણમા ઉત્તરના વાક્યમા ક્રિયાપદ અધ્યાહૃત નથી પણ અનુક્ત છે એમ એ શિક્ષક માનેછે ત્હેમા કેવળ વિપરીત દર્શન જ થયુછે આવનારના નામ જાણવાની અપેક્ષા છે, તે ખરી વાત છે, પરંતુ તે વાક્યથી જણાવેલા વૃત્તાન્તના અગની અપેક્ષા છે, વાક્યરચનાને અગે તો ક્રિયાપદની અપેક્ષા ઊભી જ છે. 'એ લોક મ્હારી સાથે આવનાર છે' તે 'સમઝી લેવાનુ' જ છે એમ આ શિક્ષક કહેછે, ત્હા 'સમઝી લેવાનુ' એ વચન તે 'અધ્યાહાર'નુ નામાન્તર જ છે 'રા. કમળાશકરે એપ્રિલ ૧૯૦૬ ના શાળાપત્રમા બતાવ્યા પ્રમાણે ક્રિયાપદના અભાવે "પૂરો વિચાર જણાતો નથી" એ સ્થિતિનું નિદાન તપાસતા એ જ જણાશે કે ક્રિયા **અનુક્ત** હોય તો પૂરો વિચાર જણાય નહિં, અર્થાત્ નિતાન્ત અનુક્ત હોય તો પૂર્ણ અર્થબોધ ના થાય અને વાક્ય ના બને. ક્રિયા ઉક્ત અથવા અધ્યાહૃત હોય તો પૂર્ણવાક્ય સભવે જ. ઉપરના ઉદાહરણમા—' નરોતમ, જગજીવન, અને વનમાળી ' હેમા પૂરો વિચાર જણાયછે એ અનુભવનુ કારણ એ જ છે કે હેમા ક્રિયાપદ નિતાન્ત અનુક્ત નથી, પણ અધ્યાહારરૂપે નિગૂઢ રહેલુ છે. આ પ્રશ્નની ખરી સ્વરૂપકલના આમ જ છે એ વિશે હવે વધારે બોલવાની જરૂર નથી.

આ શિક્ષકે ઊભા કરેલા અપ્રાસગિક પ્રશ્નોનું સમાધાન કરવાનો પ્રયાસ કરવાની હું જરૂર જોતો નથી. હેમા ઘણે ભાગે આરમ્ભના અભ્યાસકોને માટે રચેલા સ્થૂલ નિયમોને જ સ્થાન અપાયલુ જણાયછે. રા. કમળાશકર "પાત્રની યોગ્યતા" વિશે કહેછે તે કાઇક શે ખરુ જ જણાય છે.

વાદરા,

તા ૨૬-૧૨-૦૮,

નરસિંહરાવ ભોળાનાથ.

# લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ,(૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તળાટીઓ તથા (૭) માસિક રૂા. ૨૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂા. ૨-૦-૦ ( પોસ્ટેજ સાથે.)

ઉછરતી લાઇબ્રેરીઓને ખાસ બક્ષીસ નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) રાજ્યના આશ્રય વિનાની લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે. માત્ર પોસ્ટેજ વગેરે ખર્ચના રૂા.૦-૬-૦ મોકલવા કૃપા કરવી. બીજા વર્ષમા,રૂા ૦-૧૨-૦; ત્રીજામા રૂ. ૧-૪-૦.

| | |
|---|---|
| અન્ય સર્વે માટે વર્ષ એકના | રૂ ૨-૮-૦ (પોસ્ટેજ સાથે) |
| છૂટક નકલ એક અંકના | રૂ ૦-૬-૦ „ |

---

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે. અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૩ કોઈ પણ લેખનું અસલ લખાણુ-એ લેખ "વસન્ત"માં દાખલ કરવાનો મા કર્યો, હોય કે ન હોય-પણ એ લેખકને પાછું મોકલવાને અમો બંધાતા નથી.

વ્યવસ્થાપક.

---

# ગ્રન્થકારો માટે ખાસ સગવડ.

વસન્ત-પત્રનો સાહિત્યપ્રેમી જનોમાં બહોળો પ્રચાર છે. પરન્તુ અત્યાર સુધી પૂઠામાં જગા ન હોવાથી છૂટથી પુસ્તકોની જાહેર ખબરો લઈ શકાતી નહોતી. પોસ્ટલ દરમાં ફેરફાર થવાથી હવે આ પત્રના વજનમાં વધારો કરી શકાયો છે. અને તેથી બે નવાં પૃષ્ઠ ઉમેરી જાહેર ખબરો દાખલ કરવાનું અમે સ્વીકાર્યું છે આ અનુકૂળતાનો લાભ લેતા ગ્રન્થકારો ચૂકશે નહિ એમ આશા છે.

વ્યવસ્થાપક.

---

# વસન્ત.




इदं सत्यं सर्वेषां भूताना मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्। उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् । उपनिषद्.

વર્ષ ૭, અંક ૧૨. [ માસિક. ] પૌષ સંવત્ ૧૯૬૫.

## ×ચિત્રવિલોપન.

( ઇન્દ્રવજ્રા-વસન્તતિલકા

સન્ધ્યા સ્માડે ધર્યોને ઉછંગે
આ શુક્તાગકર્ણીને શી રંગે!*

---

× રત્નાગિરિ જિલ્લાની ઉત્તરની હદ સાવિત્રી નદીની છે. હેના મુખ આગળ હેદ સમુદ્રકિનારે બાનકોટનો કિલ્લો-પર્વત ઉપર-તથા ગામ છે. અંગ્રેજ અમલ શરૂ થતા ત્હાં લશ્કર રહેતું હતું. ત્હાં કબરસ્તાનમાં એક કબર ઉપર નીચે પ્રમાણે લેખ છેઃ—

" Here lie the remains of Mary Sophia Marcia, aged 26, and Ellen Harriet, aged 32 days, the beloved wife and daughter of Arthur Malet of the Bombay Civil Service. They, with thirteen boatmen and attendants, were drowned on the bar of the river Savitri on the night of the 6th, December 1853."

આ નદીના મુખમાંનો bar-દાડો-જરાક વિષમ છે. સમુદ્રનુ વ્હેણ અને નદીનું વ્હેણ એ સ્હામસ્હામાં મળી વિષમ તરંગો થાયછે.

આ કરુણ વૃત્તાન્ત ઉપર આ કાવ્યની રચના છે; હેમાં નાયિકા નવી જન્મેલી પુત્રીને લઈને પતિ કને આવતી હતી, પતિ કિલ્લામાં હતો, અને સમય સૂર્યાસ્ત પછી તરતનો હતો, વગેરે કેટલાક ભાગ તથા બધાં વચન કલ્પિત છે, એ કહેવાની જરૂર નહિં પડે.

* શ[illegible] : [illegible]રો અને સન્ધ્યા એ ચિત્રનાં અંગ કલ્પનાથી મૂક્યાં પછી વિચાર સ્ફુર્યો.

ને સિન્ધુમાં ગૂઢ થઈ ગયેલો
જોતી રહી રસથકી રવિનાથ પેલો. ૧

પ્રીતેથીં પીતી સુખ વર્તમાન,
ને ભાવિનાં રમ્ય સુણંતી ગાન,
સ્વપ્ને ન જોતી અતિ ગૂઢ ઘેરુ
એ ચિત્ર દૂર વસતું લયકાળ કેરુ. ૨

( અનુષ્ટુપ્ )

સાવિત્રી સિન્ધુમા વ્હેતી, તરંગો ઊછળે નહિં,
નાવડુ નાચતુ ત્હેમા આવતું જો ! દીસે અહિં. ૩

યુવતી તે વિશે બેઠી બાળકી છાતિયે ધરી,
પ્રેમવાત્સલ્યના પ્હાના અમોલા શા રહ્યા ઝરી ! ૪

( ખ ણ્ડહરિગીત )

"નાવડુ હકારજો
વેગથી, સભાળથી,
ઓ ખલાસી, કુશળ ઓ !
આ મોઘીં છે મુજ બાળકી." ૫

---

કે તા. ૬ ઠ્ઠી ડીસેમ્બર ૧૮૫૩ નો વૃત્તાન્ત છે તો તે અરસામાં શુક્ર સાંઝનો તારો હશે કે સ્હવારનો? નહિં હોય તો પણ એ કલ્પિત રંગરેખા જરૂરની છે માટે રાખવી. એ ચિત્રરેખામાં કાવ્યની નાયિકા અને હેની બાલિકાનું સામ્ય, એ નાયિકાના ભાવનુ પ્રતિબિમ્બ, અને તે વખતે થવાના કરુણ બનાવની પૂર્વચ્છાયા, વગેરે ધ્વનિ સમાયા હોવાથી એ અંગનો ત્યાગ કરવો નહિં એમ ઠરાવ્યુ.

પણ સુયોગે, તપાસ કરતાં જણાયુ કે, ઈ. સ. ૧૮૫૩ ના મેની તારીખ ૧૩ મીથી ૧૮૫૪ ના ફેબ્રુઆરીની ૨૮ મી સુધી શુક્ર સાઝનો તારો હતો, (થોડા દિવસ સૂર્યની બહુ સમીપ હોવાથી અદૃશ્ય હોય તે બાદ કરતાં). એટલે ૬ ઠ્ઠી ડીસેમ્બર ૧૮૫૩ ને દિવસે એ સાંઝનો તારો, અને હેવી સ્થિતિમાં હતો કે સૂર્યાસ્ત પછી બહુ વખત ચોભેલો નહિં; આ આકસ્મિક સંયોગ પણ વૃત્તાન્તના વર્ણન જોડે મેળમાં જ આવેછે; હોડી ડૂબી તે પ્હેલાં થોડીવાર શુક્ર જણાતો હતો; ડૂબી પછી એ પણ અસ્ત પામ્યો.

લાડકી મુજ ! જગ વિશે
આવી એક જ માસથી,
તોય મુજ હૃદડે વશી
અણગણ્યા સમ ભાસતી. ૬

સિન્ધુતટ પેલો ઊંચે
દુર્ગ પર્વત ટોચ જે,
તાત ત્હાં તુજ વાટડી
જોતા ઊભા ધર્યે મોદને. ૭

થાશુ ભેળા ક્ષણમહિં,
દીવે વિરહ જ છેદીને,
પ્રથમ દર્શન આંકતા
કંઈ ચુમ્બનો કરશે ત્હને. ૮

નાવડુ આ સિન્ધુમાં
ઊછળે કંઈ વેગથી,
હૃદય પણ મુજ નાચતુ
તાલ ત્હેને પ્રેમથી. ૯

પ્રેમસાંકળ જે રૂડી
મધુર એ-અમ-ઉરની,
બીડતી દૃઢ તેહને
તુ કનકકડી વણ મૂલની. ૧૦

દુર્ગપર જો ! ફરફરે
ધવલ કર-અંચલ પ્હણે;
હૃદડુ આ કંઈ થરથરે,
ને પ્રેમમન્ત્રો શા ભણે ! ૧૧

§ હા !–મીઠુ બુલબુલ માહરૂં !
કૂજતું કલરવ કરે,
લાડકી ! તુજ એ અમી
પીતાં ન મન તૃપ્તિ ધરે. ૧૨

---

§ અહિં પ્રથમ ચરણમાં ચોથાની પેઠે બે માત્રા વધારે રાખી ત્રીજી માત્રા ઉપરથી તાલ રાખ્યો છે. તે સહેતુક છે.

તાતને તુજ કૂજનો
એ કંઠ તું સુણાવજે,
મર્ત્યલોક સ્વર્ગની
કંઇ દીપ્તિ ક્ષણ ઝળકાવજે. ૧૩

મીઠડી ! જો વ્યોમમા
શુક્રકણી શી શોભતી !
હા ! તદપિ મુજ લાડકી
એથી રુચિર અદકી અતિ. ૧૪

ભૂતભાવિ ભૂલતી,
સુખ હિંડોળે ઝૂલતી,
મગ્ન થઈ મુજ પૂતળી
આનન્દસિન્ધુ ડૂબી " ૧૫

( ઢોર )

" ઓ ! આ આમ એકાએક
નાવડું વાંક વળિયું છેક !
ધાઓ ! અરે જીવનનાથ !—
લાડકી ! બચે તું મુજને બાથ ! " ૧૬

( અર્ધભુજંગી )

" બચાવો ! બચાવો !
અરે કોઇ આવો ! "
" દયાસિન્ધુ ! આવું !
શિશુ સાથ લાવું ! ' ૧૭

( માલિની )

તિમિર મહિં જ ડૂબ્યું નાવડું સિન્ધુ માંહિં,
મધુર સુખ છબીઓ ને ગઈ જો ! ભૂંસાઈ !
ઉદધિ-ઉદર સન્ધ્યા શુક્ર બને શમાયા,
તિમિર મહિં જ ગૂઢા સિન્ધુએ ગાન ગાયા. ૧૮

રત્નાગિરિ જિલ્લો,
૧૫-૧૨-૦૮

નરસિંહરાવ ભોળાનાથ.

# બાળક.

ભુજંગી.

રડું બાળુડું કૂમળું છેક ન્હાનું
કરે ચિન્તનો ગૂઢ જે છાનુમાનું
ઉકેલી શકે કોણ તે વિશ્વમાંથી?
સુણે ગાન મીઠું અને દિવ્ય ક્યાંથી? ૧

વસંતતિલકા.

એ ગાનનો પ્રભવ ક્યાં? સરિતા વહે ક્યાં?
માધુર્ય–સંચય ભર્યો દુર દેશમાં ક્યાં?
એ ગાનનું ઝરણુ અમૃત શું મધુરૂં
વ્હેતું અખૂટ નિશદિન વિશુદ્ધિ દેતું. ૨

અનુષ્ટુપ્

અસત્યો ને પ્રપંચો સૌ ફેડતું ક્ષણુ એકમાં
આસુરી ભાવ સંહારી, રેલતું સુખ રેલમાં. ૩

ઉપન્યું ગાન એ ક્યાંથી? કોણુ એ તે કહી શકે?
ધન્ય તે બાળુડાં સન્ત માંભળી સમજી શકે! ૪

વસંતતિલકા

આ વિશ્વની મલિનતા, જડતા, અશુદ્ધિ,
અન્યાય, સ્વાર્થ ભરી નિર્બળ મન્દ બુદ્ધિ
તે શું કદી ગ્રહીં શકે ગૂંઢ ભાવ એના?
તે શું કદી સુણીં શકે સમજી શકે વા? ૫

મંદાક્રાન્તા.

ના ના એ તો શિશુજનતણો છે અધિકાર શુદ્ધ
ને સાધુ જે વિમલહૃદયી નિર્વિકારી પ્રબુદ્ધ;
તે સદ્‌ભાગી સબળ ઝીલશે ગાનની દિવ્ય ધારા,
ઓ સંસારી! કરીં શકીશ શું? મૂઢ! માયાગ્રસેલા! ૬

ઉંડા ભાવો જગવી ઉરમા બાળને કૈંક કે'તું
ને સૌન્દર્યો પ્રકૃતિ પુરૂષોના સહુ ખોલી દે'તું
છૂપા ભેદો કુદરત તણા ગાન એ શોધી ફ્હાડે
ને આનન્દે લદબદ કરી સ્વર્ગનું સુખ આપે ૭

અનુષ્ટુપ્

દિવ્ય એ સુખના સાથી સંસારી શુ બની શકે?
જોતો જે બાળ–યોગી તે અન્યને શુ કહી શકે? ૮

ભુજંગી

જુવે ચન્દ્ર ને તારના વ્યોમ ભૂરે
જુવે પંખીઓ ગીત ગાતા મધુર
જુવે પુષ્પ ખીલ્યા સુવાસે ભરેલા
જુવે ભૃંગ જે ગુંજતા પ્રેમઘેના ૯

વંશસ્થ

અહો જુવે તે જગના મનુષ્યને
જુવે વળી તે રૂપ લ્હેનુ ચારૂ જે
જુવે મધુના મુખચન્દ્રબિમ્બમા
અનેક ભાવો નનગાય જે ઘણા ૧૦

સ્રગ્ધરા

જોતો તે બાળયોગી મનુજહૃદયના ભાવ જે દુઃખમિશ્ર
જોતો તે તે વિચારો નિજ મતલબના હર્ષ કે શોકઘેરા
જોતો ને અશ્રુ લ્હોતો દુઃખો મનુજ તણા, દિવ્ય આશ્વાસ દેતો
જોતો ને મેલ ધોતો તિમિર જગતના ફેડતો સૂર્ય એ તો ૧૧

દ્રુતવિલમ્બિત

મનુજના સહુ દુઃખ વિડારતો
સુખ મધુર દઈ મન ઠારતો
તિમિર લોકતણા મનના હરે
અનુપ જ્ઞાન પ્રકાશ બધે કરે ૧૨

અનુષ્ટુપ્.

સ્થાપતો સુખનું રાજ્ય, કાપતો સર્વ આપદા;
ખોલતો વિશ્વસૌન્દર્યો, મુખથી નવ બોલતો. ૧૩

દિવ્ય જે ચારુતા છાઈ જગમાં, જગ લોકમાં
અબોલ્યા બોલથી તે તો સ્હેલથી સ્હમજાય છે. ૧૪

× × × ×

માલિની.

વય કંઈ વધુ થાતાં બાળુડાંને મુખેથી
નવલ મધુર વાણીની મીઠી સેર છૂટી
મુખ દશનકળાથી શોભતું રમ્ય ચારૂ
સુમધુર મલકાતું બોલતું કાલું કાલું. ૧૫

ભુજંગી.

ઘડીમાં હસે ને ઘડીમાં રૂવે એ
ઘડીમાં અંહીં ત્યાં ઘડીમાં ધ્રુમે એ
નહીં લેખવે બન્ધનો બાળરાજા
મુખે બોલતો બોલ વેગેથી ઝાઝા. ૧૬

અનુષ્ટુપ્.

અજમાવે નવી શક્તિ કૈંક અન્તરનાં બળે
વાક્યનો વેગ એ રોક્યો રોકાયે નહિં કોઈથી. ૧૭

જેવું છે મૌન ગંભીરૂં મધુરૂં રસથી ભર્યું
તેથી એ વધુ આ મીઠું બોલવું મૃદુ બાળનું. ૧૮

નવી શક્તિ શિશુની આ જોર અદ્ભુત દાખવે
રોકાયે વેગ ના એનો સૌન્દર્ય એ ખળાય ના. ૧૯

× × × ×

ભુજંગી.

હવે એ થયુ બાળ મ્હોટુ ગભીર
ત્યજી બાળચેષ્ટા વદે ધીરૂ ધીરૂ
કંઈ અલ્પભાષી, છતા અર્થવાળું
મુખેથી વદે સ્પષ્ટ સાદું રસાળું. ૨૦

હતુ મૌન દીઠું મીઠું જેહ પ્હેલું
હતું બોલવું મીઠડું કાલુ ઘેલુ
પરન્તુ મીઠી બેઉથી એ વધારે
વદે વાણી ગંભીર તે પ્રૌઢ આજે. ૨૧

× × × ×

સ્રગ્ધરા

વ્હાલી! છે સ્નેહ રૂડો સુમધુર રસિલો આપણો શુ ન એવો ?
પ્હેલાં રહેતો છુપાયો વદનનયનમા,-રે! શુ છૂપાય તેવો ?
છોડીને દીર્ઘકાળે શરમ ભય સહુ એહ મારે ઉછાળા
હાવાં અદ્વૈત પામી હૃદય ઉભયના શાન્ત આનન્દ ઝૂલ્યા. ૨૨

મોહનલાલ પાર્વતીશંકર દવે.

# મજ્જા-જ્ઞાન તંતુ-તંત્ર.

( Nervous System )

( અનુસન્ધાન પૃષ્ઠ ૫૦૫ થી. )

હવે આ ગતિ ઉત્પાદક શક્તિ અને ઉપલબ્ધિ પ્રાપ્ત કરવાની શક્તિનુ સમિશ્રણ થાય છે, અને જે સાધારણ રીતે Reflex કૃતિ ( પરાવર્તન કૃતિ ) તરીકે ઓળખાય છે આ કૃતિથી, ઉદ્દીપનને લઈ ઉદ્ભવેલી ઉપલબ્ધિ મધ્યસ્થ સ્થાને જતી મજ્જા (afferent nerves) મા પ્રસાર થઈ મધ્યસ્થ સ્થાનેથી પાછી સ્નાયુ તરફ જતી મજ્જા ( efferent nerves ) મા પાછી ફરી સ્નાયુને ઉદ્દીપન કરી ગતિમા મૂકે છે આની ક્રિયાની ઉત્ક્રાન્તિ કેવી રીતે થાય છે તે જરા તપાસીયે

પ્રથમતો એક જ કણુ હોઈ કણુ પોતે જ ઉદ્દીપનને ઉપલબ્ધિમા જવાબ આપે છે. આટલામા જ ખરૂ જોતા પરાવર્તન કૃતિનો સમાવેશ થઈ જાય છે હવે જ્યારે પ્રાણી અનેક કણુનો સમૂહ થઈ એકત્ર થાય છે ત્યારે જુદા જુદા કણો પોતપોતાનુ જુદું જુદુ કામ સ્વીકારી લે છે એમ થવાથી કેટલાક કણો માત્ર ખોરાક જ એકઠો કરે છે, કેટલાક કણો બીજા કણોને પોતાના કામ કરવાના ઘસારાથી ઉપજતા નુકશાનને પુરો પાડવાનું કામ સ્વીકારી લે છે કેટલાક કણો પુનરોત્પત્તિ સપૂર્ણ થઈ શકે એવા કણો જ પેદા કરવાનુ કામ લઈ લે છે આમ કામની વહેચણી થઈ જવાથી બહારના ઉદ્દીપનનો સ્વીકાર કરવાનુ કામ અમુક જ કણો લઈ લે છે જે આપણા મજ્જાતંત્રના આદી ઉપલબ્ધિ કણો ( sense cells ) છે. હવે આ ઉપલબ્ધિ કણો હજી પણ પોતાનુ કામ વિશેષ વિશેષ વહેંચતા જાય છે જેથી પહેલ વહેલા જેવુ એક કણુ ઉપલબ્ધિ પામે છે તેવુ વચ્ચેનો દનાલ મધ્યસ્થ કણુ ( ganglionic cell ) આ પામેલી ઉપલબ્ધિ ત્રીજા કણુને એટલે યાત્રિક કણુ (Moter cell ) ને ઉદ્દીપન કરે છે, જે ગતિ ઉપજાવે છે આ પ્રમાણે ત્રિપુટીમય પરાવર્તન ક્રિયા થાય છે.

હજી પણ વધારે પરિપક્વ અવસ્થામા ચતુ શ્રયી પરાવર્તન ક્રિયા થાય છે જેથી ઉપલબ્ધિ કણુની ઉપલબ્ધિ મધ્યસ્થ કણુમા થઈ એક નવીન કણુ જેનુ કામ ઇચ્છા બતાવવાનું તે કણુ ( Will cell ) મા જાય છે ત્યાથી પરાવર્તન પામી મધ્યસ્થ કણુમા થઈ યાત્રિક કણુને ઉદ્દીપન કરે છે

હવે છેવટની શક્તિ પૂર્વ જ્ઞાનની છાપ રાખવાની છે આવી શક્તિ જો કે છેક એકલા કણુમા તપાસી કાઢવી અતિ મુસ્કેલ છે તો પણ જ્યારે આપણે ઉપર વર્ણવેલા બહુ કણુ પ્રાણિમા ત્રિપુટીમય પરાવર્તન શક્તિ ઉત્પન્ન થાય છે ત્યારે તેના મધ્યસ્થ કણુમા આ શક્તિ રહેલી આપણે કેટલેક અંશે બરાબર તપાસી શકીયે છીયે અને જ્યારે ચતુશ્રયી પરાવર્તન શક્તિ પ્રાણીઓને પ્રાપ્ત થાય છે ત્યારે તો ઇચ્છાકરણનુ આ શક્તિ દર્શાવવાનું એક ખાસ

કામ હોય છે. યાદદાસ્તનો ક્રમ પણ એવો જ છે અને તેને માટે ખાસ કણો મધ્ય અવયવ મગજમાં ઉત્પન્ન થાય છે.

હવે મનુષ્યનું ઉપલબ્ધિ અવયવ એટલે તેની મજ્જાઓનું તંત્ર કેવી રીતનું છે તે તપાસવા આપણને ઘણી સરળતા થશે. આ અવયવનું ઉદ્દીપન ઉપલબ્ધિ કણ દ્વારા થાય છે અને આવા કણો શરીરની સપાટી પર ચારે મેર પ્રસરી રહેલાં છે. આ ઉપલબ્ધિ હવે મધ્યસ્થ ગામી મજ્જાઓમાં થઈ મધ્યસ્થ કણમાં જાય છે અને જો કંઈ ખાસ નવીન પ્રકારની ઉપલબ્ધિ ન હોય તો તો ત્યાંથી જ તેની પરાવૃત્તિ થાય છે અને સ્નાયુઓ ગતિમાં મૂકાય છે. આવા પ્રકારની ક્રિયા ચાલવા બોલવામાં પગ તથા મ્હોનાં સ્નાયુઓની ગતિમાં થાય છે. વિશેષ પ્રકારની ઉપલબ્ધિ આ મધ્યસ્થ કણોમાં થઈ બરોડના મોટા મજ્જા રજ્જુમાં થઈ ઠેઠ મગજમાં પહોંચે છે અને ત્યાંની ઇચ્છાનુસાર તેની પરાવૃત્તિ થાય છે આ પ્રમાણે ઉપલબ્ધિની મજ્જાઓ, મધ્યનું મગજ, અને યાંત્રિક મજ્જાઓ આપણા મજ્જા તંત્રના મુખ્ય ભાગો છે.

આપણી પરાવર્તન ક્રિયા ચતુઃશ્રયી હોવાથી બે જાતના મજ્જા તંતુઓ અને બે જાતના મજ્જા કણો છે. તેથી બે પ્રકારના તંત્ર થાય છે. એક તો મધ્ય અવયવ મગજનું તંત્ર જે cerebro spinal system ને નામે ઓળખાય તે અને બીજું મધ્યસ્થ કણનું (ganglion) નું તંત્ર જે sympathatic systemને નામે ઓળખાય છે. બીજા તંત્રની પરાવર્તન ક્રિયા ત્રિપુટીમય છે અને પહેલાની ચતુઃશ્રયી છે તે ઉપરના ખુલાસાથી સ્પષ્ટ થશે. પહેલા તંત્રમાં મગજ અને કરોડના મજ્જા તંતુના બનેલા રજ્જુનો સમાવેશ થાય છે અને બીજા તંત્રમાં મધ્યસ્થ કણોની સાંકળ ( ganglionic chain ) અને તે કણોમાંથી નીકળતા અને આવતા તંતુઓ અને આ મધ્યસ્થ સ્થાનને મુખ્ય અવયવના રજ્જુ જોડે જોડનારા તંતુઓનું બનેલું છે.

હવે આ તંત્રના કણો, તંતુઓ, રજ્જુ અને મગજ કેવા રૂપના કેવી સ્થિતિના, અને કેવી રીતે રક્ષિત થયેલા વિગેરે છે તેનું વર્ણન કરીયે તો કદાચ વિષય બહુ જ પારિભાષિક થઈ સામાન્ય સમાજને નિરસ થશે એમ સમજી પડતો મુકવામાં આવે છે પણ તેની રચના ગુણો વિગેરે કેવા છે તે જાણવું ઘણું રસીક અને બોધક છે.

બરોડના રજ્જુનું થડ જો કોઈ પણ રીતે આપણે ઉદ્દીપ્ત કરીએ તો બે વાનાં થાય છે. એક તો જેટલા સ્નાયુમાં આ રજ્જુમાંથી તંતુઓ જાય છે તે બધા એકદમ સંકોચાઈ જાય છે અને બીજું કે એકદમ દુખની વેદના ઉપજે છે અને તે વેદના તે જ ઠેકાણે વરતાય છે કે જે ચામડીના તથા સ્નાયુઓના ભાગમાં અહિંથી મજ્જાતંતુઓ જાય છે. એટલે આ રજ્જુને પ્રદીપ્ત કરવાની એટલી જ અસર થાય છે કે જેટલી તેમાંથી નીકળતી શાખા તંતુઓના પ્રદેશને પ્રદિપ્ત કરતાં થાય તેટલી. હવે જો તંતુઓમાંથી એકલા યાંત્રિક તંતુઓને કોઈ પણ રીતે ઉદ્દીપ્ત કરીએ તો માત્ર તેને લગતા સ્નાયુઓ જ સંકોચાય છે પણ કોઈ પણ જાતની વેદનાનો ભાવ થતો નથી. તેવી જ રીતે ઉપલબ્ધિ તંતુઓને ઉદ્દીપ્ત કરીયે તો માત્ર વેદના જ ઉત્પન્ન થાય અને સ્નાયુઓને કંઈ પણ અસર થાય નહિ. આવી રીતે જો બરોડ

રજ્જુને મુળથી કાપી નાખીયે તો મગજ સાથેનો સર્વ સબધ તુટી જઈ ઈચ્છાનુ કઈ પણ રૂપ બાકી રહેલા તત્રને આપી ન શકાય

( આ પ્રસગે મનુષ્યના મગજ અને મજ્જા તતનુ સપૂર્ણ વર્ણન આપવુ યોગ્ય ગણાય અને તે માટે પ્રત્યેક અવયવનો ભાગ શી શી ફરજ બજાવે છે તે સમજવા માટે મજ્જા તત્રના નકશા ઉપરથી પ્રત્યેક અવયવનું સ્થાન અને ફરજની ચર્ચા કરવાનો વિચાર હતો પરતુ લેખ વાચવામા કાળ ક્ષેપને લઈ પડતો મુકવામા આવ્યો હતો અને અહીં પણ સ્થળ સકોચને લઈ હાલ તુરત પડતો મુકીશુ )

હવે આગળ બોલીએ તો ચૈતન્યની પ્રત્યેક દશામા આપણા મગજના પદાર્થમા કઈક રસાયનિક અણુઓનો ફેરફાર થાય છે તેમા કઈ શક જેવુ નથી અને જેમ જેમ આપણો અભ્યાસ આ દિશામા વધતો જશે તેમ તેમ મગજના દરેક દરેક ભાગને આપણે બતાવી આપીશુ કે જ્યાથી મનના સર્વ લક્ષણો ઉદ્ભવે છે પણ ધારો કે મગજના અમુક ભાગને ઉદ્દીપ્ત કરવાથી અમુક ચૈતન્ય ક્રિયા થાય તો પછી અણુઓનુ ઉદ્દીપન અને મનોભાવનાની પ્રદિપ્તતી વચ્ચે ગાઢ સબધ છે એ નિર્વિવાદ થાય

હવે આપણે આટલું તો જોઈ શકીયે છીયે કે જ્યારે મગજની ક્રિયા બ ાબર ચાલે છે ત્યારે મગજમાથી પણ બરોબના રજ્જુની જેમ પરિવર્તન ક્રિયા થાય છે દાખના તરીકે જ્યારે તેજનો ભડકો આખ આગળ થઈ જાય છે ત્યારે જે પરિવર્તન ક્રિયા થાય છે તે આખની મજ્જાએથી પ્રદિપ્ત થઈ મગજમા પરિવર્તન પામી ચહેરાના અને પોપચાના સ્નાયુઓમા ક્રિયા પામી ચહેરો બગડી જાય છે અને આખ મીચાઈ જાય છે દુર્ગંધ છુટે છે ત્યારે પણ નાકની મજ્જા તતુ પ્રદીપ્ત થઈ ઉપર દર્શાવેલા માર્ગે પરિવર્તન પામી ચ્હેરો બગડે છે જ્યારે બહુ મોટો ધડાકો થાય છે ત્યારે પણ આખા શરીરમા આવી રીતે જ કમકમી થાય છે કોઈ એમ કહેશે કે આ તો માત્ર યાત્રિક ક્રિયાઓ છે અને બુદ્ધિ જોડે તેનો સબદ્ધ નથી પણ વિચારો કે આપણે તાણીને વાચીયે છીયે ત્યારે શુ થાય છે? આ વખત સર્વ મનશક્તિ વાચવાના વિષય ઉપર રોકાયેલી હોય છે, જ્યારે બીજા ઘણાએ સ્નાયુઓની ક્રિયા વાચનારની જાણ શી વાય પોતાની મેળે ચાલ્યા જ કરે છે જેમકે ચોપડી હાથમાં બરાબર આખથી અમુક જ અતરે પકડાય છે આખો લીટી ઉપર ફરતી જાય છે. વળી હોઠ જીભ ગળુ બોલવાની ધમ ણુના અને શ્વાસ નળીના સ્નાયુઓ પોતાનુ કાર્ય વારાફરતી બરાબર બજાવતા જાય છે વળી જો તે સમાજમા આ વાચતો હોય તો જે વાચે છે તેને યોગ્ય હાથ પગના ચાળા પણ કરતો જાય છે એટલે બીજા શબ્દોમા જે કાર્યો કરવામા પહેલા બુદ્ધી વાપરવી પડે છે તે કાર્યો અનેક વાર કરવાથી એની મેળે પરિવર્તન થાય છે

ઉપર કરેલા મનુષ્યના મજ્જા તત્રના સપૂર્ણ વિવેચનથી એટલું તો સમજાશે કે જે સઘળી ક્રિયાઓ આપણા જોવામા આવે છે તે પ્રથમ દૃષ્ટિએ ઘણી અટપટી અને સદિગ્ધ હોય છે તો પણ આધુનીક વિજ્ઞાન દૃષ્ટિએ તેનો વિચાર કરતા આ સર્વ ક્રિયાઓમા તથા વિશ્વ

અંદર જેને આપણે સ્વાભાવિક રીતે નિર્જીવ ભૌતિક વિષયો કહીયે છીયે તેમા કંઈ ખાસ એવો વિરોધ નથી કે જેથી કરીને જુદા જુદા મતમતાતરવાળા વિદ્વાનોના તત્વજ્ઞાનમા આવતા જડ અને ચેતન વચ્ચેનો ભેદ માનવાનું કંઈ પણ કારણ રહે.

ઉપર પ્રમાણે જ્યારે ઉપલબ્ધિનો બહુ જ બહોળો વિચાર કરીયે છીયે ત્યારે તે પદાર્થોની જડતા અને ગતિત્વ ગુણોની સાથે ત્રીજો ગુણ થઈ જાય છે એટલે વિશ્વનો પદાર્થ એકમય હોઈ તેની આ ત્રણ જુદી જુદી શક્તિઓ છે તો પછી જેમ પદાર્થનું જડ પ્રમાણ અને ગતિ પ્રમાણ અનન્ત અનાદી છે અને તેમા કોઈ જાતનો ફેરફાર થઈ શકે નહિ તેવી જ રીતે આ ઉપલબ્ધિની અવસ્થા છે જો આપણે આપણી લાગણીઓ અને વિચારોનો વિચાર કરીએ અને આવી મનુષ્ય જાતીની મન શક્તિનો વિચાર કરીએ તો વળી પ્રત્યેક છવન્ત પ્રાણી બલ્કે પ્રત્યેક પદાર્થના અણુમા આવી જ મન શક્તિ રહેલી છે કે જે આપણી આ ઉચ્ચ અવસ્થાનું મૂળ કારણ જ છે આવી રીતે આપણે જડ અને ચેતનનો દ્વૈતભાવ ભુલી જઈ અદ્વૈતનુ ખરૂ સ્વરૂપ જોવા સમર્થ થઇએ છીયે આ અદ્વૈત દર્શન ભારત વર્ષના પ્રાચીન આર્યોએ પોતાના વેદાન્ત નામના તત્વજ્ઞાનથી જોયુ હતુ પરિણામ એક જ છે માત્ર માર્ગ જુદા છે પરતુ તે માર્ગ ઘણો ઉત્તમ અને ઉન્નત છે કે જે પ્રત્યક્ષ પદાર્થ જ્ઞાનથી ઉદ્ભવેલો વૈજ્ઞાનીક માર્ગ છે. આટલાથી જ જો વિશ્વમા પ્રવર્તતી કંઈ અનેક પ્રવૃત્તિઓ નો એકમય અદ્વૈત ખ્યાલ આવી શકતો હોય તો પછી આધ્યાત્મિક તત્વજ્ઞાનમા ચાલી રહેલા અનેક ઝગડાઓનો ચોક્કસ ખુલાસા કરવા કોઈ પણ શાસ્ત્ર સમર્થ હોય તો માત્ર તે વિજ્ઞાન જ છે. વિજ્ઞાનની સ્થીતિ સપૂર્ણ છે એમ માનવુ તો માત્ર અલકાર છે કારણ કે જેમ જેમ હજી આપણો સબધ બહ્ય સૃષ્ટિ સાથે દીવસે દીવસે વધતો જાય છે તેમ તેમ તેનાથી ઉદ્ભવતા અનેક વિષમ પ્રશ્નો ઉપસ્થિત થતા જાય છે અને તેનો સપૂર્ણ ખુલાસો કરવા હાલ તુરત વિજ્ઞાન અસમર્થ જ છે કેટલીક વાર નિરૂપાય છે પણ વિજ્ઞાનનુ એટલુ બળ તો ઉપરથી આપ સર્વેને માલૂમ પડ્યુ જ હશે કે તે શાસ્ત્રથી વિશ્વ રચનાનુ યથાર્થ દર્શન કરી તેનું ગૂઢ રહસ્ય સમજાઈ શકાય છે અને વિશ્વનુ વિરાટ સ્વરૂપ દર્શાવી એક અદ્વૈતનુ ભાન કરાવવાને વિજ્ઞાન એક એ જ સપૂર્ણ શાસ્ત્ર છે

વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ.

---

# બાળસ્વભાવ *

આ ન્હાનું, પણ અન્તર્ગત વિષયની કીમતને લીધે તેમ જ હેમાની ચર્ચાના ગુણોને લીધે મ્હોટું, પુસ્તક સર્વ માબાપ, શિક્ષકવર્ગ, વગેરે જે કોઇનો બાળકને કેળવવાનો ધર્મછે તેઓને અતિશય ઉપયોગી અને અનેક મૂલ્યવાન્ સૂચનાઓથી ભરેલું છે હેમા સાદી પદ્ધતિમા અતિમહત્ત્વના પ્રશ્નો બહુ સરળ રીતે ચર્ચાયાછે. પ્રશ્નો એટલા બધા છે કે દરેક વિશે વિચાર બતાવવા જતા બહુ કાળ જાય એમ છે આ સ્થળે એ પ્રશ્નોમાથી એક બે વિશે ટૂંકામા બોલવાનુ ઉચિત ધારુંછુ, કેમકે રા વૈષ્ણવના મતને કાઇક વિશિષ્ટ કરવાની આવશ્યકતા એ પ્રશ્નો માટે મ્હને જણાયછે

મ્હને લાગેછે કે બાળકોની અવલોકનશક્તિ અને કલ્પનાશક્તિ એ બે સ્વભાવ કરતા સ્મરણશક્તિને ખીલવવાના પ્રશ્નને રા વૈષ્ણવે કાઇક વિશેષ પ્રાધાન્ય આપ્યુછે, આ ક્રમમા બાળસ્વભાવના અંશોના પરસ્પર પ્રમાણમા તેમ જ તે કેળવવાથી થતા લાભહાનિની પરીક્ષામા વૈપરીત્ય ઉત્પન્ન થાયછે બાળકોની સ્મરણશક્તિ તીવ્ર હોયછે એ ખરુ પરતુ તે કરતા પણ વિશેષ પ્રબળ હેમની અવલોકનશક્તિ અને કલ્પનાશક્તિ હોયછે સ્મરણશક્તિ તે આ બે પ્રધાનશક્તિયોની ગૃહદાસી તરીકે સુસ્થાને આવશે ત્હેને બદલે એ બે પ્રધાનશક્તિયોને પદભ્રષ્ટ કરી ત્હેને સિહાસને પેલી દાસીને બેસાડવાથી અનિષ્ટ પરિણામ થશે

"ગોખણપટ્ટીનો બચાવ" (પૃ ૨૦–૨૨) એ પ્રકરણમા ગોખણપટ્ટીની હાનિનો માત્ર સહજ જ ઇશારો કરી હેના લાભ–કલ્પિત લાભ–ઉપર અયોગ્ય ભાર દઈને ચર્ચા કરાઈ જણાયછે એક દલીલ રા વૈષ્ણવ હેવી આપેછે કે પાચન થતે વાર લાગે હેવો ખોરાક ખાવો જ નહિં એમ નહિ કહેવાય, તે જ પ્રમાણે જે જ્ઞાન સમજાવાના સમય તે ગ્રહણ જ ના કરવુ એમ નહિં કહેવાય અર્થ સમજ્યા વિના પણ ગોખણ કરાવવાને માટે આ દલીલ બતાવીછે પરન્તુ અહિ ભ્રમ એ થાયછે કે પાચન થતે વાર લાગવી અને જ્ઞાન સમજવાની અશક્તિ એ બેને સરખા ગણ્યાછે પાચન થતે વાર લાગવાની સાથે પાચન કરવાની અશક્તિ જોડાયલી ના હોય તો જ લાભછે રા વૈષ્ણવ એ વાત ભૂલી જાયછે કે દાત આવ્યા પ્હેલા જડ ખોરાક ખવડાવવાથી જે હાનિ શરીરને છે તે પ્રકારની જ હાનિ અર્થ સમજ્યા વિનાના ગોખણથી બાળકના મનને થવાનો ભયછે "તરત પાચન ન થઈ સકે"—એ વચનના બે અર્થ સભવેછે —

(૧) અમુક ખોરાક ખાધા પછી પાચન થવામા જે કાલાવધિ જોઇયે તે, બીજા ખોરાકને જોઇતા કાલાવધિ કરતા, વધારે લાબો હોય,

અને (૨) અમુક ખોરાક પાચન કરવાની યોગ્યતા–શક્તિ–પ્રાપ્ત કરવાને જ હજી વધારે કાળની જરૂર છે, અર્થાત્ વધારે મ્હોટી ઉમર થવાની જરૂર છે

---

* રચનાર રા. ગગાશંકર મણિશંકર વૈષ્ણવ, બી એ પ્રથમ આવૃત્તિ, ઈ સ ૧૯૦૫ - આ ટૂંકું અવલોકન આટલા વિલમ્બથી આવેલુ છતા ઉપયોગી થશે તો બસ છે.

પ્રથમના અર્થને અંગે પાચન કરવાની શક્તિ તો તે પાત્રમા છે જ, માત્ર પાચનક્રિયાનો વ્યાપાર લાબો વખત રોકે એટલુ જ, અને બીજા અર્થને પ્રસંગે તો મૂળમા પાચન કરવાની શક્તિ જ ઉત્પન્ન થઈ નથી, તે છતા પચાવવાનુ કામ આપવુ એમ થાયછે અર્થ સમજ્યા વિના ગોખણુ કરાવવાની વિરુદ્ધ પાચનની ઉપમાવાળુ દૃષ્ટાન્ત આપવામા ઉપરમાનો બીજો જ અર્થ ઉદ્દિષ્ટ છે, તે તજી દઈને પ્રથમના અર્થમા એ વચનનો ઉપયોગ કર્યાથી ગ વૈષ્ણવની દલીલમા તર્કદોષ પ્રવિષ્ટ થયોછે

મ્હારુ કહેવુ એમ નથી કે બાળકને ગોખણુ કરાવવુ જ નહિ પરતુ સ્મરણશક્તિ ખીલવવા માટે શુષ્ક સામગ્રીને બદલે રસિક સામગ્રીનો ઉપયોગ કર્યાથી બાળકના મનને ઘસારો પ્હોચ્યા વિના ગોખણના લાભ પ્રાપ્ત થાયછે મ્હારી સમજણ પ્રમાણે ગોખણના વિષયોનો નીચે પ્રમાણે ગુણપ્રમાણમા ક્રમ ગોઠવાય —

(૧) રસિક વસ્તુનુ ગોખણ—અર્થ સમઝાઈને

(૨) રસિક વસ્તુનુ ગોખણ—અર્થ સમઝયા વિના

(૩) શુષ્ક વસ્તુનુ ગોખણ—અર્થ સમઝીને

અને (૪) શુષ્ક વસ્તુનું ગોખણ—અર્થ સમઝયા વિના

આમાથી (૧) વાળા વર્ગમા બાળોચિત કવિતા જેવા વિષય આવશે (૨) વાળા વર્ગમા સસ્કૃત શ્લોક, વેદ વગેરે અજ્ઞાત ભાષાનુ ગોખણ સમાશે (૩) અને (૪) મા તત્ત્વ સમઝીને અને સમઝયા વિના આંકના પાળ વગેરેનુ ગોખણ આવશે

(૧) વાળા વર્ગમા એક ભય એ છે કે કોઈ મૂળ શબ્દ ભૂલી જવાયો તો તે ઠેકાણે અર્થાનુકૂલ બીજો શબ્દ ગોઠવી દેવાનો સભવ રહેછે તે સ્હામે લાભ એ છે કે શબ્દ ભૂલી જવાય તો અર્થજ્ઞાનના સાધનથી જ મૂળ શબ્દ જડવાની કૂચી પોતાના હાથમા રહેછે (૨) વાળા વર્ગમા આ લાભહાનિ ઉલટા ક્રમમા આવશે

આ ક્રમના પ્રકારોમા પણ અર્થ સમઝયા વિનાના ગોખણમા શુષ્ક વિષયથી બાળકના મનને અયોગ્ય ઘસારો પ્હોચેછે અને રસિક વિષયથી તેમ થતું નથી એ અનુભવસિદ્ધછે રસિક વિષય બાલસ્વભાવના મૂળ અશ—કલ્પનાશક્તિ તથા અવલોકનશક્તિ—નો સ્પર્શ કરવાથી સ્મરણવ્યાપારના રથચક્રને એક પ્રકારની સરલગતિ આપનાર તેલનું સિંચન કરનાર થઈ પડેછે અને શુષ્ક વિષય તે પથરાથી ખાબચા અનેના વિષમ માર્ગનુ કામ કરેછે. અર્થ સમઝાય નહિ તો પછી રસિક વિષય અને શુષ્ક વિષય બને સરખા જ છે—એમ નથી કેમકે રસિક વિષયના વચનાદિકમા એક પ્રકારનુ વિલક્ષણ લાલિત્ય—પગનું ને બાધાનું—હોયછે જે શુષ્ક વિષયમા નથી હોતુ

"સમઝવાને માટે વિષય શુકવત્ પણ યાદ રાખવો, કારણ કે યાદ રાખ્યા પછી સમઝવું સરળ પડેછે."—આમ રા. વૈષ્ણવ માનેછે. પરંતુ એમ ના કહી સકાય કે યાદ રાખ્યા પછી સમઝવું સરળ પડતું હશે તે કરતાં પણ વિશેષ રીતે સમઝયા પછી યાદ રાખવું સરળ પડેછે ? મ્હને તો આ પાછીથી મૂકેલા તત્ત્વમાં સારસ્ય અને સત્યાંશ વિશેષ જણાયછે. મ્હોટી ઉમર થયા પછી ગોખણુ કરવું કઠણ પડેછે એ દલીલ ગોખણપટ્ટીનો ભાર બાળકના ઉપર લાદવાના લાભમાં બતાવાઈ છે, તે પણ બારીકીથી તપાસતાં બહુ સસાર નથી જણાતી. બાલ્યકાળમાં આ ભાર મૂકયાથી મનને અયોગ્ય ઘસારાનાં અનેક માઠાં પરિણામો ઠેર ઠેર જોઇયે છિયે, તે વાત તો બાજૂ ઉપર રહી. પરંતુ એ ગોખણનો લાભ પણ મ્હોટી ઉમરે ટકી રહેલો જવલે જ જોવામાં આવેછે. સ્મરણશક્તિ ઉપર આ પ્રકારનો શુષ્ક બોજો કરકસરથી મૂકયાથી ગોખણપટ્ટીની ઇષ્ટ ફલસિદ્ધિ થઈ સકેછે. ઉદાહરણ તરીકે, આંકના પાડા વીસા સુધી, અને પાયાં અડધાં, એટલા શીખે, તો મ્હોટી ઉમરે બુદ્ધિનો ઉપયોગ કર્યાથી, બધા પાડા ગોખ્યાથી થાય તેટલી જ ઝડપથી (લગભગ તેટલી જ ઝડપથી,) સવાયાં, દોઢાં, પૂણાં, વગેરેના સાધનથી થતી ગણતરી થઈ સકેછે. આ અનુભવથી કહી સકાયછે. આ રીતના શિક્ષણથી બાલ્યકાળમાં વૃથા ગોખણમાં થતા કાળનો બચાવ થઈ, તે કાળનો કલ્પનાશક્તિ, અવલોકનશક્તિ, વગેરેની કેળવણીમાં વધારે સારો ઉપયોગ થઈ સકશે. આ પ્રકરણ માટે એટલું જ ઉમેરવું બસ છે કે શિક્ષણશાસ્ત્રના હાલ આગળ વધેલા વિચારોના સમયમા, કેળવણી ખાતાના જ, અને તે શિક્ષકો તૈયાર કરનાર સંસ્થાના એક અધિકારી તરફથી ગોખણપટ્ટીનો હાવો અયોગ્ય બચાવ થાય તે જરાક આશ્ચર્યજનક છે.

માનસિક કેળવણીના પ્રશ્નોને અંગે આટલુ કહ્યું. હવે નીતિવિભાગને અંગે એક જ પ્રશ્ન ચર્ચીશું. Discipline અને will-power, નિયમવશતા અને સ્વેચ્છાબળ, એ બે તત્ત્વોનો સંબન્ધ, બાળસ્વભાવમાં એ અંશોનુ સ્થાન, બાળકેળવણીમાં એ અંશોને આપવાની પરસ્પર પ્રધાનગૌણતા—એ અતિ કઠણ વિષયછે. રા. વૈષ્ણવે બહુ યોગ્ય રીતે બતાવ્યુછે કે બાળકના સ્વાભાવિક ચાપલ્યને અને કુતૂહલને નિયમબન્ધનના ખોટા આદરથી દાબી દેવામાં હાનિ છે. પરંતુ કુતૂહલ અને ચાપલ્યને યોગ્ય મર્યાદામાં જ ઉત્તેજન આપવું. અને હેને ઉત્તેજન આપવાના મતની પૂજામાં બીજે છેડે જવામાં બીજા જ પ્રકારનું ભય છે તે પણ યાદ રાખવું, એ વિશેની આવશ્યકતા ઉપર રા. વૈષ્ણવે જોઇયે તેટલો ભાર મૂકયો જણાતો નથી. યોગ્ય ઉત્તરથી યોગ્ય પ્રણાલીમાં કુતૂહલને દોરીને બાળકને જ્ઞાન આપવુ એ ખરુ છે. પરંતુ અનેકવાર કુતૂહલનો ભાવ મટી વાદપર શંકાના પ્રશ્નોની ટેવ પણ બાળકને પડી જાયછે; અને વૃથાવાદમાં સ્વભાવ પ્રવેશ કરીને ક્રમે ક્રમે વડીલો તરફની શ્રદ્ધાનો લોપ થાયછે. હાલના જમાનામાં યુવકોમાં આ અશ્રદ્ધા પ્રબળ થઈ discipline–નિયમ બન્ધન–નો ધ્વંસ થયેલો કોણ નથી જાણતું ?

એ જ રીતે, પરંતુ બીજા સ્વભાવમાર્ગથી ચાપલ્યના અનિયન્ત્રણનું પરિણામ પણ discipline નિયમવશતા—ના ભંગમાં આવેછે. પુખ્ત વયે પ્હોચીને સિપાઈને સરદારની આજ્ઞાને તાબે રહેવુંછે, અધિકારમાં તાબેદારે ઉપરીની આજ્ઞાને વગર તકરારે પાળવાનીછે—વગેરે નિયમવશતાની જરૂરછે; વાદવિવાદ છોડીને આજ્ઞા અનુસરવી એ ધર્મ પણ એક પક્ષે સંપાદન કરવા

યોગ્યછે. એ ગુણ પ્રાપ્ત બરાબર રીતે થવા માટે બાળપણમાંથી જ disciplineની કેળવણી પણ આવશ્યકછે. એ discipline—નિયમવશતા—અને સ્વાભાવિક ચાપલ્યાદિકથી સાધ્ય સ્વાભાવિક વિકાસ, એ બે વચ્ચે ડહાપણ સાથે યોગ્ય સમતોલ રાખતાં વડીલોને, શિક્ષકોને, બાળકને કેળવનાર સર્વને, આવડવું જોઇયે તે પણ ભૂલવાનું નથી.

આટલી સૂચનાઓ કરી ફરીથી કહેતાં આનન્દ ઊપજે છે કે રા. વૈષ્ણવનુ આ પુસ્તક અપૂર્વ અને અતિ ઉપયોગીછે, અને તે પ્રત્યેક ગૃહમાં તેમ જ શાળામાં સંગ્રહ કરી ધ્યાનપૂર્વક પ્રયોગમાં લાવવા માટે ઉપયોગ કરવા લાયક છે; કેમકે ગૃહ તે શાળાછે, અને શાળા તે ગૃહ છે—એમ સમઝાશે અને એમ વસ્તુસ્થિતિ થશે ત્ય્હારે જ પ્રજાનો ખરો ઉદ્ધાર થશે.

વાદરા,
તા. ૨૯-૧૨-૦૮

નરસિંહરાવ ભોળાનાથ.

# ' ઉદ્દેશ્ય ' અને ' વિધેય. '

## ( ચર્ચાપત્ર. )

ઉદ્દેશ્ય અને વિધેય સબંધમાં ગ. ગ. નરસિંહરાવના પ્રથમ લેખનું મુખ્ય પ્રયોજન એ દર્શાવવાનું જણાય છે કે (૧) ગુજરાતીમાં એ શબ્દોના પ્રયોગની પ્રથમ સૂચના તેઓએ કરી હતી.

પછી ' એક બે પ્રાસંગિક વાતો વિશે બે બોલ ' કહ્યા છે, તે ' વાતો ' એ જણાય છે કે (૨) શાલાપત્રના લેખમાં આપેલો ઉદ્દેશ્યનો અર્થ સરલ નથી અને ' અત્યાર સુધી ના જાણેલો ' છે; (૩) " ઉદ્દેશ્યનો સરલ અર્થ;" (૪) વાક્યમા પ્રાધાન્ય કર્તાને કે ક્રિયાને—એ પ્રશ્નને વિશે બે પક્ષ છે, (૫) અને અધ્યાહાર પૂર્વોક્તનો જ થાય છે.

એ વિષયોમાં શબ્દાર્થની ' ખેંચતાણુ ' તથા તેથી ' બકરી કાઢતાં પેઠું ઉંટ ' એવી વિષમ જાતિની સ્થિતિ થઈ ગઈ જણાય છે.

ઉપક્રમમાં પોતે Analysis સારૂ ' વાક્યપૃથક્કરણ ' શબ્દ પ્રયોજ્યો છે, અને ઉપસંહારમા તે જ ઇંગ્લિશ શબ્દ સારૂ ' વાક્યરચના ' શબ્દ પ્રયોજ્યો છે, એ વિરુદ્ધ છે. વાક્યરચના એ Synthesis નો અર્થ છે.

(૧) ગ. રા. નરસિંહરાવે ' ઉદ્દેશ્ય અને વિધેય ' એ સંસ્કૃત સંજ્ઞાઓ પ્રતિ ગુજરાતી વાચકાદિઓનું પ્રથમ લક્ષ ખેંચ્યુ, અને તે વાત કાંઈ કારણથી વિસ્મૃતિગોચર ન થાય તે સારૂ પ્રસંગોપાત્ત પ્રકારાન્તરે લક્ષ ખેંચ્યુ, એમા તો ' ગુર્જર સાહિત્યના ઇતિહાસની સેવા ' વિના અન્ય હેતુ નહિ હોય, પરંતુ " જાણે કે અજાણ્યે " આદિથી આરંભાતો જે વિકલ્પાત્મક લેખ છે, તેમાં આત્મશ્લાઘાદિ ભાવોના કંઈક ઝીણા ' નાગધ્વનિ ' નુ વહન થાય છે એમ કેટલાએક માને છે.

(૨) શાલાપત્રના લેખનો ' ઉદ્દેશ્ય ' શબ્દનો ફલિતાર્થ ' જે 'ને વિશે કાંઈ કહેવું હોય તે ' એમ રા. નરસિંહરાવે અવતાર્યો છે, અને તે જ શબ્દો ' સુદર્શન ' મા પોતાની સૂચનામાં છે કે,—' અર્થાત્ જે 'ને વિશે કાંઈ પણ..., કહેવાનુ છે, તે ' ઉદ્દેશ્ય '

એમ છે તો શાલાપત્રના અર્થમાં ' અત્યાર સુધી ના જાણેલા '–પણાને અથવા અસરલતાને ક્યાં અવકાશ મળ્યો તે સમજાતું નથી.

જો શાલાપત્રના ' વિચારવા યોગ્ય ' એ શબ્દોને અનુલક્ષી એ ઉક્તિ થઈ હોય તો એ સંબંધમાં ટેલર કૃત ગુજરાતી ભાષાના વ્યાકરણમાથી નીચેનુ અવતરણ પ્રકાશક થશે.

" મનમા, વિષય વિશે, અને ક્રિયા વિશે વિચારો હોય છે. કોઈ વિષય વિશેના વિચારમા, અને કોઈ ક્રિયા વિષેના વિચારમાં જે સંબંધ હોય, તેને શબ્દની ગોઠવણીએ કરીને જાણિયે છિયે. " ઇત્યાદિ.

(૩) અને ગ. નરસિંહરાવ પોતે જે 'સરલ અર્થ' બતાવે છે, તે કેટલાએક અંશોમા ચિંત્ય છે

એ સરલ અર્થમા ઉદ્દેશનો અર્થ નિર્દેશ, અને ઉદ્દેશ્યનો અર્થ લક્ષ્ય—એમ આવે છે. પરંતુ તે યથાર્થ જણાતુ નથી કારણ, એક જ ક્રિયાપદના ઉપસર્ગ ભેદથી ભિન્ન અર્થો થાય છે, અને ભિન્ન ક્રિયાપદો તથા નામો સ્વાર્થમા એકાર્થક હોય તો પણ બહુધા તે ઉપરથી થતા નામોના વિશિષ્ટ અર્થ થઈ જાય છે. પર્યાય શબ્દો તેથી રૂઢ-અર્થમા લેવાય છે, ને નહિ કે યૌગિક, એ પ્રસિદ્ધ છે અત્ર પોતાના રૂઢાર્થમા 'ઉદ્દેશ' અને 'નિર્દેશ' તથા 'ઉદ્દેશ્ય' અને 'લક્ષ્ય' બહુ ભિન્ન છે જેમ ઉદ્દેશ્યની પ્રતિયોગિ-સંજ્ઞા વિધેય છે તેમ લક્ષ્યની ઉદ્દેશ્ય નહિ પણ લક્ષણ છે

પુન આવી પારિભાષિક સંજ્ઞાઓના નિરૂપણમા અર્થનિર્ણય સારૂ સામાન્યઅર્થદર્શક વા ઇંગ્લિશ કોશનો આશ્રય લેવો પણ સમુચિત નથી

પુન 'જે તરફ લક્ષ છે તે પદાર્થ' એ ઉક્તિ પણ સદિગ્ધ છે કારણ ઉદ્દેશ્યવિધેયભાવ સ્થલે વિધેય જ આકાક્ષાપૂર્તિ કરતુ હોવાથી વિધેય પ્રતિ જ લક્ષ અધિક હોય છે. એમ હોવાથી સાહિત્યશાસ્ત્રમા પણ વિધેયનો અવિમર્ષ એ દોષ ગણાયો છે, ઉદ્દેશ્યનો નહિ

અતે ફલિતાર્થમા 'ક્રિયામા સમાયલા' એમ લખવાથી 'તે ક્રોધી છે' આદિમા જ્યા અસ્તિત્વ-માત્ર-દર્શક ક્રિયાપદ હોય છે ત્યા લક્ષણ અવ્યાપ્ત રહી જાય છે, અને 'વિધાન' એ પદ વિધેયનું રૂપાન્તર હોવાથી સરલતામા વૃદ્ધિ કરતુ નથી

(૪) "વાક્યમા પ્રાધાન્ય કર્તાને કે ક્રિયાને—' ઇત્યાદિથી આરંભાતો ખડ ભ્રાતિમૂલક લાગે છે વાક્યમા પ્રધાન અને ગૌણ કોણ છે તેનો ઉહાપોહ કોઈ સ્થલે નથી કારણ, વાક્યનુ પ્રયોજન અર્થબોધ છે તેમારૂ જે જે શબ્દો અપેક્ષિત છે, તેમા અપેક્ષાધર્મથી કઈ પણ ન્યૂનાધિકભાવ-ગુણપ્રધાનભાવ—નથી વાક્યમા યથાર્થ શાબ્દબોધસારૂ જે જે શબ્દની અપેક્ષા-આકાક્ષા-છે, એ સર્વ તુલ્યબલ છે, પ્રાધાન્ય કોઇને નથી. કર્તા ક્રિયાની વાત દૂર રહી, પણ કોઈ વાક્યમા 'ન' કાર અવ્યય અપેક્ષિત હોય અને તે અનુક્ત હોય તો વિપરીતબોધ જ ફલ થાય

શાસ્ત્રકારોમા જે બે મત છે તે 'વાક્ય' સબધમા નહિ, પણ વાક્યના એક અવયવભૂત ક્રિયાવાચક જે 'આખ્યાત' તેની શક્તિ (વાચકતા) શા-પરત્વે છે એ સંબંધમા છે તત્ર આખ્યાતની શક્તિ 'કર્તા' મા છે એમ વૈયાકરણો (નહિ કે નૈયાયિકો) માને છે. મીમાસકો 'ક્રિયામા' અથવા વ્યાપારમા અને નૈયાયિકો 'કૃતિમા' માને છે 'ન્યાયસિદ્ધાન્ત મુક્તાવલિ' મા સ્પષ્ટ ઉક્ત છે કે —

"वैयाकरणैराख्यातस्य कर्तरि शक्तिरुच्यते,...तच्च गौरवान्नयुज्यते, किंतु कृतौ शक्तिर्लाघवात्...."

ગ. નરસિંહરાવે સ્વલેખમા પ્રસ્તુત વૈયાકરણોનુ મત પ્રકાસ્યુ નથી, પરંતુ વાચ્યાર્થમા શાબ્દબોધનો બીજો આકાર સંસ્કૃતમા જે તેમણે ઉદ્ધૃત છે, તે વૈયાકરણોના મતાનુમાર છે, પણ તેવો આકાર થવામા બીજા 'વાક્યમા ક્રિયાના પ્રાધાન્યથી' અન્ય જ છે અત્ર વસ્તુ-સ્થિતિ લક્ષ્ય થવામા દૃષ્ટિનો ભેદ થયો જણાય છે

(૫) અધ્યાહારમા 'પૂર્વોક્તના તત્વને પ્રવેશ' આપવા જતા અને અનુક્તતા તથા નિતાત અનુક્તિમાં ભેદ જોવા જતા ગભીર ભ્રમ થઈ ગયો જણાય છે

અલંકારશાસ્ત્રમા જેમ ઉપમા–અલંકારના પ્રસગમા તેની નિષ્પત્તિ સારૂ ઉપમાન ઉપમેય વાચકશબ્દ અને સાધર્મ્યની અપેક્ષા હોય છે, પરતુ તેમાથી જે અશો અનુક્ત હોય છે, તેનો અધ્યાહાર પૂર્તિસારૂ કરી લેવો પ્રાપ્ત થાય છે, તેમ વાક્યની પરિપૂર્ણતાસારૂ ક્રિયાપદ આદિની અપેક્ષા રહે છે તેમાથી જે જે અનુક્ત હોય, પરંતુ વાક્યત્વની સિદ્ધિ માટે જેની જેની આકાક્ષા ઉપસ્થિત થતી હોય, તે જો વાક્યમા શ્રુત અથવા ઉક્ત ન થયુ હોય તો તે અધ્યાહારનો વિષય થાય છે જેની આકાક્ષા નથી તે સર્વ અનુક્ત જ હોય છે, અને અન-ધ્યાહૃત પણ હોય છે.

આકાક્ષિત પદ ઉક્ત હોય તો તેના અનુસંધાનનો અવકાશ જ હોતો નથી, પરંતુ આકાક્ષિત સતા કોઈ કારણથી વાક્યમા અનુક્ત હોય તો તેનું અનુકર્ષણ કરી પૂર્ણતા કરી લેવી તે અધ્યાહાર છે, પછી તે પદ પૂર્વોક્ત હોય કે ન હોય પદની આકાક્ષા અને અનુક્તિ એ ઉભયનો સમુચ્ચય અધ્યાહારમા બીજ છે તેવુ પદ પૂર્વે ઉક્ત ન હોય તો તેથી અધ્યા-હારની ક્ષતિ થતી નથી. સસ્કૃતમા "किं पश्यसि मुहु र्सीते चने त्वं सर्वतोदिश । पुष्पेभ्यो वापि चान्येभ्यस्तान्दातुमहमुत्सहे ॥" અહીં स्पृहयति એ પદ પૂર્વે અનુક્ત જ છે, છતા તેનો અધ્યાહાર સ્વીકૃત છે

પ્રસ્તુતમા, ન નરસિંહરાવની ઇંગ્લિશદ્વારા સમજાવવાની પદ્ધતિને અનુસ તા, 'આપ્ટેના કોશમા' અધ્યાહારનો ઇંગ્લિશ અર્થ supplying an ellipsis 2.. new supposition આદિ આપ્યા છે તેમા ellipsis કે સંસ્કૃત 'અનુસધાન' એ શબ્દોના અર્થોમા બાગરૂપે 'પૂર્વોક્ત' છે જ નહિ

એથી 'અનુસધાન પૂર્વોક્તનુ જ હોય' અને 'પુર્વોક્તની પુન અનુક્તિ હોય ત્હા અધ્યાહારનો પ્રસગ છે,' એ ગ. નરસિંહરાવના કથનો 'વાજબી નથી"

* * *

ગ ગ. નરસિંહરાવે પોતાના 'બીજા' નબરના ચર્ચાપત્રમા અમુક ગૌણ પ્રશ્નોને કારણ-વિશેષથી 'વધારે ભારે' ગણી "બચાવની દલીલો'થી ચર્ચાપાત્ર કર્યા છે તેથી અનીચ્છા છતા તે સબધમા પણ સામાન્ય નિર્ણય માટે વક્તવ્ય પ્રાપ્ત થાય છે

તે બે વિષયો આ છેઃ—(૧) અવતરણમાં 'જોડણી' ફેરવવી એ ન્યાય્ય છે કે કેમ? (૨) અને અમુક લેખ ઉપર ટીકા કે ચર્ચાપત્ર અન્ય પત્રોમાં મોકલાય કે કેમ?

એ ઉભય સંબંધમાં કદાપિ કોઈ લિખિત નિયમો ન હોય, તો પણ બહુધા એવા પ્રકારોમાં શિષ્ટાચાર અને અન્યત્ર રૂઢિ એ પણ માર્ગદર્શક છે. એ પ્રમાણે જોતાં જણાય છે કે જ્યાં પ્રામાણિક નકલો કરવી પડે છે ત્યાં મૂલગત ભૂલો–પછી તે ભૂલો વ્યાકરણની હોય કે બીજી જાતિની–તથાવત્ જ ઉતારવી પડે છે, તેમ 'અવતરણ' થયું કે તે મૂલવત્ જ હોવું જોઇએ. બદલવામાં હેતુનો પ્રકાર કે સત્યતા કે આભાસ પરીક્ષવાનું પ્રયોજન નથી. નકલનો ન્યાય અવતરણમાં જોડણી સંબંધમાં શાસાર લાગુ ન પડવો જોઇએ એ વિચારવાનું છે.

પોતાને ટેકો અને અનુમોદન આપવા 'અનેકભાષાભિજ્ઞ' રા. નરસિંહરાવ (૧) પિતૃદ્રોહનું અને (૨) બીજું આત્મદ્રોહનુ દૃષ્ટાંત—એક પરલક્ષી અને બીજું આત્મલક્ષી–આપે છે, અને તેમાં 'રસ્તે જતાં' ઇ. ઇ. ધ્રુવના આત્માના શોધ સંબંધમાં લખી તેઓને ક્રિશ્ચિયનમતાનુસાર ઊર્ધ્વગતિ પ્રાપ્ત થયાનુ ધારી લીધુ છે. શાન્ત પાપ.

ગ. નરસિંહરાવ જ જોડણી ફેરવવાની એ ક્રિયાને 'દ્રોહ'નું નામ આપે છે, એટલે વિશેષ કહેવાનુ રહેતું નથી.

આત્મલક્ષી દૃષ્ટાંતમા એક સ્વધર્મ પાલનસારૂ સ્વનિયમ રૂપ અને સ્વધર્મના ભંગરૂપ દોષ સંબંધમાં જે હેતુ પ્રદર્શન કર્યું છે. તે 'વિપરીત' અને આત્માશ્રય–દોષકલિત હોવાથી વસ્તુના નિર્ણયમાં અકિંચિત્કર છે.

બીજા પ્રશ્ન સંબંધમા રા. નરસિંહરાવ ઇતિહાસ બતાવે છે, તેમાં પોતે એક જ પત્રમાં ચર્ચા પ્રતિચર્યાદિ નિવિષ્ટ કરવા હેતુ દર્શાવે છે કે.—" જે પત્રમાં લેખ આવ્યો હોય તે ઉપરની ટીકા તે જ પત્રમાં આવે તો તે પત્રના વાચનાર વર્ગને તે પ્હોંચી સકે એ એક હેતુથી" ઇ. એ હેતુ યોગ્ય છે, અને તે એક જ પત્રમાં ચર્ચા અને ચર્ચાપત્રો પ્રકટ થવા જોઇએ એ નિર્ણયની ઇષ્ટતાપ્રતિપાદક છે. લેખ એકમાં અને તત્સંબંધી ચર્ચાપત્રો ભિન્ન ભિન્ન અન્ય પાંચ સાત પત્રોમાં આવે તો વાચક જિજ્ઞાસુ વા અભ્યાસકને સાત આઠ સ્થલે 'પ્હોંચી સકવું' એ.અને વિચાર વા નિર્ણય અર્થે પૂર્વાપર સંબંધનુ જ્ઞાન પ્રાપ્ત કરવું અત્યંત કઠિન જ થઈ પડે. આ સંબંધી શેષલેખમાં એક સ્થલે નિયમપાલનસંબંધમાં 'બહુધા' શબ્દ વાપરી સ્વરક્ષણ કરી લેવા સાવધાનતા રખાઈ છે, તથાપિ અત્ર 'ઇતિહાસ' સ્મૃતિ કગવવી અયોગ્ય નહિ ગણાય કે 'આમ નવ વર્ષ' પૂર્વે પ્રસ્તુત જ વિષય સંબંધમાં શાલાપત્રના લેખ સંબંધી સૂચનાપત્ર તેમાં ન મોકલાતાં સુદર્શનમાં મોકલાયું હતું.

તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી.

---

# સાૈન્દર્ય અને ત્હેનાં સ્વરૂપો.*

સાૈન્દર્ય (Beauty) શું છે અને ભિન્નભિન્ન સ્વરૂપોમાં ત્હેનો કેવો અનુભવ થાય છે તે આજનો વિષય છે. સાધારણ રીતે સુન્દર વસ્તુને આપણે રૂપાળી અર્થાત્ રૂપવાળી કહીયે છીયે કારણ કે રૂપ (Form) અને સુન્દરતા એ બન્નેનું તત્ત્વ એક જ છે. કોઈ પણ વસ્તુનાં અવયવો અમુક પ્રમાણમાં હોય છે ત્યારે આપણે ત્હેને સુન્દર કહીયે છીયે અને જ્યારે ત્હેમાં પ્રમાણ ભંગ થાય છે ત્યારે ત્હેને વિરૂપ (ugly) કહીયે છીયે. પરન્તુ સુન્દરતાનો વિશિષ્ટ ગુણ એ છે કે ત્હેના પ્રમાણ માટે આપણે કોઈ પણ નિયમ બાંધી શકીયે નહીં અર્થાત્ અમુક વસ્તુ કયા પ્રમાણમાં હોય તો જ સુન્દર લાગે તેને માટે એવો કોઈ નિયમ નથી કે જે સર્વદા ત્હેને લાગુ પડે. તેટલું જ નહીં પરન્તુ સાૈન્દર્યનો ખરો સ્વભાવ એ છે કે અમુક વસ્તુ આપણને અત્યન્ત સુન્દર લાગે અને સર્વને તેવી જ રીતે લાગશે એમ આશા રાખીયે. છતાં તે વસ્તુ શા માટે આપણને સુન્દર લાગે છે ત્હેનું સંતોષકારક કારણ આપી શકીયે નહીં તેમજ તે વસ્તુ અન્યજનોને તેવી જ સુન્દર લાગવી જોઇયે તે સિદ્ધ પણ કરી શકીયે નહીં. ઉદાહરણ તરીકે કોઈ સારા ચિત્રકારનું ચિત્ર લઇયે. એક જ ચિત્ર કોઇને અતિ સુન્દર લાગશે, કોઇને સાધારણ જણાશે અને કોઇને વિરૂપ નહીં તો સુન્દરતાનો અંશ પણ ત્હેમાં જણાશે નહીં. આ ઉપરથી સહજ પ્રશ્ન ઉઠે છે કે આનું કારણ શું ? કારણ માત્ર એટલું જ આપી શકાય કે સુન્દરતા એ અત્યન્ત આત્મલક્ષી (subjective) મનોભાવના છે. ત્હેની પ્રતીતિ આપણી માનસિક વૃત્તિઓ ઉપર ઘણે અંશે આધાર રાખે છે. ઉન્નત મનવાળા મનુષ્યો વસ્તુઓમાં સુન્દરતાની જે રેખાઓ જુવે છે તે રેખાઓ કોઈ જડ બુદ્ધિને તો અદૃશ્ય અને અગમ્યજ રહે છે. ભિન્ન ભિન્ન મનોવૃત્તિઓથી જોતા એક જ વસ્તુ ભિન્ન ભિન્ન સ્વરૂપોમા જણાય છે. એક જ મુખાકૃતિને ઈર્ષ્યા, દ્વેષાદિ વૃત્તિઓથી જોઇયે તો પ્રત્યાકર્ષક લાગે છે. સ્નેહની વૃત્તિથી જોઇયે તો આકર્ષક લાગે છે અને પ્રેમના મનોભાવથી જોઇયે તો ત્હેની સુન્દરતા અત્યન્ત મનોહર લાગે છે. ઘણા પુરૂષોને સાધારણ અને વળી વિરૂપ વસ્તુઓને માટે પણ કાંઈ ખાસ ભાવ થઈ જાય છે અને તેજ વસ્તુઓ ત્હેમને સુન્દર લાગે છે. કોઇકિ મનુષ્યોને ઝીણી આંખો વાળાં મ્હોં સારાં લાગે છે કોઈકને લાંબાં મ્હો જ ગમે છે, જ્યારે એવા પણ દાખલા વાંચવામાં આવે છે કે એકને શીળીના ચાઠા વાળાં મ્હો જ આકર્ષક જણાતાં અને એકને તો વળી ચીબાં મનુષ્યો જ સુન્દર લાગતાં ! આ ઉપરથી સ્પષ્ટ જણાશે કે સુન્દરતાનુ ભાન પ્રત્યેક મનુષ્યને જુદી જુદી રીતે થાય છે અને ત્હેનું કારણ મનોવૃત્તિઓની ભિન્નતામાં રહેલું છે. સાૈન્દર્યનો અનુભવ અને આપણા હૃદયની વૃત્તિઓનો વિકાસ પરસ્પર નિકટ સબન્ધ ધરાવે છે.

સુન્દરતાનું શું લક્ષણ છે તે આપણે જોયું. હવે ત્હેનાથી ઉત્પન્ન થતા આનન્દ તરફ ફરીયે. પ્રત્યેક સુન્દર વસ્તુ ત્હેના અનુભવ કરનારને થોડો ઘણો આનન્દ આપે છે તે સર્વને જ્ઞાત છે. એક પ્રફુલ્લિત ગુલાબના પુષ્પનું નિરીક્ષણ અપૂર્વ આનન્દ પ્રેરે છે. આવા અસાધારણ આનન્દની ઉત્પત્તિ તે સાૈન્દર્યનો વિશિષ્ટ ધર્મ છે. કોઈ અત્યન્ત સુન્દર વસ્તુને જોતાં જ

* 'ગુજરાત સાહિત્ય સભા'માં વાંચેલો લેખ.

આપણું હૃદય ઉછળે છે અને તે વસ્તુ સાથે એકાગ્ર થઈ તેમાં જ લીન થઈ જાય છે. ક્ષણવાર તો આપણા હૃદયનો અપ્રતિમ આનન્દ અને તે વસ્તુનું સૌન્દર્ય—એ બન્નેની સ્વભેદ અવસ્થામાં પોતાનું ભાન પણ ભૂલી જવાય છે અને આવા અવર્ણનીય અનુભવને કોઈ ભાષામાં ઉચ્ચાર કરવામાં અતિ કઠિનતા લાગે છે. આવા આનન્દનો અનુભવ ચિત્તમાં વિરોધ દૂર કરી શાન્તિ આપે છે અને હૃદયમાં મૃદુતા પ્રેરી હેને દ્રવિત કરે છે. પરન્તુ સુન્દરતાનું ખરૂં લક્ષણ એ છે કે હેનાથી નીપજતો આનન્દ તે સુન્દર વસ્તુના ઉપભોગ માટે નહીં પરન્તુ કેવળ નિસ્વાર્થ વૃત્તિનો હોવો જોઇયે. દાખલા તરીકે કોઈ સુન્દર પુષ્પને જોઈ હેની સુગન્ધ ભોગવવાની ઇચ્છાથી થતા આનન્દ કરતાં હેના સૌન્દર્યના નિરીક્ષણથી નીપજતો નિ.સ્વાર્થ આનન્દ ઉચ્ચતર અને વધારે નિર્મળ છે. કારણ કે ઉપભોગની આશાનો આનન્દ અધમ વૃત્તિઓથી દૂષિત થવાનો સંભવ ઘણો છે. અને તેથી જ સૌન્દર્યના અનુભવમાં નિઃસ્વાર્થઃ આનન્દ લેવો તે નૈતિક નૈપુણ્યનુ શુભ ચિહ્ન છે. આપણા જીવનને શુદ્ધ અને નીતિમય બનાવવામાં સુન્દરતાનો અનુભવ એક સાધનરૂપ છે. આપણા હૃદયનો વિકાસ સદ્વર્તન માટે જરૂરનો છે અને તે સૌન્દર્યની પ્રતીતિ ઉપર આધાર ગખે છે.

આ સક્ષિપ્ત દૃષ્ટાન્ત ઉપરથી જણાશે કે સૌન્દર્યનુ ખરૂં સ્વરૂપ સાધારણ રીતે મનાય છે તે કરતાં તદ્દન જુદા અને ઉચ્ચતર પ્રકારનુ છે. કોઈ વસ્તુ અથવા દેખાવની સુન્દરતાના ભાનનો આનન્દ હેના ઉપભોગના આનન્દની સાથે ઘણી વખત એકમય કરવામાં આવે છે. અને પરિણામે સુન્દર વસ્તુની સાથે નીચ અને મલિન વૃત્તિઓ ઘણી વખત સંયુક્ત થાય છે. આથી એમ સમજવાનુ નથી કે સુન્દર વસ્તુ કેવળ નિરીક્ષણ માટે જ છે અને ઉપભોગ માટે નથી. પરન્તુ સૌન્દર્યના અનુભવમાં વૃત્તિઓને નિયન્ત્રિત રાખવાની આવશ્યકતા છે. અને તેથી જ ખરા સૌન્દર્યનું ભાન અધમ પુરૂષોને નહીં પરન્તુ સાત્વિક વૃત્તિવાળાઓને જ થાય છે.

આપણે જોયું કે સુન્દરતાની પ્રતીતિથી હૃદયમાં અપૂર્વ આનન્દનો ઉદ્ભવ થાય છે. અને તે આનન્દ સૌન્દર્યની ભાવનામાં પ્રધાનરૂપ છે. પરન્તુ સૌન્દર્યથી ઉચ્ચતર એક એવી ભાવના છે કે જેમાં કેવળ આનન્દ નહી પરન્તુ દુ.ખની લાગણી સાથે આનન્દનો અનુભવ થાય છે. આ ભાવનાનુ નામ ભવ્યતા ( sublimity) છે. એક સુન્દર પુષ્પ કે સુન્દર ચિત્ર કે કોઈ સુન્દર કળાનો નમુનો સુન્દરતાની ભાવના હૃદયમાં ઉત્પન્ન કરે છે પરન્તુ સન્ધ્યા સમયે શાન્ત અને મન્દ મન્દ વ્હેતી નદીના તટ ઉપર ઉભા રહી આસપાસના વિવિધ રંગોનાં વૃક્ષોનાં ઝૂમખાંઓ ઉપર પક્ષિઓના સંગીતના સ્વરોથી મૃદુ થયેલા ગંભીર દેખાવના નિરીક્ષણથી સુન્દરતાની નહીં પરન્તુ ભવ્યતાની ભાવના ઉત્પન્ન થાય છે. આ ભાવના અત્યન્ત શુદ્ધ અને પ્રૌઢ છે. અને હેનું ખરૂં લક્ષણ હેની ગંભીરતા છે. કોઈ એક ઉન્નત ગિરિશૃંગ ઉપરથી હેઠળની ભૂમિના વિશાળ વિસ્તારનો દેખાવ સુન્દર નહિં પરન્તુ ભવ્ય લાગે છે. તેમ જ વર્ષાઋતુની રાત્રિએ ચમકતી વીજળીઓ તથા ઘન વાદળાંના ભયંકર ગગડાટની સાથે ધોધ બંધ પડતા વરસાદનો દેખાવ અત્યંત ગંભીર ભવ્યતા ઉત્પન્ન કરે છે. આવા દેખાવો તથા બનાવો ભવ્ય લાગવાનુ મુખ્ય કારણ એ છે કે હેમના અનુભવથી કુદ્રતની મહાન્ અને પ્રબળ શક્તિઓ આગળ મનુષ્યને પોતાની નિયન્ત્રિત શક્તિનું ભાન થાય છે. સૃષ્ટિક્રમના અનન્ત પ્રવા-

મન પણ વિરૂપ બને છે. પરન્તુ આ એમાં એટલો ફેર છે કે શરીરની સુન્દરતા જન્મની સાથે આવે છે જ્યારે મનને સુન્દર કે વિરૂપ બનાવવું એનો આધાર પોતાના ઉપર જ રહે છે. મનની સર્વે શક્તિઓ સરખી રીતે ખીલવવી એ ઘણું કઠિન અને ખરૂં જોતાં અશક્ય છે. પરન્તુ જેમ બને તેમ મનનો વિકાસ પ્રફુલ્લિત થાય એમ યત્ન થવો જોઇયે. જેમ શરીરની સુન્દરતાના વિકાસ તથા સંરક્ષણ માટે આરોગ્યની જરૂર છે. તેમ મનની સુન્દરતાના વિકાસ માટે જ્ઞાનની જરૂર છે. આ ઉપરથી સહજ જણાશે કે ભાષાજ્ઞાન, ઇતિહાસ, ગણિતશાસ્ત્ર, વિજ્ઞાનશાસ્ત્રો તત્ત્વજ્ઞાન અને ધર્મજ્ઞાન એ સર્વેનો અભ્યાસ મનના પૂર્ણ વિકાસ માટે અગત્યનો છે. અને કેળવણીની જે રીતિથી મનનો આ સર્વે પ્રદેશોમાં થોડો ઘણો વિકાસ થાય તે જ રીતિ ઉત્તમ કહી શકાય. આવી રીતે મનનો વિકાસ તે જ આપણે જોયું તેમ મનની સુન્દરતા છે. પરન્તુ મનની સુન્દરતાનું ખરૂં સ્વરૂપ તો આપણે હજી જોવાનું છે. ઉપર કહ્યું તેમ મનના સૌન્દર્ય માટે જ્ઞાનની જરૂર છે. પરન્તુ જ્યાં સુધી જ્ઞાન પોતાના વર્તનમાં મૂકી શકાયું નથી ત્યાં સુધી તે નિરર્થક છે. જ્ઞાનનો ખરો ઉપયોગ આપણા જીવનને ઉચ્ચ બનાવવાનો છે. અને તેથી જ આત્માની સુન્દરતાનુ ખરૂં સ્વરૂપ તે આપણા જીવનનું સૌન્દર્ય અર્થાત્ નૈતિક સૌન્દર્ય (moral beauty) છે. આ નૈતિક સૌન્દર્યનું લક્ષણ હવે જોઇએ. ઘણી વખત જોવામાં આવે છે કે કોઈ મનુષ્યમાં જ્ઞાન હોય છે પરન્તુ હેને આચરણમાં મુકાતું નથી અથવા તો હેનો દુરૂપયોગ થાય છે. તેમ જ એમ પણ જોવામાં આવે છે કે કોઈ મનુષ્યનુ વર્તન સારૂં હોય અને હૃદય શુદ્ધ હોય પરન્તુ જ્ઞાનનો અભાવ હોય છે. આવી રીતે જ્ઞાન અને સદ્‌વર્તન એ બન્નેનુ ઐક્ય ઘણા થોડામાં જોવામાં આવે છે આ ઐક્ય તે જ

સુન્દરતાનાં જુદાં જુદાં સ્વરૂપો જોયા. હવે આપણે સૌન્દર્યને એક જુદા સ્વરૂપમા જોવાનુ છે. અને તે વિવિધ કળાઓમા કુદરતી સૌન્દર્ય અને ભવ્યતાનુ જે અનુકરણ ( imitation ) કરવામા આવે છે તે છે. કળા બે જાતની હોય છે એક તો જે કુદરતનુ પુરેપુરૂ અનુકરણ કરે હેને સુન્દર કળા ( beautiful art ) કહેવાય છે હેનાથી કળાનો એક ઉચ્ચતર પ્રકાર છે કે જેમા કુદરતનું ફક્ત અનુકરણ નથી હોતું પણ કુદરત તે જ અદૃશ્યમાન્ સૃષ્ટિ કે જે ઇન્દ્રિયગમ્ય નથી પરન્તુ કેવળ મનોગમ્ય છે હેના આવિર્ભાવ ( visible embodiment ) તરીકે ગણવામા આવે છે આ પ્રકાર તે કળાનુ ઉચ્ચતમ સ્વરૂપ છે અને હેને ભવ્ય કળા ( sublime art ) નુ નામ આપી શકાય આવી કળા કોઈક જ ચિત્રકાર હેના ચિત્રોમા મુકી શકે છે અને કોઈક જ કવિ હેની કવિતામા ઉતારી શકે છે કળાનું આવુ ભવ્ય સ્વરૂપ આપણને પ્રકૃતિ અને આત્મા, જડ અને ચૈતન્યના અદ્વૈતનુ ભાનકરાવે છે અને કુદરતની અદ્ભુતતામા અનન્ત, સર્વવ્યાપી, અને સર્વજ્ઞ ઈશ્વિરનુ મનોદર્શન કરાવે છે. કળા વિવિધ જાતની હોય છે પરન્તુ અત્યન્ત ભવ્યતાનું ભાન તો બે જ કળાઓ—ચિત્રકળા અને કવિતા-કરાવી શકે છે. કોઈ ઉત્તમ ચિત્રકાર હેના ચિત્રોમા એવી ભવ્યતા મુકી શકે છે કે જે જોતા જ આપણા હૃદયમા ધાર્મિક ભાવનાઓ ઉત્પન્ન થાય પરન્તુ કવિની કળા તો સર્વે કળાઓમા ઉત્તમ છે. કોઈ ચિત્રની ભવ્યતા તો હજી સ્થૂલ વસ્તુઓથી નિયન્ત્રિત થયેલી હોય છે. જ્યારે કોઈ ઉત્તમ કલ્પના શક્તિવાળા કવિનું ઉચ્ચતમ કાવ્ય આપણા મનના ઉંડામા ઉંડા ભાગો ઉઘાડી હેમા હેના પડઘાઓ પાડે છે અને ખાસ કરીને જ્યારે ઉત્તમ કવિતા અને સંગીતનું સમ્મિલન થાય છે ત્યારે હૃદયભાવનાઓની ભવ્યતામા કાંઈ ન્યૂનતા રહેતી નથી સંગીતમય અને ઉત્તમ કાવ્ય આપણી બુદ્ધિ હૃદય એ બન્નેનુ ઐક્ય કરી શબ્દોમા ઉચ્ચાર ન કરી શકાય એવી ભવ્ય સ્થિતિનુ ભાન કરાવે છે

સૌન્દર્યના વિવિધ સ્વરૂપો હવે આપણે જોયા છે એ ઉપરથી આપ સર્વેને સહજ ખ્યાલ આવશે સૌન્દર્યનુ ખરૂ લક્ષણ આપણે સાધારણ રીતે તે શબ્દ વાપરીયે છીયે હેના કરતા ઘણુ ઉચ્ચ છે. શરીરની સુન્દરતા તો માત્ર હેનુ એક જ સ્વરૂપ છે મનની સુન્દરતા કે જ્હેનું ઉત્તમ સ્વરૂપ નૈતિક સૌન્દર્ય છે તે હેના કરતા વધારે શુદ્ધ છે અને નીતિમય જીવનની ભવ્યતા તે સૌન્દર્યનુ અદ્ભુત સ્વરૂપ છે. અને આવી ભવ્યતા આપણા જીવનનો અંતિમ ઉદ્દેશ રાખી આપણી પોતાની તથા જનસમાજની નૈતિક ઉન્નતિ કરવાની આપ સર્વને યાચના કરી આ સંક્ષિપ્ત લેખની સમાપ્તિ કરૂ છું

**હરસિદ્ધભાઈ વ. દીવેટીઆ.**

---

# ચૌદ દિવસનો ધાર્મિક પ્રવાસ

( અનુસંધાન પૃષ્ટ ૫૨૮ થી )

ત્યા ગાડી બદલી ઉદેપુર જવાનુ હતું હાલ વિચાર કરતા અસંભવિત લાગે છે પણ તે વખતે સંભવિત કરવુ જ પડ્યુ હતુ, અને તે એક ગાડીમાથી ઉતરી કકડતી ટાઢમા પૂલ ઓળંગી બીજા પ્લેટફોર્મપર જઈ ઉદેપુરની ગાડીમા બેસવાનુ હતુ જેમ તેમ કરીને બેઠા પણ ચિતોડ સ્ટેશનપરની અડધા કલાકની સ્થિતિ તો હજી પણ સાભરે છે ગાડીમા બેઠા ને ગાડી ચાલી સૂર્યનો ઉદય થયો, તડકો પડયો, જોયો પણ લાગ્યો નહિ હાથ પગ તડકામા ઘણાએ રાખ્યા પણ એ તડકામા ને ગતના દીવાના અજવાળામા એ હાથ પગ કાપ્યા સમાન હતુ મોજા પેહેરેલા તે પણ ન પેહેર્યા જેવા જ લાગતા સવારના સાતથી ઉદેપુર બપોરના બાર વાગે આવશે તે વખત કેમ જશે ? સારૂ થયુ કે અમારા એક વૃદ્ધ ડોશીમાએ પોતાની ખરી ઊર્મિઓ તે વખતે પ્રગટાવવા માડી એમણે મીરાબાઇનુ વર્ણન કરવાનુ શરૂ કયુ ઉદેપુર ને એ બધો પ્રદેશ મીરાને યાદ કરાવે એ સ્વાભાવિક જ હતું એ ગાયન એક ધાર્મિક અને શ્રદ્ધાળુ તેમ જ વયોવૃદ્ધ બાઇના કંઠમાંથી નીકળતુ હોવાથી એની અસર કાંઈ ઓર જ થઈ યુવકવર્ગ મીરાબાઇના બધા ચરિત્ર વિષે સહજ શંકાશીલ થતો ત્યારે સંપૂર્ણ શ્રદ્ધા જ તેનો ઉત્તર મળતો આથી જો કે સંતોષ તો થતો નહિ, અને નૈયાયિક બુદ્ધિએ તો ન જ થાય તો પણ એ બાઇની ભક્તિને વિષે સર્વને આશ્ચર્ય અને ઉચ્ચ પ્રેમ થયા વગર રહ્યા નહિ મીરાબાઈ જેવી સાધ્વી બાઇની ભક્તિ અને સાધુતાનુ કેટલુ ખરૂ છે તે સત્ય હો કે અસત્ય હો તો પણ તેના નામ સાથે જોડાયલી અકબર બાદશાહની મુલાકાત અને તુલા ગોસાઇની વાતોની લોકવાયકાઓ એટલુ તો સિદ્ધ કરે જ છે કે મીરા તે એક અદ્ભુત ગુણોવાળી આર્યસાધ્વી હોવી જોઇએ આમ વાતમા ને વાતમા ઉદેપુર આવવાની તૈયારી થઈ દેબારી સ્ટેશન આવ્યુ ત્યા જમીન ઉંચી નીચી અને ટેકરીઓવાળી જોવામા આવી. ગાડી એક જૂના કોટના દરવાજામા થઇને આગળ જાય છે અમે ઉદેપુર પહોચ્યા એક ઓળખાણવાળા સદ્‌ગૃહસ્થ સાથે ગામમા ગયા ગામ સ્ટેશનથી ઘણુ જ દૂર છે ચારેક માઇલ હશે બપોરનો એક વાગ્યો હતો તો પણ શેહેરમા ગયા પછી ચાહ પી કરીને તાજા થયા છતા તાઢને લીધે જોઇએ તેવી જાગૃતિ ન આવી જમવાની વખત થઈ નહાવાનુ તો બીલકુલ મન થાય તેમ નહોતું તો પણ નહાયા વગર ચાલે તેમ નહોતું નહાયા જમ્યા, ઉઠયા બેઠા સૂતા. બધુ નિત્ય નિયમ પ્રમાણે કર્યું તો ખરૂ ને ગરમ સૂતા પણ ઉંઘ કેમ આવે ? ઉદેપુરની તાઢ તો બધી તાઢથી ચઢી ગઈ

સવાર થાય એટલે એકદમ નાથદ્વાર તરફ રસ્તો કાપવો એવો નિશ્ચય કર્યો હતો પણ હવે માનવુ પડે છે કે સારે નસીબે સવારે એક ત્યાના માણસે ઉદેપુર જોવા ખાસ વિનતિ કરી તેને શરણે થઈ અમે તે દહાડે ઉદેપુર જોવા નિશ્ચય કર્યો. આ તારીખ ૧ લી જાન્યુઆરી ૧૯૦૬ નો દહાડો હતો શેહેરની બહાર ફતેહસાગર નામનું મોટુ તળાવ છે, એની બાધણી ઠીક સર્પાકાર છે સામી તરફ ડુંગરીઓ છે તળાવમા પાણી ઘણું જ હોવાથી તે

સુદર લાગે છે અજમેરના આનાસાગર ને અમદાવાદના કાકરીઆ કરતા પણ આ તળાવ મોટુ છે તળાવ પાસે થઇને શેહેલબાગ જવાનો રસ્તો છે તે રસ્તે ઠેકાણે ઠેકાણે હવા ખાવાની બેઠકો સારી બાધેલી છે શેહેલબાગમા ઝાડ, કુડા, વગેરેની રચનાઓ અને રગબેરંગી ફુલોનો દેખાવ તેમની સુગધ સાથે મનનુ હરણ કરી લે છે ખાસ જોવા લાયક ત્યા રાણાનો મેહેલ છે તે મેહેલમા જતા અદર બીજો બાગ બનાવ્યો છે એમા વચમા મોટા ફુવારો છે તેની ચારે બાજુએ કાળા આરસની દેવડીઓ છે, તેની ઉપર ચાર રૂપાની બતક અને ટોચ ઉપર એક બીજી રૂપાની બતક રાખી તેમાંથી પાણી ઉરાડવાની યોજના રાખી છે હોજની આગળ ગયા કે તરત જ રાજાનો સુશોભિત, મનહર મેહેલ આવે છે ડાવરીના તરેહ તરેહના ફૂલોના સાંનિધ્યથી આંખને હમેશ તૃપ્તિ મળે તેવા આ મેહેલના ઉપર સુવર્ણ કળશ છે મેહેલની અદરની દીવાલોપર ઉદેપુરની આસપાસની ટેકરીઓ, તળાવો, જગનો તેમ જ રાણાએ વારના શિકાર કરેલા તે બધાનો આબેહૂબ ચિતાર આપેલો છે એક બીજી દીવાલપર અનેક તરેહના કમળો ચિતરેલા હતા અદરના એક ઓરડાના બારણામા મોગ કાચ છે અને કાચોની ત્યા એવી ગોઠવણ છે કે અદર જનારને ભૂલ ભૂલામણીનો આભાસ થાય છે, તે એટલે સુધી કે અમારામાનુ એક જણ તો ત્યા કાચને બદલે રસ્તો ધારી કાચ સાથે અથડાઈ પણ પડયુ હતુ મેહેલની પાછળ રાણીનો ખાસ જનાનાનો નાનો પણ સુશોભિત બાગ સુંદર જણાતો હતો ટુક વખતમા આ જોઈ અમે જગમદિર ( જગદીશ્વર ) તરફ ગયા મદિર બહુ ઉચે બાધેલુ હતું તેથી પગથીયા ખૂબ ચઢવા પડયા જૂનો આરસ ઠેકાણે ઠેકાણે મદિરમા વાપરેલો હોવાથી અદરના ભાગમા ઠડક વિશેષ લાગી સુરત શેહેરમા જેવી બાલાજીની મૂર્તિ છે તેવી જ જગદીશની મૂર્તિ ત્યા ખૂબીથી ગોઠવવામા આવી હતી તેની સામે પચધાતુના મોટા ગરૂડ હાથ જોડીને બેઠેલા હતા દેહેરાનો ઘુમ્મટ ઘણો જ ઉચો છે અને તેના પર જુદા જુદા નાના નાના પૂતળા મૂકી તેને શોભિતો કરવામા આવ્યો હતો મદિર જોઇને પાસેના પેશુલાતળાવ પર ગયા તળાવની વચમા સજ્જનનિવાસ મેહેલ છે ત્યા દરબારી હોડીઓમા બેસી જોવા જવાની છૂટ છે આ તળાવ, આ મેહેલ અને આની આસપાસની દૂર રહેલી નાની મોટી ટેકરીઓ એ બધુ એકઠુ થઈ એટલો દેખાવ હિદુસ્થાનના બધા જોવા લાયક દેખાવોમા પછાત ન પડે એવો અને ઉત્તમ કહીએ તો એ કદાચ અતિશયોક્તિ ન થાય એવો હતો અહીં ઇશ્વર, પ્રકૃતિ અને મનુષ્ય ત્રણેની રચના એકઠી થઈ હતી કુદરતી દેખાવોને મનુષ્યે વધારે સુશોભિત બનાવ્યા હતા ડુગરીઓની વચમા મોટુ સરોવર બનાવી તેમા ઊંડા પાણીની વચમા રાજાનો મેહેલ, તે કલાની સીમા નહિ તો બીજુ શુ ? સ્વચ્છ નિર્મળ જળ પર એ મેહેલનુ પ્રતિબિમ્બ પણ સરસાઇમા મૂળની જોડે હરીફાઈ કરતુ હતું અહીં શાતિનુ સામ્રાજ્ય ખાસ જોવામા આવતુ હતુ એ ડુગરીઓ નીચેનું પાણી ને ઉપરનું આકાશ, વચમાનો મેહેલ ને દૂરના ઝાડો હોડીમા બેસીને પાણીમા રસ્તો કાપનાર કોઇની પણ સાથે ગુપ્ત પણ સ્હેલથી સમજાય એવી શુદ્ધ વાતો કરતુ માલૂમ પડતું હતું થોડો વખત પણ એવે ઠેકાણે માયાની મોહજાલ અને ખોટા કજીઆ કકાસ આવા ચમત્કારી દેખાવો જોવાથી અને તેથી થતી શાન્ત પણ સબલ અસરથી ભૂલાયા-વગર રહેતા નથી

रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभात
भास्वानुदेष्यति हसिष्यति पङ्कज च ।
इत्येव चिन्तयति कोशगते द्विरेफे
हा हन्त हन्त नलिनीं गज उन्मुमूल ॥

કમળની કળીમા ખીડાયલો ભમરો રાત જશે, સૂર્ય ઉગશે, કમળ ખીલશે એવા વિચાર કરે છે ત્યા તો હન્ત! હન્ત! કમલિનીને એક હાથી આવી ઉખેડી નાખે છે ક્રૂર કાલ અથવા પ્રકૃતિના રાક્ષસી સત્ત્વો રૂપી હાથી આવીને આવી જ રીતે આશા-કમલમા બીડાયલા વિચાર-ભ્રમરને છેદી નાખે છે એક પામ આવા વિચારો આણે તેવા મોટા ખડીએરા અને બીજી પાસ ભીલોની વસ્તી, એવી સ્થિતિમા એક નાની ધર્મશાળામા અમે ઉતારો રાખ્યો ધર્મશાળા ૬ બારી હોવાથી ઘણી જ મરસ હતી. ત્યા ઉતરવાનુ તે એક જ ઠેકાણુ હતુ પણ તે એક એવુ હતું કે બીજાની જરૂર જ ન પડે જળ અને દૂધની કાઇક હરકત પડી ખરી પણ મુશ્કેલીથી બધુ મેળવી શકયા જમ્યા પછી રાતનો વખત જરા વિકટ લાગ્યો સ્થાન ભયકર હતુ કારણ કે વસ્તી ભીલોની જ હતી, બીજા કોઈની નહિ પ્રાત કાળ થતા નાહી કરી દર્શન કરી દશ વાગતા પહેલા નાથદ્વાર જવાનુ હતું તે પ્રમાણે સવારે વ્હેલા ન્હાયા પછી એકલિગી મહાદેવના દર્શન કરવા ગયા આ દેહેરૂ એવી રીતે રચેલુ છે કે એની અદર માણસો છૂપાઈ રહે તોએ તેમને એકદમ શોધી કાઢવા મુશ્કેલ પડે આસપાસ કીલ્લા ને ડુગરીઓથી છૂપાયલુ આ દેહેરૂ મજબૂત મોટા પથ્થરોથી બાધવામા આવ્યુ છે અદર શિવનુ લિગ મોટુ છે તો પણ મુબઈની પાસે આવેલા થાણેશ્વરના જેટલુ મોટુ નથી અહીં એક વિચિત્રતા એ જોવામા આવી કે જેવી રીતે વૈષ્ણવોના મદિરોમા અમુક વખતે જ દર્શણ થાય છે અને શણગારો અપાય છે તેમ અહીં થતુ હતુ આનુ કારણ નિકટમા આવેલા શ્રી નાથજીનુ સામ્રાજ્ય હતુ બાકી શિવપથીઓને વૈષ્ણવ માર્ગ પ્રમાણે શુ કરવા વર્તવુ પડતુ હશે તેનુ બીજુ કાઈ કારણ આપી શકાય તેમ નથી

ત્યાથી પરવારી અમે નાથદ્વાર જવા તૈયાર થયા અહીં કહેવુ જોઇએ કે ભિન્ન રૂચિના માણસો એકઠા થયલા હોવાથી કેટલીક વાર વિનોદરસના પણ ખાસ દાખલા જન્મ પામતા વયોવૃદ્ધ ભાઈ બ્હેનનુ એક જોડુ એવુ હતું કે તેમા ભાઇનો મિજાસ સ્હેજમા ખસી જાય એક ટીખળી યુવકે ત્યા નારદવિદ્યા લગાવી આ બેને એક જ ગાડીમા બેસાડવા યુક્તિ રચી અને તેમા ફત્તેહવત નીકળ્યો એટલે જેમ દહાડા પછી રાત તેમ કારણ પછી કાર્ય તો જોઈ જ લેવુ રસ્તાની જમીન ઉંચી નીચી હોવાથી ગાડીમા આચકા આવે ને તે ભાઈ બ્હેનનું માથુ કૂટાય તો ભાઈ તો કારણ એ જ આપે કે " તને બેસતા જ આવડતું નથી " સકોચીને બેસે તો પણ પચ્યાત. તો આરામથી તો બેસાય જ કેમ ? બૈરાઓ માલોમાલ્ય વાતચિત કરે તો કહેશે કે " નકામી કચ કચ કરો છો " તેમા વળી જરા ભૂખ લાગવાનો સમય થયો એટલે તો પૂછવુ જ શુ ? છેવટે બહાદુર ભાઇએ બ્હેનને રડવા વખત પણ આપ્યો. પેલા ટીખળીને પણ ખેદ થયો અને અડધે રસ્તે વીસામો લીધા પછી એ બે જણને જુદા બેસાડવાની યોજના થઈ તો પણ એ ધમાધમનો અને એ લડાઇનો આનંદ હવે જવાથી

બાકીનો રસ્તો જતા બહુ જ કંટાળો આવ્યો, અને મહા મુશ્. . . તા ૫ છએ નાથદ્વાર અમે પહોચ્યા વૈષ્ણવોનુ મોટામા મોટુ ધામ તે નાથદ્વાર. અહીં શુ હશે તે જોવાનો લાભ લેવા ગયા તો ખન પણ ફરીને જવાની કે જનારને સલાહ આપવાની હિમત હવે પછી કદી નહિ ધરીયે તો પણ અહીં જ પ્રથમ અમારી તાઢ દૂર થઈ. મુબઈવાળા ભાટીઆ લક્ષ્મીદાસની ત્યા બહુ જ સરસ ધર્મશાળા છે અદર રહેવાની ત્યા દરેક જાતની સોઈ છે ત્યાના મદિરમા કાંઈ ખાસ જોવા લાયક લાગ્યુ નહિ. મદિર વિશાળ છે તો પણ દર્શણ કરવા જનારને ત્યા જોઇએ તેવી સગવડ નથી બીજી પશ્ચાત એક એ છે કે મહાનજની રજાથી અપાતી ચિઠ્ઠી શિવાય ગામમાથી બહાર નીકળાય જ નહિ અને ચોધરી પણ ગાડા જોડાવે નહિ તે ચિઠ્ઠી મળતા પેહેલા બનબર "સમાધાની" એટલે કે ભેટ થવી જ જોઇએ શ્રીમંત વૈષ્ણવ શેઠીઆઓને મો માગી ભેટ ધરાવતા પણ ચિઠ્ઠી ધારેલે વખતે નહિ મળતી, તે વિષે તેઓ કટાળતા ગમે તેમ પણ અમે ચિઠ્ઠી તરત મેળવી શક્યા અને અમને વધુ તકલીફ પડી નહિ ત્યાના સસ્કૃત પુસ્તકાલયમા સસ્કૃત પુસ્તકોનો જથ્થો ઠીક છે તા ૬ ઠી જાન્યુઆરીએ એ સ્થાન બે દહાડા રહી મૂક્યુ સાન્જરે માવલી જઈ પહોચ્યા રસ્તામા સડક ઘણી જ ખરાબ હોવાથી શરીરનુ ખડન ઠીક થયુ ચાલવાથી નહિ કટાળનારાઓએ તો ચાલવુ જ વધારે પસદ કર્યુ રાત્રે મોલીમા પડી રહ્યા ત્યા થડી પાછી વિશેષ લાગી, તે એટલે સુધી કે બહાર રહેના પાણીના વાસણમા સવારે બરફના કકડા જોવામા આવ્યા તા ૭ મીએ બપોરે એક વાગે ત્યાથી નીકળી ઉજ્જન જવુ હતુ તે પ્રમાણે બધુ મડળ તૈયાર થઈ સ્ટેશન પર ગયુ. ત્યાથી ચિતોડ ઉતરવાનુ મન પ્રથમ હતુ પણ તાઢથી કંટાળેલા અને ખાસ કરી ચિતોડની સવારની તાઢ હજી યાદ હોવાથી તે ઐતિહાસિક અગત્યતાના સ્થાનમાં જવાનો લાભ જવા દેવો પડયો

( અપૂર્ણ )

અતિસુખશકર કમળાશંકર ત્રિવેદી.

# ધર્મવિચાર

(અનુસંધાન પૃ૪ પેર૦ થી.)

[ વિજ્ઞાનશાસ્ત્રની મર્યાદા. ]

વિજ્ઞાનશાસ્ત્રના જ્ઞાનથી પૃથ્વી, સૂર્યમંડળ, આકાશ, વિદ્યુત્, વાયુ તથા અન્ય તત્ત્વો તથા નૈસર્ગિક શક્તિના નિયમો શોધવામાં આવ્યા છે તથા વરાળ, વીજળી, પાણી એ તત્ત્વોને મનુષ્યના ઉપયોગમાં લેવામાં આવ્યાં છે. એ યુરોપ તથા અમેરીકાના લોકોના જ્ઞાન તથા શોધનું ફળ છે. પણ જ્યાં બુદ્ધિ પહોંચી શકતી નથી ત્યાં પશ્ચિમના લોકો લાચાર થયા છે. ઉદાહરણ તરીકે વૈદક વિદ્યાની શોધો તપાસો. પશ્ચિમના મહાન્ શોધક દાક્તરોએ મનુષ્ય શરીરનું બંધારણ તપાસી વ્યાધિના ઉપાયો શોધી કાઢવા તથા યોજવા બાકી રાખી નથી. સૂક્ષ્મજંતુવિદ્યા( Bacteriology )ની શોધ પણ અજબ છે. શસ્ત્રવિદ્યાના પ્રયોગો શોધી કાઢયા છે તે પણ હેરત કરનારા છે. આટલું છે છતાં આખરની દોરી કોઈના હાથમા નથી ને મોટા મોટા દાક્તરો પણ કેટલીક વખત કંઈ કરી શકતા નથી ને હવે કંઈ ઉપાય નથી એ કબુલ કરે છે. જો એમ નહિં હોય તો રાજા તથા શ્રીમાન્ મૃત્યુ પામે નહિ. પણ મૃત્યુ કોઇને છોડતુ નથી. આખરે આ સ્થૂલ શરીરનો નાશ થવાનો—સ્થૂલ શરીરના નાશ પછી કંઈ સ્થિતિ છે કે નહિં કે મનુષ્ય દેહનો એક જ જન્મ છે એ મહાન્ પ્રશ્ન છે.

[ શ્રદ્ધા ]

ધર્મશાસ્ત્રના તથા તત્વજ્ઞાનના ગ્રન્થો વાચો, તેમાના રહસ્યનું સશોધન કરો, બુદ્ધિબળથી ધર્મના સિદ્ધાન્તો તપાસો તથા અવલોકન કરો પણ એથી બધી શંકાઓનુ નિરાકરણ થવાનુ નહિં. અન્તર્મર્મ સમજાવનાર ગુરૂની પણ જરૂર પડે છે. મહાન્ ગ્રંથો વાચશો તો પણ અંતે બધા ખુલાસા થતા નથી તથા અંતે રહસ્ય બાકી રહી જાય છે એ ધર્મશાસ્ત્ર વાંચનારના અનુભવમાં હશે.

ઉપનિષદ્ વાચો, બ્રહ્મસૂત્ર તથા શાંકરભાષ્ય વાંચો તો પણ અંતે આત્મા તથા પરમાત્માનું જ્ઞાન શી રીતે મળે તેનું સ્પષ્ટીકરણ થતુ નથી. શંકાઓ એમની એમ રહી જાય છે, અથવા નાસ્તિક વિચારો આવે છે. ઘણું અધ્યયન તથા નિદિધ્યાસન કર્યા પછી આખરે કોઈ મત અથવા ધર્મસિદ્ધાન્ત પગ બેસે છે ત્યારે મનને શાંતતા મળે છે, શંકાઓનું સમાધાન થાય છે. ગીતામાં કહ્યુ છે —

तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः ।
कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥
योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ।
श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥

ભાવાર્થ —( તપસ્વી, શાસ્ત્રજ્ઞાની, કર્મ કરનારા કરતા યોગી અધિક છે તેથી અર્જુન તુ યોગી થા, સર્વ યોગીઓમા પણ મારામા જેનુ મન પરોવાએલુ છે એવો શ્રદ્ધાવાળો મને ભજે છે તેને સૌથી ઉત્તમ માનુ છુ ) ગીતામા શ્રદ્ધાને શ્રેષ્ઠ પદ આપેલુ છે તે મત્સ જ છે. કારલાઇલ કહે છે —

" A man lives by believing something, not by debating and arguing about many things "

( મનુષ્ય કંઇમા શ્રદ્ધાભાવ રાખ્યાથી જીવે છે, ઘણા વિષયો બાબત વાદવિવાદ કર્યાથી નહિ ) ગીતામા કહ્યુ છે 'अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति'-( અજ્ઞ, અશ્રદ્ધાવાન તથા સંશયવાળો નાશ પામે છે ) બાઇબલમા પણ શ્રદ્ધાનુ કેટલુ પ્રબળ છે તે વિશે કહ્યુ છે —

"If ye have faith as a grain of mustard seed, ye shall say unto this mountain, remove hence to yonder place, and it shall remove, and nothing shall be impossible unto you "

( જો તમારામા રાઇના બીના કણુ જેટલી શ્રદ્ધા હોય ને તમે આ પર્વતને કહો કે અહીંઆથી પેલી જગ્યાએ ખસ તો તે ખસશે, અને તમને કંઇ પણ અશક્ય થશે નહિ.) આવી આસ્થામા પૂર્ણ વિશ્વાસ હોવાને લીધે વ્યાવહારિક વિષયોમા અમુક દેવ દેવી અથવા મૂર્તિની બાધા રાખવામા આવે છે ટેનીસન કવિ કહે છે —

" And cling to Faith beyond the forms of Faith "

( શ્રદ્ધાના બાહ્ય સ્વરૂપ કરતા શ્રદ્ધાનુ અવલમ્બન કરો) આ શ્રદ્ધા તે અંધ શ્રદ્ધા (blind faith) નહિં પણ વિચારપૂર્વક શ્રદ્ધા ( Reasoned faith ) સમજવી–કારણ કે એમર્સન કહે છે તેમ " The faith that stands on authority is not faith " (પ્રમાણાધીન શ્રદ્ધા તે શ્રદ્ધા નહિ પણ ગુલામગીરી છે ) જ્ઞાનવિના શ્રદ્ધા બેસતી નથી. કદાચ શ્રદ્ધા બેસે તો પણ એવી શ્રદ્ધા નિર્રર્થક છે, કારણ કે કોઈ બીજાના અભિપ્રાયને સત્તા તરીકે માની તેમા શ્રદ્ધા રાખવી એ તો અજ્ઞાન છે.

ડૅાકટર હાર્ટમેન ' Magic, white and black ' ( જાદુ, ઉજળુ તથા મેલુ ) નામના ગ્રંથમા લખે છે —

"Mere belief is a confession of ignorance, true faith is based upon conviction "

( કેવળ આસ્થા અજ્ઞાનની કબુલાત છે, ખરી શ્રદ્ધા ખાત્રીપર આધાર રાખે છે ) ગુરૂ અથવા ધર્માચાર્યને પૂજ્યબુદ્ધિથી માન આપવુ એ ફરજ છે પણ તે જે જ્ઞાન અથવા ઉપદેશ આપે તે સમજવા બુદ્ધિનો ઉપયોગ કરવો જોઇએ. ફક્ત શ્રદ્ધા રાખી ગુરૂ કહે તે માન્ય

કરવું તથા મુગે મોઢે સાંભળ્યા કરવુ ને શકા કાઢવી નહિ અથવા સમજવા પ્રયત્ન કરવો નહિ એ તો અંધશ્રદ્ધા કહેવાય. એથી ખરૂ સત્ય જ્ઞાન કદી મળતુ નથી. જ્યાં લગણ જાતે સત્યજ્ઞાન પ્રાપ્ત કરવા શ્રમ કર્યો નથી ત્યા લગણ અન્ય જ્ઞાન કામનુ નથી. ખરી દૃઢ વિચારપૂર્વક શ્રદ્ધાથી પ્રાપ્ત થએલા જ્ઞાન તથા સ્વાનુભવથી સર્વ શંકાઓનુ સમાધાન થાય છે. ગીતામાં કહ્યુ છે —

श्रद्धावाल्लभते ज्ञान तत्परः सयतेन्द्रियः ।
ज्ञान लब्ध्वा परा शातिमचिरेणाधिगच्छति ॥

( જે ગુરૂએ કરેલા ઉપદેશ ઉપર શ્રદ્ધા રાખે છે, જે ગુરૂ ઉપર નિષ્ઠા રાખે છે, તથા જે જિતેન્દ્રિય છે તે જ્ઞાન મેળવે છે. જ્ઞાન મેળવ્યા પછી થોડા કાળમા જ તે પરમ શાંતિને મોક્ષને પામે છે ) એકલા કર્મકાંડ કર્યાથી અથવા શ્રદ્ધાથી સમાધાન થતું નથી કર્મકાડ કરવાથી આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા શરીર તથા મનની અનુકૂળતા આવે છે. શાસ્ત્રજ્ઞાન મેળવ્યા પછી યોગવડે મન સ્થિર રાખી સમાધિની અવસ્થામા જઈ અનુભવ મળે ત્યારે જ આત્મજ્ઞાન થાય છે

---

[ શ્રેષ્ઠ સિદ્ધાન્ત ] આ સિદ્ધાન્ત સર્વથી શ્રેષ્ઠ છે કે દરેક મનુષ્યે પોતાની બુદ્ધિને અનુકૂળ આવે તે ધર્મ પાળવો અન્ય ધર્મ પાળનારની નિંદા કરવી નહિ. તમારી બુદ્ધિ ઉચ્ચ પ્રકારની હોય ને તમે ધર્મશાસ્ત્રના ઉંડા સિદ્ધાન્તો સમજી શકો તે પરથી અજ્ઞાન પુરૂષ મૂર્તિનુ ધ્યાનથી પૂજન કરતો હોય અથવા મનુષ્યમા ઈશ્વરી અંશ માની ધર્મગુરુની પૂજા કરતો હોય તેની અવજ્ઞા કરવી નહિ. ઉલટી એવા પુરૂષપર દયા લાવવી. તમે ઉંચે ઉડી શકો તેથી જમીન પરથી ઉંચે ચઢી શકે નહિ એવા પ્રાણીનો તિરસ્કાર કરવો નહિ બ્રાઉનિંગ કવિ કહે છે તેમ ફક્ત ઉદ્ગાર કાઢો —

" This low man seeks a little thing to do, Sees it and does it "

( આ નીચો માણુસ અલ્પ કાર્ય કરવા અપેક્ષા રાખે છે, જોય છે ને પુરૂં કરે છે.) વિદ્વાન પુરૂષો પણ પોતાના મતથી વિરુદ્ધ મતવાળા પુરૂષોને ગાળો દે છે તથા ધિક્કારે છે એ શોચનીય છે.

સંયોગને લીધે, ભોળવાઇને અથવા ઐહિક સ્વાર્થ માટે અમુક મત અથવા પન્થમાં દાખલ થયા હો તો તેથી કંઈ પારમાર્થિક વિશેષ લાભ થતો નથી, કારણ સત્ય જાણવાને સત્ય ખાતર સત્ય પ્રતિ લાગણી થવી જોઇએ એવી લાગણી હોય તો મતજ્ઞાન થાય છે. સ્વાર્થ સાધવા અન્ય ધર્મમા દાખલ થાઓ તો ઇસપનીતિની ( From King Stork to King Log ) સારસને બદલે લાકડાના રાજાની વાતના જેવો જ લાભ થાય છે. મતનો ફેરબદલ કરવો યોગ્ય નથી રીતસર વિવાદ કરો, પણ કોઇનું મન દુખાય એટલે લગણ તકરાર

ચલાવવી નહિં. બીજાના વિચાર ખોટા છે એ વાદ કરી સાબિત કરી આપો પણ અન્યના વિચાર મૂર્ખાઈ ભરેલા છે એમ માનવુ તથા કહેવુ નહિ. બુદ્ધિ દરેક મનુષ્યમા છે. તમારી બુદ્ધિ સર્વથી શ્રેષ્ઠ છે એ ધારવુ યોગ્ય નથી. ધીરો ભક્ત કહે છે —

"નવ થવુ મતવાળા મતવાળા,
થશો વહી મતબાના મતબાના "

( મતવાળા થવુ નહિં, મતમા દાખલ થશો તો વહીને મતબાના થશો )

હીંદુસ્થાનના ધર્મોનો કાળક્રમ જોઇએ સૌથી જુનો ધર્મ વેદના મંત્રોપરથી મળી આવે છે વેદના મંત્રોનો સગ્રહ થયો તેને કેટલા વર્ષો થયા હશે તે જાણવુ અશક્ય છે મહાન તત્વો (elements) ની પ્રાર્થના એ અસલ વેદ પહેલાનો ધર્મ હશે વેદધર્મના પ્રથમ કાળનો પ્રધાન ધર્મ બહુદેવ-માનતા (Polytheism) હશે એમ લાગે છે વેદધર્મના પાછલા કાળમા એક ઇશ્વરના અસ્તિત્વની માનતા થઈ ત્યાર પછી કેટલાએ વર્ષ પછી (એટલે ઈ સ પૂ ૧૦ મી સદામા) સહિતા, ઉપનિષદો થયા તેમા આત્મા, પરમાત્મા બ્રહ્મ તથા વેદાન્તનુ પ્રથમ દર્શન થયુ ઉપનિષદ કાળ પછી વેદાન્ત મત દઢ થયો, આખા દેશમા પ્રસર્યો ન્યાય, વૈશેષિક, પાતજલ, સાખ્ય, પૂર્વમીમાસા (કર્મમીમાસા,) ઉત્તરમીમાસા (વેદાન્ત) પૂર્ણ જોસમા પ્રસરી રહ્યા એ જ વખતમા બુદ્ધે બુદ્ધધર્મ સ્થાપ્યો તથા જૈનધર્મ સ્થપાયો આ ધર્મો વેદોક્ત ધર્મથી યજ્ઞ વગેરેમા અનેક જીવોનો વધ થતો હતો તે અટકાવવા સ્થાપિત થયા હતા. બુદ્ધ ધર્મનુ પ્રાબલ્ય વધતુ જતું હતુ તથા બ્રાહ્મણ ધર્મ લોપ પામતો હતો. એ હજાર વર્ષ પૂર્વે શ્રીમત્ શકરાચાર્યે અદ્વૈત મતનુ પ્રતિપાદન કર્યુ ને બ્રાહ્મણ ધર્મ શિથિલ થઈ જતો હતો તેને સતેજ કરી સજીવન કર્યો શકરાચાર્યના કાળ પછી કેટલી સદી સુધી (આઠમી નવમી સદી સુધી) બ્રાહ્મણ ધર્મનુ પ્રબળ ચાલ્યુ

[ હીંદુસ્થાનના ધર્મોનો કાળ ક્રમ ]

મુસલમાન હુમલાઓ મહમદ ગઝનીથી બાબરના કાળ સુધી અવાર નવાર હીંદુસ્થાન પર આવ્યા ને લોકોની દેગન ગતિ થઈ, મૂર્તિઓ તથા દેહેરાઓ ખડિત થયા, લોકોને સ્વધર્મ ભ્રષ્ટ કરવા માડ્યા તેથી ધર્મ શિથિલતા થઈ

ઈ સ ૧૪ મા સૈકામા કબીરપથ, તથા મધ્વ સપ્રદાય (નૃસિંહાવતારની મૂર્તિપૂજા) સ્થપાયા

ઈ સ. ૧૫ તથા ૧૬ મા સૈકામા ગુરુગોવિદ તથા નાનકે શીખ ધર્મની સ્થાપના કરી નિમાનંદી (વામનાવતારમા માન્યતા) રામાનદી (રામાવતારમા માન્યતા,) દેહાશપન્થ (નેમીનાથ નામતમા એક ઇશ્વરમા તથા રામકૃષ્ણના અવતારમા માન્યતા) પણ આજ અરસાના પન્થો છે. આજ વખતમા વલ્લભાચાર્યનો પુષ્ટિમાર્ગનો પથ સ્થાપિત થયો ને ઉત્તરહીંદુસ્થાન, મધ્ય

હીંદુસ્થાન, કાઠીઆવાડ, ગુજરાત તથા દક્ષિણમાં પ્રસર્યો. હાલ પણ આ પન્થ વૈસ્ય લોકોમા અતિ પ્રચલિત છે. આ સંપ્રદાયમાં નવધા ભક્તિનું પ્રાધાન્ય છે તથા કૃષ્ણાવતારમાં માન્યતા છે. સ્વામીનારાયણ પન્થ સવાસો વર્ષ પર સહજાનંદ સ્વામીએ સ્થાપ્યો. એમાં શ્રી કૃષ્ણને અવતાર માને છે તથા સહજાનંદ શ્રી કૃષ્ણનો અવતાર હતા એમ માને છે. એ પન્થનાં શિક્ષાપત્રી, વચનામૃત વગેરે ગ્રન્થોમાં પવિત્ર આચાર વિચાર રાખવા તથા નીતિ પ્રમાણે ચાલવું એ પ્રધાન ઉદ્દેશ છે. આ પન્થ કાઠીઆવાડ તથા ગુજરાતમાં વૈસ્ય તથા શૂદ્ર લોકોમાં પ્રચાર થયેલો છે. કેટલાક બ્રાહ્મણો પણ આ પન્થના અનુયાયી છે. આ શિવાય હાલ પણ હીંદુસ્થાનમાં સ્થળે સ્થળે ઘણા પન્થો પ્રચાર પામેલા છે; જેવા કે તુકારામ, ઉદાસી, સતનામી, પ્રણામી, અવધૂત, લિંગાયત, મલુકપન્થી, રામદાસી, કાપાલિ, દાદુપન્થી, નૃસિંહપન્થ, રામાનુજ, રામાનંદી, ફકિરી, દેવી ( શાક્ય ) વગેરે.

ઓગણીસમી સદીમાં નવીન પદ્ધતિ પર સ્થાપિત થએલા પન્થો તથા મંડળો બ્રહ્મો સમાજ, આર્યસમાજ, પ્રાર્થનાસમાજ, બ્રહ્મવિદ્યા મંડળ ( થીઓસોફીકલ સોસાઇટી ) તથા ફ્રીમેસન મંડળ છે.

પ્રથમના ત્રણે સમાજો એક અનાદિ સર્વ શક્તિમાન નિરાકાર સર્વજ્ઞ ઇશ્વરમાં માને છે ને મૂર્તિપૂજા વિરૂદ્ધ છે. એમના સિદ્ધાન્તો હીંદુ ધર્મથી નવીન નથી. બ્રહ્મોસમાજમાં જ્ઞાતિબંધન પાળતા નથી. આર્યસમાજ વેદને મનુષ્યકૃત માને છે. વટલી ગએલા હિંદુઓને પાછા હીંદુ ધર્મમા લે છે, વૈસ્ય તથા ક્ષત્રિયને યજ્ઞોપવીતનો અધિકાર આપે છે. વેદોક્ત ધર્મ પ્રતિપાદન કરે છે. પ્રાર્થનાસમાજ પન્થ સમાજમા સ્ત્રીપુરૂષોએ એકઠા થઈ ભજન કીર્તન શ્રવણથી ઇશ્વરનુ ધ્યાન કરવુ એ સ્વીકારે છે. ગમે તે ધર્મ અથવા જાતના મનુષ્યો મંડળમાં દાખલ થઈ શકે છે પણ વ્યવહારમા જ્ઞાતિબંધન માન્ય કરે છે. આવી સમાજોના ધાર્મિક મતોમાં નવીનતા નહિં હોવાથી આવી સંસ્થાઓથી દેશ તથા ધર્મને શું ફાયદો છે તે સમજી શકાતું નથી. બ્રહ્મવિદ્યા મંડળનો અમુક ખાસ ધર્મ નથી. દરેક ધર્મના મુખ્ય સિદ્ધાન્તોનુ સત્યપણું સ્વીકારી તેમાના રહસ્ય સમજવા યત્ન કરવો, દરેક મનુષ્યને ફાવે તે ધર્મ પાળવો તથા ભ્રાતભાવ વધારવો એ આ મંડળના મુખ્ય હેતુઓ છે. સભાસદોને સ્વતંત્રપણે સ્વધર્મ પાળવાની છુટ છે. ફ્રીમેસન ગુપ્ત મંડળ છે. ગમે તે ધર્મતથા જાતનો મનુષ્ય દાખલ થઈ શકે છે. સ્વધર્મ પાળવા સ્વતન્ત્રતા છે.

[ ધર્મ સિદ્ધાન્ત તત્ત્વ ]

ઉપર કહેલ–હીંદુસ્થાનના પ્રાચીન તથા અર્વાચીન ધર્મોના સિદ્ધાન્તો તપાસતાં સાર એટલો નીકળે છે કે એક ઇશ્વરના અસ્તિત્વમાં માન્યતા, પરમાત્મા તથા આત્માનુ અનાદિત્વ પ્રતિપાદન, ઇશ્વરના અવતારો ( જેવા કે કૃષ્ણ, રામ, બુદ્ધ ) માં માનવું, ઇશ્વરી શક્તિમાં ( શિવ, વિષ્ણુ, માતા રૂપે ) માન્યતા, દુનિયા મિથ્યા તથા માયારૂપ છે તથા બ્રહ્મ જ સત્ય છે એ વિચારો પ્રધાન છે. મતો તથા પન્થો ઘણા છે પણ મહાન કવિ ટેનીસન કહે છે તેમ —

"And what are forms?
Fair garments, plain or rich, and fitting close
Or flying looselier, warmed but by the heart
Within them, moved but by the living limb,
And cast aside, when old, for newer
A silken cord let down from paradise
When fine philosophies would fail, to draw
The crowd from wallowing in the mire of earth."

ભાવાર્થ —(અને બાહ્યરૂપો શુ છે ? સાદો અથવા કીંમતી, બેસતો આવતો અથવા ઢીલો ઉડતો, અંતઃકરણથી જ માત્ર ઉષ્ણ થયેલો, સજીવ અવયવોથી ચલાયમાન, અને જુનો થયે નવાને માટે કાઢી નાખેલો સુદર પોષાક છે. સૂક્ષ્મ તત્વજ્ઞાન નિષ્ફળ થાય ત્યારે દુનિઆના કાદવમા આળોટતા જનસમૂહને ખેંચી લેવાને સ્વર્ગમાથી નીચે નાખેલી રેશમની રજ્જુ છે.) અનેક ધર્મો તથા પન્થોના ઝીણા મતફેરો છે તેની તપાસ કરવાથી ફળ મળતુ નથી અમુક અવતાર અથવા મૂર્તિને દેવ અથવા ઈશ્વિરી અશ તરીકે માનવુ અથવા અમુક કર્મ ક્રિયા અથવા નીતિ નિયમોને પ્રધાનપણુ આપવુ એ શ્રદ્ધાનુ સ્થાન છે એમા બુદ્ધિને સ્થાન ઘણે ભાગે નથી એવા સૂક્ષ્મ તફાવતની બારીક તપાસ કરવાથી એક જાતના જ્ઞાન શિવાય બીજો લાભ થતો નથી. ગીતામા કહ્યુ છે —

साख्ययोगौ पृथग्बालाः प्रवदन्ति न पंडिताः ।
एकमप्यास्थित' सम्यगुभयोर्विंदते फलम् ॥

(સાખ્ય—કર્મત્યાગ, અને યોગ-કર્મ સ્વીકાર, એ બન્ને જુદા છે એમ બાળકો (મૂર્ખો) કહે છે, પડિતો કહેતા નથી. જે મનુષ્ય બેમાથી એકનો પણ સારી રીતે આશ્રય કરે છે તે બન્નેનુ ફળ પામે છે.)

ઈશ્વર કહો, પરમાત્મા કહો, અદૃષ્ટ કહો, બ્રહ્મ કહો, પ્રકૃતિ કહો, કે પુરૂષ કહો પણ કંઈ અવર્ણનીય અનંત છે ઈશ્વરના અસ્તિત્વનો અધ્યાત્મ રીતે અનુભવ કરાય પણ ઈશ્વરની શાસ્ત્રીય વ્યાખ્યા આપી શકાય નહિં. એમર્સન કહે છે —

[પરમાત્મા, અદૃષ્ટ, બ્રહ્મ]

"We see the world apiece, as the sun, the moon, the animal, the tree, but the whole, of which these are the shining parts, is the Soul"

(સૃષ્ટિને આપણે પૃથક્ પૃથક્ રૂપે જોઈએ છીએ જેવા કે સૂર્ય, ચંદ્ર, પ્રાણી, ઝાડ:

પણ સમગ્ર કે જેના આ બધા ઝળકતા અવયવો છે તે પરમાત્મા છે.) સૃષ્ટિના સ્થૂલ નિયમો શિવાય સૂક્ષ્મ નિયમો પણ છે. બૃહદારણ્યકઉપનિષદમાં કહ્યું છે:—

'एतस्याक्षरस्य प्रशासने गार्गि सूर्याचंद्रमसौ विधृतौ तिष्ठतः"

(હે ગાર્ગિ, સૂર્ય, ચંદ્ર, વગેરે અક્ષર (આત્મા) ની આજ્ઞામાં વર્તે છે) અજ્ઞ લોકો અનેક દેવોને માને છે, મૂર્તિને દેવરૂપ માને છે, નિર્જીવ પદાર્થને દેવ તરીકે માને છે, એ તેમની બુદ્ધિ વિકાસ પામેલી નહિં તથા જ્ઞાન નહિં તેથી–મનુષ્ય અપરિપક્વ હોય ત્યાં લગણ તેની ઇશ્વિર અથવા દેવની કલ્પના પણ અપરિપક્વ રહે છે. જેમ વધારે પૂર્ણતા મેળવે તેમ તેની ઇશ્વિરકલ્પના પણ વધારે પૂર્ણ થાય છે. અજ્ઞ લોકો પણ શ્રદ્ધાથી માને તથા પૂજન કરે તથા નીતિનિયમો પાળે તો તે વિદ્યાવાન, નીતિનિયમોનો ભંગ કરનાર તથા અશ્રદ્ધાવાન વ્યવહારમાં મહાન પદવી ભોગવનારા પુરૂષો કરતાં શ્રેષ્ઠ છે. વિદ્યા હોય પણ આસ્થા નહિં હોય ને શુભ વર્તન નહિં હોય તો તેવા પુરૂષ વ્યવહારમાં માન પામેલા જ્ઞાની તેમને નીચું પદ આપે છે. મેકસમ્યુલર કહે છે "A good conscience is better than all knowledge" (શુદ્ધ અંતઃકરણ સર્વ જ્ઞાન કરતાં સારૂં છે.) ગમે તે નામથી સર્વ મનુષ્યો અવર્ણનીય અદૃષ્ટમાં માને છે. આધુનિક પશ્ચિમના વિદ્વાન્ લોકો ભલે પોતાને agnostic, sceptic, a theist કહેવડાવે. નામમાં કંઈ મહત્તા નથી.

(અપૂર્ણ.)

મનમુખરામ કૃષ્ણમુખરામ મહેતા.



# શ્રુતિસ્વરસિદ્ધાન્ત.

(અનુસન્ધાન પૃષ્ઠ ૪૫૩ થી.)

હવે ૨૨ શ્રુતિયો શી રીતે પ્રાપ્ત થાય છે તે જોઇયે. પાશ્ચાત્ય નાદશાસ્ત્રને ધોરણે major અને minor ગ – ધ – નિ વચ્ચે ૨૫/૨૪ નુ અન્તર આપણે જોયું. તે ૧૨ સ્વરમાં વાપરવાને બદલે પ્રત્યેક સાતે સ્વરમાં ચઢતા તેમ જ ઊતરતા ક્રમમાં પ્રવિષ્ટ કર્યાથી નીચે પ્રમાણે કોમળ, શુદ્ધ, અને તીવ્ર પ્રત્યેક સ્વરના ગણતાં ૭ × ૩ = ૨૧ સ્વરો થાયછે. આ § પાશ્ચાત્ય ૨૧ શ્રુતિયો નીચે પ્રમાણે આવશે —

( સ રિ ગ મ પ ધ નિ માટે C D E F G A B એમ સંજ્ઞાઓ છે.)—

| બારસ્વરમંડળ માં સંખ્યા | સ્વર | પ્રમાણ |
| --- | --- | --- |
| ૧ | શુદ્ધ C | ૧ |
| | શાર્પ C | ૨૫/૨૪ |
| ૨ | ફ્લેટ D | ૨૭/૨૫ |
| ૩ | શુદ્ધ D | ૯/૮ |
| | શાર્પ D | ૭૫/૬૪ |
| ૪ | ફ્લેટ E | ૬/૫ |
| ૫ | શુદ્ધ E | ૫/૪ |
| | શાર્પ E | ૧૨૫/૯૬ |
| | ફ્લેટ F | ૩૨/૨૫ |
| ૬ | શુદ્ધ F | ૪/૩ |
| | શાર્પ F | ૨૫/૧૮ |
| ૭ | ફ્લેટ G | ૩૬/૨૫ |
| ૮ | શુદ્ધ G | ૩/૨ |
| | શાર્પ G | ૨૫/૧૬ |
| ૯ | ફ્લેટ A | ૮/૫ |
| ૧૦ | શુદ્ધ A | ૫/૩ |
| | શાર્પ A | ૧૨૫/૭૨ |
| ૧૧ | ફ્લેટ B | ૯/૫ |
| ૧૨ | શુદ્ધ B | ૧૫/૮ |
| | શાર્પ B | ૧૨૫/૬૪ |
| | ફ્લેટ C | ૪૮/૨૫ |
| | C | ૨ |

§ ૨૮. બર્વેના નિબન્ધના પૃ. ૮૭ માંની ફુટનોટમાં ૩-૧૧-૦૭ ના "ગુજરાતી" પત્રમાંથી ઉતારો આપ્યોછે ત્હેમાં લખ્યુંછે કે —"યુરોપિયન સંગીતવેત્તાઓ વધૂ સ્વરો-શ્રુતિયો-ઉત્પન્ન કરવા મથ્યાછે ને કાનમાં ઠરી સકે ત્હેવા ૨૨ જ યન્ત્રથી સ્વર નીકળ્યાછે ને ત્હેને "વાઇબ્રેશન" પણ આપેલાંછે, તો આ દેશના સંગીતવેત્તાઓનો શ્રમ સફળ થવાની આશા જ નથી. યુરોપી સંગીતવેત્તાઓએ યન્ત્રથી જ ૨૨ શ્રુતિ નક્કી કરીછે. ત્યારે હમારા ઋષિયોએ તો પ્હેલેથી જ પોતાની જ્ઞાનશક્તિથી ઠરાવેલીછે." અહિં યુરોપિયન શાસ્ત્રમાં ૨૨ શ્રુતિ કહીછે તે કેમ તે સમજાતું નથી. ૨૧ શ્રુતિ જ છે તે ઉપરના પ્રદર્શનથી જણાશે. બીજા સપ્તકનો સ ગણીને ૨૨ થાય તેથી વખતે ભૂલ થઈ હશે!

અહિં ૧ થી ૧૨ સુધી અંક છે તે ૧૨ સ્વરો છે. અને કોમળ તે flat, તીવ્ર તે sharp, અને શુદ્ધ તે natural એમ સમઝવાનુંછે. આ સ્થળે એક વાત નોંધી લેવાની છે આ ૨૧ સ્વરો પિયાનો વગેરે કેટલાક વાદ્યોમા અસંખ્ય હોવાને લીધે હેમાંથી ફક્ત §૧૨ સ્વરો જ વ્યવહારમા લેવાયછે પરંતુ આ ૨૧ શ્રુતિમા જે સ્થાનોએ છે તે જ સ્થાને ના લેતા એ સ્વરોમાથી કેટલાકના સ્થાન આધા પાછા ખશેડીને ૧૨ સ્વરોનું સ્કેલ વપરાયછે, આ વિધિને temperament કહેછે ને તેથી નિષ્પન્ન થતા સ્વરમંડળને chromatic scale કહેછે એ temperamentના વળી બે પ્રકાર છે—equal temperament અને unequal temperament Equal temperamentમા C અને c (ટીપના) વચ્ચેના બધા સ્વરો સ્વસ્થાનેથી આઘાપાછા ખશેલા હોયછે, તે હેવી રીતે કે બધા વચ્ચે $\sqrt[૧૨]{૨}$ જેટલુ અંતર આવે આ ખરેખરું ક્રોમેટિક સ્કેલ. અહિં સ્થાનભેદ બધાએ ૧૧ સ્વરોમા વ્હેચી દેવાથી એક રીતે પરસ્પર અન્તરોની દૂરતા જતી રહેછે એ લાભ છે, પણ તે સાથે major triadની સુસ્વરતાનો ભંગ થાયછે આ કારણથી unequal temperamentની બીજી યોજના કલ્પીછે હેમા મુખ્ય સ્વરોના સ્થાન કાયમ રાખી, ૨૧ ના ૧૨ કરવામા આવનારી ભૂન્ય બાકીના સ્વરોમા વ્હેચી દેવાય છે, અને તેટલા જ સ્વરોના સ્થાન બદલાયછે Kirnbergerની એ પ્રકારની યોજના છે હેમા નવ સ્વરો તો સ્વસ્થાને જ રહેલા છે, તે સાત શુદ્ધ સ્વરો, અને minor triadના ગ–ધ—નિ મળી ૧૦ થયા, હેમાથી સ તો ગણવાનો જ નથી (બંને પ્રકારના tempermentમા એ તો સ્વસ્થાને જ છે તેથી), એટલે ૯ સ્વરો સ્વસ્થાને રહેના છે એમ કહ્યુ

એક બીજી ઝીણી વાતનુ નિરીક્ષણ કરવાનુ છે આ સ્કેલમા ઉત્તરોત્તર ચઢતા પ્રમાણુ જ આવવા જોઇયે, અને તે સર્વત્ર આવેછે, માત્ર બે સ્થળે અપવાદની સ્થિતિ છે,—E sharp $\frac{૧૨૫}{૯૬}$ ની પછી F flat $\frac{૩૨}{૨૫}$ આવેછે, છતા પ્હેલાનું પ્રમાણુ બીજા કરતા વધતું આવેછે, તે જ પ્રમાણે B sharp $\frac{૧૨૫}{૬૪}$ અને C flat $\frac{૪૮}{૨૫}$ ને વિશે સ્થિતિ છે આ વિલક્ષણ પ્રકારનું સમાધાન મેળવવુ જોઇયે. તે ના મળે તો ચઢતા ક્રમનુ તત્ત્વ સાચવવા આ બે સ્વરયુગ્મોનો ક્રમ ઉલટાવીને ગોઠવણ કરવી કે કેમ ? એમ કરવા જતા આરોહણનું તત્ત્વ સચવાશે, તો $\frac{૨૫}{૨૪}$ નું પ્રમાણ પાડોશના સ્વરોમાઠે તે ધોરણ તૂટી આ બે પ્રસંગે એકાતરે આવેલા સ્વરોમા $\frac{૨૫}{૨૪}$ નું પ્રમાણ આવશે

હવે આ ૨૧ શ્રુતિનુ મંડળ જોતા જણાશે કે હેમા જો, બીજી શ્રુતિયોને ખશેડયા કર્યા વિના જ, એક શ્રુતિ યોગ્ય સ્થળે ઉમેરાય એમ શક્ય હોય તો પ્રાચીન ૨૨ શ્રુતિયોનું મંડળ, અનાયાસ, તેમજ સુસ્વરતા વગેરે ધોરણોને ક્ષોભ પ્હોચાડયા વિના જ, ઉપસ્થિત

§ સમ સ્વરોની વચ્ચે બબ્બે વિકૃતને બદલે એક જ રાખ્યો, તે પૂર્વગતનો શાર્પ અને પછી આવનારનો ફ્લૅટ એમ રાખ્યુ પરંતુ E અને F વચ્ચે તેમ જ B અને C વચ્ચે અવકાશ અલ્પતમ ($\frac{૧૬}{૧૫}$) હોવાથી એ ઠેકાણેના વચલા બને સ્વરો કાઢી નાખ્યા. આ રીતે ૧૨ સ્વર થયા નહિ તો તો ૧૪ થાય

થાય. આ વાત શક્ય છે એમ હું માનુછું. એક વાત સ્મરણમાં રાખવી જોઇયે કે પ્રાચીન શુદ્ધ ग—नि તે હાલના કોમળ ग—नि છે, અને હાલના શુદ્ધ ग—नि તે પ્રાચીન તીવ્ર ग—नि છે. તો ઉપરના ૨૧ શ્રુતિમંડળમા નજર નાખતા જણાશે કે પ્રાચીન શ્રુતિવ્યવસ્થા એક સ્થળ શિવાય બાકી પૂરેપૂરી હેમા પ્રતિબિમ્બિત થઈછે, આ રીતે—

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | $\frac{૨૫}{૨૪}$ | $\frac{૨૭}{૨૫}$ | $\frac{૯}{૮}$ | $\frac{૭૫}{૬૪}$ | $\frac{૬}{૫}$ | $\frac{૫}{૪}$ | $\frac{૧૨૫}{૯૬}$ |
| स | | | रि | | ग | | |
| $\frac{૩૨}{૨૫}$ | $\frac{૪}{૩}$ | $\frac{૨૫}{૧૮}$ | $\frac{૩૬}{૨૫}$ | $\frac{૩}{૨}$ | $\frac{૨૫}{૧૬}$ | $\frac{૮}{૫}$ | $\frac{૫}{૩}$ |
| | म | | | प | | | ध |
| $\frac{૧૨૫}{૭૨}$ | $\frac{૯}{૫}$ | $\frac{૧૫}{૮}$ | $\frac{૧૨૫}{૬૪}$ | $\frac{૪૮}{૨૫}$ | ૨ | | |
| | नि | | | | सं | | |

અહિં रि ની ત્રણ શ્રુતિ, ग ની બે, म ની ચાર, ध ની ત્રણ, नि ની બે, અને स ની ચાર, એમ આવે છે, માત્ર प ની ચારને બદલે ત્રણ છે. તો म અને प વચ્ચે એક શ્રુતિ હેવી ઉમેરાય કે જે નાદશાસ્ત્રસમ્મત બીજા અલ્પતમ અન્તરમા ગોઠવાય, તો પ્રાચીન ૨૨ શ્રુતિયો સુવ્યવસ્થિત રીતે પ્રાપ્ત થાય. બધી ગણતરી કરીને મ્હને એમ નિર્ણય સ્વીકારવા યોગ્ય લાગેછે કે $\frac{૨૫}{૧૮}$ અને $\frac{૩૬}{૨૫}$ ની વચ્ચે $\frac{૪૫}{૩૨}$ ના પ્રમાણુની શ્રુતિ મૂકવી, એ $\frac{૨૫}{૧૮} \times \frac{૮૧}{૮૦}$ પ્રમાણમા આવશે, અને $\frac{૮૧}{૮૦}$ તે પાછળ કહેલા $\frac{૯}{૮}$ અને $\frac{૧૦}{૯}$ ના અતરોના ભાગાકારથી પ્રાપ્ત થયેલુ અવાન્તર પ્રમાણ comma નામનુ નાદશાસ્ત્રમા સ્વીકારાયલુ જ છે.

આ મ્હેં ઉપજાવેલી યોજનાની આગળ ના બર્વેની કરેલી પ્રાચીન ૨૨ શ્રુતિમંડળની વ્યવસ્થા મૂકી જોઇયે. પ્રાચીન વ્યવસ્થામા ૧૨ સ્વર ઉપરાત ૧૦ શ્રુતિના સ્થાન ક્યાં તે માટે કશો પણ આધાર નથી (માત્ર ૧૨ સ્વરોના સ્થાન જ પરિજ્ઞાતમા બતાવ્યાંછે) એમ રા. બર્વે સ્પષ્ટ રીતે સ્વીકારેછે, અને ૧૦ શ્રુતિયો પોતાના વિચાર પ્રમાણે, रि અને रि અને ध અને ध વચ્ચેના અવકાશ શિવાય બાકીના ૧૦ અવકાશમા વચ્ચે અકેકી શ્રુતિ ગોઠવી દેઈ સ્થાપેછે. મૂળમા ૧૨ સ્વરોના સ્થાનો જ નાદશાસ્ત્રના ધોરણોનો ભંગ કરનારાં સ્વીકાર્યાં છે, અને હેમા વળી આ ૧૦ શ્રુતિયોના સ્થાન પણ કાઇંક કલ્પિત ધોરણે જ સ્થાપ્યાછે, તેથી આખર પરિણામ બહુ કઢંગુ આવ્યુછે,—આ વાતની સ્પષ્ટતા હેમના ૨૨ શ્રુતિમંડળના પ્રમાણો નીચે પ્રમાણે છે તે જોવાથી જણાઈ આવશે—

| ૧૨ સ્વરમંડળમાંની સ્વરસંખ્યા. | સ્વર શ્રુતિયો. | આન્દોલન પ્રમાણ |
|---|---|---|
| ૧ | स | ૧ |
| | પૂર્વ रि | $\frac{૩૬}{૩૫}$ |
| ૨ | रि કોમળ | $\frac{૨૮}{૨૭}$ |

| | | |
|---|---|---|
| ૩ | रि શુદ્ધ | १२/११ |
| | ग કોમલ | ८/७ |
| ४ | ग શુદ્ધ | ६/५ |
| | સાધારણ ग | १६/१३ |
| ५ | ग તીવ્ર (અંતર) | २४/१९ |
| | મૃદુ म | ४८/३७ |
| ६ | म શુદ્ધ | ४/३ |
| | તીવ્ર म | १८/१३ |
| ७ | તીવ્રતર म | ३६/२५ |
| | તીવ્રતમ म (મૃદુ प) | ७२/४९ * |
| ८ | प શુદ્ધ | ३/२ |
| | પૂર્વ ध | ३६/२३ + |
| ९ | ध કોમલ | १८/११ |
| १० | ध શુદ્ધ | १२/७ |
| | કોમલ नि | ७२/४१ |
| ११ | नि શુદ્ધ | ९/५ |
| | કૈશિક नि | २४/१३ |
| १२ | नि તીવ્ર (કાકલી) | ३६/१९ |
| | મૃદુ सं | ७२/३७ |
| | सा | २ |

* ગ. અલેસે પ્રમાણપટમાં ४५/३२ આ સ્વર માટે મૂક્યાછે તે ચૂક છે.

+ ગ. અલેસે પ્રમાણપટ્ટમાં આ સ્વરને २५/१६ કરીને બતાવ્યોછે તે પણ ચૂક છે. ખરા રેશિયામાં તો [illegible] બરોબર છે. પણ હેમણે મૂકેલા ઇચને હિસાબે ३६/२३ જ આવે.

આ પ્રમાણે રા. બર્વેના શ્રુતિસ્વરપ્રમાણદર્શક પટ્ટમાં આ પ્રાચીન શ્રુતિયોને જે ઇચનાં સ્થાન[1] આપ્યાંછે તે ઉપરથી ઊપજાવી કાઢયાંછે. નાદશાસ્ત્રનો નિયમ એક એ છે કે તારના ઉપરનું ખેંચાણ અવિચલ હોય એમ ગણતાં એક સેકંડમાં થતાં આન્દોલનની સંખ્યા તારની લંબાઈના વ્યસ્ત પ્રમાણમાં હોયછે. આ નિયમનો ઉપયોગ કરીને ઇચની સંખ્યા અને તારની ઘોડીથી મેરુ સુધીની લંબાઈ જોડે જે પ્રમાણ તે તે સ્વરને વિશે આવે ત્હેને ઉલટાવવાથી આન્દોલનપ્રમાણ સિદ્ધ કર્યાંછે.

હવે રા. બર્વેની ૨૪ શ્રુતિનું મંડળ આન્દોલનપ્રમાણમાં મૂકીને જોઇયે. એ નીચે પ્રમાણે છે:—

| ૧૨ સ્વરમંડળમાં-ની સ્વરસંખ્યા. | સ્વર શ્રુતિયો. | આન્દોલનપ્રમાણ. |
|---|---|---|
| ૧ | સ | ૧ |
| | પૂર્વ (અતિકોમલ) रि | ૩૬/૩૫ |
| ૨ | કોમલ रि | ૧૬/૧૫ |
| | મૃદુ (કોમલતર) रि | ૧૨/૧૧ |
| ૩ | શુદ્ધ रि | ૯/૮ |
| | પૂર્વ ग | ૧૨૫/૧૦૮ |
| ૪ | કોમલ ग | ૬/૫ |
| | મૃદુ ग | ૨૮૯/૨૩૫ |
| ૫ | શુદ્ધ ग | ૫/૪ |
| | મૃદુ म | ૧૪૪/૧૧૧ |
| ૬ | શુદ્ધ म | ૪/૩ |
| | તીવ્ર म | ૧૮/૧૩ |
| ૭ | તીવ્રતર म (પ્રતિ म.) | ૬૪/૪૫ |
| | તીવ્રતમ म (મૃદુ प) | ૨૮૯/૨૦૪ |
| ૮ | શુદ્ધ प | ૩/૨ |
| | પૂર્વ ध | ૧૨૫/૮૧ |
| ૯ | કોમલ ध | ૭૯/૫૦ |
| | મૃદુ ध | ૫૭૬/૩૫૫ |
| ૧૦ | શુદ્ધ ध | ૫/૩ |

| | | | |
|---|---|---|---|
| | પુર્વ | नि | ૧૩૫/૭૨ |
| ૧૧ | કોમલ | नि | ૯/૫ |
| | મૃદુ | नि | ૫૦/૨૭ |
| ૧૨ | શુદ્ધ | नि | ૩૬/૧૯ |
| | મૃદુ | स ( नि તીવ્ર ) | ૭૭/૪૦ |
| | स॑ શુદ્ધ | | ૨ |

રા. બર્વેના નિબન્ધના પરિશિષ્ટ ૨ કોષ્ટક ૯ માંથી આ પ્રમાણો લીધાંછે. શ્રુતિયોનાં નામ પ્રમાણદર્શક પટ્ટમાંથી લીધાંછે.

આ ૨૪ શ્રુતિયોની કલ્પના રા. બર્વેએ પોતાની તરીકે ઘોષણા કરી બતાવીછે, પરંતુ તે છેક અપૂર્વ નથી. ઇટાલિયન પ્રોફેસર બ્લેસર્નાએ ૨૨ શ્રુતિ માટે હિમાયત કરેલીછે; અને પેનશનર ડેપ્યુટી કલેક્ટર રા. કૃષ્ણાજી બલ્લાળ દેવળે એમ મત બતાવ્યો છે કે પ્રાચીન ભારત-સંગીતમાં પણ ૨૪ શ્રુતિયો હતી. આ શ્રુતિયોનાં પ્રમાણ વખતે જુદાં હશે તે વાત જુદીછે. (અને હેવા સમર્થ વિદ્વાનનાં પ્રમાણો હાવા કઢંગા તો હોય જ નહિં.) પણ ૨૪ શ્રુતિસંખ્યાની કલ્પના માટે અપૂર્વતાનો હક તો સ્વીકારાશે નહિં.

(અપૂર્ણ

નરસિંહરાવ ભોળાનાથ.

# અનુક્રમણિકા.

## વર્ષ ૭ મુ.

### સંવત્ ૧૯૬૪-૧૯૬૫.

ન્હાનાલાલ દલપતરામ કવિનાં

છપાયેલાં પુસ્તકો.

૧ કેટલાંક કાવ્યો.

૨. વસન્તોત્સવ.

૩ કેટલાંક કાવ્યો ભાગ ૨ જો.

દરેકની કીંમત આઠ આના.

થોડા વખતમાં છપાશે

૧. ઇન્દુ કુમાર નાટકનો પહેલો અંક.

૨. શ્રીમદ્ ભગવદ્ ગીતાનું સમશ્લોકી ભાષાન્તર મૂલ સાથે.

મળવાનું ઠેકાણું.

જીવનલાલ અમરશી મહેતા,
ગુજરાત વર્નાક્યુલર સોસાયટી.
અમદાવાદ.

---

## 'ઉદ્દેશ્ય' અને 'વિધેય'.

વસન્તનો વધારો, માર્ગશીર્ષ સં. ૧૯૬૫.

શુદ્ધિપત્ર ( મુદ્રણની ભૂલોનું ).

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૨૭ | publicate | predicate |
| ,, | ફૂટનોટને અંતે | | તા ૧૯-૧૨-૦૮ ઉમેરવી |
| ૩ | ૧૪ | ઉદ્દેશ | ઉદ્દેશ= |
| ૪ | ફૂટનોટ,-ઉદ્દેશ્યથી ૪ થી ૫ ઉત્તર | 'નિધેય' | 'વિધેય' |
| ૬ | ૧ | આર | આવે |
| ૭ | ૨૧ | કર્તા કોણ છે તે | કર્તા કોણ છે ને |
| ૧૧ | ૨૨ | અક્તિનુ | અનુક્તિ |
| ,, | ૨૭ | કેહેવો | કે હેવો |
| ૧૪ | ૨ | પુનસક્તિ | પુનરુક્તિ |
| ૧૭ | ૧૫ | બદ | બદલે |
| ૧૮ | ૪ | આપ | આપ્યા દ્વારના |
| ,, | ૫ | ચચ | ચર્ચા |